# માનસી

## સર્જન અને ચિંતનની ગ્રંથશ્રેણી

વર્ષ-અંક | પૂર્ણસંખ્યા
3-1 | ૯

માર્ચ ૧૯૩૮

પ્રકાશનસ્થાન

આનંદ પ્રેસ : સ્ટેશન રોડ : ભાવનગર

# વિષયદર્શન

વર્ષ ૩ ગ્રંથાંક ૧

## સર્જન અને નિબંધો



## ધ્વનિ



# માનસી

## સર્જન અને ચિંતનની ગ્રંથશ્રેણી

વર્ષ ૩ ——— ગ્રંથ ૧

## સરસ્વતીકંઠાભરણ

[ રસાલંકારના એક સંસ્કૃત ગ્રંથના આ નામનો વિનિયોગ અહીં એવી રીતે કર્યો છે કે, એ મથાળા હેઠળ, સરસ્વતીનું કંઠાભરણ થવાને પાત્ર એકેક શબ્દરત્નહારરૂપ અવતરણ જગતના વાઙ્મયનિધિમાંથી વીણીને મૂકવું. આ રીતે હમણાં સુધીનાં ધ્યાનમંત્ર તથા પત્રકારસૂષ્ટિ-વાળાં પૃષ્ઠોની ગરજ પણ હવેથી આ પહેલાં બે પૃષ્ઠ સારશે; જેમ, અહીં જે અધ્યાત્મચિન્તનના પ્રયોગ ('પુરાણાં નવલાં તો યે' એ લેખમાળામાં) થતા, તેનું પણ કેટલુંક (પણ પ્રયોગદશાનું નહિ, સિદ્ધિરૂપનું) આવશે. ]

### ૧. સૌથી સાચું સખ્ય

૧

द्वा सुपर्णा सयुजा सखाया
समानं वृक्षं परिषस्वजाते ।
तयोरन्यः पिप्पलं स्वाद्वत्य-
नश्नन्नन्योऽभिचाकशीति ॥

સુપંખાળા સનેહ સખા બે
એક જ વૃક્ષે વિટાળ્યા–ઝૂક્યા છે;

તેમાંથી એક પેપડી[૧] મીઠી ખાય,
બીજો ન ખાતો નીરખી રહ્યો છે.

હમેશ એકઠાં રહેનારાં, પરસ્પરનાં મિત્ર એવાં, બે પક્ષી (જીવાત્મા અને પરમાત્મા) એક જ વૃક્ષ ઉપર (વિશ્વમાં) મળીને રહે છે; તેમાંનું એક (જીવાત્મા) રસયુક્ત કર્મફળનો ઉપભોગ લે છે અને ઉપભોગ નહિ લેનાર બીજું (પક્ષી : પરમાત્મા) સ્વયંપ્રકાશ–સ્વતંત્ર રહે છે.

૨

समाने वृक्षे पुरुषो निमग्नो-
ऽनीशया शोचति मुह्यमानः ।
जुष्टं यदा पश्यत्यन्यमीश-
मस्य महिमानमिति वीतशोकः॥

એક જ વૃક્ષે તલ્લીન તે પુરુષ
અનીશતાથી શોચતો મોહ પામી,
પેખે જ્યારે પૂજ્ય એ અન્ય ઈશને,
મહિમા ય એનો, ત્યારે શોક શામે.

તે (વિશ્વરૂપી) વૃક્ષ પર લુબ્ધ થએલ અને પરતંત્રપણાને લીધે મોહ પામનાર (જીવાત્મા) દુઃખ પામે છે. તે જ્યારે ઉપાસના કરતા બીજાને (પરમાત્માને) દેખે છે અને તેનું સામર્થ્ય વિમોકે છે ત્યારે દુઃખમુક્ત થાય છે.

૩

यदा पश्यः पश्यते रुक्मवर्णं
कर्तारमीशं पुरुषं ब्रह्मयोनिम् ।

૧. પીપરનું ફળ.

तदा विद्वान्पुण्यपापे विधूय
निरञ्जनः परमं साम्यमुपैति ॥

જોનાર જ્યારે જુએ સુવર્ણવર્ણીને,
કર્તા અને ઈશ, પુરુષ, બ્રહ્માનું મૂળ;
ત્યારે વિદ્વાન, ધોવાઈ પુણ્યપાપથી,
નિરંજન થઈ પરમ સામ્ય પામે:

જ્યારે આ જોનાર (જીવાત્મા) તેજોમય, સૃષ્ટિકર્તા, સર્વ-સત્તાધારી, બ્રહ્માનું એટલે વેદનું ઉત્પત્તિસ્થાન એવા પુરુષને (પરમાત્માને) જુએ છે, પ્રત્યક્ષ જાણે છે, ત્યારે તે જ્ઞાનવાન થઈ પુણ્ય-પાપનું નિરસન કરી નિર્દોષ થઈ, (પરમાત્મા સાથે) અત્યંત સામ્ય એટલે એકરૂપતા પામે છે.

: મુણ્ડકોપનિષદ્: મુ. ૩, ખં. ૧; શ્લો. ૧-૩૧

---

૧. પદ્યભાષાંતર રા. ન્હાનાલાલ દ. કવિનું અને ગદ્યભાષાંતર ગુજ. વ. સોસાયટીએ પ્રકાશિત, રા. મણિલાલ છ. ભટ્ટનું વાપર્યું છે.

ડૉ. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક

# રંગભૂમિપરિષદ

## અમદાવાદને અભિનંદન

આ પછી રંગભૂમિના પિતા સ્વ. રણછોડભાઈ ઉદયરામની જન્મશતાબ્દી નિમિત્તે અમદાવાદની સાહિત્ય-સભાએ સદ્‌ગતને આ રીતે અંજલિ આપવાનો નિર્ણય કરી, ઉજ્જવળ રીતે પાર ઉતાર્યો તે માટે એ સંસ્થાને અભિનંદન ઘટે છે. ગુજરાતી સાહિત્યની વાર્ષિક અભ્યાસપૂર્ણ સમાલોચના પ્રકટ કરીને એ સંસ્થાએ જે અનોખી ભાત પાડી છે તે સર્વવિદિત છે. આ રંગભૂમિ-પરિષદને જન્મ આપવામાં તેણે બીજી સુંદર સેવા ગુજરાતની સાધી છે. અને, અમદાવાદમાં શું નથી! ગુજરાતના કેન્દ્રસ્થાનમાં વ્યાપારઉદ્યોગનાં પૂર સાથે દેશદેશાવરની સમૃદ્ધિ ઠલવાય છે; સાબરમતીના સાધુએ નવભારતનો ઇતિહાસ ઘડતાં એવી કુમકુમ-પગલીઓ પાડી છે કે ત્યાંથી પુણ્યપરિમલ પ્રસરે છે; 'લક્ષ્મી-ગૃહોયાં લક્ષ્મીનાં ધામ' ત્યાં વિલસે છે. શિક્ષણની વિવિધ સંસ્થાઓ સંસ્કાર સીંચે છે અને અનેક પ્રકારની બુદ્ધિશક્તિની ખોટ નથી. તો પછી ગુજરાત પોતાની રંગભૂમિનો વિકાસ સાધવા એ પાટનગરી તરફ દૃષ્ટિ કરે તે યોગ્ય છે.

વિલાયતમાં આવી સંસ્થાની વાર્ષિક બેઠકમાં એક પ્રતિ-નિધિ તરીકે જવાનો આ લેખકને પ્રસંગ પડેલો તે ઉપરથી એવી કલ્પના બંધાયલી કે ભાવજ્ઞો ને રસવો સાથે પ્રતિનિધિમંડળ સાથે બેસી ચાહ પીએ, જમે, અરસપરસ પરિચય કેળવે, વાર્તાલાપમાં ચર્ચા કરે, ભાઇચારો વધે ને ઉત્સવને અનુકૂળ

વાતાવરણ પ્રસરે; ઉપરાંત આવી પરિષદમાં સવિશેષ આકર્ષણ તો રાત્રિના કલાના નમૂના જેવા મનહર નાટ્યપ્રયોગો જ હોય ને? ગુજરાતને સદ્‌ભાગ્યે, શ્રી ચન્દ્રવદન મહેતા કવિ, નાટ્યકાર, નટ અને પ્રયોજક ( Producer ) તરીકે મશહૂર હોવાથી તેમની પ્રતિભાની ઝાંખી 'નાગા બાવા'ના રંગભૂમિ ઉપરના અવતારમાં જોવાની તીવ્ર ઇચ્છા હતી; પોતે પોતાના નટમંડળ સાથે મુંબાઈથી આવશે ને કલાનો ચમત્કાર દાખવશે; સાથે અમદાવાદનું શોખીન મંડળ પોતાના તરફથી-ગયા સાહિત્યસંમેલનની માફક-મનમાં રમી રહે તેવી વાનગી રજૂ કરશે વગેરે આશાનાં ઉડ્ડયન અનંત હતાં. આ દષ્ટિથી નિરાશા બધા જ પ્રતિનિધિઓને ઘણી જ થઈ. શ્રીયુત ચન્દ્રવદન કલાનો સાક્ષાત્કાર ના કરાવી શક્યા એટલું જ નહિ, પણ પોતે સુદ્ધાં હાજર ના રહી શક્યા! ચાલો, વિધિની ઘટના અગમ્ય છે ને? અલબત્ત, ચાહ પીવા બન્ને દિવસ વીસ-પચીસેક સદ્‌ગૃહસ્થો ને સન્નારીઓ મળી કંઈક વાર્તાલાપનો લાભ કેળવતા પણ જે હૃદયથી મોટી સંખ્યામાં મળવાનો ખ્યાલ હતો તે બને તેવું ન હતું; પરંતુ, આપણો સમાજ હજુ આવા સાર્વજનિક આનંદ સાથે જ્ઞાન કેળવતાં ધીરે ધીરે શીખશે.

આ પરિષદમાં બહારગામથી થોડાક જ પ્રતિનિધિઓ આવ્યા હતા: રાજ્યરત્ન શેઠ મહાસુખભાઈ ચુનીલાલ તથા શ્રી જયશંકર ભૂધરદાસ ( 'સુંદરી' ) વિસનગરથી આવ્યા હતા; શ્રી નટવરલાલ વિમાવાળા સુરતથી અને શ્રી દુર્લભરાય દેસાઈ મુંબાઈથી ખાસ આવ્યા હતા અને આ લેખક ભાવનગરથી. અમદાવાદ તળમાંથી સાહિત્યસભાના જૂના અને જાણીતા કાર્યકર્તાઓ સિવાય એક શ્રીયુત ડાહ્યાભાઈ દેરાસરી થોડો સમય પધાર્યા હતા અને સૌ. શારદાબહેન તથા લેડી વિદ્યાબહેને પ્રસંગવશાત્ દર્શન દીધાં હતાં. શ્રીયુત ચૈતન્યપ્રસાદના સમગ્ર કુટુંબે ઉત્સાહથી ભાગ લીધો હતો તેની નોંધ લેવી ઘટે છે.

બાકી તો પ્રેક્ષકો મોટે ભાગે કૉલેજના આશાસ્પદ વિદ્યાર્થીઓ હતા, અને, નવી રંગભૂમિનું વિધાન તો તેમણે જ કર્યે છૂટકો છે એ પણ સ્પષ્ટ છે. ધંધાદારી નટમંડળમાંથી શ્રીયુત બાપુલાલે પહેલે દિવસે સારો રસ લીધો હતો ને કેટલાક ભોજક નટો થોડીક ચર્ચાનો લાભ લેવા પુરસદે ઝાંખી કરી જતા હતા, એકંદરે અમદાવાદે ઠીક શરૂઆત કરી એમ કહી શકાય.

## પ્રમુખશ્રીનું ભાષણ

શ્રીયુત રમણલાલ દેસાઇનું આડત્રીસ પાનાનું ભાષણ જોતાં લાગ્યું કે કદાચ શ્રોતાજનો કંટાળી જશે; પરંતુ પ્રમુખશ્રીએ એક કલાકમાં અગત્યના ભાગ એવી સરળ સુંદરતાથી વાંચ્યા કે સહુને એક લોકપ્રિય નવલકથા સરખું મોહક લાગ્યું; સહુએ પ્રેમથી વધાવ્યું અને જેઓ આ વક્તાની લાક્ષણિક ખૂબીઓ નહિ સમજતા હોય તેમને પણ હાસ્ય-કટાક્ષનાં છાંટણાં આકર્ષક લાગ્યાં. પહેલેથી છેલ્લે સુધી નાટ્યકળાના શોખીન પ્રેક્ષકની દૃષ્ટિથી રસાયલું એ ભાષણ માર્મિક બુદ્ધિ ને ઉરના ભાવ—ઉભયને મનહર રીતે સ્પર્શતું હતું. શ્રોતાજનોના મનમાં એ અનોખી ભાત પાડી ગયું—આવા પ્રસંગે, પ્રમુખનું ભાષણ આવું મીઠું ને મર્માળું જ જોઈએ એમ લાગ્યું હતું.

વિદ્વત્તાની દૃષ્ટિથી જોઇએ, નાટ્યકળાની ચર્ચા વિશે તેર મુદ્દા પ્રકટ થયા હતા તેના સંબંધમાં વિચાર કરીએ તો કેટલીક ઊણપો તરી આવે છે. એક વિષયના તલસ્પર્શી અભ્યાસને પરિણામે, જે ગુજરાત, અન્ય પ્રાંતો, અન્ય દેશો તથા કળાનાં તત્વો તરફ સૂક્ષ્મ તથા વિપુલ દૃષ્ટિ જોઇએ તે લાગતી ન હતી; પરંતુ બહુ વ્યવસાયી નવલકથાકાર, થોડા દિવસમાં, ઇંગ્રેજી ભાષાનાં થોડાં પુસ્તકોમાંથી સાર ખેંચી, એને પોતાના સમય રસિક અનુભવથી રસી,મોહક શૈલીમાં પોતાનું મંતવ્ય રજૂ કરે-તે રીતે ભાષણ વિ-લસતું હતું. પોતાનું તત્કાળ વાંચન પોતે એવી રીતે પોતાના અનુભવ સાથે વણી દીધું હતું કે જ્યાં સ્પષ્ટ બીજી વ્યક્તિના

સંશોધનનો લાભ લીધો હોય ત્યાં પણ એ પુસ્તક ને પાનાંનો આધાર આપવાની આવશ્યકતા હતી જ એમ કોઈ રીતસર પુરવાર ના કરી શકે. આથી લખાણની કિંમતમાં કંઈક ઘટાડો થાય છે.

છતાં આ ભાષણે ગુજરાતની રાંક રંગભૂમિની ઊંચી અને ત્રિવિધ સેવા સાધી છે—ચિરંજીવ તત્ત્વોની ચર્ચા આ સ્થાને કરવાની ઈચ્છા નથી. 'કલા અને નૃત્ય', 'અભિનય અને સમાજ'માં ઠીક ચર્ચા કર્યા પછી, ભરતના નાટ્યગૃહમાંથી અમુક tips—છુપી શીખામણ—લઈ, આજની રંગભૂમિ સાથે તેને હાસ્યજનક શૈલીમાં વણી દીધી છે ( પૃ. ૯ ). નર અને નારીનો પ્રશ્ન ગંભીરતાથી ચર્ચ્યો સિવાય, હાલની રંગભૂમિના પુરુષ નટો સ્રીસ્વાંગ ધારણ કરતાં કેવાં વિચિત્ર, હાસ્યજનક તથા ઘૃણાપ્રેરક લાગે છે તેનું પરિચિત ચિત્ર દોર્યું છે. પરંતુ એમની ભવાઈતરફની તલસ્પર્શી ચર્ચા મનનીય લાગે છે—એ બીભત્સપણા નીચે "ઘણું હાસ્ય, ઘણો કટાક્ષ, કેટલીક સરસ કવિતા અને માનસઅવલોકન ભવાઈમાં નજરે પડે છે." આ ભવાઈએ સંગીત અને અભિનયની આવડત સૈકાં સુધી અમુક કોમોમાં જાળવી રાખી. "નીતિધર્મને ચમકાવવાની સામાજિક વૃત્તિમાંથી જાગેલો અન્ય સાહિત્યપ્રકાર સરખો આ નાટ્યપ્રકાર...આપણી રંગભૂમિના મહત્ત્વના અંકોડાને સહાનુભૂતિથી સમજવા " જોવો જરૂર છે.

'વર્તમાન રંગભૂમિ' ઉપર છૂટાછવાયા વિચારો જેમ સ્ફુર્યા તેમ બહુ સરસ રીતે રજૂ કર્યા છે; ખાસ કરી પોતાનાં સ્મરણોથી રસી કેટલીક હકીકતને સુંદર સ્વરૂપ આપ્યું છે. અંદરની 'નાટક અને સંગીત' ઉપરની ચર્ચામાં, Realism in drama વાસ્તવવાદ—ઉપર બહુ ઝીણવટથી પ્રકાશ પડ્યો નથી પણ જાણીતી વાત મનમાં રમી જાય તેમ લાક્ષણિક શૈલીથી આકર્ષક બની છે ('મરતે મરતે વાઘે એકાદ માલકંસ ગાઈ નાખ્યો કે નહિ' પૃ. ૨૭ ). આપણી રંગભૂમિના રાગકાળના અનેક અખતરાઓ માટે તેની પ્રશંસા યોગ્ય છે. પ્રમુખશ્રીએ જે આપણી રંગ-

ભૂમિની ખામીઓ દેખાડી છે અને જે સામા રંગભૂમિને પ્રશ્નો પૂછે છે તે શાંતિથી વિચારવા જેવા છે. 'એમેટ્યુર'–શોખીન, અવેતન નટોએ ભજવેલાં નાટકોનો કેટલોક હાસ્યજનક ઉલ્લેખ કરી, શ્રી ચન્દ્રવદન મહેતાની યોગ્ય પ્રશંસા કરી છે અને સ્વ. રણછોડભાઇ, કાન્ત તથા વિભાકર એ ત્રણ સાહિત્યકારોની નાટ્યસેવા તરફ લક્ષ ખેંચ્યું છે. સાથે બહુ ઉપયોગી એ સૂચન કર્યું છે કે કવિ રઘુનાથ, વૈરાટી, પાગલ, જામન (અને પ્રભુલાલ, ત્રાપજકર વગેરે)ની ઉપેક્ષા ઘટતી નથી કારણ કે તેમનાં નાટકોએ હજારો સ્ત્રીપુરુષનાં મનરંજન કર્યાં છે; જો કે એમાંનું એક પણ સાહિત્યની કૃતિ તરીકે સાંગોપાંગ છાપી શકાય નહિ; અને સત્ય છે કે: " સાહિત્ય અને રંગભૂમિ એ બેનો સંવાદ સધાશે ત્યારે આપણે ત્યાં નાટક કલાના ભવ્ય સ્વરૂપમાં વ્યક્ત થશે." (પૃ. ૩૩) અંતમાં, રંગભૂમિની ઉન્નતિ માટેની યોજનાનાં બારે બિંદુ અત્યંત ઉપયોગી નીવડશે તેમાં શંકા નથી. એકંદરે, આવા સુંદર ભાષણ માટે શ્રી રમણલાલને અભિનંદન ઘટે છે.

બીજા વક્તાઓ

શ્રી રસિકલાલ પરીખનું ભાષણ તદ્દન બીજી જ ભાત પાડતું હતું. 'શંકિત હૃદય' લોકપ્રિય નાટકના કર્તાને જે કવિ, નટ કે પ્રેક્ષક તરીકેનો રંગભૂમિ સાથે સીધો સંબંધ હોય તેવો આ સ્થાને ન હતો. સારા સંસ્કૃત અભ્યાસીને યોગ્ય તેમણે કેટલીક વિદ્વત્તાભરી ચર્ચા કરી અને સ્ટેનિસ્લવાસ્કિ ઍશ્લિ ડયુકસ જેવાનો ઉલ્લેખ કર્યો અને છૂટાછવાયા વિચારો રજૂ કર્યા ને નાટ્યવિદ્યામંદિરની ભાવના વ્યક્ત કરી; પરંતુ કોઇ જુદી જ સદીમાં જુદા સંયોગોમાં આ ચર્ચા થતી હોય તેવું પ્રથમ દૃષ્ટિએ લાગ્યું; અલબત્ત રીતસર ભાષણ પ્રસિદ્ધ ના થાય ત્યાં લગી તેનું મૂલ્યાંકન બરાબર ના થઇ શકે; છતાં એટલું તો ખરું જ કે ભાષણ એક પ્રાપ્ત ધર્મરૂપે કરીને પોતે

આગળ કશો જ રસ પરિષદમાં લીધો નથી તો પછી આવા મુખ્ય વક્તાની વરણીનો અર્થ શો હશે! કદાચ પ્રો. રામનારાયણ પાઠક વિશેષ ઉપયોગી નીવડત એમ લાગે છે.

શ્રી હરિપ્રસાદ દાક્તરે પોતાની રીત પ્રમાણે બુલંદ અવાજે ગુજરાતને હાકલ પાડી હતી કે 'ગુજરાતની સંસ્કૃતિનું કેન્દ્ર-સ્થાન તમારી રંગભૂમિને બનાવો.' બહુશ્રુત અને અનુભવી હોવાથી, પ્રકૃતિ આનંદી ને ભાવના દેશસૈનિકની હોવાથી, તેમના કહેવામાં તથ્યાંશ જણાય છે; છતાં–ઔચિત્યભંગ, આપણી રંગ-ભૂમિ માફક, વ્યાસપીઠ ઉપરથી ઘણી વાર થાય છે. પ્રો. રામનારાયણ પાઠકે ટૂંકું પણ મુદ્દાસર ભાષણ સારું કર્યું હતું. નાટક જ્યાં સુધી રંગભૂમિ ઉપરથી ભજવાય નહિ ત્યાંસુધી જીવંત સ્વરૂપ ધારણ કરતું નથી, એ તેમનું મુખ્ય મંતવ્ય હતું.

શેઠ લાલભાઇ કૉલેજના પ્રિ. રાવે ઇંગ્રેજીમાં એક તત્ત્વ તારવી સ્તુત્ય ઝીણવટથી તેને છણ્યું હતું. શ્રમજીવી વર્ગ માટે રંગભૂમિ એ એક વિનોદનું સુંદર સાધન છે. ખાસ તેમને માટે લખેલાં, બહુ થોડા ખર્ચમાં ઉતારેલાં નાટકો તેમના લત્તાઓમાં ભજવાવાં જોઇએ. થોડી ક્ષણ પોતાના જીવનનું દર્દ ભૂલી જાય અને પોતે નાનકડા પાઠો ભજવે ત્યારે એક વ્યક્તિ તરીકે, એક માનવ તરીકે, મજૂરને પણ પોતાનું ગૌરવ સમજાય તે મોટી સેવા છે; આનું જ્વલંત દૃષ્ટાંત રશિયા છે. પ્રો. પુરાણિકે ઇંગ્રેજીમાં આપણી અત્યારની રંગભૂમિને વિલાયતની ઇલિઝાબેથ રાણીના વખતની નાટકશાળા સાથે સરખાવી હતી. પ્રો જોષીએ પણ ઇંગ્રેજીમાં પોતાના વિલાયતના અનુભવ ઉપરથી ઓગણીસમી સદીમાં રોબર્ટસન અને પિનેરો પછી નાટ્યકળાને કેવો ઓક મળ્યો અને કેમ્બ્રિજ આર્ટ થિયેટરમાં નવું નેપથ્યવિધાન ૧૯૧૨થી કેવું થવા માંડ્યું તે સમજાવ્યું હતું; અને અત્યારના ખુલ્લા ચોગાનમાં થતાં નાટકો (રિજન્ટ પાર્કના જેવાં) તરફ લક્ષ

ખેંચ્યું હતું. પ્રો. મરચંટે પણ, ઇંગ્રેજીમાં, રશિયામાં બાળનાટકો ને બાળનાટ્યગૃહો કેવી રીતે શરૂ થયાં અને ૧૯૧૨થી આ પ્રવૃત્તિ કેવી પ્રગતિ સાધ્યે જાય છે તે સ્પષ્ટ કર્યું હતું; પણ વિલાયતમાં તો હજી નાતાલમાં ચમત્કારિક કથાઓનાં દશ્યોથી જ સંતોષ મનાય છે. આ ચારે અધ્યાપકોને વિવિધ દષ્ટિબિંદુઓ રજૂ કરવા માટે અભિનંદન ઘટે છે.

ધંધાદારી નરોમાંથી શ્રી બાપુલાલ તથા નિવૃત્ત થયેલા શ્રી જયશંકરે હોંસથી ભાગ લીધો હતો–બીજી કોઇ વ્યક્તિઓ જણાતી ન હતી. શ્રી બાપુલાલ તો રંગભૂમિના વિકાસના માર્ગોથી કંઇક ગભરાયલા લાગ્યા; એમને એવો ભય લાગે છે કે બધા જ આ કલા શીખી જશે તો બિચારા ધંધાદારીનું શું થશે! કલા કરનારનો અસલથી જ વર્ગ જુદો છે માટે તે કામ જ સફળતાથી કરી શકે તેમ માનતા પોતે લાગે છે. બીજું, સ્ત્રીઓના પાઠ સ્ત્રીઓ કરે તે એમને ગમતું નથી; બાપ કે ભાઇ પોતાની દીકરી કે બહેનને બીજાની સાથે શૃંગાર કે એવો અભિનય કરતાં કેમ જોઇ શકે! અને સંયમ કેમ જળવાય! અને ચારિત્રનું શું! ત્રીજું, ધંધાધારીની સહુ ટીકા કરે છે પણ મદદ કોણ કરે છે! સંસ્કારી સાક્ષરો તો વિનતિ કરીએ તો મહેમાન તરીકે પધારે–આ ધંધાનો નિર્વાહ તો અસંસ્કારી પ્રેક્ષક જનને જ આભારી છે; અને સુશિક્ષિત લેખકો લેખો આપવાની પણ ક્યાં તસ્દી લે છે!

ભાઇ જયશંકરનામાં સહૃદયતા તથા ધગશ તરી આવતા હતાં. તેમણે સ્વ. રણછોડભાઇને સુંદર અંજલિ આપી હતી. પોતાની તરગાળા કોમની છસો વર્ષની સેવા તરફ ઐતિહાસિક દૃષ્ટિથી સચોટ રીતે ધ્યાન ખેંચ્યું હતું. અસાઇત ઠાકોરના વખતથી ભવાઈની સંસ્થા કેવી રીતે ઘડાઇ અને આ કોમે ગાયકો, વાદકો અને અભિનેતાઓ કેવા ઉત્પન્ન કર્યા તે જણાવ્યું હતું. આપણી હાલની રંગભૂમિ કંઇ સ્વતંત્ર સંસ્થા નથી; તેની ઉપર પુષ્કળ

અસર ભવાઇની છે (સ્વ. નરસિંહરાવ સાથે તેમને મતભેદ છે); અનેક વેષોનો વિચાર કરતાં, બુદ્ધિ, હૃદય કે કલ્પનાને સ્પર્શે તેવાં કેટલાં બધાં તત્ત્વો નીકળે છે!

સ્ત્રી–પ્રતિનિધિઓમાંથી ફક્ત લેડી વિદ્યાબહેને આ ચર્ચામાં ભાગ લીધો હતો; એક જ બિંદુ ઉપર તેઓ બહુ અસરકારક રીતે બોલ્યાં હતાં: ધંધાદારીની વાત બાજુએ રાખતાં, શોખીન યુવાનો ને યુવતીઓ જ્યારે પોતાની સ્વતંત્ર રંગભૂમિ રચે છે ત્યારે બહેનોએ તેમાં સારો ભાગ લીધા સિવાય ઉદ્ધાર થવાનો જ નથી. મુશ્કેલી તો રહેવાની જ; પરંતુ 'દુનિયામાં જોખમો ક્યાં નથી?' કોલેજોમાં છોકરા છોકરી ભેગા ભણે છે જ ને? સ્નેહલગ્નો થાય છે ને ક્વચિત અધઃપતન થાય છે; છતાં, એ દિશામાં પગલાં ભર્યા વિના કંઇ થવાતું નથી. જો આજના નાટકની કૃત્રિમતા દૂર કરવી હોય તો પારકા ઘરની દીકરીઓ નાચે કે ગાય કે નાટક કરે તે જોઇ હરખાવાનું નથી, પણ પોતાની જ દીકરીઓને ઉતારવાની વૃત્તિ કેળવવી પડશે તે તદ્દન સત્ય છે.

શ્રી નટવરલાલ વીમાવાળાએ પ્રેક્ષકોની રસવૃત્તિ ઉપર સારું પ્રવચન કર્યું હતું. કહેવાતા શિક્ષિતવર્ગની વૃત્તિ ઘણી વાર હલકી લાગે છે અને શિક્ષણની સંસ્થાઓ પણ કેટલીક વાર હલકાં પ્રહસનો કરે છે—નાની વયનાં બાળકો અયોગ્ય ચેષ્ટા કરે છે. ધંધાદારીમાં જે ક્ષંતવ્ય ગણાય તે શિક્ષિત ને શોખીનવર્ગમાં લજ્જાસ્પદ બને છે; માટે રસવૃત્તિ કેળવો. ... શ્રી જયંત દલાલે હાકલ કરી કે બે ભાગલા પાડી નાંખવાથી કંઇ વળવાનું નથી; ધંધાદારી સાથે પૂરો સહકાર સાધી, બારેક નટો અને બે–ત્રણ બહેનો મળી એક નાની મંડળી કાઢે ને ગુજરાતમાં સ્થળે સ્થળે ફરી સારા પ્રયોગો ભજવે તો સારી અસર થાય તેમ તેઓ માને છે. લોકસેવક શ્રી વજુભાઇ શાહ, સાત લાખ ગામડાંની દૃષ્ટિથી, ધગશથી, તાળીના ગડગડાટ વચ્ચે બોલ્યા. કરોડોના જીવનમાંથી રસ-કસ ઊડી ગયાં છે તેમના માનસનું પ્રતિબિંબ

પાડે તેવી રંગભૂમિની માગણી તેમણે ભાવપૂર્વક કરી હતી ... શ્રી મંગળપ્રસાદ ખુશાલદાસે લોકની સાચી સેવા કરનાર, ભોજક ને બનાવની સ્તુતિ કરી હતી. ... શ્રીયુત નવલરામે કેવળ પ્રેક્ષકની દૃષ્ટિથી આનંદ લેવાનો અનુપમ લહાવો છે તે દૃષ્ટિબિંદુ નહિ ભૂલવા આગ્રહ કર્યો હતો. ... શ્રી દિવાનજીએ મંગળ ભાષણ ઉચિત શબ્દોમાં કર્યું હતું; શ્રી ગૌરીશંકર ('ધૂમકેતુ') જોષી એ અને લેખકે પણ ચર્ચામાં ભાગ લીધો હતો ... અને પ્રમુખશ્રીએ અંતમાં, પોતાની લાક્ષણિક મીઠાશથી સંકેલી લીધું કે ચર્ચા રસિક થઇ છે.

ઠરાવો : ગુજરાતનાટ્યમંદિર

જે આઠ ઠરાવો પસાર થયા તેમાં આપણી રંગભૂમિના પિતા રણછોડભાઈને સ્મરણાંજલિ આપવાનો ઠરાવ, કલાવિવેચક કનૈયાલાલ વકીલને માટે શોકનો ઠરાવ, તથા આ ઠરાવો ઘટતે સ્થાને મોકલવાનો ઠરાવ પ્રમુખસ્થાનેથી મુકાયા હતા; અને છેલ્લો ઠરાવ તો સ્વાભાવિક રીતે પ્રમુખશ્રીની મીઠાશ ને કુનેહથી કામ કરવાની શક્તિ માટેનો હતો, જે પ્રસંગે શ્રી 'ધૂમકેતુ', શ્રી પ્રાણલાલભાઇ, શ્રી વીમાવાળા ને શ્રી ચંદ્રવદન દેસાઈએ સારાં, પ્રાસંગિક, ટૂંકાં ભાષણ કર્યાં હતાં.

સહુથી મહત્ત્વનો ઠરાવ તે ગુજરાતમાં નાટ્યમંદિર (Academy) સ્થાપવાનો હતો; એ ઠરાવને રજૂ કરવાનું માન આ લેખકને મળ્યું હતું; તે ઠરાવના શબ્દો આ રહ્યાઃ "ગુજરાતની અભિનય તરફની રુચિ જોતાં, ગુજરાત માટે આ પરિષદને કાયમનું સ્વરૂપ આપવાની અને એક નાટ્યમંદિર-(Academy)ની કાયમ સ્થાપના કરવાની જરૂર ઊભી થઇ છે. આ પરિષદને ચાલુ રાખી, નાટ્યમંદિરની કાયમ સ્થાપના કરવા માટે તેના ધ્યેય અને કાર્યપ્રદેશની રૂપરેખા ઘડવા, તેમ જ તેને ચાલુ કરવાની સઘળી પ્રવૃત્તિ કરવા, નીચેનું મંડળ, સભ્યો વધારવાની સત્તા સાથે, સ્થાપવામાં આવે છેઃ (૧) પ્રમુખ શ્રી

રમણલાલ દેસાઈ; (૨) ડૉ. રમણલાલ યાજ્ઞિક; (૩) જયશંકર (સુંદરી); (૪) શ્રી ચન્દ્રવદન મહેતા; (૫) શ્રી રસિકલાલ પરીખ; (૬) શ્રી ઉમાશંકર જોષી; (૭) શ્રી ધનસુખલાલ મહેતા; (૮) શ્રી ચાંપશી; (૯) શ્રી ગજેન્દ્રશંકર પંડ્યા, (૧૦) શ્રી જામન; (૧૧) શ્રી ઇન્દુલાલ ગાંધી; (૧૨) શ્રીચૈતન્યપ્રસાદ દીવાન; (૧૩) શ્રી કનુ દેસાઈ; (૧૪) શ્રી કંચનલાલ મામાવાળા; (૧૫) શ્રી ત્રિભુવનદાસ (સુંદરમ્); (૧૬) શ્રી જયંત દલાલ; (૧૭) શ્રી વીમાવાળા; (૧૮) રાજ્યરત્ન મહાસુખભાઈ; (૧૯) પ્રો. ડોલરરાય માંકડ; અને, (૨૦) શ્રી સયદા—આ વીસ સભ્યોમાંથી ચાર મંત્રીઓ તરીકે નીમવામાં આવે છેઃ—

(૧) ડૉ. રમણલાલ યાજ્ઞિક, (કૉલેજ બંગલો, ભાવનગર),

(૨) શ્રી ચૈતન્યપ્રસાદ દિવાન (શાહીબાગ, અમદાવાદ):

(૩) શ્રી ત્રિભુવનદાસ લુહાર (સુંદરમ્) (જ્યોતિસંઘ, અમદાવાદ): ને (૪) શ્રી જયંત દલાલ (ઝવેરીવાડ, રતનપોળ, અમદાવાદ).

આ ઠરાવ રજૂ કરતાં, લેખકે, વિલાયતની 'બ્રિટિશ ડ્રામા લીગ'ના એક સભ્ય તરીકેનાં પોતાનાં અવલોકન તથા અનુભવમાંથી એક સળંગ યોજના મૂકી હતી. અમદાવાદ અને સમસ્ત ને બૃહદ્ ગુજરાતમાંથી સભ્યો (થોડી વાર્ષિક ફી સાથે) સંખ્યાબંધ નોંધાય; નાટ્યમંદિરના મુખ્ય કાર્યાલયમાં નાટક અને રંગભૂમિને લગતું સાહિત્ય આપણા પ્રાંતનું, સમગ્ર દેશનું ને પરદેશનું ભેગું થાય; સારું પુસ્તકાલય અને સામયિકોનું સંગ્રહસ્થાન બને–Theatre Arts Monthly, Theatre World, Drama જેવાં વિદેશી પત્રોમાંથી ઉપયોગ માહિતી સભ્યો મેળવે; ત્યાંથી ભજવવાનાં નાટકો વિશે મંડળો કે સંસ્થાઓને ઉપયોગી સૂચના મળે; સભ્યો માટે સારા નાટ્યપ્રયોગો જોવા પ્રયત્નો યોજાય; પર્વો–ઉત્સવો ઉજવાય અને વિદ્વાનો કે નિષ્ણાતો બધી લલિત કલાઓ ઉપર ભાષણો સભ્યો સમક્ષ આપે; કોઈ વાર રંગભૂમિને લગતાં પ્રદર્શનો ગોઠવાય: વિવિધ સંસ્થાઓ અમુક સમયમાં પોતાના નાટ્યપ્રયોગો

રજૂ કરે અને તેમની ઊંચી દરીફાઇમાંથી નિષ્પન્નતો અમુક ચન્દ્રકો કે પારિતોષિકો અર્પે; અને ક્રમે ક્રમે વાતાવરણ નવી રંગભૂમિને અનુકૂળ થાય.

## મુખપત્રની અગત્ય

સાથે આ નાટ્યમંદિરને પોતાનું મુખપત્ર–પછી માસિક કે ત્રૈમાસિક–પ્રસિદ્ધ કરે જ છૂટકો છે; અમદાવાદમાં અને બહાર તો જ નાટક ને રંગભૂમિના વિકાસ વિશે ઉપયોગી માહિતી તથા પ્રેરણા મળ્યા કરે. સંસ્થા પગભર થતાં, પોતાની જવાબદારીથા ઉપયોગી ગ્રંથો પ્રસિદ્ધ કરવાનું માથે લઇ શકે. ગુજરાતી રંગભૂમિનો જ જેવો છે તેવો ઇતિહાસ રજૂ થાય–તેના નટો, લેખકો, કવિઓ, ચિત્રકારો, ગાયકો બધાને પૂરતો ન્યાય મળે તેવું માહિતીપૂર્ણ પુસ્તક (Who is Who) પણ હજુ તૈયાર કરવાનું પણ બાકી જ છે ને! આપણે બંગાળી અને મરાઠી રંગભૂમિની આવી પરિષદો ને સંસ્થાઓમાંથી બહુજ ઉપયોગી તત્ત્વો તારવી લાભ લેવો પડે છે.

આ તો વાતાવરણ ઊભું કરવામાં અને લોકમત કેળવવાની મંગળ દિશામાં પ્રથમ કુમકુમ–પગલાં છે. વિવિધ લલિતકલાના મનહર સમુચ્ચય જેવી રંગભૂમિની અનોખી કળા હોવાથી, આપણા નાટ્યમંદિરમાં આપણે શિક્ષણ અને તાલીમ આપવા વિભાગો ખોલવા પડશેઃ સહુથી પહેલાં શુદ્ધ ઉચ્ચારની જરૂર છે; આને માટે નિષ્ણાત શિક્ષક જોઇશેઃ સંગીત અને ચિત્રના, સ્થાપત્યના વિચારકો, રંગભૂમિની દૃષ્ટિથી, નટો તૈયાર કરેઃ રંગભૂમિ ઉપર ક્યાં, ક્યારે, ક્યા પાત્રે કેવો, કેટલો ને કેવા પ્રકારનો પ્રકાશ કઇ રીતે સિદ્ધ કરવો તથા પોષાક કઇ ઢબથી પહેરવો તેના પણ રસિક જાણકારો જોઇશે; તેથી વધારે અભિનયપટુ હોય તે અસંખ્ય પ્રકારના અભિનયના દર્પણ સમો બને તો એક પણ કલામાં પારંગત થવું કેટલું વિષમ છે, વર્ષોની સખત મહેનત પછી કલા કેમ સિદ્ધ થાય છે તેનો આપણાં

ઊગતાં જ ભાઇ-બ્હેનોને ખ્યાલ આવે. અતિશય કષ્ટસાધ્ય એવી આ કેન્દ્રસ્થ કલા છે. જ્યાં લગી કુલસ્ત્રીઓ ભાગ, વિના સંકોચે, લઇ શકે તેવું વાતાવરણ ના કેળવાય ત્યાં લગી પુરુષો પોતાને માટે જ લખાયેલાં નાટકો આ નાટ્યમંદિરમાં પહેલાં ભજવે-એ નાનકડી શિક્ષણ આપતી રંગભૂમિ ( Little Theatre ) ઉપર સફળતાથી ભજવાય પછી જ લોક સમક્ષ નવી ભાવના રજૂ કરે અને વિવિધ સ્થળે પોતાનું મંડળ પછી પર્યટન પણ કરી શકે. આવા અવેતન-એમેટ્યુર-નટમંડળમાંથી જેમને સાચો પ્રેમ ઉત્પન્ન થાય તે ધંધાદારી થઇ પોતાની ને દેશની લલિત કલાવિષયક સેવા સાધી શકે. મદ્રાસની 'સુગુણ વિલાસ સભા'એ બહુ સારું કાર્ય ત્યાં કર્યું છે, અને બંગાળાનો નમૂનો આપણી નજીકમાં જ છે; અને આપણે ત્યાં શ્રી ચન્દ્રવદન મહેતા જેવા કવિ, નાટ્યકાર, નટ ને પ્રયોજક પ્રતિભાસંપન્ન ક્યાં નથી. ?

આ ઠરાવને યોગ્ય શબ્દોમાં શ્રી રામનારાયણ પાઠકે, શ્રી ચૈતન્યપ્રસાદ દીવાને તથા રત્નચરત્ન મહાસુખભાઇએ ટેકો આપ્યો હતો. બીજો ઠરાવ નાટકો તથા સિનેમા ઉપરના અંકુશ-Censorship, કાઢી નાંખવાનો હતો. આવા અંકુશથી રંગભૂમિનો વિકાસ કુંઠિત થાય છે. બાદ ભટ્ટ હરિપ્રસાદે જણાવ્યું તેમ અશ્લીલ વાત ઉપર અંકુશ નથી મુકાતો-ફક્ત રાજકીય ગંધ સહેજ પણ આવી કે નપાસ કરવામાં આવે છે. નવી કોંગ્રેસ સરકાર ધીરે ધીરે સુધારો કરી, કલાને પોષણ આપશે એમ માનવામાં આવે છે. શ્રી નવલરામે પણ અસરકારક રીતે બે શબ્દ કહ્યા હતા ને સભાનું મનરંજન કર્યું હતું. ત્રીજો ઠરાવ નાટકો જે ભજવાય છે તે પ્રસિદ્ધ થતાં નથી તે વિશે શ્રી જયશંકરે તથા આ લેખકે એવો પેશ કર્યો હતો કે—" ભજવાતાં નાટકો સંપૂર્ણ છપાવી પ્રસિદ્ધ કરવા માટે રંગભૂમિના સંચાલકોને આ પરિષદ આગ્રહ કરે છે." સ્વ. રણછોડભાઇ સારી જિંદગી સુધી, આ નાટકો પ્રસિદ્ધ થાય ને પછી ભજવાય, અર્થ-

વિનાનું, મૂળ વસ્તુ સાથે સંબંધ વિનાનું, ' ફારસ ' આપણાં નાટકોમાંથી નીકળી જાય અને નિંદ્યશૃંગારનો ત્યાગ થાય ને સુરુચિ વિકસે તે માટે, નિરંતર, અવિરત શ્રમ સેવતા. આ ત્રણમાંથી પ્રથમ મુદ્દો સિદ્ધ થાય–નાટ્યકારોનાં નામ પ્રસિદ્ધ થાય, તે મંડળીના માલિકોને જવાબદારીનું ભાન થાય અને તે નાટકો ને રંગભૂમિની ધોરણસર ચર્ચા થઇ શકે વગેરે અત્યંત આવશ્યક છે–અત્યારની મૂર્ખાઇ તો પારાવાર લાગે છે. અને બાકીનો ઠરાવ તે ગ્રામજનતાના ઉદ્ધાર માટે ખાસ ગ્રામજીવનને સ્પર્શતાં નાટકો રચાય અને ભજવાય તે આવશ્યક છે એને લગતો હતો. એ મુદ્દા ઉપર રાજ્યરત્ન મહાસુખભાઇ તથા શ્રી વજુભાઇ શાહ ઉત્સાહથી બોલ્યા હતા ને આ યુગને અનુકૂળ ચેતન પ્રસરી રહ્યું હતું.

× × ×

આમ ઠરાવો થયા–અને નાટ્યમંદિર સ્થાપવા સમિતિ નિમાઇ અને યોગ્ય વાતાવરણ પ્રસરવા માંડયું: આથી હવે ગુજરાતમાં નવચેતન પ્રકટે, અને અમદાવાદ એવો સ્તુત્ય પ્રયાસ કરે કે, એ અમર જ્યોતમાંથી બીજી જ્યોતો પ્રસરે અને બૃહદ્ ગુજરાતમાં ઉજ્જવલ પ્રકાશ પ્રસરી રહે, તેથી શુભ ભાવના સાથે વિરમું છું.

પ્રો. વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી

# સાહિત્ય અને પ્રગતિ

આજે 'પ્રગતિશીલ સાહિત્ય'ની છેલ્લામાં છેલ્લી વ્યાખ્યા વાંચી. "આ સંસ્થા (ગુજરાત પ્રગતિશીલ સાહિત્ય-મંડળ) માને છે કે જે સાહિત્ય માનવીને વાસ્તવિક જીવન તરફ અભિમુખ બનાવે, સમાજની પ્રગતિ સાધનાર બળોની તરફદારી કરે, મનુષ્યત્વને ખીલવવાનું બળ આપે તે સાહિત્ય પ્રગતિશીલ છે અને તેવા ઉદ્દેશપૂર્ણ સાહિત્યનો પ્રચાર કરવાનું આ સંસ્થાનું ધ્યેય છે." આવી ઉમત વસ્તુમાં કશી અણગમતી વાસ કેમ આવતી હશે? કેટલીક વસ્તુઓ, કેટલાક વિચારો, કેટલાંક માણસો વગરસમજણે, વગરપરિચયે, અળખામણાં લાગે છે. દાખલા તરીકે મેં કિપ્લિંગ વાંચ્યો નથી અને મને વાંચવો ગમતો નથી. કોઈ એમ કહે કે એના હિન્દવિરોધી પૂર્વગ્રહથી આ અણગમો પહેલેથી જ બંધાઈ ગએલો. એ કારણ હશે. પણ સ્કૉટનું શું? તે વાંચવો પણ ગમતો નથી. પૂનાનાં 'જાહેર' મકાનો પણ ગમતાં નથી, કેમ કે તેનાં મુખ્ય બારણાં પ્રમાણમાં મને પહેલી નજરે સાંકડાં જણાયાં, અને બારણાં સિવાય મેં કદાચ કશું બીજું એ મકાનોમાં જોયું પણ નહિ હોય. વેપારીઓ માટે અણગમો છે, જો કે મારા બે-ત્રણ બાળમિત્રો વેપારી છે; વકીલો માટે અણગમો છે, જો કે મારા અભ્યાસસમયના લગભગ બધા જ મિત્રો વકીલો થયા છે અને કોર્ટમાં મારે કોઈ કેસ લડવો પડ્યો નથી. શૅરમાં કમાઈ જવાની લાલચને હું રોકી શકતો નથી, પણ શૅર બજારનો દોસતજાદો અપ્રામાણિક રસ્તે પૈસાને પ્રાપ્ત કરનાર લાગે છે, અને મહેતાજી

માટે મને પક્ષપાત છે. જિંદગીમાં સફળ થનાર નકામો લાગે છે, અને નિષ્ફળ થનાર તો નકામો છે જ!

"પ્રગતિશીલ સાહિત્ય"ના વણઝારા પેલી સીતા જેવી શાણી વ્યાખ્યામાં કશું છુપાવે છે એવું મને લાગે છે. એ ભાસ ખોટો ઠરે તો મારો અણગમો જતો રહે. પણ એ ભાસ ખોટો ઠરે એમ નથી. પ્રગતિશીલ સાહિત્યના વિચારના પ્રચાર પાછળ બેત્રણ ગુપ્ત ભાવનાઓ કામ કરી રહી છે, અને તે ભાવનાઓ આપણા સાહિત્યિક તેમ જ સામાજિક જીવનને થોડાક સમયમાં ખૂબ રૂંધી દેશે એમ ભાસે છે.

એક તો એવી સમજણ પ્રસરતી જાય છે કે જે સાહિત્ય સમાજવાદને પોષે તે પ્રગતિશીલ. બીજું, જે સાહિત્ય એ રીતે પ્રગતિશીલ તે જ સાહિત્ય નામને લાયક. આ બંનેને પોષતી આજની બળવાન વ્યાપક ભાવના કે રાજકીય મુક્તિ માટે જે સંસ્થા અવિરત શ્રમ કરતી હોય તેણે દેશની પ્રવૃત્તિમાત્ર ઉપર કબજો મેળવવો, એટલે સુધી કે એ સંસ્થાદ્વારા જ નિપુણતા કે કીર્તિની છાપ મળી શકે. આ ત્રણે ભાવનાઓ સ્પષ્ટ વ્યક્ત નથી, પણ તેમના મિશ્ર પ્રવાહો 'પ્રગતિશીલ સાહિત્ય'ના નૂતન વાદને પોષી રહ્યા છે. આવી સમજણમાંથી આ વાદ ન જન્મ્યો હોય તો પણ એવી ગેરસમજ તે ઉત્પન્ન કરે એમ છે. તેથી સાહિત્ય વિશે થોડાક મુદ્દા સ્પષ્ટ કરવા આવશ્યક છે.

પ્રગતિશીલ સાહિત્યવાદીઓનો ખરો હેતુ તેમની સાહિત્યવિષયક વિચારણા કરતાં કેટલીક કલાકૃતિઓ વિશેના તેમના અભિપ્રાયોથી વધારે સ્પષ્ટ થાય, અને તો જ આપણું તેમના તરફનું વલણ શુદ્ધ થાય. જેના પરિચયથી સૌન્દર્યદર્શન થાય, રસાસ્વાદ થાય, આપણી લાગણીઓ કેળવાય, તે કૃતિ તેથી પ્રગતિપોષક ગણાવી જોઈએ, આવો પ્રગતિનો બહુ ઊંચો અર્થ જતો કરીએ અને સીધો પ્રશ્ન પૂછીએ કે કુમુદ સરસ્વતીચન્દ્રને નથી પરણતી તેથી 'સરસ્વતીચન્દ્ર' પ્રત્યાઘાતી સાહિત્ય છે? તેથી

તે ઉત્તમ સાહિત્યકૃતિ મટી જાય છે? બોટાદકરનાં 'પ્રયાણ' જેવાં કેટલાં ય કાવ્યોમાં રૂઢિના અનુસરણમાંથી રસસર્જન થયું છે, તે કાવ્યો પ્રત્યાઘાતી તમને લાગે છે કેમકે એમાં એવા જૂનવાણી આચારને રસનો ગિલેટ આપી પોષણ અપાયું છે? 'વ્રતચિત્રાવલિ' પ્રત્યાઘાતી કલાકૃતિઓ છે? વ્રતચિત્રાવલિ, બોટાદકરનાં કાવ્યો અને સરસ્વતીચન્દ્ર એ પ્રતિગામી કૃતિઓ છે એમ કહેશો તો મારો વિરોધ છતાં હું તમને સમજી શકીશ, કેમ કે કલાકૃતિઓ કલાકૃતિઓ ઉપરાંત સામાજિક કર્મો છે અને તમારા વિવેચનને સામાજિક વિવેચન ગણાશે. પણ તેથી આગળ વધી વિધવા-અવિવાહથી કે કુસુમસરસ્વતીચન્દ્રના લગ્નથી સરસ્વતીચન્દ્ર ઉચ્ચ સાહિત્ય મટી જાય છે એમ તમે ગણાવો તો—બીજું તો શું કહું—તમે કંઇ ભીંત ભૂલ્યા છો.

પ્રારંભમાં આપેલા વ્યાખ્યામાંના શબ્દો એના એ રહેશે અને કાળક્રમે તેમાં જુદા જુદા અર્થ ભરવામાં આવશે એ સાહિત્યનો ઇતિહાસ જોતાં નિશ્ચિત લાગે છે.

" It is a little bewildering to the student of literary history to find that Pope, Johnson and Wordsworth each and all regarded themselves as the champions of a Return to Nature. " ( Raleigh ) આ અંગ્રેજી સાહિત્યની હકીકત આ વિષયમાં માર્ગદર્શક થવી જોઇએ. વાસ્તવિક જીવન તરફ આંગળી ચીંધી વ્યક્તિવાદનો પક્ષ ૧૯મી સદીના પ્રારંભમાં ઇંગ્લાંડમાં કરી શકાતો, આજે વાસ્તવિક જીવન ઉપર ભાર મૂકી સમાજવાદનો પ્રચાર થાય છે. અને સાહિત્ય તો જ્યાં બળવાન લાગણી કે કલ્પનાનું ખાતર મળ્યું—પછી તે આ વાદમાંથી કે તે વાદમાંથી હોય, સખીપ્રેમમાંથી કે દેશપ્રેમમાંથી હોય—ત્યાં ઊગી નીકળે છે. આજના સાહિત્યના ખાતર લેખે સમાજવાદની કિંમત જેવી તેવી નથી.

પ્રગતિશીલ સાહિત્યની ઉપલી વ્યાખ્યા કરતાં કદાચ વધારે લાંબો વખત ટકે એવી, પ્રગતિશીલ સાહિત્યવાદીઓના ઉદ્દેશને લક્ષમાં રાખતી તથાપિ તેમને કદાચ ન રુચે એવી એક વ્યાખ્યા સૂચવાય : તત્કાલીન સામાજિક ( તેના સર્વાંગી અર્થમાં ) ધ્યેય તરફ જે સાહિત્ય વાંચકના, વિચાર ભાવ કે ક્રિયા પ્રેરે તે પ્રગતિશીલ.પ્રગતિશીલ શબ્દમાં સમાજના ઉદ્ધારને લક્ષીને ગમે તે અર્થ પૂરો પણ અમારું સ્પષ્ટ મન્તવ્ય છે કે આ અર્થની ' પ્રગતિશીલતા ' એ સાહિત્યનો સાહિત્ય લેખે ગુણ નથી; તેની હાજરી તેની મહત્તા નથી, તેમ તેનો દોષ પણ નથી. ઊલટ પક્ષે ' પ્રગતિશીલતા 'નો અભાવ એ પણ સાહિત્યકૃતિનો ગુણ વા ઊણપ નથી. સાહિત્યનો આવશ્યક ગુણ તે સાહિત્યત્વ–આનન્દ આપવાની શક્તિ–વાઙ્મય રસસર્જન. તેનો વિષય કેવળ તરંગ, બુટ્ટો, હોય, કે નરી નિર્ભેળ અનુભવની હકીકત હોય. સાહિત્યે સમાજને તત્કાલીન ધ્યેય તરફ પ્રેરવું જ જોઇએ, પ્રેરે તો જ સાહિત્ય વા ઉત્તમ સાહિત્ય એ વિચાર વાદ તરીકે કાના બિન ગાના નહીં, કે રામ નામ જેમાં નહીં તે સાહિત્ય નહીં એવી જૂની વિચારણાની બહુ નજીક જાય છે. દયારામના અજામિલ આખ્યાનને તો શું પણ તેની ધૂનોને પણ સાહિત્યમાં ખપાવનાર ગુજરાતમાં કયાં નથી ! તમે એક પ્રકારના ઉદ્દેશને અનુલક્ષીને અમુક સાહિત્યકૃતિઓને મહત્તા આપો, તો બીજો અન્ય ઉદ્દેશોને અનુલક્ષી બીજી સાહિત્યકૃતિઓને મહત્ત્વ આપશે, તો ઉદ્દેશવિષયક તારતમ્યનિર્ણય શી રીતે થવાનો ! વળી એક ઉદ્દેશનું સાહિત્ય વિરુદ્ધ વા ભિન્ન ઉદ્દેશોના સાહિત્યના ઉદ્ભવ અને પ્રચારનું નિમિત્ત બનવાનું, અને આ ઉદ્દેશોના યુદ્ધમાં પ્રગતિશીલ સાહિત્યવાદીઓની ગમે તેટલી અનિચ્છા હશે તો પણ ધીમે ધીમે આપણા સમગ્ર સાહિત્યમાંથી સાહિત્યત્વ ઓછું થઈ જશે.

અત્યારની પ્રગતિશીલ સાહિત્યની માગણી એ વ્યક્તિવાદ ઉપર સૂક્ષ્મ આક્રમણ છે. આજે નહિ તો કાલે એ આક્રમણ

સ્પષ્ટ સમજાશે. દેશની દરેક વ્યક્તિની લાગણી અને કલ્પનાએ અમુક સાર્વત્રિક શ્રેયને અર્થે વહેવું પડશે એવી માગણી તેમાં છુપાઇ છે. આપણાં સૌનાં ચિત્ત એ પણ પ્રજાકીય મિલકત છે એવા ભાવમાંથી આ નવો વાદ જન્મ્યો છે, તેથી જ તે કાલક્રમે સાહિત્યનો પ્રાણ હરી લેનાર થશે, કેમ કે સાહિત્યનાં જીવનતત્ત્વ કલ્પના અને ઊર્મિ જેટલું કશું વ્યક્તિગત વ્યક્તિસ્થિત નથી. મનુષ્યનું શુદ્ધ વ્યક્તિત્વ તેના ચિત્તતંત્રમાં. અને એને જ કબજે કરવાની, ગુલામ બનાવવાની વાત આ વાદમાં છે.

સમાજવાદનો જ નહિ, હરેક ચંડ નવા વિચારના પ્રવાહનો લય આવો જ હોય છે. એકદેશીય મટી તે અનેકદેશીય બની જાય છે. જીવનનાં અનેક અંગોને સ્પર્શતો દરેક મહાન મૌલિક વિચાર પોતાને ઉચિત મર્યાદાઓની બહાર પણ ઘૂમી વળે છે અને ત્યાં પણ પોતાનું સાર્વભૌમત્વ સ્વીકારાવવા ઉત્સુક થાય છે. ચઢ્યું પૂર જાણે કે દિગદિગંત સર કરું, પણ ખેતરો માટે પૌષ્ટિક માટી પાથરી જવામાં જ તેની ઉપયોગિતા સમાપ્ત થાય છે, અને ગર્વ-કરેલ થોડાપૂર તો જોતજોતામાં ઓસરી જાય છે. પ્રાચીન કાળમાં ભારતમાં અહિંસા એવો દિગ્વિજય કરવા મથેલી; મધ્યકાળમાં આર્તત્રાણઉત્સુકતા, સ્ત્રી-બહુમાન, ટેક આદિની સ્મૃતિઓએ સબળને નિર્બળ બનાવ્યા, તેમનો અતિરેક થવાથી. છેલ્લાં બેત્રણ સૈકાથી હેતુવાદ સર્વ-સત્તાધીશ થવા માગે છે, પણ તેનું માપ પણ નીકળવાની તૈયારી છે. ...

આ સાહિત્યની તરફદારી છે, પ્રત્યાઘાતી સાહિત્યની નહિ: કેમ કે અમારી-એટલે મારી અને મારા જેવી ઘણાકની દૃઢ માન્યતા છે કે સાહિત્ય જવલ્લે જ પ્રગતિવિરોધી હોઇ શકે. કેવળ સમાજની દૃષ્ટિએ જોઇએ તો પણ સામાન્યતઃ સાહિત્ય

નામને પાત્ર સર્વ કૃતિઓ સમાજનો ઉત્કર્ષ કરાવનાર જ હશે. વ્યક્તિના ચિત્તતંત્રની સ્વતંત્રતા એ સાહિત્યનો પ્રાણવાયુ છે, અને તેને રૂંધે એવું સાહિત્યકાર ભાગ્યે જ લખશે. ન જ લખે એવો નિયમ ન બાંધી શકાય: આપણા સામાજિક કે રાજકીય ધ્યેયની વિરુદ્ધ જતું લાગે છતાં સાહિત્ય લેખે ઊંચું પણ કોક લખી જાય. તથાપિ અમારી સમજ છે કે સાચા સાહિત્યનું વલણ સ્વતંત્રતાની, પ્રજાશાસનની કે સર્વોદયની વિરુદ્ધ જવલ્લે જ હશે.

### સંગીતનો પ્રભાવ

મનુષ્યના જીવનને ઉન્નતિ અર્પનાર, મનુષ્યના હૃદયને દયાર્દ્ર અને પ્રેમશીલ બનાવનાર, મનુષ્યના આચારને વિશાલ અને ઉદાર દર્શાવનાર, એકંદર પ્રકૃતિને કોઈક નરમાશ, દયા, ભાવિકપણું, શ્રદ્ધા, ઉદારતા આદિનો વિનીત ભાવ અર્પનાર સંગીત જેવી બીજી કોઈ કલા નથી એમ સર્વ કોઈ સ્વીકારે છે. એટલા જ માટે એને દિવ્ય કલામાં ગણી છે, અને બીજી ત્રણ સહચરીઓ શિલ્પ, ચિત્ર, કાવ્ય, તેના કરતાં પણ એ કલાની શ્રેષ્ઠતા મનાઇ છે. દેવતાઓ અને ગંધર્વો સંગીતપ્રિય જણાવ્યા છે એટલું જ નથી, પણ નાદના ધ્વનિને આખું વિશ્વ વશ છે એમ કહેવાતું આવે છે.

[ સુ. ગદ્ય. પૃ. ૬૯૯ ] —મ. ન. દ્વિ.
૧

प्रो. દયાશંકર પોપટલાલ જોષી

# શ્રી ગીતાનો ભક્તિયોગ[1]

વિષયને યથાસ્વરૂપ નિહાળતાં પહેલાં આપણા પ્રાચીન વેદધર્મે ઋગ્વેદથી માંડી ઉપનિષદો સુધીમાં કેવી પ્રગતિ સાધી છે તેનું આછું ધ્યાન આપવું અસ્થાને નહિ ગણાય. વૈદિક ધર્મનું અત્યંત પ્રાચીન સ્વરૂપ કેવળ કર્મપ્રધાન હતું. આપણા મંત્રદ્રષ્ટાઓએ મંત્રો રચી ઇંદ્ર, વરુણ આદિ દેવોની સ્તુતિ કરી છે અને એ સ્તુતિના બદલામાં ધન, ઢોરઢાંખર ઇત્યાદિ દુનિયાની હમેશની જરૂરીઆતમાં ઉપયોગી વસ્તુઓની તે તે દેવો પાસે માગણી કરી છે. એટલે ઋગ્વેદનો ધર્મ આ દૃષ્ટિએ મુખ્યત્વે કરીને આપ-લેનો જ ધર્મ કહી શકાય. પ્રાચીન આર્યો યજ્ઞ કરતા, દેવોનું યજ્ઞમાં આવાહન કરતા અને દેવો પાસે જુદી જુદી દુન્યવી ચીજોની યાચના કરતા. આ હતો સંહિતાયુગ. ત્યાર પછી આવ્યાં બ્રાહ્મણો, જેમાં યજ્ઞ અને યજ્ઞમાં જોઈતી સર્વ વસ્તુઓનું બહુ જ વિસ્તારપૂર્વક વિવેચન છે. વેદી કેવી હોવી જોઈએ? ક્યાં ઊભી કરવી જોઈએ? ઊભી કરવામાં ક્યાં સાધનો જોઈએ? યજ્ઞમાં વપરાતાં જુદાં જુદાં સાધનો ક્યા દ્રવ્યનાં હોવા જોઈએ? કેટલાં લાંબાં પહોળાં હોવાં જોઈએ?—એ સર્વનો વિધિપૂર્વક વિચાર આ બ્રાહ્મણોમાં કરવામાં આવ્યો છે. આ યજ્ઞ અને સવિસ્તર યજ્ઞવિધિનું ફળ સ્વર્ગપ્રાપ્તિ બતાવવામાં આવ્યું છે. સમયના વહેવા સાથે આ યજ્ઞ અને તેનાથી પ્રાપ્ત થતું સ્વર્ગ ધીમે ધીમે ઊઘડતી આધ્યાત્મિક ભૂખને સંતોષવા

1. રાજકોટમાં ગીતા જયંતી પ્રસંગે ૧૯૩૫માં આપેલું વ્યાખ્યાન.

અસમર્થ નીવડયાં, જેના પરિણામે આરણ્યકો આવ્યાં. તેમાં અત્યાર સુધી કેવળ ક્રિયાત્મક રહેલ વેદધર્મમાં ચિંતનનું તત્ત્વ મેળવવામાં આવ્યું. આ દિશામાં પ્રગતિ થતાં છેવટે આવ્યાં ઉપનિષદો, જેને વેદાંત એવું નામ પણ આપવામાં આવે છે. આપણા પૂર્વજોની આધ્યાત્મિકદૃષ્ટિ આમાં પૂર્ણપણે ખીલેલી દેખાય છે અને એમાંનું બ્રહ્મજ્ઞાન આજ સેંકડો વર્ષ થયાં ભારતવર્ષને જ નહિ પરંતુ જડવાદમાં ગળા સુધી ડૂબેલા પાશ્ચાત્ય દેશોને પણ મુગ્ધ કરી રહ્યું છે. શોપનહાવર જેવા પાશ્ચાત્ય પંડિત તો કહે છે કે ઉપનિષદો તો મારો અંતિમ દિલાસો છે.

વેદધર્મના આટલા ઊડતા અવલોકન પછી આપણે વિચારવાનું એ રહે છે કે ભક્તિમાર્ગનો ઉદય હિંદુતત્ત્વજ્ઞાનમાં ક્યારથી થયો. વેબર નામનો એક પાશ્ચાત્ય પંડિત એવું કહે છે કે હિંદુસ્થાનમાં ભક્તિતત્ત્વ હિંદુસ્થાન બહારના કોઈ દેશમાંથી આવેલું છે અને ખ્રિસ્તી દેશમાંથી જ ભક્તિની કલ્પના આર્ય લોકોને સૂઝેલી છે. ભાંડારકર, ટિળક આદિ સમર્થ પંડિતોએ નિર્વિવાદ સાબિત કરેલું છે કે આ ભક્તિતત્ત્વ બુદ્ધ પહેલાં અને ઉપનિષદો પછી હિંદમાં જ ઉદ્ભવેલ છે અને પાલીના ફ્રેંચ પંડિત સેનાર્તે ભક્તિતત્ત્વનું બુદ્ધ ઉપરનું આ ઋણ સ્વીકાર્યું છે. વળી આ તત્ત્વ ભારતવર્ષના સમર્થ વૈયાકરણી પાણિનિને પણ જાણીતું હતું એ પણ પુરવાર થઈ ચૂક્યું છે અને બુદ્ધ અને પાણિનિ ઈસુ ખ્રિસ્તના પુરોગામી છે એ વાત નિર્વિવાદ છે. પંડિત વેબરનો મત આ દૃષ્ટિએ પરિપૂર્ણ રીતે ખંડિત થાય છે. વળી બેબીલોનીઆના સંશોધન પરથી હવે કેટલાક વિદ્વાનો પણ એમ માનવા લાગ્યા છે કે ઈસુખ્રિસ્તે પોતાના જીવનનો થોડોક ભાગ બુદ્ધના શિષ્ય તરીકે ગુજારેલો હોવો જોઈએ. ઋગ્વેદનો ઊંડો અભ્યાસ કરતાં એમ પણ જણાઈ આવશે કે ભક્તિનાં કેટલાંક તત્ત્વો તો ઋગ્વેદના જમાનામાં પણ અસ્તિત્વમાં હતાં. દાખલા તરીકે ઋગ્વેદના સાતમા મંડલમાં વરુણને

ઉદ્દેશીને એક ઋષિનું સૂક્ત છે; તેમાં એ ઋષિ વરુણની અકૃપાના ભોગ થઇ પડ્યા છે અને એ અકૃપા દૂર કરાવવા આર્દ્ર સ્વરે વરુણને પ્રાર્થના કરે છે કે "વરુણદેવ, ખાસ કંઇ પણ ભૂલ થઇ ગઈ હોય તો તે સુરાપાનથી કે એવી કોઈ રીતે થઈ હશે માટે ક્ષમા કરો તમારા સાંનિધ્યમાં ફરીથી સ્થાન આપો." આ આખું યે સૂક્ત ભક્તહૃદયના ભાવથી ભરપૂર છે એમ હરકોઇ વાંચનારને સહેજમાં જણાઇ આવશે.

### ભક્તિનું સ્વરૂપ

આમ ગીતામાં બતાવેલ ભક્તિયોગ પ્રાચીન છે એ આપણે જોયું. હવે આપણાં પ્રાચીન શાસ્ત્રોમાં ભક્તિનું સ્વરૂપ શું બતાવ્યું છે તે જોઇએ. શાંડિલ્યસૂત્રમાં (શાં. સૂ. ૨) ભક્તિની વ્યાખ્યા "सा (भक्ति) परानुरक्तिरीश्वरे।" એમ આપેલ છે એટલે પ્રભુ પર નિરતિશય પ્રેમ એનું નામ ભક્તિ. ભક્તિને વધારે પવિત્ર અને સાત્ત્વિક બનાવવા માટે ભાગવત ઉમેરે છે કે ભક્તિ એટલે કેવળ પ્રભુ ઉપર નિરતિશય પ્રેમ નહિ પણ નિરતિશય નિર્હેતુક પ્રેમ. 'अहेतुक्यव्यवहिता या भक्तिः।' (ભા. ૩-૨૯-૧૨). ટૂંકામાં, પ્રભુ ઉપર નિઃસ્વાર્થ પરમ અનુરાગ એનું નામ ભક્તિ. ગીતામાં પણ ભક્તિનું આ સ્વરૂપ માન્ય રાખવામાં આવ્યું છે; જો કે, સકામભાવે ભક્તિ કરનારને પણ ગીતામાં ભક્તનું સ્થાન આપવામાં આવ્યું છે એમ નીચેના શ્લોકમાં ભક્તના ભગવાને વર્ણવેલ ચાર પ્રકાર પરથી જણાઈ આવશે:

> चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन ।
> आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥
>
> (भ. गी. ७-१६)

ગીતામાં દર્શાવેલ ભક્તિયોગ ઉપનિષદના જ્ઞાનયોગમાંથી ધીમે ધીમે ઊતરી આવ્યો છે એ વસ્તુનું હવે આપણે પૃથક્કરણ કરીએ. ભારતનું તત્ત્વજ્ઞાન ઉપનિષદ્કાળમાં પૂર્ણતાના શિખરે

પહોંચ્યું હતું. આપણો જીવાત્મા એ જ બ્રહ્મ છે અને એ જીવાત્માનું બ્રહ્મ સાથે તાદાત્મ્ય સાધવું એ જ સર્વશ્રેષ્ઠ પુરુષાર્થ છે એમ તે કાળમાં મનાતું અને આજ સૈકાઓ થયાં ભારતવર્ષમાં હજુ મનાતું આવ્યું છે. આ તાદાત્મ્ય સાધવા માટે બ્રહ્મનું જ્ઞાન આવશ્યક હોય એમાં નવાઇ નહિ. તે કાળમાં બ્રહ્મપ્રાપ્તિ માટે કેવળ જ્ઞાન એ જ સાધન ગણાતું, પણ એ જ્ઞાન કેવા બ્રહ્મનું ? પ્રાચીન ઉપનિષદોમાં જ્યાં જોઇશું ત્યાં બ્રહ્મનું વર્ણન નકારાત્મક Negative શૈલીમાં જ છે. 'अशब्दम्, अरूपम्, अपाणिपादम्' વગેરે વર્ણનો ઉપલા કથનનું સમર્થન કરે છે. ભલભલા જ્ઞાની પુરુષોને પણ બ્રહ્મનું નિશ્ચયાત્મક વર્ણન મુશ્કેલ વાત હતી એમ ઉપનિષદોમાં ઠેરઠેર આવતી વાતો પરથી સ્પષ્ટ દેખાય છે. બૃહદારણ્યક ઉપનિષદમાંના યાજ્ઞવલ્ક્ય અને ગાર્ગીના સંવાદમાં ( બૃ. ૩-૬-૧ ) યાજ્ઞવલ્ક્યને આખરે કહેવું પડે છે કે હે ગાર્ગી ! તું આગળ પ્રશ્ન કરીશ તો તારું માથું ધડ પરથી પડી જશે.

એક બીજે ઠેકાણે બાષ્કલિ નામના ઋષિને કોઈ બાહ્વ નામના શિષ્યે બ્રહ્મનું સ્વરૂપ બે ત્રણ વાર પૂછ્યું છતાં તેઓ શાંત જ રહ્યા. શિષ્યે આથી આનો ખુલાસો પૂછ્યો ત્યારે બાષ્કલિએ કહ્યું કે "ભાઇ, મેં તો ક્યારનો એ તારા સવાલનો જવાબ આપી દીધો છે. બ્રહ્મનું સ્વરૂપ શું એ પ્રશ્નનો જવાબ તે માત્ર શાંતિથી ચૂપ રહેવું એ જ, બીજું કંઇ નહિ." કહેવાની મતલબ એ કે ભલભલા જ્ઞાની પુરુષોને બ્રહ્મના યથાર્થ સ્વરૂપનું વર્ણન એ મુશ્કેલ વસ્તુ હતી, અને એટલે જ છેવટે બ્રહ્મસ્વરૂપનું નિરૂપણ તેઓએ 'नेति नेति ।' એ શબ્દોમાં જ કર્યું છે. બ્રહ્મનું વર્ણન જ જો આટલી મુશ્કેલીથી ભરપૂર હોય તો જ્ઞાનમાર્ગે એવા અરૂપ, અવ્યય, અવ્યક્ત બ્રહ્મની પ્રાપ્તિ આનાથી અનેકગણી વધુ મુશ્કેલ હોય તેમાં નવાઇ શું ? મનુષ્ય મનુષ્ય મટી બ્રહ્મ નથી થયો ત્યાં સુધી તો મનુષ્ય જ છે, એટલે બ્રહ્મપ્રાપ્તિના

માર્ગે એણે પોતાની બુદ્ધિ અને શક્તિ અનુસાર આગળ વધવું રહ્યું. અપવાદરૂપ કોઇક જ તીવ્ર બુદ્ધિશાળી મનુષ્યને શરૂઆતથી જ નિરવયવ અવ્યક્ત બ્રહ્મનો સાક્ષાત્કાર સંભવી શકે છે. પણ ઘણા ખરાં મનુષ્યોનો તો, અવ્યક્તને બદલે કંઇક વ્યક્ત, અરૂપને બદલે કંઇક સરૂપ, હોય તો જ રસ્તો સરળ થાય. ઉપનિષદકારોએ પણ આ વાત સ્વીકારી છે. અને ઘણાં ઉપનિષદોમાં બ્રહ્મનું નિશ્ચયાત્મક (Affirmative) વર્ણન કરેલું છે. "सत्यं ज्ञानम् अनंतं ब्रह्म।" એ વર્ણન આ કથનની સાક્ષી પૂરે છે. આ વર્ણન છેવટમાં सत्यकामः सत्यसंकल्पः એવા સગુણ બ્રહ્મના વર્ણનમાં પરિણમે છે. આટલું છતાં એ જ્ઞાનદ્વારા આત્મ-સાક્ષાત્કાર એ કેવળ થોડા બુદ્ધિશાળી પુરુષોના અધિકારની વસ્તુ રહે છે. જો આમ છે તો સામાન્ય જનતાને માટે આત્મ-સાક્ષાત્કારનાં મંદિરો સદા-સર્વદા શું બંધ જ રહેવાનાં? ના, એમ નથી. ઠેઠ પ્રાચીનકાળથી કેવળ બુદ્ધિજન્ય જ્ઞાનથી બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો એ અતિકઠિન વસ્તુ છે એમ સ્વીકારાઈ ચૂક્યું છે. માણસને મગજ ઉપરાંત હૃદય છે, અને મગજમાં રહેતી બુદ્ધિ જેટલી જ બલ્કે વધારે શક્તિ ધરાવતી હૃદયમાં શ્રદ્ધા પણ રહે છે એ સુવિદિત છે. કવિવર ટાગોરે એક ઠેકાણે કહ્યું છે 'A mind all logic is like a knife all blade. It makes the hand bleed that uses it.' કેવળ શ્રદ્ધારહિત બુદ્ધિ એ ખરેખર સર્વાંગધારવાળી છરી છે. અને 'अचिंत्याः खलु ते भावा न तांस्तर्केण योजयेत्' એ ઉક્તિ પણ શ્રદ્ધાની આવશ્યકતામાં ડોકિયાં કરતી દેખાય છે. શરૂઆતમાં આ ઉપાસના અવ્યક્ત રૂપની છે પણ વ્યક્ત રૂપની ઉપાસના અનેક દૃષ્ટિએ કઠિન છે એ નિર્વિવાદ છે. ભગવાન કૃષ્ણચંદ્રે પણ ગીતાના બારમા અધ્યાયના પાંચમા શ્લોકમાં આ વસ્તુનો સ્વીકાર કર્યો છે.

क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥

### ઉપાસનાનું માહાત્મ્ય

આમ ઉપાસકને ઉપાસ્ય વસ્તુ જેમ વધારે મૂર્ત સ્વરૂપવાળી તેમ ઉપાસનનું કાર્ય વધારે સરળ બને છે. આથી કરીને જ ઉપનિષદોમાં પણ કેવળ જ્ઞાનથી બ્રહ્મસાક્ષાત્કાર કરી શકવા અસમર્થ મનુષ્યોને માટે બ્રહ્મનાં જુદાં જુદાં પ્રતીકો દ્વારા ઉપાસના સૂચવવામાં આવી છે. કોઈમાં ૐરૂપે કોઈમાં સૂર્યરૂપે, કોઈમાં આકાશરૂપે તો કોઈમાં ઉદ્‌ગીથ સામરૂપે. છેવટે ઉપાસ્યનું આ મૂર્ત સ્વરૂપ Personal God એટલે ઈશ્વરમાં પરિણમે છે.

શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માંના, " मायां तु प्रकृतिं विद्यात् मायिनं तु महेश्वरम् । " અને " ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः । " વગેરે કથનો આ વસ્તુને પુષ્ટિ આપે છે. છેવટછેવટમાં નૃસિંહતાપની. રામતાપની, ગોપાલતાપની વગેરે ઉપનિષદોમાં તો મનુષ્યદેહધારી ઈશ્વરને જ ઉપાસ્ય ગણેલ છે. ગીતામાં વર્ણવેલ ભક્તિયોગનો ઉપાસ્ય દેવ પણ એવો જ છે.

" गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् । "

ભક્તિમાર્ગના પ્રવાસીને આમ એકાદ ઉપાસ્ય લઈને મજલ કાપવાની શરૂઆત કરવાની વાત તો આપણે નક્કી કરી. હવે સવાલ એ ઊઠે છે કે ઉપાસ્ય એ વધુ અગત્યની વસ્તુ છે કે તે પાછળ રહેલો ઉપાસકનો ભાવ. ગીતા સ્પષ્ટતાથી કહે છે કે ઉપાસકનો ભાવ જ વધુ અગત્યનો છે. અલબત્ત, સંસ્કાર પરત્વે આ ભાવ જુદો પડે છે. ગીતા કહે છે:

यजन्ते सात्त्विका देवान्यक्षरक्षांसि राजसाः ।
प्रेतान्भूतगणान्श्चान्ये यजन्ते तामसा जनाः ॥

भ. गी. १७-४

ઉપાસનાનું ફલ પણ એ ભાવને અનુરૂપ હોય છે એમ ગીતા ' यान्ति देवव्रता देवान् ' એ શ્લોકમાં સ્પષ્ટ કહે છે ( भ. गी. ९-२५ ). આ જગ્યાએ એક વસ્તુ ખાસ સ્પષ્ટતાથી

ગીતામાં કહેલ છે. દરેક ભક્તને તેની ઉપાસનાનું ફળ તેને ઉપાસ્ય મારફત આપનાર તો પરમાત્મા પોતે જ છે. કેવળ ફળ નહિ પણ ભક્તિમાં જોઈતી અચલ શ્રદ્ધા પણ પ્રભુ પોતે જ આપે છે—

यो यो यां यां तनूं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥

म. गी. ७–२१

કારણ કે શ્રી કૃષ્ણચંદ્રને મતે ગમે તે ઉપાસ્યની ભક્તિ અંતમાં તો તેની જ ભક્તિ છે એમ ગીતા કહે છે—

येऽप्यन्यदेवता भक्ता यजन्ते श्रद्धयान्विताः ।
तेऽपि मामेव कौन्तेय । यजन्त्यविधिपूर्वकम् ॥

म. गी. ९–२३

અહિં નોંધ લેવા લાયક વસ્તુ એ છે કે જો કે દેવ, યક્ષ વગેરેની ભક્તિ પાછળથી શ્રદ્ધા તથા તે ભક્તિનું દેવયક્ષાદિલોકપ્રાપ્તિરૂપ ફલ પ્રભુ પોતે જ આપે છે છતાં એ તો નિશ્ચિત જ વસ્તુ છે કે આ ફલ વિનાશી છે અને 'अन्तवत्तु फलं तेषाम् ।' ( म. गी. ७–२३ ) એમ ગીતામાં પણ કહેલ છે. ઉપર્યુક્ત ફળમાં પુણ્યનો ક્ષય થતાં પુનઃ મૃત્યુલોકમાં આવવું પડે છે એ પણ 'क्षीणे पुण्ये मृत्युलोकं विशन्ति' એ શબ્દોમાં ગીતા સ્પષ્ટપણે કહે છે. આ ઉપરથી એક વસ્તુ એ ફલિત થાય છે કે મોક્ષરૂપી શાશ્વત ફલ મેળવવા માટે છેવટ તો બ્રહ્માત્મૈકતાનું જ્ઞાન અનિવાર્ય છે. એટલે કે વ્યક્તની ઉપાસનાથી શરૂ થતી ભક્તિને અંતમાં તો અવ્યક્ત સ્વરૂપનું યથાર્થ જ્ઞાન આવશ્યક છે. પ્રભુ પોતે જ ગીતામાં કહે છે કે વ્યક્ત સ્વરૂપ તે મારૂં ખરૂં સ્વરૂપ નથીઃ

अव्यक्तं व्यक्तिमापन्नं मन्यते मामबुद्धयः ।
परं भावमजानन्तो ममाव्ययमनुत्तमम् ॥

म. गी. ७–२४

જ્ઞાનમાર્ગનો અંત જેમ બ્રહ્મપ્રાપ્તિ છે તેમ ભક્તિમાર્ગનો પણ આખરી અંત તો તે જ છે. એટલે ભક્તિમાર્ગના પ્રવાસીને પણ આખરે બ્રહ્માત્મૈકતાના જ્ઞાનની જરૂર રહેવાની એમ ગીતા કહે છેઃ

भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः ।
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ॥

ભ. ગી. ૧૮–૫૫

આથી જ જે ભક્તને પોતાની ભક્તિથી અંતે જ્ઞાન મળી ચૂક્યું છે તે સર્વશ્રેષ્ઠ ભક્ત છે અને આથી જ ગીતામાં ભક્તોના ચાર પ્રકાર વર્ણવતી વખતે શ્રી ભગવાને જ્ઞાની ભક્તને પોતાનો પ્રિય એટલું જ નહિ પણ પોતાનો આત્મા કહ્યો છે—

प्रियोऽहि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ।
उदारा सर्व एवैते ज्ञानीत्वात्मैव मे मतम् ॥

ભ. ગી. ૭–૧૬–૧૭–૧૮

ભક્તિમાર્ગમાં પણ અંતમાં જ્ઞાનની જરૂર પડે છે તો તે જ્ઞાન પ્રાપ્ત કરવા ભક્તે ભક્તિમાર્ગમાં અમુક મજલ કર્યા પછી કંઇ વિશેષ પ્રયત્ન કરવો પડે છે કે કેમ તે પ્રશ્ન સહેજે ઉપસ્થિત થાય છે અને આ પ્રશ્નનો ખુલાસો પણ શ્રી ભગવાને ગીતામાં કહેલ છે. શ્રી ભગવાન સ્પષ્ટ રીતે કહે છે કે ભક્તને આ બાબતમાં કશો પ્રયત્ન નથી કરવો પડતો, કારણ કે ભગવાન્ કહે છે કે હું પોતે જ અંતે ભક્તમાં એવી જ્ઞાનબુદ્ધિ મૂકું છું જેથી તે પરમ ગતિને પામે છેઃ

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥

तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥

### જ્ઞાનપ્રાપ્તિ ભગવત્કૃપાથી

આ ઉપરથી ફલિત થાય છે કે દરેક ભક્તને અંતે તો ' सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते अविभक्तं विभक्तेषु । ' એ ગીતામાં કહેલ સાત્વિક જ્ઞાન સહેજે ઇશ્વરકૃપાથી પ્રાપ્ત થાય છે. પ્રભુના પરમ ભક્તોના જીવન-ઇતિહાસ તપાસતાં આ વસ્તુના સત્ય વિશે આપણને જરા પ શંકા નહિ રહે. ભક્ત નરસિંહનાં પદો લ્યો. અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ જૂજવે રૂપે અનંત ભાસે' એ ' अविभक्तं विभक्तेषु । ' કે एकं सद्‌विप्रा बहुधा वदन्ति । ' પરમજ્ઞાનની જ ઉક્તિ નથી તો બીજું શું છે ! આ તો માત્ર એક જ દાખલો લીધો પણ નરસિંહ મહેતાનાં પદોના અભ્યાસીને એક પ્રખર તત્વજ્ઞાનીના જેવું પ્રૌઢ જ્ઞાન એમનાં પદોમાં સભર ભરેલું દેખાઇ આવશે; અને આપણે સૌ જાણીએ છીએ કે નરસિંહ મહેતાએ શાસ્ત્રીય રીતે ઉપનિષદોનો અભ્યાસ કર્યો ન હતો. તેઓ તો કેવળ ભક્તિને પંથે પરવર્યા હતા. ત્યારે આ જ્ઞાન આવ્યું ક્યાંથી? એ પ્રશ્નનો એક જ જવાબ હોઇ શકે કે ગીતામાં શ્રી ભગવાને કોલ આપેલ છે કે દરેક ભક્તને અંતે એ બ્રહ્મજ્ઞાન હું જ આપું છું. અલબત્ત ભક્તિને પથે પડ્યા પછી એ જ્ઞાન એકાદ જન્મમાં પ્રગટ નથી થતું, કારણ કે ભક્તિમાર્ગની એ છેલ્લી ટૂંક છે અને એક જન્મમાં મનુષ્ય ત્યાં સુધી ન પહોંચી શકે એ સ્વાભાવિક છે. પરંતુ અનેક જન્મ પછી એ જ્ઞાનનો ઉદય જરૂર થશે એમાં શંકાને સ્થાન નથી એમ ગીતા કહે છે—

बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥

भ. गी. ७-१९

આ જ્ઞાન પ્રાપ્ત થતાં જ મુંડકોપનિષદ્ કહે છે તેમ ' भिद्यते हृदयग्रन्थिः छिद्यन्ते सर्वसंशयाः । ' એમ ભક્ત પરમ દશાને પામે છે.

આમ ભક્તિમાર્ગથી પ્રાપ્ત થતી દશા ' वासुदेवःसर्वम् '

અને જ્ઞાનમાર્ગથી પ્રાપ્ત થતી બૃહદારણ્યક ઉપનિષદમાં વર્ણવેલી 'सर्वम् आत्मा एव अभूत्' એ દશા સરખી જ છે, એમ આપણે સ્વીકારવું પડશે. ગીતાના બીજા અધ્યાયમાં જ્ઞાનમાર્ગે સ્થિતપ્રજ્ઞ પુરુષનું વર્ણન કરતાં શ્રીકૃષ્ણે તેને સર્વ કામોનો ત્યાગ કરનાર, સુખદુઃખને સમ ગણનાર, રાગ, ભય, ક્રોધ એ વસ્તુઓનો પરિત્યાગી, નિઃસ્પૃહ, નિર્મમ અને નિરહંકાર કહેલ છે. (૨-૫૫-૫૬; ૭૧) લગભગ એ જ વિશેષણો બારમા અધ્યાયમાં તેમણે પરમ ભક્તને વિશે પણ વાપર્યાં છે. પરમ ભક્ત પણ તેમને મતે સર્વ આરંભનો પરિત્યાગ કરનાર, હર્ષ અને અમર્ષ એ બન્ને ઉદ્વેગથી મુક્ત, સુખ અને દુઃખમાં સમબુદ્ધિ રાખનાર, સંતુષ્ટ, નિર્મમ અને નિરહંકાર હોવો જોઇએ (ભ. ગી. ૧૨; ૧૩-૧૪-૧૫-૧૬) આમ ગીતાના બારમા અધ્યાયમાં ભક્તિમાન પુરુષની છેવટની સ્થિતિનું વર્ણન અને બીજા અધ્યાયમાં સ્થિતપ્રજ્ઞનું વર્ણન—એમ બન્ને વર્ણનો એકસરખાં જ છે એમ તે વર્ણનો વાંચતાં સહેલાઇથી લક્ષમાં આવે છે.

### ભક્તિ માર્ગની મહત્તા

જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગનું અંતિમ ફળ તો એક જ છે એ આપણે જોયું. જ્ઞાનમાર્ગ બુદ્ધિગમ્ય હોવાથી સામાન્ય જનો માટે તે ક્લેશમય છે એટલું જ નહિ પણ લગભગ અશક્ય છે, જ્યારે ભક્તિમાર્ગ "શ્રદ્ધામૂલક અને પ્રેમગમ્ય" હોઇ વધારે સુલભ છે. એમ પણ આપણે જોયું. ભક્તિમાર્ગની જ્ઞાનમાર્ગ કરતાં આમ એક વિશિષ્ટ મહત્તા સિદ્ધ થઇ. આ સિવાય એક બીજી રીતે વધુ વિશિષ્ટ મહત્તા ભક્તિમાર્ગની છે એ હવે આપણે જોઇશું. પૂર્વમીમાંસાના કર્મકાંડમાં કે ઉત્તરમીમાંસાના વેદાન્તજ્ઞાનમાં ફક્ત પહેલા ત્રણ વર્ણોના પુરુષવર્ગનો જ અધિકાર શાસ્ત્રે માન્યો છે એમ વેદાન્તસૂત્રના ત્રીજા અધ્યાયનાં ૩૪થી ૩૮ સૂત્રો પરના શાંકરભાષ્યના વિવેચન પરથી આપણને જણાય છે. આમ કર્મ અને જ્ઞાનનાં દ્વાર સ્ત્રી અને શૂદ્રોને માટે હિંદુ ધર્મે સદાસર્વદા બંધ રાખ્યાં

છે પણ ભક્તિના રાજમાર્ગ ઉપર વિહરવાની તો સર્વ કોઈને છૂટ છે,–પછી ભલે તે સ્ત્રી હોય કે શુદ્ર હોય એમ ભગવાન શ્રી કૃષ્ણ કહે છે:

" मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्यु पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परांगतिम् ॥ ".

ભ. ગી. ૯–૩૨

આપણા આર્યોના પ્રાચીન વેદધર્મમાં જે રૂઢિચુસ્તતા હતી તે આમ પહેલી જ વખત ગીતામાં નાશ પામે છે અને પ્રભુનાં દ્વાર સર્વ જનોને માટે, વર્ણ કે જાતિના ભેદ વિના, ગીતા ખુલ્લાં કરે છે. આથી જ શ્રી કૃષ્ણને ' सर्वोद्धार-प्रयतन्तात्मा ' કહેવામાં આવે છે.

ભક્તિમાર્ગના આટલા અવલોકન પછી આ જ પ્રશ્ન તપાસવાનો રહે છે કે ગીતાના મતે ભક્તને છેલ્લી દશા મળ્યા પછી તેણે કંઈ કાર્યો કરવાં કે નહિ.ગીતામાં કેવળ જ્ઞાનમાર્ગનો ઉપદેશ છે કે કેવળ ભક્તિમાર્ગનો ઉપદેશ છે એમ સાંપ્રદાયિક પકડમાં જકડાએલાઓ ઢાલની એક જ બાજુ જુએ છે. જ્ઞાનભક્તિયુક્ત કર્મયોગ એ જ ગીતાનું ખરૂં તાત્પર્ય છે. લોકમાન્ય ટિળકના શબ્દોમાં કહીએ તો " પ્રાચીન ઉપનિષદોમાં જ્ઞાનમાર્ગનો જ વિચાર કરેલ છે અને શાંડિલ્યાદિ સૂત્રો કિંવા ભાગવત આદિ ગ્રન્થો ભક્તિમાર્ગનું જ માહાત્મ્ય ગાય છે પણ જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગ એ બન્નેના સાધન તરીકે અધિકાર પરત્વે ભેદ બતાવી બન્નેનો આખરે નિષ્કામ કર્મમાં મેળાપ કરી આપવાનું કામ ગીતાની પેઠે સમબુદ્ધિથી બીજા કોઈ પણ પ્રાચીન ધર્મગ્રંથમાં કરેલું જડી આવતું નથી."

ગીતાની રચના પાછળનો ઉદ્દેશ તપાસતાં પણ નિષ્કામ કર્મ એ જ તેનો આખરી સંદેશ છે એમ માલૂમ પડ્યા વગર રહેશે નહિ. ગીતા શા માટે ઉદ્દભવી એ પ્રશ્નનો જવાબ સૌએ

એક જ આપવો પડશે કે અર્જુનને સ્વધર્મથી પ્રાપ્ત થતાં કર્મ કરવામાં જે હતાશા થઇ તેને નિવારી, અર્જુનને યોગ્ય કર્મમાં પ્રવૃત્ત કરવા માટે ગીતા જન્મી છે. અનાસક્તિ અને ફલાશાના ત્યાગપૂર્વક કરેલાં કર્મ મનુષ્યને નિર્લિપ્ત રાખે છે માટે અનાસક્તિથી ફલાશાનો ત્યાગ કરી આમરણાન્ત મનુષ્યે, પછી તે જ્ઞાની હોય કે ભક્ત હોય, કર્મ કર્યે જવાં એ ગીતાનો સ્પષ્ટ આદેશ છે. ગીતામાં જ્યાં જ્યાં ત્યાગ શબ્દ આવે છે ત્યાં ત્યાં ત્યાગ એટલે કર્મત્યાગ નહિ પણ કર્મફલત્યાગ એમ શ્રી ભગવાને સ્પષ્ટ બતાવેલ છે—

" सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ।
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥ "

( भ. गी. १८-११ )

કારણ કે શ્રી ભગવાન કહે છે કે ' न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः । ( १८-११ ) અને માટે જ તેમણે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કે:

" एतान्यपि कर्माणि सङ्गं त्यक्त्वा फलानि च ।
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् "

( भ. गी. १८-६ )

જે કાંઇ કર્મ આપણે કરીએ છીએ તે ઇશ્વર જ આપણને નિમિત્ત બનાવી આપણી પાસે કરાવે છે માટે આ મેં કર્યું કે આ હું કરું છું એ ભાન જ સદંતર નષ્ટ થાય એટલે પત્યું. ગીતા આ વસ્તુ બહુ સ્પષ્ટતાથી કહે છે—

" ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन् सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥ "

( भ. गी. १८-६१ )

અને આટલા માટે જ, ભગવાન અર્જુનને કહે છે કે 'मयैवैते निहताः पूर्वमेव । निमित्तमात्रं भव सव्यसाचिन् ।' ( ૧૧-૨૨ ) ભગવાનનો અર્જુનને ગીતામાં ઠેર ઠેર ઉપદેશ 'तस्मात् सर्वेषु कालेषु मामनुस्मर युध्य च ' પણ ધ્યાનમાં લેવા જેવો છે. ગીતાને અંતે પણ અર્જુન શ્રીકૃષ્ણને કહે છે કેઃ—

" नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।
स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥ "

( भ. गी. १८–७३ )

અર્જુને કહેલું આ વચન તે યુદ્ધ કરવાનો આદેશ જ છે, એ ભાગ્યે જ કહેવાની જરૂર રહે છે. કોઇ અહિં એ પ્રશ્ન ઉપસ્થિત કરશે કે જ્ઞાની કે ભક્તને પરમ દશા પ્રાપ્ત કર્યા પછી કંઇ જ મેળવવાનું કે કરવાનું રહેતું નથી, તો શા માટે તેણે કર્મ કર્યે જવાં. આ પ્રશ્નનો જવાબ પણ ભગવાને આપ્યો છે કે કેવળ લોકસંગ્રહ માટે. ભગવાન પોતે પણ આપ્તકામ છે અને ત્રણ લોકમાં તેમને કંઇ જ કરવાનું નથી છતાં પોતે સકળ જગતની ઘડભાંગ ચલાવે છે અને સાધુઓના રક્ષણ માટે અને દુષ્ટોના નિગ્રહ માટે વખતોવખત અવતાર સુદ્ધાં ધારણ કરે છે, તો પછી એ ભગવાનના ભક્તોએ કેવળ લોકહિતાર્થે કર્મો કર્યે જવાં જોઇએ એમાં શંકાને સ્થાન નથી.

અંતમાં સમર્થ જ્ઞાની થવાની શક્તિ, વાચક, તારામાં કે મારામાં ન હોય પણ શ્રદ્ધાપૂર્વક ભક્તિને માર્ગે તો આપણે સૌ કોઇ પરવરી શકીએ છીએ.

सर्व धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच ॥

( भ. गी. १८–६६ )

એ શ્લોકમાં અર્જુન દ્વારા શ્રીકૃષ્ણનો સમગ્ર જગતને કોલ છે કે એક વખત મારે શરણે આવો, બાકીનું હું સંભાળી લઈશ 'ન મે ભક્તઃ પ્રણશ્યતિ' એ શ્રી ભગવાનનાં વચનમાં શ્રદ્ધા રાખી ભક્તિપંથે પડતાં પરમ મુક્તિ આપણી છે એમાં શંકાને જરા પણ સ્થાન નથી.

# મધ્યકાલીન ગુજરાત

## સામાજિક ને ધાર્મિક દૃષ્ટિએ

વાસી ઉતરાણની સાંજે[1] આકાશને પહોંચવા મથતા કનકવાની મોજ છોડીને ગર્વગુર્જરીને સંભારવા આવેલાં ઇતિહાસશોખીઓને આવકારવાનું મને ખૂબ ગમે છે તેથી પતંગ ચગાવવી મને ગમતી નથી એમ નહિ પણ ભાષણ ચગાવવું વધારે ગમે છે એ જ. અને મારા વિષયની છણાવટ કરવા હું મંડી પડું તે પહેલાં થોડાક પ્રસ્તાવવેડા પણ કરી લઉં.

એક સામાન્ય હકીકત છે કે જે વિષયમાં, સૌને વધતો ઓછો પણ રસ નથી પડતો તે વિષય ઘરડો મનાય છે અને જેમના વાળ ખરાબ તેલને લીધે નહિ પણ એમ ને એમ સફેદ બની ગયા હોય તેમને જ તે સોંપાઇ જાય છે. મારા એક મિત્ર શ્રી. ભોગીલાલ સાંડેસરાને ઇતિહાસ ને પુરાતત્ત્વનો ઝીણવટભર્યો અભ્યાસ છે. તેમને વીશ જ વર્ષ થયાં છે એમ આજથી દોઢ વર્ષ પર મેં મારા બીજા એક મિત્રને કહ્યું ત્યારે તેમણે અચંબો પામીને કહ્યું: "મેં તો તેમને છપ્પન વરસના ધારેલા." આમ ઘરડા વિષય પર પ્રેમ હોવાથી ઘરડાપો લદાઇ જાય તેની દહેશતને લીધે મારે સ્પષ્ટ કરવું જોઇએ કે મને ઘરડાપો ગમતો નથી. ખરેખર ઘરડો થાઉં ત્યારે પણ યયાતિ રાજાની માફક

---

૧. ઉતરાણને બીજે દિવસે (તા. ૧૫-૧-૩૯) સુરતના સાહિત્યમંડળની સભા સમક્ષ પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીને પ્રમુખપદે વાંચેલું વ્યાખ્યાન.

મારેય એકાદ એવો દીકરો હોય જે મારો ઘરડાપો લઈને તેની જુવાની મને ઉછીની આપે તો તેની જુવાની લઈ લીધા પછી તેની ઘરડી ખોખરી પીઠ પર " શાબાશ બેટા " કહી હું હોંસથી ધપ્પો મારું. પણ ઇતિહાસ વૃદ્ધોનો વિષય મનાયો છે તેથી તમારી સમક્ષ રાતી રાયણની ગાંઠ જેવો હું ઊભો છું તોય મારે ઘરડું મગજ હશે એવું માનવાનું તમને મન થાય તો પણ કહી દઉં કે હું ઇતિહાસનો ઊંડો અભ્યાસી છું જ નહિ. એમ માની લો કે ભાષણ કરવાનું મને ગમે છે ને સાહિત્યમંડળે મને તે માટે તક આપી એટલે આડુંઅવળું જોયા વિના એ તક મેં ઝડપી, પણ તકની જોડે વિષય આવેલો તે પણ ઝડપાઈ ગયો. એ વિષય છે મધ્યકાલીન ગુજરાતઃ ધાર્મિક ને સામાજિક દૃષ્ટિએ. માથે પડેલો ભાર ઉંચકવા મેં મારાથી બનતું કર્યું છે ને એ ભાર તમને પાછો સોંપતી વેળાએ તમે કચરાઈ ન જાઓ તેની પણ મેં સંભાળ રાખી છે, પણ ઘરડું માણસ ગમે તેવું મઝાનું હોય તેથી કોઈ તેના જોડે પ્રેમ કરવા ન જાય એ દેખીતું હોવાથી થોડો કંટાળો આવે તો દરગુજર કરજો. હવે હું આપણા વિષય પર આવું.

જે સમયનું હું નિરૂપણ કરવાનો છું તે આશરે ઇ. સ. ૬૦૦થી ઇ. સ. ૧૨૦૦ સુધીમાં સમાઈ જાય છે, એટલે કે વલભી સમયથી માંડી સિદ્ધરાજ સોલંકીના સમયનું ગુજરાત હું આજે ઓળખાવવાનો છું. વચ્ચે ચાવડાઓ, દક્ષિણના રાષ્ટ્રકૂટો અને કનોજના પ્રતિહારો દેખા દઈ જશે. હું તવારીખના અનુક્રમને વળગી રહીશ પણ સાલવારી ને રાજાઓની વંશાવળીઓને રૂખસદ આપી દઈશ. જ્યાં તેમની ખૂબ જરૂર પડશે ત્યાં જ તેમનું નામ લઈશ કેમ કે ઇતિહાસ રાજાઓનો કે વ્યક્તિઓનો નહિ પણ પ્રજાઓનો ને પ્રજાજીવનનો જ હોઈ શકે. જ્યારે વ્યક્તિએ પ્રજાજીવન પર અપ્રતિમ છાપ સારી કે ખોટી રીતે પાડી હોય ત્યારે જ તેને ઇતિહાસમાં સંભારવાનો. આમ હું

મૂળરાજ કે સિદ્ધરાજનાં નામ લખશે પણ કર્કે બીજાનું કે ગોવિંદ ત્રીજાનું નામ નષ્ટટકે જ લખશે એને હું આશા રાખું છું કે અહીં શિલાદિત્ય છઠ્ઠાનું કોઈ સગું આવી ચઢયું હશે તો પણ તે તેનું સગપણ તો હવે ભૂલી જ ગયું હશે.

હું નાનો હતો ત્યારે નાના ગોઠિયાઓ સાથે કોઈને ઘેર એકઠા થઈને અમે કાગળ, વાંસની ચીપો અને લહીથી પતંગો બનાવતા, તેને ફૂમતાં લગાવતા અને ગંભીર મોં રાખીને છતાં ઉત્સાહભરપૂર હૈયે પતંગમાં કિન્ના બાંધી, ઘેર પાયેલા દોર આપી ચગાવતા. હું જ્યારે જ્યારે માનવસમાજનો કે સમાજ-જીવનનો વિચાર કરું છું ત્યારે ત્યારે નાનાં નાનાં માણસો એકઠાં મળી જાતજાતના ને ભાતભાતના પતંગો સરજીને તેને ઉડાવતા દીસે છે. એ પતંગો તેમનું સર્જન છે ને એ સર્જન ભાવનાના કે પૂર્ણતાના આકાશને ભેટવા જતું હોય તેમ પ્રવૃત્તિદોરે ઊંચે ઊડે છે. કોઈની પતંગ ઊંચે ચડે છે તો કોઈની કવચિત ખરાબ જાય છેઃ કોઈકનો દોર હાથથી તૂટી જાય છે તો કોઈકની પ્રતિકૂળ પવનથી કે બિનઆવડતથી ચઢતી જ નથી. કંઈક પતંગો અદ્ધર અવકાશમાં પેચ પાડે છે. સર્જન ક્ષણભર આથડે છે. દોરનો મૂંગો વેગ વધે છે ને જબ્બર કીકીઆરી વચ્ચે "કાઈપો [1]ની" બૂમ સંભળાય છે ત્યારે કાપનાર સ્વસ્થ ગૌરવથી સહેજ હસે છે, તેના વિજયનો ઇતિહાસ તે જ જાણતો હોય છે. જમાને જમાને સર્જન થાય છે ને એવું સર્જન વહેતું મુકાય છે. સર્જનના પ્રકારો જુદાજુદા હોય છે પણ પદ્ધતિ ને આશય એ ને એ જ રહે છે. એવા સર્જનપતંગનો ને તેની ભાવનાના આકાશનો પરિચય કરવા માટે આપણે પતંગોના તહેવારમાં એકઠા થયા છીએ ત્યારે મારે સહેજ દિલગીરીથી કહેવું પડે છે કે જે જમાનાના પતંગની હું વાત કરું છું તે તો ઝપટી ગયો છે. તે હવે ઊડતો નથી.

૧: 'કાઈ પો '=' કાપ્યો 'નો સુરતી અપભ્રંશ.

તેની એક ચીપ અહીં તો બીજી ત્યાં એમ છૂટીછવાઈ રખડે છે. તેના દોરના કટકા ક્યાંક ક્યાંક મળી આવે છે ને તેના ચીરાએલ કાગળની કરચોમાંની કેટલીક ગૂમ થઇ છે ને કેટલીક બહુ જ થોડી મળી આવી છે. આટલા સાધનથી આખા પતંગનું ચિત્ર કલ્પવાનો ઇતિહાસકારનો પ્રયત્ન ખૂબ મુશ્કેલીમાં મૂકે તેવો છે છતાં સામાન્ય ઇતિહાસ વિશેનાં સંશોધને પતંગનું જે કલ્પનાચિત્ર મને ઊછીનું આપ્યું છે તે હું અહીં પેશ કરું છું.

ઉપમાના પ્રદેશને છોડીને હું સીધી વાત કરું તો આપણો ઇતિહાસ જાણવાનાં સાધનો બહુ જ આછાં છે. આપણા બાપદાદાઓને સિલસિલાબંધ ઇતિહાસ લખતાં મુસલમાનોએ શીખવ્યું. પોતાના અનુયાયીઓ માટે તે જે મૂકતા ગયા છે તે છે: શિલાલેખો, દાનપત્રો, સિક્કાઓ, પ્રબંધો, દંતકથાઓ ને સમકાલીન સાહિત્ય. ઉપરાંત મળે છે પરદેશી પ્રવાસીઓનાં પ્રવાસવર્ણનો. આ બધું ચાળાચાળીને તેમની સત્યતાની તુલનાત્મક ખાતરી કરીને આજનો ઇતિહાસકાર સળંગ ઇતિહાસ ગોઠવે છે ને ગોઠવતાં ગોઠવતાં મતભેદોનાં તુમુલ યુદ્ધો મચી રહે છે. આમાંથી શિલાલેખો દાનપત્રો ને સિક્કાઓ સમયાનુક્રમ વિશે તથ્યભર્યું ઘણું આપી શકે. આપણા ઇતિહાસનો અંધારપડદો ઉંચકનારો ક્ષત્રપવંશ આખો ને આખો કાઠિયાવાડમાંથી મળી આવેલા સિક્કાઓને આધારે જ ગોઠવાયો છે. અને વલભીવંશ તથા રાષ્ટ્રકૂટો ને સોલંકીવંશ સંબંધી ઘણી માહિતી દાનપત્રો આપી દે છે. ચાવડાઓએ આવાં સંસ્મરણો મૂક્યાં નથી પણ તેમના વિશે 'પ્રબંધચિંતામણિ,' 'રત્નમાળા' 'વિચારશ્રેણી' જેવા પ્રબંધોએ, અવનિજનાશ્રમ પુલકેશીના તામ્રપત્રે કે બીજા અર્હતદોના ઉલ્લેખોએ આપેલી અધકચરી માહિતી મળે છે. દંતકથાઓ પર તો ભરોસો રખાય જ નહિ. તે તો ચૌલુક્ય-સોલંકીવંશને બ્રહ્માના ચુલુક-ખોબામાંથી ઉત્પન્ન થયેલો કહે છે ને કૂતરા પર

મુસલમાને આક્રમણ કર્યું ત્યાં અણહિલપુર પાટણ વસ્યું એમ કહે છે; કે પછી શીલગુણસૂરિએ જૈન બનાવવા ધારેલા વનરાજે દેવસ્થાન રક્ષતાં ઉંદરડા મારવા માંડ્યા તેથી ક્ષત્રિયગુણવાળો છે એમ કહીને સૂરિજી તેને પાછો મૂકી ગયા એમ પણ કહે છે. શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી દંતકથાઓને હમણાં જ પ્રસિદ્ધ થયેલા તેમના "ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ"માં અવિશ્વાસની આંખથી જુએ છે તેથી શ્રી. ઝવેરચંદ મેઘાણી 'કલમ અને કિતાબ' વિભાગમાં[1] નારાજ પણ થયા છે. પણ આખરે દંતકથા એ દંતકથા છે ને સારી પેઠે ચાળીઝાટકીને સાફ કર્યા વિના ઇતિહાસના ખપમાં તે ભાગ્યે જ આવી શકે. આ બાજુ દાનપત્રો ને શિલાલેખોમાં આત્મપ્રશંસા ઠાંસીઠાંસીને ભરેલી હોય છે. તેમાં રાજાઓ શત્રુની ગજઘટાનું નિકંદન કરતા હોય છે અથવા "સજળઘન વાદળમાંથી બહાર નીકળતા શશિના કિરણથી જાગૃત થયેલા શ્વેત કુમુદ જેવી યશની વેલીથી નવમંડળ છાયી" નાખતા હોય છે. આવા લેખોમાંથી પણ અધિકારીઓનાં નામ, રાજ્યવ્યવસ્થા, અને જીવનક્રમની રીતે હકીકતો મળે છે તે તો નક્કર હોય છે જ અને તારીખો મળવાથી સમયના છૂટા અંકોડા સાંધવામાં તે સહાયભૂત થાય છે. વળી પ્રચલિત ધર્મોને રાજાની સત્તા હેઠળનો પ્રદેશ ને બીજી સંસ્થાઓ વિશે પણ માહિતી તેમાંથી જ મળી રહે છે. પ્રબંધો ઐતિહાસિક સાધન વરીકે સહાયભૂત ખરા, પરંતુ તેમાંય સ્વધર્માનુરાગથી ઇતિહાસ ન સ્વીકારે તેવી હકીકતો દાખલ થઇ ગઇ છે. વળી ઇતિહાસદૃષ્ટિ તે જમાનામાં હતી જ નહિ એટલે મેરુતુંગની 'પ્રબંધચિંતામણિ' કે હેમચંદ્રના 'દ્વયાશ્રય' જેવા ગ્રંથોમાં પણ સમયાનુક્રમ કે ઇતિહાસસાતત્ય નથી જળવાયાં. શિથિલ શૈલી, રંજનનો હેતુ, દંતકથા પર રાખેલો

---

૧. 'જન્મભૂમિ' તા. ૨૯-૧૨-૩૭ (મુંબઇ બહારની એની આવૃત્તિમાં, તા. ૩૦ મી.)

આધાર, આશ્રયદાતાની સ્તુતિ ને કડવી હકીકતોની અવગણનાથી તેમનું ઐતિહાસિક મૂલ્ય આંકતાં છતાં પણ તેમને ઇતિહાસગ્રંથો કરી શકાય તેમ નથી. આમ છતાં પણ લોકજીવન જાણવા માટે આપણને સાચાં સાધનો મળી રહ્યાં છે ને આખરે ઇતિહાસ લોકોનો જ છે.

## ગુજરાત એ નામ ક્યારથી ?

એ પ્રદેશ નવમી સદી સુધી ગુજરાત નામ નહોતો પામ્યો. એ વખતે તો હાલના જોધપુર રાજ્યના ઉત્તર જીલ્લાઓથી આરંભી મારવાડનો ભાગ ગુર્જરદેશ કહેવાતો. સંસ્કૃતમાં તેને ગુર્જરત્રા કહેતા–પં. ભગવાનલાલ ઇન્દ્રજી ગુર્જર રાષ્ટ્ર શબ્દથી ગુજરાત ઉપજાવે છે તે તો શબ્દસામ્યની કલ્પના છે. આપણો હાલનો પ્રદેશ ગુજરાત નામ પામ્યો મૂળરાજ સોલંકીના સમયમાં. તેનો પિતા રાજિ હમણાં જેની વાત થઇ તે ગુર્જરદેશનો, કનોજના પ્રતિહારોના તાબા હેઠળનો, સામંત હતો ને મૂળરાજે અણહિલપુર પાટણનું રાજ્ય વિ. સં. ૯૯૮ માં લીધું તેથી મૂળરાજે જ ગુજરાતને નામ આપ્યું, પરંતુ તે પહેલાં અને ત્યાર પછી પણ હાલના ગુજરાતના જુદા જુદા વિભાગો જુદાં જુદાં નામથી ઓળખાતા. આર્ય વસાહતોના સમયમાં ગુજરાત દેશ આનર્ત, સુરાષ્ટ્ર અને અપરાન્તનો બનેલો હતો, પછી વલભી સમયમાં આપણે સુરાષ્ટ્ર, આનર્ત અને લાટ એવા ત્રણ વિભાગોનો પરિચય કરીએ છીએ. વલભી સમયમાં હાલના ગોહિલવાડની જગાએ વલભી અને હાલના સોરઠ પ્રાંતની જગાએ સુરાષ્ટ્ર હતી, અને તે વલભીને તાબે હતી. લાટની સામાન્ય સીમા મહીથી તાપી સુધીના પ્રદેશ લગી અંકાઈ છે છતાં રાષ્ટ્રકૂટ રાજા ગોવિંદ ચોથાના દાનપત્રમાં ખેટકમંડલ એટલે કે હાલના ખેડાને પણ લાટમાં લઇ લીધું છે. વળી આનર્ત એટલે કાઠિયાવાડને સામે લઇને મધ્ય તથા ઉત્તર ગુજરાતનો આખો પ્રદેશ પણ ખરો

અને ઉત્તર ગુજરાત એકલું પણ આનર્ત જ કહેવાય. યાદ એટલું રાખવાનું કે ઇસવીસનના સાતમા શતક સુધી તે હાલના ગુજરાતનો કોઇ પણ પ્રદેશ ગુજરાત નહોતો કહેવાતો. ગુજરાતની હાલની વિશાળ સીમા પહેલવહેલી નક્કી કરનાર હતો સિદ્ધરાજ સોલંકી; જો કે તેણે તો જોડે માળવા, ચિતોડ, કચ્છ, બુંદેલખંડ અને આખા કાઠિયાવાડને ગુજરાતમાં સમાવી મૂકયો હતો. પાછળથી મોગલ સમયમાં ગુજરાતની જે સીમા નક્કી થઇ તે બહુ જ થોડા ફેરફારો સાથે જળવાઇ રહી છે.

આવા ગુજરાત માટે શ્રી. ઉમાશંકર જોષી સાથે આપણે ગાવા લાગીએ છીએ કે, "ગુજરાત મોરી મોરી રે." પણ જરાક ડાહ્યા બનીને આપણે પૂછવા મંડીએ કે ગુજરાત કોની કોની રે ! તો જાણવા પામીશું કે ગુજરાતનો સમાજદેહ તો યાદવો, મૌર્યો, ઇરાનીઓ, યવનો, શકો, ક્ષત્રપો, હૈહયો, હુણો, મૈત્રકો, ગૂર્જરો, રાષ્ટ્રકૂટો વગેરેએ બાંધ્યો છે અને એ તો બધાં રાજવંશોનાં નામો છે. તેમની સાથે આપણે નથી ઓળખતા એવી ઘણી જાતિઓ આવી હશે અને આપણો આજનો ઘાટ ઘડવામાં પોતાનો હિસ્સો નોંધાવી ગઇ હશે.

## વિષયારંભ વલભી સમયથી

જે સમયથી આપણે શરૂઆત કરવાની છે તે વલભી સમય છે. પણ એમ અદ્ધર શરૂઆત કરવાથી આપણે પરિસ્થિતિની સાચી કલ્પના કદાચ ન કરી શકીએ. વલભીઓના રાજ્યકાળમાં બૌદ્ધ ધર્મનું પતન થતું ચાલ્યું હતું અને શંકરાચાર્ય અને કુમારિલ ભટ્ટના પ્રયાસોથી પ્રાચીન હિંદુ ધર્મનું પુનરુત્થાન થવા લાગ્યું હતું. બૌદ્ધધર્મ વેદ તથા ઇશ્વર પરની અનાસ્થાને લીધે, વર્ણાશ્રમના અનાદરને લીધે અને લોકોની રુચિ પર આક્રમણ કરવાને લીધે અકારો થયો. બૌદ્ધભિક્ષુઓએ માંહોમાંહે લડવા માંડ્યું ને જે બુદ્ધ ઇશ્વરના અસ્તિત્વને નકારતા હતા તેમની જ મૂર્તિઓ પૂજાવા લાગી. શંકરાચાર્યે તક ઝડપી ને બૌદ્ધધર્મની

અહિંસાને નવા હિંદુધર્મમાં ઢાળવી લીધી તેમ જ સંન્યસ્તને મોખરે કરી, અદ્વૈતવાદનો જોશભેર પ્રચાર કર્યો. આ નવો બ્રાહ્મણધર્મ રાજ્યાશ્રય પામ્યો ને બુદ્ધ એક વાર વિષ્ણુના અવતારમાં ખપી ગયા કે બૌદ્ધધર્મ હિંદમાંથી ભાગવા લાગ્યો. બૌદ્ધધર્મ નષ્ટપ્રાય થયો છેક ઇ. સ. ની બારમી સદીમાં. ત્યાં લગી કરુણપર્યવસાયી નાટકના નાયકની પેઠે ધીમેધીમે તે તેના અનિવાર્ય ભાવિ તરફ ધકેલાઈ રહ્યો. છતાં તેની અસર નવા બ્રાહ્મણ ધર્મ પર જેવી તેવી નહોતી. અહિંસા ને મદ્યમાંસનિષેધ, યજ્ઞધર્મને બદલે સમાજોપયોગી પૂર્તધર્મ,[1] ને છેલ્લે મૂર્તિપૂજાઃ આટલું બધું તે આપણને સોંપતો ગયો.

જૈન ધર્મ પણ બૌદ્ધ ધર્મની સાથે સાથે જ પાંગરતો હતો.તેનો જન્મ પણ લગભગ સાથે જ થએલો પરંતુ વધુકઠણ અને તપસ્યામય હોઇ તે એકદમ લોકાદર પામ્યો નહિ. દક્ષિણમાં તો શૈવધર્મના પ્રચારકોએ તેને ખૂબ ધોકો પહોંચાડેલો અને અત્યાચારો પણ થયેલા. છેવટે તે પશ્ચિમ તરફ આવવા માંડ્યો અને રાજપૂતાના, માળવા અને ગુજરાતમાં ત્યાંના રાજાઓની ધર્મસહિષ્ણુતાથી પોષાયો અને પ્રસર્યો.

### ધાર્મિક પુનરુત્થાન

સાતમી સદી એ ધાર્મિક પુનરુત્થાનની સદી હતી. વૈષ્ણવ સંપ્રદાય, શૈવ સંપ્રદાય, શક્તિપૂજા, ત્રિદેવપૂજા, ગણેશપૂજા અને સૂર્યપૂજા ઝડપભેર પ્રસર્યાં, અને મૂર્તિઓની કલ્પનાનો પ્રવાહ એવો ચાલ્યો કે માત્ર દેવતાઓ નહિ પણ ગ્રહ, નક્ષત્ર, સમય, નદી વગેરે સૌની મૂર્તિઓ રચાવા લાગી. આ બધી વિભિન્ન શાખાઓમાં તેમ છતાં પણ એકતા હતી. એ બધાને મોક્ષ મેળવવો હતો. ખુદ કોલો જેઓ સ્ત્રીના યોનિભાગની પૂજા કરતા, તેને ધૂપદીપનૈવેદ્ય કરતા અને નૃત્યગીતથી ભારે ધમાલ

1. જળાશયો બંધાવવાનો ધર્મ.

મચાવતા તેઓ પણ કવિ રાજશેખર આપણને સમજવા દે છે તેમ કહેતા કે "મજ્જં પિઆમો, મહિલં રમામો, મોક્ખં ચ જામો, કુલમગ્ગ લગ્ગા." મતલબ કે દારૂ પીએ, સ્રીગમન કરીએ ને કુલમાર્ગનું પાલન કરીને મોક્ષ પામીએ. આવો ક્રમકર્મા ખવરાવે તેવો સંપ્રદાય પણ મોક્ષની નિરાંતે આશા કરતો

આ સમયમાં વેદ ભણાતા પરંતુ તેમનું મહત્ત્વ ન રહ્યું. બ્રાહ્મણો અને ક્ષત્રિયો જ વેદ ભણવા લાગ્યા, એટલે કે અલબરૂની લખે છે તેમ સમજ્યા વિના ગોખી જવા લાગ્યા. એટલે વલભીઓનાં દાન-પત્રોમાં પણ બ્રાહ્મણોને જમીનનું દાન થતું તે પંચમહાયજ્ઞ માટે-એટલે કે, બલિદાન, ચરૂહોમ, વૈશ્વદેવ, અગ્નિહોત્ર અને અતિથિ નામના પાંચ યજ્ઞ કરવા માટે થતું. આથી પુરાણોનો પ્રચાર થવા લાગ્યો અને શ્રાદ્ધ, તર્પણ અને બૌદ્ધો પાસેથી લીધેલી રથ-યાત્રાની વિધિ અને બૌદ્ધો તેમ જ જૈનો પાસેથી વ્રત ઉપવાસ કર-વાની પ્રથાનો પ્રચાર વધી ગયો. કેટલાક તહેવારો ખાસ સ્રીઓ માટે પણ ઉપસી આવ્યા. નવી સ્મૃતિઓ રચાઈ તેમાં પ્રાયશ્ચિત્તનાં તત્ત્વો ઉમેરાયાં અને હિંદુધર્મમાં સંકીર્ણતાએ પ્રવેશ કર્યો; તે ધીરે ધીરે વધતી ગઈ.

આમ છતાં ધર્મમાં અસહિષ્ણુતાનાં તત્ત્વો નહોતાં. સર્વધર્મને પોષણ આપવાનું રાજાઓએ પણ કર્તવ્ય માન્યું છે. વલભીરાજાઓ શૈવધર્મના હતા, અને પરમ માહેશ્વર કહેવાતા છતાં એ જ વંશનો ધરસેન પોતાને પરમ ભાગવત (વૈષ્ણવ) કહેવડાવે છે. અને તેનો નાનો ભાઈ ધરપટ્ટ પરમાદિત્યભક્ત હોય છે. વળી પરમમાહેશ્વર ધરસેન બપ્પપાદીય વિહારને દાન આપે છે તો ધ્રુવસેન ૧ લાની બહેનની દીકરી દુદ્દા વિહાર સ્થાપે છે ને સદ્ધર્મનાં પુસ્તકોનું પુસ્તકાલય પણ વિહારને સોંપે છે. હ્યુએન્સાંગ કહે છે કે એકલા વલભીદેશમાં જ સેંકડો સંઘારામો છે જેમાં ૭ ૭ હજાર બૌદ્ધ સાધુઓ રહે છે.

## સામાજિક સ્થિતિ

આવી હતી આપણી વલભી સમયની ધાર્મિક સ્થિતિ. સામાજિક સ્થિતિનો વિચાર કરીએ તો વર્ણવ્યવસ્થાની દિવાલ ઉપર સમાજનું ઘર ઊભેલું માલમ પડે છે. બૌદ્ધો અને જૈનોએ વર્ણાશ્રમવ્યવસ્થાનો વિરોધ કરેલો, પરંતુ તેઓ ફાવ્યા નહિ. હિંદુધર્મના પુનરભ્યુદયથી આ વ્યવસ્થાનો પણ અભ્યુદય થયો. બ્રાહ્મણો ભણતા અને ભણાવતા. તે ન ફાવે તો ખેતી કરતા કે કરાવતા. ક્વચિત શિલ્પી કે દુકાનદાર પણ બનતા. છતાં તેઓ મોભો જાળવવામાં પાછા ન પડતા. મૃણિત ગણાતાં કામો તેઓ કરતા નહિ એટલે બીજા વર્ણો પર તેમનો પ્રભાવ પણ પડતો.

ક્ષત્રિયોનું પણ સમાજમાં ઊંચું સ્થાન હતું. તેમનું મુખ્ય કર્તવ્ય પ્રજાપાલન, દાન, યજ્ઞ, અધ્યયન વગેરે હતું; જો કે પાછળથી તેમણે પણ બીજા ધંધાઓમાં બેકારીને લીધે હાથ મારેલો ખરો. તેમને ચંદ્રવંશીઓ કે સૂર્યવંશીઓ કહેવડાવવાનો ખૂબ શોખ હોય તેમ દીસે છે. તેઓ હ્યુએન્સાંગ કહે છે તેમ શુદ્ધ, બાહ્યાડંબરથી દૂર, જીવનમાં સરલ, પવિત્ર અને મિતવ્યયી હોય તેમ લાગે છે. અલમસઉદી પણ લખે છે કે "જો કોઈ રાજા શરાબ પીએ તો તે શાસન કરવાને યોગ્ય નથી ગણાતો."

વૈશ્યો પશુપાલન, દાન, યજ્ઞ, અધ્યયન, વાણિજ્ય વગેરે કાર્યો કરતા. બૌદ્ધો અને જૈનોએ કૃષિકાર્યને પાપ ગણેલું તેથી તેઓએ સાતમી સદીની શરૂઆતથી જ ખેતી કરવી છોડી દીધેલી, છતાં તેઓમાં પણ યુદ્ધપ્રિય વ્યક્તિઓ હતી અને રાજમંત્રી કે સેનાપતિનાં કાર્યો ક્યારેક તેઓ પણ ઉપાડી લેતા.

શૂદ્રો સેવા કરતા, પણ તેઓ અસ્પૃશ્ય ન હતા. તેમને પણ પંચમહાયજ્ઞ કરવાનો શરૂઆતમાં અધિકાર હતો. હાથકારીગરીનાં કામ જેમ જેમ ઊંચા વર્ણોએ નીચ ગણીને છોડી દીધાં તેમ તેમ આ વર્ગ તેમને અપનાવતો ગયો અને ખેડૂત, સુથાર,

કડીઆ, ધોબી, રંગરેજ, વણકર, કુંભાર આદિનું કામ તેઓ કરવા લાગ્યા.

તેમની પછી અંત્યજો આવે છે અને અલબરૂની કહે છે તેમ ચાર વર્ણથી અલગ રહેવા તેઓ ગામ બહાર વસતા હતા. ધોબી, ચમાર, મદારી, ટોપલી ને ઢાલ બનાવનારા, નાવિક, ધીવર, પશુઓ ને પક્ષીઓનો શિકાર કરનારા ને વણકર–આ સૌ અંત્યજો-માં ખપ્યા ને ચાર વર્ણો સાથે તેમનું જીવન ભેગું છતાં અલગ રહી ગયું. છતાં અસ્પૃશ્યોમાં ખપતી તો એ જ જાતિઓ હતી. એક ચાંડાલ ને બીજી શ્વપચ. ચાંડાલ શહેરની બહાર રહેતા. શહેરમાં આવતી વખતે વાંસની લાકડીને જમીન પર ઠોકતા ને જંગલી પશુપક્ષીઓ ઉપર ગુજારો કરતા; શ્વપચ સ્મશાનોની ચોકી કરતા ને શબનાં કપડાં લેતા.

## જ્ઞાતિના વાડાઓ નહોતા

છતાં પણ છૂતછાત આછી હતી અને ચારે વર્ણ પરસ્પરનું ખાતા. ત્યારે જ્ઞાતિઓના વાડા નહોતા બંધાયા અને લગ્ન અને ભોજનને એ વાડાઓમાં નહોતું પૂરી દીધું. બ્રાહ્મણ તે વખતે નાગર ઔદીચ્ય કે ખેડાવાળ નામથી નહોતો ઓળખાતો પણ ગોત્ર, વેદ અને ગામના નામથી ઓળખાતો. બ્રાહ્મણ બ્રાહ્મણની દીકરીને પરણી શકતો એટલું જ નહિ અમે તેની દીકરીને પરણી શકતો. તેને બધા ય વર્ણની કન્યાઓ ખપતી. આજે ભાગ્યે ખપતી કન્યાઓને પરણવાને પણ જ્યારે ચારે બાજુએથી હિંમત એકઠી કરવી પડે છે ત્યારે આપણા બાપદાદાઓ અનુલોમ અને પ્રતિલોમ વિવાહો કરી બેસતા હતા. બ્રાહ્મણ કવિ રાજશેખરે ચોહાણ કન્યા અવંતિસુંદરી સાથે લગ્ન કર્યું હતું અને ખુદ કવિ બાણ જેવો પ્રતિષ્ઠિત બ્રાહ્મણ થઇ શુદ્રીથી ઉત્પન્ન થયેલા પોતાના બે પારશવ ભાઇઓનો 'હર્ષચરિત'માં ઉલ્લેખ કરે છે. રાજશેખરને આજે જો અવંતિસુંદરી સાથે પરણવું હોત

તો પહેલાં તો સર્જન કરીને બન્નેએ નાસીને અમદાવાદ જવું પડ્યું હોત ને શ્રીમતી વિદ્યાબહેન નીલકંઠના બંગલામાં ઝટપટ પરણી જવું પડ્યું હોત.

### સમાજનું એક શબ્દચિત્ર

એક વસ્ત્ર પહેરીને ને એક વસ્ત્ર ઓઢીને ઉઘાડે પગે ફરતા તે જમાનાના નાગરિકોનું ચિત્ર મારી આંખ આગળ તરવરે છે. હું જોઉં છું બીની ચોટલી એક હાથે ઝાલીને બીજે હાથે છટકારતા ને એક કરતાં વધારે પત્નીઓ સાથે વાત કરતાં બ્રહ્મસન્તાનો; ને જોઉં છું એક વસ્ત્રથી શરીર ઢાંકીને છાતીએ કાપડું વિંટાળેલી પ્રતિભાશીલ સ્ત્રીઓ; ઉઘાડે શરીરે કે રેશમી, સુતરાઉ કે ઊનનું વસ્ત્ર પહેરીને બેઠેલા દુકાનદારો; સેંથા જેવું કશુંક પહેરીને નાચતી ઊંચા કુળની કન્યાઓ; પાઠશાળામાં વેદઘોષ કરતાં કે બીજું ત્રીજું શીખતાં બાળકો; વળી જોઉં છું જંતરમંતર કરતા બુઢ્ઢાઓ કે નાનાં બાળકોનો વિવાહ ગોઠવી દેતાં ચિંતાતુર વડીલો. બધાં ખાય છે, પીએ છે, જીવે છે, કામ કરે છે. ધર્મને આવડે તેમ અનુસરે છે: થોડાક વહેમ માને છે, થોડીક ફરતા પણ બનાવે છે. પણ આખરે તેઓ એક ગૌરવશાળી સંસ્કૃતિનાં સર્જકો છે જેઓએ શાસન, વાણિજ્ય, લગ્ન અને ધર્મનો એવો સમન્વય કરેલો કે મરીને નહિ પણ જીવીને તો મોક્ષ મેળવેલો જ. એ જ વિચારકશાથી સીધાદું જીવન જોઈ હુએન્સાંગ ને અલબરૂની તેમનાં વખાણ કરે છે. હા! ત્યારે દાસપ્રથા હતી પણ દાસ તરફની વર્તણૂક કુટુંબી જેવી હતી. ત્યારે સ્ત્રીઓ સતી થતી પણ તેમાં બળજબરી નહોતી. ત્યારે અગ્નિ, જળ વગેરે દિવ્યોની સાક્ષીઓ ન્યાયપધ્ધા માગતી —અને તેનો અમલ કરવો પાલવે તેમ નહીં—છતાં ચારિત્ર્ય ઊંચું રાખવાનો તેમનો પ્રયાસ તો અદ્ભુત હતો. એ કાયરોનો જમાનો નહોતો. રાજા સર્વસત્તાધીશ હતો છતાં પંચો અને

મહાજનોને તેણે ય માન આપવું પડતું. આટલાં આટલાં પરિવર્તનો છતાં સામાજિક જીવન પલટાયું તેનું કારણ એ મહાજનો ને પંચોની હિફાજતમાં એ જીવન સુરક્ષિત હતું તે.

સ્ત્રીઓનો દરજ્જો તે વખતે પુરુષો જેટલો ઊંચો નહિ હોય તથાપિ તેઓ બારબજારે નીકળી શકતી અને ધાર્મિક ને સામાજિક કાર્યોમાં પુરુષોની જોડાજોડ ઊભી રહેતી. તેઓ વિદ્યા પણ પ્રાપ્ત કરતી. રાજશેખરની પત્ની અવંતિસુંદરી વિદુષી પણ હતી. તેઓને નૃત્યવિદ્યા પણ શીખવવામાં આવતી. તેમની સ્વતંત્ર મિલકતના પ્રકારો પણ સ્મૃતિઓએ નક્કી કર્યા છે અને જો કે તેઓ પુરુષોની હરોળમાં ઊભી નહિ રહી શકી હોય તથાપિ તેમનું ગૃહજીવનમાં માન હતું અને તેમનો પ્રભાવ પણ હતો.

## રાજ્યવ્યવસ્થા

વલભી સમયની શાસનવ્યવસ્થા પણ જાણવા સરખી છે. તેમનાં દાનપત્રોથી જ એ કળી શકાઈ છે. એ વખતમાં હકુમતના પ્રદેશને *વિષય*, *આહાર*, *પથક* ને *સ્થલી*માં વિભક્ત કરી નાખવામાં આવતો. વિષય એટલે પ્રાંત કે મંડળ, આહાર એટલે જીલ્લો, પથક એટલે તાલુકો અને સ્થલી એટલે ગામ અથવા થોડાંક ગામડાંઓનો સમૂહ. તેમના પર અધિકારીઓ નીમાતા. તેમાંના કેટલાકનો અહીં ઉલ્લેખ કરીશું:

| | |
|---|---|
| ૧. આયુક્તક કે વિનિયુક્તક | રાજાએ ખાસ નીમેલો અધિકારી. |
| ૨. દ્રાંગિક | નગરરક્ષક, અથવા કોટવાળ. |
| ૩. મહત્તર | ગામનો મુખી |
| ૫. ચાટભટ | ચોર ઠગ વગેરેને પકડનાર સિપાઈઓનો અધિકારી. |
| ૬. ધ્રુવ | તલાટી |
| ૭. અધિકરણિક | ન્યાયાધીશ. |
| ૮. દંડપાશિક | પોલિસનો વડો. |
| ૯. ચૌરોદ્ધરણિક | ચોર પકડનાર. |

| | |
|---|---|
| ૧૦. રાજસ્થાનીય | રાજપ્રતિનિધિ, સૂબો કે તહસીલદાર. |
| ૧૧. અમાત્ય | મંત્રી. |
| ૧૨. અનુત્પન્નાદાનસમુદ્ગ્રાહક—ચઢી ગયેલો રાજહક્ક વસૂલ કરનાર. | |
| ૧૩. શૌલ્કિક | જકાતખાતાનો ઉપરી. |
| ૧૪. ભોગોદ્ધરણિક | ભાગબટાઈ ઉઘરાવનાર. |
| ૧૫. વર્મપાલ | ચોકીઆત. |
| ૧૬. પ્રતિસરક | રાતની રૈન ફરનાર ચોકીઆત. |
| ૧૭. વિષયપતિ | કમિશ્નર જેવો સૂબો. |
| ૧૮. રાષ્ટ્રપતિ | ગવર્નર જેવો સૂબો |

આ પરથી રાજ્યવ્યવસ્થા દોદળી નહિ હોય તેવી પ્રતીતિ થાય છે. તે વખતે કર લેવાતા ને જમીન મપાતી. જમીન પગલાં ભરીને મપાતી કે ઉત્પન્નના ટોપલાના અંદાજથી મપાતી. જમીન ઉપરાંત બીજા કરો લેવાતા અને રાજ્યની આંતરિક વ્યવસ્થા કરવા ઉપરાંત પરરાજ્યો સાથે સંબંધ ધરાવવા સંધિ-વિગ્રહકો નીમાતા. લશ્કર સાધારણ રીતે હાથી, ઘોડા અને પાયદળનું બનેલું રહેતું. હથિયારમાં ધનુષ્યબાણ તથા તરવાર ભાલા વગેરે વપરાતાં.

## વિદ્યાકલાની ઉન્નતિ

આ બધું આજની આંખને નર્યું બાલિશ, નર્યું અધકચરું લાગે છતાં જ્યાં બધે જ આવું હતું ત્યાં મુકાબલે આ સ્થિતિમાં સુરક્ષિતતા હશે. જો કે પ્રજાનું રક્ષણ ચારે કોરથી નહિ થતું હોય છતાં પ્રજા પણ હીરવાળી હશે જ. આમ છતાં પણ આપણને આજે ય બાલિશ નહિ લાગે તે છે વિદ્યાકલાની એ સમયની ઉન્નતિ. વિદ્યા ત્યારે રાજ્યાશ્રય પામતી ને કલા પોષાતી. અહીં અતિ વિસ્તાર માટે મોકળાશ નથી છતાં શ્રી. ગૌ. હી. ઓઝાનું "મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ" નામનું પુસ્તક આના ઉપર ઘણો જ પ્રકાશ નાખે છે. ત્યારે પ્રજા સુખી અને આબાદ હતી. એકલા વલભી શહેરમાં જ સો તો કોટ્યધિ-

પતિઓ હતા. દૂર દેશાવર સાથે વ્યાપારરોજગારની જબ્બર આપલે થતી ને ભરુચ જેવાં બંદરેથી જળમાર્ગે પણ વ્યાપાર ચાલુ રહેતો. ઘરો માટીનાં ને લાકડાનાં બનતાં છતાં તેમાંયે કોતરકામ કલામય હતું. આપણા બાપદાદાઓએ જ્યોતિષ, ગણિત, આયુર્વેદ, કાવ્ય, તર્ક અને દર્શનોમાં અદ્ભુત પ્રગતિ સાધી હતી એ પણ કહેવું પડશે.

આ બધું લંબાણથી એટલા માટે કહી ગયો કે આ ને આ જ સ્થિતિ છેક રાષ્ટ્રકૂટોના રાજ્યકાળ સુધી ચાલુ રહી. અને સોલંકીઓએ પણ આમાં નહિ જેવા જ ફેરફારો કર્યા. આપણો જીવવાનો આદર્શ સમયના પરિવર્તનથી પ્રજી નથી ઉઠ્યો. આપણી જીવનપદ્ધતિમાં કહો કે જીવવાના આદર્શમાં કહો પણ જબરા આઘાતો આવ્યા. અંગ્રેજોએ હથિયારોથી નહિ પણ વિચારોથી આપણા જીવન સમક્ષ પ્રશ્નો ધર્યા ને પ્રશ્ન નહોતા પૂછતા ત્યાં લગી જે સાચવી રાખેલું તે ધડાધડ તૂટવા માંડ્યું. આજે આપણી સમાજરચના શિથિલ થઇ ગઈ તે છે, આપણી પ્રશ્ન પૂછવાની ને જવાબ ખોળવાની આગ્રહભરી ટેવને લીધે, નહિ તો મારા ઘરની સામે આજથી બસો વર્ષ પહેલાંનું એક જૈન મંદિર છે તેના બંધાવનાર શેઠની પ્રતિમા ધોતિયું ને ખેસ પહેરીને ઉભી છે તે મને બહુ જ સૂચક લાગે છે.

## મૈત્રક પછીના રાજવંશો.

વલભીઓનું પતન થયું વિ. સં. ૮૨૨ની આસપાસમાં. એ પતન બહુ જ વિચિત્ર છે. સિંધથી ઉતરી આવેલા આરબોનાં ટોળાંએ તેનો વિનાશ કર્યો એવા ઐતિહાસિક ઉલ્લેખો છે. એ વલભીનો મૈત્રકવંશ સેનાપતિ ભટ્ટાર્કે સ્થાપ્યો વિ. સં. ૫૬૦માં, ને લગભગ અઢીસો વર્ષ ટક્યો. આ જ અરસામાં વિ. સં. ૬૩૬થી વિ. સં. ૮૬૪ સુધી ગુર્જરોની સત્તા લાટમાં હતી. અને તેમની વચ્ચે શ. શાસ્ત્રી કહે છે તેમ ફાચરની પેઠે વિ. સં. ૬૮૮થી ૭૯૬ સુધી દક્ષિણના ચાલુક્યો આવી ગયા. વલભીના

પતન પછી ચાવડાવંશ જોર પર આવ્યો ને વિ. સં. ૮૦૨માં પાટણની સ્થાપના થઈ. આ ચાવડાઓ મહાન રાજાઓ નહિ પણ નાના ઠાકોરો હતા અને ચોરલૂંટારામાં ખપતા હતા. તેમના મૂળપુરુષ વનરાજથી ચાલેલા વંશે કનોજના પ્રતિહારોની ને પાછળથી દક્ષિણના રાષ્ટ્રકૂટોની સામંતગિરી જ કરી હશે. તેમણે સંસ્મરણો મૂક્યાં નથી ને આડકતરા ઉલ્લેખોથી જ તેમની તવારીખ ઘડી શકાય તેમ છે. તેમના જ સમયમાં આવેલા રાષ્ટ્રકૂટોએ પહેલાં તો દક્ષિણમાં સત્તા જમાવી હતી અને ધીરેધીરે ગુજરાતનો દક્ષિણ ભાગ હાથ કરીને લાટ અને ખેડાનો પ્રદેશ પણ હસ્તગત કર્યો હતો. તેમની સત્તાનાં આશરે બસો વર્ષો દરમ્યાન તેમણે કનોજના પ્રતિહારો—જેઓને તે ગુર્જરો કહેતા તેમની સાથે લડ્યા જ કીધું છે. તેઓએ પરસ્પરને હરાવ્યા છે ને પરસ્પરથી હાર પણ ખાધી છે. જીતીને તેઓએ અઢળક દાન આપ્યાં છે ને તેવાં દાનપત્રો આપણને તેઓને ઓળખવાની તક આપે છે. તેમના સમયમાં લોકોની સ્થિતિ સાવ નચિંત તો નહિ જ હોય, તથાપિ વલભી સમયમાં જે જીવન જીવાતું હતું તેમાં બહુ જ ઓછા ફેરફારો થયા છે. તેમના વખતમાં ગુજરાત ખૂબ વસી ગયું હતું. પ્રજા સુખી અને સમૃદ્ધ હતી. માત્ર દેશની વિદ્યા ને કલાશક્તિ નીચી ઊતરવા માંડી હોય તેમ લાગે છે; જો કે એલોરાનું કૈલાસમંદિર રાષ્ટ્રકૂટ સમયનું કલાકાર્ય છે.

સંસ્કૃત તો ક્યારનું યે બોલાતું બંધ થયું હતું, પરંતુ મહારાષ્ટ્રી કે શૌરસેની જેવી પ્રાકૃત ભાષાઓ પણ કટાઈ ગઈ હતી. એ વખતે અપભ્રંશ જેવી ભાષા બોલાતી હશે એવું વિદ્વાનોનું અનુમાન છે. તથાપિ દાનપત્રો તો સંસ્કૃતમાં જ લખાતાં. આહાર અને પહેરવેશમાં પણ ફરક પડ્યો નથી લાગતો. અલમસુદી વિ. સં. ૧૦૦૧માં નોંધે છે કે ઊંચા વર્ણના હિંદુઓ જેઓ પીળા તાંતણા (જનોઈ) પહેરે છે તેઓ માંસને અડકતા નથી.

રાષ્ટ્રકૂટોની સત્તાની ચોમેર ગૌરવવંતી છાપ હશે એમ સમકાલીન ઉલ્લેખોથી સમજાય છે. આરબ વેપારી સુલેમાન દુનિયાના

ચાર મોટા બાદશાહોમાં બલ્હારાને પણ ગણાવે છે. વલ્લભરાજ એ રાષ્ટ્રકૂટોનું બિરુદ હતું અને આરબોએ તેનું બલ્હારા બનાવી દીધું હતું.

વલભીથી રાષ્ટ્રકૂટ સમયની ખાસ ભિન્નતા કોઈ હોય તો તે એ છે કે વર્ણાંતર લગ્નમાં મર્યાદાઓ પેસી જવા લાગી છે. બીજું બધું જેમ ને તેમ છે.

### સોલંકીકાળ એ સુવર્ણયુગ

પરંતુ ગુજરાતના સુવર્ણયુગનાં પગરણ તો સોલંકી સમયથી જ મંડાય છે. મૂળરાજ સોલંકીએ અણહિલપુરનું રાજ્ય પડાવ્યું અને તેને આખું અધકચરું વિકસાવ્યું. આગળ કહી ગયો તેમ મૂળરાજનો પિતા રાજિ ગુર્જરદેશમાં રાજ્ય કરતો હતો અને પ્રતિહારોનો સામંત હતો. સોલંકીઓ ગુર્જરો નહોતા છતાં ગુર્જરો કહેવાયા અને ગુર્જરેશ્વરનું બિરુદ પણ પામ્યા. વિ. સં. ૯૯૮માં મૂળરાજ પાટણની ગાદીએ બેઠો ત્યારે તેની પાસે જૂજ પ્રદેશ હતો. શરૂઆતમાં તે ય સ્વતંત્ર નથી લાગતો, પણ મુંજનો સામંત લાગે છે. પરંતુ વિ. સં. ૧૦૩૦માં રાષ્ટ્રકૂટ વંશનો તૈલપ બીજાએ અંત આણ્યો ને માળવાનો મુંજ વિ. સં. ૧૦૪૮-ની આસપાસમાં મરાયો ત્યાર પછી તેણે માથું ઉંચકીને સત્તા વધારી દીધી લાગે છે. ત્યાં સુધી તેણે આંતરવ્યવસ્થા જાળવી હશે એવું અનુમાન તારવી શકાય. તેણે સોલંકીવંશનો મજબૂત પાયો નાખ્યો ને સામ્રાજ્ય વિસ્તાર્યું. અને તેના વંશજ ભીમદેવ પહેલાના સમયમાં વિ સં. ૧૦૮૦માં મહમૂદ ગઝનવીની વંટોળસ્વારીએ ઉલ્કાપાત મચાવ્યો, છતાં સામ્રાજ્ય તૂટ્યું નહિ, મહમૂદ ચાલ્યો ગયો ને ભીમે રાજ્યવિસ્તાર તરફ લક્ષ આપ્યું. તેના અનુયાયી કર્ણે વડવાણ સુધી પહોંચી જઈ પછી આવનાર સિદ્ધરાજ માટે સોરઠની જીતનો માર્ગ મોકળો કર્યો ને લાટ લીધું. આમ મૂળરાજે ઉત્તર દિશામાં, ભીમે પશ્ચિમમાં ને કર્ણે દક્ષિણમાં ગુજરાતની સીમા વધારી ને સિદ્ધરાજ જયસિંહે તો

સોરઠ, માળવા, મેવાડ, બુંદેલખંડ અને કચ્છને પણ ગુજરાતમાં મેળવી દીધાં. અને તેના અનુયાયીઓએ વાઘેલાવંશ સ્થપાતાં સુધી તે સાચવ્યાં.

પણ વ્યક્તિઓના જયપરાજય સાથે આપણે શી લેવાદેવા હોય ? આપણે તો લોકસ્થિતિ જ અવલોકીશું. ગઝનવીના આક્રમણથી સોમનાથનું ભવ્યમંદિર તૂટ્યું પણ તેનો જીર્ણોદ્ધાર (લાકડાને બદલે) પથ્થરનો ઉપયોગ કરીને ભીમ પહેલાએ કરાવ્યો. ગુજરાતની સ્થાપત્ય કળાનું આ નવીનતર પગલું હતું, અને રાજાઓના પૂર્તધર્મે સ્થાપત્યકળાને ભારે વેગ આપ્યો. સિદ્ધરાજે સ્થાપત્યો માટે એવી નામના કાઢી કે આજે પણ જેનું મૂળ ન જડતું હોય તે સિદ્ધરાજને આરોપાય છે. સોલંકીઓ દાનશૂર ને પ્રજાવત્સલ હતા. તેઓ શૈવ હતા છતાં જૈનોનું ને ઇતરધર્મોનુ રાજ્યમાં જોર હતું એ તેમની ધર્મસહિષ્ણુતા સૂચવે છે. આથી જૈન ધર્મ જ નહિ પણ ઇસલામ પણ પોષાયો. ખતીબને પજવનારા હિંદુઓનો ન્યાય તોળનાર સિદ્ધરાજ રા. મુનશીને હાથે 'ગુજરાતના નાથ'માં ઠીક ઠીક વિચારાયો છે. તેમના વિદ્યાપ્રેમને લીધે દેશદેશની સંસ્કૃતિ ગુજરાતમાં આવીને ગુજરાતના લોહીમાં ભળી ગઇ. હેમચંદ્રસૂરિ, વાગ્ભટ, સોમેશ્વર અને નાટ્યલેખક રામચંદ્ર આ જ સમયમાં જન્મ્યા ને ગુજરાતને ગણનાપાત્ર કૃતિઓ આપી.

છતાં જે સામાજિક ફેરફારો થયા તે અતિ મહત્ત્વના છે. તેમાં મોટો ફેરફાર એ છે કે આ સમય દરમ્યાન નાતોના વાડા બંધાવા લાગ્યા છે અને જો કે નાગરોનો વિ. સં. ૧૦૦૫માં ઉલ્લેખ થાય છે ને વિ. સં. ૧૦૮૬માં ઔદીચ્યોનો ભીમના દાનપત્રમાં ઉલ્લેખ મળે છે તથાપિ તે પછીનાં દેઢસો બસો વર્ષોમાં તો રાયકવાળ, પોરવાડ, શ્રીમાળી, મોઢ વગેરે અનેક જ્ઞાતિઓ ફૂટી નીકળે છે ને પરિણામે લગ્નસંસ્થાની સ્થિતિસ્થાપકતા વણસે છે. વર્ણો વાડા કરે છે ને ગંદી લગ્નના કૂવા

ઓઢે છે. બાળવિવાહોનો પ્રચાર પણ આની પહેલાં હતો જ એટલે અધૂરું હતું તે પૂરું થાય છે.

છતાં સઘ્યમાં રાજિયા જેવા આ કરુણ સૂર કાઢીને પણ કહેવાનું રહે છે કે ગુજરાત ત્યારે જ તેની સાંસ્કારિક અસ્મિતા પામ્યું ને ઉથલપાથલોની આખી પરંપરા છતાં એ જ અસ્મિતા આજે જીવી રહી છે તે માટે સોલંકીઓનો આભાર માનવો રહ્યો.

આવું ગુજરાત જન્મ્યું, વિકસ્યું ને જીવ્યું. તેણે આઘાત ઝીલ્યા છતાં આદર્શ છોડ્યો નહિ. ને ભવ્યતાના ગગનચુંબી મિનારા જેવું તે અણનમ ઊંચું ને ઊંચું જ ગયું. વલભીઓએ તેનામાં જીવ મેલ્યો, રાષ્ટ્રકૂટોએ તેનામાં લોહી ને ખેલદિલી ભેળવી ને સોલંકીઓએ તેના શરીરને આત્માનું ગૌરવ આપ્યું. ગુજરાત–એવું સંસ્કારધન પામેલું ગુજરાત આજે ય તેની મહત્તા જાળવી રહ્યું છે; ને આપણે એક વાર શ્રી ઉમાશંકરની સાથે ગાઈશું કે,

મળતાં મળી ગઈ માવડી રે,<br>ગુજરાત મોરી મોરી રે.

ચ. ચ. રાજવી

# એક
# સ્મરણીય દિવસ

### પોંડીચરી

તા. ૨૧-૨-૧૯૩૭

ગઈકાલે બપોરે ચા પીને પાછો ફરતો હતો ત્યારે રસ્તામાં અહીંના મારા ઘરધણી રા. કૃ— મળ્યા હતા. ત્યારનું જ તેમને કહી મૂકેલું કે કાલે અમારે શ્રી અરવિન્દનાં દર્શનનો દિવસ છે માટે મને વહેલો ઉઠાડજો. એ વખતે ખબર નહોતી કે મારે દર્શન માટે જવાનો વારો તો બાર વાગ્યા પછી આવશે એટલે રોજની જેમ સાતે ઊઠું (કે આઠ લગી સૂઈ રહું) તો પણ વાંધો આવવાનો નથી. પણ તેમણે તો ઉઠાડવાનું સ્વીકારેલું તે પ્રમાણે સવારમાં સંભળાયું: "મિષ્ટર! ઈટ ઇઝ સિક્સ ઑક્લોક." તેમને જવાબમાં "યસ, આઇ'મ ગેટિંગ અપ" કહીને પાછો સૂઈ ગયો, કેમ કે એટલો વહેલો ઊઠીને શિરામણી માટે ભોજનગૃહે જાઉં તો પણ (એ આપવાની શરૂઆત સાત વાગે જ થતી હોવાથી) કોઈ મને કોકો, બ્રેડ અને કેળું આપવાનું નહોતું. ઊઠવાનું મોડું થાય તો હવે બેફિકર એટલા માટે પણ હતો કે કાલે સાંજે જોએલી યાદી પ્રમાણે, દર્શનકાર તરીકેનો મારો નંબર હતો ૨૨૩ અને એ તથા આસપાસના નંબરો માટેનો વખત હતો બારથી સાડાબાર દરમ્યાનનો.

એ બેફિકરીને પરિણામે, થોડી વાર પછી બિછાનું છોડીને ઘડિયાળ તપાસી તો ૭ ને ચાલીસ થએલી. "રોજ કરતાં તો

વહેલો છું" એમ મનમાં બોલી સંતોષ લીધો. ઊઠ્યા પહેલાં, પ્રાતઃસ્મરણસ્તોત્ર[1] તો ઉતાવળું ઉતાવળું મનમાં ભણી લીધું હતું. એની અસર હેઠળ, "તદ્બ્રહ્મ નિષ્કલમહં ન ચ ભૂતસંઘઃ" એ એમાંની પંક્તિમાંના સત્યને અનુભવવાની કોશિશ કરતાં કરતાં પેસ્ટની ટ્યુબ, બ્રશ તથા ઓલ્ય ઉતારવાનું ઓલિયું બારીમાંથી લીધાં; રૂમની બહાર નીકળી અગાસીમાં ગયો; ત્યાં વરસાદના આછેરા છાંટાથી ભીંજાતાં દાંતયાંત સાફ કર્યા, કોગળા કર્યા; અંદર પાછો આવી, ટુવાલને ઘટતી તસદી આપ્યા બાદ, પહેરણ પર ગરમ કાણું જાકીટ ચડાવ્યું અને ગળે નાંખ્યો ગરમ ગુલાબી રૂમાલ. "છત્રી લઉં કે ન લઉં?" પણ અહીંનો આ ઋતુનો વરસાદ ઘણી વાર આપણને બનાવી જાય છે તેવું જ આજે પણ થયું હોવાથી, વરસવાનો ચાળો કરીને માથે આવેલી પાતળી શી વાદળી વેરાઈ ગઈ હોવાથી, છાંટા બંધ થયા હતા ને છત્રીએ ઓરડીમાં જ પુરાઈ રહેવાનું નિર્માણ હતું.

૨

નીચે ઊતર્યો તો રા. કૃ——ની સાથે ઓશરીમાં કોઈક વાત કરતું હતું. ઓળખીતાંની વાતચીતમાં પણ વિનાકારણ ધ્યાન નહિ દેનારો હું અજાણ્યાં વાત કરતાં હોય તેમની સામે પણ શીદ જોઉં? એટલે નીચું મોઢું રાખીને જ બહાર નીકળી ગયો. ત્યાં, ઓટલેથી નીચે ઊતરી રસ્તે પહોંચવાની સાંભી છીપરે પગ દઉં છું ત્યાં નજર ખેંચાણી જમણી પાસના આકારે: "આ શું? સવારમાં મનુષ્ય?" એ પીગળવા માંડ્યું

---

૧. આ સ્તોત્ર ધર્મિષ્ઠ મનોવૃત્તિના માણસોને તો પરિચિત છે જ: અધર્મીઓના લાભાર્થે જણાવવાનું કે તમારાં દિલમાં એ વિશે જિજ્ઞાસા જાગે, તો સ્તોત્રરત્નાકરના છેલ્લા વિભાગમાં "પ્રાતઃ સ્મરામિ હૃદિ સંસ્ફુરદાત્મતત્ત્વ" એ શબ્દોથી શરૂ થતું સ્તોત્ર જોયો.

ઝાંખું ધનુષ્ય હતું. એવો એવો ય એનો કટકો જ દક્ષિણથી થોડો ઊંચો ચઢી, પશ્ચિમમાંનાં આછાં કાળાં વાદળાંમાં મળી જતો હતો. એ દૃશ્ય સાશ્ચર્ય જોતો હતો ત્યાં મારી પાછળના બારણામાંથી, પેલી મેં ત્રાહિત ધારેલ વ્યક્તિ બહાર નીકળી. તેણે કરેલો પ્રશ્ન "શું જુઓ છો ?" સંભળાતાં મેં ડોકું એમની તરફ ફેરવ્યું તો સાધક —ભાઇની પડછંગ આકૃતિ નજરે તરી આવી. "પેલું શું ધનુષ્ય છે કે ?" મેં ખાતરી કરવા તેમને પૂછ્યું; કારણ, ધનુષ્યના આકાર અને રંગોવાળું કોઈ સામાન્ય, વેશધારી વાદળું મને છેતરે છે એમ હજી લાગ્યા કરતું હતું. પણ તેમણે "હા હા, ધનુષ્ય જ છે" કહી મારો સંશય ટાળ્યો.

અમે બંને વાતો કરતા આશ્રમની દિશામાં ચાલવા લાગ્યા. વાતો માટે અહીં સ્વાભાવિક રીતે જ એવું છે કે અધ્યાત્મવિષય હાથમાં આવે ત્યાં લગી અમે એને વિશે જ બોલતા હોઇએ છીએ; અનાત્મવિષયોને ચાલતાં લગી અડકતા નથી. અત્યારે પણ એક અધ્યાત્મવિષયક લેખકની વાત નીકળી. એ લેખક એ વિષય પર લખે છે ઘણું અને સારી રીતે તેથી પ્રખ્યાત બહુ થયો છે પણ અધ્યાત્મનો સ્વાનુભવી કેટલે અંશે છે–એ વિશે મારા સાથીએ પોતાની શંકા રજૂ કરીને સૂચવ્યું કે લોકો આવી બાબતમાં ભ્રમમાં બહુ પડે છે. અમારી કેટલીક વધુ વાતનો નિષ્કર્ષ આ હતો: "શ્રી અરવિન્દ–વ્યક્તિ કરતાં શ્રી અરવિન્દ–તત્ત્વને જાણવાનો વધુ પ્રયાસ આપણે કરવો જોઈએ." આ એક દૃષ્ટિએ—સામાન્ય કોટિની વ્યક્તિ-પૂજા એ ઇષ્ટ વસ્તુ નથી એ દૃષ્ટિએ—ખરું છે; બીજી દૃષ્ટિએ એમ લાગે છે કે તત્ત્વ વ્યક્તિમાં સાકાર થયું છે તે એટલા માટે કે એ રીતે જ પૃથ્વી પરના આપણા સૌના સ્થૂલ જીવનને પણ પ્રસ્તુત તત્ત્વનો ખરો અને પૂરો લાભ મળે તેમ હોવાથી, વ્યક્તિને ગૌણ ગણવા કરતાં, આ

દાખલામાં તો, તત્ત્વ અને વ્યક્તિ બેઉને સમાનકક્ષ ગણવાં એ વધારે યોગ્ય છે. વિજ્ઞાનમય ('સુપ્રામેંટલ') ચેતનાતત્ત્વ ભવિષ્યમાં પાર્થિવ પદાર્થોમાં અને માનવનાં મન-પ્રાણ-દેહમાં આવિર્ભાવ પામી પ્રકટ થવાનું છે. એ ઘટનાના પુરોગામી પ્રતીકરૂપે શ્રી અરવિન્દનું વ્યક્તિત્વ, જીવન અને કાર્ય છે. એ તત્ત્વ એમનાં મન, પ્રાણ અને દેહમાં આવિર્ભાવ પામીને પ્રગટ થયું હોવાથી જ, અત્યારે પણ, પૂર્ણયોગના પૃથ્વીભરના સાધકોને એમની મહાસિદ્ધિનો લાભ પાત્રતા અને અધિકારાનુસાર મળતો હોય છે; તો પછી, તત્ત્વની સરખામણીએ પણ વ્યક્તિને (અને તે, આ શબ્દના ઉચ્ચતમ શુદ્ધતમ અર્થમાં) ઓછામાં કેમ લેખવાય?

આશ્રમનું મુખ્ય મકાન તો વચ્ચે આવી ગએલ, એટલે હવે —ભાઈનું રહેઠાણ આવતાં તેઓ છૂટા પડ્યા અને હું ગયો ભોજનગૃહે. ત્યાં, આજે જમવા આવવાનું મોડું છે એ ધ્યાનમાં રાખી, થાળીમાંની બધી વસ્તુઓ આરોગાવા દીધી-રોજ તેમાં પહેલેથી ઘટાડો કરું છું તેમ કર્યા વિના.

૩

ત્યાંથી બહાર નીકળી, ઉતારે પાછો પહોંચ્યા પહેલાં આજનું એક આવશ્યક કામ આટોપવા વચ્ચે રોકાયો સાધક જ્યો—ના સ્થાનકે. એ ઘરની બંને મોટી ઓશરીઓમાં છ-આઠ માળીઓ ખૂબ કામમાં રોકાયલા હતા-આજે શ્રી અરવિન્દ તથા શ્રી માતાજીને અમે સૌ અર્પવાના છીએ એ ફૂલહાર ગૂંથતા હતા: ગુલાબના, જસમાઇનના, કમળના, ચંપો હજારી ગોટા અને બારમાસીના મિશ્રિત-એમ રંગેરંગના અને સુગંધેસુગંધના હાર. મારા હાર માટેની વરદી નોંધાવી બાર આના કાલે ભર્યા હોવાથી, મારે લેવાના જસમાઇનના બે હાર મને આપવાનું મેં ત્યાં બેઠેલા ઉપર કહ્યા સાધકબંધુને કહ્યું. તેમણે પોતાની પાસેની યાદીમાં જોઇ, મારું નામ તેમાંથી

ઉચ્ચાર્યું અને મેં જવાબમાં "યસ" કહેતાં પોતાંની પાસેના માળી-ને તામિલમાં કૈંક કહ્યું એટલે બંને હાર મારી પાસે આવી પહોંચ્યા.

મેં હાર બીજા કોઇ નહિ ને જસમાનના જ શા માટે પસંદ કર્યા? પહેલો વિચાર તો ' ન્યુ બર્થ ' નામે ફૂલોના હાર લેવાનો હતો કેમ કે અહીંથી અભિનવ દ્વિજ બનીને જવાની આશા સેવું છું, એ હકીકતનું પ્રતીક એ ફૂલોનો હાર બને. પણ એ વિચાર ફેરવવાનું કારણ હતું. કાલે હારની વરદી આપવા જતી વખતે, કયો હાર મારે લેવો એ વિશેની વાત સાધકમિત્ર વિ— સાથે થતી હતી ત્યારે તેમણે " જસમાઇન ઇઝ ફોર પ્યુરિટી " એમ કહેલું. એ ફૂલનું એવું ગુણલક્ષણ જાણવામાં આવતાં મેં આમ વિચારેલું: " હું જસમાઇન જ લઇશ, ' ન્યુ બર્થ ' નહિઃ પાવિત્ર્યની મારે પહેલી જરૂર છે. મન પર મેલના કેટલા બધા અને કેટલા ધાડા થર જામ્યા છે તે એકલો હું જાણું; કે, હુંએ નહિ જાણતો હોઉં. માટે, જસમાઇનના અર્પણ દ્વારા પહેલો થાઉં પવિત્ર; નવો જન્મ થાય એ તો પાવિત્ર્ય પામ્યા પછી ને? માટે ન્યુ બર્થનાં ફૂલોનો હાર લઇશ બીજી વખત આવીશ તો ત્યારે."

હારો લઇને એ મકાનમાંથી બહાર નીકળતો હતો ત્યાં ડહેલીમાં સામા મળ્યા, જેમની ઓળખાણ અહીં જ પહેલી વાર બે દિવસ પર થઇ છે, તે મોંસ્યો જે. એચ. એકમેકને આમ દરવાજે અચાનક જોતાં જ અમે બંને હસ્યા જરાક–મારાથી " ગુડ મોર્નિંગ " પણ બોલાઇ ગયું. તેમણે જવાબમાં, કશું મોંએથી બોલ્યા વિના, નમસ્કાર કર્યાં; એટલે મેં પણ સામો એ આપણો સ્વદેશી વિધિ એમના પ્રત્યે કરીને એમને સંતુષ્ટ કર્યા. પછી તેઓ અંદર ગયા અને હું બહાર.

૪

એ મકાન આશ્રમની પાસે જ, તેથી મારા હાર મારી રૂમ

સુધી લઇ જવા-લાવવાની જરૂર નહોતી કેમ કે એવું કામ પડવાનું હતું આશ્રમે જ. એટલે આશ્રમમાંની અં—ની રૂમમાં પહેલો ગયો, હાર ઠેકાણાસર ત્યાં મૂક્યા અને પછી પહોંચ્યો ઉતારે. પોણાઆઠ થયા હતા. જે બાકી હતું તે બધું નિત્યકર્મ બનતી ઝડપે કર્યું તો પણ પરવારતાં લગભગ નવ થયા. આ બધો ય વખત મારો જીવ ઊંચો ને ઊંચો હતો, આજનો દર્શનનો મહાપ્રસંગ કેવો જશે તેની નકામી નકામી પણ વિમાસણમાં. મનમાં અવારનવાર ફૂટી નીકળતા અમુક વિચારો પણ સ્વચ્છ હતા કે નિર્દોષ હતા એમ ન કહી શકું. જીવાત્મા જ્યારે પરમાત્મા ભણી વળવાનો પ્રયાસ શરૂ કરે છે—એ પ્રયાસને તે ઠેઠ લગી એના ધ્યેય સુધી, ભલે તુર્તમાં કે થોડાઘણા સમયમાં પહોંચાડી શકે નહિ, પણ જ્યારે શરૂ કરે છે—ત્યારે જે તોફાનો જીવાત્મામાં મચે છે, તેમાંનાં કેટલાંક એ હતાં. એને શમાવવાનો યત્ન મેં 'એસેસ ઓફ યોગ', ગીતા તથા ગજેન્દ્રમોક્ષમાંની સ્તુતિ વાંચીને કર્યો. એમાં થોડીક સફળતા તત્કાળપૂરતી તો મળી એમ પણ કહેવાય. 'એસેસ'નાં શરૂઆતનાં પાનાંમાં, સાધનાપ્રારંભે મનોમય ચેતનાને અંકુશમાં લેવાની તથા વ્યક્તિગત ચેતનાને બ્રહ્માંડગત વિરાટચેતનામાં એકાકાર કરવામાં ઉતાવળ નહિ કરવાની સલાહ આપેલી છે તે પરથી, બીજું કૈં કર્યા પહેલાં, મનને જ સ્થિર કરવાનો પ્રયત્ન બપોર લગીના વખતના ઘણાખરા ભાગમાં કર્યો. તેમાં, "સાક્ષી નિત્યઃ પ્રત્યગાત્મા શિવોઽહં" એ એક વેદાન્તસ્તોત્રમાંની પંક્તિનું રટણ કરતાં કરતાં, 'એસેસ'માં જેને "સાયલંટ પુરુષ" કહ્યો છે તેની હાજરી અનુભવવા મથતાં, જે યત્ન થઇ શક્યો તેનાથી થોડી મદદ મન શાંત થવામાં મળી પણ ખરી.

વાંચી રહ્યા પછી, ઉપર કહી તેવી જ મનોવૃત્તિમાં ઓછું-વધુ હતો ત્યારે ધ્યાન ધરવામાં મનને પરોવવાનું કરી જોયું; એ છેક નકામું નથી ગયું એમ અનુભવે જણાયું.

પછી ઊભો થઈને ધોએલું ઇસ્ત્રીબંધ પહેરણ તૈયાર કર્યું. તેની હેઠળ, અંદર, ધોળા કોલર ને એની જ બગલપટીનું લીલું બૉડિસ પહેર્યું. તેની ઉપર પહેરણ. શાલબાલને રૂખસદ આ ટાંકણે. છત્રી લઈ, જોડા પહેરી, ઊતરી, બહાર પડ્યો તો જમણા હાથના ખાંચાને નાકે ગાય ઊભી હતી. એ શુભ શુકનથી આનંદ થયો.

ચાલવા માંડ્યું. મનમાં એ વખતે બાલિશ અને અર્ધ-બાલિશ સવાલો થયા કરતા હતા: "ત્યારે અંતે ચાલ્યો હું શ્રી અરવિન્દનાં દર્શન કરવા? ત્યાં શું થશે? ત્યાંથી પાછો આવીશ ત્યારે આ બધું–આ રસ્તો, આ ગરનાળું, આ જૂનાજપનાં ભાંગ્યાંતૂટ્યાં મકાન, આ 'હાંસા ક્રાસ'નું પાટિયું, બધું–હશે તો અહીં જ ને? આવું ને આવું જ ને? હોવાનું એ તો. પણ મને એ ત્યારે કેવું દેખાશે? કોઈ જુદી રીતનું બનીને! જુદી રીતના બનવાનું છે તે તો તેણે કે મારે? એમ દર્શનમાત્રથી નવો અવતાર થોડા જ પમાય છે? સિવાય કે અસાધારણ પ્રભુપ્રસાદ પામીએ અને આ આપણી હાલની મેલીઘેલી ચેતનાનું આમૂલાગ્ર રૂપાન્તર કરીએ."

૫

એવા વિચારો કરતો આશ્રમે પહોંચ્યો. એના લંબચોરસ ઊંચા મજબૂત સાગલાકડાંના પિત્તળકડાંળા દરવાજામાંથી એના સુઘડ પથ્થરબંધ ફળિયામાં; ત્યાંથી બે પગથિયાં ચઢી ઓશરીમાં; જમણે હાથે વળીને બે ત્રણ ડગલાં આગળ; ત્યાં ડાબે હાથે છે બારણું, સ્વાગતખંડમાં પ્રવેશવાનું; પણ પ્રવેશની જરૂર નહિ; અંદર સામેની ભીંત પાસે અને લાકડાની એક ઘોડી-('સ્ટેન્ડ')પર શ્રી અરવિન્દની 'બસ્ટ'રૂપ છબિ ગાંભીર્ય અને શાન્તિ કેવાં વહાવે છે; અહીં ઓશરીમાં બહાર જ ક્ષણેક ચોભી, એ છબિને નમન; પછી ત્યાંથી આગળ આગળ અને આગળ; સાંકડો ચોક; મોટો ખુલ્લો ચોક; ચોપાસ ઠૂંડાંમાંના

ફૂલરોપની આહ્‌લાદક મનોહરતા; એક નાની શી ગલી જેવી ચાલ, બે ઓરડીઓ વચ્ચેની: એમાં થઈને વધુ આગળ, સુવિશાળ સૌથી મોટા ચોકમાં, જેને સામે ખૂણે છે પથ્થરની સીડી. આ સીડીને પગથિયે બેઠેલા વિ–એ ખબર આપ્યા કે મારે ઠરાવેલા સમય કરતાં મોડું થશે કેમ કે દર્શનકારોને, તેમને માટે ઠરાવેલી એકેક મિનિટ કરતાં જરા વધુ વાર દર્શન કરવામાં સ્વાભાવિક રીતે લાગતી હોવાથી, હવે જનારાં બીજાંની જેમ મારો વારો બાર ને સાડાબાર વચ્ચે નહિ પણ એક વાગ્યાની આસપાસ આવશે. આ જાણી, મેં વચ્ચે જમી આવવાનું ધાર્યું. પણ ત્યાંનાં કમાડ ખૂલવાને હજી લગભગ કલાક હતો. એટલે સીડી આગળ ડાબે હાથ વળી, ત્યાં આવેલી અં——ની રૂમમાં ગયો. ત્યાં પડેલાં છાપાંમાં જરાક ડોકિયું કર્યું પણ વાંચવામાં મન લાગ્યું નહિ. બહાર નીકળ્યો. ચોકમાં આગળ વધ્યો. ત્યાંથી ધ્યાનશાળાની બહારથી ઓશરીમાં દાખલ થઈ, ધ્યાન ધરતા અને બીજા સાધકોની વચ્ચેથી આગળ વધી, એક ખાલી જગ્યા જોઈ, ત્યાં બેસી ધ્યાનમાં પરોવાવાનો પ્રયાસ કર્યો. ત્યાંથી પોણી કલાક બાદ ઊઠી, જમવા ગયો.

ધ્યાનનો પ્રયાસ તો કર્યો, પણ એ એકાગ્રતાથી થાય શેનું ? સામેની સીડી પરની દર્શનકારો તથા અંતેવાસી સાધકોની ચડ-ઊતર વગેરે પ્રત્યે દૃષ્ટિ, અને એ જ્યારે કામ કરતી ન હોય ત્યારે શ્રુતિ, જતી હતી. આવું થતું. છતાં, યથોચિત શ્લોકપંક્તિઓ બોલતાં બોલતાં, ભમતા ભાવો-વિચારોને સુવરાવી દેવાનું કર્યા કરેલું: (અથવા, આપણો એક પ્રૅફેશનલ વાક્પ્રચાર વાપરું તો, સુવરાવી દેવાનું કરી રહ્યો હતો.)

૬

એમ આશ્રમે એવું બન્યું કે હું દર્શન માટે તૈયાર હતો પણ દર્શન મારે માટે તૈયાર નહોતાં તો ભોજનગૃહે એવું બન્યું કે હું ભોજન માટે તૈયાર હતો પણ ભોજનપ્રાપ્તિ હજી મારે માટે નહોતી. ત્યાં

પહોંચીને અંદરના ખંડમાં પ્રવેશીને આગળ વધતાં ભાઈ કું
"ઈટ્સ નૉટ યટ ટાઇમ, પ્લીઝ!" સંભળાયું. પાતળા ઊંચા નર
ભારી જરા 'બૉણ્ડ' જેવા પણ સર્વોપરી કેશરાગ સાથે
'કાઉન્ટર' જેવા ઊંચા ટેબલ પાસે ઊભા રહીને
અને આગન્તુકોના ભોજનકાર્યનું તંત્રવહન કરતા હોય છે, તેમનું
એ વાક્ય. "આઇ'મ સૉરી" કહીને હું પાછો ફર્યો; પણ
ઓટલે પહોંચ્યો ત્યાર લગીની અમારી વાતચીત
ખુલાસો થઈ ગયેલો કે મારી ઘડિયાળ કેટલીક મિનિટ વહેલી છે
ને તેથી ખરી રીતે જમવા આવવાની શરૂઆત જે
અગિયારે થાય તેને હજી બે મિનિટની વાર છે;
બરાબર થયાની ઘંટડી વાગે ત્યારે મારે અંદર આવવું.
પ્રસંગ જો બીજી કોઈ સંસ્થામાં બન્યો હોત તો ઘણું કરીને
એવું થાત કે ઓછીવત્તી અતડાઈ તોછડાઈ કે
જમવા આવનાર સાથે વાત થઈ હોત; અહીં, પૂરી નમ્રતા ને
સાત્ત્વિક મનોવૃત્તિથી મને સ્થિતિ સમજાવવામાં આવી.

બહાર ઊભા રહેવું પડ્યું જરાક જ વાર. ઘડિયાળે
ટકોરો અને ઘંટડી, બંને એક જ ક્ષણે સંભળાતાં હું અંદર
ગયો. કબાટમાંથી મારા નામ ઉપરની થાળી લઈ, જમવા
બેસવાની જગ્યાએ જઈ "યત્કરોષિ યદશ્નાસિ" એ શ્લોકથી
શરૂ થતા ગીતાશ્લોકમાંનો ભાવ અનુભવવાના, તદનુસાર આંતર
આચરણ કરવાના, પ્રયાસસહિતના મારા નિયમ પ્રમાણે
શક્ય વતી, ધીમેધીમે જમી લીધું.

૭

લગભગ સવા બારે પાછો આશ્રમે પહોંચ્યો ત્યારે
અં——ની રૂમને ઉંબરે બેઠેલાં એમનાં પુત્રી——બહેને ફૂલની બે
છડીઓ મારે માટે ઉમળકાભેર આણી આપી અને મેં
મારે અર્પણ કરવાના બે હાર એ રૂમમાં મૂક્યા હતા તે

લીધા, એટલે “ચાલો હું તમને બતાવું તમારે કોની પછી જવાનું છે એ” કહીને તેઓ મને ધ્યાનશાળાની અંદરની ઓશરીમાં હારબંધ બેઠેલાં દર્શનાતુર નરનારીઓ હતાં, ત્યાં લઇ ગયાં. (દર્શને જનારાંની યાદીમાં મારું નામ ક્યાં છે, કોની પછી છે, એ તેમણે પોતાની મેળે જ જોઇ રાખેલું; કદાચ, માત્ર કુતૂહલથી જોઇને યાદ રાખ્યું હશે, પણ એનો આમ સરસ ઉપયોગ સ્વેચ્છાએ કર્યો; બાકી, મને દોરીને લઇ જાઓ એવી માગણી મેં તો કરી નહોતી. જે થયું તે બધું એમના બાલોચિત મીઠા સદ્‌ભાવનું, હૃદયગત ઋજુતાનું પરિણામ.)

જે પંગતમાં મારે ગોઠવાઇને મારા વારાની રાહ જોવાની હતી તેમાં ચાર જણ હતાં : ત્રણેક આંગળ પહોળા, સોનેરી પટ્ટાની કોરવાળા, ઘેરા લીલા રંગના સાળુમાં સજ્જ એક ગુજરાતી યુવતી; તેમની પછી, ટૂંકા ગોરા અને શાંત, અતડા લાગે એટલા બધા શરમાળ, વાળમાં સેંથો માથાની વચમાં પાડેલા, શ્વેત રેશમી ખમીસધારી, મુંબાઇવાળા ——ભાઇ; કોઇક બીજો પુરુષ; રૂપેરી વાળવાળા, થોડી ટાલવાળા, વૃદ્ધ થવા માંડેલા ડૉ. બ——. એમની ભણી આંગળી ચીંધી —— બહેને મને કહ્યું : “તમારે આમની પછી જવાનું; અહીં બેસો.” કાલે મારે બ——ની થોડી ઓળખાણ થએલી, તેથી એમની પ્રત્યે સહેજ સ્મિત કરી, એમની પડખેની ખાલી જગ્યાને મેં ભરી; બેસીને મેં આગળ બંને હાર, ફૂલની છડીઓ અને માતાજીને અર્પવાનું (ખીસામાંથી હમણાં જ કાઢેલું) એક રૂપિયા સહિતનું પરબીડિયું—એમ બધું મૂક્યું.

૮

એમ થોડી વાર બેઠો, મનમાં હજી કેટલીક ચંચળતા અનુભવતો. ઉપર દર્શને જવાની સીડી મારી બરાબર સામે અને પાસે જ હતી. તેની પર ચઢતાંઉતરતાં દર્શનાભિલાષીઓને બેઠો બેઠો જોયા કરતો હતો. થોડી વાર પછી બ— ઊઠ્યા

અને મને નિશાની કરી સાથે આવવા. ઊભો થતાં પેલું બધું હાથમાં લઇ, અર્ધી મિનિટ ત્યાં ને ત્યાં જ ઊભીને સ્થિર થવામાં ગાળી, દાદર ચઢ્યો બ—ની પાછળ પાછળ. એનો પહેલો ભાગ પૂરો થઈ, વાંક વળે છે ત્યાં પહોંચ્યો તો અમારી આગળ જનારાંની હાર દેખાઇ. એ લોકો આગળ વધ્યાં તેમ તેમ હાર ધીમે ધીમે ટૂંકી બની. ઉપલે પગથિયે અમે પહોંચ્યા ત્યારે બ—એ પડખે ખસી મને જરા આગળ કર્યો એટલે, વચ્ચેના લાંબા અજવાળે ભર્યા ખંડની પેલી પાર, સામે, થોડે દૂરના ઓછા અજવાળાવાળા ખંડમાંના સોફા પર, વિવિધરંગી ફૂલપાને શોભાયમાન મંડપિકા નીચેના સોફા પર, શ્રી અરવિન્દનું ભવ્ય અને પ્રશાન્ત,કો ઋષિવર સમોવડ, શ્મશ્રુવન્ત, છૂટા પ્રલંબકેશાન્ત પુદ્ગલ દૃષ્ટિપથમાં આવ્યું. ... ...

મારો વારો આવતાં હું પણ, વચલો લાંબો ખંડ ઓળંગી, એ અંદરના ખંડના ઉંબરે પહોંચ્યો. વાતાવરણમાં એક જાતની પરમ શાન્ત વિદ્યુત્ અનુભવાતી હતી; મનની ચંચળતા આપમેળે જ ઓસરે તેવું હતું.... ... ...

બ— દર્શન કરી ચાલતા થતાં, હું જઇ ઊભો શ્રી અરવિંદ અને તેમની જમણી પાસ બિરાજતાં શ્રી માતાજીની સમક્ષ... ... ...

શ્રી અરવિન્દનાં વિશાળ પ્રેમઝરતાં નયન અને હોઠે આછું પ્રેમલ સ્મિત; માતાજી ધ્યાનસ્થ.

મેં એકેક ફૂલછડી બંનેને એક પછી એક આપી. એનો સ્વીકાર થયો—અદ્ભુત આહ્લાદક શાન્તિથી. એ લઇને માતાજી ફરીથી ધ્યાનલીન... ... ... ...

હું બને હાર વારાફરતી બંનેની બાજુમાં મૂકું છું (શ્રી અરવિંદનાં ચરણે એમનો હાર અડકાવવો જોઇએ, એ કરવાનું વીસરીને); અને માથું એમની સુવિશાલ ઉરુ પર નાંખું છું.

કેટલો શમતાપ્રેરક સ્પર્શ!... ... ... એમનો હાથ મારા નમેલા માથાને અડે છે, ઊપડે છે ... ... ...

હવે મસ્તક માતાજીની પલોંઠી પર; ત્યાર પહેલાં એમનાં દુ:સહપણે તેજભર્યાં નેત્રોમાં—નેત્ર એવાં પણ એમને વદને સ્મિત જ હતું— મારાં નેત્ર પરોવવાનો કાચોકાચો પ્રયાસ કરીને. તેઓ પણ મને મારે નમેલે મસ્તકે સ્પર્શી, આશીર્વાદ આપે છે.

ફરીથી શ્રી અરવિન્દને નમન, બંને એમનાં ચરણ ઝાલીને; ફરીથી આશીર્વાદ.

મિનિટ થઈ ગઈ હોવી જોઈએ. ઊભો થઈ, સહેજ પાછળ ખસી, બંને હાથ જોડી ઊભો રહું છું. આંખો બંધ કરીને... ... ... એવી પળેક પછી, ડાબે હાથે વળીને પડખેના બીજા ખંડમાં— અધ-ભારે, અધ-હળવે હૈયે ચાલતો થાઉં છું.

## શ્રી ગીતા—ભક્તિયોગ (મુખ્ય છાપભૂલો)

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૭ | ૨૪ | વ્યક્ત | અવ્યક્ત |
| ૩૩ | ૧૧ | प्रयतन्तात्मा | प्रयतात्मा |
| ૩૫ | ૧૧ | ભકને | ભક્તને |
| ૩૫ | ૧૪ | આસકાય | આસકામ |

દુર્ગેશ શુક્લ

# સ્વપ્નલીલા

[નૈમિષારણ્યની પવિત્ર ભૂમિ પાછલી રાત્રિને અંકે શાન્તિપૂર્વક નિદ્રા લે છે. ઋષિઓના જીવન-રહસ્ય ઉકેલવા આર્તસ્વરે ગવાયલા મંત્રો પણ જાણે ઘડીભર જંપ્યા લાગે છે. આકાશપટમાં પલકતા તારલા વિરાટ પૃથિવીના તમસલીન હૈયે, પ્રકાશ રેડવા મથતા ટમટમે છે. સરિતાની સપાટીને સ્પર્શી, હળવે સાદે રડતી તરુડાળનાં નયનને સરિતા પાણીની આછી છાલક મારી સ્વચ્છ કરતી હોય છે. દિવસભર પોતાની જડતા બદલ પરિતાપ કરતા પથ્થરો યે અત્યારે શાન્ત છે. દ્યૌપિતા અને પૃથ્વીમાતા વિશ્વપુત્રને વહાલથી પોઢાડી રહ્યાં છે.

એવે સમયે એક અશાન્ત પુરુષ જમીન પર પદ્માસન લગાવી બેઠો છે; ગિરિરાજના ગુહાહૃદયમાંથી ઊઠતા અગમ્ય ધ્વનિ સાંભળી રહ્યો છે. એનાં લોચનમાં નિદ્રા નથી, હૃદયમાં શાન્તિ નથી, કરાલ પ્રશ્નમાલા ભૂતગણુ સમી સામે ઊભી ઊભી એને ડરાવતી હોય છે.]

પુરુષ—રજનીનું અંધારું તો મારા જીવનની પળેપળ ભરી રહ્યું છે. કાળમૂર્તિ અંધકારે મારા જીવનચંદ્રના પ્રકાશને સદંતર બુઝવી નાખ્યો છે. ત્રણ યોજન પ્રકાશ પાથરતો મણિ મૂકીને ચારો ચરવા જતા નાગરાજ જેમ, કોઈ રાજપૂત કુમારે ટાંકેલી ઢાલ જેવી આ ભયાનક અંધકાર–ઢાલ ઉપર, ફેણ પછાડી પછાડી મરવું રહ્યું. હવે તો. (પળભર થંભી) કૃપાનિધાન! જીવનનો ચેતનઅણુ તે ક્યાં સુધી રજનીની અંધકારઝાપટ ઝીલે? હૃદયપુષ્પની સુકુમાર પાંખડી હરદમ કૂચકદમ કર્યે જતા આ કરાલ પ્રશ્નમાલાના કઠોર પદાઘાત તે ક્યાં સુધી ખમે! (નિરાશાપૂર્વક શિર હલાવી) આશાપંખીની પાંખોમાં જોર રહ્યું નહિ, તે બીચારું તડફડી હેઠું પડ્યું. શું થાય બીજું!

(દિશાઓના અંધકારમાં દૃષ્ટિપાત કરી)

દિગ્ગજોના હૃદયનું આધિપત્ય લઈ બેઠેલા અંધકારની જિહ્વા અસ્ફુટ એવું કંઈક ઉચ્ચારી રહી છે. શું હશે એ? કોઈ વિરાટ પુરુષના પદાઘાતે અંડાકૃતિપૃથ્વી અવકાશમાં નિયંત્રિત ગતિ કરી રહી છે; એ કોણ નર્તન કરી રહ્યું હશે? પ્રકૃતિના સુંદરીવર્ગને છેડતા નફ્ફટ અનિલકુમારથી ત્રાસેલી જલકન્યા, શીર્ષે ઝીલી હૈયે ચાંપવા ઇચ્છતા હિમગિરિની યે અવગણના કરી, સાગરતાતમાં શમી જવા દોડી રહી છે; શું ગુંજતી જાય છે એ? તાત! ભેદ ગહન બને છે, સાથેસાથે જીવન પણ અસહ્ય બનતું જાય છે.

(શાન્તિના સરવરમાં ઘડીભર ડૂબી)

મારું જીવનસ્વપ્ન ક્યાં વિલસે છે, એ મને સમજાતું નથી. ઉઘડતી કલિકા સમા બાળકની વદનપાંખડી પર પથરાતી લાલિમાને મારા સ્વપ્નોદયની સુરેખ રક્તિમા માની હરખાઉં, ત્યાં તો યૌવનસૂર્યના અથાગ પરિશ્રમતાપે એ લાલિમા લુપ્ત કરી! પ્રિયાનાં નયનહૃદયથી ઝમતાં અમૃતવર્ષણો ઝીલવામાં સ્વપ્ન-સિદ્ધિ માની રાચું ત્યાં તો અકલ્પ્ય એવા કો વિષાદભારે મૃદુ પાંદડી સમાં પોપચાં તળે પ્રિયાનાં લોચનપદ્મ છુપાયાં. અને સાથે મારાં સ્વપ્નકુસુમ પણ વેરાયાં! વિવિધ અનુભવે બક્ષેલી વ્યવહારબુદ્ધિને જીવનમંદિરના શિખરે ઝળહળતા સુવર્ણ કળશ સમ માનું, ત્યાં તો રે! કરાલ મૃત્યુરાહુની છાયામાં એ સુવર્ણ-કળશો મ્લાન પડતા નજરે પડ્યા!

(નયનમાં નીર વછૂટે છે)

આ અગમ્ય પ્રશ્નમાળા, આ તીવ્રમંથન, આ પારાવાર વેદના, આ અતલના તાગ લેવાની અદમ્ય ઝંખના મારા હૃદય-સાગરને હેલે ચડાવે છે. કાયાના કાંઠે ભીષણ મોજાંની વજ્રછાંટ પછડાય છે, અંગાંગ એ ખારાં પાણીમાં ગળતાં જાય છે. છતાં હજી યે તારાં કૃપાકિરણ મારા અંધકારને શાને નથી અજવાળતાં?

તારી સ્મિતછટા મારા વિષાદપૂર્ણ અંતરમાં કેમ નથી અવતરતી!

(પુરુષના પ્રશ્નો અવકાશમાં છવાઈ, વેરાઈ શમી જાય છે; પાછી નીરવ શાન્તિ. થોડી વારે જમણી બાજુએ પદસંચાર થતાં પુરુષ એ દિશામાં દૃષ્ટિપાત કરે છે. એક યુવતી હાથમાં નાની એવી દીપિકા લઈ, ટીલડીવાળી ભાતનો સાળુ પહેરી ધીમે પગલે પ્રવેશે છે; જાણે તારકની ટીલડીભાતના સાળુમાં રજનીરાણી.)

પુરુષ-(ચમકી) કોણ છે એ!

રજની-(ચમકતી ચંભી ઊભી રહી) તમે કોણ છો!

પુરુષ-તમે જ કહોને પ્રથમ!

રજની-(એની હઠને હસીને) હું રજની!

પુરુષ-(વિચારમાં પડી) રજની!

રજની-(સસ્મિત) કેમ કેવું નામ છે! ન ગમ્યું!

પુરુષ-(ઓળખાણ પડતાં હોઠ બીડે છે) હં! ક્યાંથી ગમે! 'શતદલ પદ્મમાં પોઢેલો પરિમલ' બીડાયલી પાંખડીઓમાં ગૂંગળાઈ રહે, તેમ તમારી અંધારછાયાને પ્રતાપે મારા જીવનપ્રશ્નની ઉષાને ઊગવાનોએ અવકાશ નથી મળતો. તમને તો વર્ષોથી ઓળખું છુ.

રજની-(મધુર હસની) ઓળખો છો એટલું બસ છે. બાકી એ તો મારા વિશે તમારી ખોટી કલ્પના છે. દૃષ્ટિ બદલાશે ત્યારે અંધકારની નાડીમાં યે ચેતનની ધબક સંભળાશે. આટલું નથી સમજતા ત્યાંલગી કાચા.

પુરુષ-(પોતાને કાચો કહેનાર યુવતી તરફ જરા રોષથી) હું શું કહું છું તે તમે જાણો છો કંઈ?

રજની-સારી રીતે.

પુરુષ-(જરા ચીડાઈ) આટલું ખોટું શા માટે બોલતાં હશો! મારા અંતરની તમને શી ખબર પડી ગઈ તે!

રજની–રજનીરાણીને એક તો માનવનું અંતઃકરણ સ્વચ્છ-નિર્મળ બની રહે છે. એની મધુરતમ કે અધમ બધી વાંછના એ હલવી દે છે, પછી મારાથી શું અજાણ્યું રહે, દેવ !

પુરુષ–(સહજ ગર્વથી) મારી ઝંખના કેટલી ઉદાત્ત, ભવ્ય અપૂર્વ છે એ તમને કેમ સમજાવું ?

રજની–એની હું ક્યાં ના કહું છું ? હું તો તમે રજનીને શાપો છો તેથી કહું છું, કે જરા ક્ષમાશીલ થાવ. અંધકારની ગર્તામાં ઊંડે પડછાયા વિના પ્રદીપ પામવાના ક્યાંથી હતા?

પુરુષ–(નિરાશાપૂર્વક) પછડાઇ પછડાઇને હું તો અકળાઇ ગયો.

રજની–(વહાલથી) એમ અકળાયે કામ લાગશે ?

પુરુષ–(ઉકળતો) નહિ તો શું કરું ?મારાં લોચનમાં દૃષ્ટિ નથી, હૃદયમાં હામ નથી, મારા ઉમળકામાં ઉષ્મા નથી, બાહુમાં ચેતન નથી. અકળાઉં નહિ તો શું કરું ? મને જીવનનું રહસ્ય સમજાતું નથી. એ સમજવા વિના જીવન એવું નિરર્થક, અશક્ય બની ગયું છે.

રજની–સમજાશે: એ તો ધીરે ધીરે. આમ અંધકારથી અકળાયે કંઈ જ વળવાનું નથી. લ્યો ચાલો, હું જાઉં.

પુરુષ–(ચમકી) ક્યાં ? ક્યાં જશો ?

રજની–ભગવાન શેષશાયીની સેવામાંજ તો. મોડું થશે તો ઉષાને એટલી મોડી ઊગવું પડશે, જઇને છૂટી કરીશ ત્યારે આવી શકશે ને !

પુરુષ–કેટલી વાર હશે પ્રાતઃકાળને ?

રજની–આ ઊગ્યો સમજો ને. (સસ્મિત) સાથે તમારા જીવનનો યે પ્રાતઃકાળ ઊગે એમ ઇચ્છું છું.

( રજની આગળ ચાલી જાય છે. પુરુષનાં
અંતરમાં આશાનો સંચાર થાય છે. )

પુરુષ–શી ઘટના ! રજની ઊતરી આવી, પણ એ તો

અંધકારને બદલે તેજોરેખા રેલાવતી ગઈ. આશાપંખીની પાંખોમાં નવોત્સાહ ભરતી ગઈ. તિમિરને પેલે-પાર વસતી તેજોમૂર્તિના દર્શનની ઝંખના જગવતી ગઈ. શી દૈવની વિચિત્ર ઘટના! (પગરવ સાંભળી) આ કોણ આવ્યું વળી ?

( એક સોળેક વર્ષની કન્યા થનગનતી આવે છે, રજની ગઈ હતી એ ડાબી બાજુએથી. ઓછા થતા અંધકારમાં એની સુરૂપ દેહવેલ સ્પષ્ટ જણાય છે. પ્રતાપ અને રમતિયાળ સ્વભાવનો સંગમ એની ટટ્ટાર કાયામાં જણાય છે. એ ભાવના, રાત્રિના ખોળે અંતરમાં ઊગે છે તે, પુરુષ આકર્ષાય છે. )

ભાવના-(નજીક આવી) તમે મને બોલાવી, નહિ !

પુરુષ-(વિસ્મયમુગ્ધ) કોણ છો તમે ?

ભાવના-મને ન ઓળખી ? હું ભાવના. તમને બતાવી બાએ કહ્યું કે જા, એમના હૃદયની ઝાંખી પડતી કલા સતેજ કરી આવ. એટલે અહીં દોડી આવી.

પુરુષ-મારી જીવનકલા સતેજ થશે તો તમારે ચરણે ઢળીશ, બાળા, પણ તમારાં માતા કોણ ?

ભાવના-રજનીબાને નથી ઓળખતા ? હજી હમણાં જ અહીં હતાં તે ! હું એમની લાડકી છું. એમને ખોળે મારું જોર પણ વધારે.

પુરુષ-અહીં ખેલ્યા જ કરો છો કે ?

ભાવના-(ઉછળતી) હં ! બસ ખેલ્યા જ કરવાનું.

પુરુષ-તમારી તો મને ઇર્ષ્યા આવે છે. કેવી અવિરામ શાન્તિ. કેવી સનાતન શાશ્વત જીવનસરિતા ! અમારે મનુષ્યોને તો બધું જ અશાશ્વત, ખંડિત. જીવવાનું તો યે સમજ્યા વિના.

ભાવના-(હસતી) સમજ્યા વિના તે કોઈ જીવતું હશે !

પુરુષ–એ જ દુર્દૈવ છે ને? સમજવા યત્ન કરીએ છતાં એ અગમ્ય રહે છે, પ્રયત્ન કરીએ તો નિષ્ફળ જઈએ છીએ. જીવન જાણે દુઃખ, નિરાશા, નિષ્ફળતા, વેદનાની પરંપરા ન હોય? તું જાણે છે, ભાવના? શેષશાયી વિષ્ણુ ક્ષીરનિંદરમાં પડ્યા હશે અને કદાચ વિષ પ્રસારતાં શેષનાગે અમારા જીવનનું આધિપત્ય લીધું હશે.

ભાવના–(હસી પડી) જૂઠું રે જૂઠું! ભગવાન શેષશાયીનાં પોપચાં તે બીડાતાં હશે? આ વિશ્વસ્વપ્નની જંજાળમાંથી એને વળી મુક્તિ કેવી?

પુરુષ–(હસી કાઢી) ને એને વળી સ્વપ્ન કેવું, ભાવના?

ભાવના–(રૂપાળું મોં મલકાવી) ના, ત્યારે આપણે જ સ્વપ્નની સોડે ઢળતાં હશું. (સ્વપ્નનું ગાંભીર્ય લાવી) નિયંતાનું અવકાશહૈયું એકલતાથી થાકી ગયું; અને એના પ્રણયકુસુમની સુકુમાર પાંખડીઓ નિર્જનતાના કરાલ હિમભારે ગળતી ચાલી, ત્યારે 'એક છું, બહુ થાઉં છે,' એવી ઝંખના એને હૈયે જાગી. તેણે એક સુમધુર વિશ્વ રચ્યું.

પુરુષ–(ભાવના પ્રતિ આકર્ષાતો, અંજાતો) સુમધુર કેવું એ!

ભાવના–(મધુર કવિતાપંક્તિ ગાતી જાણે) સુમધુર, અપૂર્વ, ઉષાના સ્મિત સમું તાઝગીભર્યું એ વિશ્વ! એના એ વિશ્વમાં, ઝાકળની ફરફર પૃથ્વીના અંકમાં ઊગતાં અંકુરોને સ્વપનતાં કરી રહી. માતાનાં નયનોમાંથી ફૂટતું અમીઝરણું નિષ્પાપ બાળકને નિંદમાં યે હસાવી રહ્યું. પ્રિયતમના પહરવે કન્યાના અજ્ઞાન અંતરમાં વ્યક્ત થવા મથતી વાણી જન્મી. નિષ્પ્રાણ પડેલા વૃદ્ધના હૈયામૃદંગે ગતસ્મરણનો હાથ પડતાં મીઠાશભર્યા ધ્વનિ પ્રગટાવ્યા.

પુરુષ–વિશ્વની સુંદર બાજુનું તમે દર્શન કરાવ્યું. કહો તો, અસુંદરનું દર્શન કરાવવાનું દુર્ભાગ્ય હું માથે લઉં.

**ભાવના**–અસુંદર લાગે છે, એટલું તમારું ભાવનાબળ ઓછું. પ્રચંડ ભાવનાશાળી માનવ તો રુદ્રમાં શિવસ્વરૂપ, દુર્ગતિમાં ગતિ, અસુંદરમાં સૌન્દર્યતત્ત્વનું દર્શન કરે.

**પુરુષ**(–નિરાશાપૂર્વક) અંતરિક્ષ સ્થાને રહ્યાં રહ્યાં એમ લાગે ભાવના. બાકી અહીં પૃથ્વીમાં પગ માંડી જોજો કોઈ વાર. કાળાં કાળાં મેઘદલ જેવી અસુંદરતત્ત્વોની ઝડી જીવનાકાશ કેવું ભરી દે છે એ સમજાશે.

**ભાવના**–ભૂલો છો તમે. પ્રત્યેક મનુષ્યજીવન પરમાત્માની સુખદ સ્વપ્નલીલા છે. જેટલે અંશે આપણી જીવનકલાનો વિકાસ આપણે પ્રયત્નપૂર્વક આદરીએ તેટલે અંશે પ્રભુના ઓષ્ઠે સ્વપ્નસિદ્ધિનું આનંદસ્મિત પ્રગટશે. નિયંતાના આ સૃષ્ટિસ્વપ્નને સફળ બનાવવું એ માનવીને હાથ છે.

**પુરુષ**–(વિચારમાં ડૂબતો) જીવન શું ત્યારે શેષશાયીની સુખદ સ્વપ્નલીલા હશે?

[એક સાતેક વર્ષનો ફૂલસમો કુમાર દોડતો આવે છે, અને પુરુષની સામે આવી ઊભો રહે છે. પુરુષ વિસ્મયપૂર્વક એના પ્રતિ નિહાળે છે. આકાશ ધીમે ધીમે અંધકારથી સ્વચ્છ થતું હોય છે.]

**ભાવના**–કેમ આવ્યો, સ્વપ્ન?

**સ્વપ્ન**–મને બાએ મોકલ્યો (પુરુષનાં નેત્ર બતાવી) મારે આમાં સમાઈ જવાનું છે. (કૂદતો) એવી મઝા આવશે ને? (ભાવનાને) પણ હં! તું અહીં ક્યાંથી, બહેન!

**ભાવના**–(પુરુષના હૃદય પ્રતિ અંગુલીનિર્દેશ કરી) મારે ત્યાં સમાઈ જવાનું છે. બીચારું એકાકી રહી રહી સાવ અકળાઈ ગયું છે.

[કવી સનાર]કાર જેવું થાય છે. ભાવનાના હૃદયમાંથી અને સ્વપ્ન-[અશાશ્વત]નમાંથી તેજબિંદુ નીકળી પુરુષમાં પ્રવેશે છે. પુરુષ વ્યાકુલ [જે]સો થઈ જાય છે, એનાં નેત્રો સ્વપ્ન જોતાં બંધ છે, એનો હાથ

ઉભરાતું હૃદય નજરે છે. લાગ જોઈ સ્વપ્ન ભાવનાનો હાથ પકડી એને ધીમે પગલે રંગભૂમિ પરથી લઈ જાય છે.]

પુરુષ–(સ્વરમાં હર્ષ અને ભક્તિભાવનો રણકાર છે.) ભાવના! સ્વપ્નકુમાર! ક્યાં છો? જુઓ તો, મારું હૃદય ભાવના-ભરતી અનુભવે છે, મારાં લોચન અકલિત લીલા નિહાળે છે. જીવનના બેય કાંઠા ભીંજવતી સાફલ્યની સરિતા કિલકિલ નિનાદ કરતી, જાણે વહી જતી હોય એવો સુખદ અનુભવ થાય છે.

(આંખો ઉઘાડી, ચોતરફ વિસ્મયપૂર્વક જોઈ વળે છે.)

ચાલ્યાં ગયાં બન્ને? ત્યારે મારા અંતરમાં વસી રહી છે, એ પ્રસન્ન મૂર્તિઓ કોની? મારા હૈયાને સભર ભરી રહી છે એ પ્રાણદા પ્રભા કોને પ્રતાપે? તમારે જ તો. આવી વસ્યાં, તો ચિરકાળ વસજો મારા અંતરમાં, ભાવના! સ્વપ્નકુમાર! કે તમારે બળે, શૈશવથીની સ્વપ્નલીલા સમું આ જીવન સફળ રીતે જીવી રહું; અને પિતાને મુખકમળે સ્વપ્નસિદ્ધિના સ્મિતની સુરેખ રેખ પ્રગટાવવા શક્તિમંત બનું.

[આકાશમાં શ્લોક ગાતો મહર્ષિ પ્રાતઃકાલ જાગે છે. પુરુષ ઉભો થઈને જુએ છે.]

શી તારી દયા, દેવાધિદેવ! રજનીની અંધારપછેડીએ જ્યારે ગગનનું ગૌરાંગ આવરી લીધું ત્યારે પેલાં તેજબિંદુઓ ક્યાંથીએ ઊપસી આવ્યાં. પૃથ્વીમાતાના પ્રાગટ્યકાળે જ્યારે તમસલીન વિશ્વ હતું, ત્યારે પેલી મહાતેજોમયી પૂર્ણ પ્રફુલ્લ પ્રજ્ઞાની મૂર્તિ સાકાર થઈ. ગર્વિષ્ઠ રાષ્ટ્રના સત્તામદે પડતા મૃત્યુદાયી ચરણો તળે ગુલામ આત્મા કચરાવા લાગ્યા, ત્યારે પેલી નવોત્સાહ પ્રેરતી જીવનકલા શી ક્રાન્તિ પ્રગટ થઈ. મારા હૃદયે જ્યારે નૈરાશ્યઝડી અનુભવી ત્યારે આશામયી કિરણાવલીનો ઉદય થયો. શી તારી કૃપા, કૃપાનિધાન!

[સ્થળે સ્થળે ચેતન–જડે, પ્રાતઃકાલના પ્રકાશનો પથરાય છે ફૂલડાં પર અમેલું ઝાકળ પ્રકાશ ઝીલી ઝગમગવા લાગે છે.]

૧૬ : ૧ : ૩૬

રમણલાલ ન. વકીલ.

# નર્મદ : વ્યક્તિ

## વાઙ્મય અને યુગદર્શન

[ચાલુ ચરણમાં-૨૪મી ફેબ્રુઆરીએ-કવિ નર્મદાશંકરની બાવનમી પુણ્યતિથિ હતી. એ પ્રસંગને કારણે આ લેખનું આકર્ષણ સવિશેષ છે. સં. માનસી.]

કવિ નર્મદાશંકરની કોઇ પણ કૃતિનું મૂલ્યવિધાન કરતાં એક વાત ઉપર ખાસ લક્ષ આપવાનું છે. નર્મદના સમયની અવગણના કરી કોઇ પણ એને પૂરતો ન્યાય ન જ આપી શકે. નર્મદ જન્મ્યો, જીવ્યો અને ઘૂમ્યો તે કાળ ગુજરાતના સામાજિક, રાજકીય, ધાર્મિક અને સાહિત્યવિષયક જીવનનો મન્થન-કાળ હતો. ઉષાનાં સુવર્ણકિરણો ફૂટવાં માંડયાં હતાં; અને ઉષાના આગમન સાથે અન્ધકારના ઓળા ઓગળતા હતા. આમ બે યુગની સન્ધ્યાએ એ મહાપુરુષ જન્મ્યો. હજી એ મન્થનકાળ પૂરો થયો નથી. જે મન્થનયુગના મધ્યાન્હે આપણે જીવીએ છીએ, તે યુગના ઉષઃકાલે નર્મદ જન્મ્યો હતો.

જેટલે અંશે સમય મહાપુરુષને ઘડે છે, તેટલે અંશે મહાપુરુષ સમયને દોરે છે, ઘડે છે. જેમ રાષ્ટ્ર કે સમાજનું ભવિષ્ય મહાપુરુષોના જીવન અને કાર્ય ઉપર અવલંબે છે તેમ મહાપુરુષના જીવનનું ઘડતર ભૂતકાળના સંપર્ક અને આસપાસના સંયોગ અને સાધન ઉપર આધાર રાખે છે. એ રીતે

સમય અને મહાપુરુષ બન્ને એકમેકના ઋણી છે. આમ જે યુગને નર્મદ ઉપદેશતો, દોરતો તે જ યુગે–કે તેની આગળના યુગે–નર્મદને ઘડ્યો હતો.

પાશ્ચાત્ય સંપર્ક સાથે એ સંસ્કૃતિની ભરતી ધીમે ધીમે ગુજરાતના સંકુચિત જીવનમાં સરતી હતી. વહેમનાં વાદળ ભેદી જ્ઞાનસૂર્યે ડોકિયાં કરવા માંડ્યાં હતાં. કુરૂઢિઓનો આછો ખ્યાલ લોકોને આવવા માંડ્યો હતો. ભારતવર્ષના જીવનમાં નવચેતન ઉતારનાર પ્રથમ સુધારક રાજા રામમોહન રાય બ્રિસ્ટલમાં સનાતન તેજ ઝંખતા મૃત્યુની તૈયારી કરતા હતા. દયારામ જીવનની સન્ધ્યાએ પોતાનું 'હંસગીત' (swan-song) લલકારતા હતા. નવયુગને પ્રબોધવા દલપતરામ પોતાના પ્રથમ પાઠ શીખી રહ્યા હતા. કેળવણીકારોએ કંપનીસરકારને કારકુનો પૂરા પાડવા અંગ્રેજી ભણાવવાનું શરૂ કર્યું હતું. ખ્રિસ્તી પાદરીઓ પોતાના ધર્મના પ્રચારાર્થે બાઇબલના ગુજરાતી ભાષાન્તરની યોજનાઓ ઘડી રહ્યા હતા. જગતના વિશાળ જીવન સાથે ગુજરાતના જીવનને જોડવા પ્રથમ ગુજરાતી વર્તમાનપત્ર કઢાઇ ચૂક્યું હતું. ઘેર ઘેર અક્ષરજ્ઞાનના પ્રચાર માટે છાપખાનાં નંખાવા માંડ્યાં હતાં. સતી વગેરે સામાજિક કુધારાઓ દાબી દેવા સરકારી પગલાં લેવાઇ ચૂક્યાં હતાં. આન્તરપ્રાંતીય કજીઆ પતાવી પોતાના મહેનતાણા તરીકે અંગ્રેજોએ લગભગ આખું હિન્દ સ્વાધીન કરી લીધું હતું, ગુજરાતમાંથી મરાઠા અને નવાબી સત્તાની જોહુકમી અદશ્ય થતાં, સૌ કોઇ શાન્તિની આશા સેવતા–"એ ઉપકાર ગણી ઇશ્વરનો"—અંગ્રેજો સામે ઉપકાર-ભરી દૃષ્ટિથી જોઈ રહ્યા હતા. રેલ્વેથી ભારતનાં નન્દનવન ઉચ્છેદ-વાના મનસૂબા થઇ ચૂક્યા હતા. પરદેશી આગબોટો ભારતની સમૃદ્ધિ સ્વદેશ ભણી ઘસડી જવા મુંબાઇના બારામાં હંમેશાં હાજર રહેતી........આમ, ભારતવર્ષના અને ગુજ-રાતના સમસ્ત જીવનમાં પલટો થઇ રહ્યો હતો ત્યારે (૧૮૩૩)

એક વીર નરને : ગુજરાતે ગુજરાતને નવે જન્મે જન્માવવા જન્મ આપ્યો.

મહાપુરુષને જન્મ આપતા ગુજરાતનો એ અથાગ પ્રસવશ્રમ- સેંકડો વર્ષોની ગુલામગીરી, અવનત દશામાંથી ઊઠવાને મંડાએલી તપશ્ચર્યા કે પ્રાયશ્ચિતસત્ર-નિરર્થક ન જ નીવડ્યો. આજે આપણે એનાં ફળ પામીએ છીએ ભવિષ્યની પ્રજા એથીએ વિશેષ પ્રમાણમાં એના ફળ પામશે. ગુજરાતના અનેકવિધ સન્તાપ ટાળવાના નિશ્ચય સાથે જ જન્મ્યો હોય એવા એ અનિરુદ્ધે (સૂર્ય) ચિત્રલેખા( રાત્રિ )નો ઓળો અદશ્ય થતાં જ કામાતુર ઉષા સાથે સંવનન શરૂ કર્યું. ભાવીમાં શું ભર્યું છે તે તે કાળે તે ન જાણતો, છતાં જાણ્યું ત્યારે ભોગળ લેતાં ચૂકે એવો એ ન હતો. ભોગળ લઇ ઝૂમવા માટે જ એ ભડવીરનો જન્મ નિર્માયો હતો. ઉષા સાથેના પ્રાથમિક ભોગવિલાસ એ ભાવી જીવનસંગ્રામની તૈયારી હતી. પ્રેરણા હતી, હજી તો મૂછનો દોરો યે નહોતો ફૂટ્યો હતો. એકલો અને અસહાય, સામે ચતુરંગી સેના ગોઠવાઈ ગઇ હતી, છતાં એ યુવાન ડર્યો નહિ. પોતાના ગુજરાતના અનેક રિપુને સંહારવા એ એક જ હથિયાર લઇ સામે ધસ્યો. જીવનના પ્રથમ સંગ્રામે પણ એ મહારથી જ ઠર્યો. એની કલમના પ્રહાર ઝીલી શકે એવી અભેદ્ય ઢાલ હજી સર્જાઇ ન હતી. એની વીરહાકે ન કમ્પી ઊઠે એવાં હૈયાં હજી ભાવીના ગર્ભમાં સૂતાં હતાં. એ એક જ અસહાય યોદ્ધાએ એક જ હથિયાર લઈ કમ્મર કસીને "યા હોમ" કરી ઝૂકાવ્યું. "જય જય ગરવી ગુજરાત" ના પ્રચણ્ડ ધ્વનિએ વાતાવરણ ગાજી રહ્યું.

હા, કેસરી તો યે અસહાય-એકલો. કાળથી તે પણ પર ન હતો. એનાં અમિત બળ અને શૌર્યની યે અનિશ્ચિત સીમાઓ હતી. એની જીવનશક્તિને યે ભરતી ને ઓટ હતી. એની ગર્જના હતી ભીષણ પણ તે બધિર ગુફામાં અથડાઇ પાછી આવતી—એને ક્ષણભર ડારતી. એની પ્રતિજ્ઞા હતી ભીષ્મ, પણ

પોષનાર પ્રેરણાજલ કર્યાં યે ન હતાં. એકલો, અટૂલો એ 'રણ'– (desert)–કેસરી ભૂખમરાથી ને ટાઢતડકાથી ત્રાસ્યો, તો યે છેક હતાશ ન થયો. જીવ્યો ત્યાંસુધી એણે ઘેરું ગર્જન કર્યું. મરતાં પોતાના પ્રાણે ગુજરાતને સજીવન કર્યું.

સારા યે ગુજરાતી લેખકમંડળમાં નર્મદનું વ્યક્તિત્વ નોખું છે. એની ઉદ્ધતાઇ, બેપરવાઇ, બંડવૃત્તિ, અશક્ય ટેક; યુવાની–સહજ જુસ્સો, અતિતીવ્ર રસવૃત્તિ અને સાહસનો શોખ એને ધીર–ગંભીર સ્વરૂપ ન આપવા દે. પણ એ સર્વ એના વ્યક્તિત્વને વધુ માનવભાવી બનાવી વધુ જ્વલંત બનાવે છે. યુવાનીનો સહજ અને વ્યાપક સ્વભાવ એટલે ઉદ્ધતાઇ; એ વગર નર્મદ કલ્પી ન જ શકાય. એ નીડર વીરનાં યશોગાન ગુજરાત યુગોના યુગો સુધી ગાશે. કાલક્રમે એનાં લખાણ વિસ્મરાઈ જશે, પણ તેણે ગુજરાતના જીવનમાં રેડેલાં ભાવના અને જોમ ગુજરાતના જીવનમાં એવાં તો ઓતપ્રોત થઇ ગયાં છે, કે કાળ પણ એ બેને છૂટાં પાડવા અસમર્થ નીવડશે. એનું સ્પષ્ટ વક્તવ્ય અને એની સહૃદયતા સમય આવતાં વધુ સમજાશે. વિચાર અને પરિશીલન માણસને કાર્ય કરતાં અટકાવે છે. નર્મદ મહાવિચારક હોત તો નર્મદ 'નર્મદ' થઇ શક્યો હોત નહિ. એના પૂર્વજીવન અને ઉત્તરજીવનના વિચારોમાં આપણને અસંગતતા લાગે જ, કારણ નર્મદના સાહિત્યજીવનનો નદ એના મનમાંથી નહિ પણ એના હૃદયમાંથી જન્મ્યો હતો; બીજે પક્ષે, દલપતરામનો સાહિત્યપ્રવાહ એમના મનમાંથી ઉદ્ભવ્યો હતો.

પશ્ચિમના સંપર્કે, નવીન વિદ્યાના પ્રતાપે આપણું દૃષ્ટિબિન્દુ બદલાયું. દેશમાં સુધારાની ધગશ જાગૃત થઇ. રાજા રામમોહન રાયે ભારતવર્ષનાં બંધ નેત્રો ઉઘાડ્યાં, સહુને દિશા સૂચવી. તેમના સમકાલીન અને અનુગામી વિચારશીલ પુરુષોને એ નવીન જાગૃતિ સ્પર્શી શકી. પણ સૌના પન્થથી નર્મદનો પન્થ જુદો હતો. તે ૧૮૫૭ના ભારતીય રાજકીય સ્વતન્ત્રતાના પ્રથમ

યુદ્ધના પૂર્વગામી વાતાવરણમાં ઊછર્યો હતો. તાત્યા સાહેબ, નાનાસાહેબ, ઝાંસીની રાણીનો અંશ તેણે જીવનમાં ઉતાર્યો હતો, કે આપોઆપ ઊતર્યો હતો. તેણે જગતના ઇતિહાસનો અભ્યાસ અથાગ શ્રમે કર્યો. હતો. એ ઇતિહાસે એને અનેકવિધ પ્રેરણા પાઈ; એની દૃષ્ટિ વિશાળ બનાવી અને તેને ભારતીય રાજકીય સ્વતન્ત્રતાના પ્રથમ ગુજરાતી દ્રષ્ટાને પદે સ્થાપ્યો. ભારતની નાડી તે પારખી શકયો, જો કે સમયની સંકુચિતતાએ માર્ગદર્શક થવાનાં સાધન એને પૂરા ન પાડ્યાં.

નર્મદના સમકાલીન–કેટલેક અંશે પૂર્વગામી–દલપતરામની પ્રેરણા શ્રદ્ધા અને સન્તોષમાં હતી. નર્મદની પ્રેરણા અશ્રદ્ધા અને અસન્તોષમાંથી જન્મી હતી. દલપતરામ એ જમાનાની માફક અંગ્રેજો તરફ દયાની અને સહાયતાની આશાથી જોતા. નર્મદાશંકર દ્રષ્ટા હતા, આજના રાજકારણજ્ઞ નેતાઓ માફક તે સ્વાશ્રયી હતા, એનું બળ આત્મશ્રદ્ધામાં હતું. એના માનસનું ઘડતર જ ક્રાન્તિકારી હતું. "સજ્જન સંભળાવજો રે ! ધીરે ધીરે સુધારાનો સાર." એ દલપતરામના ઉપદેશમાં એની સાહસવૃત્તિ શ્રદ્ધા ન મૂકી શકે. એને એમાં એક પ્રકારની નૈતિક નિર્બલતા દેખાય, સહનશીલતા અને પ્રયત્નશીલતાની ઊણપ દેખાય, એમાં શી નવાઇ ! "યા હોમ કરી " એક જ અંગદકૂદકે ભયંકર સિન્ધુ કૂદી જવાની એના હૃદયમાં મહેચ્છા જાગી હતી. કારણ એની અસન્તોષજન્ય ધગશ અતિશયતાએ પહોંચી ગઇ હતી.

રાજકીય, ધાર્મિક, સાહિત્યવિષયક કે સામાજિક સુધારણામાં નર્મદ અને દલપતનું ધ્યેય તો એક જ હતું. બન્નેનાં માર્ગ અને સાધન જુદાં હતા, પોતપોતાની પ્રકૃતિ અને રુચિ અનુસાર એક સામાન્ય ધ્યેય સાધવા બન્નેએ ભિન્ન પન્થ સ્વીકાર્યા. ઠરેલ, અનુભવવૃદ્ધ દલપતરામે લાંબો પણ સુગમ રસ્તો આયોજ્યો, મસ્ત અને સદાજુવાન નર્મદે વિકટ પણ ટૂંકો પન્થ પસંદ કર્યો. જીવનધ્યેયને પન્થે પળતા આ બન્ને અમર યાત્રાળુઓ પોત-

પોતીકા સંઘના વિધાતા હતા. જીવનની બે દશાઓ યૌવન અને વાર્ધક્ય, જુસ્સો અને ડહાપણ, એનાં એ બે પ્રતિનિધિ-નેતા હતા. બન્નેનો સુયોગ વિરલ હોય છે. બન્ને દશા અને ભાવ વિરોધીપણાનો આભાસ ઉત્પન્ન કરે છે; છતાં ભિન્ન દશામાં એક જ ઇચ્છામાંથી જન્મેલા એક જ ભાવના એ બે વિરોધાભાસી વ્યક્ત રૂપો છે.

સાહિત્યકારની સર્વ પ્રવૃત્તિનું મૂળ સુધારણાની અંતઃસ્ફુરણામાં છે. માનવજીવન-સુધારણા એ સાહિત્યનું 'કેવળ' નહિ પણ પરમ ધ્યેય છે, એ સહુ યથાશક્તિ યથામતિ સાધે છે. સહુના માર્ગ અને સાધન ભિન્ન હોઈ શકે. વ્યક્તિ પ્રમાણે એ ધગશનું પ્રમાણ પણ વધે ઘટે. શ્રી. કવિ ન્હાનાલાલે સાચું જ કહ્યું છે—'દલપતરામે મંગળાની આરતી ગાઈ સૂતેલા જગતને કહ્યું પ્રભાત થયું હવે ઊઠો! નર્મદે ઢોલ ધણુધણાવ્યું '-*ગુજરાત હવે ક્યાં સુધી ઊંઘી શકે. નર્મદ જંપે એમ નહતું; એણે ગુજરાતને ઊઠાડયું. એ ગુજરાતને ગોવર્ધનરામે વિચારવન્તુ કર્યું'; મ. ગાંધીજીએ એ ગુજરાતને કર્તવ્યનિષ્ઠ થવા ઉપદેશ્યું-વાણી અને વિચારનો ભેદ ટાળી દેવાનો બોધપાઠ આપ્યો. અત્યારે રા. ન્હાનાલાલ ને રા. મુનશી જુદી જુદી રીતે જીવનને સુન્દર ને કલામય બનાવવાનો પ્રત્યક્ષ (direct) કે પરોક્ષ (indirect) બોધ આપી રહ્યા છે. આમ આ બધાંજ સાહિત્યકારોમાં જીવનસુધારણાની ધગશ વત્તા કે ઓછા અંશે છે.

× × ×

અર્વાચીન ગુજરાતના ત્રણ મહાજ્યોતિર્ધરો તે નર્મદાશંકર, દયાનન્દ સરસ્વતી અને મહાત્મા ગાંધી. સમસ્ત ગુજરાતના સમગ્ર જીવનને ઉદ્ધારવાનું એકે સ્વપ્ન સેવ્યું. બીજાએ ભારતવર્ષની

---

* કવિશ્રીનું આ અક્ષરશઃ અવતરણ નથી. પુસ્તકના અભાવે મેં મારા શબ્દોમાં એ ભાવ ઉતારવા યત્ન કર્યો છે.

સ્થાનભ્રષ્ટ થએલી આર્યસંસ્કૃતિનો પુનરુદ્ધાર કરી ધાર્મિક પુનર્ઘટનાનું સ્વપ્ન સેવ્યું. ત્રીજા જગતના આધ્યાત્મિક ઉદ્ધારનું સ્વપ્ન સેવે છે. નિરવધિ કાલમાં ક્યારેક પણ એવો સમય આવશે જ્યારે આ ત્રણે સ્વપ્નદ્રષ્ટા સત્યદ્રષ્ટા ઠરશે.

ગાંધીજીને સાહિત્યકાર કહેતાં ઘણાં સાક્ષરો ખેંચાય છે. સાહિત્ય એ જેનું ધ્યેય ન હોય, સાહિત્યના પ્રચલિત નિયમને અવગણી સમાજની જરૂરિયાત પ્રમાણે લખનારા સાહિત્યકાર થયાના દાખલા કંઇ ઓછા નથી. બીજે પક્ષે ગાંધીજીના લખાણમાં કેટલાક 'ગાંધીભક્તો' સાક્ષરત્વ અને જ્ઞાનની પરિસીમા જુવે છે, આવાં બે વિરોધી મન્તવ્યોનું મૂળ દૃષ્ટિભેદમાં જ છે. આવું જ કાંઈક નર્મદાશંકર માટે પણ છે. ( એટલે જ આ ખેંચીતું વિષયાન્તર ) ગાંધીજી અને નર્મદ એ બન્નેની કૃતિઓનું સાચું મૂલ્યવિધાન કરવા આપણે શુદ્ધ સાહિત્યનિર્ણાયક વિવેચન( pure literary criticism )નું ધારણ થોડી વાર બાજુએ મૂકી ઐતિહાસિક વિવેચનનો આશરો લેવો રહ્યો. એ બન્નેના સમયનું માનસ, સમયની જરૂરિયાત અને એમનાં જીવનધ્યેય કે હેતુ આપણે તપાસીએ નહિ તો ઉભયને અન્યાય થાય. બંને સાહિત્યવિષયમાં રૂઢિપૂજક કે રૂઢિપોષક નથી. વત્તે કે ઓછે અંશે નવીન સાહિત્યપ્રવાહના બંને ઝરા છે.

શુષ્ક સાહિત્યમાં લેખક સત્યને સુન્દર રીતે મૂકવા યત્ન કરે છે. ગાંધીજી સત્યને સાદી અને સ્પષ્ટ રીતે મૂકે છે. ગાંધીકૃતિઓનું સૌન્દર્ય એ સાદાઇમાં જ રહેલું છે. એમનાં પ્રત્યેક લખાણમાંથી સરળતા અને સત્યપ્રિયતાનું સૌન્દર્ય નીતરે છે. એ સૌન્દર્ય અતિ સૂક્ષ્મ પ્રકારનું છે એટલે સામાન્યજન-ગમ્ય નથી. મૂળ અર્થમાં સૌન્દર્ય-સર્જન એ સાહિત્યનું ધ્યેય છે. લાક્ષણિક અર્થમાં જીવનને ઉન્નત બનાવવું એ કર્તવ્ય છે. જીવનને ઉન્નત બનાવવું એ જીવનને સુન્દર બનાવવા બરાબર નથી ?

સાહિત્યનું આ ધ્યેય જેટલે અંશે સ્વીકારાય તેટલે અંશે ગાંધીજી સાહિત્યકાર છે.

ઘેર-ઘેર સંસ્કારિતાનો દીવો પ્રકટાવવો, હદયે-હ્દયમાં નવચેતન રેડવું એ નર્મદ અને ગાંધીજી બન્નેનું ધ્યેય. લોકોમાં જ્ઞાન અને પ્રયત્નની તૃષ્ણા જગાડવા બન્નેએ જીવન સમર્પણ કર્યાં. અખૂટ પ્રેરણા જલ પાવા બન્નેએ પરબ માંડી. સત્ય જ કહેવાનો અભિલાષ એ બન્નેનો સમાનધર્મ. સહૃદયતા, સ્પષ્ટતા અને સરળતા એ ઉભયના વિચારો અને શૈલીની વિશિષ્ટતા, સ્વદેશની વર્તમાનહીનતા અને પ્રાચીન ગૌરવનો વિરોધ એ બન્નેના પ્રેરક બળ ... એ યુગમાં રાજકીય પુનર્ઘટનાનો વિચાર નર્મદને આવવો છેક અશક્ય ન હતો; પણ એને સાધન અને સહકાર ન મળત. એટલે આખુ વસ્તુસ્થિતિના મૂળમાં જઇ એ વિચાર-વિપ્લવ ન કરાવી શક્યો. એની ભાવના સંકુચિત ન હતી; એનાં શક્તિ સાધન અને કાર્ય સંકુચિત હતાં. નર્મદે માત્ર સાહિત્યવિષયક સંસ્કૃતિદ્વારા જીવનમાં સંસ્કારિતા લાવવા યત્ન કર્યો. ગાંધીજી સમયાનુકૂળતાને લીધે સમગ્ર જીવનને સ્પર્શી શક્યા, પ્રાચીન આધ્યાત્મિક સંસ્કાર સચેતન કરી શક્યા.

નર્મદની સાહિત્યભાવનામાં, સમાજભાવનામાં, રાષ્ટ્રભાવનામાં સૌન્દર્યના અંશે વિશેષ છે. ગાંધીજીની એ ભાવનાઓમાં ભવ્યતાના અંશો વિશેષ છે. એકલા સૌન્દર્યની સાધનાએ આપણને ચંચળતા લાધે, એકલી ભવ્યતા આપણને લૂખી લાગે. બન્નેનો સંપૂર્ણ-સમપ્રમાણ-યોગ સાધી શકે એ ઉત્તમ સાહિત્યકાર. પણ થોડે વત્તે અંશે જેની કૃતિઓમાંથી આપણને આ બન્ને તત્ત્વો મળી આવે એ સાહિત્યકાર તો ખરા જ. બીજો ભેદ એ કે: નર્મદની સર્વ શક્તિ એક પ્રચંડ જ્યોતિરૂપે પ્રકટ થાય છે. એટલે ઘણી શક્તિ ( energy ) નિરર્થક જતી લાગે છે. ગાંધીજીની શક્તિ બૉઇલરની નીચેની ભઠ્ઠી માફક બળે છે. એથી ( વરાળ ) બળ ઉત્પન્ન કરવામાં એના પ્રત્યેક

અણુપરમાણુનું રૂપાન્તર થાય છે અને તે ઉપયોગમાં આવે છે. બીજું મસ્ત નર્મદના પાને પાનેથી જીવનનો ઉલ્લાસ નીતરે છે; ગાંધીજીના પ્રત્યેક શબ્દથી સંસ્કારી સંયમ ઝરે છે.

સાક્ષર શ્રી. નવલરામે નર્મદને 'સમયમૂર્તિ'નું નામ આપ્યું છે એ સર્વાંશે યથાર્થ નથી. એના યુગનું જીવન-ભાવના, રહેણીકરણી, રીતરિવાજો, ધાર્મિક-રાજકીય-સામાજિક વસ્તુસ્થિતિ—એના સાહિત્યમાં પ્રતિબિમ્બિત થાય છે, એ ખરું; પણ એ સર્વદા નર્મદના તિરસ્કાર ને વિરોધના રંગથી રંગાએલું છે. સમયમૂર્તિ કરતાં વિશેષાંશે નર્મદ દ્રષ્ટા (seer-prophet) હતો. એણે "જય જય ગરવી ગુજરાત" ગાયું; એને સમકાલીન ગુજરાત રુચ્યું હતું એ કારણે નહિ, પણ ગુજરાતની વસ્તુસ્થિતિ જોઇ દયા કે ઘૃણાના ભાવથી જે આદર્શ ગુજરાત એણે જોયું એ જ ગુજરાતની પ્રતિમા એણે હૃદયમાં સ્થાપી. એના આદર્શનું ગુજરાત સમકાલીન ગુજરાતથી તદ્દન ભિન્ન હતું એટલું જ નહિ રૂઢિપૂજક હતું એ બન્ને ગુજરાત વિરોધી હતાં. એનું સમકાલીન ગુજરાત નમાલું હતું, અજ્ઞાન અન્ધકારથી છવાએલું હતું. એના આદર્શના ગુજરાતને કોઇ પરદેશી રાજસત્તા દબાવી શકે એમ ન હતું; એના સતત વહેતા સદાચિર જીવનપ્રવાહને વહેમ કે કુરૂઢિ કલુષિત કરી શકે એમ ન હતું. એ ગુજરાતનું આકાશ સદાએ અરુણા પ્રભાતના રંગોથી ભરેલું હતું. એ ગુજરાતમાં વ્યક્તિ-સ્વતન્ત્રતા સન્માનાતી ને પોષાતી, એ ગુજરાત એક અને અખંડિત હતું. એ હિન્દુ, મુસલમાન કે પારસીનું ગુજરાત ન હતું. એ સહુનું ગુજરાત હતું.-ટૂંકમાં એ ગરવું ભવ્ય ગુજરાત હતું. સમકાલીન ગુજરાતને પોતાના આદર્શનું ગુજરાત બનાવવું એ એનું જીવન ધ્યેય; એની પ્રત્યેક પ્રવૃત્તિ એ જ દિશા સૂચવે છે. એ માટે એને આજીવન ભગીરથ પ્રયત્નો કર્યા, સર્વ દિશામાં ઘૂમી વળ્યો. સર્વ ક્ષેત્રમાં ભાવી ગુજરાતના, એના આદર્શના ગુજરાત-

ના, પાયા નાંખ્યા. એના આદર્શની ઇમારત તો ક્યારનીએ એણે કલ્પી હતી. પણ સહુને તેમ એને પણ આદર્યું અધૂરું મૂકી જવું પડ્યું (૧૮૮૬). આવી ભગીરથ કાર્યસાધના માટે તો સો જીવન ઓછાં પડે. એ કાર્ય આ વીરે એક જ જીવનમાં આદરવા ઇચ્છ્યું, એ માટે અબાધિત પ્રયત્ન કર્યા, શક્ય તેટલા સાધન એકઠાં કર્યાં. એટલું એને માટે પૂરતું હતું. એના પ્રત્યેક અપૂર્ણ કાર્યમાં જ્યાં ને ત્યાં એની સ્મૃતિ છે, એનો વિજયધ્વજ છે. અનન્ત ઇચ્છા અને પરિમિત શક્તિ એ માનવતાની અપૂર્ણતાથી કોર પર છે?

નર્મદ એ આધુનિક ગુજરાતી-જીવનની જીવન્ત ભાવનાનું મૂર્ત સ્વરૂપ છે. નર્મદ વિશેષાંશે યુગપ્રવર્તક છે, યુગપ્રતિનિધિ નથી. આ અર્થમાં "સમયમૂર્તિ" એ વિશેષણ દલપતરામને વિશેષ લાગુ પડે. હજી નર્મદ-યુગ ચાલે છે, એથી જ આજનો યુવાન નર્મદને પોતાનો કહેવડાવે, પણ હજી નર્મદ-યુગ પૂરો થશે તે પહેલાં આજનો યુવાન વૃદ્ધ થશે, એટલે હજી નર્મદ તો આવતી કાલ માટે છે. એને રેડેલું નવચેતન, જીવન જુસ્સો, જીવનસુધારણાની ધીગતી ધગશ, કસુંબી ધ્વજનો ઝળહળતો પ્રકાશ એ નર્મદનાં હતાં, આજનાં છે કાલ માટે પણ હજી રહેશે. વર્તમાન વસ્તુસ્થિતિમાંથી ઉત્પન્ન થતો અસન્તોષ એ હજી આપણાં માનસિક અને હાર્દિક જીવનનો વિષય છે. એ અસન્તોષનાં વાદળ સર્વ દિશાથી ફૂંકાતા પ્રચંડ પવનથી વિખરાઇ જશે, શાન્તિનો સૂર્ય મધ્યાહ્નને પ્રકાશશે ત્યારે નર્મદયુગ પૂરો થશે. અસ્તુ!!

# દ

હું કંઇ ગાણિતિક કે ભવિષ્યપારખુ જ્યોતિષી નથી, પરંતુ મારા ખ્યાલ મુજબ જ્યોતિષશાસ્ત્રાનુસાર સમાન અક્ષરથી શરૂ થનાર એક જ નક્ષત્ર કે એક જ ચરણ-ની લક્ષણવાળાં નામનાં ગુણકર્મધર્મ એકસરખાં સમાન હોય છે. સાહિત્યમાં દ્થી શરૂ થનાર શબ્દો વિશે પણ આવો જ કંઇક મત પ્રદર્શિત કરી શકાય. મેં જન્મી અનેક પ્રકારના જાદુ દીઠા હશે: કુદરતના, માણસના, વિજ્ઞાનના, આત્મબળ અને પર બળના, પણ અક્ષરોના ય જાદુ થતા હશે એમ અત્યાર લગી જાણવામાં આવ્યું ન હતું દ્થી શરૂ થતા સઘળા શબ્દો એટલા બધા અપ્રિય, અઘોષ, કર્ણકટુ અને અસ્નિગ્ધ હોય છે કે એના જેવો બીજો શબ્દ ક્યાંય નિરખવામાં આવ્યો નથી. સાહિત્યવાટિકામાં નજર દોડાવ્યાથી દ્થી શરૂ થનાર જેટલા શબ્દો જોવામાં આવે છે તે સઘળા ક્યાં તો પ્રત્યક્ષ વિષવત્ હશે યા પરંપરાદ્વારા કંઇને કંઇ નાશકારક જ દેખા દે છે. દ્ની આ દુષ્ટતા કોઈએ નિહાળી છે! ગમે તે દષ્ટિકોણથી જુઓ, એનો અંતર્ગત અર્થ તો એકનો એક જ માલમ પડે છે. શું આ શબ્દોનો એક અકસ્માત હશે?

દુઃખ, દુષ્ટ, દુર્દશા, દારુ, દૌર્બલ્ય, દંડ, દર્પ, દ્વેષ, દાનવ, દર્દ, દગો, દાગ, દેવ, દ્વંદ્વ, દોજખ, દમ, દુશ્મન ઇત્યાદિ એવાં વૈચિત્ર્યવાળા સેંકડો શબ્દો જોવામાં આવે છે, જે વાંચવામાં ઝમક-

દાર હોવા છતાં દિલ ઉશ્કેરનાર હોઈ શરીરનાં રૂંવાડાં ખડાં કરી કોમળ હૈયાં કંપાવી નાંખે છે.

આ રીતે દ્ પોતાની પરંપરા સાચવી દુષ્ટતાની હદ સુધી પહોંચ્યો છે તેથી જ તે તુચ્છ સંજ્ઞાવાચક, તિરસ્કારયુક્ત અને દુઃખદાયી નીવડે છે. દાદર કેવો ખરાબ રોગ છે? સુંદર અજવાળી ઉજમાળાં કરેલાં વાસણો પર ચમાઠાં પાડી ચામડીને બગાડી નાંખે છે. દ્ પણ દરાજ જેવો જ છે. તેને જેમ વધારે ખણો તેમ વધારે રસ ઉપજાવે છે, અને વધારે રસ આવે તેમ વિકૃત બનતો જાય છે તે દ્ અક્ષરથી બંધાવલા શબ્દોના પ્રાણમાં પરોવાઈ જઈ તેની મન, શરીર અને આત્મા પર થતી માઠી અસર તથા વિનાશકારક શક્તિનું જ્ઞાન મેળવવા પ્રયત્ન થાય તો સ્પષ્ટ પરખાઇ આવે એમ છે. કક્કાવારીના મૂળાક્ષરોમાં આવતા દ્ વિશે પછી ભલે નવા વિચાર, નવું ખંડ, કે નવી ક્રાન્તિ થવા અવકાશ હોય, એમાં વિકાસનાં તત્ત્વો દાખલ કરી શ્રેષ્ઠતામાં ફેરવાય, વ્યાપ્તિ બહેલાવાય, વારંવાર સુઅર્થમાં લેવાય, સુકાર્યોમાં સંડોવાય પણ દ્ દુષ્ટ છે એની કોણ ના પાડી શકશે? એમ તો હવે સુપ્રજનન-શાસ્ત્રાનુસાર ચીનાના નાકનું ચીબાપણું કે હબસીના ઓઠની જાડાશ મટાડી શકાય છે; તેમ દ્ની દુષ્ટતા દહાડે દહાડે દૂર કરી શકાશે. શબ્દના સંપૂર્ણ સ્વરૂપને ઇચ્છનારને વિરોધાભાસનું પારખું થવું આવશ્યક છે: દારિદ્ય કેવી દુઃખદાયક દશા છે? દામ દુનિયામાં શું પાપ નથી કરાવતું?

"આપબળ, તપબળ, ઔર બાહુબલ, ચૌથા બલ હૈ દામ." એમ સુરદાસજી પણ કહી ગયા છે. જ્યાં સૌ હાથ ખંખેરી ખાખી બાવા બની જાય છે ત્યાં-રાજદરબારમાં લઈ જવામાં દામ કદી પાછી પાની ન કાઢે. દામનું બળ ઘરબાર વેચી દરબાર જતાં શીખવે છે. 'સર્વે ગુણાઃ કાંચનમાશ્રયન્તે' એ એક જ સૂત્રમાં દામ પરનો લોકોનો વિશ્વાસ જળવાતો આવ્યો છે. એ તો જેમ પપૈયું

અતિ મીઠું પણ છોતરે ને બીયે - કડવું તેમ દામ, બહુ લોભામણુ પણ કાર્ય તો પાછું તેનું કારમું-હલકું. દગો કોઇનો સગો થતો નથી. દંશ કેટલો બધો પ્રાણનાશક છે? સર્પદંશ, વૃશ્ચિકદંશ, વગેરે એના અનેક પ્રકાર જ જુઓ ને!

द દાસત્વસૂચક પણ છે. તેથી બ્રાહ્મણોનું મંગળવાચક, ક્ષત્રિયનું બલાયુક્ત, વૈશ્યનું ધનવાચક પણ બિચારા શૂદ્રનું તો દાસત્વવાચક નામ હોય છે. જોયું, સમાજવ્યવસ્થામાં द પહોંચી જઇ કેવી ગરબડ કરી મૂકે છે તે? આજે કામદાર-વર્ગના નેતાઓ કે દલિતોદ્ધારક ગાંધીજીને ત્રાહિ ત્રાહિ પોકરાવે છે.

ત્યાં ત્યાં दનો પ્રચાર આમ બાધક કેમ હશે એ એક પ્રશ્ન છે. જ્યાં ત્યાં દુનિયામાં લેવડદેવડનો જ વ્યવહાર ચાલે છે. અર્થ-શાસ્ત્રીઓ માને છે કે એના વિના આ વિશાળ વિશ્વનો વ્યવહાર અટકી પડે. પ્રગતિ ત્યાં ને ત્યાં જ થંભી જાય. નામને ખાતર, યશને ખાતર, સુંદર મનગમતી સામગ્રીને ખાતર; પિતરો-ને ખાતર, રાજ્યને ખાતર, કન્યાને ખાતર પણ દી દીની વાત! પૂર્વે ઋષિમુનિઓ દયા, દાન, દમનને પાછું ધર્મનું પ્રથમ અંગ લેખી તેની ભાળવણી કરવાનું કહી ગયા છે. ઉપ-નિષદમાં પણ વાત આવે છે કે એક સમયે દેવતા, મનુષ્ય અને અસુરો પ્રજાપતિ બ્રહ્માજી પાસે શિષ્યભાવે ઉપદેશ ગ્રહણ કરવા ગયા. પ્રજાપતિએ ઉત્તરમાં એકાક્ષર दમાં ત્રણે કોટિને ઉપદેશ દીધો. કદી વૃદ્ધ ન થનાર અને તેથી ઇન્દ્રિયાદિ વિષયોમાં ચકચૂર રહેનાર દેવતાઓએ એનો અર્થ દમન-ઇન્દ્રિયસંયમ કર્યો. લોભવશ થઇ અર્થસંગ્રહ કરનાર કર્મયોનિ મનુષ્યે એનો અર્થ દાન અને હિંસકવૃત્તિવાળા અસુરોએ દયા અર્થ મતિ-અનુસાર કર્યો.

देव दनुज मानव सभी लहैं परम कल्यान।
पावैं जो 'द' अर्थको दमन दया अरु दान॥

દમન વિનાનો પુરુષ અસંયમી કે વિલાસી કહેવાય, દાન વિનાનો નર કંજુસ, ગઠિ બાંધનાર ગણાય, દયા વિનાનો નર રાક્ષસ પિશાચ લેખાય. દરેક વસ્તુના મૂળ અર્થમાં દેવાની વાત; અને બદલામાં લેવાનું શું ? કૈં નહિ પછી દેશ દરિદ્ર કેમ ન થામ ?

આ પ્રકારે દ્યૂતું જોર વધી પડવાથી તો જે ભારતવર્ષનાં સંસ્કાર, ઐશ્વર્ય અને લક્ષ્મીને મુસલમાનો સાતસો વર્ષથી અનેક ઉન્માદ, ઉત્પાદ કર્યાં કરી પણ લઇ જઇ ન શકયા, તેને માત્ર સો વર્ષમાં બીજાઓ ધીરેધીરે મજાથી હાંસીખેલમાં જુદાંજુદાં નામોના ઓઠા નીચે સુલેહશાંતિ અને વ્યવસ્થાના સામ્રાજ્યની શીતળ છાંયડી ઓરાડી ઘેનમાં-ગફલતમાં રાખી લઇ ગયા. ખરૂં કહ્યું છે, "જ્યાં દાતા વસે ત્યાં ધૂતારા ભૂખે ન મરે."

સર્વદા બંધનરહિત હોવા છતાં પણ ભગવાનનું નામ દામોદર કેમ રાખ્યું હશે ? કારણ કે તેઓ પણ દોરડાવડે બંધાયા હતા. સ્વર્ગવિહારી દેવતાઓમાં જગતને હથેલીમાં મૂકી નાચવાની શક્તિ અને ચપટીમાં લઇ મસળી જગતનો શ્વાસ રૂંધવાનું સામર્થ્ય હોવા છતાં તેમને સદા દનુજકુળથી કેમ નાસવું પડતું હતું ? આજ પણ નાસ્તિકવાદથી દેવતાઓને દૂર ભાગવું પડે છે ને ?

દુનિયાની નબળાઇની નિશાનીરૂપ હાથમાં સમશેર ધારણ કરનાર દેવીમાં દુર્ગાજી, સંયમવિહોણા ઋષિઓમાં દુર્વાસા, ઉછીની બુદ્ધિ પર રાચનાર રાજાઓમાં દુર્યોધન : આ સૌ મહાન હોવા છતાં પણ ભયાનક છે. એ બધામાં મને તો દની પુરાણપરિચિત દુષ્ટતા જ માલૂમ પડે છે.

દંપતી એ વેદશાસ્ત્રપુરાણના ગ્રન્થોમાં, આખ્યાયિકા, નાટક, વાર્તા, કાવ્ય વગેરે સાહિત્યનાં અંગોમાં, પરસ્પર સુખદાયક જોડું લેખાય છે. પરસ્પર સૂક્ષ્મ પ્રીતિનું અદ્વૈત સાધી રસસાયુજ્ય અનુભવતાં

બતાવ્યાં છે. આપણા સ્વ. સાક્ષર ગોવર્ધનરામભાઇ પણ એનાં ગુણગાન ગાતાં કવે છેઃ

> અન્યોન્ય કેરી ન્યૂનતા પૂરે અનુગુણ દંપતી,
> વિનિમય કરી નિજ રસતણો ઉરઉર આગળ ઉધડી;
> સંસાર સ્વાર્થ અભિન્ન થાતાં ભેદનું કારણ નહિ,
> તેથી જ જગમાં સ્ત્રીપુરુષની મિત્રતા ઉત્તમ કહી. "

છતાં દ્વના પ્રાબલ્યને લીધે આજે એ ભાવનાસૃષ્ટિની માયા બની તેમાં દુઃખનો દરિયો રેલાય છે.

દૂધ, દહીં ઉત્તમ સ્વાદિષ્ટ, બલયુક્ત સાત્ત્વિક પદાર્થો, 'અમૃત પે' અદકાં' છતાં આજે શહેરમાંથી ગામડાંમાંથી નષ્ટ કેમ થઇ જવા લાગ્યાં હશે? સાનાં આદિમાં કે અગ્રભાગે ફુરૂઠ દકાર જ છે.

ઠમામમાં તો ભલા! લોકો સમૂળગા જ દબાઇ ગયા. તેણે એમનું ક્રિયાગળ લુપ્ત કરાવી જ્ઞાનબળ રુંધાવી દીધું. જ્યાં મોટી જમદાદ અને માલમિલકતો હતી તે આજ અભરાઇએ ચઢી ગઈ. દોર કરવાથી તો નોકરચાકર પણ ત્રાસી જાય છે. પ્રજા રાજાની સામું થાય છે. આથી દોરને એક રીતે લોહીનિગાળ વિનાનું યુદ્ધ કે હિંસકવૃત્તિ કહી છે તે અક્ષરશઃ સાચું છે.

દુકાનદારોએ વેપાર બગાડ્યો. સુંદર રીતે દેશની ચીજોનો વેપાર કરી ન જાણવાથી પરદેશી ચીજોના વેપારથી દેશના વેપારનું ખૂન કર્યું ત્યારે પરદેશીઓને પોતાની વસ્તુઓનો વેપાર કરવાની તક મળી ને ? ' ફાટલા ખાસડામાં સૌ કોઇ પગ ઘાલે ' તેમ વેપારને નામે રાજ્યવ્યવસ્થા, સમાજવ્યવસ્થા અને ધર્મનીતિમાં પણ ડખલ ઘાલી પગપેસારો કરી લીધો.

દલાલોએ પરદેશીઓ સાથે દેશના વેપારની દલાલી કરી વેપારને અવળે રસ્તે દોર્યો. આપણે ત્યાં ઉપજતી કાચી જણસ નીતિભ્રષ્ટ થઇ પાછી આવી ત્યારે પણ પાછી દેશના દલાલોએ તેને સત્કારી અને પ્રચારી. 'વડ પડો, વડોદરું પડો, પણ ગોરનું તરભાણું ભરો'–

તેમ દેશનું દારિદ્ર છો વધી પડે, આર્થિક કે ઔદ્યોગિક રીતે ભલે પીછેહઠ કરો, વેપારવાણિજ્યનું ગમે તે થાઓ પણ પોતાનું તળિયાઝાટકું રાખો એટલે બસ. પછી દેશની પડી છે કોને?

× × ×

ભાષાશાસ્ત્રીઓ અજ્ઞાન, વેગ, અભ્યાસ, જિહ્વાદોષને શબ્દ-બગાડના મુખ્ય કારણરૂપ લેખે છે, પરંતુ દ વિશે વિચાર કરતાં એની ઉપર વર્ણવેલી દુઃસહ અસરને અંગે અને કેટલાક વાચડા સાહિત્યકારોએ કેટલીક જગ્યાએ તેને ડમાં ફેરવી દીધો હોય એમ લાગે છે. દા. ત. દંશનું ડંખ, દાગનું ડાઘ; કારણ કે આપણા કક્ષામાં દૈવ જાણે ટ વર્ગ સર્વત્ર અને સર્વદા તિરસ્કારપાત્ર ઠર્યો છે. એમ મનાય છે કે મૂર્ધન્ય વર્ણો મૂળની આર્યભાષાઓમાં ન હતા પણ દ્રાવિડ ભાષાઓમાંથી લેવામાં આવ્યા હતા; તેથી તો એ તિરસ્કાર-પાત્ર નહિ હોય? ટટ્ટુના ટમાં ટટ્ટુ હલકા ઘોડાના અર્થમાં વાપરવા ઉપરાંત અક્કલહીનતાના અર્થમાં વપરાય છે. બોર ખાધા પછી ઠળીઆની શી ગતિ કરીએ છીએ એ સૌ કોઇ જાણે છે. તેવી જ ઠળીઆના ઠની ગતિ શબ્દવ્યવહારમાં મુખ્યત્વે થતી નિહાળવામાં આવે છે. ડનું કંઈ ઠેકાણું જ નહિં. ડગલાની એ બોંય જેવો બન્ને બાજુની ઢોલકી વગાડતો હોય તેમ કદી દ તરીકે કદી પોતાના મૂળ સ્વરૂપ ડ તરીકે વપરાશમાં લેવાય છે. અને જો કદિ મુદ્રારાક્ષસ( Printers Devil )ની વિનાશક પ્રવૃત્તિને હાથ ચઢી ગયો ને ડનું જમણી બાજુનું મોઢું ન રાખતાં ડાબી બાજુનું ફેરવી દે તો તે વિચિત્ર રીતે ટ જેવો પણ વંચાય છે. ઢ નો અર્થ મૂર્ખ તરીકે થાય છે. ણ કોઇનો નહિ. એટલે તટસ્થતા જાળવી બધા આપદ્ધર્મોમાંથી વેગળો છટકી જવા તરકીબ રચવામાં પારંગત થવા જાય છે. આથી દની પુરાણપારચિત દુષ્ટતા છુપાવવા એના સઘળા દોષનું આરોપણ તિરસ્કારયુક્ત ટ વર્ગના અલ્પાંશે સમાન ઉચ્ચાર-વાળા સ્થિત્યંતરસુલભ એકમાત્ર ડપર કરી દેવામાં આવ્યું

હોય એવું સ્પષ્ટ કાવતરું આજે પકડાયું લાગે છે. જેમ સુરત ધર્માંધ વૈષ્ણવો હરજીઆરણે સુદ્ધાં શિવજીના નામની ગંધ ટાળવા આ કપડું સીવ ન કહેતાં જોડી આપ કે ટાંકો દઈ આપ કહે છે તેમ હની દુષ્ટતા નિવારવા તેના મસિયાઈ ભાઈ જેવા અલ્પાંશે સમાન ઉચ્ચારવાળા ઙનો ઉચ્ચાર કરવાનું પ્રચલિત કર્યું હોય એ બનવાજોગ છે. ક્ષત્રપો અને આંધ્રો, રાષ્ટ્રકૂટો અને ચાલુક્યોનાં રાજ્ય દક્ષિણ અને ગુજરાતની સીમાને અનેક વખત એક બનાવી દેતાં હતાં; તેમ અજ્ઞાન મનુષ્યોને મન ઙ અને હના ઉચ્ચારભેદની પરસ્પર અડતી સરહદ સમાતી ગઈ છે. જિંહિં, જિહાં, જ્યહાં, જ્યાંહાં, એમ જ્યાંના યથોચિત અનેક રૂપ બની શકે તો ઙ પણ હનું જિહ્વોચિત રૂપ બને એમાં શી નવાઈ?

પણ આથી ધીરા ભગત જેવા શબ્દના ચોકીદાર કવિએ હને વારતે ઘણે ઠેકાણે ઙનો ઉપયોગ નિહાળી જેમ ઇન્દ્ર શત્રુ વૃત્રાસુર અશુદ્ધ ભણ્યાનાં હણાયો હતો; તેમ અનર્થવાણી બોલનારને હણે છે એમ માની ભાષાનું રક્ષણ કરનાર હદ પાળ બાંધતા હોય એમ પ્રાણીમાત્રને મૃત્યુથી ડારનાર કવિએ ઙને પણ ડારી વગોવવામાં–ઝાટકણી કાઢવામાં મણા રાખી નથી :

> કહા કહેને શું કહાપણ રે, ડાહ્યો ડાહ્યો થઈ; આવે ?
> ડાચા ફુલ્યા કેટલા રે તેનું, એઇ નવ લાજે.

આ કવિએ બીચારા ઙ પર ક્ષમાનો જરા ય ગુણ કેળવ્યો હોય એમ લાગતું નથી. વેદકાલીન ઋષિમુનિઓ અશુદ્ધ બોલનારને શૂદ્ર કહી વેદ ભણાવતા નહિ, તેમની સંગાથે બેસી જમતા પણ નહિ, પરંતુ સેવા કરાવી દંડ કરવાનો ધર્મ ઠેરવ્યો હતો. એટલી હદ સુધી આ કવિ પહોંચ્યા નથી એટલી સંતોષની વાત છે. એ તો હોય! પરદેશીઓ પારસી બોલી બોલે છે ત્યારે સેળભેળ ખીચડી ખૂબ થતી હોય છે. આથી જ હલકી લોક, પારસી લોક, ઉર્દૂ–ફારસી બોલનાર મુસલમાન બિરાદરો ગુજરાતી

બોલે છે, ત્યારે ઘણી રમૂજ પડે છે. એક ઘાટી ચાકર રહેવા આવ્યો ત્યારે પગાર ઉપરાંત બીજી સગવડ માગતાં તેમાં એમ પણ ઉમેર્યું કે "મારી હજામત શેઠ તમારે કરવી." કહેવાની મતલબ એમ હતી કે હજામતનો ખર્ચ પણ તમારે આપવો.

મૂળાક્ષરના મારા જ્ઞાનની શરૂઆતના સમયે મેં આ દુઃખદાયક દનું જ્ઞાન દરવાજાના પ્રતીકથકી પ્રાપ્ત કરેલું. દરરોજ દરવાજાનો દ ય ગોખતાં ગોખતાં આ દ વિશે તો મેં એ વખત દરવાજા જેવા કેટલા યે ઉઘાડા, જંગી, ભવ્ય અને ઉમદા ખ્યાલો બાંધેલા. ત્યાર બાદ અંગ્રેજી ચોથા ધોરણમાં પડતાં સંસ્કૃતનું પ્રાથમિક જ્ઞાન પ્રાપ્ત કરતાં સુખપ્રદ શબ્દ સાંભળીને પણ શબ્દને છેડે આવતા દ થી દેવાની–આત્મત્યાગની ભાવના જાગૃત થયેલી ત્યારે તો દને મારું શિર નમી પડતું; કારણ કે વિચારસૌંદર્ય તરફ ન આકર્ષાઉં એટલો બધો હું વિદ્વાન ન હતો. અતિજ્ઞાન કષ્ટપ્રદ છે, તેમ દ અક્ષરથી બંધાયલા ઘણા શબ્દસમૂહોનું અતિજ્ઞાન પ્રાપ્ત કર્યું ત્યારે તેમણે જ દની દુષ્ટતા વિશે ચાડી ખાધી, અને હું છોભીલો પડ્યો. મેશ જેમ પ્રથમ વહાલી લાગી આખરે કલંકરૂપ લાગે છે, તેમ દ પણ જે મને પ્રથમ સોહામણો અને સભ્ય દીસતો તે હવે શબ્દસમાજના કલંકરૂપ પ્રતીત થયો, અને ભૂતિયા મહેલ જેમ મનમાં અનેક બિહામણાં ભૂત ઊપજવા માંડ્યાં. દના સુંદર ભાવથી અંજાઇ જતી આંખને રાતાં ચશ્મા વળ્યાં. એથી એનો પ્રભાવ મને પાતળો, આડંબરી અને તેજહીન લાગતો ગયો. શબ્દો પણ કેટલીક વાર વિચાર પ્રકટ કરવાને બદલે તે છુપાવવા પ્રયત્ન કરે છે તેની જાણ તો ત્યારે જ થઇ, ને ત્યારથી જ વિકારી સ્ત્રીપુરુષો જેમ વિકારી શબ્દોની પતીજ મારે મન ઘટવા લાગી.

ક્યાં લગી ગણાવ્યા કરીએ? ખાટલાની પાટી કે પાઘડીના પાલવનો વળ જેમ છેડે આવી ઊભો રહે, તેમ દુનિયાભરની દંતકટાકટ દમાં આવી સમાઇ જાય છે. અને સૌથી વિશેષ

દુઃખદાયક તો આપણે સૌ દેશીઓ પરદેશીઓની આંખે ધૃણિત, કાળી ચામડીવાળા, અભણ, જંગલી વગેરે અનેક અપમાનિત વિશેષણો દ્વારા બદનામ થઈ રહ્યા છીએ એ કોણ ના પાડી શકે એમ છે? અને તે છતાં પણ મરણ કરતાં ય આ વિષમ પરિસ્થિતિ મૂંગી ધીરજથી ભોગવી રહેલાં જોઇ પાકી ખાતરી થતી ગઇ છે કે દ થી શરૂ :થનાર દરેક અક્ષર દુની પુરાણ-પરિચિત દુષ્ટતાના જ પ્રતિનિધિ છે. દુમાં તોફાન, મંથન અને દર્દની આવી કેટલીએ કરુણકથની સમાયલી છે!×

× સૂચિત.

ખાદી—મહિમા

કૃષ્ણભગવાનના પ્હેરવાના પીતાંબર થકી પુનિત ગાંધીની ખાદી,
રાજ-મહારાજ-સમ્રાટના તાજથી સોગણી કીમતી સાદી ખાદી;
દેશ-આબાદીનું મૂળ મશહૂર સ્વાતંત્ર્યને જન્મ દેનાર ખાદી,
સર્વ સામ્રાજ્ય ઢાંકણ ધનીગરી બનું. હિન્દના રાજની રાજગાદી.

[ ભાવનગરની સાહિત્ય-
પરિષદમાં: (૧૯૨૪)]

શર પ્ર. પટ્ટણી

# મહારાષ્ટ્રના દિદેરો

## અર્થાત્ જ્ઞાનકોશકાર કેતકર

અંધારી રાત્રે વિસ્તીર્ણ આકાશમાં શુક્ર, મંગળ અને બુધ એવા ત્રણ મહાગ્રહોની યુતિ કોઇ વાર થાય છે કે નહિ, એ જ્યોતિર્વિદો જાણે, પણ એવી યુતિ ક્રાન્તિપૂર્વ ફ્રાન્સમાં થઇ હતી અને યુદ્ધપૂર્વ મહારાષ્ટ્રમાં થવાની સંધિ આવેલી હતી. શુક્ર જેવા તરલપ્રકાશી રૂસો, મંગળસમા તણખા ઊડાડી દેનાર વૉલ્ટેઅર અને બુધની જેમ જ્ઞાનમૂર્તિ દિદેરો ( Diderot ) એવા જ્ઞાનકોશપ્રતિભ ( Encyclopaedists ) મહાગ્રહોએ જ જ્ઞાનજગતમાં યુતિ કરીને ફ્રાન્સને "સ્વતંત્રતા-સમતા-બન્ધુતા"-નો અમરસંદેશ આપ્યો. એવો જ યોગ મહારાષ્ટ્રમાં પણ આવત. પણ 'दैवमन्यत्र चिन्तयेत्!' એ જ ખરું!

નહિ તો લોકમાન્ય ટિળક જેવા પ્રકાશઘન શુક્ર, સ્વ. રાજવાડે સમાન પ્રેક્ષોભક ને તીક્ષ્ણધી અંગારક અને મૂર્તિમતી જ્ઞાનદેવતાસમ મહાપંડિત ડૉ. કેતકર विदुषां वरः-એવા ત્રણના બુદ્ધિકૌશલનો સંગમ 'महाराष्ट्रीय ज्ञानकोश'માં થવાનો હતો તે કેમ રહી ગયો! 'પ્રક્ષુબ્ધ રાષ્ટ્રાભિમાન,' 'પ્રખર બુદ્ધિમત્તા' ને 'પ્રચંડ ઉદ્યોગ' આ બધાનો ત્રિવેણીસંયોગ જો થાત તો અખિલ ભારતને જ નહિ પણ સકલ જગતને આકૃષ્ટ કરે એવી અમર નિર્મિતિ થઇ જાત. લો. ટિળકે વેદવિદ્યા

ઉપર લખવાનું માથે લીધું હતું અને સંશોધનમૂર્તિ રાજવાડેએ ઇતિહાસસાગરનું મંથન કરવાની સિદ્ધતા બતાવી હતી. પછી લોકમાન્ય માંડલેક્ષેત્રના યાત્રાળુ થયા ને રાજવાડે પણ 'હું સંકલન કરવા માટે નથી, સંશોધન કરવા માટે છું,' એમ કહી ફુરન્ત સંશોધનસાગરમાં ડૂબી ગયા.

પણ આ સંજોગથી જેમ નિષેધરૂપ (negative) નુકશાન થયું તેમ જ એક વિધિરૂપ (positive) ફાયદો પણ થયો. એવી યુતિ થાત તો વેદવિદ્યા, ઇતિહાસ, અને સમાજશાસ્ત્ર વિભક્ત થઈ જાત. ડૉ. કેતકરના હાથમાં આ અંગો રહેવાથી જ્ઞાનકોશના શરીરમાં પ્રમાણબદ્ધતા આવી ગઈ અને વેદોનો અભ્યાસ એક જુદા જ દૃષ્ટિબિંદુથી થવા માંડ્યો. આ દૃષ્ટિકોણ જ ડૉ. કેતકરના જીવનકાર્યનો પ્રાણ છે. "સમાજશાસ્ત્રીય સંશોધન" એ છે એનું નામ.

છતાં ઉપરિનિર્દિષ્ટ ત્રિમૂર્તિની જેમ ડૉ. કેતકર (જન્મ સને ૧૮૮૪) 'ગરમ' રાષ્ટ્રાભિમાની જ હતા—જીવનના પૂર્વાર્ધમાં તો હતા જ હતા, પછી પોતે ભલે કહે." મારો ધંધો જ્ઞાનસંશોધન અને જ્ઞાનસંવર્ધન આ જ છે." જીવનના પરોઢિયે ડૉક્ટર મહાશય જ્યારે અમરાવતીમાં નિશાળમાં હતા, ત્યારે બહુશ્રુતપણા માટે એના પંતોજી ને સ્નેહી એને "જ્ઞાનકોશ" "Encyclopaedia" નામથી ઓળખતા. પછી માતા ને ભગિનીના મરણ પછી જ્યારે મુંબઈની વિલ્સન કૉલેજના સ્વાતંત્ર્યયુક્ત વાતાવરણમાં તેઓ પ્રવેશ્યા ત્યારે પણ એમનું ઇતરવાચન જ વધારે ચાલતું,—કહેવું બધું કે મહાશય ઇંટર ને બી. એ.ની પરીક્ષામાં અપયશી થયા. બી. એ.માં રોમનઇતિહાસ ને કાયદો એ ઐચ્છિક વિષય રાખ્યો હતો. પ્રસિદ્ધ પ્રાચ્યવિદ્યાપંડિત સ્વ. ડૉ. પાં. દા. ગુણે એમના સહાધ્યાયી હતા ને મુંબઈના વિખ્યાત સંસ્કૃત પંડિત પ્રો. પાં. ના. કાણે એમની જરા આગળ હતા.

આમ કેતકરનું જ્ઞાનક્ષિતિજ પ્રથમથી જ બહુ વિશાળ

થયું હતું, છતાં તેઓ સન ૧૯૦૬માં અમેરિકા જતાં પહેલાં લોકમાન્યપંથીય ગરમ રાષ્ટ્રવાદી જ નહિ પણ સશસ્ત્ર ક્રાન્તિવાદી જેવા હતા. અમેરિકા જવામાં મુખ્ય ઉદ્દેશ લશ્કરી શિક્ષણનો હતો એમ શ્રી. શેજવલકર ( સહ્યાદ્રિ જુન ) આપણને કહે છે. જ્ઞાન તરફ-વિશેષતઃ સમાજશાસ્ત્રીય સંશોધન તરફ-એમનું ધ્યાન પશ્ચિમમાં ગયા પછી ખેંચાયું. ત્યાં કૉર્નેલ વિદ્યાપીઠમાં દાખલ થઇને સમાજશાસ્ત્ર-વિષય લીધો. ઉપરાંત સ્વતંત્ર રીતે ભૂસ્તરશાસ્ત્ર, જીવાણુશાસ્ત્ર, ઇતિહાસસંશોધન, પુરાવસ્તુસંશોધન, અંથસંદર્ભશાસ્ત્ર ઇત્યાદિ અનેક શાસ્ત્રોનો અભ્યાસ કર્યો. છેવટે કૉર્નેલ વિદ્યાપીઠમાંથી જ પી-એચ. ડી.ની પદવી લીધી. સંશોધન-વિષય " History of Caste in India " " ભારતીય જાતિ સંસ્થાનો ઇતિહાસ " એવો હતો. એનો પ્રથમ ભાગ ૧૯૦૯માં અમેરિકામાં પ્રસિદ્ધ થયો; બીજો ભાગ An Essay on Hinduism નામનો ઇંગ્લંડમાં ૧૯૧૧માં છપાયો. પદવી ૧૯૧૧માં મળી. અમેરિકામાં હતા ત્યારે શ્રી કેતકરને મહારાજા શ્રી ગાયકવાડ શિષ્યવૃત્તિ આપતા. ઇંગ્લંડમાં તેઓ " એથીનીઅમ " પત્રમાં ગ્રંથાવલોકન કરતા, ત્યારે જ " આંકડાશાસ્ત્રીયમંડળ " Statistical Association, રૉયલ એશિએટિક સોસાયટી, એવી સંસ્થાઓની બેઠકોમાં જતા; તેથી ઘણા વિદ્વાનો સાથે એમનો ખૂબ પરિચય થયો.

### મણિકાંચનયોગ

દરમ્યાન આ જ આંગ્લભૂમિમાં એક મંગલ ઘટના થઇ. ત્યારનાં " કુમારી કોહન " સાથે The Nobodies Clubમાં ડૉ. કેતકરની ઓળખાણ થઇ. પરિચયનો વિકાસ પ્રણયમાં થવા લાગ્યો. કેતકરે ઇંગ્લંડ છોડયું ત્યારે કુ. કોહનના વિયોગથી એમને દુઃખ થવા માંડયું, છતાં પ્રેમની પરિણતિ વિવાહમાં થશે કે કેમ એ ત્યારે નક્કી થયું નહિ. હિંદુસ્તાનમાં આવ્યા બાદ જ્ઞાનકોશનું કાર્ય નક્કી થયા પછી જ્યારે જર્મન ભાષાંતરની જરૂર

પછી ત્યારે કુ. કોહન હિંદુસ્તાનમાં આવ્યાં. એંડુઝ વિદ્યાપીઠના પદવીધર કુ. કોહને "તુલનાત્મક ધર્મશાસ્ત્ર" વિષય લીધો હતો. અને તેઓએ મંડનમાંની "પ્રાચ્યવિદ્યાસંસ્થા"ની ડિપ્લોમા પણ લીધી હતી. જ્ઞાનકોશમંડળમાં કુ. કોહન પોતે જર્મન હોવાથી જર્મન ગ્રંથોનું સરસ અંગ્રેજી ભાષાંતરો કરતાં. કલકત્તા વિદ્યાપીઠે પ્રકાશિત કરેલા ખ્યાતકીર્તિ પંડિત વિંટરનિટ્ઝના "સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ"ના પ્રથમ ખંડનું ભાષાંતર એમાંનો જ એક ગ્રન્થ છે. પછી ડૉ. કેતકર સાથે વિવાહ કરવાનું નક્કી થયું. પણ હિંદુસંસ્કૃતિના અભિમાની કેતકરે કુ. કોહનને વ્રાત્યસ્તોમવિધિપૂર્વક હિંદુધર્મની દીક્ષા આપી, ને વધૂનું નામ 'શીલવતી' રાખ્યું. એમ કુમારી કોહન સૌ. શીલવતી કેતકર બન્યાં ને અપૂર્વ એવો મણિકાંચનસંયોગ મહારાષ્ટ્રના સાહિત્ય-જગતમાં થયો.

મહારાષ્ટ્રીય જ્ઞાનકોશની રચના શરૂ થયા પછી કેતકરનું જીવન સંશોધન-સાહિત્યમય બન્યું. ઉત્તરાર્ધમાં પ્રચંડ કાર્ય તરીકે 'प्राचीन महाराष्ट्र' નામના સંશોધિત ઇતિહાસનું લેખન અને એક ખંડનું પ્રકાશન થયું. ज्ञानकोश मंडळाचा इतिहास, विद्यासेवक માસિક અને મૌલિક સમાજશાસ્ત્રીય વિવેચનથી પરિપૂર્ણ એવી નવલકથાઓ એનાં ઉપાજભૂત કાર્યો છે. એમનો છેલ્લો પ્રકાશિત ગ્રંથ भारतीय समाजशास्त्र છે. ઉપરાંત 'निःशस्त्राचे राजकरण' નામની એક ચોપડીમાં પોતાની રાજકીય વિચારપ્રણાલી રજૂ કરી, જે અદ્ભુત વિચિત્ર (મારે અભ્યવહારી) છે. અપ્રકાશિત ગ્રંથોમાં 'प्राचीन महाराष्ट्र'ના ત્રણ ભાગ અને

છે કેમ કે જ્ઞાનકોશમાં આપેલા એ જ વિષયના સંક્ષિપ્ત ઇતિહાસથી કાયસ્થ પ્રભુઓ બહુ જ ગરમ થઈ ગયા હતા. એટલામાં જ ડૉ. કેતકર "ગુજરાતી જ્ઞાનકોશ"ના પણ સંપાદક થયા. અને એમનું કાર્યક્ષેત્ર વધવા માંડયું. બીજું ઘણું જ લખાણ કેતકરે કર્યું છે, જેની નોંધ કરવા 'પ્રતિભા'ના કેતકર–વિશેષાંકનાં બે મોટાં પાનાં પણ પૂરાં પડયાં નથી. મહારાષ્ટ્રે આવા સાહિત્યક્ષેત્રીય કર્તૃત્વની કૃતજ્ઞતા યોગ્ય રીતે બતાવી છે. પહેલાં પુનામાં શારદોપાસક સંમેલનના પ્રમુખ તરીકે ૧૯૨૯માં શ્રી કેતકર નિમાયા. અને ૧૯૩૧માં મહારાષ્ટ્ર સાહિત્યસંમેલનનું પ્રમુખત્વ તેમને આપીને મહારાષ્ટ્રે એમનું સૌથી મોટું સન્માન કર્યું. ડૉ. કેતકરનું હૈદરાબાદ–(દક્ષિણ)–સંમેલનનું અધ્યક્ષીય ભાષણ સ્વભાષાભિમાનના રાજકારણથી ઓતપ્રોત ભરેલું છે. ખરેખર આ મરાઠાએ અહ્યા હજરત નિઝામસાહેબની ભાગાનગરી (હૈદરાબાદ) ફરી વાર કંપિત કરી.

## મહત્ત્વના ચાર ગ્રંથો

ડૉ. કેતકરના ગંભીર શાસ્ત્રીય ગ્રંથોમાં કે ગ્રંથાવલીઓમાં–ચારનો વિચાર ખાસ કરવો જોઇએ. ખાસ સમાજશાસ્ત્રીય બે–"હિંદુસ્તાનમાંની જાતિસંસ્થાનો ઇતિહાસ"(બે ભાગો) અને "ભારતીય સમાજશાસ્ત્ર"ત્રીજો. સંકલનરૂપ સંદર્ભગ્રંથમાં જ્ઞાનકોશના પાંચ પ્રસ્તાવનાખંડો; અને ચોથો ગ્રંથ પ્રાચીન મહારાષ્ટ્ર. અંગ્રેજી "જાતિસંસ્થાનો ઇતિહાસ"માં જે સંશોધન થયું, તેનો જ વિસ્તાર–ઘણી વાર પુનરુદ્ધાર પણ–જ્ઞાનકોશમાં થયો છે, અને આ બધાનો સિદ્ધાંતરૂપ પુનરવતાર ભારતીય સમાજશાસ્ત્રમાં થયો. પ્રાચીન મહારાષ્ટ્ર પણ એક રીતે સામાજિક ઇતિહાસ જ છે.

"જાતિસંસ્થાનો ઇતિહાસ"માં વિશેષતઃ મનુસ્મૃતિમાં જાતિસંસ્થા વિશે જે ઉલ્લેખો આવ્યા છે તેનું વિવેચન અને પર્યાયથી અર્વાચીન જાતિસંસ્થા અને પ્રાચીન વર્ણસંસ્થા, એના

ઉપરના ઉદ્‌બોધક વિચારોનું મથન છે. કેતકર કહે છેઃ "ચાતુર્વર્ણ્ય એ જાતિસંસ્થાથી ભિન્ન છે. તેનો જાતિસંસ્થા સાથે જનકત્વનો સંબંધ છે નહિ. અર્વાચીન જાતિઓ ધંધા, દેશ, સંપ્રદાય ઇત્યાદિ ઉપરથી થઇ છે. જાતિસંસ્થાની રચના લગભગ પવિત્રાપવિત્રતાની કલ્પના ઉપર થએલી છે. જાતિઓ બ્રાહ્મણોએ પેદા કરી નથી એટલું જ નહિ, પણ વેદ-વેદાંગોથી સુપરિચિત મનુને જાતિસંસ્થાના અસ્તિત્વનું જ્ઞાન થયું, પરંતુ તેનો વિસ્તાર કે કારણમીમાંસા માત્ર તેઓ જાણી શક્યા નહિ....

એમને ચાતુર્વર્ણ્યનું જ્ઞાન હતું, અને જાત્યુત્પત્તિ આપતી વખતે તેમણે આ બે જ્ઞાનઘટનાનો ઉપયોગ કરીને કારણમીમાંસાનું પ્રતિપાદન કર્યું છે, અને તે જ ભૂલભરી મીમાંસા હજી સુધી હિંદુ સમાજમાં કરવામાં આવે છે." આ ગ્રંથનું વૈશિષ્ટ્ય એ છે કે એમાં કેતકરની હિંદુ સંસ્કૃતિ સંબંધી ભૂમિકા સ્પષ્ટ થઇ છે. હિંદુસમાજવ્યવસ્થાનું અધૂરું સમર્થન ને અધૂરું નિર્ભત્સન, તેમાં જોવામાં આવે છે. જાતિસંસ્થાને એક ઘાતક રોગ તરીકે ગણ્યો છે. પણ પછી અભિમાન વધ્યું કહો કે સિદ્ધાંત સ્થિરરૂપ એમ થયો કહો, ડૉ. કેતકર અંતે હિંદુ સમાજવ્યવસ્થાના પક્ષપાતી બન્યા.

આ જ તર્કશુદ્ધ શાસ્ત્રીય ગ્રંથમાં માનવવંશશાસ્ત્ર ઉપર એક પરિશિષ્ટ છે. એમાં જણાવ્યું છે કે વર્ણવ્યવસ્થા માનવવંશની ભિન્નતા ઉપર રચેલી નથી, તેથી જ જુદા જુદા માનવવંશનાં ને વંશશાખાનાં નામો 'આર્ય, સેમિટિક, દ્રવિડ' એવાં ન હોવાં જોઇએ; તે પ્રદેશદર્શક હોવા જોઇએ, જેમ કે 'ઉત્તરીય' Nordic, ભૂમધ્યસમુદ્રીય Mediterranean. આ તત્ત્વ ધ્યાનમાં ન રાખીને 'આર્ય' સંજ્ઞા મેક્સમુલરે વાપરી ને પછી એ સંજ્ઞાએ 'જર્મની' (Germany) દેશમાં અત્યારે કેટલી ધામધૂમ કરી મૂકી છે, એ જોઇને ડૉ. કેતકરની સૂક્ષ્મ ગ્રાહક ને વિચારી દૃષ્ટિનું આપણને ભાન થાય છે.

"હિંદુધર્મ : એની ઘટના અને ભવિષ્યકાળ"–ખરી રીતે ઉપરના "ઇતિહાસ"નો બીજો ભાગ–માં એમ જ એક પરિશિષ્ટમાં "ધર્મ" સંસ્થાનું શાસ્ત્રીય દૃષ્ટિથી કેવી રીતે પરીક્ષણ કરવું તે કહ્યું છે. ભિન્નદેશીય સંપ્રદાયોનાં પૃથક્કરણની આવશ્યકતા શા માટે છે, અને "ધર્મ" કોને કહેવો, કોને ન કહેવો એ વિશે તેમાં વિવેચન છે. ખ્રિસ્તી 'ધર્મ' અને હિંદુ 'ધર્મ' આ બે શબ્દોમાં "ધર્મ" શબ્દના ભિન્ન અર્થ થવાથી તે તે સમાજમાં ધર્મનું સ્વરૂપ શું શું છે એ નિશ્ચિત કરવાની આવશ્યકતા બતાવાઇ છે. "ધર્મ" માટે સમાનાર્થક અંગ્રેજી સંજ્ઞા છે જ નહિ. Religion શબ્દ સંકુચિત અર્થ બતાવે છે. "ધર્મ" સંજ્ઞાનો મૂળ અર્થ પ્રકૃતિધર્મ એવી જાતનો છે, જે અર્થ "પદાર્થોનો ધર્મ" આ શબ્દસમૂહમાં પ્રતીત થાય છે. Religion શબ્દ 'સંપ્રદાય' 'મત', 'પંથ', 'માર્ગ' ઇત્યાદિનો સમાનાર્થી છે.

## 'ભારતીય સમાજશાસ્ત્ર'

પણ એવી સૂક્ષ્મ અને સમતોલ તર્કપદ્ધતિ भारतीय समाज-શાસ્ત્રમાં રહી છે કે નહિ એની વિશે બેમત છે. પાશ્ચાત્ય દૃષ્ટિવાળા સમાજશાસ્ત્રીઓ આ ગ્રંથ જોઇને વિષાદ પામે છે. તેઓ એની અંદર બે દોષો જુએ છે: એક 'આર્યરક્ત' જેવા શબ્દો-માંનું ભાષાશૈથિલ્ય અને બીજો પ્રાચીન ભારત માટેના અતિ–રંજિત અભિમાનની લાગણી. એ દોષોને લીધે બીજા તરફ નિષ્પક્ષપાત વૃત્તિ રહેતી નથી. મિસરની ( ઇજિપ્તની ) સંસ્કૃતિ પ્રાચીનતમ છે, તેમ જ આસુરી–અસીરિઆની સેમાઇટ–સંસ્કૃતિ પણ પ્રાચીન છે, છતાં ભારતીય સંસ્કૃતિનાં ગુણગાનમાં શ્રી. કેતકરને તેનું વિસ્મરણ થાય છે. આ દોષમાં ડૉક્ટર મહાશય અને સર ઇલિયટ

૧. પ્રો. ડૉ. ઇરાવતી કર્વે જેવાં; જુઓ लोकशिक्षण વિશેષાંકમાંનો એ વિદુષીનો લેખ.

## જ્ઞાનકોશ-એમનું જીવનકાર્ય

"મહારાષ્ટ્રીય જ્ઞાનકોશ" ડૉ. કેતકરનું જીવનકાર્ય છે. એની રચના 'આંગ્લ જ્ઞાનકોશ' Encyclopaedia Bnnitarica જેવી હશે, પણ જ્ઞાનકોશ "એન. બ્રિટ."ની સંક્ષિપ્તવૃત્તિ છે જ નહિ: એનો નમૂનો (pattern) પાશ્ચાત્ય, હશે, છતાં અંદરની માહિતી પ્રાચ્ય જ છે. યૂરોપીય સંસ્કૃતિ ગ્રીક અને ગ્રીકપૂર્વ મધ્ય એશિયાની સંસ્કૃતિનું બાળક છે. એટલે યૂરોપીય જ્ઞાનકોશોમાં તેનો વિસ્તાર હશે. ભારતીય જ્ઞાનકોશોમાં પ્રાચીન ભારતીય સંસ્કૃતિનો જ વિચાર કરવો પડે. તેનો વિચાર નવીન દૃષ્ટિયો-એટલે સમાજશાસ્ત્રીય દૃષ્ટિથી કેતકરજીએ કર્યો છે. પાંચ પ્રસ્તાવના-ખંડોમાંના ચાર ખંડો—"हिंदुस्थान व जग" "वेदविद्या" "बुद्धपूर्व जग" અને 'बुद्धोत्तर जग'-એક જુદો અજ્ઞાત પ્રદેશ બતાવે છે. પાંચમો વિજ્ઞાનેતિહાસનો ખંડ બીજી રીતે બહુ જ શોધક નીવડ્યો છે. સમાજશાસ્ત્રીય માહિતી માટે-જેમાં બીજાં ઘણાં સામાજિક શાસ્ત્રોનો (Social Sciences) અંતર્ભાવ થાય છે-મહાયુદ્ધોત્તર जगના બે અપ્રકાશિત ખંડો અગત્યના છે. પૂરણિકા તરીકે પ્રસિદ્ધ થયેલો हिंदुस्थान ખંડ એ જ રીતે મહત્ત્વનો છે. આ બધું જોઈને એમ લાગે છે કે આ પ્રસ્તાવના-ખંડ ને પૂરણિકાખંડોની સરખામણી હમણાં પ્રકાશિત થયેલા અમેરિકાના Encyclopeadia of Social Sciences સામાજિક શાસ્ત્રોના જ્ઞાનકોશ સાથે જ થઈ શકે, "એન. બ્રિટ." સાથે નહિ.

પ્રત્યક્ષ સંદર્ભખંડોને "शरीरखंड" સંજ્ઞા આપી છે. તે પંદર છે. તેમાં પણ વિશેષતઃ હિંદુસ્તાન અને મહારાષ્ટ્રને ઉપયોગી થાય એની માહિતીને પ્રાધાન્ય આપ્યું છે. "ગુજરાતી જ્ઞાનકોશમાં" ગુજરાતને વિશેષ ઉપયોગી થાય એવા સંદર્ભો આપ્યા છે. हिंदुस्थान खंड શરીરખંડોનો જ ભાગ છે. એક બાવીસમો મહારાષ્ટ્ર-

ખંડ કાઢવાનો વિચાર હતો પણ એ પૂર્ણ થયો નહિ. તેને માટે ભેગી કરેલી બધી સંશોધનસામગ્રી પછી પ્રાચીન મહારાષ્ટ્ર માટે ઉપયોગી થઇ.

ઉપર મેં કહ્યું છે તેમ કેતકરજીનું ભારતીય સમાજ-રચના માટેનું અભિમાન બહુ જ પ્રબળ હતું, છતાં તેઓ તુલનાત્મક સમાજશાસ્ત્રમાં માનતા હતા. "हिन्दुस्थान व जग" માં એવું તુલનાત્મક વિવેચન છે. "જાતિ–ઇતિહાસ" ના બધા સિદ્ધાંતોનો ઉપયોગ તેમાં છે. તો પ કેવળ વિશેષીકરણ (particularization) નથી. હિંદુધર્મશાસ્ત્રમાં આવી વિવેચનપદ્ધતિ નવી હતી. વેદવિદ્યામાં ઘણું નવું વૈદિક સંશોધન થયું અને યજ્ઞસંસ્થાનો અભ્યાસ સામાજિક માહિતી માટે કેવો અગત્યનો છે તે તેમાં બતાવેલું છે. જૂના ઉપેક્ષિત શાસ્ત્રી–પંડિતોનો નવી રીતે ઉપયોગ કરી કેતકરજીએ ભારતના સાંસ્કૃતિક જ્ઞાનમાં બહુ જ વધારો કર્યો છે. बुद्धपूर्व जगमां પણ ઐતિહાસિક સંશોધન ઘણું થયું છે ને ઘણા નવા વિચારો રજૂ થયા છે.

જ્ઞાનકોશની બીજી કામગીરી એક જુદા જ ક્ષેત્રમાં છે. અખિલ વિજ્ઞાન જગતની માહિતી તદ્દન અદ્યતન (up to date) રૂપે આપવામાં સૌથી મોટો વાંધો શાસ્ત્રીય પરિભાષાનો હતો. જ્ઞાન-કોશમંડળે સહસ્રાવધિ નવા શબ્દો રચ્યા, અને રસાયન–પરિભાષા જુદી જ છઠ્ઠા ખંડના પ્રારંભમાં આપી દીધી. જ્ઞાનકોશની એ પરિભાષા પ્રમાણભૂત શબ્દ ભલે ન હોય પણ તે માર્ગદર્શક અવશ્ય થઇ છે અને થશે.

હવે જ્ઞાનકોશની અંદરની બાજુ છોડી જો તેની નિર્મિતિનો ઇતિહાસ જોશો તો મેં કહ્યું છે તેમ "પ્રચંડ" ઉદ્યોગની સાચી ખબર પડશે. જ્ઞાનકોશરચનાની કલ્પના ડૉ. કેતકર જ્યારે પ્રકટ રીતે રજૂ કરવા લાગ્યા ત્યારે ઘણા કાર્યકર્તાઓ અને સંશોધકો તેને અશક્ય કહી છોડી દેતા. લો. ટિળકે

પણ એવી જ શંકા પ્રદર્શિત કરી હતી. ત્યારનો ડૉ. કેતકરનો ઉત્તર જેમ આત્મવિશ્વાસ બતાવે છે તેમ જ એક વિચિત્ર વ્યક્તિવિશેષ સૂચવે છે. કેતકરજીએ કહ્યું: "હું જ્ઞાનકોશની યોજના સફલ થશે કે નહિ, એમ પૂછવા નથી આવ્યો; એ તો થશે જ. હું પૂછવા આવ્યો છું તે એ કે આપ કંઈ મદદ આપશો." પછી લોકમાન્યે વેદવિદ્યા ઉપર લખવાનું સ્વીકાર્યું. ભારતના દુર્ભાગ્યે લોકમાન્ય માંડલે ગયા અને પછી લખી શક્યા નહિ. ઈતિહાસાચાર્ય રાજવાડેએ પણ એમ જ સંશય બતાવ્યો. તેઓએ પૈસાનો અંદાજ કરી દસ લાખ રૂપિયા લાગશે એમ કહ્યું. પ્રત્યક્ષ ज्ञानकोशमंडल લિમિટેડ જ્યારે સ્થપાયું ત્યારે એક લાખના ભાગો (શેર) બહાર કાઢેલા હતા. પછી ખર્ચ ચાર લાખ સુધી વધ્યો. એકથી ચાર લાખ સુધીનો અણધાર્યો વધારો ડૉ. કેતકર કેવી રીતે પૂરો પાડશે એ વિચારમાં તેમના સ્નેહીઓ અને ભાગીદારો હતા. પણ ડૉ. કેતકરનું પ્રચારસામર્થ્ય આ સંકટમાં સહાયક નીવડ્યું.

## ઉત્તેજન કોનું ? કેટલું ?

મહારાષ્ટ્રેતર પ્રાંતમાં ઉત્તેજન કોનું ? કેટલું ? એમ લાગતું હશે કે ગરાઠી સંસ્થાનો ડૉ. કેતકરને મદદ કરતાં હશે. સરકારી વિદ્યાપીઠ પણ કદાચ સાહાય્ય આપવા તત્પર હશે. ચાર લાખમાંથી પાંચ હજાર રૂપિયા વડોદરાનરેશે વીસ પ્રતો વેચાતી લઈ આપ્યા. એક હજાર એવી રીતે જ ઈંદોર દરબારે આપવાનું નક્કી કર્યું. પછી એટલા પણ આવ્યા નહિ. ! ! મુંબઈ સરકારે પંદર સેટો (૯૦૧૯) લીધા. એવી રીતે કેવળ દસ હજારની મદદ મળી. બાકી રહેલા ત્રણ લાખ નેવું હજાર રૂપિયા મહારાષ્ટ્રના ગરીબ મધ્યમ વર્ગે આપી દીધા!

આ મધ્યમવર્ગીય આહકોમાં વકીલો, ડૉક્ટરો, પ્રાધ્યાપકો તો આધારસ્તંભ જ હતા. પણ ડૉ. કેતકરે ઉપાહારગૃહનાં માલિકો, ધોબી-દુકાનવાળા, એક મુસલમાન સજ્જન, અને એક

કેશકર્તનાલયના માલિકઃ એવાને પણ ગ્રાહક કર્યા!! ज्ञानकोशમાં મહંમદ પેગંબર વિશે આપેલા લેખ માટે વાદવિવાદ શરૂ થયા પછી એક એવી નિષેધસભાના પ્રમુખને કેતરજીએ ગ્રાહક બનાવ્યો, અને એક ઈસલામી પંથના ધર્મગુરુ પાસેથી એક શાલનું પારિતોષિક મેળવી લીધું. તેઓ પોતે કહેતા કે "હું એકચતુર્થાંશ સંપાદક અને ત્રણચતુર્થાંશ વ્યવસ્થાપક કે પ્રચારક છું," અને એ સાચું જ છે. આશાવાદ અને પ્રયત્નવાદ તેમના સ્વભાવ-ધર્મો હતા. તેમાં જ સાહસગુણનો સંયોગ થયો હતો, નહિ તો ફક્ત સો રૂપિયા ખીસામાં હતા ત્યારે જ્ઞાનકોશ માટે ચાર હજારનું મુદ્રણયંત્ર કેવી રીતે લીધું હોત?

પૈસાની જેમ તદ્‌વિદ લેખકોની તૈયારી પણ ડૉ. કેતકરે જ કરી લીધી. મંડળમાં ઘણાખરા નવા ઉદયોન્મુખ લેખકો જ હતા, છતાં આ લેખકવર્ગમાંથી જ જ્ઞાનકોશકારો પેદા થયા છે. ज्ञानकोश પછી મહારાષ્ટ્રમાં એક કોશયુગની શરૂઆત થઈ છે. અને તે કોશોના સંપાદકો પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ રીતે ज्ञानकोश સાથે સંબદ્ધ છે. 'महाराष्ट्र शब्दकोश' જેવા મરાઠી ભાષાના બૃહત્કોશનાઃ,* "ઑલ ઇંડિયા રિપોર્ટર" નામની નાગપુરની કાયદાવિષયક વૃત્તસંસ્થાના[1] "प्राचीन चरित्रकोश"ના[2] (જેની સરખો કોશ બીજી ભાષાઓમાં થયો જ નથી એમ તદ્‌વિદો કહે છે), 'स्वाध्याय' સંસ્થાના શ્રી બાપટ શાસ્ત્રીઃ એવા પંડિતવરોની શિક્ષણભૂમિ જ્ઞાનકોશસંસ્થા અને આચાર્ય ડૉ. શ્રીધર વ્યંકટેશ કેતકર જ હતા.

ઉપર એક ઠેકાણે એમ ઉલ્લેખ આવ્યો છે કે ज्ञानकोशનો એક महाराष्ट्रखंड નીકળવાનો હતો, પણ રચાયો નહિ. પણ

* સંપાદક શ્રી દાતે ને કર્વે.

૧. શ્રી ચિતળે, ૨. શ્રી ચિત્રાવ શાસ્ત્રી, "ऋग्वेद : मराठी ભાષાંતર"ના કર્તા.

ઇતિહાસની અમૂલ્ય માહિતી છે, તેની સાથે સમકાલીન પરદેશી મ પ્રવાસીઓના વૃત્તો, પુરાણવસ્તુજ્ઞાન, જૂના સિક્કાઓ, શિલાલેખો, તામ્રપટો ઇત્યાદિ સાધનોથી કાંરો મેળવીને નિશ્ચિત કરેલા સિદ્ધાંતો હવે સર્વમાન્ય થયા છે. એવું જ એક બીજું મોટું સાધન 'બૃહત્કથા' છે. વિશેષતઃ તેની જ સહાયથી ડૉ. કેતકરે આ કાળના ઐતિહાસિક સાંધાઓ મેળવી એક અખંડ શૃંખલા તૈયાર કરવાનો પ્રયત્ન કર્યો છે."

મહારાષ્ટ્રની પ્રાચીન વસાહતો વિષે ત્રણ મતો છે. એમાં શ્રી રાજવાડે મહારાષ્ટ્રિક કે રાષ્ટ્રિક લોકોની વસાહત થયા પછી 'મહારાષ્ટ્ર' નામ મળ્યું એવો મત આપે છે. ઓપર્ટસાહેબ 'મલ્લ' કિંવા 'મારા' લોકોનું રાષ્ટ્ર એવી વ્યુત્પત્તિ કરે છે. ઓપર્ટ જેવો જ મત શ્રી કેતકરે આપ્યો છે. પણ ઓપર્ટની વ્યુત્પત્તિ સામે શ્રી પાં. વા. કાણેએ વાંધો લીધો હતો. તેઓ 'મહારાષ્ટ્રનો' 'વિસ્તૃત રાષ્ટ્ર' એવો અર્થ કરે છે. ઓપર્ટનો મત માન્ય કરી કેતકર 'મહાર' વસાહતનો કાળ વરરુચિ સુધી પાછળ લેવો પડશે એમ માને છે. પણ 'મહારોનું રાષ્ટ્ર' એવી વ્યુત્પત્તિ નહિ, તો 'મહાર' અને 'રટ્ઠ' એ બે પ્રાચીન જાતિઓની વસાહત એવી રીતે વ્યુત્પત્તિ કરે છે, અને કહે છેઃ "તેનું પછી મહારાષ્ટ્રિક અને કાલાંતરે 'મહારાષ્ટ્ર' એમ સંસ્કૃતીકરણ થયું."

તે વખતે 'મહારાષ્ટ્ર'માં અશ્મકોનું પ્રતિષ્ઠાન, ચંદ્રહાસનો કુંતલ દેશ, ભીષ્મકનો વિદર્ભ દેશ, અને ક્રાથ એટલે વર્ધા નદીનો પૂર્વ તરફનો પ્રદેશ એટલા રાષ્ટ્રકોનો સમાવેશ થતો એમ 'બૃહત્કથા' ઉપરથી જણાય છે. છતાં આ ગ્રંથમાં રાજ્યોની નોંધ કે હકીકતો જડતાં નથી એમ ડૉ. કેતકર પણ કહે છે. પણ એનું કારણ એમ છે કે બ્રાહ્મણવર્ગ સામાજિક પ્રવૃત્તિઓનું કેન્દ્ર હતો, રાજ્યસંસ્થા નહિ. તેથી રાજ્યવિષયક ઉલ્લેખો ભાગ્યે જ મળે એમાં વિચિત્રતા નથી. ઊલટાની,ભારતીય સંસ્કૃતિ બ્રાહ્મણોએ વિકસિત કરી, રાજાઓએ નહિ; તેનું રક્ષણ પણ બ્રાહ્મણોએ જ

કર્યું. "… પૂજનવિષયક અત્યંત સ્વાતંત્ર્ય આપનારી, મતવિષયક વૈવિધ્યમાં આનંદ માનવાવાળી સંસ્કૃતિ બ્રાહ્મણોએ પ્રયત્નપૂર્વક નિર્માણ કરી, અને એ સંસ્કૃતિ જેટલી ઉદાર (tolerant) સંસ્કૃતિ જગતમાં બીજી છે જ નહિ" (પૃ. ૩૦૦).

એવી રીતે જોતાં જણાશે કે प्राचीन महाराष्ट्र કેવળ રાજકીય ઇતિહાસગ્રંથ જ નથી, પણ સામાજિક અને સાંસ્કૃતિક ઇતિહાસ પણ છે. * "તેમાં 'મહાર–રટ્ટ' જાતિઓનું વિવેચન, સેમેટિક કે આર્ય સંસ્કૃતિની કલ્પના, આસુરી ને ભારતીય સાહિત્ય ઉપરથી નીકળતાં અનુમાનો, વિદ્યાધર-સંસ્કૃતિ અને જૈનસંપ્રદાય, કીકટ અને મગધ દેશોની ચિકિત્સા, બ્રાહ્મણો અને પાંચાલ બ્રાહ્મણોનું વર્ણન, કેકય ને યવન સંબંધમાં વિવરણ, બ્રાહ્મણોની સમાજવિસ્તારક વિદ્યાનું સ્વરૂપ, પ્રાચીન મહારાષ્ટ્રનું જાતિવિષયક સ્વરૂપ અને કૌલિક, ભોજ, મહાભોજ અને કુંતિભોજની સામાજિક સ્થિતિની મીમાંસા, મહારાષ્ટ્રીઓનું ગૃહમંડળશાસ્ત્ર, તત્કાલીન રાજકીય વિવિધતા, ગણરાજ્યોની ઘટના, અને શાસનસંસ્થાઓની પ્રણાલિકા ઇત્યાદિ સેંકડો સમાજશાસ્ત્રીય ને રાજકીય પ્રશ્નોની ચર્ચા આ शातवाहनपर्वमां આવી છે. તેથી તે તત્કાલીન ને તત્પ્રદેશીય લોકો વિશે અને લોકો માટે એક નાનો સરખો 'જ્ઞાનકોશ' જ બન્યો છે" × × × છતાં લેખનવિષયક દોષો પણ રહી ગયા છે. "વ્યાકરણીય અશુદ્ધતા, ક્લિષ્ટ અને દુષ્ટ વાક્યપ્રયોગો, વિસંગત વિવેચન, પુરાવાની વિકીર્ણતા અને નિર્ણયોની સંદિગ્ધતા તેમ જ પ્રશ્નાત્મક અનુમાનપદ્ધતિ" એવા શાસ્ત્રીય લેખનમાં ન ચાલે એવા દોષો તેમાં છે. પણ દોષો કરતાં ગુણસમુચ્ચય ઘણો જ મોટો હોવાથી "एको हि दोषो गुणसंनिपाते निमज्जतीन्दोः किरणेष्विवाङ्कः।

* શ્રી દા. ના. આપટે, लोकशिक्षण વિશેષાંક.

## લલિત વાઙ્મયની રચનાઓ

અત્યાર સુધી ડૉ. કેતકરના શાસ્ત્રીય અને ગંભીર લખાણની ટૂંકી નોંધ લીધી. હવે ઉપાંગભૂત એવા લલિત વાઙ્મય તરફ દૃષ્ટિપાત કરવો પડશે. કેતકરે લખેલું એક અધૂરું નાટક 'ओसत्ताप्राभव';'वसंतवर्णन' (પ્રસિદ્ધ) અને 'आंगिरसांचें सत्र' (અપ્રકાશિત મહાકાવ્ય) નામનાં કાવ્યો લલિતલેખન તરીકે સરસ નથી. તેમાં સામાજિક પ્રશ્નોની જ ચર્ચા છે. તેમની નવલકથા વિશે પણ એવો જ મત મહારાષ્ટ્રીય વિવેચકોમાં પ્રચલિત છે. 'બહિરંગ વિવેચન'(Formal criticism)ની દૃષ્ટિએ જોતાં તેમાં "ભાષા રૂક્ષ, રચના શિથિલ અને કૃતિઓ પાંડિત્યના ભારથી જાડ્ય અને ઉગ્રતા પામેલી" છે. "તથાપિ નવલકથાક્ષેત્રમાં પણ ડૉ. કેતકરે નામવંત કામગીરી કરી છે. મરાઠી 'કાદંબરી'વાઙ્મયમાં તેઓએ સરસ વધારો કર્યો છે, અને નવલકથાના વિવેચકોને પોતાના જૂના કલાવિષયક વિચારો તપાસી લેવા ફરજ પાડી છે એમાં જરા યે શંકા નથી." એવો અસંદિગ્ધ મત મરાઠી નવલકથાના સર્વશ્રેષ્ઠ *સર્જકે આપી દીધો છે.

શ્રી કેતકરે કુલ ૭ નવલકથાઓ લખી છે. गोंडवनांतील प्रियंवदा, परागंदा, आशावादी, गांवसासू-ब्राह्मणकन्या અને विचक्षणा. આ બધામાં 'તત્ત્વપ્રતિપાદન અતિશય છે; વિશિષ્ટ (જીવતા કે મૃત) વ્યક્તિઓના આલેખો, આસ્થાવિષયીભૂત પ્રતિપાદનનો અથવા તત્ત્વઘટનાની કે કાર્યની એકતાનો (Unity of Interest) અભાવ, લોકવિલક્ષણ નીતિપ્રતિપાદન' એવા વિશેષો છે, કે જે દોષરૂપે લેવામાં આવે છે. વિશેષતઃ છેવટનો વિશેષ પ્રક્ષોભક થયો છે, છતાં જો આપણે તટસ્થપણું સ્વીકારીશું તો એવા વિશેષો પણ ખાસ તિરસ્કાર્ય નહિ લાગે.

---

* પ્રો. વા. મ. જોશી: लोकशिक्षण વિશેષાંક; હવે પછીનાં બધાં અવતરણો તેમનાં જ છે.

પ્રિયંવદામાં હરિભટ્ટ્યા એક કુલીન સ્ત્રી સાથે અતિપ્રસંગ કરે છે, છતાં એની ઉપર રીસ આવતી નથી. गांवसासुમાં તો પ્રણયારાધનની આવશ્યકતા જ બતાવેલી છે; સૌથી વધારે વિલક્ષણ પ્રસંગો ને પ્રતિપાદનો ब्राह्मणकन्यामां દેખાય છે, અને છતાં આ જ નવલકથા સૌથી વધારે સરસ લાગે છે. એમાં વેશ્યાસંતતિના વિવાહનો પ્રશ્ન આવે છે. 'બ્રાહ્મણકન્યા' કાલિંદીની માતા કલાવંત જાતિમાં જન્મેલી હતી. તે કાલિંદીના પિતાશ્રી સાથે વિવાહિત જીવનમાં આનંદ પામી. પણ પછી પ્રશ્ન આવ્યો તેઓની સંતતિના વિવાહનો. કાલિંદી એ છે બ્રાહ્મણકન્યા, તેનો ભાઈ આબા પણ બ્રાહ્મણપુત્ર જ છે, છતાં બ્રાહ્મણ જાતિમાં કોઈ પણ એની સાથે લગ્ન કરવા તૈયાર નથી. એથી ક્રુદ્ધ થઈ કાલિંદી વિવાહ સંસ્થા વિષે જ સાશંક થાય છે, ને પુરુષોની જેમ અવિવાહિત રહીને પણ કૌટુંબિક સુખોની આશા કરે છે. તે એક વેપારી સાથે રહે છે-પોતાની તત્ત્વમીમાંસા માટે-પ્રયોગ કરે છે. એટલે તેની યોગ્યતા ખરી રીતે એક સમાજશાસ્ત્રીય પ્રયોગકર્તાની છે. પણ પ્રત્યક્ષમાં વેપારી શીવશરણપ્પા તેમ જ આખો સમાજ તેને વેશ્યા તરીકે સમજે છે. એટલે પશ્ચાતપ્ત થઈ કાલિંદી એક મજૂર નેતા સાથે વિવાહ કરી લગ્નસંસ્થાનો સ્વીકાર કરે છે. આનું લંબાણ કરવાનું કારણ એ છે કે તેથી ડૉ. કેતકરની વિચારપદ્ધતિ લક્ષમાં આવશે. આ નવલકથામાં જ ઘણા પ્રસંગો ને પાત્રો ખરેખર સુંદર છે. મહારાષ્ટ્રીય બેને ઇસાયલ યહુદી સમાજનું પહેલું સાહિત્યવિષયક વિવેચન, એક સંસ્કૃત યહુદી કુમારીનો કાલિંદીના ભાઈ આબા સાથે મુગ્ધપ્રણય, અને એનો હિંદુ પ્રિયારાધન કરતાં વધારે મોહક પ્રેમ-પરિણામ એટલે તેઓનો સુયોગ્ય વિવાહ કાલિંદીનું માનસમંથન, ઇત્યાદિ ઉપરથી આપણને ખબર પડશે કે કેતકરની કલાસુંદરી કાંઈ કેવળ "शैवलेनापि रम्य" નથી, અમુક જાતના શણગારો તે કરે છે, પણ તે શણગારો પ્રચલિત નથી એટલે ઘણાને વિચિત્ર લાગે છે.

એમ ડો. કેતકરે ૧૯૨૬માં નવલકથાના ક્ષેત્રમાં પ્રવેશ કરી તેને વિધવિધ વેશદેશો બતાવ્યા, અને સારાં કે ખરાબ કલ્પનાવિચારભાવનાનું અંતરંગ સૌથી વધારે સૂક્ષ્મતાથી અને વ્યાપક દૃષ્ટિથી જોવાનું શીખવ્યું.... કેતકરે કલાતત્ત્વ તરફ થોડું વધારે ધ્યાન દીધું હોત તો વિચારપ્રવર્તક અને ઉદાર ભાવનાના પોષણની દૃષ્ટિથી તેની નવલકથાઓની યોગ્યતા ઘણી વધી જાત." કેતકરની નવલ સુંદરી નગરોદ્યાન જેવી પ્રમાણબદ્ધ અને અનવદ્યાંગી નથી. પણ કેવળ બહારથી સુંદર રંગવાળી નિર્ગંધ ફૂલવેલડીઓની કુંજભૂમિ કરતાં તેની ઝાંકણની વાડીઓ જેવી નિસર્ગમયી, તુફાની, પવનથી દોલાયમાન, થંડા જલ-પ્રવાહોથી શીતલસ્પર્શ અને ઘણી વાર ક્ષુબ્ધ સાગરનું દર્શન કરાવનારી કે ક્વચિત સંધ્યાનું રમણીય પ્રતિબિંબ જોવા દેનારી એવી 'કાદંબરી' (નવલકથા) અધિક આદરણીય છે.

### સ્વદેશપ્રેમ, સ્વભાષાપ્રેમ

આવી રીતે સાહિત્યશ્રીની ધારણા શ્રી. શ્રીધરે કરી છે. આ વિવિધ સાહિત્યસૃષ્ટિમાં એનું વૈશિષ્ટ્ય ચોખ્ખું દેખાય છે. પ્રૌઢતા અને પ્રચંડતા તો પગલે પગલે દૃષ્ટિગોચર થાય છે. પણ કેતકરના સ્વભાવમાં એક જાતનો બાલભાવ સદાનો હતો. શ્રી શીલવતી કેતકરે એક હૃદયસ્પર્શી લેખ લખીને વિગતપતિનું 'વ્યક્તિદર્શન' કરાવ્યું છે. તેમાં તે કહે છે, "'તમે એક મોટું બાળક છો,' એમ અમે એને ઘણી વાર કહેતા." બાલસ્વભાવમાં જ સ્પષ્ટવક્તાપણાનો જન્મ થયો હતો, તેથી ઘણા લોકો એના ઉપર નાખુશ થયા હતા. છતાં પોતાનો અપરાધ હોય તો માન્ય કરવા જેટલું પ્રમાણિકપણું પણ તેમનામાં હતું, એટલે જ તરત સમજુતી થઈ જતી. બીજો સ્વભાવવિશેષ સ્વદેશ અને સ્વભાષાનો પ્રેમ. તમે તેમનો પૂનાના વિદ્યાર્થીઓને આપેલો સંદેશ જુઓ એટલે તરત જ ખબર પડશે.

"× × × આપણા આગળના આયુષ્યક્રમમાં મરાઠી વાઙ્મયને અપકર્ષક થાય એની સરકાર તમે ટકવા દેશો નહિ. આપણે જે લોકોના હાથમાં રાજ્યસૂત્રો આપવાનાં તે લોકો મરાઠી વાઙ્મયને ઉત્તેજન આપે એવા જ હોવા જોઇએ, એની કાળજી અવશ્ય લેજો. સુશિક્ષિતોએ જંગલી સરકાર સહન કરવી જોઈએ નહિ. તેમ જ વાઙ્મયપ્રેમી અને સ્વભાષાપ્રેમી લોકોએ, જે સરકાર અને જે રાજ્યતંત્ર પોતાની ભાષાને અપકર્ષક થતું હોય તેને ટકવા દેવાં નહિ. ......

"મરાઠી ભાષામાં મહારાષ્ટ્રનો (તેવી રીતે જ બીજી દેશી ભાષાઓમાં બીજા પ્રાંતોનો) રાજ્યકારભાર ચલાવવો, એને જ હું 'સ્વરાજ્ય' માનું છું. ...દેશી ભાષામાં રાજ્ય ચલાવનાર સરકાર જેટલી ત્વરિત સ્થપાય તેટલી ત્વરિત સ્થાપિત કરો. આ કામ જો તમારી પેઢી કરી શકશે તો તમારી પેઢીએ પોતાનું કર્તવ્ય કર્યું ગણાશે, નહિ તો નહિ."

એવા સર્વંકષ સાહિત્યવિધાતાનું નિધનવૃત્ત જ્યારે એકાએક ૧૧મી એપ્રિલના સવારનાં વૃત્તપત્રોમાં પ્રસિદ્ધ થયું ત્યારે મહારાષ્ટ્રીય જનતાને એક ધરતીકંપનો ધક્કો જ લાગ્યો. અને તેવો જ ધક્કો તેમના મૃતદેહના અંત્યસંસ્કારની વાતો સાંભળી તેને લાગ્યો હશે. *હિંદુસંસ્કૃતિના પરમ અભિમાની કેતકરજીનો મૃતદેહ અગ્નિસાત કરવામાં ન આવતાં, ખ્રિસ્તસંપ્રદાયોક્ત મંજૂષામાં સ્થાપવામાં આવ્યો. તેમનાં ધર્મપત્નીએ શ્રી. કેતકરની

[* પ્રો. પારસનીસ, લોકશિક્ષણ, વિશેષાંક.

ટીપ : આ લેખમાં લોકશિક્ષણ માસિકના બે 'કેતકર-વિશેષાંકોનો પૂરો ઉપયોગ મેં કર્યો છે, તેમ જ સહ્યાદ્રિ માસિકમાંનો શ્રી. રોજવલકરના લેખનો પણ મને પણો ઉપયોગ થયો. તે માટે હું કૃતજ્ઞતાપૂર્વક આભારી છું; છતાં મેં નાવિન્યનો પ્રયત્ન કર્યો જ છે, એમ જાણકાર વાચકોને માલુમ પડશે. —લેખક.]

એવી તીવ્ર ઇચ્છા હતી એમ આગ્રહપૂર્વક કહ્યું. ઉપાડી મંજૂષા પ્રથમ મહારાષ્ટ્ર સાહિત્યપરિષદના નૂતનમંદિરમાં દર્શનાર્થ રાખવામાં આવી, અને અનેક સાહિત્યસેવકો ને સંસ્થાઓએ વાક્સુમનો અને સુમનમાલાઓ અર્પણ કર્યાં પછી મોટી પ્રેત-યાત્રા હિંદુસ્મશાનભૂમિ તરફ ગઇ અને રાત્રે ૮ વાગે વેદોક્ત મંત્રો સાથે મૃતદેહને મૃત્તિકાર્પણ કર્યો. એવી રીતે મહારાષ્ટ્રનો આ દુર્દમ મહાપંડિત અને મહાવીર હવે પ્રશાંત ચિત્તથી વિશ્રાન્તિ લે છે!

## ફિલસૂફ રાજા તરીકે

જ્યાં સુધી ફિલસૂફો રાજાઓ ન થાય, અને આ દુનિયાના રાજાઓ-માં ફિલસૂફીનાં પ્રાણ અને શક્તિ ન વસે, તથા રાજપ્રકરણી મહત્તા અને ફિલસૂફીનો વિવેક એક વ્યક્તિમાં ન મળે, અને જે સામાન્ય સ્વભાવના લોકો બેમાંથી એકને છોડીને માત્ર બીજાનો અભ્યાસ કરે છે તેમને બાજુ પર ઊભા રહેવાની (અંદર ડખલ ન કરવાની) ફરજ પાડવામાં ન આવે, ત્યાં સુધી નગરરાજ્યોને અનિષ્ટોમાંથી કદી શાંતિ નહિ મળે—નહિ જ, મારી માન્યતા અનુસાર આખી માનવ જાતને પણ નહિ; અને ત્યારે જ આપણું આ રાજ્ય જીવંત બને—અસ્તિત્વમાં આવે.

[ શ. પ્રાણજીવન પાઠકનું ભાષાંતર ] —પ્લેટો : 'રીપબ્લિક'

# સ્વ. શંભુપ્રસાદ શિ. મહેતા

## ( મળેલું )

વિ. સં. ૧૯૨૬ના અષાડ શુદિ ૧૩ને દિવસે સ્વ. શ્રીયુત શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતાનો જન્મ ભાવનગરમાં વડનગરા નાગર કુટુમ્બમાં થયો હતો. સાધારણ સ્થિતિમાંથી આપબળે જ પોતાની બુદ્ધિમત્તાથી તે સમયના રાજપુરુષોમાં પ્રકાશ પામેલા પિતાનું તેમ જ ઊંડું ડહાપણ તથા અડગ કાર્યદક્ષતાની ઉજ્જ્વલ ભાત પડેલ વત્સલ માતાનું સદ્‌ગત પ્રથમ સંતાન હોઈ, સુસંસ્કારનાં બીજ તેમને ગળથુથીમાંથી જ સાંપડ્યાં હતાં એમ કહી શકાય. તેમનો બાલ્યકાળ ઘણોખરો મોશાળમાં સંયુક્ત કુટુમ્બમાં વ્યતીત થયેલ.

સદ્‌ગત શ્રીયુત " ગગા ઓઝા "ના કારભારનો એ વિલક્ષણ સમય ! ભાવનગરનો પ્રચંડ સૂર્ય મધ્યાકાશે આવવા મથી રહ્યો હતો અને શંભુપ્રસાદના જન્મથી ફક્ત વર્ષ એકના અલ્પ સમયમાં જ એટલે ઇ. સ. ૧૮૭૦ અને પછીથી નભમંડળમાંથી સંયુક્ત કારભારરૂપી ભાવનગરના સુવર્ણકળશમાં તેજ-તેજના અંબાર સમી વિભૂતિઓ ઝીલાઇ ! આવી વસ્તુસ્થિતિમાં કેટલીએક વખત સામાન્ય વ્યક્તિઓને અંધકારનાં પડળ સાંપડે છે. પરન્તુ સદ્‌ભાગ્યે ભાવનગરના સુવર્ણકળશમાંથી નીતરતાં પ્રજાવત્સલ રશ્મિઓએ પ્રજાના ઉત્કર્ષની અનેકવિધ સરવરો સજી ઉત્તમ બીજોમાં કંઈ અનેરા પ્રાણસંચાર કર્યા હતા.

તે સમયના વિદ્યાર્થી શંભુપ્રસાદ તો " સાહિત્યસંગીતકલાવિહીનઃ " ઇત્યાદિ પદનને પથ્ય સમજી પોતાના અભ્યાસ-

ક્રમમાં સાંપડતાં સાહિત્યનાં જ્યોતિ-કણો વીણી તેનો સમૃદ્ધ સંગ્રહ કરવામાં પોતાનું સાર્થક સમજતા. તેમના તે કાર્યમાં પ્રોત્સાહન આપનારા સમગ્ર ઇલાકાના નામાંકિત અને અગ્રગણ્ય કેળવણીકારો તથા અધ્યાપકો જેઓની ભાવનગરમાં સુખદ અને સુમેળ વરણી તે શહેરના સુયશનો પમરાટ ઇતર સ્થળોએ ફેલાવતી હતી તેઓમાંના કેટલાએક જેવા કે શ્રીયુત જમશેદજી નવરોજજી ઉનવાળા, પ્રિન્સીપલ કે. જે. સંજાના, ગનીઅન સાહેબ, આગા સાહેબ, પ્રૉફેસર દસ્તુરજી વગેરે વિદ્યાગુરુઓ હતા, અને તેઓના સદ્દગત પ્રિય શિષ્યોમાંના એક હતા.

સદ્દગત શંભુપ્રસાદના સમવયસ્કો જેઓ અત્યારે અસ્તિત્વ ધરાવે છે તેઓમાંથી ઘણા કહી શકે કે તેમની સંસ્કૃત ભાષા તરફની અલૌકિક પ્રેમભક્તિ તે ભાષા ઉપરના તેમના સચોટ કાબૂમાં પરિણમી હતી. સંસ્કૃત ભાષામાં એવું એક મહાકાવ્ય કે નાટક નહિ હોય અથવા વેદ, ઉપનિષદો, ન્યાય, શ્રુતિ, સ્મૃતિ, પુરાણો ઇત્યાદિ એવું એક ઉપયોગી પુસ્તક નહિં હોય કે જે શંભુપ્રસાદે પોતાના પાઠશાળાના અભ્યાસ દરમ્યાન અને પછીથી પોતાના "જ્ઞાન-સત્ર"માં ખંતપૂર્વક અપનાવ્યું નહિ હોય. કંઇક નિસર્ગપ્રેરિત અનેક સંસ્કૃત શ્લોકો તો તેમને મુખપાઠ જ હતા અને અનેક રળિયામણી સાંઝોએ ભાવનગરમાં શ્રીયુત ઉનવાળા સાહેબને ઘેર સદ્દગતના સંસ્કૃતપ્રેમી મિત્રો અને અધ્યાપકો એકઠા થઇ, અંત્યાક્ષરી હરીફાઇ રચી, તેની અસ્ખલિત ધારાની ઝડીઓ વર્ષાવતા ! શંભુપ્રસાદનો જેટલો કાબૂ સંસ્કૃત ભાષા ઉપર હતો તેટલો જ બલ્કે તેનાથીં કંઇક અંશે વિશેષ કાબૂ અંગ્રેજી ભાષા ઉપર પણ હતો. અંગ્રેજી ભાષાના શિષ્ટ સાહિત્યનું પણ એવું એકે પુસ્તક નહિ હોય કે જે તેમણે વિચારપૂર્વક વાંચી પચાવ્યું નહિ હોય. પોતાના પાઠશાળાના અભ્યાસ દરમ્યાન અનેક પ્રકારના વાચનથી સુચિત અભ્યાસ-પૂર્ણ લેખો લખવાનું તેમણે શરૂ કર્યું હતું. અને સદ્દગત સાક્ષર-

વર્ષ મણિલાલભાઈના "સુદર્શન" પત્રમાં તે લેખો પ્રસિદ્ધ કરવાની તેમને અનુકૂળ તક મળી હતી.

બી. એ.ની ઉપાધિ પ્રાપ્ત કર્યા પછી તેઓની નિમણૂક ગોંડળ રાજ્યની હાઈસ્કૂલમાં મદદનીશ શિક્ષક તરીકે પ્રથમ થયેલી પરન્તુ નાદુરસ્ત તબિયતને કારણે તે જગ્યા તેમને અલ્પ સમયમાં છોડવી પડી. તેમના ગુણોમાં જેવી સેવા, સહૃદયતા તથા સત્યપરાયણતાની છાપ પડી હતી તેવી સ્વભાવમાં ઉગ્રતા અને ઉતાવળી પ્રકૃતિ તરી આવતી. ગોંડળ રાજ્યની નોકરી છોડ્યા પછી વઢવાણ શહેરમાં "દાજીરાજ હાઈસ્કૂલ"માં તેઓ મદદનીશ શિક્ષક તરીકે નિમાયા. ત્યાંની શાળાના હેડમાસ્તર સ્વ. શ્રીયુત કૃષ્ણશંકર પંડ્યા બી. એ. હતા. તેઓ વિદ્વાન, પ્રતિભાશાળી તથા સાહિત્યરસિક હોઈ, સંસ્કૃત ભાષા પ્રત્યે તેમનો અનુરાગ પણ અપૂર્વ હતો. અને "સમાનશીલં વ્યસનેષુ સખ્યમ્" એ ન્યાયે એક જ શાળામાં બન્ને સંસ્કૃતપ્રેમીઓનો સુમેળ—સમન્વય થતાં વઢવાણનું વાતાવરણ તેમને માટે બહુ અનુકૂળ થઈ પડ્યું. તેમના બહોળા શિષ્યસમુદાયમાં તેઓ માનીતા હતા અને તેઓમાંથી કેટલાએક જેઓ અત્યારે પ્રસિદ્ધ પુરુષો તરીકે ઉચ્ચ સ્થાન ભોગવે છે તેઓ વિશ્વાસથી કહી શકશે કે તેમના આ બન્ને વિદ્યાગુરુઓ કદી ન ભૂંસાય તેવી ઊંડી વિદ્વત્તાની છાપ તેઓ ઉપર પાડી શક્યા હતા. વ્યાયામના શંભુપ્રસાદ અથાક ઉપાસક હતા. ખેતરોમાં કૂદતા, નાનાં નાનાં ઝાડો ઠેકતા. "શંભુભાઈ માસ્તર"નું રહસ્ય હજી અત્યારે પણ તેમના અનેક શિષ્યોની સ્મૃતિ તાજી કરી વિનોદ આપશે. પ્રખ્યાત ક્રિકેટર ગોપાળશંકર તે વખતે શાળાના મુખ્ય વ્યાયામ-શિક્ષક હતા. તેમને યાદ હશે કે શાળાના શિક્ષકોમાં કોઈ પણ "ક્રિકેટ"ની રમતમાં રસ લેતા હોય તો તે "શંભુભાઈ માસ્તર" જ હતા. અને એક હાથે બેટ પકડી રમત રમતાં શિષ્યોની વિનોદવૃત્તિ ઉત્તેજતાં અનેક સાંજો તેમણે વ્યતીત કરેલી.

વઢવાણમાં નોકરી કરતાં ભાગ્યે દોઢેક વર્ષ વીતેલ હશે, ત્યાં શાળાના વર્ગોમાં શિખવાતા "અજ-વિલાપ"ના શ્લોકોનું સુન્દર શૈલીમાં ભાષાન્તર કરી રહસ્ય સમજાવનાર માસ્તર શંભુપ્રસાદને કેમ જાણે વિધિએ પોતાના જીવનમાં જ તે કરુણ ચિત્ર ઉતારવાનું સર્જ્યું ન હોય તેવી રીતે ૩૧ વર્ષની કુમળી પોતાની સહધર્મચારિણી ખોવાનો દુર્ઘટ પ્રસંગ પ્રાપ્ત થયો. વજ્રના પ્રહાર સમો સખ્ત આઘાત તેમને લાગેલો. બે નાના પુત્ર અને તેનાથી પણ નાની બે પુત્રીઓ ઉછેરવાની જવાબદારી પોતાને શિર આવી પડી! "લાવે અને ચાવે" તેવી સામાન્ય સ્થિતિવાળાઓના જીવનવ્યવસાયમાં આવી કમનસીબી કેવી દુઃખદ નિવડે છે તે તો તેનાં અનુભવીઓ જ સમજી શકે. શંભુપ્રસાદ પોતાની સ્થિતિ બરાબર સમજી નિશ્ચય ઉપર આવ્યા કે ગમે તે થાય પણ ફરી પરણવું નહિ અને વડીલો, મિત્રો, આપ્તજનો વગેરેના પૂરા દબાણ છતાં પોતાના અડગ નિશ્ચયને વળગી રહી, જીવનના અંત સુધી તેઓએ વિધુરજીવન ગાળ્યું. ઇ. સ. ૧૯૦૬ની સાલમાં પિતારૂપી છત્ર તેમણે ગુમાવ્યું અને કુટુમ્બના વડીલ તરીકે ભાવનગરના પોતાના બહોળા કુટુમ્બનો ભાર તેમને માથે પડ્યો. આર્થિક સંકડામણ, વ્યવહારની ગુંચવણો વગેરે વિટંબણા તે વખતે તેમના માટે વિષમ થઈ પડેલી, છતાં કર્તવ્યભાન અને સત્યનિષ્ઠાનાં પ્રેરક બળોવડે તેનો ઊકેલ સફળતાથી તેઓ લાવી શકયા હતા.

વિધુરજીવન દરમ્યાન સાહિત્યસેવા કરવાની અનેરી તક તેમને મળી. પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય પર્યેષણાનો અભ્યાસ તેમણે સારા પ્રમાણમાં વધાર્યો અને પરિણામે આ વિષય ઉપર તેઓ એક પુસ્તક રચી શકયા, જેની નોંધ નીચે લેવાશે. ગુજરાતી સાહિત્ય પ્રત્યેનું તેઓનું ઋણ તેમણે વસન્ત, બુદ્ધિપ્રકાશ સમાલોચક, "કાવ્યપ્રેમી" વગેરે માસિક સામયિકોમાં લેખોદ્વારા કેટલેક

અંશે અદા કરેલ છે.* નરસિંહ મહેતો, પ્રેમાનંદ, અખો, દયારામ, શામળભટ્ટ, વલ્લભભટ્ટ વગેરે કવિઓની કૃતિઓમાંથી અર્થગાંભીર્યવાળી જે કૃતિઓ તેમને લાગતી તે ચૂંટી પોતાના શિષ્યો સમક્ષ તે મૂકી તેમની પરીક્ષા લેવાનો તેમનો શોખ અજબ હતો. અને તે જો શિષ્યોને સુગમ ન થઇ પડે તો ઘણી સાદી સરળ શૈલીમાં સમજાવી તેઓનો આશીર્વાદ લેતા. આવો પરીક્ષા લેવાનો તેમનો શોખ શિષ્યવર્ગમાં જ મર્યાદિત નહોતો. ઘરમાં, કુટુમ્બમાં કે આપ્તમંડળમાં ગમે ત્યાં ગીત ગવાતાં હોય ત્યાં અશુદ્ધ ઉચ્ચાર થતાં એ ન સુધારે તો શંભુપ્રસાદ નહિ અને તે સુધારે તેટલું જ નહિ પરન્તુ તે ગીતનું મહત્ત્વ તથા સૂક્ષ્મતમ અવલોકન તેના શ્રોતાઓ પાસે કર્યા વિના તેઓ જંપે નહિં. એક દૃષ્ટાંત યાદ આવે છે. મુંબઇમાં ઇ. સ. ૧૯૧૫ કે ૧૯૧૬ની સાલ હતી. નવરાત્રીના ગરબાની રમઝટ બોલતી હતી. રણછોડજી દિવાનકૃત ચંડીપાઠના ગરબામાં "શુંભે ભ્રાતનો પાત અવલોકીને" એ લીંટીથી શરૂ થતું કડવું ગવાતું હતું. શ્રોતાજનો તથા ગાનારાઓ અંગ્રેજી તથા ગુજરાતી ભાષા ઉપર સારો એવો કાબૂ ધરાવનારાઓ હતાં. સ્ત્રીઓ તથા પુરુષો બન્ને સાથે ગાતાં હતાં. નીચેની લીંટીઓ ગવાતી હતી:

"નાખે વારિદધારાની પેરે, રાજ દાનવકુળ-રાજન રે
દે વિખરે યથા જળવાદને, ચર-નભ-સંભવ ભગવાન રે."

ઉપરાંત

રવિનન્દન તો અનુકૂળ થયો, પ્રતિકૂળ નગેશ-કુમારી રે

એ લીંટી પણ ગવાઇ. ગરબો પૂરો થયો. હવે શંભુપ્રસાદનો વારો આવ્યો. બધાંને સંબોધી કહ્યું કે 'તમે ગરબો

---

* સદ્‌ગત સાક્ષરવર્ય ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીનો શંભુપ્રસાદના ગુજરાતી ભાષાના જ્ઞાન માટે ઊંચો અભિપ્રાય હતો. જે તેમણે પોતાની ડાયરીમાં તેમની ઉપર લખેલ પત્રોમાં સ્પષ્ટ વ્યક્ત કરેલ છે.

તો ગાઇ રહ્યાં પણ અર્થ સમજીને કે સમજ્યા વગર ?" સૌએ જવાબ આપ્યો અર્થ સહેલો હોઇ સહુ સમજ્યાં છે. ઉપરની લીટીઓનો પૂરો અર્થ સમજાવનારને તેમણે પાંચ રૂપીઆ ઇનામ આપવાના નક્કી કર્યો. મહેનત કરવામાં કોઇએ બાકી ન રાખી પણ પરિણામ તો શૂન્ય જ રહ્યું ! છેવટે તેનો અર્થ સર્વેને સુગમ થાય તેવી રીતે સમજાવ્યો અને પોપટીઆ જ્ઞાનની નિરર્થકતા સાબિત કરી. આવાં અનેક સ્મરણો તેમની જીવનચર્યા સાથે નિકટ સંબંધ ધરાવનારને યાદ હશે.

ઇ. સ. ૧૯૧૦માં તેઓ મુંબઇના વિશાળ ક્ષેત્રમાં પડયા પછી અનેક સાહિત્યકારો, કેળવણીકારો, પંડિતો, અંગ્રેજી તથા દેશી અમલદારો, વેપારીઓ વગેરેના બહોળા સહવાસમાં આવ્યા હતા. પોતાની પ્રવૃત્તિ પણ તેમણે ઘણી વધારી હતી. ગુજરાતી દૈનિક, અઠવાડિક તથા માસિકના તંત્રીઓને "S. S. Mehta" નાં લખાણનો પરિચય કંઇ નવો નહોતો. સ્ટુડંટસ બ્રધરહુડ, સોસ્યલ સર્વિસ લીગ, કો-ઑપરેટિવ ઇન્સ્ટિટ્યુટ, એન્થ્રોપોલૉજિકલ સોસાયટી, બુદ્ધ સોસાયટી વગેરે સંસ્થાઓમાં તેઓ સારો રસ લઇ સક્રિય ભાગ લેતા. એન્થ્રોપોલૉજિકલ સોસાયટી સમક્ષ તેમણે કરેલ ભાષણોના ઘણા લેખો પ્રસિદ્ધ થયા છે.

કાશીમાં Oriental Conference ભરાવાની હતી. શંભુપ્રસાદે "Value of Sanskrit literature in India"-નો અપૂર્વ વિદ્વત્તાપૂર્ણ લેખ તે પરિષદ માટે તૈયાર કરી મોકલાવ્યો. ભારતભૂષણ પંડિત મદનમોહન માલવીયાને એ લેખ મળ્યો કે તરત જ તેની પ્રશંસાનો તાર શંભુપ્રસાદને મોકલાવ્યો તથા કાશી આવવાનું આગ્રહપૂર્વક તેમણે તેમને આમંત્રણ આપ્યું. શંભુપ્રસાદ કાશી ગયા. લેખ વાંચ્યો અને સભાજનોમાં વિદ્વાનોએ તે વખાણ્યો. ખાસ કરી કાશીમાં નિવૃત્તિનિવાસ કરી રહેલ તેમના જૂના વિદ્યાગુરુ સ્વ. જ. ન. ઉનવાળા જેઓ ત્યાં હાજર હતા તેમણે પોતાના એક વખતના

શિષ્યાની આવી સફળતા જોઈ શંભુપ્રસાદને ત્યાં ને ત્યાં ભેટી અનેક અભિનંદનો આપેલાં.

મુંબઈમાં તેમની આર્થિક સ્થિતિ પણ ઘણી સંતોષકારક થઈ હતી. પોતાની પાકટ વય–૬૫ વર્ષ–સુધી તેઓ કેળવણીકાર તરીકે ભણાવવાનો સ્વતંત્ર ધંધો કરતા હતા. અંગ્રેજોને હિન્દી ભાષા તથા કેટલાએક આંગ્લ વિદ્વાનોને "Indian Philosophy" શીખવવાનો તેમનો મુખ્ય વ્યવસાય હતો. વિલ્સન કૉલેજના પ્રિન્સીપલ ડૉ. મેકીકન, ડૉ. મેકેન્ઝી, ઝેવીઅર કૉલેજના અધ્યાપકો, ન્યુ હાઇસ્કૂલના મર્હુમ પ્રિન્સીપાલ મી. ભરડા તથા મર્ઝબાન, ઇન્દોરના એક વખતના Excise Minister Sardar Kibe, સ્વ. ડૉ. જીવનજી જમશેદજી મોદી, મિ. રાજીના તથા અનેક હિંદુ તથા મારવાડી વેપારીઓના તેઓ સારા પરિચયમાં આવી તેઓની વચ્ચે માનપૂર્વક સ્થાન ભોગવતા હતા. મારવાડી ચેમ્બર તથા દેશી વેપારી ચેમ્બરના સેક્રેટરી તરીકે તેઓએ અમુક મુદ્દત સુધી કામ કર્યું હતું. તેઓએ પ્રસિદ્ધ કરેલ પુસ્તકોની યાદી નીચે મુજબઃ

૧. સ્કૂલ હાઈજીન

૨. મેન્યુઅલ ઑફ શૉલિટઅસ ટેકસ બુક

૩. મેન્યુઅલ ઑફ વેદાન્ત ફીલૉસૉફી ઍઝ સીન ઈન ધી ઉપનિષદ્ઝ ઍન્ડ ભગવદ્ગીતા

૪. મીરાબાઈ

૫. એ હાઉસ–બીલ્ડીંગ સ્કીમ ઈન ધી ઇન્દોર સીટી

૬. એ બાયૉગ્રાફિકલ સ્કેચ ઑફ વિજયશંકર ગૌરીશંકર ઓઝા

૭. મારી માનસિક મૂર્તિઓ (અપ્રકાશિત ગુજ. સાહિત્ય વિદ્યાર્થી પુસ્તક)

છેલ્લાં ત્રણ વર્ષથી તેઓ ભાવનગરમાં, મુંબઈના પ્રવૃત્તિમય જીવનમાંથી પ્રમાણમાં શાન્તિમય વાતાવરણમાં, વસવાટ

કરવાની ઇચ્છાથી આવેલા. ત્યાં તેમને શાન્તિ તથા અનુકૂળ પ્રવૃત્તિ બન્ને સાંપડ્યાં હતાં.

શ્રીયુત વિઠ્ઠલરાય મહીપતરામ મહેતા એમ. એ. એલ્. એલ્. બી. જેઓ ટૂંક મુદત ઉપર જ ભાવનગરના પ્રસિદ્ધ વિદ્યાધિકારીના ઉચ્ચ સ્થાનેથી નિવૃત્ત થયા છે તેમના સહવાસથી શંભુપ્રસાદને પ્રવૃત્તિ મળી. શ્રીયુત વિઠ્ઠલરાયભાઇના સદ્દગત જેટલા પૂજક હતા તેટલા જ શ્રીયુત વિઠ્ઠલરાયભાઇ શંભુપ્રસાદની સંગીન વિદ્દત્તા માટે મુક્તકંઠે પ્રશંસક રહ્યા છે; તેટલું જ નહિ પરન્તુ સદ્દગતને પોતાના મુરબ્બી તરીકે માન આપી "શિષ્યસ્તેહં શાધિ માં ત્વાં પ્રપન્નમ્"ની ઉન્નત ભાવનાથી તેમના પ્રત્યે રંગાયલા અનેક વખત લેખકે જોયા છે. બન્ને જણાએ સાથે મળી પોતાની જ્ઞાતિના બી. એ,ઇન્ટર, પ્રીવિયસ તથા મેટ્રિકના વિદ્યાર્થીઓને કંઇ પણ પુરસ્કાર લીધા વિના સેવાભાવે અંગ્રેજી તથા સંસ્કૃત શિખવવાના વર્ગો કાઢ્યા અને સદ્દગતના જીવનના અંત સુધી આ કાર્યક્રમ તેઓએ કાળજીપૂર્વક જાળવી રાખ્યો.

કહ્યું છે કે "न हि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात! गच्छति અને "Man exists, Man is rational and is the abode of knowledge and man has an inborn love for happiness." સદ્દગત શંભુપ્રસાદ નિઃસ્વાર્થ સેવા એ જ ઐહિક સુખ સમજતા. પ્રભુ તેમના આત્માને શાન્તિ અર્પો!

# ધ્વનિ

## ભાષા અને સાહિત્ય

સ્વ. ચન્દ્રશંકર પંડ્યા[1]

આજે પાંચ-પચીસ શ્રોતાઓ અહીં ભેગા થયા છે, પરંતુ જો કોઈ વક્તા આજે ચન્દ્રશંકર જેવો હોત તો સો તો હાજર રહેત. ઘરદીવડા તરીકે એમને મહત્ત્વ આપીએ એ ઠીક છે, પરંતુ ઘરદીવડા કરતાં તેમને વિશેષ મહત્ત્વ ઘટે, કેમ કે આપણા વાતાવરણ ઉપર ચન્દ્રશંકરે વ્યાપક અસર કરી હતી. ઘણી વખત એવું બને છે કે લેખકો રાજકારણની ઓથને કારણે જલદી પ્રતિષ્ઠિત થઈ પડે છે ને તે મળવાનું ચાલુ રહે તો તેમની પ્રતિષ્ઠા પણ ટકી રહે છે. ઘણાને આવી ઓથ નથી મળતી. ઓથ પામેલા કવચિત્ જમાનાને અનુકૂળ થઈ શકતા નથી તો લોકપ્રિય મટી જાય છે. ચન્દ્રશંકરને રાજકારણની ઓથ તેમના જીવનના પાછલા ભાગમાં ઓછી થઈ ગઈ અને તેમની વૈયક્તિક ખાસિયતો વધતી ગઈ, જે નવા જમાનાને તેમ જ મિત્રોને ન રુચી. તેમનાં ભાષણોમાં ઘણાં અંગત સંસ્મરણો આવવા માંડ્યાં ને એથી યે આગળ વધીને પોતે જ તેમાં નાયક હોય એવું થવા માંડ્યું. આવા લેખોની શક્તિઓ વેડફાય છે. જે મહાન થવા સર્જાયેલા છે તેઓ પોતાના જીવનનું ધ્યેય સ્પષ્ટ

---

૧. સુરતના સાહિત્યમંડળ તરફથી મળેલી શોકસભાના પ્રમુખ-સ્થાનેથી પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીએ તા. ૨૭-૧-૧૯૩૮ને રોજ આપેલું ભાષણ.

રીતે જીવનની શરૂઆતમાં ઓળખી જાય છે, અને તે તરફ અવિરત વહ્યા જાય છે. એવાને સિદ્ધિ આવી મળે છે.

ચન્દ્રશંકર man of all jobs થઈ રહ્યા. તેમણે બધામાં જ રસ લેવા માંડ્યો. તેઓ વક્તા તરીકે પ્રસિદ્ધ હતા એટલે બધા જ તેમને બોલાવે. સાહિત્યમંડળ હોય, સેવામંડળ હોય, કોઈ ભગતની ઓળખાણ કરાવવાની હોય, કોઈ ગઢવીનો પરિચય કરાવવાનો હોય કે પુનાના કોઈ વિદ્યાવાચસ્પતિને ગુજરાતમાં ફેરવવા હોય તો એ બધામાં ચન્દ્રશંકર આગળ. આમ એમની શક્તિ વેડફાઈ ગઈ ને પાછલા ભાગમાં તો વિશેષે કરીને વેડફાઈ. અને જે અધૂરું હતું તે રોગે પૂરું કર્યું. આ જ કારણથી જીવનના પાછલા ભાગમાં તેઓ લોકોને તેમ જ શિષ્ટ વર્ગને રુચતા નહીં. ૧૯૧૭થી ૧૯૨૫ના ગાળામાં અને ખાસ કરીને ૧૯૧૭–૧૮ના ચન્દ્રશંકરને જોઈએ તો તેમની પ્રવૃત્તિ તરફ આદરથી જોઈ શકાય એમ છે.

તેઓ કવિ તરીકે નિષ્ફળ હતા. તેમના જીવનનો એક હૃદયદ્રાવક પ્રસંગ એ તેમનાં પ્રથમ પત્નીનું મરણ. એ મરણ નિમિત્તે તેમણે જે કાવ્યો લખ્યાં તેમાં પણ બરાબર ભાવ ઊઠતો નથી. બીજો કોઈ સારો કવિ આવા પ્રસંગે તો ઉત્તમ કાવ્ય આપી શકત.

ગદ્યકાર તરીકે તે વખતની શૈલી પ્રમાણે તેઓ સુંદર ને સુસ્પષ્ટ લખતા. એમનાં લખાણોમાં ચોક્કસ મુદ્દા, વિષયનું પૃથક્કરણ; સુશ્લિષ્ટતા, અવતરણો, રસ પડે એવી અલંકારયુક્ત વાણી ને ચમત્કારી શૈલી જણાય છે. એ ઉપરાંત સ્વતંત્ર મતદર્શન પણ દેખા દે છે. દોલતરામ કૃપારામ પંડ્યા, ઝગડિયાપાડાની નજીક રહેતા ને જાતે નાગર, એટલે નાગર તરીકે પક્ષપાત છતાં એક લેખમાં [1]ચન્દ્રશંકરે લખ્યું કે દોલતરામમાં રાજનૈતિક દીર્ઘ-

૧. માર્ગશીર્ષ ૧૯૭૩ના ' વસન્ત 'માં. લાવણ્યકર્તાના સદ્ભકારથી

દૃષ્ટિનો અભાવ હતો અને તેમણે તેમની ઘણી શક્તિ સાહેબ લોકોને ખુશ કરવામાં વેડફી હતી. ચન્દ્રશંકરના ઘણા લેખોમાં સ્વતંત્ર વિચારો આપવાની ઇચ્છા ને શક્તિ દેખાય છે. એમનાં ગદ્યલખાણોમાંથી થોડાં ચૂંટાય ને પુસ્તકાકારે સંઘરાય તો ચન્દ્રશંકરની શક્તિનો ખ્યાલ આવે—વધારે સારો ખ્યાલ આવે.

એમનાં લખાણોમાં પણ વક્તૃત્વના ગુણ દેખાતા. તેઓ ગદ્યમાં પણ વક્તાની માફક લખતા, એટલે વક્તા તરીકે સૌથી વિશેષ સફળ થતા. નિબંધકાર કરતાં વક્તાની સફળતાનો આધાર વિષયની રજુઆત અને ભાષણની તત્કાલીન અસરકારકતા ઉપર રહે છે. વક્તવ્યને રજૂ કરવામાં તેમને તેમની વાણીનું માધુર્ય, વિષયને સરળ કરવાની રીત, મુદ્દા સુસ્પષ્ટ કરવાની આવડત અને સંસ્મરણોનો કથારસ ખૂબ કામ આવતો. તેઓ ગદ્યકાર કરતાં વક્તા તરીકે વધારે સફળ થતા તેનું રહસ્ય આ. કેટલાક મહારાષ્ટ્રીઓની એવી માન્યતા છે કે સંસ્કારી, સુઘડ અને સંમાર્જિત શૈલીમાં જેવું મરાઠી બોલાય છે તેવું ગુજરાતી કોઈ બોલતું નથી. આવી માન્યતાવાળા એક ભાઈએ ચન્દ્રશંકરને સાંભળી મત ફેરવ્યો હતો. ચન્દ્રશંકર સુસ્પષ્ટ, મધુર, સંસ્કારી ને સંમાર્જિત શૈલીમાં બોલતા અને તેમનાં ભાષણો ઘણાં રસપ્રદ નીવડતાં. તેમનાં ભાષણોની છાપ શ્રોતાઓ ઉપર સારી પડતી. હું માનું છું કે એમનામાં વક્તાના ગુણો ઘણા મોટા પ્રમાણમાં હતા ને તેમના જેવા વક્તા ગુજરાતમાં થોડા છે. મેં સુરતમાં એક જ એવા વક્તા જોયા છે તે સ્વ. વ્યોમેશચન્દ્ર પાઠકજી. વક્તૃત્વ રેકર્ડમાં રાખવા હજુ આપણે થયા નથી ને જનારાના શબ્દો સાંભળવા મળતા નથી.

ચન્દ્રશંકરનું મૂલ્યાંકન કરવાનું કામ વિકટ છે. તેઓ

---

આ લેખ મળી શક્યો હોવાથી, આ વરસના આગલા અંકની 'મંજૂષા'માં એ પુનર્મુદ્રિત થયો—સં. 'મા.'

વાર્તાલાપી હતા; વાતાવરણ ઉપર અસર કરનારા હતા. એવાની અસર સૂક્ષ્મ સ્વરૂપે થાય છે, તેનું બાહ્ય સ્વરૂપ હોતું નથી. સામાન્ય રીતે જનસમાજ સાહિત્ય પ્રત્યે ઉપેક્ષા સેવે છે. વકીલ-દાક્તરો જેવા પણ સાહિત્ય પ્રત્યે ઉદાસીનતા રાખે છે. એવા લોકો ને સાહિત્યકારોના વર્ગ વચ્ચે ચન્દ્રશંકર દાંડી જેવા-સાંકળ જેવા હતા. ઘણી વાર ચન્દ્રશંકર સાહિત્યની ઉપેક્ષા કરનારાઓને સાહિત્ય અને સાહિત્યકારોની કિંમત સમજાવતા. તેઓ સાક્ષરો વચ્ચે પણ દાંડીરૂપ હતા. નરસિંહરાવ ને ન્હાનાલાલ, ન્હાનાલાલ ને બળવંતરાય, આનંદશંકર અને ગાંધીજી વચ્ચે પણ તેઓ દાંડી જેવા બનતા ને સાંકળની ગરજ સારતા. એમ છતાં તેઓ man of letters કરતાં leader of a literary coffee-house જેવા મને લાગે છે. એ સ્થાને એ શોભે. એમણે એ પ્રકારનું કાર્ય વધારે કર્યું છે. અને એ રીતે આપણા સાહિત્ય ઉપર કાયમની અસર કરી છે.

હવે એક અંગત વાત કહું. આજથી પંદરેક વર્ષ પહેલાં મેં કડવું ને કંઇક અપમાન લાગે એવું કહેલું, છતાં તેમણે મારા પ્રત્યે એકધારી મીઠાશ ને સદ્‌ભાવ બતાવ્યાં છે. એક સભામાં એક વૃદ્ધજન પ્રમુખસ્થાને હતા. તેમના ભાષણ સંબંધી મેં એક બે શબ્દ એવા કહેલા કે તેમને ખોટું લાગે-નાગર-બંધુઓને તો બધાને ખોટું લાગે, એમ છતાં ચન્દ્રશંકરે મારા પ્રત્યે અણગમો બતાવ્યો નથી કે સદ્‌ભાવમાં ઊણપ બતાવી નથી. સાહિત્યકારોનો એક વર્ગ અતડો હોય છે. એવી અતડાશ કાંતિલાલમાં હશે, પરંતુ ચન્દ્રશંકર તો હંમેશાં ઉત્સાહ ને હૂંફથી નવાજૂના સાહિત્યકારોને મળતા. ઊગતા અને આથમતા સાહિત્યકારોના એ ખાસ પ્રશંસક હતા. સાહિત્યની તેઓ જ્યાં ત્યાં વકીલાત કરતા. સાહિત્ય માત્ર, ગુજરાતી સાહિત્યકારો, અને ગુજરાતી સાહિત્ય એ ત્રણેના વકીલ તરીકે તેમણે ઘણી સારી

સેવા કરી છે. દલપત જેમ શાણી ગુજરાતી વાણીનો વકીલ હતો તેમ તેઓ આ ત્રણેના વકીલ તરીકે કામ કરતા.

બે રીતે એમણે ગુજરાતની અમૂલ્ય સેવા કરી છે એમ નિઃસંદેહ કહી શકાયઃ ગુજરાતી સાહિત્યના વકીલ તરીકે અને બહુ સરસ વક્તા તરીકે.[1]

૨[2]

રાજકવિ ભાસ્કરરાવ તાંબે

[ આ પરિચયનોંધમાં કવિશ્રી વિશે આપેલી ઘણીખરી માહિતી અમને એક ખાસ મરાઠી લેખ દ્વારા પૂરી પાડવા માટે અમે કોલ્હાપુર કૉલેજના ફાર્સીના પ્રાધ્યાપક રા. માધવરાવ પટવર્ધનના ઋણી છીએ. ‘માનસી’ના ગયા વર્ષના બીજા અંકમાંના રા. મનુભાઈ ક. દેસાઈના જળગામ સાહિત્યસંમેલનના લેખ દ્વારા, એ સંમેલનના આ વિદ્વાન પ્રમુખના નામથી તથા કેટલેક અંશે કાર્યથી વાચકો પરિચિત છે જ. ઉપરાંત, હમણાં જાન્યુઆરીમાં જ તેમણે વર્તમાનપત્રોમાં વાંચ્યું હશે કે ૧૯૩૭ના સર્વોત્તમ મરાઠી ગ્રંથ ઠરેલા ‘છંદોરચના’ માટે પ્રા. પટવર્ધનને મુંબાઇ યુનિવર્સિટી હસ્તક રૂ. ૨૫૦)નું તરખડપ્રાઇઝ પણ મળ્યું છે. જે સમર્થ કવિ અને વિવેચક મહારાષ્ટ્રના સમકાલીન સાહિત્ય-સેવકોમાં એ ગ્રંથ વડે, એમના ફાર્સી–મરાઠી શબ્દકોશ વડે તથા બીજાં વિદ્વત્તાયુક્ત મોટાં નાના લખાણો વડે આગળ પડતું અને માનવંત સ્થાન ભોગવે છે, તેમની વિવેચનશક્તિનો લાભ ‘માનસી’ દ્વારા ગુજરાતને આપી શકાય છે એ અમારે માટે હર્ષનો વિષય છે. કવિશ્રી

૧. તા. ૩૦–૧–૩૮ના ‘લોકવાણી’માં પ્રસ્તુત ભાષણનો જે વૃત્તાંત આવેલો તે ‘માનસી’ માટે ભાષણકર્તાએ અમારી વિનંતિ પરથી, ઉપર પ્રમાણે ઉત્તરના રૂપમાં, તૈયાર કરી આપ્યો છે. આ લખાણ માટે તેમના અને ‘લોકવાણી’ના અમે આભારી છીએ. —સં. ‘મા.’

૨. અહીંથી માંડીને ઠેવટ સુધીની ( નં. ૨ થી નં. ૫ ) નોંધો ગતાંકમાંથી મુલતવવાં પડેલાં લખાણો છે. એ માત્ર કાલદષ્ટિએ જરા જૂનાં થયાં લાગે તો પણ એમાંના વિશિષ્ટ સત્ત્વની દષ્ટિએ નવાં છે એની ખાતરી એ વાંચતાં થશે જ.

તાંબે વિશેના પૂર્વોક્ત લેખ 'માનસી' માટે મેળવી આપવામાં તેમ જ પ્રસ્તુત નોંધ તૈયાર કરવામાં સૂરતની એમ. ટી. બી. કૉલેજના ઇતિહાસ-અર્થશાસ્ત્રના પ્રાધ્યાપક તથા મહારાષ્ટ્ર સાહિત્યપરિષદના એક સભ્ય, અને 'માનસી'ના એક શુભચિંતક, અમારા મિત્ર રા. મનોહર રા. પાળંદેના આપણે સૌ અત્યંત આભારી છીએ.]

પ્રસિદ્ધ અને વયોવૃદ્ધ મહારાષ્ટ્રી કવિ રા. ભાસ્કરરાવ રામચન્દ્ર તાંબેને ના. ગ્વાલિયરનરેશે રાજકવિપદ અર્પણ કર્યાના ખબર વાચકોએ નવેંબરમાં વર્તમાનપત્રોમાંથી જાણ્યા હશે જ. એ માનપૂર્ણ પદાર્પણને માટે અમે સમસ્ત કાવ્યપ્રેમી ગુજરાત તરફથી તેમને અભિનંદન આપીએ છીએ; સાથેસાથે, એમની લાક્ષણિક અને ગૌરવશીલ કાવ્યકલાનો યત્કિંચિત્ પરિચય પણ આ પ્રસંગે વાચકોને કરાવવાની તક લઇએ છીએ.

રા. ભાસ્કરરાવ તાંબે પ્રેમના એક અગ્રગણ્ય કવિ તરીકે પ્રખ્યાત છે. તેમનું પ્રેમકવન શૃંગારપ્રધાન છે પરંતુ એ શૃંગાર વ્યાપક સ્વરૂપનો છે. એમની કવિતા જે પ્રેમભાવનાનું સંકીર્તન અને આલેખન કરે છે તે ભાવનામાં યૌવનસુલભ પ્રેમ કરતાં કૈંક વિશેષ તત્ત્વ છે. એમની વ્યાપક પ્રેમભાવનામાં દાંપત્યપ્રેમ[1] ઉપરાંત વાત્સલ્ય અને ભક્તિને પણ ઊંચું સ્થાન છે. સને ૧૮૯૧થી ૧૯૩૫ સુધીનાં તેમનાં સર્વ કાવ્યો એક કે બીજી રીતે પ્રેમવિષયક જ રચાયાં છે. એ કાવ્યોમાં જ્યાં જ્યાં ઈશ્વર-ભક્તિ[2] હોય, સૃષ્ટિવર્ણન હોય કે વિનોદ પણ હોય, ત્યાં બધે જ તાંબેકવિતા ઉત્તમપણે શૃંગારાશ્રયી રહી છે.

---

૧. દામ્પત્યપ્રેમનું એમનું એક મધુરકોમલ ગીત "ડોળે હે જુલ્મિ ગડે રોખુનિ મજ પાહું નકા" તો સવિશેષ લોકપ્રિય બન્યું હોવાથી, ગ્રામોફોન રેકર્ડમાં પણ ઉતારાયું છે.

૨. તેમની ભક્તિભાવના પણ ઉત્કૃષ્ટ છે. પરાકોટિ પર પહોંચેલી અનુરક્તિ અને નિર્વાણની પ્રીતિ એટલે જ ભક્તિ એવી તેમની માન્યતા છે.

પોતાની કવિતા પરના પ્રેમસામ્રાજ્ય સંબંધી કવિએ એક સ્થળે દર્શાવેલા સુવિશદ અભિપ્રાયનો સારાંશ આ પ્રમાણે છે: શૃંગાર એ જગતનાં સાહિત્યોમાં હમેશ મુખ્ય રસ મનાયો છે; તેણે ઇતિહાસનું સ્વરૂપ ઘડ્યું છે; તેનાથી જગતનો પ્રસવ અને વિસ્તાર છે. આ વાત જેમને માન્ય હોય નહિ તેમણે કલાનું ક્ષેત્ર છોડી બીજા ક્ષેત્રમાં ચાલ્યા જવું: જેમને ફૂલની સુગંધ નહિ પણ કાંટા જોઈએ, તેમણે કાંટાનો મુગટ કરી પહેરવો; બાકી ખુશખુશ તો ગુલાબથી જ મુગ્ધ થશે અને તેને ચહાશે.

કાવ્યો પ્રેમસુખનાં તેમ પ્રેમદુઃખનાં ય ખરાં, જો કે માત્ર અસંતોષ વ્યક્ત કરનારાં કે ઊર્મિલ નહિ; પ્રેમગાન માત્ર તારુણ્યકાળના પ્રેમનું નહિ પણ વિવાહિત જીવનના પ્રેમનું પણ –અને તેથી સ્વકીયાવિષયક, પરકીયા કે સામાન્યા વિશેનું નહિ; પ્રેમવિષયક વર્ણનો કરતાં કવિ નયનવર્ણનમાં જ, એને શ્રેષ્ઠ અનુભવી, એટલા તલ્લીન બને છે કે શરીરનાં સામાન્યતઃ ઉન્માદક મનાતાં અન્ય અંગોને લગભગ હંમેશાં ઉવેખે છે; કાવ્ય એટલે જીવનલહરી પણ આયુષ્યપ્રસંગના કેવળ પડછાયા નહિ; કાવ્યો જીવનસ્પર્શી, પણ હૃદયના ખરા ઉમળકા વિના રાષ્ટ્રીય પ્રસંગો પર કાવ્યરચના કરે નહિ; આત્મલક્ષી પણ અહંમન્ય નહિ; ભાષા ભાવાનુકૂળ–વ્યાકરણદૃષ્ટ્યા અતિ ચોક્કસ જો નહિ તો શબ્દસૌષ્ઠવવાળી ખરી પરંતુ કૃત્રિમપણે કોમળ નહિ: આ સર્વ તાંબેકવિતાનાં કેટલાંક વિશિષ્ટ લક્ષણ છે.

પ્રેમના આ સમર્થ કવિએ મહાપ્રસ્થાન નામ મૃત્યુને પણ સ્વવિષય તરીકે સ્વીકારીને એની પર મરાઠી સાહિત્યમાં અપૂર્વ, અશ્રુભાવી, મર્મગામી રચનાઓ કરી છે. પોતે આ વિષય ભણી કેવી રીતે વળ્યા તેનો ચિતાર આપતાં તેમણે એક મિત્ર[1] પરના પત્રમાં જે હૃદયકથન કર્યું છે તે એમના શબ્દોમાં જ ઉતારવું યોગ્ય લાગે છે:

૧. પ્રો. માયદેવ, કર્વે-વિદ્યાપીઠના પ્રાધ્યાપક.

"... It is a remarkable feature of my poetry; it has grown with my life. It babbled like a child when I was below fifteen. ... ... It dwelt upon love after wedding till children sprang up around me. Then it sang of children. It became moody and pathetic when death visited my doors, carrying away my children. Then came out मध्यरात्रिच्या निवान्तसमयीं रे माझ्या हृदया and the Orphans etc. Reconciliation to the realities of life brought in a fresh crop of love-poetry, deeper in note and more universal in character. ...... Now when literary persons have dropped round me like petals of a blown rose; when disease and distress and debility have established their quarters in me; when like a canoe cauhht in a whirl of storm my family-affairs are tossed hither and thither, is it any wonder that my eyes should dwell upon the distant skirts of the life beyond, the great To Be ? I almost hear the mellow lin-lone-lane of far away bells of a magic romantic world, far and far away beyond the bourne of time and space ...

કવિના મનોવિકાસનું દિગ્દર્શન કરાવતાં આ વચનો સ્પષ્ટપણે બતાવે છે કે વિશુદ્ધ પ્રેમનો ઉત્કર્ષ અને મહાપ્રસ્થાનનો મુકાબલો કરી લેવાની, સામનો કરવાની, માનસિક સિદ્ધતા–એ બંને વિષયોની રાજકવિ તાંબેની કલ્પના એટલી સુરમ્ય અને ઉન્નતતર છે કે સામાન્ય કવિઓને એ અલભ્ય જ રહે છે. આ કારણે જ, એમના . એક કાવ્યસંગ્રહની પ્રસ્તાવના લખતાં રા.

નરસિંહ ચિં. કેળકરે જે કહ્યું છે તે યથાર્થ લાગે છે કે રા. તાંબેમાં કવિનું પ્રેમલપણું છે તેમ તત્ત્વસંશોધકની જિજ્ઞાસા પણ છે. એવા આજન્મ સત્કવિને, ભારતીય સંસ્કારિતાને ઉજ્જ્વલતર કરવા, પ્રભુ દીર્ઘાયુ કરે એવી પ્રાર્થનાસહ વિરમીશું.

૩

## માર્તેં દુ ગાર

[ ૧૯૩૭નું સાહિત્યનું "નોબેલ પ્રાઇઝ" જીતી જનાર ફ્રેંચ નવલકથાકાર રોજે ( Roger ) માર્તેં દુ ગાર પરનો નીચેનો રસભર્યો લઘુ લેખ અમારી વિનંતિને માન આપી, સૂરતની એ. ટી. બી. કોલેજના ફ્રેંચ તથા જગત-ઈતિહાસના પ્રાધ્યાપક ડૉ. રમણ વસાએ 'નુવેલ લિતેરેર' 'મારિયન' વગેરે પત્રોમાંની મૂળ ફ્રેંચ સાધનસામગ્રી પરથી લખી આપ્યો હોઈ, એ માટે તેમના ખાસ આભારી છીએ.—સં. 'મા.' ]

૧૨મી નવેમ્બર ૧૯૩૭ના સવારે ફ્રેંન્ચ દ રીવીયેરાના કિનારા ઉપરના નીસ નગરની પાસેના એક વિલામાંથી બહાર નીકળતા પુરુષ અને દરવાજા આગળ ઊભેલી એક યુવાન સ્ત્રી-પત્રકાર વચ્ચે નીચેના શબ્દોની આપલે થઇ હતી :

**સ્ત્રી:** મોંશીય, મારે ફક્ત પાંચ જ મિનિટ વાત માટે જોઇએ છે.

**પુરુષ:** દિલગીર છું, તેમ નહિ બની શકે; ના, કદી નહિ.

**સ્ત્રી:** પણ એમ કેમ ?

**પુરુષ:** "પણ એમ કેમ ?" વારુ, માદામ, ( એક પળ થોભી ) મારે સાત વરસનો એક બાળક છે. તે એક દિવસ મને નહાવાની ઓરડીમાં સ્નાન કરવા જતો જોઇ, બારણા આગળ આવી, હઠ લઇ ઊભો, 'બાપુ. મને તારી સાથે અંદર આવવા દે. મારે તને આજે તદ્દન નાગો જોવો છે–મમી મને નવરાવે છે તેમ." —"ના, એમ ન થાય, ભાઈ." મેં કહ્યું. ત્યારે તેણે તમારા જેટલી જ સરળતા અને હાથ હેઠા પાડી નાંખે તેટલા જ માથાકુ

અવાજે મને પૂછ્યું. "પણ એમ કેમ ?" તે બાળક મારી "ના"થી તાજુબ થયો એટલું જ નહિ પણ તેની ઉત્કંઠાએ પેદા કરેલી મારી મૂંઝવણ સમજવા તે તદ્દન અશક્ત જણાયો.

જાહેરાત અને પ્રસિદ્ધિથી દૂર નાસતો આ પુરુષ તે ૧૯૩૭ના "નોબેલ પ્રાઇઝ"નો વિજેતા ફ્રેન્ચ નવલકથાકાર રોજે માર્તેં દુ ગાર. માર્તેં દુ ગાર બહુ શરમાળ છે એટલું જ નહિ પરંતુ અસંખ્ય યુવાન વાચકોનાં આદર્શ સ્વપ્નાનો સર્જક એ નવલકથાકાર પત્રકારોએ ઉપજાવેલી પ્રસિદ્ધિથી બહુ દૂર રહે છે. પારિસનાં ઝગઝગતાં રેસ્ટોરાંના ખાણાના મેળાવડા કે જાણીતી નાચ-પાર્ટીઓમાં તેની ગેરહાજરી સામાન્ય રીતે વરતાઇ આવે છે. આ કારણને લીધે આ સાહિત્યકાર વિશે અંગત માહિતી બહુ જુજ મળે છે.

જગતને માર્તેં દુ ગારનો પરિચય સ્વીડીશ એકેડેમીએ "નોબેલ પ્રાઇઝ" દ્વારા કરાવ્યો તે પહેલાં રત્નપરીક્ષક પારિસે, પોતાના આ સાહિત્યરત્નની કદર એક માસ પહેલાં જ તેને "પારિસનું ઉત્તમ સાહિત્ય-પારિતોષિક-"Le Grand Prix litteraire de Paris" આપી કરી હતી.

'પ્રસ્થાન'થી કારકિર્દી શરૂ

૧૯૦૮માં "પ્રસ્થાન"—'Le Devenir'—પ્રસિદ્ધ કરી યુવાન રોજે માર્તેં દુ ગારે પોતાની સાહિત્યકારની કારકિર્દી શરૂ કરી. પાંચ વર્ષ બાદ યુરોપ ઉપર મહાન યુદ્ધનું પ્રચંડ વાવાઝોડું આવી રહ્યું હતું ત્યારે તેણે 'જાં બારવા Jean Barrois' નામની નવલકથા લખી ફ્રાન્સનાં પ્રથમ પંક્તિના અગ્રગણ્ય ગણાતા લેખકો સાથે પોતાનું સ્થાન મેળવ્યું. આ નવલકથા લખાઇ એટલું જ નહિ પણ તે તેના કર્તાની આર્ષદૃષ્ટિ (prophetic vision)ને લીધે મહાન નવલકથા ગણાય.

આ નવલકથા તે કાળના યુરોપના નૈતિક અને સામાજિક જીવનના સંયોગીકરણ(synthesis)રૂપ છે. કથાનો નાયક—જેના નામ ઉપરથી નવલકથાનું નામ રાખવામાં આવ્યું છે—તે જગતમાં "કાંઇક" કરવાની તમન્નાથી અકળાય છે. તેની ભાવના, શ્રદ્ધા અને આદર્શનો ચિતાર એક પારંગત કલાકારની સૂક્ષ્મતાથી કરવામાં આવ્યો છે. આ યુવક તે સમયના સામાજિક અને વૈજ્ઞાનિક વિચારોનું પ્રતિબિંબ છે. તેના જીવનમાં સામાજિક જીવનની અનેક શાખાઓમાં પ્રગટ થતાં સંવેદનો મૂર્ત થતાં જણાય છે. વિલાસના જીવનનો ત્યાગ કરી, સંન્યસ્ત સ્વીકારી, પુનઃ તેને લાત મારી, stoic scepticism સ્વીકારી, જીવનની વિવિધ લાગણીઓના અનુભવ લઈ છેવટે એકલો પોતાની યુવાવસ્થામાં સેવેલી ભાવના અને શ્રદ્ધાથી ભ્રમિત (disillusioned) થઈ, અર્ધ ગાંડો બની, મૃત્યુના અંકમાં ઢળે છે. આ સાહિત્યકૃતિમાં નવાં અને ક્રાંતિકારક તત્ત્વોનું તદ્દન નવીન સ્વરૂપ પ્રગટ થાય છે. એક પ્રતિભામય નવલ—સ્વરૂપમાં આલેખાયલી આ વાર્તા છે.

## વર્તમાન અને ભાવિનો ચિતાર

૧૯૧૩માં લખાયેલા આ પુસ્તકમાં તેણે જગતમાં આજે પ્રવર્તી રહેલાં સામાજિક બળો અને આંદોલનોનો ભાવિ ચિતાર આપ્યો છે. શ્રમજીવી માનવસમૂહો ઉપર થતાં આક્રમણોની આગાહી તેણે કરી છે.

૧૯૨૨માં "લે થીબૉલ" Les Thibauldtsની નવલકથાની હારમાળાનું પ્રથમ પુસ્તક પ્રગટ થયું. ત્યારબાદ ૧૯૨૨થી ૧૯૨૭ સુધી દર વર્ષે આશ્ચર્યચકિત કરે તેવી વ્યવસ્થિત રીતે પ્રત્યેક પુસ્તક પ્રજા સમક્ષ મૂકવામાં આવતું. સંપૂર્ણ ચીવટ અને ઝીણવટથી, પુસ્તકમાં સંપૂર્ણતા આવે તેવું પુસ્તક લખાય ત્યાં સુધી મોં. માર્તે દુ ગાર સતત પરિશ્રમ કરતા. તેમની આકાંક્ષા કેવળ એક જાણીતા અને 'પ્રખ્યાત' નવલકથાકાર થવાની ન હોવાથી, તેમને પોતાની

આકાંક્ષા મુજબની પૂર્ણતા પ્રાપ્ત કરવાનો કાળ ન પ્રાપ્ત થવાથી પોતાની આ નવલકથાની હારમાળા (cyclo of novels) તેમણે મુલતવી રાખી. ૧૯૩૦–૧૯૩૫ સુધીમાં ફ્રાન્સના ગ્રામજીવનના પ્રતિબિંબરૂપ " વૃદ્ધ ફ્રાન્સ " Vieille France તેમ જ કિસાનજીવનને વિશાળ ફલક પર આલેખતી Un Taciturne અને બીજાં બે નાટ્ય–ફારસો તેણે આપ્યાં છે. આ જ સમયે તેણે Les confidences ajricaines લખી સંસ્થાનોના જીવનના દુઃખી ભાગનો નગ્ન સ્વરૂપે પરિચય કરાવ્યો.

હારમાળાનો ફાલ

ત્યારપછી ૧૯૩૬માં ત્રણ વર્ષથી મુલતવી રહેલ " લે થીબોલ "ની હારમાળાના ફાલરૂપ " L'ete 1914 " " ૧૯૧૪ની ગ્રીષ્મ "નાં ત્રણ પુસ્તકો પ્રગટ કર્યાં. આ સર્જન માટે તો તેને " નોબેલ પ્રાઇઝ " આપવામાં આવ્યું છે. સાહિત્યના વિવેચકો સર્વાનુમતે તેને એક મહાન સાહિત્યકૃતિ તરીકે ઓળખાવે છે. આ કથા " લે થીબોલ " કુટુંબની ઐતિહાસિક નવલ તરીકે ઓળખાય છે. પરંતુ ઐતિહાસિક પશ્ચાદ્‌ભૂમિ પર રચાયેલ અર્વાચીન કુટુંબની એક સામાજિક નવલકથા છે; એટલું જ નહિ પરંતુ તે શાશ્વત અને વિરાટ વ્યક્તિ–માનવનો ઇતિહાસ છે–પ્રતિનિધી છે. સામાજિક દ્વંદ્વો અને નવીન રૂપાંતર લાવવાના વિજયને મૂર્ત કરવા આ નવલકથા પ્રયત્ન કરે છે. વળી આ નવલકથા " Les Thibaults " કુટુંબનો ઇતિહાસ છે ને સત્ય નથી કારણ કે Le Fontanine કુટુંબનું વાસ્તવ દર્શન પણ તેમાં થાય છે. આ કથામાં બે કુટુંબોનું વર્ણન છેઃ એક રોમન કૅથોલિક અને બીજું પ્રોટેસ્ટંટ. એ કુટુંબોમાંનાં પ્રગતિશીલ અને પ્રત્યાઘાતી તત્ત્વો વચ્ચેના દ્વંદ્વનું આલેખન સચોટ રીતે કરવામાં આવેલ છે. આ પુસ્તકના લેખકે તો એક નિષ્ણાત ઇતિહાસકારના સમી ચીવટ અને વ્યાવહારિક, ચાતુર્યયુક્ત કળા વાપરી છે. જાણે કે કોઈ સર્જન–પ્રખર ધન્વંતરી–સંજોગ વર્તાને

પ્રમાણસતાથી પોતાનું કાર્ય કરતો હોય. વેદનામાં પ્રજળતા માનવ આત્માઓનાં સંવેદનોનું માર્દવતાભર્યું પૃથક્કરણ આ નવલકથામાં સ્પષ્ટ થાય છે. જગતમાં શાંતિ સ્થાપવા મથતાં બળોમાં યુવાનોનાં કર્તવ્યક્ષેત્રનું નિરૂપણ આ નવલકથા સૌષ્ઠવભરી રીતે પ્રગટ કરે છે.

આ વાર્તાનું આલેખન એટલું કલાત્મક રીતે કરવામાં આવ્યું છે કે વાચકને આ નવલકથાની સૃષ્ટિ પોતાની જ હોય તથા પોતાના જીવનના પર અવલંબિત થયેલ હોય તેમ જણાય છે. અસ્પષ્ટ કે અવ્યક્ત રહેતી હોય તેવી એકે ય સંજ્ઞા કે એકે ય ઊર્મિ આ નવલકથામાં પ્રગટતી નથી. ભાષાની સરળતા અને સાદાઇ આ નવલકથાની અપૂર્વ વિશિષ્ટતા છે અને આ વિશિષ્ટતામાં તો નવલકથાકારની પ્રતિભા પ્રગટ થાય છે.

રમણ વસા

## પત્રકારત્વ

### ૪

શ્રી. નટરાજન[૧]

સમય કેવો પવનવેગી છે ! મને પચાસ ઉપર થયાં. શ્રી નટરાજન અને મારી વચ્ચે એક પેઢીનું અંતર છે. છતાં મને હજી યાદ છે કે એ બે સદાસહચર મૂર્તિઓ, સદ્‌ગત સર નારાયણ ચંદાવરકર અને શ્રી નટરાજન, રોજ સાંજે ક્વીન્સ રોડ પર ફરવા આવતા; ને ત્યારે કૉલેજકાળમાં હું તેમના તરફ પ્રશંસા અને માનની, અરે, પૂજ્યભાવની નજરે કેવો જોઇ રહેતો ! તે દિવસોમાં અમારામાં પૂજ્યભાવનો ઉછાળો હતો. કોણ જાણે કેમ, શું પુરુષમાં કે શું સ્ત્રીમાં, આપણા જુવાન મિત્રોમાં હવે

૧. એમને સિત્તેર વર્ષ થોડા સમય પર પૂરાં થયાં તે પ્રસંગે, અમારી વિનંતિ પરથી, આ લેખ રા. જયસુખલાલ કૃ. મહેતાએ ખાસ લખી આપી આભારી કર્યા છે. સં. 'મા.'

એવો ઉછાળો શા માટે જણાતો નથી, તે માત્ર મસ્તિષ્કવિદ્યાના અભ્યાસીઓ જ કહી શકે. તે સમયના જાહેર જીવનમાં મોટે ભાગે સર નારાયણ જ્યાં ત્યાં જોવામાં આવતા. પ્રાર્થનાસમાજમાં ને અન્યત્ર એમનાં પ્રવચનો અમને નવી દૃષ્ટિ આપતાં; ને અમે હજી તો નાના હતા, તો પણ સામાજિક ક્ષેત્રમાં અમારાં ભાઇબહેનોની મુક્તિ સાધવાની તમન્ના અમારી રગેરગે વ્યાપી જતી. જીવનમાં અમને થપ્પડો પડી, ને જુવાનીનાં અમારાં કેટલાંક માયાદર્શન અદશ્ય થયાં છે. પણ એમના ઉપદેશનું બળ એવું હતું—એમના પેગામ એટલી સત્યનિષ્ઠાથી એ પોતાના જીવનમાં ઉતારતા ને બીજાને ઉપદેશતા કે હજી પણ એ સૌ હરઘડી અમને પ્રત્યક્ષ થાય છે, ને તે દિવસોના અમારા આદર્શોની પ્રેરણા ફરીથી પાય છે.

તે જ સમયે શ્રી નટરાજને પ્રતિષ્ઠા સંપાદન કરી દીધી હતી. 'ઇન્ડીઅન સોશિયલ રિફૉર્મર'ના તંત્રી તરીકે શાણપણવાળા પુરુષ દાખલ એ સર્વત્ર ઓળખાતા; સાથે સાથે એ હંમેશ અજેય હિંમત પણ દર્શાવતા. તેમના લેખોમાં આત્મસમર્પણ ને કવિત્વનો રણકાર ગાજી રહેતો. હમણાંહમણાં કવચિત્ મારાથી એમના લેખો વાંચી શકાતા નથી; પરંતુ 'સોશિયલ રિફૉર્મર' તો આ સઘળાં ય વર્ષો દરમિયાન જ્ઞાન અને આકીનની માર્ગદર્શી જ્યોતરૂપે ઝગઝગતું જ આવ્યું છે. સમાજસુધારો તે દિવસોમાં આજ જેવો સહેલો નહોતો. હવે તો તે રોજની વાત બની ગયો છે. અસ્પૃશ્યતાનો પ્રશ્ન બાદ કરતાં તે દિવસોના સામાજિક સુધારાના કાર્યક્રમમાંથી લગભગ દરેક બાબત હાલ તો જાહેર જીવનમાં સ્વીકારાઈ ગઇ છે. પણ તે વેળા વાત જુદી હતી. સમાજસુધારક થયા એટલે જાણે તમે વિરોધક અને કદાચ બંડકતી પણ થઇ ચૂકયા. સમાજસુધારક થવા માટે ઘણા ય જુવાનોને શહીદ બની શીશસમર્પણ કરવું પડતું; કારણ કે જેમ તે વખતે સરકાર રાજદ્રોહીઓ પર ઝપાટો ચલાવતી, તેમ સમાજ પણ પોતાના દ્રોહીઓ સાથે સખ્તાઇ-

ભર્યો વર્તાવ રાખતો. મારા કેટલાક વડીલો આગળ શ્રી નટરાજનના લેખો વિશે પ્રશંસાના મારા ઉદ્‌ગાર હું બોલી શકતો નહિ તે મને હજી યાદ છે. સમાજસુધારક થવું એટલે સમજવું કે તમારી સહાનુભૂતિ પીડિત વર્ગ માટે છે અને ખાસ કરીને સ્ત્રી-વર્ગ તરફ સમાજ જે અપ્રમાણિકતા, અન્યાય અને ઘાતકીપણું દાખવી રહ્યો હતો તેની વિરુદ્ધ તમે બંડ ઉઠાવ્યું છે. ઘણા ય કોલેજિયનને સમાજસુધારક કહેવરાવવામાં મઝા આવતી, જેમ હમણાં થોડા સમય પર ઘણા ય કોલેજિયનોને સવિનય ભંગ-વાળા ગણાવવામાં આવતી તેમ. ઇશુ ખ્રિસ્ત કહેતા કે મારા સિદ્ધાંતો ભાઈ ને ભાઈ વચ્ચે, મિત્ર ને મિત્ર વચ્ચે, કુટુંબી ને કુટુંબી વચ્ચે તરવાર ઉછળાવે એવા છે. આ સત્ય પુરવાર કરતા હોય તેમ તે સમયના સામાજિક સુધારકો લડત ચલાવતા ને પરિણામે સમાજસુધારાની કલમો સંબંધી મતભેદના કારણે કેટલાં ય કુટુંબોમાં કડવાશ રેલાતી, અસંતોષ વ્યાપતો, છાનાં વેર વટાતાં.

આ વેળા અમને આશા ને હિંમતના સંદેશ શ્રી નટ-રાજન એમના 'સોશિયલ રિફોર્મર' દ્વારા આપતા. ત્યારે 'સોશિયલ રિફોર્મર' એ સમાજસુધારાનું પત્ર માત્ર ન હતું પણ એક ઉદાર વિશ્વધર્મનું પત્ર હતું. શ્રી નટરાજનના જીવનભરમાં કઇ એક જ વસ્તુ મારા મન પર છવાઈ ગઇ છે એમ પૂછો તો તે વિશાળ પાયા પર રચાયેલી એમની ઉદાર ધર્મભાવના અને હરકોઇ જાત કે રૂપની માનસિક સંકુચિતતાની અસહિષ્ણુતા. જેને ઉદ્દામવાદી તરીકે આપણે ઓળખીએ છીએ તેવા ઉદ્દામવાદી એ નથી; પણ તે દિવસોમાં તો અઘટિત કે અન્યાયી લાગતાં સરકારનાં કોઇ પણ પગલાંને એ નભાવતા નહિ. આ દેશની રાજકીય પ્રગતિ માટે એ સદા ય લડતા આવ્યા છે. એમને મન પ્રગતિ તે ઉત્ક્રાન્તિ છે—ક્રાન્તિ નહિ, એટલો જ તફાવત. તત્ત્વજ્ઞાન અને તત્ત્વચિંતનમાંથી

નીપજતી શાંતિની મુદ્રા એમના જીવનમાં જડાઇ ગઇ છે; તમે કદી એમને ક્ષુબ્ધ કે કુપિત અગર ક્ષણિક જળવમળમાં તણાતા નહિ જુઓ. ચિંતન, શાંતિપૂર્ણ પ્રાર્થના, એના બળવડે મહાપુરુષોમાં જે શાંત વિકાસ સિદ્ધ થાય છે તેનું દષ્ટાંત શ્રી નટરાજનનું જીવન છે.

ધીરેગી પણ સ્થિર પગલે હિંદુધર્મ ભણી—પોતે સમજ્યા પ્રમાણેનાં તેનાં પવિત્ર તત્ત્વો ભણી એ પાછા વળ્યા છે. બાઇબલની એમના પર ભારે અસર થઇ હતી. એમનાં લખાણોના સ્વચ્છત્વથી ને કવિત્વથી સ્પષ્ટ જણાતું કે ન્યુ ટેસ્ટમેન્ટની કેટલી બધી અસર થઇ હતી—એમ એમના મિત્ર સર નારાયણ પર ઓલ્ડ તથા ન્યુ બંને ટેસ્ટમેન્ટની થઇ હતી તેમ. એક આત્મવૃત્તાન્તના લેખમાં એમણે કહ્યું છે તે મુજબ હમણાં તો એમણે બાઇબલને અભરાઇએ ચઢાવ્યું છે ને ગીતાજીનું વધારે ને વધારે સેવન કરવા માંડયું છે. ઘણા ય હિંદુ ધર્મગ્રંથો તરફ વધતો જતો પૂજ્યભાવ, પ્રેમ ને પ્રશંસા હમણાનાં એમનાં લખાણોમાં સ્પષ્ટ દેખાય છે ને હવે એ માનવા લાગ્યા છે કે હિંદુ પ્રથાઓ તથા પ્રણાલિકાઓનો નાશ થાય એમ નથી કે એમને સમૂલ ઉખેડાય એમ નથી. ભૂતકાળના કેટલાક સમાજસુધારકોની બાબતમાં બન્યું છે તેમ શ્રી નટરાજન પ્રત્યાઘાતી બન્યા છે, એવો આનો અર્થ નથી. એમના જૂના સિદ્ધાંતો બધા એમના એમ છે. વ્યક્તિસ્વાતંત્ર્ય વિશે એમનો જૂનો અજેય પ્રેમ છે. તે માટે કે સામાજિક પ્રગતિ માટે એમને કદી શંકા ઊઠી નથી. હું તો એટલું જ કહું છું કે ઉમરે કરીને એ સૌ પરિપક્વ બન્યું છે, ને હિંદુ ધર્મના શ્રેષ્ઠ સિદ્ધાંતો પૈકી પસંદ કરેલાં તત્ત્વોના સંધ્યાતેજે એને અજવાળ્યું છે, એને ઓપ ચઢાવ્યો છે.

મહાત્મા ગાંધી પ્રત્યેનો એમનો ભક્તિભાવ અને ગાંધીજીના સૌ રાજકીય સિદ્ધાંતોનો એમનો સ્વીકાર જોતાં એમની ઉત્ક્રાન્તિનું જ દર્શન થાય છે. આ બધું છતાં જ્યારે એમને

જણાયું હશે કે મહાત્માજી કાંઇ અવળી દિશા ભણી દોરી રહ્યા છે ત્યારે તેમની પણ ટીકા કરવામાં પાછા પડ્યા નથી. શ્રી નટરાજન માટે મહાત્માજી બહુ ઊંચું માન ધરાવે છે અને પોતાના જીવનમાં એમને એવી કેટલીક કટોકટીની ક્ષણો આવી ગઇ હતી કે જ્યારે બીજા સલાહકારો સાથે શ્રી નટરાજનની પણ એમણે સલાહ લીધેલી. આવા કુટુંબમાંથી મહાત્માજીને એકાદ સેવક મળી રહે તે તદ્દન સ્વાભાવિક હતું. એ સેવક તે શ્રી નટરાજનનાં પુત્રી શ્રીમતી કામાક્ષી નટરાજન, જે પોતે મુંબઇ વિદ્યાપીઠનાં એમ. એ. છે ને એક અદના સ્વયંસેવક તરીકે હસતે મોંએ જેલ જઇ આવેલાં છે.

પિતાપુત્રી હમણાં અમેરિકા ને યુરોપની સફર કરી આવ્યાં છે. પોતાની સફરની એમની વાસરિકા બતાવી આપે છે કે શ્રી નટરાજન કેવા નિષ્પક્ષપાત દૃષ્ટિબિન્દુથી ને છતાં શીખનારાળા વિદ્યાર્થીની નજરે બધું નિહાળે છે. શ્રી નટરાજન ચોખલીઆ ('પ્યુરિટન') છે પણ એમના ચોખલીઆપણામાં કટાણા મોઢાને સ્થાન નથી, એમને હાસ્યરસની કદર છે. એમના હસવામાં હાસ્યરસની છોળો હોય છે. હાસ્યોચિત પ્રસંગોએ એમનું હસવું એક યુવાન કૉલેજિયનના હસવા જેવું નિર્મળ સજીવ હોય છે. હું ઇચ્છું છું કે પોતાની માતૃભૂમિને અધિકતર ઉપયોગનું—સમર્પણ, સ્વાધ્યાય ને લિખિત પ્રવચનોનું ભરેલું-લાંબુ આયુષ્ય એમને પ્રાપ્ત થાઓ.

જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા

## વિજ્ઞાન

માર્કોની—રૂથરફર્ડ—જગદીશ

ગયા પાંચ સાત મહિનાના ટૂંક સમયમાં જગતના ત્રણ નામાંકિત વૈજ્ઞાનિકોનાં જીવન પડદા પાછળ અદશ્ય થયાં. તા. ૨૦મી

જુલાઇએ વાયરલેસ અને રેડીઓના અર્વાચીન યુગપ્રવર્તક માર્ચીઝ માર્કોની ઇટલીમાં, પરમાણુના દુર્જય કોટને તોડનાર લૉર્ડ રૂથરફર્ડ ઑફ નેલ્સન ઇંગ્લંડમાં ઑક્ટોબરના અંતમાં, અને ભૌતિકશાસ્ત્રનાં સાધનોની સહાયથી વનસ્પતિમાત્રમાં પ્રાણી-શરીર સરખી ક્રિયાઓ પારખનાર સર જગદીશચંદ્ર બોઝ તા. ૨૩મી નવેંબરે હિંદમાં, એમ ત્રણે મહાન સંશોધકો એક પછી એક વિદાય થયા.

૧૮૭૫ના એપ્રિલ માસની ૨૫મી તારીખે માર્કોનીનો બોલાના શહેરમાં જન્મ થયો. તેનો પિતા ઇટાલીઅન અને મા આયરિશ હતી. નાનપણમાં જ એણે પ્રોફેસર રીઝાનાં વ્યાખ્યાનો અને રીઘીનાં પુસ્તકોમાંથી, અંતરિક્ષમાં ઉત્પન્ન કરી શકાતી વિદ્યુતપ્રવાહની ઊર્મિઓ જેને હર્ટ્ઝે પહેલવહેલા ઓળખી હતી, તે વિશે સંપૂર્ણ જ્ઞાન મેળવ્યું હતું. સૂર્યના પ્રકાશને દર્પણની સહાયતાથી ગમે તે દિશામાં મોકલી શકાય તે જ પ્રમાણે કોઇક રીતે વિદ્યુતની ઊર્મિઓ પણ ફેંકી દૂર સંદેશા મોકલી શકાય એવાં તેનાં બાલ્યકાળનાં સ્વપ્નો હતાં. એકવીશ વર્ષની વયે એણે જૂજ સાધનોથી પ્રયોગો આદર્યા અને એક વર્ષમાં તારની મદદ વગર વિદ્યુતપ્રવાહ ત્રીશ મિટરના અંતર સુધી પહોંચી શક્યો. એરીઅલ અને બીજાં સાધનોમાં સુધારા કરાતાં ઉત્તરોત્તર ૧૦૦ મિટર, ૪૦૦ મિટર અને દોઢ માઇલ સુધી વિદ્યુત-ઊર્મિઓ જવા લાગી. આ ફત્તેહથી ઉત્તેજિત થઇ માર્કોની ઇંગ્લંડમાં આવ્યો, નવી શોધ માટે 'પેટંટ' લીધું અને ૧૮૯૬-માં લશ્કરી, નૌકાખાતાના અને પોસ્ટ ઑફિસના ઇજનેરો સમક્ષ, ટેમ્સ નદીને કિનારેથી પોસ્ટઑફિસ સુધી આઠ માઇલને અંતરે, તારની મોર્સલિપિનાં ચિહ્નો 'બીનતારી'-વાયરલેસ સંદેશ પહેલવહેલો પાડ્યો.

પછી તો ૧૮૯૭માં 'માર્કોની વાયરલેસ કંપની'ની સ્થાપના થઇ અને ૧૮૯૯માં ફ્રાન્સ અને ઇંગ્લંડ વચ્ચે, ૮૫ માઇલને

અંતરે, વાયરલેસ વ્યવહાર શરૂ થઇ ગયો. આમ અંતરના ઘટવા સાથે માર્કોનીને પ્રતીતિ થઈ કે પૃથ્વીનો વળાંક ઊર્મિની ગતિમાં કશો અવરોધ કરતો નથી. (અંતરિક્ષમાં ૫૦ થી ૧૫૦ ઊંચે ઇલેક્ટ્રોન પટ ઉપરથી ઊર્મિઓનું પરાવર્તન થઇ પૃથ્વી ઉપર આવે છે તેની માર્કોનીને તે વખતે ખબર નહોતી) તેનાં સ્વમ વધુ ઉન્નત થયાં. આટલાંટિક મહાસાગરની પાર વાયરલેસની મદદથી પહોંચી શકાય કે નહિ? ઈંગ્લંડમાં કોર્નવોલને કિનારે આવેલું પોલ્ધુ ગામ અને અમેરિકામાં મેસેચુસેટ પરગણાને કિનારે કેપ કોડ એ બે સ્થળ વચ્ચે પ્રયોગ કરવાનું તેણે નક્કી કર્યું. બધી તૈયારી થઇ ગયા પછી એક સાથે બંને સ્થળે પવનનું તોફાન થતાં એરિયલ સ્તંભો તૂટી પડ્યા. પલ્ધુ સ્ટેશન ફરી વાર ઊભું થઇ જતાં, માર્કોનીની ધીરજ ટકી નહિ. તે અમેરિકા ગયો ને ન્યુફાઉંડલેંડને કિનારે સેન્ટજોન પહોંચી બલૂનની મદદથી એરીયલ તાર ઊંચે ચઢાવ્યો. ફરી વાર કુદરત તેની સામે થઇ અને બલૂનને ખેંચી ગઇ. માર્કોનીએ પતંગની મદદ લીધી અને સખ્ત વાવાઝોડામાં પણ ૪૦૦ ફુટની ઊંચાઇએ તેને ચઢાવ્યું. આમ ગોઠવણ કરી તેણે ઈંગ્લંડ તારથી સંદેશો મોકલી સૂચના આપી કે પોલ્ધુ મુકામેથી દરરોજ બપોરે ત્રણ અને છ વાગ્યાની વચ્ચે 'એસ' (s) અક્ષરનાં ત્રણ ટપકાંનાં મોર્સ ચિહ્નો વારંવાર વાયરલેસથી મોકલ્યા કરવાં. આમ કરતાં ૧૯૦૧ના ડિસેંબરની ૧૨મી તારીખની બપોરે માર્કોની અને તેના મદદનીશને ઉપરાઉપરી ત્રણ ત્રણ ટકોરા સંભળાવા લાગ્યા. ઈંગ્લંડ અને અમેરિકા વચ્ચેનું આટલાંટિક મહાસાગર ઉપરનું ૧૮૦૦ માઇલનું વાતાવરણ, પ્રકાશવેગે વહતી વિદ્યુતની ઘુમરીઓથી ઝણઝણી રહ્યું હતું. તે દિવસથી પૃથ્વી ઉપર વાયરલેસયુગનું મંડાણ થયું.

પછીના છત્રીસ વર્ષના ગાળામાં તો વાયરલેસવિજ્ઞાનને અનેક વૈજ્ઞાનિકો તરફથી સહાયતા મળી, રેડીઓ રીસીવરમાંનો અત્યારે સાધારણ થઇ પડેલો ફ્લેમીંગનો અદ્ભુત વાલ્વ શોધાયો, પૃથ્વીન'

ખૂણેખૂણા વાયરલેસથી સંકળાઈ ગયા, દિશા અને કાળનાં અંતરો ઝડપભેર ભૂંસાવા લાગ્યાં અને બ્રોડકાસ્ટિંગ, વાયરલેસ ટેલિફોની, અને ટેલિવિઝનથી માનવસંસ્કૃતિ સમૃદ્ધ થઈ.

અંત સુધી માર્કોનીએ યૌવનનો ઉત્સાહ અને શક્તિ જાળવી રાખ્યાં. નવીન પ્રયોગો ઉપરનો તેનો પ્રેમ જેવો ને તેવો જ રહ્યો. પોતાના મદદનીશોને પણ તે ઉત્સાહ અને પ્રેરણાની મૂર્તિરૂપે હતો. દરેક કામ પાછળ તે અથાક પરિશ્રમ લેતો અને પોતે માનેલા સિદ્ધાંતોને હિમ્મતથી આચરણમાં મૂકવા હમેશાં ઉત્સુક રહેતો.

ન્યૂઝીલાંડના એક ખેડૂત કુટુંબમાં ૧૮૭૧ના ઑગસ્ટની ૩૦મી તારીખે અર્નેસ્ટ રૂથરફર્ડનો જન્મ નેલ્સન ગામમાં થયો. વીસ વર્ષની વય થતાં સુધી સ્થાનિક વિદ્યાલયમાં શિક્ષણ લઈ, અર્નેસ્ટ ઇંગ્લંડ ગયો અને ૧૮૯૩માં તેણે કેમ્બ્રિજ વિદ્યાલયની એમ. એ. ડીગ્રી ગણિત અને વાસ્તવશાસ્ત્રના (ફિઝિક્સના) વિષયમાં પહેલા વર્ગમાં લીધી, અને ૧૮૯૪માં નવા સંશોધનો માટે તેને શિષ્યવૃત્તિ મળી. કેમ્બ્રિજનું તે વખતનું વૈજ્ઞાનિક વાતાવરણ ઉશ્કેરાટથી ભરપૂર હતું. કેવેન્ડિશ પ્રોફેસર સર જે. જે. ટોમસને વિશ્વના પદાર્થમાત્રમાં છુપાઈ રહેલા એક આદિતત્ત્વ ઇલેક્ટ્રોનને ખોળી કાઢ્યું હતું. પછીનાં બે પાંચ વર્ષમાં જ, જર્મનીમાં રૉંજને અપારભેદક શક્તિનાં 'એક્સ રેઝ' ઉત્પન્ન કર્યાં અને ફ્રાન્સમાં ક્યુરી દંપતીને હાથે અખૂટ શક્તિસ્ફુરક રેડીઅમ શોધાયું. વીસમી સદીના વૈજ્ઞાનિક યુગના આગમનકારણરૂપ આ મહાન શોધોએ રૂથરફર્ડના મગજ ઉપર પ્રબળ અસર કરી. તેને લાગ્યું કે ઇલેક્ટ્રોન, એક્સરેઝ અને રેડીઅમમાંથી પ્રસરતી શક્તિ, તે સર્વ પરમાણુના કોઈ ગૂઢ ભાગમાંથી જ ઉત્પન્ન થતું હશે. પણ પરમાણુ અથવા તો તે વખતે જાણમાં હતાં તે વિશ્વનાં કહેવાતાં મૂળતત્ત્વોનાં ભિન્નભિન્ન પ્રકારનાં લગભગ ૯૦ પરમાણુઓ તો અભેદ્ય હતાં. પર-

માણુ જ જો પદાર્થમાત્રનો અંતિમ ભાગ હોય તો પછી તેમાંથી ઇલેકટ્રોન કેમ સંભવે ? છતાં રેડિયમનું પરમાણુ અમુક પ્રકારનાં કિરણો ઉત્પન્ન કરી આઠ દસ પ્રકારનાં બીજાં 'મૂળતત્ત્વો'નાં પરમાણુઓને જન્મ આપી શકતું હતું. આ કિરણો તેમ જ રેડિયમ થોરીઅમ અને યુરેનીઅમમાંથી ઉત્પન્ન થતાં નવા અલ્પજીવી પરમાણુઓ જેવું છેવટે સીસા અને તે સરખી ધાતુઓમાં રૂપાન્તર થતું હતું, તે સર્વનો અભ્યાસ કરી રૂથરફર્ડે રેડિયમશક્તિના નિયમો ઘડ્યા. આ વખત દરમ્યાન સર જે. જે ટોમસનના નવા પ્રયોગોથી સિદ્ધ થયું હતું કે દરેક પરમાણુની આજુબાજુ નેગેટીવ વિદ્યુતનાં ઇલેક્ટ્રોન કણો વિંટાયલાં હોય છે અને મધ્ય ભાગમાં પરમાણુનો સર્વ ભાર વહતું ઊલટા પ્રકારની પોઝીટીવ વિદ્યુતનું ગુંચળું—કેન્દ્ર આવેલું છે.

૧૮૯૮થી ૧૯૦૭ સુધીનાં દશ વર્ષો રૂથરફર્ડે કેનેડામાં મોન્ટરીલની મેકગીલ યુનિવર્સિટિમાં પ્રાધ્યાપક તરીકે ગાળ્યાં. ત્યારપછી માન્ચેસ્ટર યુનિવર્સિટિના લેંગવર્થી પ્રોફેસર તરીકેનાં બાર વર્ષો દરમ્યાન, તેના નામથી આકર્ષાઇ આવેલ ડેનમાર્કના ડોક્ટર નીલ્સ બ્હોરનો સમાગમ રૂથરફર્ડને થયો. ગણિતપારંગત બ્હોર અને પ્રયોગકુશળ રૂથરફર્ડ બંનેના સહકારથી પરમાણુરચનાનો નવો સિદ્ધાંત રચાયો. વિજ્ઞાન–જગતમાં આ સિદ્ધાંત ક્રાંતિકારી હતો. પહેલાંનાં ૯૦ વિશ્વતત્ત્વો હવે મૂળતત્ત્વોરૂપે રહી શકે એમ નહોતાં. તે સર્વ માત્ર બે જ તત્ત્વો-પોઝીટીવ કણ અથવા પ્રોટોન અને નેગેટીવ કણ અથવા ઇલેકટ્રોન–નાં બનેલાં હતાં. પોઝીટીવ કણોનાં બનેલા કેન્દ્રની ફરતાં નેગેટીવ કણો ફરતાં હતાં. નેગેટીવ કણોની સંખ્યા એકથી નેવું સુધીની થતાં નેવું પ્રકારનાં 'મૂળતત્ત્વો' બની શકતાં હતાં.

રૂથરફર્ડનું લક્ષ હવે પરમાણુના કેન્દ્ર તરફ દોરાયું. કોઇ પણ પરમાણુની રચનામાં ફેરફાર કરવો હોય તો કેન્દ્રને છેદવું આવશ્યક હતું કારણ કે મધ્ય રચના તૂટતાં સઘળું જ ચણતર

તૂટી પડે. રેડિયમમાંથી આલ્ફા- કિરણોરૂપે નીકળતાં વેગવાન હીલીઅમનાં પરમાણુઓથી તેણે હલકા વજનનાં પરમાણુઓ ઉપર આક્રમણપ્રયોગો આદર્યા. લગભગ બે વર્ષના સતત પરિશ્રમને અંતે ૧૯૧૯માં ઓરાન અને નાઇટ્રોજનનાં પરમાણુ વીંધાતાં તેમાંથી હાઇડ્રોજન પરમાણુ ઉત્પન્ન થયાં અને તે રીતે મનુષ્યને હાથે એક પરમાણુનું ખંડન અને તેનું બીજામાં રૂપાંતર એ પહેલવહેલું થયું.

સર જે. જે. ટોમસન કેમ્બ્રિજમાંથી ૧૯૧૯માં નિવૃત્ત થતાં તેનું સ્થાન તેના ભૂતકાળના શિષ્યે લીધું. કેવેન્ડિશ પ્રયોગશાળા હવે વૈજ્ઞાનિકોના તીર્થરૂપ બની. પરમાણુ વિશે જેને કાંઇ જાણવું હોય તે સૌ અહીં આવી પ્રેરણા લઇ જતા. પરમાણુનો અભ્યાસ નવાં નવાં સાધનોથી અનેક દિશામાં થવા લાગ્યો, અને ૧૯૩૦–૩૨નાં વર્ષોમાં પ્રોટોન અને ઇલેક્ટ્રોનનું બનેલું નવું કણ ન્યૂટ્રોન ચેડવિકે શોધ્યું અને કોકરોફ્ટ અને વોલ્ટને અતિશય વેગવાન પ્રોટોન કણોથી અનેક પરમાણુઓને છેદ્યાં.

૧૯૩૮ના વર્ષની શરૂઆતમાં કલકત્તામાં થએલી હિન્દી વિજ્ઞાન-પરિષદના જ્યુબીલી મહોત્સવ પ્રસંગે લોર્ડ રૂથરફોર્ડે પ્રમુખપદ સ્વીકાર્યું હતું, પણ દૈવની ઇચ્છા જુદી જ હતી. એકાએક કરાએલું ઓપરેશન નિષ્ફળ નિવડતાં બે દિવસના ટૂંક સમયમાં તેણે છેલ્લો શ્વાસ લીધો અને વેસ્ટમીન્સ્ટર એબેની આરામગાહમાં અખંડ નિદ્રા લીધી.

જગદીશચંદ્ર બોઝનો જન્મ ૧૮૫૮ના નવેંબરના અંતમાં, કલકત્તા પાસે થયો હતો. કલકત્તા યુનિવર્સિટિમાં અભ્યાસક્રમ પૂરો કરી, પ્રકાશના વિષયમાં અનેક નવાં સંશોધન કરી રહેલ વાસ્તવશાસ્ત્રના પ્રાધ્યાપક લોર્ડ રેલેની સાથે જગદીશચંદ્રે કેમ્બ્રિજ વિદ્યાલયમાં, મેક્સવેલના પ્રકાશઊર્મિ–સિદ્ધાંતનો અને હર્ટ્ઝે શોધેલ નવીન વિદ્યુતઊર્મિઓ–જે પ્રકાશની સરખી જ હતી તેનો–

ઝીણવટથી અભ્યાસ કર્યો. ૧૮૮૫માં હિંદ પાછા ફરતાં તેમની કલકત્તાની પ્રેસીડંસી કૉલેજમાં વાસ્તવશાસ્ત્રના અધ્યાપક તરીકે નિમણૂંક થઈ. અહીં હર્ટ્ઝની વિદ્યુતઊર્મિઓ ઉપર તેમણે પ્રયોગો આગળ ચાલુ કરી સ્પષ્ટ કર્યું કે હર્ટ્ઝઊર્મિ—જેના ઉપર માર્કોની પણ તે વખતે પ્રયોગો કરતો હતો, તે—અને પ્રકાશઊર્મિઓ બંને એકસરખા જ ગુણો ધરાવતી હતી, અને ફેરમાત્ર તે ઊર્મિઓની લંબાઈમાં જ હતો. જગદીશના આ સંશોધનોનો અહેવાલ ૧૮૯૫માં લંડનની રૉયલ સોસાયટીના પત્રમાં પ્રસિદ્ધ થયો. ૧૮૯૬માં લીવરપુલમાં મળેલા બ્રિટિશ વૈજ્ઞાનિક સંમેલનમાં ભાગ લેવા તેને આમંત્રણ મળ્યું અને ત્યાં, માર્કોનીએ રચ્યું હતું તેના કરતાં વધુ શક્તિમાન, હર્ટ્ઝીઅન વાયરલેસઊર્મિનું આગમન અને અસ્તિત્વ સહેલાઈથી દાખવતું નવું રીસીવર પહેલવહેલું, વૈજ્ઞાનિકો સમક્ષ મૂકી તેની ક્રિયા સમજાવી. આમ વાયરલેસના જ ક્ષેત્રમાં રહીને જગદીશે તેનાં સંશોધનોને આગળ ગતિ આપી હોત તો કદાચ માર્કોનીના અવસાનની નોંધ આજે લીધી ન હોત. પણ હિંદીજીવનનું આધ્યાત્મિક લક્ષ્ય જગદીશચંદ્રને જુદી જ દિશા તરફ હવે સાદ કરી રહ્યું હતું. વિદ્યુતઊર્મિથી જડપદાર્થો ધ્રુજી ઊઠતા. શું તેમનામાં ચેતન હશે? વનસ્પતિ તો જરૂર ચેતનમય છે. બીજમાંથી તે ઉત્પન્ન થાય છે ને પ્રાણીશરીરની જેમ વિકાસ પામી અંતે મૃત્યુશરણ થાય છે. આમ હોય તો વનસ્પતિમાં પણ મનુષ્ય સરખી લાગણીઓ હશે? હા, રીસામણીના છોડને કોઈનો સ્પર્શ ગમતો નથી. જરૂર વનસ્પતિમાં પણ લાગણીવાહક નર્વસ-સીસ્ટમ હશે. તે ઊંઘતી પણ હશે અને દારૂ પીને મદોન્મત્ત પણ થતી હશે. હૃદય જેવું પણ તેમને કંઈક હશે અને લોહી સરખું કાર્ય કરતો વનસ્પતિરસ તેનાં શાખેશાખા અને પાનપાનમાં સિંચાતો હશે. આ સર્વ માન્યતા દૃઢ થતાં ૧૯૦૫માં તેમણે પ્રેસિડન્સી કૉલેજમાંથી નિવૃત્ત થઈ, વનસ્પતિજીવનનાં નવાં અન્વેષણો શરૂ કર્યાં. જે કાર્યોએ વાયરલેસનો

નાજુક રીસીવર રચ્યો હતો તે જ હાથો હવે વનસ્પતિની જુદી જુદી સ્થિતિઓ, તેમની હિલચાલ અને લાગણીઓ બતાવનાર અત્યંત નાજુક યંત્રો બનાવવા પ્રવૃત્ત થયા.

પછીનાં ત્રીસ વર્ષનો ઇતિહાસ તો હિંદમાં સર્વકોઈ જાણે છે. વનસ્પતિજીવનમાં સંભળાતો નાદ તેણે સર્વત્ર હિંદમાં અને યુરોપમાં સંભળાવવા પ્રયત્નો કર્યા. હજારો લોકોની મેદની સમક્ષ આરામ લેતા, ઉછરતા કે ઉન્મત્ત થએલા રોપાઓની હિલચાલ ક્રેસ્કોગ્રાફ યંત્રથી તેમણે પડદા ઉપર અનેક વાર બતાવી.

સર જગદીશચંદ્રના પ્રયોગોના મહત્ત્વ વિશે અત્યારે કશો ઉલ્લેખ કરવો અશક્ય છે. યુરોપી વૈજ્ઞાનિકોથી તેમના સરખા પ્રયોગો તેમની જ પદ્ધતિથી ફરી વાર થઇ શક્યા નહિ. કોઇ કહે છે કે યુરોપીઓ જડવાદી એટલે તેઓ વનસ્પતિમાં પણ ચૈતન્ય ન ઓળખે, બીજાઓ કહે કે ક્રેસ્કોગ્રાફ વગેરે યંત્રો વનસ્પતિની હિલચાલ ખરેખર બતાવનાં હતાં કે કોઇ બીજા જ કારણોથી ઉત્તેજિત થઇ આંદોલનો બતાવતાં હતાં તે વિશે હજી કોઇને પૂરતી જાણ નથી. આ સર્વ કદાચ ખોટું હશે અને ભવિષ્યનો કોઇ સમર્થ વનસ્પતિશાસ્ત્રી સર જગદીશના સિદ્ધાંતોનું સમર્થન કરશે એમ આપણે આશા રાખીએ.

બ. ક.

## ધ્વનિ–પૂર્તિ

સ્વ. સર પ્રભાશંકર પટ્ટણી

ભાવનગરની પાડોશમાં આવેલું સિહોર ( સિંહપુર ) સમસ્ત ગુજરાતના ઇતિહાસમાં પણ સ્થાન પામ્યું છે; ભાવનગરના રાજવંશની તો મૂળ ગાદી જ સિહોરમાં હતી; રાજ્યમાં આવેલાં અગત્યનાં જૈન તીર્થોમાંનું એક એ છે; હિંદભરની જૈન જનતા સિદ્ધક્ષેત્ર શત્રુંજયે પાપ ધોવા અને પુણ્ય કમાવા ચઢે

છે, તે પણ સિદ્દોર વટાવીને જ આગળ વધે છે. આમ ઇતિહાસ અને ધર્મની ક્રોર જ્યાં દિનરાત ઊડતી જ રહે છે ત્યાં સર્વસામાન્યપણે સમકાલીન સૌરાષ્ટ્રના તથા વિશેષપણે ભાવનગરના ઇતિહાસના અનેક રીતે વિધાતા, ઇતિહાસમાં ચિરંજીવ રહેનાર, અને, નૃપતિ તથા જનપદ ઉભયના, હરકોઇ દેશકાળે દુર્લભ એવા, મર્મજ્ઞ કલ્યાણકારી કાર્યકર્તા સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણીનો દેહ ગયા તા. ૧૬મી ફેબ્રુઆરીએ પડ્યો. એ અણધારી દુઃખદ ઘટનાએ સૌનાં દિલને પ્રતીતિ કરાવી કે સર પ્રભાશંકરના જવા સાથે સૌરાષ્ટ્રનાં, કેટલેક અંશે હિંદનાં, રાજસ્થાનોના અર્વાચીન ઇતિહાસનું એક સીમાચિહ્ન આવી રહે છે; અને એમના જવાથી ભાવનગરરાજ્યને પડેલી ખોટ તો, વસુન્ધરા નાનારત્ના છે એ ન્યાયે કદીક પુરાવાની હશે તો પણ, એ 'કદીક' આપણી કોઇની હયાતીમાં તો આવવાનું જ નથી તેની શોકપૂર્ણ પ્રતીતિ પણ આપણુ સૌને સહેજે થાય છે.

રાજા ( અથવા કોઈ પણ પ્રકારના શાસનકર્તા ) ફિલસૂફ પણ હોય એ ઇષ્ટ છે એવું પ્લેટોનું [1] મંતવ્ય હતું. એ ઇષ્ટ પણ અતિવિરલ સુયોગ સ્વર્ગસ્થમાં થયો હતો અને વ્યાપક, માનજનક પ્રમાણમાં થયો હતો : તેમનામાં શાસનકર્તાની પ્રથમ પંક્તિની તીક્ષ્ણ સહજબુદ્ધિ હતી તેમ ફિલસૂફની ધીરગંભીર મનોવૃત્તિ પણ હતી. એ ઉભય ગુણોએ જ તેમને હાથે ખેડૂતોને ઋણમુક્તિ જેવા પ્રજાના બાહ્ય વ્યાવહારિક જીવનની અનેક એક યોજના વિચારાવી અને અમલમાં મુકાવી તેમ ઉચ્ચતર વિદ્યાપોષણનાં અનેક કાર્યો-પ્રજાના આંતરજીવનને સ્પર્શનાર અને વિકસાવનાર કાર્યો-પણ કરાવ્યાં. આ બીજા પ્રકારનાં જે સંખ્યાબંધ સેવાકાર્યો તેમનો લાંબો અને જ્વલંત

---

૧. એનાં બે વિધાનાં વાક્યો આ અંકમાં અન્યત્ર ઉદ્ધર્યાં છે.

કારકિર્દી દરમ્યાન ભાવનગરરાજ્યમાં થયાં છે તેમાં રાજ્યે અર્વાચીન પદ્ધતિના ઉચ્ચતર વિદ્યાભ્યાસ માટે ઉદાર હાથે વારંવાર પોતાના યોગ્ય પ્રજાજનોને આપેલી મદદ, શામળદાસ કૉલેજના કનકપર્વ પ્રસંગે જાહેર થયા પ્રમાણે તેને અપાતા વાર્ષિક રૂપિયા પોણો લાખ, છએક વર્ષ પર ના. ભાવનગરનરેશના રાજ્યારોહણ અને લગ્નપ્રસંગે જાહેર થયલી ગ્રંથોત્તેજનની સ્તુત્ય યોજના તથા આર્ટ્‌સ લાઇબ્રેરીને અપાયલી કેટલીક વિશિષ્ટ સહાયતા ઇત્યાદિ ગણાવી શકાય. આ લખનારને હાથે ચાલતા ત્રૈમાસિક 'કૌમુદી'ને પણ એમની જ કૃપાથી સને ૧૯૨૪-૨૯ દરમ્યાન જુદે જુદે વખતે રૂા. આઠસો મળ્યા હતા એ હકીકતની પણ આજે કૃતજ્ઞતાપૂર્વક નોંધ લેવી ઉચિત છે.

સ્વ. સર પ્રભાશંકરની અસાધારણ રાજદ્વારી કુનેહ અને વ્યક્તિ તરીકેના મૂલ્યવાન અનુકરણીય સદ્‌ગુણોના ઘણા અનુભવો અને પ્રસંગો ગ્રંથસ્થ થવાને પાત્ર છે. એ પ્રકારનો સંસ્મરણાત્મક (તેમ જ ચરિત્રાત્મક) સ્મારકગ્રંથ તેમના જ સમકાલીન સમવયસ્ક વિદ્વાનોમાંથી એક–એના કુશળ સંપાદન હેઠળ, ભારતના તેમ જ ગુજરાતના સંખ્યાબંધ રાજપુરુષો અને બીજા લેખકોના સહકાર વડે, તૈયાર થઈ શકે. એમનું એ આવશ્યક અક્ષરશ્રાદ્ધ યોગ્ય રીતે યોગ્ય દિશામાંથી થશે જ એવી આશા સ્વાભાવિક રીતે જ આ વિષયમાં રસ લેનાર સૌને રહે છે. એ યથાસમય બર આવે એમ ઇચ્છીશું.

—વિ.

## પ્રાપ્તિસ્વીકાર

૧. મહક્ષિણુ: વિનોદરાય ઠ. ભટ્ટ (નૂતન સાહિત્યભંડાર, અમદાવાદ; રૂ. ૧।।).–૨ બારમા ગુજ. સાહિત્યસંમેલનનો અહેવાલ અને નિબંધસંગ્રહ (મંત્રી, ગુજ. સા. પરિ. અમદાવાદ; રૂ. ૫).—૩. સાહિત્યસમીક્ષા: વિશ્વનાથ મ. ભટ્ટ (નૂતન પ્ર. મંદિર, અમદાવાદ; રૂ. ૨।।).—૪. ટાઉન પ્લેનિંગ: વીરેન્દ્રરાય ચં. મહેતા (૧૮મી એન્જીનિઅરિંગ કૉન્ફરન્સમાં (નાગપુર) વાંચેલો નિવેદનપત્ર).—૫. ધરતીમાતા (બાલવિનોદમાળા, પુ. ૧૯): નાગરદાસ ઈ. પરેલ, મધાડ (૩ આના).—૬. જીવનભારતી, સાહિત્યવિષયક લેખો: દત્તાત્રેય બા. કાલેલકર (નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ; રૂ. અઢી).—૭. હિંદનું રાજ્યબંધારણ: મિ. જ. અફક, મ. ગી. નાયક (મંગળદાસ સન્સ, સૂરત; ૧।। આના).—૮. રાસવિલાસ: ખંડેરાવ મા. પવાર, સૂરત (બે આના).—૯. યોગ પર દીસિઓ, શ્રી અરવિંદકૃત: અંબાલાલ બા. પુરાણી (શ્રી અરવિંદ કાર્યા. આણંદ; દસ આના).—૧૦. ગવરી કીર્તનમાળા: સં. મસ્ત (ક. ગો. ભગેચ, અમદાવાદ; રૂ. ૨).—૧૧ તંબૂરાનો તાર: મોરારજી મ. કામદાર (સૌ. રમીબાઈ મો. કામદાર, મુંબાઈ: રૂા. ૨।।).—૧૨ બાંસીની રાણી: ખં. મા. પવાર, સૂરત (બે આના)—૧૩ નામાનાં તત્ત્વો: કિ. ઘ. મશરૂવાળા, જે. ઠા. ગાંધી (નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ; રૂા. ૨।।).—૧૪ ઉંબર-બહાર, પ્રિ. અત્રેકૃત: મૂળશંકર પાધ્યા (અત્રે મં. મા. કાર્યા. પૂના; રૂ. ૦।।।)—૧૫થી ૧૭. ઉદયપુર-મેવાડ: ન. પ્ર. બુચ; વિવિધ માહિતીસંગ્રહ: વિષ્ણુભાઈ; ગિરીશભાઈની વાર્તાઓ, ભા. ૨ (શ્રી દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર, ભાવનગર; દરેકના આના પાંચ).—૧૮, ૧૯. લોપનાં કાળ્પો, સ્વૈરવિહાર: રા. વિ. પાઠક (પ્રસ્થાન કાર્યા. અમદાવાદ; રૂા. ૨ ને ૧।).—૨૦ કરાંચી યં. ગો. ઝોરાસ્ટ્રિયન એસો.નો 'રૂપેરી મહોત્સવ ગ્રંથ.'—વિશ્વ-

પત્રિકા : ' પ્રતાપ ' અને ' બે ઘડીમોજ 'ના મહાસભા અંકો; ' ઊર્મિ 'ના નવલકથા અને જીવનસાહિત્ય અંકો; ' સ્ત્રીબોધ '-ખાસ સ્ત્રી અંક; ' ગુણસુંદરી ' મહિલા પરિ. અંક; ' શારદા '-તંત્રી અંક; ' પુસ્તકાલય '-ગ્રામ પુસ્તપ્રવૃત્તિ અંક; ' વિહંગમ ' (મરાઠી)-ગુજરાત અંક; ' સાહિત્યકાર 'નો પ્રેમાનંદ-અંક.

## વૃત્તાંતો વગેરે

૧. ધ સુરત સિટી કોઓપરેટિવ મિલ્ક સપ્લાય સો. લિ. નું ૧૯૩૮નું કેલેંડર.—૨. ભારત વિદ્યાલય, કરાંચીનું ૧૯૯૩નું નિવેદન.—૩. રંગૂન ગુજ. સાહિત્યસભાનું રણછોડભાઇ ઉદયરામ શતાબ્દી ઉત્સવનું નિવેદન, નિબંધો સહિત.—૪. કલકત્તા ગુજ. સાહિત્યમંડળનો ૧૯૯૩નો વાર્ષિક વૃત્તાંત.— ૫. રશ્મિ : ( સેંટ ઝેવિયર્સ કૉલેજનું ગુજ. વાર્ષિક, અં. ૪ થો ).—૬. વિજય, નવું માસિક : પુ. ૧ અં. ૧.—૭. ધી ઇન્ડીઅન હોમ (માસિક), મુંબાઇ.

## મંજૂષા

### બંકિમ-શતાબ્દી

' આનંદમઠ ' વગેરેના વિખ્યાત કર્તા બંગાળી સાહિત્યકાર બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાયનો જન્મ ૧૮૩૮ના જુનની સત્તાવીશમીએ કાંતાપાડા ( જિ. ચોવીસ પરગણાં ) ગામમાં થયો હતો, તેથી આ વર્ષે એ તારીખે એમના જન્મને સો વર્ષ થાય છે. આ શતાબ્દી-ઉત્સવ બંગાળમાં તેમ જ હિંદના જુદા જુદા ભાગોમાં ઉજવવા માટે, પી. ઇ. એન.ના ભારતીન્દની બંગાળશાખાના તથા બંગીય સાહિત્યપરિષદના સંયુક્ત આશ્રય હેઠળ, રવિબાબુ, આચાર્ય રાધાકૃષ્ણન્, મેડમ વાડિયા વગેરેની સમિતિ નીમવામાં આવી છે. અર્વાચીન ભારતીય ભાષાઓમાં બંકિમકૃતિઓનાં ભાષાંતરો થયાં હોય તેની ગ્રંથ-સૂચી તૈયાર કરવી એ પણ ઉત્સવના કાર્યક્રમનું અંગ છે. ( ફેબ્રુ. '૩૮ના ' ધી ઇન્ડીઅન પી. ઇ. એન.'ને આધારે, જન્મનાં સ્થળકાલ વિશેનો ઉમેરો કરીને. )

મંદિરનો ઘંટનાદ

૧. ગયા અંક પછી મળેલી નીચે પ્રમાણેની વિશેષ મદદનો આભારસહ સ્વીકાર કરીએ છીએ.

| | |
|---|---|
| ૧. શેઠ અભેચંદ ગિરધર, પોરબંદર | રૂા. ૨૫ |
| ૨. ડૉ. પ્રતાપકુમાર પોપટભાઈ વૈદ્ય મુંબાઈ | ,, ૧૦ |
| | કુલ રૂા. ૩૫ |

૨. લોનો ગયા અંક વખતે રૂ. સાડાનવસોની હતી તેમાંના રૂ. પચાસ ભરી શકાયા છે એટલે હવે રૂ. નવસો બાકી રહે છે.

૩. એ બાકી રહેતી આખી રકમ અથવા તેનો મોટો ભાગ આ વર્ષમાં ભરાઇ જાય એ ઇષ્ટ છે. તેમ થઇ શકે માટે અંકનાં પાનાં, હુતં માટે, આ વખતે પણ વધવા દીધાં નથી. કરકસર માટે અનિવાર્ય એવા આ પગલાની સમભાવી ગ્રાહકબંધુઓ કદર કરશે એવી આશા છે.

૪. તેઓમાંના બધા કે ઘણાખરા આ અંકનું તેમને થએલું વી. પી. સ્વીકારી લેશે તથા બને તેટલા વધુ નવા ગ્રાહકો મેળવશે તો ફરીથી ૨૫૦–૩૦૦ પાનાંના અંકો આપવા માટે અમારી તો તૈયારી છે જ.

૫. કરકસરની તેમ નિયમિતપણાની પણ વેદી પર ગયે વખતે ધ્વનિ અને મંજૂષાના વિભાગોનું બલિદાન અપાઇ ગએલું. આ વખતે એવી જ દશા નિકષ અને મંજૂષાની થાય છે એ માટે હગાર્યુ તો દિલગીરી દર્શાવવા સિવાય બીજું શું થઇ શકે ? આવતા અંકમાં નિકષનું ભવિષ્ય સુધરવાની તો પાકી આશા બંધાય છે. મંજૂષાનાં પણ થોડાં પાનાં આપીશું.

૬. આ અંકમાં અપાયેલા ત્રણ વિભાગો માટે પણ બે લખાણ કંપોઝ કરેલાં રહેવા દેવાં પડ્યાં છે; કેટલાક પ્રેસમાં

આપી જ શકાયાં નથી; અને ઘણાં લખાણ એને માટે જગ્યા નથી જ મળવાની એવી જાણ હોય, લખ્યાં જ નથી. એ સર્વને યથાશક્તિ ન્યાય આવતા (જુનમાં પ્રગટનાર) અંકમાં અપાશે.

૭. બીજા વર્ષની વર્ણાનુક્રમણી તૈયાર થાય છે. તે આવતા અંક સાથે મોકલી શકાશે.

૮. પૃ. ૬૭મા પરના શુદ્ધિપત્રકમાં બીજી શુદ્ધિ પ્રયત્નાત્મા એ રીતે છપાવી જોઈએ. 'મધ્યકાલીન ગુજરાત 'માંની કેટલીક ગંભીર છાપ ભૂલોનું શુદ્ધિપત્રક, જગ્યા મળશે તો આ અંકના વિષયદર્શન હેઠળ આવશે.

ભાવનગર : ૧-૩-૧૯૩૮

# શાપુરજી પાલણજી–

## ની

# કંપની

તમારે બીજી વખત જ્યારે કોઇ પણ બાંધકામ-પછી તે રહેણાક માટે બંગલો, વેપાર-ધંધા માટે ઓફીસ વખાર કે સિનેમા માટે થીએટર વગેરે-સંબંધેનું કામ હોય ત્યારે અમારી સલાહ લેશો તો તમને ફાયદો થશે. અમે તમને રિ-ઇન્ફોર્સ્ડ કોંક્રીટથી બાંધકામ કરવામાં પણ સલાહ આપશું. વળી અગત્યનાં બાંધકામોના ખર્ચમાં અને તેને લગતા બીજા ખર્ચમાં કેવી રીતે અને કેટલો ઘટાડો કરાવી આપીએ વગેરેની સંપૂર્ણ વિગતો માટે આજે જ નીચેને ઠેકાણે લખો.

**શાપુરજી પાલણજીની કું.**

બિલ્ડીંગ કોન્ટ્રેકટરો

મેડાઉ સ્ટ્રીટ, કોટ, **મુંબઈ**

તારનું સરનામું—' જીનક્રેમ '

# શ્રી ફાર્બસ ગુજરાતી સભા—મુંબઈ—નાં પુસ્તકો

## શાળા-પાઠશાળાઓને ઈનામ માટે તેમ જ પુસ્તકાલયોના સંગ્રહ માટે અડધી કિમ્મતની ગોઠવણ

શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ સરકારી, દેશી રાજ્યોનાં તેમ જ મ્યુનિસિપલ અને લોકલ બોર્ડોનાં કેળવણી ખાતાં, અભ્યાસ તથા વાચનદ્વારા અને ઇનામો દ્વારા, તેમ જ તેમની નિશાળો તથા સાર્વજનિક લાઇબ્રેરીઓ દ્વારા ગુજરાતી સાહિત્યનો પ્રચાર બહોળા પ્રમાણમાં સહેલાઇ અને સસ્તાઇથી કરી શકે તે માટે એ સહુ સંસ્થાઓને પોતાનાં નીચે જણાવેલાં પુસ્તકો માત્ર અર્ધી કિમ્મતે વેચાતાં આપવાની અનુકૂલતા કરી છે. પરંતુ રાસમાળા ભાગ ૧-૨, એ બે ગ્રંથો તો ૨૦ ટકાના કમીશનથી મળશે બુક પોસ્ટ કે પાર્સલનો ખર્ચ જૂદો આપવો પડશે

આ બાબત પત્રવ્યવહાર કરવાનું કે અંબાલાલ બુ. જાની, બી એ સહાયક મંત્રી, શ્રી. ફા ગુ સભા, ૩૬૫, શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર, કોલેજ દાડિમ નજીક, વિઠ્ઠલભાઇ પટેલ રોડ, મુંબઇ નં ૪

સૂચના: સભાનો પડતર કિમ્મતે પુસ્તકો વેચવાનો નિયમ હોવાથી મૂળ કિમ્મત વાજબી કરતાંયે ઓછી રાખેલી છે.

## મુંબઇ સરકારી કેળવણી ખાતાની મંજુરી મળેલાં ૩૦ પુસ્તકો

ઉત્તર વિભાગના કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટર સાહેબ તરફથી અમદાવાદથી તા. ૨-૨-૨૭ ના પત્ર નં ૧૭૭૨૩'થી, તથા તા ૮-૧૨-૩૬ના પત્ર નં. ૧૦૯૧૯થી જણાવવામાં આવે છે કે, ' સાથેની (નીચેની) યાદીમાં જણાવેલા પુસ્તકો, વિભાગી (ગુજરાતી) સ્કુલ બુક કમીટીની ભલામણ ઉપરથી યાદીમાં જણાવાયલા હેતુસર આ ઇલાકામાં મંજુર કરવામાં આવ્યાં છે અને એ મંજુરી "ગુજરાત શાળાપત્ર"માં સમયસર જાહેર કરવામાં આવશે."

(૧) મહાભારત (ગુજરાતી પદબંધ) ભાગ ૧ લો: ધ્રુવિદાગનું આદિપર્વ અને વિષ્ણુદાસનું સભાપર્વ, ઉપોદ્ઘાત અને ટીકા સાથે, મ ર ર કેશવરામ કા શાસ્ત્રી. મૂ. રૂ. ૧-૪-૦.

(૨) મહાભારત (ગુજરાતી પદબંધ) ભાગ ૨ જો. (આરણ્યક પર્વ નાકરકૃત, ટીકા-ઉપોદ્ઘાત સાથે), સં. ર. ર. કેશવરામ કાશીરામ શાસ્ત્રી, મૂ. રૂ. ૧-૦-૦.

(૩) મહાભારત ભાગ ૩જો વિરાટપર્વ અને ઉદ્યોગપર્વ ટીકા અને ઉપોદ્ઘાત સાથે સં. ર. ર. કેશવરામ કાશીરામ શાસ્ત્રી મૂ. રૂ. ૧

(૪) ગુજરાતના ઐતિહાસિક લેખો, ("હિસ્ટોરીકલ ઇન્સ્ક્રીપ્શન્સ ઓફ ગુજરાત" ભાગ ૧લો) (પ્રાચીન યુગથી અશોકથી ગુર્જર વંશ પર્યન્ત) સં. રા. રા. ગિરજાશંકર વ. આચાર્ય, એમ એ પાકુ પૂઠું રોયલ ૪પેજી ૪૦૦ થી વધુ રૂા ૩

## અન્ય વાંચવા-વિચારવા યોગ્ય ગ્રંથો

(૧) ફાર્બસ જીવનચરિત્ર : રા. રા. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી મૂ. રૂ. ૦-૪-૦.

(૨-૩) શ્રી ફા. ગુ. સભાનાં હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ ભાગ ૧ લો તથા ૨ જો-દરેકનું મૂ. રૂ. ૨.

(૩-૧) શ્રી. ફા. ગુ. સભાનાં હસ્તલિખિત પુસ્તકોની વિગતવાર યાદી-મૂ. રૂ. ૦-૪-૦.

(૪) રાજ્યરંગ ભાગ ૨ જો-જગતનો ઇતિહાસ, નિરૂપક કવિ નર્મદાશંકર લાલશંકર દવે, નર્મગદ્ય પછીનો કવિના અભ્યાસના પરિપાકરૂપ ગ્રંથ મૂ. રૂ. ૦-૧૨-૦.

(૫) કબીરસંપ્રદાય : સિદ્ધાન્તો, તેનો ગુજરાતમાં પ્રચાર, અને ગુજરાતી સાહિત્ય ઉપર અસરઃ લે. રા. રા. કિશનસિંહ ગો. ચાવડા. મૂ. રૂ. ૧-૦-૦.

## થોડા સમયમાં પ્રસિદ્ધ થનારાં પુસ્તકો

૧ **વૈષ્ણવ ધર્મ** : ઇતિહાસ, સિદ્ધાન્તો, ગુજરાતમાં પ્રચાર અને ગુજરાતી સાહિત્ય ઉપર તેની અસરઃ શોધિતવર્ધિત દ્વિતીય આવૃત્તિ. લે. રા. રા. દુર્ગાશંકર કે. શાસ્ત્રી. મૂ. રૂ. ૧-૦-૦.

૨ **મહાભારત ભાગ ૪થો;** ભીષ્મ પર્વ અને કર્ણપર્વઃ સં. ઉપોદ્ઘાત અને ટીકા સાથે સં. રા. રા. કેશવરામ કાશીરામ શાસ્ત્રી, મૂલ્ય રૂ. ૧-૦-૦

૩ **ગુજરાતના ઐતિહાસિક ઉત્કીર્ણ લેખો** : ભાગ ૩ જો વાઘેલા વંશ, અને મગાઉ આપેલા વંશોના બીજા વધારે લેખો. સં. આચાર્ય ગિરજાશંકર વ. આચાર્ય, એમ. એ. મૂલ્ય : રૂ. ૪-૮-૦

## ત્રૈમાસિક

શ્રી ફા. ગુ. સભાના આ મુખપત્રનું લવાજમ રૂ. ૩-૦-૦ છે. તેનું કદ રોયલ આઠ પેજી પાનાં ૧૨૪નું છે. તે સચિત્ર છે. સંશોધન અને વિવેચનપુરઃસર લખાયલા મોટા લેખ એક સળંગ પત્રિકારૂપે અપાય છે. વરસ એપ્રીલ તા. ૧લી થી ગણાય છે. પત્રવ્યવહાર નં. ૧લાને ઠેકાણે કરો.

મળવાનું ઠેકાણું:—

**રા. અંબાલાલ બુ. જાની,** બી. એ.
૨૬૫, શ્રી ફાર્બસ ગુજરાતી સભા મંદિર
વિઠ્ઠલભાઈ રોડ, કોન્વેંટ લેન, મુંબઈ નં. ૪.

**મેસર્સ આર. આર. શેઠ**
પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨

૩ **મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કું**
બુકસેલર્સ અને પબ્લીશર્સ.
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨.

૪ **ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય**
ગાંધીરોડ, અમદાવાદ

**બુકસેલરોને જથ્થાબંધ ખરીદતાં ૨૫ ટકા કમીશન મળશે. પરંતુ બુક પોસ્ટનો**

# માનસી

સર્જન અને ચિન્તનની ગ્રંથશ્રેણી

વર્ષ ૩, ગ્રંથાંક ૨





આ અંકમાં

બળવન્તરાય ઠાકોર · ધનસુખલાલ મહેતા · જ્યોતીંદ્ર દવે
ભદ્રમુખ વૈદ્ય · ઇન્દુલાલ ગાંધી · ભોગીલાલ સાંડેસરા
જેઠાલાલ જોષી · રતિભાઈ પટેલ

# વિષયદર્શન

વર્ષ ૩ ગ્રંથાંક ૨

## સર્જન અને નિબંધો



## નિકષ

'વિનોદકાન્ત'નો
નવો રસીલો
નિબંધિકાસંગ્રહ

# નાજુક સવારી

૨૪ નિબંધિકા. મર્માળ, મનોહર, કટાક્ષમય. બધી અત્યાર પહેલાં અપ્રગટ. બે રૂા. દોઢની (ટ. ખ. વગેરે રૂા. ૦। જુદું) ચોપડી માત્ર એક રૂપિયામાં મેળવવી હોય તો નીચેનું કુપન આનંદ પ્રેસ, ભાવનગરને રકમ સહિત મોકલો. મુંબાઇ, સૂરત ને અમદાવાદની શાખામાં પણ મળશે. વધુ વિગત 'મંદિરનો ઘંટનાદ' માં.

## 'નાજુક સવારી'નું કુપન

શ્રી. સંચાલક, 'માનસી'

હું 'માનસી'નો ૧૯૩૮નો ગ્રાહક છું અને તમારી તરફથી પ્રગટ થએલું નવું પુસ્તક 'નાજુક સવારી' એ હકથી એક રૂપિયામાં મેળવવા ઈચ્છું છું. એ રકમ આ સાથે છે તો પુસ્તક મોકલાવશો.

પૂરી સહી ________________

ઠેકાણું ________________

સ્થળ અને તારીખ ________________

## ધ્વનિ



**માનસી ગ્રંથશ્રેણી; સંચાલક** વિજયરાય ક. વૈદ્ય દરજી મહોલ્લો, ગુનાનપરા; સુરત ... ... લવાજમ (વાર્ષિક), રૂ. ૫; દેશાવર, રૂ. ૮); છૂટક, રૂ. ૧ા ... **શાખાઓનાં નામ હરવખત માફક.**



# માનસી

સર્જન અને ચિંતનની ગ્રંથશ્રેણી

વર્ષ ૩ ———— ગ્રંથ ૨

## સરસ્વતીકંઠાભરણ

### ૨. નીતિ કલાને આવશ્યક

પરંતુ આપણો અધિકાર શું આથી વધારે આગળ નહિ જાય, અને કવિઓ જો કૈં બીજું [ લાલિત્ય અને સંવાદિતા વિનાનું ] લખે તો તેમને આપણા રાજ્યમાંથી હાંકી કાઢવામાં આવશે એ બીકે તેઓ એમની કૃતિઓમાં માત્ર ઈષ્ટની પ્રતિકૃતિને[1] જ વ્યક્ત કરે એટલી જ શું આપણે એમની પાસેથી અપેક્ષા રાખીશું ? અથવા બીજા કલાકારોને પણ આ જ નિયમન લાગુ પાડવાનું છે, અને મૂર્તિવિધાન સ્થાપત્ય તથા બીજી સર્જનાત્મક કલાઓમાં દુર્ગુણ અને અસંયમ તથા નીચતા અને અશ્લીલતાને વ્યક્ત કરવાની શું એમને પણ મનાઇ કરવાની; અને રખેને આપણા પુરવાસીઓની રસવૃત્તિને એ હીન કરી મૂકે એ બીકે જે કોઈ આપણા આ

---

૧. The image of the good–દરેક વસ્તુને પોતાનું વિશિષ્ટ ઈષ્ટ હોય છે, દરેક કલાને પણ પોતાનું ઇષ્ટ અને દરેક આત્માને આત્મા તરીકે પોતાનું ઇષ્ટ હોય છે; એ ઇષ્ટ તે આદર્શરૂપ હોય છે; અને પોતાના ઈષ્ટને આદર્શરૂપ સ્વીકારીને એની પ્રતિકૃતિને વ્યક્ત કરવી એનું નામ કલા.

નિયમનું પાલન ન કરી શકે એને શું આપણા રાજ્યમાં એની કલાની પ્રવૃત્તિ કરતાં અટકાવવાનો છે? જાણે કોઈ વિઘાતક ગૌચરમાં (એમને રાખ્યા હોય તેમ) આપણા પાલકોને[1] નૈતિક કુરૂપતાની પ્રતિકૃતિઓમાં મોટા થવા દઈશું નહિ, અને ત્યાં કેટલી યે હાનિકારક વનસ્પતિ અને ફૂલો તેઓ ચોરેમોરે અને દિવસો જતાં ખાય અને તેના પર નિભાવ કરે, તે એટલે સુધી કે એમના પોતાના આત્મામાં પાપનો સડતો સમૂહ ગુપ્ત રીતે એકઠો થાય-એમ આપણે નહિ થવા દઈએ. આપણા કલાકારો તો એવા હશે કે એમનામાં સૌન્દર્ય અને લાલિત્યના ખરા સ્વરૂપને પિછાનવા જેટલી શક્તિ હશે; એમ હશે ત્યારે આપણો[1] યુવાન આરોગ્યની ભૂમિમાં, સુંદર દૃશ્યો અને સંગીતમાં વસશે અને દરેક વસ્તુમાંથી એને ઈષ્ટ મળી રહેશે; અને પવિત્રતર પ્રદેશમાંથી આવતા આરોગ્યપ્રદ પવનના જેવું સારી કૃતિઓમાંથી નીકળતા પ્રવાહરૂપ સૌંદર્ય (એના) કર્ણ અને નેત્રમાં વહેશે અને ઠેઠ નાનપણનાં વર્ષોથી બુદ્ધિના સૌન્દર્ય પ્રત્યેની સહાનુભૂતિ તરફ અને (એ સૌન્દર્યના) સાદૃશ્ય તરફ આત્માને પરોક્ષ રીતે ખેંચશે.[2]

**: પ્લેટો :**

---

૧. પુરના પાલક વડાઓ કેમુખીઓને-Guardians ને.—સં' 'મા.'

૨. ભાષાંતર શ્રી. પ્રાણજીવન વિ. પાઠકનું: 'પ્લેટોનું આદર્શ-[રૂપ] નગર' પૃ. ૧૪૩; (ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ પ્રકાશિત). —સં'. 'મા.'

# ઉન્મેષ[1]

## ૧

અમે બંધાયાં'તાં પરસપર લૈ કોલ, વચને
ન મેં પાળ્યાં એણે જીવનભર રક્ષી શરતને :

લખ્યું'તું મેં એને,—

'રડે છે શા માટે ! દિલ દીધું હતું તે પાછું લઇ લે
નથી ચોરી કરું ચકરડું ઘુમ્યાં અગ્નિપડખે :
નથી હૈયેહૈયું વણી મધુર એકાંત ઉજવી
અમારા પ્રારબ્ધે લખિયું નિત પ્રીતિવચનના
કરારોમાંહીથી છટકી, કરુણામાં લય થવું.'

તરત જ મને ઉત્તર મળ્યો :

'મને ન્હોતી લગ્નતણી હૃદયમાં લેશ લગની
ન'તું તારે હૈયે વિજળી બની મારે સળગવું:
કરારો શું ? તારાં પ્રીતિવચન સુદ્ધાં તરછૂડી,
હતી ઈચ્છા મારે વિરહવસમું ગાન બનવું
ઠરેલા હૈયાનું.'

ગયાં વર્ષો, મગ્ધતણી પરમ એકાંત પણ ગૈ,
હવે સ્વપ્નાં-ચાળે રમીરમી કયાંઓ સરજવી.

---

૧. કાવ્યો નહિ છાપીએ એવું અમે જાહેર કર્યા પહેલાં 'માનસી' માટે જ લખાવા માંડેલું આ કરુણ-મધુર સુન્દર કાવ્ય અમારા નિયમનો અપવાદ ઉપજા કારણે કરીને છાપતાં આનંદ થાય છે.—સંચાલક 'માનસી'

૨

ફરી ફરી એ જ કથા સ્મરીને
ભીની કરું અંતરની દિવાલોઃ
ગુંજી રહું જીવનગાન જૂનાં
ઝંકારવા તાર નવી વીણાનો.

જાગો, સુતાં સ્વપ્ન તમામ જાગો
આજે મહોત્સવ વાણી–રાગનોઃ
ઉઘાડી દો દ્વાર દિશાદિશાનાં
છે આજ શૃંગાર દ્યુતિ–પરાગનો.
સાથી અમે એક જ દીપખંડના
જ્યોતિ થયો હું થઇ એ દિવેટ;
મારી પ્રતિભા અજવાળવાને
એણે કર્યાં પ્રાણ–પ્રકાશ ભેટ.
જાગો સ્વરો પથ્થરની રગેરગે,
દાગો નવાં દર્શન શૂન્ય મારગે.

૩

શિશિરના સુપ્રસન્ન ઉઘાડમાં
જગવસંત કટાક્ષ ભરી રહીઃ
લહરીએ લહરી નદી–નીરની
મૂક નિમંત્રણમંત્ર બની રહી.

વિજન જંગલ કોયલ કૂજતી
અસુર ઓન સુધાઝરતી થઈ :
અમર સ્વપ્ન ઉષા ચીતરી ગઇ
અકલ ભાવિ ઉલ્લાસની આરતી.

કિરણના મૃદુકોમલ સ્પર્શથી
ઉઘડી આભની લાલ અટારીઓ :
હરખું આંગળીઓ અડકી જતાં-
હ્રદયની ખીલી અંતરક્યારીઓ.

૪

નજર આગળ સાગરનર્તનો
હૃદયમાં મધુરી ભરતી હતીઃ
પગલું સાચવું તો ય અજાણતાં
શરીરવેલ પ્રિયાની નમી જતી.

હજી જરાક ધીમે, ધરતી સ્વયં
તીરછી આંખ કરી નિરખે અનેઃ

હજી જરાક ધીમે જલશોભના !
કકણ મારી ન આમ ભીની બને
પણ ઝલાય ન વેગ શરીરનો,
નવ ઝીલાય અધીર મધુરતાઃ
દિવસ ને રજનીતણી ઊર્મિઓ,
ભરી'તી શું ઉરપાલવમાં રમા ?

૫

અજર યૌવનની પગદંડીએ
રજની આજ બની અભિસારિકાઃ
પ્રણયઉત્સવની પ્રથમારતી
પ્રગટી નારીશરીર અનામિકા.
વિશદ ચંદ્રકલાતણી મધ્યમાં
નયનશું નયનો વિજળી રચેઃ
ઉભય અંતરના મૃદુ તારના
ઝણઝણાટ થતા ધરદ્વારમાં.
પછી રચાઇ પૃથગ્જનને મુખે,
અવનવીન કથા નવીનો તણી.
સળગતા પથ ઉપરથી અમે
રથ ચલાવી ગયેલ સુધાભણી.
મિલનની પડખે કરુણાતણી
લહીર દોડી રહી હતી વેગમાંઃ
જગસમસ્ત દીધા મૃતશાપથી
બની ગયેલ અમે, પરન્એતમા.

### ૬

કથવું શું ? ઉપમા ય નથી હવે
નથી નવીન કશાં સુવિશેષણોઃ
પ્રિય, સખિ રસસંજીવની વળી
અધિક એકથી એક બીજું ગહ્યો.

ગણવું શું ? અગણાયલ કોટિધા
સ્મિતથી છાવરી દીધ સમસ્તનેઃ
પગથિયાં, નદી-ભેખડ મંદિરો
ઘરેઘરે પરિતો ધરતી સુધાં.

પગલીએ પગલીએ પ્રભુતા ધરી
જીવનમાં ભરતી કરુણા-કલાઃ
નયન શાંત, અપૂર્ણ મીંચાયલાં
અરુણની મધુરી કિરણાક્ષરી.

તિમિરપંથતણી રસચાંદની
રજનીની પથપલ્લવ તારિકાઃ
અજિતને જીતવું નથી દોહલું
અહીં અજીત હતી રૂપમાલિકા.

કવનની ઉભરી ચરણાવલિ
સકલગીતતણી સુકુમારતાઃ
પરમ સંગીતની સ્વરચારુતા
ઉરની એક અખંડ દીપાવલિ.

### ૭

તિમિર આવી વસ્યું અવની વિશે
પવનને મળ્યું રૂપ વિનાશનુંઃ
ઘન ચડયો-મત્ત વિજળીઓ ફૂટી
કિરણવેલ વીંખાઈ-શું તૂટશે ?
નહિ અવાજ, ન ઉત્તર, ના મતા
જલપ્રપાત અખંડ પડયે જતોઃ

પવન કાળ-સિતાર વગાડતો
ઘુમી રહ્યો ઘર-ખેતર-ખીણમાં.

હૃદયદ્વાર અધિક ન ઊઘડે
નવ જણાય દીવેલ ગયું ખૂટીઃ
સકલ ચેતન કોણ ગયું લૂંટી ?
પ્રબળ શીત વીંટાઈ બધું હરે.

વદનના સ્મિતમાં પ્રગટી સુધા,
નયન જ્યોત જરીક પડી ધીમીઃ
સ્મરણ ઘોર ઊંડાણ રહ્યું ઘુમી,
પ્રગટવું દિન એક ઠરી જવા.

### ૮

નવ પ્રકાશ હતો, નવ છાંયડી,
સકલ શૂન્ય હતું સ્મૃતિધેનમાંઃ
અકલ દર્દ હતું તુજ નેનમાં,
શમવવી કયમ એ દુઃખની ઘડી ?

નયન અશ્રુ ચુમેલ પ્રિયા, પછી
ગગનતારક– એ નિરખી રહ્યા.
કિરણસ્મિત ધીમું વરસી રહ્યાં,
સ્મરણમાં સખિ, છે સુખની સ્મૃતિ ?

પછી જરીક મીઠું-મૃદુ તું હસી
વદન નિર્મળતા નીતરી રહી.
દ્રુપ હથેળી તણી રચી અંજલી,
અકથ દુઃખ મહીં હદેતા કરી.

### ૯

જીવન આમ વહ્યું તિમિરે તરી
પણ પ્રકાશતણી ન સુઝે દિશાઃ
મધુર-શાંત ઇન્દ્રસ ભરી ઉષા,
શીદ અલક્ષ્યજગે ઊભવા સરી ?

જરીક વાર–જરા અરધી ઘડી
ઊભી રહે નથી પૂર્ણ થઈ કથા:
મર વછૂટી વિચારતણી કડી
નહિ તૂટે–તૂટશે નહિ શૃંખલા.

પણ હજી ય શું? પાંપણજળમાં
હૃદયબિંદુ ઝીલાઇ રહ્યાં નવાં:
નવ હતો કચવાટ, ન વેદના,
સ્મૃતિ પ્રસન્ન હતી મુખલાલિમા.

ગત પરિસ્થિતિમાં જ પ્રસન્નનું
ગમતું શીદ તને હજી યે સખિ!
મુખ અબોલ છતાં રડવાતણું
કશું ન કારણ કેમ મને કહ્યું?

૧૦

થાકેલ હોઠે કથની કથા શી?
શું દર્દને દર્પણ આપવું પડે?
પગહાથ, મોં, ગાલ, કપાળ, કુંકુમે
રંગાયલાં જોઈ કહ્યું હતું કે,
'જવાની છું સાસરિયે સવિતા?'
પગ હાથ, મોં, ગાલ, કપાળ ઉપરે
નિહાળીને કુંકુમરંગીલી કલા:
તને ય આવું અશુભ સૂઝયું?
શું જાણું કે લગ્ન હશે કઈ બલા!
તને ય જ્યાં ત્યાં ગમતી કવિતા!
અને કવિતા ગમતી'તી વાંચવી
તું તો કવિતા જ હતી સ્વયં, હલા!
મથી રહી શબ્દનું રૂપ શોધવા
આકાશમાંથી વછૂટેલ ચંચલા.

૧૧

વદનનું ગયું તેજ ઝગ્યું ફરી
સુરુચિએ કરી શાંત પ્રદક્ષિણા:
કમલદાંડલી શી નબળી છતાં
શરીરવેલ જરાક પ્રફુલ્લ થૈ.

'ગમતું આજ જરાક મને અહીં
વિચરવું જગઅંતરઆશ્રમે.'
શિથિલ સર્વ શરીરક્રિયા છતાં
ખડખડાટ હસી—કરુણાભર્યું.

કરુણ એ જ અવાજ–અધીરતા
લથડી જીભ, શરીરની માંડણી;
સ્વર ગયો, સ્થિરતા ય ગઇ સરી
જટિલ ધ્રૂમસના વરતુલમાં.

વિશદ જીવતણી પ્રતિભા—પ્રભા
તિમિરમારગમાં જઇને પડી.
પૃથિવીના અણુયે અણુ યે બળી
થઇ હતી પ્રકૃતિતણી પ્રેરણા.

ઊગીઊગી ખિલવું–ખરવું–જવું
સુભગ એ પળ પ્રાણવિકાસની:
રુદનગીત બની અળગું થવું
સરજવા દુઃખની અદકી કડી.

કરુણ અંતરગીતની શૂન્યતા
મહીં નિહાળી રહે નયનો કશું:
કંઇક શોધી રહે મન શૂન્યનું
બધિર માનવ કેમ સુણે કથા?

જીવનલક્ષ્મી બધી ય લૂંટાઈને
મરણપંથ વિશે જઇને પડી:
રુદન અશ્રુ વિના જ ગયું સરી
ગીત ગયું કરી ઉર કુંટાઈને.

૧૨

સ્મરણદૃશ્ય તરે દૂર વ્યોમમાં
વિશદ માનસ સ્તબ્ધ બની રહે:

તુજ અબોલ દિશા નિરખી રહે
અતળ ચિંતન અંતરભોમનાં.
તુજ મધુસહકાર વિના સખિ!
જટિલ આ ભવપંથ શકું ફરી?
કયમ અગાધ ઊંડાણ શકું તરી?
શરીરપાંખ ખરી પડતાં પછી.
ઉભયના વચમાં વિધિએ નકી
કનકદોર ગુંથેલ અલક્ષ્ય કો'
અહહ, આજ અચાનક એ તૂટી,
અડકતાં કર ક્રૂર વિનાશનો.

૧૩

સ્મરણનાં પ્રતિબિમ્બ પડીપડી
નયનપાંપણ કોમલ કંપતી:
ગગનપંથમહીં ઊડવા જતાં:
હૃદયપાંખ અચેત બની જતી.
નરમ ચિત્ત, હુજીય કઠોર થા,
જગતના કંઈ ઘા ખમવા તને:
નિજ કરાળમુખે ગળવા તને
નિરખ આવી હલેસ અધીર ત્યાં.
શીતલ કિરણપુંજની મધ્યમાં,
અડપથી મહીં કોણ ગયું ભળી?
પગલીઓ રજ ઉપર પાથરી
અમર સ્વપ્ન ગયું ધૂળમાં મળી.
જગતના અવિરામ વિનાશમાં,
જીવનધૂપ કરી વિચરી ઉષા;
પ્રલયના પ્રગટેલ હુતાશમાં
પરમ રૂપ જળી-વિરમી ઉષા.
નયનનીર કદી ન નવ ખૂટશે
વિમલ ચિંતનનો કદી અંત ના:
કદી ય વિસ્મૃતિમાં નહિ ડૂબશે
જીવનમગ્ન સનાતન ઝંખના:

૧૪

સમાસઃ છેલ્લો પડદો પડી ગયો
ભળી ગયું અંતર અંધકારમાં:
ઝંકાર છેલ્લો કરી શૂન્ય તારમાં
પડી ગઈ વાગતી બંધ, વીણા.
ભીરુ, અવિશ્વાસની હિમકેડીએ
ઠરી ગયો શ્વાસ-પ્રકાશ પ્રેમનો:
શું શોધતો મૂરખ ઠંડી રાખમાં?
છેલ્લો તિખારો મળશે ન એમાં.
તારા વિનાની ઘનઘોર રાત્રિ
જેવું લઇ અંતર જીવવું શું?
એકાન્તના સાગરમાં પડીને
હું સંઘરું મૌનનું રૂપ મીઠું.
વિરાટની રંગકટોરીમાંથી-
કોઈ નવો રંગ ઉપાડ સંધ્યા!
ક્ષણિક તારાં નવદર્શનો સખિ,
બની જશે અંગિત આયુ-રેખા.
શાને ગયેલી ઘડીઓ ગણી ગણી
શ્રદ્ધાની અંધારકથા ઉકેલવી?
આકાશના તારકની જમાતને,
તરંગની દોરથી શેં ઉતારવી?
સંધ્યા, સરિતા, પ્રતિબિમ્બની ક્ષણો
આવે અને જાય અનંતકાળથી:
હું યે ભરી સંસ્મરણોનું ભાથું
ભમ્યા કરું દિવસ રાત એકલો.
આવો અધીરાઇ, ઉમંગ-સ્પંદનો.
આશા-નિરાશા; પરિતાપ, આંધી:
અશ્રુની વર્ષા, કરુણાસમાધિ
તમામને અંતિમ વાણીવંદનો.

ઇન્દુલાલ ગાંધી

પ્રો. બળવન્તરાય કલ્યાણરાય ઠાકોર

# વસન્તોત્સવ નિમિત્તે[1]

બહેનો અને ભાઇઓ

શ્રી ગોકુળભાઇ ભટ્ટ અને ત્હમારા બીજા સ્વયંસેવકોની પસંદગી થોડાં વર્ષ ઉપર પણ મ્હને આવા સમારંભમાં તાણી આવેલી, તે વખતે આપણી હાલની શારીરિક અવદશા અને તેના વ્યવહારૂ ઉપાયો વિષે સુઝયાં તેવાં સૂચનો કર્યાં હતાં. પછી વડોદરામાં એક અખાડાના જવાંમર્દોને પણ બે બોલ કહેવા પણ પ્રાપ્ત થયા હતા. તે વખતે કહેલું આજે ત્હમારી આગળ ફરી કહેવાય ખરૂં, ત્હમારામાંથી જે થોડાએ તે સાંભળેલું વાંચેલું તેમાંના કોઈને તે યાદ હોવાની ય ધાસ્તી નથી, પણ મ્હને પોતાને યાદ છે ને, એટલે મ્હને જ તે વાસી પડે, તે અત્યારે કેમ પીરસાય? વિષય તો આવે પ્રસંગે એ જ રાખવો ઘટે, તથાપિ સુભાગ્યે એ વિષય એટલો તો વિશાળ છે કે તેના એક જુદા જ અંગ ઉપર બનતો વિચાર કરવા આજે ત્હમને આમંત્રીશ. પ્રથમ લઉં છું આપણામાં વધુ વધુ ફેલાતી જતી કેટલીક વિદેશી રમતો: ક્રિકેટ, ટેનિસ, ફૂટબોલ, હોકી વગેરે. આ વિષે હું કેટલાંક સ્વતંત્રવિચારણા સ્થાનો ત્હમારી આગળ મુકીશ.

ટેનિસ ક્રિકેટ કેટલાં તો ખરચાળ છે તે જાણીતું છે. આપણા ગરીબ દેશને ગાત્ર રમતોમાં એટલો ખર્ચ પોષાય ખરો? આપણે

---

૧. ૧૯૮૪ના ફાગણ શુદ ૧૪ની રાતે, વસન્તોત્સવ નિમિત્તે મુંબાઈનાં પરાંઓની મિજલસમાં આપેલા ભાષણનું વ્યાખ્યાનરૂપ. જોડણી મૂળ પ્રમાણે જ રાખી છે.—સં.'મા.'

કેટલા તો ગરીબ છીએ તે રહમારામાં સૌથી વધારે અવિચારીને ય એકદમ લાગી આવે એટલા સારુ અત્યારે હું ગયા ઝમાનાના આપણા જાણીતા અર્થશાસ્ત્રી અંબાલાલ સાકરલાલનું જ એક વચનામૃત ટાંકીશ. એઓ ગવર્મેંટ ઓફ ઇંડિયા, પ્રાંતિક સરકારો, મોટી સુધારાઇઓ, મોટાં બંદરો, નહેરો, આગગાડીઓ, તગાવી, આદિ માટે વખતોવખત આપણે કરવાં પડેલાં કર્જેની ગંજાવર રકમોનો મહાભારત સરવાળો સંભળાવતા, લાખ, મિલિયન, કોટિ, બિલિયન, આદિ સંભળાવતાં એમનું મોં ભર્યું-ભર્યું થઈ જતું, અવાજ પણ એવો પહાડી કહાડતા કે કાચાપોચા કાનના પડદા ફૂજી ઊઠતા, " એટલે, ભાઇઓ, શું સમઝ્યા, હુંઉ !—આપણે તો દેવાદારના દીકરા ! ". વીશ વર્ષનો પુત્ર ક્રિકેટશોખી હોય, અઢારની પુત્રી ટેનિસશોખી હોય અને બાપની આવક માસિક બસોની હોય, તો એ કુટુંબમાં બેત્રણ ન્હાનાં છોકરાં બી હોય તેમની કેળવણી માટે બાપ કેટલી સવડ કરી શકે, એનો અડસટ્ટો પણ કરી જોશો. વળી બીજી રીતે જુવો. ક્રિકેટ મૅટિંગ ઉપર બરાબર ખેલાય જ નહિ : એને સારુ તો હરિયાળી કિત્તી જોઇએ. આપણા ઉષ્ણ અને શુષ્ક હવાના ખંડમાં બારે માસ હરિયાળી કિત્તો કેટલા થોડા ભાગમાં માફકસર ખર્ચે મળી શકશે ? રાજકોટ રાજકુમાર કૉલેજમાં હું ૧૯૦૪થી ૧૯૧૨–૧૩ લગી શિક્ષક હતો, ત્યાં અમે અમારો ક્રિકેટનો કિત્તો કાયમ દુર્વાચ્છાદિત રાખવાને સારું નદીકાંઠે લાંબો લીલોપટ રાખ્યો, એક ગાડું બે જોડ બળદ અને બે સાથી રાખ્યા, રોજ ને રોજ થોડાં નદીકાંઠેથી ઉપાડી ગાડું ભરી અમારો ક્રિકેટ કિત્તા ઉપર જમાવતા તથા આખી રાત પાણીમાં તરબોળ રાખતા, પરંતુ ફેબ્રુવારી મહિનો પૂરો થતાં પ્હેલાં તો પ્રખર સૂર્યદેવ અમારા આ બધા ય ફાંફાં માત્ર ફાંફાં છે, એમ સિદ્ધ કરી દેતા.

ત્રીજું આ ધ્યાનમાં લ્યોઃ ક્રિકેટ મેચ એટલે બે ત્રણ કે પાંચ દિવસ લગી આખા દિવસનું આધરણ. રમત પાછળ કલાક

અપાય, બે કલાક અપાય, પરંતુ એક ઉપર એક આખા ને આખા દિવસ? આપણા ઉત્પાદનમાં અતિશય પછાત દેશનું એ ગજું બી ખરું? ઇગ્લાંડ અને તેની વસાહતો સિવાય દુનિયામાં બીજે કોઈ સ્થળે ક્રિકેટનો એવો મહિમા નથી મુખ્યત્વે આ કારણથી. અને ક્રિકેટ સામે મ્હારો સૌથી મોટો વાંધો તો ફિલસૂફીની અને ન્યાયની દૃષ્ટિએ છે. ક્રિકેટ કેવી એકતર્ફી અને અન્યાયી રમત છે તે તો જરા જુવો. એમાં દર ક્ષણે દરેકેદરેક દડે એક માણસની સામે અગિયાર જણની ધાડ! જેવી આપણા દૂડ્ગુડુની રમત જંગલી છે તેવી જ આ! એકની સામે અગિયારમાં તે શી ખેલદિલી sportsmanship હોઈ શકે વારુ?

હા, ફૂટબોલ રમો, હોકી રમો, તે એટલી ખર્ચાળ રમતો નથી, આવી અન્યાયી પણ નથી, આપણા આબોહવાને ક્રિકેટ જેટલી પ્રતિકૂળ પણ નથી. એ રમતો હિંદના કોઈ પણ ભાગમાં કોઈ પણ ઋતુમાં સવારે અગર સાંજે રમી શકાય છે. અને એ રમતો માટે એક કલાક જ જોઈએ; એટલા થોડા સમયમાં પણ અંગસ્ફૂર્તિ, અંગબળ, દાવપેચ, ધસારા અને સંરક્ષણની કલાઓ, ચમૂની સંઘશક્તિ, ખેલદિલી, બધાં જ શુભ લક્ષણો પૂરતાં કસાય છે, અને વળી એ રમતો જ છે.

વિદેશી હોય તે વિદેશી હોવાના સબબે જ વર્જવું એમ હું તો નહિ કહું. વિદેશી હોય તે પણ સારું હોય અને આપણને માફક આવી જાય તો અપનાવવામાં જરા પણ અંદેશો ન રાખવો એમ જ હું તો કહું છું. સ્વદેશીવાદનું પોતાનું સામર્થ્ય પણ વિદેશી વસ્તુઓને સ્વદેશી બનાવતા જઈએ તેમ તેમ જ વધી શકે. વળી હોકી આપણા અસલ ગેડીદડાના ગોપ-બેલનું જ રૂપાંતર; તે ગેડીદડાની રમત આપણા દેશમાં ગોકુળમાં અને જમનાજીને કાંઠે શ્રીકૃષ્ણ અને શ્રીબલરામ એમના ગોપ ગોઠિયાઓ સાથે ભમતા રમતા અને વાંસળીઓ વગાડતા હતા તેટલી જૂની તો છે જ. અને ફૂટબોલ જેવી દડાઓની રમતોનાં

પ્રાચીન રૂપ તો લગભગ દરેક દેશ અને ઘણી પ્રજાઓનાં ભૂતકાળમાંથી જડી આવવા સંભવ છે, તો એ રમતોને માત્ર યુરોપીય શાને ગણવી? હૉકીમાં આપણા હિંદી ખેલાડીઓએ આખી દુનિયામાં નામના કહાડી છે, ફૂટબોલમાં બંગાળીઓએ વખાણવા લાયક પ્રગતિ કરી તેને પોતાની પ્રજાકીય રમત જેવી બનાવી લીધી છે, એ સર્વથી હું રાજી રાજી છું. ગુજરાતી પ્રજામાં પણ હોકી અને ફૂટબોલ સર્વત્ર પ્રસરે એમ હું તો ઇચ્છું છું.

અને બીજું હું તો આપણાં ઊગીને મોટાં થતાં બાલકો માટે નૃત્યની લોકપ્રિયતા વધે તેથી લાભ છે એમ માનનારો છું. આપણામાંના કેટલાક ઘરડિયા અને ઘરડિયા નહીં તો ચોખલિયા અને ચોખલિયા નહીં તો વ્હેમી અને કુતર્કિયા, શાળાઓ વગેરેના ઉત્સવોમાં નૃત્યને વધારે વધારે સ્થાન અને મહત્ત્વ મળતું જોઇને છેડાઈ પડે છે; નસકોરાં ફુલાવે છે; ભ્રમ્મર ચડાવે છે; અને સવાલ કરે છે—"આ કાચી વયમાંથી આવા શોખ, આવી લત અને આ ચેષ્ટાઓ અને ચાળાઓ વળગશે તેનાં આગળ ચાલતાં કેવાં તો માઠાં ઘોર અનીતિમય વિનાશકારક પરિણામ આવવાનાં તેનો તો જરા વિચાર કરશો ને?" "છોકરાઓને શું નટનટી જ બનાવવાં છે?" "એમનાં ચારિત્ર શુદ્ધ બનાવવાં છે કે પતિત, દૃઢ કે શિથિલ, વ્યવહારોપયોગી કે સ્વપ્નાલુ, સમાજસેવી કે વિલાસી અપ્સરંગી?"

નીતિ! નીતિ! નીતિ! એમ ઘેલાની જેમ જપનારાઓ માનવી માનસની સ્થિતિસ્થાપકતા અને વિવેકિતાને અન્યાય કરે છે. શ્રીગણેશ પૂજ્ય છે, વિદ્વાનોનો દેવ છે, તેથી શું એ મહાખેંઢાડુ અને હાથી જેવડું અતિકાય માથું વધારનારાની ફૂંડને હસાય જ નહીં? એ ફાંદામાં આપણી પાતળી કુમળી આંગળીઓ અહીંતહીં જરી ઘોચવાની મઝા જરા માણિયે, તે શું નાસ્તિકતા અને પાતકીપણું ગણાય? જુઓ રે એવી અતિતાર્કિકતા! માનવી માનસમાં તર્ક logic અગત્યને આસને છે

પરંતુ તર્ક જ માનવી માનસનો આપખુદી સર્વસત્તાધર જુલ્મગાર રાજાધિરાજ નથી. નીતિ વિનાનું માણસ માણસ જ નથી તે કબૂલ, પણ શરીરનાં સ્વાસ્થ્ય સ્ફૂર્તિ અને બળ વિનાનું માણસ પણ શી ધાડ મારશે ! અતિશૃંગારી કે અતિવિલાસી સાહિત્યને તમે કુમળાં મગજોમાં પેસવા ન દેવા બનતા સાવધ રહો છો તેમ અતિશૃંગાર કે વિલાસી નૃત્યને માટે ય સાવધ રહો: ભલે, અમારી ના નથી. પરંતુ અતિશૃંગારી બીભત્સ અને નીચ સાહિત્યને વાંકે સાહિત્યમાત્ર વર્જ્ય ગણવાની ભૂલ કોઈ કરતું નથી, તેમ આ વિષયમાં પણ વિવેક રાખવાનો છે. શાળાઓના કે બીજા સંમેલનમાં જેમ ઉતરતું સાહિત્ય આવી જાય તે શાળાશિક્ષકોનો દોષ ગણાવાને પાત્ર, તેમ તેમાં ઉતરતું નૃત્ય આવી જાય તે ય તેમનો જ દોષ. પરંતુ ઉતરતી વૃત્તિપ્રવૃત્તિઓ, નિર્દોષ વૃત્તિપ્રવૃત્તિઓ, અને વિકાસોન્નતિપોષક વૃત્તિપ્રવૃત્તિઓ: ત્રણે વર્ગને એક લાકડીએ હાંકે એક જ તોળાંવડે તોળે એવો અંધાપો વેદાભ્યાસજડ કિંવા યોગાભ્યાસજડ ઐન્દ્રિયધરને જ વરે.

આવે પ્રસંગે અનુચિત ગણાય એવી જરા ગંભીર ચર્ચા પણ આવી ગઈ તે દરગુજર કરશો. ખરી રીતે શરીરસ્વાસ્થ્યની સ્ફૂર્તિની અને શરીરબળની સાધક પ્રવૃત્તિઓમાંની એક લેખે જ નૃત્યનો વિચાર કરિયે તેમાં નીતિઅનીતિ ભોગવિલાસ દક્ષતા-શિથિલતા આદિ ગંભીર પ્રશ્નો આવતા જ નથી. અને આપણા દેશનાં હવાપાણીનો વિચાર કરો, આપણી ગામડિયા અને વન્ય વસતીઓમાં હજી પણ, ઘણું ઘણું ઘસાઈ ગયું છે તથાપિ, નૃત્યને કેવું અને કેટલું સ્થાન છે તે જુવો. આપણા ઓીવનમાં રામ ગરબી ગરબા આદિ માટે કેટકેટલો ભાવ છે તે પણ ધ્યાનમાં લ્યો. નિર્દોષ નૃત્યને, સ્ફૂર્તિ અને બળ આપનાર નૃત્યને, કોઈ પણ વખોડી શકે નહીં. નૃત્ય એકલ હોય, દંદનું હોય, બે પુરુષોનું કે બે સ્ત્રીનું કે સ્ત્રીપુરુષનું હોય, સંખ્યાબંધ વ્યક્તિઓનું હોય ત્યારે પણ તે સ્ત્રીઓનું જ ના પુરુષોનું જ ના મિશ્ર હોય. મિશ્ર નૃત્યમાં

કંઇક વિશેષ જોખમ સંભવે તે દલીલની ખાતર સ્વીકારિયે, પણ અમિશ્ર નૃત્યનો શો વાંધો વારુ? અને આપણાં શહેરોમાં અને ગામડાંઓમાં ઘરનાં ચોકમાં કે ઉપર અગાસીમાં કે શેરી ચૌટામાં તરુઘટાતળે, વાવના પગથારમાં, કે નદીનાળાંકાંઠે, ગમે ત્યાં ગમે તે ઋતુમાં ગમે તે સમયે નૃત્ય થઈ શકે. હું જોઇને રાજી છું કે આપણા ઉપલા વર્ગોમાં નૃત્યકલા પેસતી જાય છે નિશાળમાં ડ્રિલ આદિને નામે જે લયબદ્ધ શરીરસંચલનો વધતાં જાય છે, કન્યાશાળાઓમાં ગાન સાથે અને ચક્કર ફરતાં ગોફ઼ ગુંથાય છે, તે પણ નૃત્યના પ્રકાર છે. ગામડાની અને વન્ય વસતીનાં નૃત્યોનાં અભ્યાસ અને સંસ્કરણ બનતી ઝડપે થવાં જોઇએ. છેવટ, મ્હારાં ઉછરતાં બહેનો અને ભાઈઓ, હું ત્હમને ધન્યવાદ દઉં છું. હોકી, ફૂટબૉલ, ટગ ઑફ વૉર, અને નૃત્ય પ્રતિ ત્હમારાં વધતાં જતાં વલણ જોઇને રાજી થાઉં છું અને ત્હમે એ ત્હમારાં વલણો દિનપ્રતિદિન નિર્દોષ દિશાઓમાં ખીલવતાં જશો તો ત્હમને દરેકને તેમ આખી પ્રજાને લાભ છે, એમ હું તો દઢ માનનારો છું, એટલું જ કહીને આપ સૌએ આટલા ગડગચ્ચામાં પણ શાંતિ જાળવી બોલવાનું મ્હારે માટે સુગમ કરી આપ્યું, તે સારુ ત્હમારો સૌનો આભાર માનું છું.

# એક ઇસ્પિતાલની સ્થાપનાનો કિસ્સો

### ટૂંકી વાર્તા

હું છેલ્લાં થોડાં વર્ષ હિન્દબ્હાર રખડતો હતો. પાછો આવ્યો ત્યાં લાટ સાહેબ બહાદૂરની ગુજરાત-કાઠિયાવાડમાં મોહિમ શરૂ થઇ એટલે તેમાંનાં બધાનો ચિત્રો ભાષણો સલામીઓ આતશબાજી પ્રદર્શન ઉદ્‌ઘાટનક્રિયા ખાતમુહૂર્ત આદિ સમારંભો વગેરેમાં મ્હને રસ પડ્યો. (ગાંડી ગુજરાત માત્ર સવારી તમાશા આતશબાજી રોશની આદિના મોહમાં ધાડાં ને ધાડાં કેવી દોડી પ્હોંચે છે અને પોતાના ઇષ્ટ વિલાસો માટે કેટલી તો તગડ અને હાડમારી વેઠી શકે છે, તેનો પણ કંઇક ખ્યાલ આવ્યો.) પંદરવીશ દિવસ રોજ પ્રાતઃકાળથી જમતાં લગી આ પ્રશસ્તિ-સૂરો જ મગજમાં ગુંજતા રહ્યા. વચ્ચેવચ્ચે છાપાંના "વધારા" અને સાંજનાં છાપાં એ જ સૂર ફરીને છેડી જાય તે નફામાં. એટલે એ સર્વની મિશ્ર છબિ લેખે મ્હારા દિલ ઉપર ગુજરાત-કાઠિયાવાડ પણ અર્વાચીન બની રહ્યું છે, ઝડપથી આગળ આગળ વધે છે, રાજામહારાજાઓની સદાનુભાવી મહાનુભાવી છત્રછાયા તળે સ્વરાજ્ય સુરાજ્ય બેય ખીલતાં આવે છે, પ્રજા સુખીસંતોષી છે, રળે છે, ખાયપીએ છે, ભણેગણે છે, અવનવા ધંધા અને ઇલ્મ અને કમાણીમાં દીર્ઘદષ્ટિએ ઉદ્યોગે બુદ્ધિએ અને રાજનયના મીઠા સહકારે ખાટતી જાય છે, રમત-ગમત વિહારવિનોદ અને લગ્નજયંતી આદિ સમારંભો ને ઉત્સવો

પણ નચિંત ખુશમિજાજે માણી શકે છે,—એવી એવી છાપ પડતી ગઇ અને વળી વધારે ઉજ્જવલ નવરંગી ભવિષ્યનાં કંઇ ને કંઇ સ્વપ્નો પણ કુદરતી રીતે ચિદાકાશમાં આછાંપાતળાં તેમ વિધવિધ ડોળમાં આલેખાઇ, આ સુખી આનંદવૃત્તિને ઓર બઢાવવા લાગ્યાં.

ત્યાં એક વૃદ્ધ મુરબ્બીના આગ્રહથી હું થોડી રાત એમની હૂંફ અને ગોદના શાંત બોધક અનુભવને માંટે એમને ત્યાં ગયો. એઓ એક મોટા રાજ્યોમાં વર્ષો લગી અધિકાર ભોગવીને નિવૃત્ત થયેલા, હવે પોતાના કુટુંબ મિત્રમંડળ વાડીવજીફામાં અને હીરા-મોતી લગડીના ભાવતાલમાં જ ગુંથાઈ રહેતા થોડાબોલા સજ્જન હતા. મિત્રો પણ એવણની મિતભાષિતાથી જ્યારે વધારે કંટાળી જઇને ટકોર કરતા, ત્યારે પોતે એક જ છાપેલો પ્રત્યુત્તર દેતાઃ "ભાઇ, ત્હમેય સારું જ બોલવાના આગ્રહી બનશો, તો ત્હમારો આરો પણ આ મિતભાષિતાનો જ વાડો છે. આવો, ભલે આવો મ્હારા વાડામાંઃ અહીં ભીડાભીડ હોવાની જ નહીં. ભીડાભીડ તો હોય ખુશામદખોરોના ચોગાનમાં."

હું જે ઉપર દર્શાવેલ સુખાનંદની સ્વપ્નલહરોમાં હતો, તે આ વિચક્ષણ અનુભવી-વડીલથી અજાણ્યું ન રહ્યું. બે દિવસ એમણે મ્હને બોલ્યા કરવા દીધો. હું વધુ વધુ ખીલું એવા જ કોઈ કોઇ મમરા મૂકે, અને હું મ્હારું ગાડું મ્હારી મોટર મ્હારું વિમાન પાછું હાંકયે રાખું, અને પોતે સાંભળ્યા કરે, એમ જ ચાલ્યું. સુભાગ્યે એમને ત્યાં આ વખતે બીજો મેમાન પણ હતો નહીં.

ત્રીજી સ્હવારે જ પોતે મ્હને લઇ ગયા પોતાની ફાઇલોના કબાટ પાસેઃ "ભાઇ ચકોર, અમે ઘરડા ત્હમારા જેવાના આનંદોલ્લાસથી નથી પલળતા તેનું કારણ અમે તો ઘરડા થઈ ગયા એટલું જ નથી. ત્હમને આ પ્રથમ પ્હેલી છાપો પડે છે, જ્યારે અમારી સ્મૃતિ ઉપર આ પ્હેલાંના આવા અનેક સમારંભો ય

આલેખાયલા છે, અને એ જૂની અને નવી છાપોને અમે તો સરખાવિયે: એ જ અમારે માટે કુદરતી. એવી એવી સરખામણીઓ શું દેખાડે છે તેના પદાર્થપાઠ માટે ઇચ્છા થતી હોય ને, તો એક પદાર્થપાઠ તમને આજે જ આપું. જુવો પ્રથમ આ ન્હાની સરખી ફાઇલમાંના કાગળો."

એ ફાઇલને ગયાળે મોટા અક્ષરે ચિઠ્ઠી હતી. "—ની ઇરિપ-તાલ, ખાતમુહૂર્ત ધ. સ.–: અને પછીનો ગોટાળો."

એ ફાઇલમાં છાપાંઓની કેટલીક કાપલીઓ, એક જરા લાંબી હસ્તલિખિત નોંધ અને છેવટે પાછી થોડી કાપલીઓ, એટલું હતું.

લાટ સાહેબ —નાં બખ્તાવર પગલાંની સ્મૃતિ અમર રહે એવું લોકોપકારક સ્થાયી અને મોટા ખર્ચનું શું નવવિધાન સંયોજવું, તે પ્રશ્ન નીકળતાં જૂના જમાનાના વૈદરાજે બીડું ઝડપેલું, "બાપુ, ઇરિપતાલનો પાયો નંખાવો. આપણા ચાંદમલજી, બિહારીલાલજી, આદિ ઝવેરીઓ અને શેઠિયા છે તેમની હને સારી રકમો ભરાવી શકાશે." દિવાન કહે, "હા, બાપુ. એવી સુધરેલી સંસ્થાની સગવડ આંગણે આણી શકાતી હોય, તો આપણા જડજ સાહેબ અને એમને પગલે શહેરના વકીલ મુખ્તારો પણ નાણાં હાલવશે." હાઇસ્કૂલના હેડમાસ્તર કહે, "આપણી રૈયતમાંથી ઘણા મિસ્ત્રીઓ બ્રિટિશમાં કન્ટ્રાક્ટો રાખે છે, ગોગી દરજી સોની કાપડિયા હજામ બોહ અને ગવલી મુંબાઇમાં મોટી મોટી દુકાનો નાખી માગાવાળા બન્યા છે, તે સર્વને દરબારમાં ન્હોતરવા. ભાયાત જમીનદાર મુત્સદ્દી અમલદારોની હારમાં જ ખુરસીઓ મળતાં એ ભાઇઓ પણ આપણી રાજધાનીનું નામ રાખવામાં પાછી પાની નહીં કરે." બાપુએ દિવાનને પૂછ્યું. "અને, ગલાભાઈ, તમે ! તમારે પણ દાખલો બેસાડવો જોશે." "અરે અન્નદાતા" ગલાભાઈ ગળી જઇને તુરત હાજરજવાબી-પણે કહે, "એ તે સવાલ ! આપ ખુદ જે આંકડો દાવે તે

મ્હારા નામ સામે મૂકી દેજોને; બાપુ ! આ કોમે ક્યાં કદી યે ના' પાડી છે ? આપની કીર્તિ એ જ અમ રાંકની લક્ષ્મી !" પેચ બેસશે ખરા, એમ વિચાર કરતા કરતા બાપુ મૂછ ઉપર તા દેવામાં અને હુક્કો ગડગડાવવામાં પડ્યા.

બેશક, જનાના ન્હારને ઓટે મશાલોની મિજલસમાં આ પ્રમાણે સવાલજવાબ થયેલા તેમાંનું કશું મેં ફાઇલમાં જોયેલું નહીં. આ તો વડીલશ્રી જૂના સમયના રજવાડાની રીતભાતોની વાતો છૂટથી કરતા તે ઉપરથી મેં ઉપજાવેલી બનાવટી છબિ જેવી બેસી ગઇ તેવી આપું છું: અને પૂર્વપીઠિકા લેખે એ ખોટી પણ નથી, કેમ જે એ હૉસ્પિતાલવાળા બનાવની તારીખ એટલી જૂની પણ હતી. ફાઇલની કાપલીઓમાં તો ખાતમુહૂર્ત વખતે લાટસાહેબના હસ્તકમળમાં પ્રજાના આગેવાનોનો કેટલો સહકાર અને ટેકો છે તેના પુરાવા લેખે સવા લાખનો ફાળો આઠ દિવસમાં જ થઇ ગયેલો તેની ટીપ હતી, મુંબાઇમાં ઇજનેર કંપનીએ દોરી આપેલો ઇસ્પતાલનું મકાન ચણાવાનું તેનો નકશો હતો ( આ શહેરના મુખ્ય મિસ્ત્રીએ જ પોતે કન્ટ્રાક્ટો રાખતા કંપનીના ડાઇરેક્ટરની સહી સાથે કરાવેલો હતો ), લાટસાહેબના દાક્તરનો મકાનનો ઘાટઘૂટ અચ્છો છે એવો દિવાન ઉપરનો કાગળ હતો, આસપાસનું જેટલું ચોગાન રાજાસાહેબે પોતે એ શુભ સંસ્થા સારુ કહાડી આપેલું તેનાં ક્ષેત્રફળ અને હદદદ્દ હતાં, રાજાસાહેબ અને લાટસાહેબનાં ભાષણો પણ હતાં, ( રાજાસાહેબના ભાષણમાં હેડમાસ્તરના પુસ્તકિયા અંગ્રેજીનો વાંયડો મરોડ પણ એક કે બે ઠેકાણે રહી ગયો હતો; જો કે એ ભાષણ 'ટાઇમ્સ ઑફ ઇંડિયા'ના કોઈ સબ એડિટર કને "સેટલ" કરાવવાનું ગલાભાઇ ચૂક્યા ન્હોતા. )

સમારંભની કાપલીઓ પૂરી થયા પછી, થોડા માસ પછીની તારીખની અંગ્રેજી દૈનિક પત્રમાંની એક કાપલી હતી. તેમાં મથાળા નીચે જ નગરના અમારા ખાસ ખબરપત્રી તરફથી એમ

કૌંસમાં ટીપ હતી. સાર આ હતો. —ના રાજાએ લાટસાહેબના નામથી ઇસ્પિતાલ માટે જે જમીન આપેલી, તેનો એક ભાગ ઘણાં વર્ષ જૂનાં ગીરોખતની રૂએ વૈષ્ણવ મંદિરની માલેકીનો થઇ ગયો છે. મંદિરના આચાર્ય કીંમત લેવા ના પાડે છે, ઊજળી વસતી એ તરફ વધે છે તો ત્યાં નવું મંદિર ચણવા ઇચ્છે છે. પરંતુ નવું મંદિર ત્યાં જ કરવા આગ્રહી નથી, ઊજળી વસ્તીને ફાવે એવો બીજો એટલો કટકો રાજાસાહેબ કહાડી આપવા કૃપા કરે, તો ઇસ્પિતાલ પણ લોકોપયોગી અને ધર્મનું કાર્ય છે, તેની આડે આવવાનું કલંક વ્હોરવા બિલકુલ રાજી નથી, ખુશીથી સાટું સ્વીકારશે. એટલે આ મુશ્કેલી તો મોટી ના ગણાય. પરંતુ બીજી મુશ્કેલી જનાનામાંથી ઊભી થઇ છે. પટરાણી સાહેબાના મામાઓને અહીં લગભગ દર વર્ષે આવવાનું અને રહેવાનું થાય છે તેમને ઉતરવાને રજવાડી મકાન પૂરતી સોઇ અને દરબારી મલાજાવાળું જોઇએ, તે નિમિત્તે આજ ચોગાનનો કેટલોક ભાગ રાજાસાહેબે કહેલું કે આપીશું, રાણીસાહેબાએ માગણી કરેલી જે ચણાવી આપો, એમ પ્રકરણ લંબાતું હતું, તે બધું લાટસાહેબનું પધારવાનું અચાનક થતાં તેની તડામારમાં યાદ રહ્યું નહીં, અને આ ઇસ્પિતાલનું વચન તો અપાઇ ગયું. રાજાસાહેબ પોતે રહ્યા એકવચની. એટલે આવા ધર્મસંકટમાં એમણે પ્રાન્તસાહેબને કાને વાત નાખી અને તેમની સલાહ માગી. રાજાસાહેબે જ ઉદાર દિલે આપેલી છૂટનો લાભ લઇને આચાર્યજી અને રાણીસાહેબાના વકીલોએ પ્રાંતસાહેબને પોતપોતાના દાવાના સ્વરૂપમાં પુરાવા વગેરે રજૂ કરીને વાકેફ કર્યો. અને પ્રાંતસાહેબે બધુ ન્યાયદષ્ટિએ તોળીને ગયે અઠવાડિયે ઠરાવ આપી દીધો છે કે ભલે રાજાસાહેબ ઇસ્પિતાલના મકાનને માટે આવા વાંધા વિનાના બીજી જમીન પસંદ કરે. —ની ઇસ્પિતાલ ચણવાનું કામ કેમ મુલતવી રાખવું પડયું છે તેની આ ખરી હકીકત વિગતવાર જાહેર કરવાનો સબબ, કે એ વિષે નવરા લોક તરેહવાર ગપો ઉરાડે છે, અને ગુલબાનો ફેલાવે છે, તે સર્વ હવે શાંત પડી

જશે એવી આશા છે. એ જ ચોગાનમાં દરબારી ઊતારા ચણાવા માટે તેથી કોઇએ દ્વેષી લોકનું સાંભળીને રાજાસાહેબના તંત્રની નિંદા કરવી પણ ન ઘટે. કદાચ આ અણધારેલા ધર્મસંકટથી ઇસ્પિતાલ જરા મોડી પણ જ્યારે બંધાશે ત્યારે પ્રજાને વધારે અનુકૂળ લત્તામાં અને પૂરેપૂરી અર્વાચીન સગવડોવાળી પણ બંધાવા પામશે એમ રાજાસાહેબની પ્રગતિપ્રિયતા અને રૈયતની સુખસગવડો માટેની કાળજી જોતાં અમારી તો ખાતરી છે. શાહ-સાહેબના બખ્તાવર નામ સાથે જે શુભ કામ જોડાવા પામ્યું છે તે અટકી તો નહીં જ પડે.

પછી આ ફાઇલમાં આવે છે તે નોંધનો અર્ધ ઉપરાંત ભાગ અક્ષરેઅક્ષર છે તે પ્રમાણે ઉતારું છું. એની ઉપર તારીખ છે છેલ્લી કાપલીની તારીખથી ત્રણેક માસ મોડી.

—ની બૅન્કના મેનેજર રજા ઉપર ગયેલા તેના અગિયારમા જ દિવસે વખતોવખત અમે મુંબાઇમાં મળતાહળતા તે મિત્રતાને નાતે એકાએક આવી ચડ્યા અને અહીં જ મેમાન થયા. જાતે પારસી એટલે રાજાસાહેબ એમને કોઈ કોઇ વાર શિકારમાં સાથે રાખતાં. એમના કુટુંબીઓ લગ્નપ્રસંગે બીજે ગયેલાં અને પોતે પણ બીજે અઠવાડિયે રજા ઉપર જવાના હતા, તે જ સંજોગમાં રાજાસાહેબે મોડી રાતે કહેવડાવી મળસ્કે જ એમને શિકારમાં સાથે લીધા. શિકારગાહે જ જમી લઇ જરા આરામ કરી નમતે સુરજે પાછો આવવા નીકળતાં પાડોશી રાજાજી હજી કેમ ન પધાર્યા તેની ભાળ મેળ-વવા રાજાસાહેબ સાઇકલસ્વારને મોકલવાનો વિચાર કરતા'તા, ત્યાં એ મિત્ર રાજાજીનાં જ સાઇકલસ્વારે આવી લશ્કરી સલામ ભરી રાજા સાહેબને ચિઠ્ઠી આપી. રાજાજીની શિકારગાહનો બંગલો પોતાની સરહદ ઉપર, ત્યાં આગળ થઇને આ હદમાં રાજાસાહેબને બંગલે આવવા નવી મોટર–સડક બે વર્ષથી જ પૂરી થઇ હતી. રાજાજી પાટનગરથી અહીં આવવા પણ નીકળેલા પરંતુ

રસ્તે પોતાને બંગલે સારી બાતમી મળતાં ત્યાં જ રોકાઇ જઇને રાજાસાહેબને ત્યાં તેડવા આ ચિઠ્ઠી મોકલી હતી. રાજાસાહેબ તુર્ત પોતાની મોટરમાં ત્યાં જવા ઊપડયા, ને શેઠને કહેતા ગયા, અહીં જ ન્હાપાણી લેશો ત્યાં આપને માટે મોટર આવી જશે. આવેલા સાઇકલસ્વારને પોતાના પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ ઉપર ચિઠ્ઠી આપી પોતાને પાટનગર દોડાવ્યો. શેઠે આરામખુરસીમાં લેટતાં છાપાંઓ વાંચતાં ન વાંચતાં કલાક સવાકલાક ગાળ્યો હશે, ત્યાં પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ પોતે મોટર લઇને આવી પહોંચ્યા. ફ્રુટનો કંડિયો મોટી ટિફિન બાસ્કેટ ભરીને બીજી સામગ્રી પણ જોડે લેતા આવ્યા અને શેઠને કહે, આપ શિકારે પધાર્યા પછી ટપાલમાં આવેલ આપના ઉપરનો કાગળ લાવી તે સોંપતાં આપનો ખાનસામા કહે મારા ઉપર પણ બાઇસાહેબનો કાગળ છે તેમાં મ્હને શો હુકમ કરે છે આપ જરા જુવો. આ રહ્યો એ, અને આ તમારો બંધ કાગળ. ખાનસામા ઉપરનો કાગળ વાંચીને મેં એને તે મુજબ આપનો બંગલો બરાબર બંધ કરવા, અને સાથે લઇ જવાનો આપનો સામાન તેમ બાઇસાહેબે મંગાવેલો સામાન બરાબર તૈયાર કરી રાખવા કહી પાછો બંગલે મોકલ્યો છે. અને રાજાસાહેબની આપના ઉપર મહેરબાની પૂરેપૂરી એટલે આજ રાતે જ આપ જઇ શકશો એમ માની લઇને એને કહી રાખેલું છે, આપ બંગલે ન પધારો તો બ્હારોબ્હાર ગાડી વળતે સ્ટેશને પધારશો, એમ એણે ખાતરી રાખવી અને એને તથા સામાનને સ્ટેશન ઉપર વખતસર પહોંચાડવા માટે પણ વચન દઇને એને પાછો મોકલ્યો હતો. રાજાસાહેબની ચિઠ્ઠી મળતાં તેજ સાયકલસવાર જોડે દિવાનસાહેબની ખુદ ઉપર ચિઠ્ઠી આપની રજામંજૂરી મંગાવવા મોકલી છે, આપને બંગલેથી ખાનસામાને તથા સામાનસમેત આણવાને લારી મોકલી છે, તેમાં એ બધું આપણે ન્હા પી રહીશું ત્યાં આવી પહોંચશે, અને હું આપની તહેનાતમાં આ જરા વ્હેલો આવ્યો. ટિફિન

બાસ્કેટ વગેરે. જેઇને શેઠ પૂછવા જતા હતા ત્યાં પોલિસ અમલદાર વળી કહે: આપને આપને બંગલે કવખતે વ્હેલું જમી લેવું પડે કેમ જે બંગલો બંધ કરવાનો; તે કરતાં આપ અહીં જ જમીને સીધા સ્ટેશને વખતસર પધારો એમ રાખ્યું છે. ખાનસામાને બંગલો વ્હેલો બંધ કરી દઇને અહીં આવી જવાનો બંદોબસ્ત કર્યો છે પણ આપની સુગમતાઓ જાળવવા માટે જ. પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ જમાનાનો ખાધેલો ગામગપાટા હાંકવામાં, આસપાસના રાજાઓ અધિકારીઓ આદિની કુથલી કરવામાં ઉસ્તાદ, તેમ ગાનતાનનો પણ શોખી જીવડો, એટલે (એણે ધારી મુકેલું તેમ) શેઠે ખાણું ખાઇને જ સ્ટેશને જવાનું પસંદ કર્યું.

વતન પ્હોંચ્યા ને ત્રીજે દિવસે રજામંજૂરી પણ આવી ગઇ. તેમાં સાથે દિવાનનો લખેલો અતિમાયાળુ કાગળે ય હતો. શેઠે રજા માગેલી અમુક તારીખથી પંદર દિવસની તથાપિ, દિવાન કહે, મેં જોયું કે વહેલા પધાર્યા તે તારીખથી ત્રણ અઠવાડિયાની રજા આપવી જોઇએ; અને રાજાજી તો કહે શેઠને એકમાં ખુબ ગોંધાઇ રહેવું પડે છે, દશને ટકોરે હાજર હોય જ અને કોઈ દિવસ સવા સાત પ્હેલાં ત્યાંથી ઉઠતા નથી. રજા આપિયે જ છિયે તો ભલે ને થોડી આશાએસ પણ લે, એટલે આ ત્રણ હફતાની બહાલી આપી દીધી છે.

શેઠ જે લગ્નપ્રસંગ માટે ગયેલા તે પૂરો થતાં જ દિવાનનો બીજો કાગળ એમને મળ્યો, અત્યંત ઘરવટનો અને લાંબો. તેનો સાર એટલો કે રજા વધારીને ત્રણ માસની કરી છે અને તેમાં રાજાસાહેબનો હેતુ આપને આશાએસ મળે તે ઉપરાંત બીજો પણ પોતે બોલી ગયા એટલે જાણવામાં આવે છે. પોતાનું રાજ કેટલું ન્હાનું છે તે રાજાસાહેબ સારી પેઠે જાણે છે. આપની લાયકી પ્રતિષ્ઠા આદિ પ્રમાણે આપને તો બમણા ત્રમણા પગાર અધિકાર આદિવાળી જગા કોઇ અવ્વલ દરજાની

બેન્ક કે કંપનીમાં જોઈએ. આપ એવી કોઈ તજવી જ કરી શકો એમ આપનું સદાનું ભલું વાંચીને જ રાજાસાહેબે આપને આ ત્રણ માસની ચડતે પગારે રજાનો જોગ કરી આપ્યો છે. આવા અશરાફ રાજાની નોકરી કરવાને કોણ રાજી ન હોય ? વગેરે.

શેઠે આ કાગળનો જવાબ એવા જ ભાવથી લાંબો લખેલો તેમાં લગનની અને બીજી આડીઅવળી બાબતો પૂરેપૂરે ધરવટથી ચીતરી. ખાનદાની પારસી લાયકતમાં ખામી રાખી જ નહીં, પણ આ મુદ્દા વિષે પછી લખીશ એમ મહેતલ મેળવીને જરા અવકાશ મળતાં જ અહીં સલાહ માટે શેઠ દોડી આવ્યા.

કશો વ્હેમ જાય છે ખરો, એ સવાલના જવાબમાં શેઠ કહે, કઈ જ સૂઝતું નથી. ટ્રસ્ટફંડોનાં નાણાં બેન્કમાં કેટલાં જમા હશે, એ સવાલનો શેઠે જવાબ દીધો, હૉસ્પિતાલનું ફંડ બેન્કમાં હૉસ્પિતાલનું ખાતું ખોલીને જમા લીધું, ને પછી જ બીજાં ટ્રસ્ટફંડોનાં ખાતાં શરૂ થતાં જાય છે, હજી કુલ દશ પણ નહીં હશે. લોક પછાત છે.

" શેઠ, પછાત કે સાવચેત ?"

" અરે બેન્કમાંથી ટ્રસ્ટફંડ ઉપડી જાય, ને બેન્ક મેનેજર, બેન્ક ડિરેક્ટરો, બેન્ક અને રાજની પોતાની શાખ પણ રહે ખરી ? શી વાત કરો છો !"

" માટે જ ત્હમને ત્રણ માસની રજા અને બીજે સૂઝતું કરી લેવાની નોટિસ, એમ કેમ નહીં, મ્હારા શેઠ ?"

' માટે જ એટલે ?"

" ત્હમે એમાં કોટિ ઉપાયે સામેલ ન જ થાવ, માટે. કેમ હજી વહેમ નથી જતો ?"

" શું બધા ચોપડા ખોટા ઊભા થઈ શકે ?"

" કેટલી મુદ્દતના ? ત્હમે જ કહો છો હૉસ્પિતાલનું તે જ પ્હેલું ટ્રસ્ટ."

શેઠ માથું ખંજવાળવા લાગ્યા. ધીરે ધીરે કહે "બે છ-માસીના જ ચોપડા ફેરવવા પડે; બીજી તો હજી ચાલે છે."

"અને રકમ કેટલી મળી જાય ?"

"ઇસ્પિતાલની નેવું હજાર; બીજી પણ એટલી કે લગભગ એક લાખ."

"કેમ નેવું હજાર જ ?"

"રાજાસાહેબના પોતાના પચીશ અને દિવાનના દશ હજાર હજી મળ્યા નથી. ખાનગી રાહે એમણે સંભળાવી પણ દીધું છે કે આવા મોટા ખાતાને ચલણી ખર્ચ માટે થાપણ જોઇએ જ, તો માત્ર વ્યાજ ખર્ચી શકાય એ શરતે એ રકમો જ થાપણ લેખે રાખવાને ઇસ્પિતાલ ઉઘડવાની ક્ષણે રોકડી આપી દેવાશે : પરસુરણ ચલણી ખર્ચના માસિક સોની નિરાંત."

તો પણ શેઠને ગળે વાત ઊતરે નહીં. આ ઓગણીસમી સદીમાં અને બેન્ક જેવા ખાતામાં આવેલી રકમો વિષે આવું તરકટ રાજાજી પંડે કરવા ચાલ્યા તે નવલોની દુનિયામાં જ સંભવિત, વાસ્તવિક દુનિયામાં કદાપિ નહીં; એ એમનું મન ચલિત થાય નહીં.

"બ્રિટિશ એજન્સીનો કે બ્રિટિશ હદમાં રહેતો એક પણ માણસ બેન્ક ડિરેક્ટરોમાં છે ખરો ?"

એમને નન્નો કહેવો પડ્યો. તો પણ ઉમેર્યું, "બીજું કોઇ ભલે ન હોય, હું છું ને ? મ્હારી સહીની રસીદો ઉપરથી તે તે આસામી દાવા માંડી શકે અને મ્હને જુબાની દેવા બોલાવી શકે."

"દાવા કયાં માંડે ? બેન્કની ઑફિસ બ્રિટિશ હદમાં છે ખરી ?"

"હું તો પ્રથમથી માગ્યા કરું છું કે કરવી જોઇએ, પ્રતિષ્ઠા વધશે તેને બદલે આટલા ખર્ચવધારાનો કશો જ હિસાબ નથી.

પરંતુ ડિરેક્ટરો સામે પડે છે અને હજુ બેન્કનું કામકાજ એટલું વધ્યું નથી, વધશે ત્યારે વાત, એ જ નાડું પકડી રહ્યા છે."

"વારુ, બેન્કને ચોપડે જમા ના હોય અને ત્હમારી સહીની રસીદો કોરટમાં રજૂ થાય એનો કાયદેસર અર્થ નાણાં ત્હમને તો મળેલાં અને ત્હમે બેંકમાં નથી આપેલાં, એ જ કની ?"

"વાહવાહ! તે શું હું જ ખાઇ ગયો ?"

"ત્હમે બીજાને ખાવા ન દ્યો તો તે બીજો જ ત્હમારા ઉપર એવું તહોમત આણી શકે ખરો કે નહીં ?"

શેઠ કાંઇક દબાયા ખરા. "પન-પન-એ રસીદો બ્હારી-બૂરીને બધી એ બડા બદમાશે પોતાને હાથ કરી લીધી હોય ત્યારે કની !"

"બધીની શી જરૂર? ભલે પચાસ બ્હાર રહેતી, પાંચ પોતાને હાથ કરી એ ત્હમારા ઉપર તહોમત મૂકી નહીં શકતો હોય કે? અને ત્હમે રહ્યા મુંબાઇગરા. અમે દેશી રાજાનાં માણસ તો બાબાશાહ: રાજસત્તા કેવી કેવી રીતે વેર લઇ શકે, રંજાડી શકે, અમને ખરાબ કરી શકે તે અમે તો માના ધાવણ સાથે ધાવેલા. એ પચાસે રાજાસાહેબની રૈયત, વંશપરંપરાથી રાજાસાહેબની હકુમત તળે, ત્યાં એમનાં ઘરબાર, સગાંબ્હાલાં, નાતજાત, અને શાખનાતો. એમને વળગેલાં બધાં જ એમને શી સલાહ આપશે, શી વિનવણી કરશે ? દરેકને એટલી ન્હાની રકમ નાહી નાખવી એવી, કે ના પ્રમાણિકતા, સિદ્ધાંત અને એક સાચો માણસ નારાજ ન થાય તેટલા સારુ રાજાસાહેબ જેવો મોટો અને ક્રૂર ભૂંડામાં ભૂંડો શત્રુ માથે કરવાની ? શેઠ, આટલાં વર્ષ રજવાડામાં રહ્યા તે બંધ આંખે જ ગાળ્યાં લાગે છે! ત્હમે ભલા અને ત્હમારી બેન્ક ભલી!"

શેઠ ખરેખરા મુંઝાયા. ઘડીમાં લાલચોળ થાય, ઘડીમાં રોવા જેવા થઇ જાય, કોઇ કોઇ નામ મોંએ આવી જાય, અને તેના વિશે વિચારમાં પડી જાય. આવો ખેલ જોઇ તે રાતે ચર્ચા

બંધ પાડી દીધી. "હવે કાલે વાત, શેઠ, કાલે: પણ જો જો ચિંતામાં ને ચિંતામાં આખી રાતની ઊંઘ ન ખોશો. બ્રિટિશ હદમાં ઑફિસ નખાવીને પછી જ તમારે તમારી પ્રતિષ્ઠાનો લાભ કોઈ પણ રાજમાંની બેન્કને આપવો હતો. આમાં તમે ભૂલ્યા, તો હવે તમે ભલે પૂરેપૂરા સાચા, તમારા સાચની રક્ષા માટે તમારી કને એક પણ રસ્તો છે ખરો?–જડે તો સવારે કહેજો."

ઊઠતાં ઊઠતાં બીજી વાત પણ શેઠને સંભળાવી દીધી. "આજે જ તમે પ્રાન્તસાહેબ પાસે જઈ શકતા નથી. રાજાએ આમ કર્યું છે એમ તમે જ ન કહી શકો; આમ કરવાનો છે એમ કહેવાને પણ શો આધાર? આધાર વગર માત્ર વહેમ ઉપર રાજા સામે ડગલાં ભરવાં એ બ્રિટિશ નીતિ જ નથી. વળી તમે ખાનદાન; તમે આબરૂઈજ્જતવાળા. આ રાજાએ તમને બની તેટલી મમતા અને દોસ્તી બતાવીને તમને પોતાના સ્નેહી બનાવેલા છે. આ રૂપિઆની બાબતમાં ગમે તે કરે, તથાપિ પોતાનો પાસો સવળો પડશે, તો એ તો આખો જન્મારો તમને પોતાના આપ્તમંડળમાં ખૂબ ઊંચે દરજ્જે જ રાખવાનો. તમે આવી વર્તણૂકને દંભ કહો, નીચતા ગણો, છળપ્રપંચનું શિખર માનો, પરંતુ અમારા રાજાઓની નીતિના સામ દામ ભેદ અને દંડ એ ચાર પાયામાંથી પહેલો પાયો જે સામોપચાર, તે આ જાતનો છે, શું સમજ્યા, મારા શેઠ? માણસ સામો થઈ બેસે તે પછી જ દામ ભેદ કે દંડ અજમાવવાની જરૂર ઊભી થાય ને? માણસને ગોળ ખાંડ સાકર મધ ચાખણો કે તેની કોઈ એબ-કટેવ જે હોય તે પોષીને પોતાનો જ રાખવાની દરેક રીત સામોપચાર કરવાનાં અંગ. તમે મુંબાઈગરા અને આજકાલના વેદિયા વગેરે નહિ માનો, તે તમારી જ ભૂલ છે.

અમારા રાજા –બધેને· અલબત્ત તો ય–ઊંડા પાણીના ખેલાડી મગરમચ્છો હોય છે. રાજા માત્ર આપમતલબી પૂતળાં, અણીને

વખતે કોઇના પણ નહિ એ સત્ય અનુભવ થયે જ તમારા જેવાને સમઝાવાનું. લ્યો સાહેબજી. અત્યારે તો સૂઇ જ જજો."

આ પછી આગળની નોંધ ટૂંકી છે. તે તેથી પણ ટુંકાવીને ઉતારૂં છું. બીજો કોઇ રસ્તો ન સૂઝતાં શેઠને સલાહ માનવી પડી. અમુક કાગળિયાંની જરૂર પડતાં તે લેવા આવું છું રાત રહેવાનો નથી, એવે બહાને શેઠ —નગર ગયા, દિવાન જ સ્ટેશનેથી એમને "બાપુનો હુકમ" કહીને રાજાસાહેબ કને લઇ ગયા, અને તેમણે ઘણું હેત દેખાડી એમને પોતાના જ મેમાન બનાવ્યા. બેન્કના નવા મેનેજર રાજાસાહેબની સલામે આવી ચડ્યા. તેઓ શેઠ રાતે જ પાછા સિધાવવાના જાણીને ખાનગીમાં લઇ જઇને કહે, "આપે નહિ સાંભળ્યું હોય, પણ અહીં તો ભારે મોટી આફત આવી. બલાડીફલાડીની ઝડપથી કે કોણ જાણે શાથી કેટલાક ચોપડા સળગી ઉઠ્યા."

શેઠ પૂછે, "પછી?"

"પછી શું, તમારાં જ કોન્ફિડેન્શિયલ ટાંચણો હતાં ને, તે અત્યંત ખપ લાગ્યાં. રાજાસાહેબને તમારા માટેનું માન ખૂબ જ વધી ગયું. સાડાચારે બેન્ક બંધ થાય તથાપિ સવાસાત સાડાસાત પહેલાં તમે બહાર નીકળતા જ નહિ તે તમારું વિરલ ઉદ્યોગીપણું પોતાને એ ટાંચણો ઉપરથી જ સમઝાયું. ભારે ઇનામ આપવું જોઇએ એમ ડિરેક્ટરોને કહ્યા કરે છે."

"તે શું તમે નવા ચોપડા કરી લીધા?"

"હા, જી; જ્યાં જેની સહીઓ જોઇએ તે બધી સહીઓ સાથે કમ્પ્લીટલી ઑલ રાઇટ. આરંભમાં અને અંતે તમામ ડિરેક્ટરોની સહીઓવાળો હોનારતનો સબબ પણ સામેલ.—અને તમારી દાગીનાની પેટી આજ રાતે જ સાથે લઇ જવાની હોય તો બેન્કમાં એ વાગ્યા પહેલાં પધારશો."

રિવાજ એવો હતો કે રોકડ લગડીઓ અને ઝવેરાતના

જોખમતી પેટીઓ, તીજોરી અને બેન્ક સાથે સાથે તો ય તીજોરી કિલ્લામાં અને બેન્ક કિલ્લા બહાર હોવાથી, તીજોરીમાં એટલે કે રાજાસાહેબના ખાસ બોડિગાર્ડના ચોકીપહેરામાં રહેતી. તીજોરીના ત્રણ ઓરડા જ જાણે એવડી મોટી સેફ હોય એવા, તેમાંનો એક આમ બેન્ક હસ્તકની આ પેટીઓ સાથે રાખેલો. બેન્ક ઉપર (કિલ્લાની બહાર) ચોકીપહેરો પોલિસ પાર્ટીનો જ રહેતો. અને બેન્કની સેફોમાં કીમતી શેયરો કરન્સી નોટો દસ્તાવેજો લેણુદેણુ ચિઠ્ઠીઓ આદિ કાગળિયાં જ રાખવામાં આવતાં હતાં.

આ વિષે શેઠને ચેતવીને જ મોકલેલા. એમણે તુર્ત કહ્યું, "ના, રે. એ માટે હું નથી આવ્યો. મારે બંગલે જુની ફાઇલો છે અહીં દાખલ થયો તે પહેલાંની મારી નોકરીચાકરીની, તે માટે જ આવેલો છું. મને કંઇક લાભ થાય એવી વધુ સારી નોકરી મળતી હોય તો બાપુ જવા દેશે ખરા કે?"

"એ તો તમે જ પોતાને પૂછી લ્યો ને. પણ બે વાગ્યા પહેલાં જરૂર આવજો, બે મિનિટ પણ આવજો ખરા. તમારી પેટીની સીલો તપાસી નવી સીલ કરી જાવ. કાલનો દિવસ પણ રોકાતા હો તો વળી ઉત્તમ. આજ બાપુના મેમાન છો. આવતી કાલ અમારી મેમાની ચાખો. આખા સ્ટાફનો તમારા ઉપર શો ભાવ છે જો!"

ચાર વાગે રહામાં દિવાને પણ હાજરી આપી. એઓને રાજાજીના ટેબલ ઉપર બેસવાનો વાંધો નહોતો; પણ ફળ જ ખાતા. દાડિમ ખાય ત્યારે રાજાજી એમની મજાક પણ કરે જે દાડિમ એમ ના ખવાય, સુધરેલી રીત શીખો. દિવાન તેને ગણકારે જ નહિ. એમણે જ વાત કહાડી: રહા પહેલાં થોડી મિનિટ એમણે શેઠ બંગલો ઉઘાડીને પોતાની આગલી નોકરી-ચાકરીની ફાઇલો લઇ આવેલા તે જોઈ લીધેલી તે ઉપરથી.

"જુવો ને શેઠ, આ રાજ્ય તમારા જેવા માટે ઘણું જ નાનું. નહિ મિલો, નહિ કારખાનાં. વેપાર પણ એવો જ. માંડવીનો બે લાખ રૂપિયો પણ બેન્ક કઢાવ્યા પછી થયો. હું અહીં આવ્યો, મોટા બાપુએ મને આ લપ સોંપી, ત્યારે તો પચીશ ત્રીશ હજાર જ ઉપજતા. તમારા જેવાને તો અહીંથી અઢી ત્રણગણા પગારની નોકરી જોઈએ.

રાજાજી કહે, "મારો ખપ પડે એવું હોય તો કહેજો, બેશક શરમાશો નહિ. મારા નીવડેલ માણસને આગળ વધારવા એ તો મારો ધર્મ."

શેઠ કહે, "આ ફાઇલો લઇ જાઉં છું ખરો, પણ સુધરેલો વહીવટ બધે જ આવો છે કે ઉમેદવારે પોતાની છેલ્લી નોકરી વિશેનું પ્રમાણપત્ર રજૂ કરવું જ પડે. કંઈક રસ્તો સૂઝશે ને તુર્ત આપસાહેબની સહીવાળા પ્રમાણપત્રની જરૂર પડશે."

દિવાન કહે, "અરે મારા શેઠ, આવા કુશળ અને હોશિયાર, પણ આખરે વેદિયા! પ્રમાણપત્ર શું? બાર–પંદર દિવસમાં સ્વારી મુંબાઇ પધારવાની છે, અને અઠવાડિયું તો રહેશે. તમે સૂચના કરો એટલી જ વાર, કહેશો તેને જાતે મળવા કે મુલાકાતે બોલાવવા તૈયાર છે. પોતે જ કહ્યું ને, કે તમે તમારે શરમાશો નહિ. હું પણ કહું છું કે આ ખૂણે પડેલી બેન્ક આટલા થોડા વખતમાં આટલી આગળ આવી શકે, તે બધો પ્રતાપ તમારો. બેન્કને પાયામાંથી ઊભી કરવી એ તે કંઇ જે તે વાત! અમે જૂના ઝમાનાના પણ જાણિયે કે એ અમારું ગજું નહિ." વળી રાજાજીએ ઉમેર્યું, "તમને રાખશે તે બેન્ક કે કંપનીના શેયરો ખરીદવા પણ રાજી છું," આમાં પણ દિવાને તુર્ત તાપસી પૂરીઃ વળી બાપુ શેયર ભરે તો હું એમને પોતાના મોભા પ્રમાણે મોટી સંખ્યા લેવાની જ સલાહ આપું. સ્ટેટથી જુદા ખાનગી રિઝર્વ માટે સરકારી નોટનું વ્યાજ પણ બહુ ઓછું પડે.

આપણે વાર્ષિક હજારની ત્રેવડ કરવી હોય તો ત્રીશગણી રકમ રોકવી પડે."

બીજો મહિનો પૂરો થતામાં જ શેઠને નોકરી મળી ગઇ. રાજાસાહેબ મુંબઇ આવેલા ત્યારે તીજોરીમાંથી શેઠની પેટી પણ જોડે લેતા આવેલા અને એમને સોંપી દીધી. એ એક લાખ નેવું હજાર રાજાસાહેબને પચી ગયા. એ રસિદો અને કૉન્ફિડેન્શિયલ ટાંચણ કાળના એથી પણ વિશાળ જઠરમાં પચી ગયા. મામાસાહેબોના ઉતારાને બદલે એ ચોગાન ઉપર થયો પાટવીકુમારનો મહેલ, અને પછી કેટલેક વર્ષે નવા ચોગાનમાં નવે નામે અને વધારે મોટા પાયા ઉપર ઇસ્પિતાલ પણ રાજધાનીને મળી, આ જ રાજાસાહેબના સમયમાં. આ બાબતોને લગતી પણ કેટલીક કાપલીઓ એ ફાઇલમાં હતી. હા, પાટવી મહારાજકુમારસાહેબના મહેલ પાછળ ખર્ચાયલા આશરે બે લાખ, લાટ સાહેબ કે મોટા મહારાજા જેવા મેમાન પધારે ત્યારે તેમનો ઉતારો પણ એ જ બગીચાના તંબુઓમાં થતો.

એ ફાઇલ તો તે જ સવારે પૂરી થઇ. મેં બીજી કોઇ જોવાને ઇચ્છા કરી, ત્યારે વડીલ કહે, શી ઉતાવળ છે? જુવોને આ ત્રણ હારો છે ઓગણચાળીશ ફાઇલની. ઉપરાંત નીચેના અર્ધિયાને લાકડાનાં કમાડ અને તાળું છે, તેનાં બે મોટાં ખાનામાં રાજાઓના જનાનામાં કિસ્સા બને છે, ઊગતી કળી જેવી સુંદરીઓના અપહરણ વગેરે થાય છે, કોઇ કોઇ નરી શક્તિના અવતાર સમી ગણિકાને હાથે રાજામહારાજા ધોલધપાટ પણ ખાય છે. નવી ઝેર બને બીજીનાં ખૂન કરવા કરાવવાના દાખલા ય બને છે. અને નાટકકારોને જડતા નથી એવા અદ્ભુત રોમાંચક બનાવોની શ્રેણી બની જાય છે, એવી એવી ફાઇલો પણ સંગ્રહી છે. બેહદમ વખતે ગાંડા જેવા રાજાઓની કરુણપરિણામી કહાણીઓ પણ કેટલીક છે. પરંતુ ટગલેટગલા વિગતો અને

પુરાવાથી શો ફાયદો ! વધુ વધુ જાણિયે તેમ જીવ વધુ ઊકળે તેમાં શો લાભ ? સાચા માર્ગ શોધવાનું તો અનુર્મિલ બુદ્ધિનું જ કર્તવ્ય ને ? વિરલ બનાવોને કુદરતી જેવા નિરૂપવાની મગજમારીથી સાહિત્ય ખેડાય અને પોષાય, કવિઓ અને સર્જકોની પ્રતિભાને સામગ્રી મળે, ભાવનાઓ સમૃદ્ધ બને; પણ બંધારણી સુધારા તો સામાન્ય અને રોજિંદા બને એવા બનાવો ઉપરથી જ તેમની સામે લોકરક્ષણની ઢાળ કે પાળ, જેવા જ રચવાના, ખરૂં ને ?

મુદ્દાને પકડવા જોઇએ, અને તેના આબાદ ઉપાય યોજવા જોઇએ. પરંતુ એવા મહાકાર્ય માટે હજી આપણા લોકમાં બુદ્ધિ ક્યાં, સંઘબળ ક્યાં, ચારિત્ર ક્યાં ! બેશક, આ ફાઇલની એટલે આ કિસ્સાની તારીખ તો સારી પેઠે જૂની છે. અને વેપાર વધે છે, રાજને સીધેસીધા રસ્તાના લાભ પણ પૂરતા મળતા થઇ ગયા છે તેમ તેમ રાજાઓ પણ પ્રમાણિકતાથી જ સ્થાયી લાભ છે, બે ત્રણ લાખ હાથ મારીને લઇ તો લેવાય, પરંતુ એમ રોજિંદી મોટી આવકની સેર વસૂકી જાય છે, તે પણ રાજાઓ સમજતા જાય છે ખરા. મોટાં કારખાનાં અને મોટી કંપનીઓ રજવાડામાં પણ થવા લાગી છે ખરી, જો કે હજી આમ છૂટથી તો બહુ થોડાં રાજ્યોમાંજ બને છે.

પ્રગતિ બહુ મંદગતિએ થતી દેખાય છે તેનું સાચું કારણ લોક પછાત છે તે નથી: બંધારણ અજુગતું છે તે છે. દેશી રાજ્યોના અમલમાં–સારામાં સારા દેશી રાજ્યમાં ય જાનમાલ આબરૂ આદિની સહીસલામતી બ્રિટિશ છત્ર તળે છે, તેટલી હજી પણ નથી. કાયદેસર સુરાજ્યની ખામી છે એ મોટી ખામી જ ખરૂં કારણ છે. આપખુદ સત્તા સર્વોપરિ છે એ મોટી ખોડ જ ખરૂં કારણ છે. વળી આ સહીસલામતી પ્રજા જાતે માથું ફેરવી સંગઠન કરીને બંધારણી રીતે મેળવશે તો જ મળી શકશે. બ્રિટિશ સાર્વભૌમ સત્તા દબાણ કરીને રજવાડામાં પણ કાયદેસર સુરાજ્યની સહીસલામતીઓ સ્થાપી અપાશે, અથવા તો રાજાઓ

જાતે સુધરી જઇને કાયદેસર સુરાજ્યની સહીસલામતીઓ પ્રજાને પિતાભાવે ભેટ ધરશે, એવી એવી આશા મિથ્યા છે. કંઇ નહીં તો એકબે મોટા રાજાઓ સાથે બંધારણી રીતે ઝઘડીને તેમની કને જાનમાલ આબરૂ છાપાંછૂટ સભાછૂટ આદિની પૂરતી સહીસલામતીના ચોખ્ખા કાયદા પડાવી શકાશે, એમની એ આપખુદ વજ્રમુષ્ટિના સાંધેસાંધા ઢીલા કરી શકાશે, તે પછી જ આપણે ઇચ્છિયે છિયે-ઝંખી રહ્યા છિયે તેવો નવો યુગ રજવાડામાં મંડાશે. આ વસ્તુસ્થિતિને અવગણતા આશાવાદ તે તો નરી ઊર્મિલતા જ."

## એક સ્વરાજ્ય ભાવના

પરતંત્રતા સ્વતંત્રતા એ કાળને આધીન છે. સરકારની મતિ અતિ વિપરીત થશે, એટલે તે પાપે પડશે; વળી યોગ આવ્યેથી પ્રજાશક્તિ પ્રગટી, દેશમાં સ્વરધતા આણશે. ભૂંડા સમયનું પણ દુઃખ સહેવું તથા લાભ સંતોષે રહેવું ને ઊંચી આશાએ ધર્મપાલન કરવું.

ગદ્યમંદિર, પૃ. ૫૫૬. —નર્મદ

જ્યોતીન્દ્ર હ. દવે

# નવલરામ[1]

### કવિ અને નાટકકાર

## ૧. કવિ

ગુજરાતી તેમ જ ઇતર દેશના સાહિત્યની પેઠે નવલરામે પણ શરૂઆત કવિતાથી કરી હતી. ઇ. સ. ૧૮૬૨માં મહારાજ લાયબલ કેસ વિશે એમણે ઇનામી કવિતા લખી મોકલી હતી. એ એમનો પ્રથમ પ્રયાસ હતો. ધારેલું ઇનામ મળ્યું નહિ; અર્ધું જ ઇનામ આપવાનો ઠરાવ થયો ને નવલરામે એ ઇનામનો અસ્વીકાર કરી પોતાની કવિતા મંગાવી લીધી; પોતે એને છપાવવાનો વિચાર કર્યો, પરંતુ આખરે તે માંડી વાળ્યો હોય એમ જણાય છે.

૧૮૬૫–૬૬માં શૃંગાર સંબંધી તેમ જ અન્ય પ્રકારની કવિતાઓ એમણે લખી હતી, પરંતુ એ કવિતાઓ 'છિન્નભિન્ન' અને અપૂર્ણ હોવાથી 'નવલગ્રંથાવલિ'માં તેને સ્થાન મળ્યું નથી. છતાં નવલરામના જીવનચરિતમાં સ્વ. ગોવર્ધનરામે એ સમયમાં લખાએલી એમની કવિતામાંથી કેટલાક ઉતારા આપ્યા છે. તે

૧. આ વિષય પરની કર્તાની ગ્રંથિકાનું પહેલું પ્રકરણ અગાઉ એક માસિકમાં ('કૌમુદી': જાન્યુ. '૩૫) છપાયલું; બીજા પ્રકરણથી એ અહીં આગળ ચાલે છે; 'નવલરામ વિવેચક તરીકે' વગેરે બાકીનાં પ્રકરણો બનતાં સુધી આ વર્ષમાં જ આપવા વિચાર છે–ખાસ કરી, આ વર્ષે ઑગસ્ટમાં એમની ૫૦મી પુણ્યતિથિ આવે છે એ પ્રસંગે અભ્યાસીઓની સુગમતા વધે માટે. —સં. 'પ્ર.'

ઉપરથી માલુમ પડે છે કે હૃદય ને મનનો ઝઘડો નવલરામ તે સમયે અનુભવી રહ્યા હશે. એ કહે છેઃ

પ્રભુ; પ્રેમ અપૂર્વ મને પીડતો, કરું હું કેમ ?
પાપ ગણી રખે તું ચીડતો, કરું હું કેમ ?

× × ×

હજી શુદ્ધ સમાલી રાખ્યો દેહને, કરું હું કેમ ?
પછી પાપ ગણો તો કુદું કર્મને, કરું હું કેમ ?

× × ×

ઊંચો ટેકી નવલ ભલો નીચો કદાપિ ન થાય,
ઈશ્વર નીતિ ને ધર્મની નથી ઉં કૂ પણ નહીં ગભરાય.

× × ×

ભ શંકરશત્રુ રે ! કોપ તું ! દુખ દે તુજથી જે દેવાય;
તાપે આપે રસ મીઠડો, આંબો આંબલી નવ થાય.

આ નવલરામના આરંભકાળના પ્રયત્નનું ફળ છે. એમાં પણ હૃદયના વેગ પર મનનો અંકુશ રાખવાની એમની તત્પરતા જણાઇ આવે છે.

ઇ. સ. ૧૮૬૭માં એમનું 'ભટનું ભોપાળું' પ્રસિદ્ધ થયું. તેમાં થોડીક કવિતાઓ છે; પરંતુ તે માત્ર હાસ્ય ઉપજાવવાને અર્થે જ લખાએલી હોય એવી છે. કાવ્યત્વ જેવું એમાં કશું પણ નથી.

ઇ. સ. ૧૮૬૯માં એમનું 'વીરમતી નાટક' બહાર પડ્યું. એમાંની ઘણીખરી કવિતાઓ પ્રાસાદિક કહી શકાય એવી છે. કરુણ ને શૃંગાર રસની કેટલીક સુંદર પંક્તિઓ એ નાટકમાં જોવામાં આવે છે. એમાંનો એક શિખરિણી વાંચી નર્મદાશંકર એટલા ખુશ થઈ ગયા હતા કે તેની 'ખૂબી કહેવાને માટે જ' જાતે નવલરામને ઘેર ગયા હતા. નાટકના આરંભમાં કરુણ-રસિક કવિતા છે. તેમાં પણ એમનો વિચારપ્રધાન સ્વભાવ આખરે દુઃખનો તોડ કાઢે છેઃ

વાણીયારા વાણિયા, રણધીરા રજપૂત,
સુખધારા જનકાદિ કો, પણ દુઃખધારા અદ્ભુત.

× × ×

અસ્થિર જગમાં સ્થિર કરી, જે રાંધે ચિત શોક,
કેનો તે નર મૂરખો? રે! નર કેહેવો ફોક. ૧

એ નાટકમાં શૃંગાર-વિપ્રલંભ તેમ જ સંયોગની કેટલીક મનોરમ કાવ્યપંક્તિઓ છે. દાખલા તરીકે:

અરર પ્રીતડી બાંધી, પ્રાણ ક્યાં એક કીધા;
તન મન ધન ક્યાં એકને અર્પી દીધા;
છળ કપટ કરી ચાલે? જૂઠ કોને જ કહેવું?
હું નિજ છળ છળેથી, ઉતરી સુખ લેવું?
મધુર મુખ દિસાતું, પેખતાં મન પ્રીત,
છળતી વચન જૂઠાં, ચાલતી શી જ રીતે?
કરી છળથી મળ્યું તો, પ્રીતિ તે આપણી શું?
નહિ જ! નહિ જ! તે, કલ્પિત બીજી ધણી શું. ૨

નિરંતર વિયોગિની રહેતા સરજાએલી સુભગા કહે છે:

શૃંગાર કાવ્ય, કડવું જ શું આજ લાગે;
વાંચી બળું હું બપડી અતિ ખેદ આગે.
સંયોગ કુળધ્રુગ! રે! ક્યાં ભેટી સાલે;
સીમંત કેસર સુણે શિર સિંધુ ન્હાસે? ૩

× × ×
× × ×
× × ×

રૂડી એક જ એ છબિ, બીજી નયનનું બાધ;
દેખું નિશદિન એ જ તો, હોય દૂર કે સાથ,

---

૧. નવલ ગ્રંથાવલિ, ભા. ૧, વીરમતી નાટક.
૨. "
૩. "

× × ×

× × ×

નયણે એક જ મુખડું, શ્રવણે એક જ સાદ;
આ નાગજી જીભલડીને, એક જ અધરે સંવાદ.
આ ધ્રુજંતા પ્રાણને, એક જ અમૃત સ્વેદ,
તનખે તનડું ટમટમે, એક જ ફેરી ઉમેદ.
ચિતડું ચિંતવન એકનું, ચરચરી કરતું નિત્ય;
જ્હાલા છેક નમેરડા, પ્રાણએ નહી જાણી પ્રીત.[૪]

ઉપલી છ પંક્તિઓમાં પ્રેમીની મનોવેદના ને તેના પ્રિયજન માટેના તલસાટનું બહુ જ સુંદર ને સફળ વર્ણન છે. આપણા આખા સાહિત્યમાં આના કરતાં વધારે સરસ પંક્તિઓ હશે તો તે ઘણી જ વિરલ હશે.

અન્ય સ્ત્રીની સંયોગાવસ્થા ને પોતાની વિરહાવસ્થાનું વર્ણન કરતાં કહે છે:

સંયોગિણી ! હસી કર મજા, રોઉં વિયોગિણી રે,
શોભે આજે નિત અરગજા, પરમ હું તો ઘણી રે.
નાહે સ્નેહે પરિમળ જળે, હું ઉન્હાં આંસુનીરે,
જાગે રાત્રે સરસ રસમાં, હું ય રોચ્યા સુની રે !
'મ્હેલો મ્હેલો પિયુજી' વદતી (કાલી જ્હાલે બની તું)
'મેલો મેલો' ભણતી રડતી, વજ્ર જીવું હજી હું !
ચાલે મ્હાલે લથડી પડતી, હું દળું રે ય ! તેમ;—
ભણે રો છે ફરક સરવે, તો ન તું ધર્મ કેમ ?

અન્યને મુખે પોતાનાં રૂપનાં વખાણ સાંભળી **પ્રિયેષુ સૌભાગ્યફલા હિ ચારુતા** । એ કાલિદાસની પંક્તિનું સ્મરણ કરાવતાં કહે છે:

રૂપે લાહ લગાડની, મા કર રૂપની વાત;
રૂપે પ્રીતમ ન રાચિયો, તો કુબડી સાક્ષાત.

---

૪. નવલ ગ્રંથાવલિ, ભા. ૧; વીરમતી નાટક.

મુખડાં નિરખી મલકતી, ફીકલિયો ફિક્લાય;
તથી અમી જે ચિત ઠરે, તે નહિ પામી દું કાંય.

ઉપર્લા અવતરણો પરથી માલૂમ પડશે કે નવલરામ સ્નેહ ને સ્નેહીના હૃદયની ઊર્મિઓનું સુંદર, કલ્પનાભર્યું, તાદૃશ વર્ણન કરી શકે છે. એ યુગના અન્ય કોઇ પણ કવિએ પ્રણય ને પ્રણયીનું એના જેવું ભાવભર્યું ને સચોટ વર્ણન કર્યું નથી-કર્યાં તો પ્રણયને સ્થાને માત્ર કામનું તેઓએ પ્રદર્શન કરાવ્યું છે, અથવા તો અતિશયોક્તિભરી કૃત્રિમતા દાખવી છે.

કવિવર કાલિદાસના 'મેઘદૂત'ને એમણે ગુજરાતીમાં ઉતારવાનો પ્રયાસ કર્યો છે. એ પ્રયાસ જોઇએ તેટલો સફળ થયો નથી. તેનું મુખ્ય કારણ એમની છંદની પસંદગી છે. મૂળનો પ્રૌઢ, ગંભીર ને સુમધુર મંદાક્રાન્તા એમને કેમ ન ગમ્યો તે સમજાતું નથી. એમણે દેશી પોળ પસંદ કર્યો છે. ને એ છંદનું નામ એમણે 'મેઘછંદ' રાખ્યું છે. તેમ જ મૂળનો સૂક્ષ્મ ને ઉચ્ચ રસ કેટલેક સ્થળે યથાવત્ ઊતરી શકયો નથી. છતાં મૂળનું ભાન કરાવે એટલી સફળતા તો એ મેળવી શકયા છે એમાં સંશય નથી.

આ સિવાયના એમના કાવ્યગ્રંથો તે બાળલગ્નબત્રીશી, બાળગરબાવલિ અને અકબરબીરબલ નિમિત્તે હિંદી કાવ્યતરંગ છે.

બાળલગ્નબત્રીશી ઉપદેશપ્રધાન છે એટલે એમાં કાવ્યત્વ જોઇએ તેટલા પ્રમાણમાં જણાતું નથી. સુરુચિનો ભંગ થાય એવી લીટીઓ પણ કેટલેક સ્થળે છે. છતાં એમાં પણ નવલરામની રસિકતા શ્રદ્ધા ને લાગણી ઢાંકયાં રહેતાં નથી.

સુંદર સોનું મુખડું, સુંદર સોનું તંન;
સુંદર સોના નિલડા, સુંદર સૌનું મંન.
ગોરી ફુલ ગુલાબનું ચઢે કે કરમાય;
કે ફેદે વણુગગ્ગ, તોયે અતિસુખપી ન જાય.

એવી પંક્તિઓ એની રસિકતા ને ભાષા પરની પ્રભુતાનાં ઉદાહરણરૂપ છે.

બાળગરબાવળી બાળાઓને માટે રચાએલી હોવા છતાં પ્રૌઢ પુરુષોને પણ એમાં રસ પડે એવી છે. વિષયોનું વૈવિધ્ય રસક્ષતિના કારણરૂપ ન થતાં ઊલટી રસવૃદ્ધિ કરે છે. વસંતવર્ણનના અંત ભાગમાં નવલરામ કહે છે:

સંત સ્તવે ભગવંત વસંતે ઊંચે સ્વરે લલકારી;
જેણે જગતમાં ચોગમ ફરતી આવી અનુપ ઉપકારી:
લલિત લીલા વિસ્તારી !
દીપે કુદરત આ રતે ન્યારી.

એ આખી ગરબીમાં એમનો પ્રકૃતિપ્રેમ જણાઇ આવે છે.

ગરબીદ્વારા કન્યાઓને રસિક રીતે ઇતિહાસ શીખવવાનો પણ એમણે પ્રયત્ન કર્યો છે. એ ગરબીમાં એમની દેશદાઝની લાગણીનું તાદશ દર્શન થાય છે. ઇ. સ. ૧૩૦૦માં પાટણ પડ્યું, હિંદુઓની સ્વતંત્રતા નષ્ટ થઇ અને મુસલમાનો દેશમાં પેઠા તેનું વર્ણન કરતાં એ કહે છે:

પેઠા મુલકમાં મુસલમાન, 'મારું મારું' કરતા,
લૂંટે ઝૂંટે, વટાળે, લે જાન, વહુદીકરી હરતા.
લડ્યા પડ્યા હજારો શૂર, કહેતા 'મરીએ મરીએ.'
વહ્યું લોહી જેમ જલપૂર, ડૂબ્યો દેશ તે દરીએ!
એ દિવસ પડી જે પોક હજી ગગને ગાજે!
એ દિવસ દેશીઓ શોક કરીને મળી આજે!

એમાં પાંચમી પંક્તિની હૃદયંગમતા એમની દેશપ્રીતિની લાગણી એમના હૃદયમાં કેટલી ઊંડી હતી તે દર્શાવવા પૂરતી છે. પરંતુ આખરે એ શોક ઘટે છે—

વધ્યો શોક વંચ્યું મુજ ગાન, આ એકજ રે,
વિના ધર્મ, નવલ, આ સ્થાન ચલિત સૌ છેક જ રે !

ઉપર કહ્યું તેમ એ દુહાઓમાં કવિત્વ નથી, ચાતુર્ય છે. એક દુહામાંથી બે ત્રણ અર્થ નીકળે એ ઉદ્દેશ નવલરામનો આ લેખ લખવામાં હોય એમ સ્પષ્ટ સમજાય છે. અને એમનો એ ઉદ્દેશ લક્ષમાં લેતાં નવલરામને આ કૃતિમાં સફળતા મળી છે એમ કહી શકાય.

ચિત્રકાવ્યોને કાવ્યશાસ્ત્રમાં ઉત્તમ કોટિનાં કવ્યો તરીકે ગણવામાં આવતાં નથી, કારણ કે તેમાં ભાવ અને રસ અલ્પ પ્રમાણમાં હોય છે. તે રીતે જોતાં સ્વ. ગોવર્ધનરામ કહે છે કે "વીરમતી જેવા અપક્વ પણ આશાજનક ઊગતા કોમળ રોપાઓની ભૂમિમાં આખરે અકબર બીરબલ કાવ્ય જેવું સજડ થડવાળું અને સારાં ફૂલ–ફળના ફાલવાળું વૃક્ષ ઊગ્યું. એ વૃક્ષ વગર નવલગ્રંથાવલિનો પ્રથમ ભાગ એવો કીર્તનીય ન થાત, અને નવલરામની સાક્ષરગણના એક તેમની પુસ્તકપરીક્ષકબુદ્ધિ ઉપર જ રહેત."[1] તે ઘણું વધારે પડતું, એમના આ લેખની અતિ પ્રશંસા અને અન્ય લેખોને અન્યાય કરનારું લાગે છે.

વીરમતી નાટકની કવિતામાં આના દુહાઓ કરતાં ઘણું વધારે કાવ્યત્વ છે એ કોઇ પણ સહૃદય વાચક સમજી શકે એમ છે.

એમ છતાં ચિત્રકાવ્યોમાં એનું સ્થાન ઘણું ઉચ્ચ છે એમાં સંશય નથી. દલપતરામ, બુલાખીરામ, પંડિત ગટુલાલ, નર્મદાશંકર વગેરેએ આવાં ચિત્રકાવ્યો રચ્યાં છે; પણ તે સર્વમાં નવલરામના આ હિંદી દુહાઓનું સ્થાન પ્રથમ છે. એક દુહામાંથી બે કે ત્રણ અર્થ નીકળવા છતાં તે મારીમચડી બેસાડ્યા હોય એવા હાસ્યાસ્પદ કે નિર્જીવ લાગતા નથી. એક બે, ઉદાહરણ તરીકે જોઇએ.

અકબરની પ્રશંસા કરતા મુલા દુંઝીએ કહ્યું:

---

૧. નવલરામનું જીવનચરિત્ર, પૃ. ૬૬.

चलत चमक शमशेर शत, जलजा जड हो जात,
एसी जिस्की सैन इक, कहा बैनकी बात. १

( "જેની માત્ર એક નજરથી હજારો તરવારો ચમકીને ચાલવા લાગે છે, અને લક્ષ્મી ત્યાં જ સ્થિર થઇને વાસો વસે છે, તે પાદશાહના મોમાંથી એક બોલ નીકળે અને તે પ્રમાણે તેના દરબારીઓ અમલ કરે એમાં શું આશ્ચર્ય ?" )[1]

જગન્નાથ પંડિત આમાંથી શૃંગારનો અર્થ કાઢતાં કહે છે, "આ સ્ત્રીની એક કટાક્ષ એવી છે કે તેમાંથી હજારો ચકચકતી તલવારો નીકળે છે અને ચાલી જાય છે, એટલે ચોતરફ ઊભેલા સઘળાની કતલ કરી નાંખે છે ! એ કટાક્ષનું મનોહરત્વ જોતાં જ લક્ષ્મી જે રૂપનો ભંડાર છે તે પોતાને કદરૂપી સમજી જડ થઇને જ ઊભી રહે છે. એવી જેની એક જ કટાક્ષ છે તે જો બોલે તો, તો પછી તેની ખુબી જ શી !"[2]

બીરબલ, આમાં જગન્નાથની બુદ્ધિનું વર્ણન કર્યું છે એમ દર્શાવતાં કહે છે કે જગન્નાથની બુદ્ધિ "चलत चमक शमशेर सत सत નામ સાચું, સાચું નામ શાસ્ત્ર, એવા જે કઠિણ વિષયો તેમાં તરવારની માફક ચળકતી ચાલે છે—એટલે કોઇ પણ વિષયનું કાઠિન્ય એને નડતું નથી जलजाजर हो जात એટલે સંધિ તોડતાં जलज કહેતાં કમળ, अजर થઇ જાય છે, એટલે તેની કોમળતા કદી જતી નથી. एसी जिस्की सैन इक એવી જેની બુદ્ધિરૂપી સરસ્વતીની એક નજર છે તે સરસ્વતી कहा बैनकी बात બૈન એટલે વીણા લઇને જ્યારે સંગીત જ કરવા બેસે ત્યારે તેની કોમળતા કેટલી જાણવી ?"[2]

સ્વકીયા અને પરકીયાની પ્રીતિનો ભેદ સંસ્કૃત અને પ્રાકૃત ક્રિયાઓના પરિણામમાં ફેર છે તેટલો જ છે એમ બતાવતાં જગન્નાથ કહે છેઃ

---

૨. અકબરબીરબલ નિમિત્તે હિંદી કાવ્યતરંગ નવલગ્રંથાવલી ભા.૧

संस्कृतस्वकीयास्नेहसुख, अचल शौचकर, शांत;
प्राकृतपरकीयप्रीतिपुनि, अचर सोचकर * सांत *

પરંતુ નવલરામના કાવ્ય સંબંધીના વિચારો જાણવા માટે એ લેખ ઘણો મહત્ત્વનો છે. એમાં નવલરામે ભિન્નભિન્ન પાત્રો દ્વારા ખરું કાવ્યત્વ શેમાં છે, વ્યંગ્યથી કાવ્યનું સૌંદર્ય શી રીતે વધે છે, રસ એટલે શું અને તેનો આવિર્ભાવ શી રીતે થાય છે ઇત્યાદિ વિષયોની ચર્ચા કરી છે અને તે ઘણી ઉપયોગી છે.

નવલરામે કાવ્યો ઘણાં ઓછાં લખ્યાં છે. છતાં જેટલાં એમણે લખ્યાં છે તેમાંનાં ઘણાં સારાં કહી શકાય એવાં છે. નર્મદાશંકરની પેઠે એમની કાવ્યશૈલી ક્લિષ્ટ કે શ્રુતિકટુ નથી. તેમ જ નર્મદની પેઠે લાગણીનો અનિયંત્રિત પ્રવાહ તેમાં દેખાતો નથી. દલપતરામની શૈલી જેટલી એમની શૈલી સરળ નથી, તેમ જ દલપતરામની પેઠે એમનાં કાવ્યોમાં માત્ર ચાતુર્ય, ઉત્પ્રેક્ષાઓ, કે વ્યવહારની વાતો જ આવતી નથી. સાધારણ રીતે એમની શૈલી સરળ, શુદ્ધ અને સંક્ષિપ્ત હોય છે. કેટલીક વખત સંક્ષિપ્તતા સાધવા જતાં એમની શૈલી ક્લિષ્ટ પણ થઈ જાય છે. ઝડઝમક અને શબ્દાલંકારનો એમને ઝાઝો મોહ નથી છતાં કોઈ કોઈ વખત—

પૂછું હું પ્રશ્ન પ્રેમે, પૂજી તુજ પદ હે ! પંડિતા શાસ્ત્રી શાણા;
ધારા સારા શું તારા, ચલન ચળનના, ને બધાં કાર્ય શાનાં—
થાએ છે તે તું જાણે, સકળ અકળથી, જેમ ગાંધી વસાણાં;
હાંકોટિ કોટિ કોટિ, ગડ સુક મુકની, ખોટી રે ! સર્વ શાણા. ૧

---

* 'સ્વકીયાના સ્નેહનું સુખ સંસ્કૃત હોવાથી તે કેવું છે. તો કે' અચળ. શૌચકર કહેતાં પવિત્ર કરનારું, અને શાંત એટલે ઉદ્વેગ કે ચિંતા વિનાનું—પરકીયાની પ્રીતિ પણ એવી જ છે, પરંતુ પ્રાકૃત હોવાથી તેના ગુણ પણ પ્રાકૃત થઈ જાય છે એટલે અચળને ઠેકાણે અચર કહેતાં આચરવા યોગ્ય નહિ, સોચકર એટલે દુઃખ ઉત્પન્ન કરનાર અને સાંત કહેતાં અંતવાન એટલે તેનો જલદીથી છેડો આવી જાય એવી છે.'–૧, વીરમતી નાટક : નવલગ્રંથાવલિ ભાગ ૧.

જેવી ક્લિષ્ટ પંક્તિઓ તેમ જ "જેમ ગાંધી વસાણું" જેવી હીનોપમાઓ માલૂમ પડે છે. ૮

નવલરામ કવિ તરીકે જાણીતા નથી તેનાં બે કારણો છેઃ (૧) ઉપર કહ્યું તેમ એમણે કાવ્યો બહુ અલ્પ પ્રમાણમાં લખ્યાં છે, અને (૨) વિવેચક નવલરામની પ્રખર જ્યોતિમાં કવિ નવલરામ ઝંખવાઇ ગયા છે.

## ૨. નાટકકાર

નવલરામે બે નાટકો લખ્યાં છેઃ 'ભટનું ભોપાળું' અને 'વીરમતી નાટક'. 'ભટનું ભોપાળું' ઇ. સ. ૧૮૬૭માં પ્રસિદ્ધ થયું અને 'વીરમતી નાટક' ૧૮૬૯માં બહાર પડયું. પરંતુ 'વીરમતી' 'ભટનું ભોપાળું' કરતાં પહેલું લખાયું હતું; પણ એ એમની મૌલિક કૃતિ હોવાથી શરમાળ સ્વભાવને લીધે એમણે મોલિયેરના 'મોક ડૉક્ટર'નું અનુકરણ કરી રચેલું 'ભટનું ભોપાળું' પ્રથમ પ્રસિદ્ધ કર્યું.

'ભટનું ભોપાળું' એ માત્ર અનુવાદ નથી. નવલરામે મોલિયેરનું 'મૉક ડૉક્ટર' વાંચી તે પરથી સ્વતંત્ર નાટક રચ્યું હોય એવું એ છે. નવલરામે હાસ્યરસનો આ એક જ ગ્રંથ લખ્યો છે (એ સિવાય 'અકબર બીરબલ નિમિત્તે હિંદી કાવ્યતરંગ'માં મુલ્લાં ઝનૂનદીનનું પાત્ર હાસ્ય પ્રેરે એવું છે); છતાં હાસ્યરસના એ સિદ્ધહસ્ત લેખક છે એમ આ નાટક વાંચનારને જણાયા વિના રહેશે નહિ. એમાં કોઇક કોઇક સ્થળે ગ્રામ્યતા જોવામાં આવે છે, છતાં એ ગ્રંથ દલપતરામના 'મિથ્યાભિમાન' નાટકના કરતાં અનેક રીતે ચઢીઆતો છે. મૂળનું અનુકરણ એટલું સફળ અને આપણા સંસારને અનુકૂળ છે કે એ નાટક મૌલિક હોય એમ જ લાગે છે. એમાંનો હાસ્યરસ સૂક્ષ્મ નથી, પરંતુ અટ્ટહાસ્ય પ્રેરે એવો છે; કારણ કે એ 'ફાર્સ' છે. છતાં હાસ્ય નિષ્પન્ન કરવા જતાં, કેટલાક લેખકો થાય છે તેમ, નવલરામ એકે સ્થળે હાસ્યાસ્પદ થઇ જતા નથી. સ્થળે સ્થળે

જગદેવ પરમાર આદર્શરૂપ રજપૂત છે. અપર માતા દુઃખથી કંટાળી વતન છોડી એ પરરાજ્યમાં સેવા અર્થે જાય છે; કટારી આડમાં મૂકી ખાવા માટે અન્ન આણે છે. ગુર્જરનરેશ સિદ્ધરાજ જેવાને પે ભય પમાડનાર વ્યાઘ્રનો વધ કરી તેની પ્રીતિ સંપાદન કરે છે ને દરબારમાં દાખલ થાય છે, ને સિદ્ધપુરના રાજા રાજારાજની પુત્રી વીરમતીના પ્રાણનું રક્ષણ કરી તેનો હૃદયવલ્લભ બને છે. સિદ્ધરાજને ખાતર પોતાના પ્રાણ ને પ્રાણથી પે પ્રિય એવી વીરમતીનો ભોગ આપવાની તત્પરતા દર્શાવે છે ને આખરે અંબાની કૃપાથી બચી જાય છે.

વીરમતી આદર્શરૂપ રજપૂતાણી છે. જગદેવને જોઇને એના હૃદયમાં સ્નેહભાવના પ્રગટે છે; પરંતુ લાલરાજને પરણવાનું વચન આપ્યું હોવાથી એ વિમાસણમાં પડે છે. આખરે લાલરાજ ગોલકજાતિનો છે અને એણે પોતાને છેતરી છે એમ ખબર પડતાં તે તેનો તિરસ્કાર કરે છે અને જગદેવ સાથે લગ્ન કરે છે. વારાંગનાના કપટનો ભોગ થઇ પડી એ લાલરાજના પંજામાં ફસાય છે ત્યારે ક્ષત્રિયાણીને ઉચિત એવી વીરતાથી એ પોતાના શીલનું રક્ષણ કરે છે. સ્વામિસેવામાં જગદેવ પોતાના પ્રાણનો ભોગ આપવા તૈયાર થાય છે ત્યારે તે પણ પોતાના દેહની આહુતિ આપવા તત્પરતા દર્શાવે છે.

પરંતુ સર્વ પાત્રોમાં ખાસ ધ્યાન ખેંચે એવું પાત્ર સુભગાનું છે. એ વારાંગનાની પુત્રી છે. છતાં લાલરાજ સિવાય એના હૃદયમાં કોઇ અન્યને સ્થાન મળી શકતું નથી. લાલરાજને વીરમતી સાથે પરણવું છે. એટલે સુભગાનો પ્રેમ એકતરફી નીવડે છે. સિદ્ધરાજ મહારાજની આજ્ઞાનો અનાદર કરી એ રાજસભામાં નૃત્ય કરવા જતી નથી અને પરિણામે એને તથા એની માતા જામોતીને દેશવટો મળે છે. આખા નાટકનાં સૌથી કરુણ પાત્ર સુભગાનું જ છે.

લાલરાજ અને જ્ઞાનવિજયસૂરિ એ બે નાટકનાં દુષ્ટ પાત્રો છે. લાલરાજ માટે તો કંઇક અંશે પણ દયા ઉત્પન્ન થાય છે; પરંતુ જ્ઞાનવિજય તો તિરસ્કાર જ ઉત્પન્ન કરે છે. યુક્તિપ્રયુક્તિથી તે પોતાનું કાર્ય સાધવાનો યત્ન કર્યા જ કરે છે. જૈન ધર્મનો પ્રચાર કરવાને એ ગમે તેવાં કૂડકપટ કરતાં અચકાતો નથી. લાલરાજ અને હેમચંદ્રને સમજાવવા હિંસા અને અહિંસાનું તત્ત્વજ્ઞાન દર્શાવી પોતે જૈન છતાં, હિંસાની તરફદારી કરે છે. બાબરાભૂતને સાધીને સિદ્ધરાજને તેનું ભક્ષ્ય બનાવે છે ને તેમાં બાબરાને જગદેવ, વીરમતી ને સિદ્ધરાજ ત્રણ ભક્ષ્યો મળે છે. પરંતુ અંતે અંબિકાની કૃપાથી એ ત્રણેના જીવ બચે છે ને જ્ઞાનવિજય જ બાબરાનું ભક્ષ્ય બને છે.

માનવહૃદયના ભાવોનું સૂક્ષ્મ પૃથક્કરણ, વિરોધી ભાવોનું તુમુલ યુદ્ધ, ઝીણવટભર્યું પાત્રાલેખન કે અદ્ભુત ને અપૂર્વ વસ્તુસંવિધાન આ નાટકમાં જોવામાં આવતું નથી. છતાં પાત્રાલેખન તેમ જ વસ્તુસંવિધાનમાં કોઇ પણ ગંભીર દોષ જોવામાં આવતો નથી. સદ્‌ગત ગોવર્ધનરામ કહે છે કે 'રસિક નાટકમાં "જ્ઞાન" ને "જ્ઞાનીઓ" અપ્રસંગે છે,'[૧] તે યોગ્ય લાગતું નથી. 'જ્ઞાન' અને 'જ્ઞાનીઓ'નું દર્શન માત્ર પહેલા અંકના બીજા પ્રવેશમાં થાય છે અને તેમાં કંટાળો આપે એવી લાંબી કે નિરર્થક ચર્ચા જોવામાં આવતી નથી. જ્ઞાનવિજયનું ધ્યેય તેમ જ એનો સ્વભાવ સમજવાને માટે એ પ્રસંગ આવશ્યક છે. 'જ્ઞાન' અને 'જ્ઞાનીઓ'ની વાત નથી નાટકની રસિકતામાં ક્ષતિ પહોંચાડતી કે નથી અપ્રાસંગિક.

આ નાટક પરથી નવલરામની વિદ્વત્તા, જનસ્વભાવ આલેખવાની કુશળતા, સર્વાનુભવરસિકતા, તેમ જ વ્યવહારદક્ષતા બહુ સારી રીતે માલૂમ પડી આવે છે.

આપણા આખા નાટ્યસાહિત્યમાં 'વીરમતી નાટક 'ને

૧. નવલરામનું જીવનચરિત્ર, પૃ. ૩૭.

પ્રથમ કે અતિ ઉચ્ચ સ્થાન આપી શકાય એમ નથી; છતાં, એ એગની પ્રથમ કૃતિ હતી અને તે પણ ૧૮૬૯માં પ્રગટ થઇ હતી એ ધ્યાનમાં લેતાં એટલું તો કબૂલ કરવું જોઇએ કે નવલરામે એકાદ બે નાટક રચીને બેસી ન રહેતાં નાટ્યરચના પાછળ વધારે ધ્યાન આપ્યું હોત તો આપણા નાટ્યસાહિત્યમાં એ ઘણાં સુંદર નાટકોનો ઉમેરો કરી શકયા હોત.

નવલરામની ગદ્યભાવના

... અને નવલરામ પોતાની વિધવિધ વિદ્યાઓની દૃઢ અવિશ્રાન્ત ઉપાસનામાંથી જ ગદ્યમાં તો ઠરેલપણું, સાચી સમજ, વ્યવહારુતા તેમ અર્થ કે આશય વિશે શંકા પણ ન ઊઠે એવી વિશદતાને જ સૌથી મોટા ગુણ ગણતાં શીખેલા. નર્મદની ગદ્યકલા નવલરામનાથી ઊંચા થરમાંથી ઊતરેલી ખરી... [ પણ ] ગદ્ય એટલે સરલ શ્વાસોચ્છ્વાસવાળો ઊંડો પ્રવાહ, વિષયનાં ઢાળચઢાણો પ્રમાણે ગતિ કરતો, એ ભાવનાનો આપણો પહેલો નમૂનો નર્મદ નહિ ને થી નવલરામ છે.

નવલ-શતાબ્દી-વ્યાખ્યાન —પ્રો. ઠાકોર



ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

# રંગભૂમિ

## ધંધાર્થી[1] રંગભૂમિ

વર્તમાન સમય, સંયોગો અને વિચારપરિવર્તનના પ્રમાણમાં આપણી ગુજરાતી ધંધાર્થી રંગભૂમિ ઊતરતી કક્ષાની છે એ સત્ય સૌ કોઈ સ્વીકારે છે અને એટલા માટે જ એ રંગભૂમિની સ્થિતિની સુધારણા અર્થે આપણે યત્નો કરવા જોઈએ એમ આપણે માનીએ છીએ. આટલે સુધી આપણી ધારણા સાચી છે અને એમાં મતભેદને સ્થાન નથી. પણ તે પછી, રંગભૂમિ કેવી રીતે અને ક્યાં ક્યાં અંગોમાં ઊતરતી છે અને તેને કેવી રીતે ઊંચી કક્ષાએ લઈ જવી એની વિચારણામાં અનેક મતભેદ છે; તે ઉપરાંત એ વિશેના વિચારોમાં સ્પષ્ટતા જણાતી નથી તેમ જ એ વિષયનું ઊંડું જ્ઞાન પણ જણાતું નથી એમ સખેદ જણાવવું પડે છે.

ઉપર હું કહી ગયો તેમ રંગભૂમિની આધુનિક સ્થિતિ આપણા સમાજને અનુકૂળ નથી એટલું તો કબૂલ કરવા જેવું જ છે. પણ એના કેટલાક વિવેચકો—અલબત્ત, કાં તો નાટકો જોયા વિના અને કાં તો માત્ર અમુક દૃષ્ટિએ જ જોયા પછી—એમ કહે છે કે એ રંગભૂમિ ઉપર ભજવાતાં નાટકો બધાં જ મનુષ્યોની ખરાબ વૃત્તિઓને પોષનારાં છે અને એમાંનાં ફારસો

૧. પેટામથાળાં તથા અંગ્રેજીના ગુજરાતી શબ્દો અમે મૂક્યાં છે.સં. 'મા.'

કેવળ અશ્લીલ છે. એ ટીકા અનેક રીતે માત્ર બિનજવાબદાર અને અતિશયોક્તિભરેલી છે. વિગતોના બહુ ઊંડાણમાં જવાને બદલે આપણે નીતિની ભાવના અને આપણાં ધંધાર્થી નાટકો લઈએ. એમની નીતિની ભાવના આપણે ત્યાં ત્રીસ ચાલીસ વર્ષ પહેલાં સર્વસ્વીકાર્ય જે ભાવના હતી તે આજ પણ છે. દુષ્ટ માણસો નાટકને અંતે દુઃખી થવાના જ, વ્યભિચારીઓને એમના વ્યભિચાર બદલ સજા થવાની જ.

અત્યારે જ્યારે લેખકો અને વાચકો વાસ્તવદર્શી સાહિત્ય ઉપર મરી ફીટે છે ત્યારે આવા દૈવી ન્યાય આલેખવા એ કલાની નજરે ઊતરતું હશે, પણ નીતિની ભાવનાની એ નાટકો વિરુદ્ધ છે એમ કહેવું એ તો કેવળ અસત્ય છે. અત્યારે જ્યારે ' કંપેનીઓનેટમેરેજ,' છૂટાછેડા, સંતતિનિયમન વગેરે પ્રશ્નો સમાજમાં છૂટથી ચર્ચાય છે ત્યારે એ નાટકોમાં અસલની જ ભાવનાઓ ચીતર્યા કરવી, પતિભક્તિને જ—પતિની આરતી ઉતારવા સુધી—અદલાવ્યા કરવી એ સમાજને પ્રતિકૂળ છે એમ કબૂલ કર્યા પછી પણ એથી જ એ નાટકો આપણને અધોગતિને પંથે લઈ જનારાં છે એમ તો કઈ રીતે કહી શકાય ? હાસ્યરસ સિવાયના બીજા રસોવાળાં નાટકો વિશે આટલું બસ થશે.

ધંધાર્થી નાટકોના ' ફારસો ' એ પણ આપણા વિવેચકોના હુમલાનું એક અગત્યનું ' Target ' ( નિશાન ) છે. " આપણાં નાટકોમાં ફારસો ' Vulgar ' ( ગ્રામ્ય ) છે, બીભત્સ છે અને કોઈ પણ રીતે શિષ્ટસમાજથી જોઈ શકાય તેમ નથી એવાં વાક્યો સાધારણ થઈ પડ્યાં છે. પણ એ ફારસો કયાં નાટકોમાં આવે છે અને એમાં એવું અનિષ્ટ તત્ત્વ કયું છે એનું સ્પષ્ટીકરણ એ વિવેચકોના કોઈ પણ લેખમાં નથી. કબૂલ, કોઈ કોઈ નાટક કંપનીના કોઈ કોઈ નાટકમાં એ જાતનો અનિષ્ટ પ્રકાર છે જ પણ એથી દરેક નાટકમાં એવું જ ફારસ હોય છે એ કેવી રીતે ફલિત થયું ? અને આવાં ફારસોમાં આવા ઘૃણાસ્પદ અંશો માત્ર ધંધાર્થી

રંગભૂમિનાં નાટકોમાં જ આવે છે ? આપણા શિષ્ટ, સમર્થ સાહિત્યસ્વામીઓની વાર્તાઓમાં, નાટકોમાં, પ્રહસનોમાં એ અંશો છે જ નહિ ? આ ઉપરથી કોઇ એમ ન માની લે કે હું આ અંશોનું વાજબીપણું અથવા તેમની અનિવાર્યતા સ્વીકારું છું. મારું કહેવું માત્ર એ છે કે આવા દોષો છૂટા પાડી એમના ઉપર ટીકા કરવી એ વાજબી છે પણ એને લઇને તમામ ધંધાર્થી નાટકો પ્રત્યે High brow( ચઢેલ ભવાં )ની નજરે જોવું એ ગેરવાજબી છે. મોરબી નાટક કંપની 'રાજતરંગ' નામનું નાટક ભજવતી. એ નાટક આખું ય કાઠિયાવાડી રજવાડાનું અતિશયોક્તિભર્યું કટાક્ષચિત્ર જ છે છતાં એમાં અશ્લીલતા નહોતી. મોહન અને વલ્લભ નાયક 'ધરતીકંપ' નામનું હાસ્યરસિક નાટક જેમાં પહેલેથી છેલ્લે સુધી એ નાટક પ્રેક્ષકોને અને શ્રોતાઓને મહિનાના મહિના સુધી ખડખડાટ હસાવવાની તાકાત હતી, તે નાટકમાં આપણા શિષ્ટ બિનધંધાર્થી નાટકોનાં ફારસોમાં જે અશ્લીલતા અને *Vulgarity* જોવામાં આવે છે તે નહોતાં. ટૂંકામાં આ નાટકોમાં ઉચ્ચ, સંસ્કારી હાસ્યરસ નથી એટલું કહેવું વધુ ઉચિત થઇ પડશે.

## નાટકોમાંનું સંગીત

"આપણાં નાટકોમાં સંગીત કેવા અધમ પ્રકારનું છે !" એ વાક્ય એ આંટરોડીયા રંગભૂમિને હસનારા વિવેચકો બહુ છૂટથી વાપરે છે. શાંત રીતે વિચારતાં જણાશે કે મરાઠી રંગભૂમિના સંગીતની સરખામણીમાં એ ઊતરતું છે એ કબૂલ છે છતાં જે વિવેચકો આ જાતની ટીકા કરે છે તે જ વિવેચકો આપણાં બિનધંધાર્થી રંગભૂમિ ઉપરનાં નાટકો તેમજ કૉનસર્ટોમાં ગવાતા બેસૂરા અને બેતાલ ગરબા તેમ જ આરંભનાં ગીતો અને બેતાલાં એમેચ્યોર નૃત્યોને જાબજા વખાણતા જણાય છે ત્યારે એ વિવેચકો પોતે ખરેખર સંગીતનું જ્ઞાન ધરાવે છે કે નહિ એ વિશે શંકા ઊઠે છે; અને આવાં એમેચ્યોર સંગીતકારો ધંધાર્થી નટ-

નટીઓને સંગીતમાં ઉચ્ચતર માર્ગ બતાવશે એવી આશા રાખવી પણ અસ્થાને લાગે છે.

હવે અભિનય વિશેનો વિચાર કરીએ. આપણી રંગભૂમિના અભિનયની સામાન્ય ભૂમિકા પશ્ચિમનાં નટનટીઓના અભિનયની તુલનામાં ઘણી નીચી છે એ નિઃસંશય છે પરંતુ એથી જ માત્ર આપણાં એમેચ્યોર નટનટીઓ એમનાં શિક્ષક બની શકે એ વાત સાબિત થઇ શકતી નથી. હું પોતે પણ એમેચ્યોર નટ હોવાનો દાવો ધરાવું છું છતાં હું પોતે તો કબૂલ કરી લઉં છું કે ધંધાર્થી રંગભૂમિનાં ઉત્તમ નટનટીઓની અભિનયકળા એમેટયોર અભિનયકળાનાં ઉત્તમ નટનટીઓની કળા કરતાં કોઈ પણ પ્રકારે ઊતરતી નથી એટલું જ નહિ પણ ઘણી ચઢિયાતી છે. નરસિંહ મહેતાના પાત્રમાં નાના ત્ર્યંબકની અભિનયકળા મેં જોઇ હતી લગભગ આઠથી દસ વખત. ભક્તિરસમાં એના જેવી અભિનયકળા એમેચ્યોરોના વર્ગમાં જોવાની હજી બાકી જ છે! હાસ્યરસમાં વલ્લભ નાયક, બાલીવાલા, હરિશંકર વગેરે મશહૂર નટોને હઠાવનાર બિનધંધાર્થી નટો હજી હવે પાકવાના છે. શૃંગાર, કરુણ આદિ રસોમાં કાત્રક, જયશંકર, પ્રભાશંકર, મોહન મારવાડી અને મોહન લાલા વગેરે ઉત્તમ પ્રકારના અભિનયકાર હતા. પછી તો તુલના કરવા ખાતર જયારે કાવ્યોની તુલના કરવી હોય ત્યારે દલપતરામનાં ખરાબમાં ખરાબ જોડકણાં શોધીને નરસિંહરાવનાં ઉત્તમ કાવ્યોની સાથે સરખામણી કરવાનો આરોપ સ્વ. રમણભાઇ ઉપર હતો એ જ રીત અખત્યાર કરીને આપણે ધંધાર્થી રંગભૂમિમાંથી હલકાં નટનટીઓ શોધીએ અને તેમની સાથે બિનધંધાર્થી ઊંચામાં ઊંચાં નટનટીઓની તુલના કરીએ તો જુદી વાત છે.

### એમેટયોર્સની અપાત્રતા

આ ઉપરથી એટલું તો જોઇ શકાશે કે ધંધાર્થી રંગભૂમિને નાટ્યકળાનાં અમુક અંગોમાં બિનધંધાર્થી નટ ને નટીઓ માર્ગ

શીખવી શકે એમ નથી. માત્ર એટલું છે કે ત્યાં ભજવાતાં નાટકો સાહિત્યની દૃષ્ટિએ કલાત્મક નથી, નાટ્યશાસ્ત્રના વિધાનાનુસાર ઊંચી પ્રતિનાં નથી અને આધુનિક સમયના સમાજને આનંદકર્તા અને માર્ગદર્શક થઈ પડે એવાં નથી અને એટલા માટે જ હમણાંનો સંસ્કારી સમાજ ધીમે ધીમે એ ક્ષેત્રમાં રસ લેતો ઓછો થતો ગયો છે અને એની નજર બિનધંધાર્થી રંગભૂમિ ઉપર સ્વાભાવિક રીતે જ ઠરી રહી છે. ધંધાર્થી રંગભૂમિ ઉપર શેક્સપીઅરથી માંડીને નોએલ-કૉઅર્ડ જેવા નાટ્યકારોની નાટ્યકૃતિઓના જેવી નાટ્યકૃતિઓ જોવા એ સમાજ તલસી રહ્યો છે. અને એટલે જ એમ કરવાના યત્નો કરવા એ સમાજ અત્યારે કટિબદ્ધ થતો જણાય છે.

અમદાવાદખાતે ભરાયેલ રંગભૂમિપરિષદ એ આવો જ એક યત્ન હતો. એટલાપૂરતું એના સંચાલકોને અભિનંદન ઘટે. પરંતુ આવો કોઈ પણ યત્ન જાહેરમાં કરવામાં આવે તે પહેલાં એ ક્ષેત્રમાં રસ લેતાં માણસો વચ્ચે જોઇએ તેટલી ચર્ચા કરવામાં આવી નહોતી. તે ઉપરાંત આપણે ત્યાં ઘણીવાર બને છે એમ એની મર્યાદા એટલી વિશાળ અને વ્યાપક રાખવામાં આવી કે વ્યવહારમાં એ સફળ થઈ શકે જ નહિ. મુંબઇમાં જોઇંટ સ્ટોક કંપનીઓના આર્ટીકલ્સ ઑફ એસોસીએશન અને મેમોરંડમ જેટલાં વ્યાપક અને વિશાળ રાખવામાં આવે છે, મિલ ઊભી કરવાની હોય તો ખેતરોમાં રૂ ઊગાડવાનું, સાંચાકામને માટે લોઢાની ખાણો ખોદવાનું વગેરેથી માંડીને, મિલમાં તૈયાર થયેલ કાપડ માટે મનુષ્યો ઉત્પન્ન કરવા સુધીની સત્તા એના સંચાલકો રાખી લે છે-તેટલી વ્યાપક અને વિશાળ ભાવનાઓ અને હેતુથી બોલાવવામાં આવેલ પરિષદ વ્યવહારમાં કશું જ ન કરે એ સ્વાભાવિક છે. એ પરિષદમાં એક કરતાં વધારે વક્તાઓએ પોતાનાં ભાષણોમાં જણાવ્યું હતું કે ધંધાર્થી રંગભૂમિ પૈસાના લોભે ચલાવવામાં આવે છે એટલે એમાં કલાનો વિકાસ થઈ શકે જ

નહિ! પશ્ચિમમાં ચાલતી નાટક કંપનીઓ, મરાઠી અને બંગાલી નાટક કંપનીઓમાંથી કોઇ પણ કંપની, માત્ર પરોપકારાર્થે આ કાર્ય કરી રહી છે ખરી! ઉદયશંકર, પાવલોવા વગેરે ઉત્તમ નૃત્યકારો કમાણીને અર્થે પોતાની કળાનો વિકાસ સાધતાં નહોતાં? ઊલટાનું, આપણે ત્યાં નટ–નટીઓ, ચિત્રકારો, નૃત્યકારો, શિલ્પીઓ, લેખકો વગેરેને કમાણી ઓછી છે એ જ આપણી લલિત કળાઓના વિકાસના માર્ગમાં મોટામાં મોટું વિઘ્ન છે.

## ફરિયાદીની ભૂલ

શિષ્ટ નાટ્યકારોનાં નાટકો આપણી ધંધાદારી નાટક કંપનીઓ ભજવતી નથી એવી ફરિયાદ કરનારાઓ ભૂલી જાય છે કે એ શિષ્ટ નાટકો બિનધંધાદારી નટ–નટીઓ માત્ર એકાદ બે વેળા ભજવી શકે છે અને તે વેળા એમનો ખર્ચ પાંચસો રૂપિયા કરતાં વધારે થતો નથી, જ્યારે ધંધાદારી નાટક કંપનીઓ પોતાના એક નાટક પાછળ સાઠ–સીત્તેર હજાર સુધીના રૂપિયા ખરચે છે અને પરિણામે એ નાટક પાંચ સાત વર્ષ તો ચાલવું જ જોઇએ. તે ઉપરાંત એ શિષ્ટ નાટકોની નિષ્પક્ષપાત તપાસ કરશું તો જણાશે કે તેનામાં પાંચ સાત વર્ષ સુધી પ્રેક્ષકોને ખેંચવાની તાકાત નથી જ. વળી હાલમાં એક બીજો પ્રશ્ન ઉકેલ માગી રહ્યો છે. હાલમાં આપણી ધંધાદારી રંગભૂમિ ઉપર 'ઑપેરા' (સંગીત નાટક) અને 'કેવળ નાટક'નું મિશ્રણ આપવામાં આવે છે. યુરોપમાં આ બે અંગો જુદાં જ પાડી નાખવામાં આવ્યાં છે એટલે 'ઑપેરા'-માં તેઓ ઊંચા પ્રકારનું સંગીત આપે છે અને નાટકમાં તેઓ ઊંચા પ્રકારની કળા દેખાડી શકે છે. હજી અહીં એ વસ્તુસ્થિતિ નથી એટલે સંગીત ઊંચા પ્રકારનું રહી શકતું નથી તેમ જ નાટ્યકળા પણ સંગીતની હાજરીને લીધે, પોતાનું યોગ્ય સ્થાન લઇ શકતી નથી.

ધંધાદારી અને બિનધંધાદારી વચ્ચેનો સહકાર આ સમયે સાધવો એ કેવી રીતે મુશ્કેલ છે તે થોડે ઘણે અંશે ઉપર

બતાવવાનો પ્રયાસ કર્યો છે. આ સિવાય, બિનધંધાર્થીઓ ધંધાર્થીઓને સુધારવા માગે છે એ પ્રકારની ભાવના જ ધંધાર્થીઓને બિનધંધાર્થીઓની વિરુદ્ધ ઉશ્કેરવા માટે પૂરતી છે. મલબાર હિલના ભવ્ય મકાનમાં રહેનારાં ભોઇવાડાની ગંદી ચાલોમાં રહેનારાંને સુધારવાના યત્નો કરે છે તેના જેવી કૈંક ગંધ બિનધંધાર્થી નટ–નટીઓ ધંધાર્થી નટ–નટીઓને સુધારવાની ભાવના સેવે છે ત્યારે આવતી જણાય છે એની આપણાથી ના પાડી શકાય તેમ નથી, એટલે હમણાં ધંધાર્થીઓ જોડે સહકાર કરવાનો યત્નો નિષ્ફળ જ જવાનાં કારણ કે આપણો એ કાર્ય તરફનો approach (ઉપગમ) જ ખોટો છે. અને એથી જ, અત્યારે આપણે એ સહકારના વિચાર છોડી દઇ આપણે પોતે બિનધંધાર્થીઓ આ બાબતમાં શું કરી શકીએ એ પ્રશ્ન જ વિચારવા જેવો છે.

એક વાર આપણે એટલું સ્વીકારી લઇએ કે અત્યારના સંજોગો જોતાં ધંધાર્થી અને બિનધંધાર્થી રંગભૂમિ વચ્ચે ગાઢ સહકાર અશક્ય છે તો પછી આપણે બિનધંધાર્થી રંગભૂમિનું લક્ષ્ય શું એ નક્કી કરવું જોઇએ. અમદાવાદમાં ભરાયેલ રંગભૂમિ પરિષદે આ જ પ્રશ્ન ઉપર ભાર મૂકીને એને વિવેકપુરઃસર છણ્યો હોત તો વધુ ફાયદો થાત.

## થોડી એમેટર–મીમાંસા

બિનધંધાર્થી રંગભૂમિના લક્ષ્યનો આધાર જુદા જુદા સમાજ અને સંયોગો ઉપર છે. યુરોપમાં ધંધાર્થી રંગભૂમિ બહુ વિકસિત થયેલી છે. અનેક ઉત્તમોત્તમ નટ–નટીઓ તેમાં કામ કરે છે. એટલે ત્યાંનાં બિનધંધાર્થી નટ–નટીઓનું લક્ષ્ય જુદું જ હોય. કેટલાંક મનુષ્યો ધંધા તરીકે રંગભૂમિમાં જોડાવાને ઇચ્છતાં ન હોય છતાં 'પ્રિય વિનોદ' તરીકે તેનો ઉપયોગ કરે છે. કેટલાંક એવી બિનધંધાર્થી રંગભૂમિ ઉપર તાલીમ લઇ

પછી ધંધાર્થી રંગભૂમિમાં જોડાય છે. કેટલાક ઊગતા નાટ્યકારોને રંગભૂમિ ઉપર તક નહિ મળતી હોય તો તેમને બિનધંધાર્થી રંગભૂમિદ્વારા એ તક સાંપડે છે. આવું એમનું–યુરોપનાં બિનધંધાર્થી નટ–નટીઓનું લક્ષ્ય છે. આ લક્ષ્ય એ ને એ જ સ્વરૂપે આપણને માન્ય થઇ શકે તેમ નથી. તેમાં અમુક ફેરફાર આવશ્યક છે. આપણે ત્યાં એ રીતે બિનધંધાર્થીઓ ધંધાર્થીઓના 'ફીડર' તરીકે કામ કરવાને તૈયાર નથી. તેમ જ એ પ્રમાણે બનવું હાલના સંયોગો જોતાં અશક્ય છે; જો કે બિનધંધાર્થી નટ–નટીઓ ફિલ્મના ઉદ્યોગોમાં જોડાવાને હમણાં હમણાં આતુર થાય છે અને એ રીતે એ બિનધંધાર્થીઓ ફિલ્મ કંપનીઓના 'ફીડર' તરીકે અલ્પ સમયમાં કામ કરે તો આશ્ચર્ય પામવા જેવું નથી.

નાટકોની જ વાત લઇએ તો આપણે ત્યાંનાં બિનધંધાર્થી નાટકો અને ધંધાર્થી નાટકોમાં જરા પણ સામ્ય નથી એટલે ઊગતા નાટ્યકારોને ઉત્તેજન આપવાની ભાવના પણ બિનધંધાર્થીઓ સેવે એ નકામું છે. એટલે આપણે બિનધંધાર્થીઓ તો આ સમયે એક જ કાર્ય કરી શકીએ: આપણા બિનધંધાર્થી નાટ્યકારો બે પ્રકારનાં નાટકો લખે–એક એકાંકી, કલાકથી દોઢ કલાક ચાલે તેવાં અને બીજાં ત્રિઅંકી કે ચાર કે પાંચ અંકનાં, પણ અઢીથી ત્રણ કલાક ચાલે તેવાં. આ નાટકો બિનધંધાર્થીઓ નિયમિત રીતે ભજવે અને એ રીતે પ્રેક્ષકવર્ગને આકર્ષે, તેમને આ જમાનાને અનુસરતાં નાટકો જોવાની પિપાસા જગાડે અને પરિણામે એ પિપાસા તૃપ્ત કરવા અર્થે ધંધાર્થી નાટક કંપનીઓને પોતાના જૂના ચીલાનો ત્યાગ કરીને નવા પ્રયોગો કરવાની ઇચ્છા થાય–અમુક પ્રમાણમાં તેમ કરવાની તેમને ફરજ પણ પડે.

## રંગભૂમિપરિષદના ઠરાવો

અમદાવાદ રંગભૂમિપરિષદે અમુક ઠરાવો પસાર કર્યા છે તેમાં મુખ્ય ઠરાવ આ પ્રમાણે છે:

"ગુજરાતની અભિનય તરફની રુચિ જોતાં ગુજરાત માટે આ પરિષદને કાયમનું સ્વરૂપ આપવાની અને એક નાટ્યમંદિર( academy )ની કાયમ સ્થાપના કરવાની જરૂર ઉભી થઈ છે. આ પરિષદને ચાલુ રાખી નાટ્યમંદિરની કાયમ સ્થાપના કરવા માટે તેના ધ્યેય અને કાર્યપ્રદેશની રૂપરેખા ઘડવા તેમ જ તેને ચાલુ કરવાની સઘળી પ્રવૃત્તિ કરવા નીચેનું મંડળ સભ્યો વધારવાની સત્તા સાથે સ્થાપવામાં આવે છેઃ

૧. શ્રી રમણલાલ વ. દેસાઇ. ૨. શ્રી ડૉ. યાજ્ઞિક. ૩. શ્રી જયશંકર. ૪. શ્રી ચંદ્રવદન. ૫. શ્રી રસિકલાલ છો. પરીખ. ૬. શ્રી ઉમાશંકર જોશી. ૭. શ્રી ધનસુખલાલ મહેતા. ૮. શ્રી ચાંપશી. ૯. શ્રી ગજેન્દ્રશંકર. ૧૦. શ્રી જામન. ૧૧. શ્રી ઇન્દુલાલ ગાંધી. ૧૨. શ્રી ચૈતન્યપ્રસાદ દીવાનજી. ૧૩. શ્રી કનુભાઈ દેસાઇ. ૧૪. શ્રી કંચનલાલ મામાવાળા. ૧૫. શ્રી ત્રિભુવનદાસ લુહાર ( સુન્દરમ્ ). ૧૬. શ્રી જયંત દલાલ. ૧૭. શ્રી વીમાવાળા. ૧૮. શ્રી મહાસુખભાઇ ચુનીલાલ. ૧૯. શ્રી ડોલરરાય માંકડ. ૨૦. શ્રી રાયદા. આમાંથી ૧. શ્રી ડૉ. યાજ્ઞિક. ૨. શ્રી ચૈતન્યપ્રસાદ દીવાનજી. ૩. શ્રી ત્રિભુવનદાસ લુહાર ( સુન્દરમ્ ). ૪. શ્રી જયંત દલાલને મંત્રીઓ તરીકે નીમવામાં આવે છે.

આ મુખ્ય ઠરાવ વિશેની ચર્ચા કરતાં પહેલાં બીજા ઠરાવો ઉપર નજર ફેરવી લઈએ. પહેલા બે ઠરાવો સ્વ. રણછોડભાઇ ઉદયરામ અને સ્વ. કનૈયાલાલ વકીલ સંબંધે હોય ગોગ્ય જ હતા. નાટક તથા સિનેમા ઉપર અંકુશ વિશેનો ઠરાવ વાંધાભર્યો નથી છતાં એટલું તો કહેવું જ જોઇએ કે એ અંકુશ રશિયાથી માંડીને દરેકદરેક દેશમાં અમુક સ્વરૂપે છે જ અને રહેવાનો જ એટલે એનાથી જ આપણી રંગભૂમિ કે બોલપટનો વિકાસ સધાતો નથી એમ કહેવું અતિશયોક્તિયુક્ત જ કહેવાય.

ભજવાતાં નાટકો સંપૂર્ણ રૂપે છપાવી પ્રસિદ્ધ કરવાની પ્રથા

સારી અને ફાયદાકારક છે. મરાઠી નાટક કંપનીઓ તો એ પ્રથાને ક્યારની અનુસરતી આવી છે અને હું ભૂલતો ન હોઉં તો ગુજરાતી કંપનીઓમાંથી પણ અમુક કંપનીઓએ અમુક નાટકો આ રીતે પ્રસિદ્ધ કરેલાં પણ ખરાં. પણ આ પ્રથા સર્વમાન્ય થાય તો નાટ્યસાહિત્યને અવશ્ય ઉત્તેજન મળે.

## નાટ્યમંદિરની અશક્યતા ઉઘાડી છે

હવે મુખ્ય ઠરાવ જોઈએ: નાટ્યમંદિરની સ્થાપના અત્યારે શક્ય છે? આવી સંસ્થાઓ રાજ્ય ચલાવતું હોય તો તો જુદી વાત છે પણ પ્રજા તરફથી આવી સંસ્થાઓ ત્યારે ચાલી શકે જ્યારે કાં તો એ ધંધાર્થી પાયા ઉપર ચલાવવી શક્ય હોય; કાં તો એ સંસ્થાની જરૂરીઆત ખરેખર પુરવાર થઈ હોય અને તેનાથી સામાજિક લાભની શક્યતા હોય. અત્યારે વિચારશું તો એ ધંધાના ધોરણ ઉપર તો ચાલી શકે એમ જ નથી. એટલે ચલાવવી હોય તો સામાજિક લાભાર્થે ઘણો મોટો ખર્ચ કરીને એ ચલાવવી રહી.

આ કરવા ધારેલ નાટ્યમંદિરની ભાવના પણ અતિ વિશાળ અને અવ્યવહારુ છે. તેમાં અભિનયકળા ઉપરાંત, સંગીત તેમ જ નૃત્યની કળાનો સમાવેશ પણ કરવામાં આવ્યો છે. સંગીત-મંદિર સ્થાપવાનો યત્ન સ્વ. પંડિત વિષ્ણુ દિગંબરે મુંબઈ જેવા શહેરમાં કરેલો અને તે નિષ્ફળ નીવડ્યો. નૃત્યકળાના મંદિર-ને સફળતા મળવાની શક્યતા એથી પણ ઓછી. માત્ર અભિનય માટે એવા મંદિરની વ્યવહારુ યોજના થઈ શકે તેમ માની શકાતું નથી, કારણ કે તેમાં શીખીને ઉત્તીર્ણ થએલ યુવકયુવતી-ઓ માટે ક્ષેત્ર ક્યાં છે? સંગીત અને નૃત્યકળા જો બરાબર સાધવી હોય તો અભ્યાસક્રમ ઓછામાં ઓછો પાંચથી આઠ વર્ષનો રાખવો જોઈએ જ.

સંગીતકળાના શિક્ષણ કરતાં પણ વર્તમાન સમયમાં નૃત્યકળાના શિક્ષણની યોજના કરવાના માર્ગમાં ઘણી મુશ્કેલીઓ આવે એમ છે. અત્યારે નાની નાની પદ્ધતિ બાદ કરીએ તો આપણે ત્યાં ત્રણ નૃત્યવિધાન મુખ્ય ગણાય— કથક, કથકલી અને મણિપુરી. ઉદયશંકર વગેરેનાં નૃત્યવિધાન જોનારને જણાશે કે એઓ ત્રણમાંથી એકને વળગી રહેવાને બદલે ત્રણેનું સંમિશ્રણ સાધી જોઈતો રસ ઉત્પન્ન કરે છે. આવા સંક્રાંતિકાળમાં એ નૃત્યકળાનો શિક્ષણક્રમ યોજવો એ સહેલું કાર્ય નથી. ટૂંકામાં, અત્યારે નાટ્યમંદિરની યોજના શક્ય જણાતી નથી.

## બિનધંધાર્થી શું કરી શકે ?

ત્યારે હવે બિનધંધાર્થીઓ રંગભૂમિના વિકાસાર્થે અત્યારે શું કરી શકે એ પ્રશ્ન વિચારવાનો રહ્યો. મને તો એમ લાગે છે કે રંગભૂમિપરિષદે એક મધ્યસ્થ સભા ઊભી કરવી. ગામે ગામે નાનાં બિનધંધાર્થી રંગભૂમિમંડળો ઊભાં કરવાં. અમુક ગામમાં એકથી વધારે મંડળો થાય તો તેમ પણ કરવામાં વાંધા જેવું નથી. આવાં ગામોમાં મુંબાઈ, સૂરત, વડોદરા, અમદાવાદ, ભાવનગર, કરાચી, પૂના વગેરે સ્થળો ગણાવી શકાય. મુંબાઈમાં તેમ જ પરાંઓમાં મળીને ચાર પાંચ મંડળો પણ સ્થાપી શકાય.

આપણે ત્યાં અત્યારે બિનધંધાર્થી નાટકો પ્રસિદ્ધ થયા છે એની એક નાની સમિતિદ્વારા Survey ( અવેક્ષણ, નિરીક્ષા ) લેવડાવવી. તેમાંથી જે નાટકો રંગભૂમિ માટે યોગ્ય જણાય તે નાટકોની યાદી તૈયાર કરી, સ્થાપિત મંડળો પાસે જુદાં જુદાં ગામોમાં તે ભજવાવવાં. એક ગામનું મંડળ બીજે ગામ જાય એવી યોજના પણ થઈ શકે તો કરવી. પણ જે પણ કાર્ય થઈ શકે તેવું હોય તે નિયમિતપણે થાય એવું કરવું. ગામેગામ ભજવાતાં ધંધાર્થી તેમ જ બિનધંધાર્થી નાટકો, કોન્સર્ટો વગેરેની વાર્ષિક નોંધ લેવડાવવી.

ભજવી શકાય તેવાં ટૂંકાં તેમ જ લાંબાં નાટકોનાં પુસ્તકો, તે નાટ્યકારોની રજા લઇ, તેમને તે બદલ અમુક રકમ આપી સ્વતંત્ર રીતે 'Omnibus' યોગ્ય લાગે તો તેમ નહિ તો અમુક સરખા કદની પુસ્તકમાળા તરીકે પ્રસિદ્ધ કરવાં. તેમાં અમુક નાટક કેવી રીતે ભજવવું એની, શક્ય હોય તો, સલાહ સૂચના પણ આપવી.

આ બધી પ્રવૃત્તિઓનું co-ordination (પરસ્પર સાહચર્ય) તેમ જ record (કાર્યવહી) રહે તે માટે મધ્યસ્થ મંડળે હમણાં તો એક વાર્ષિક માત્ર કાઢવું. જેમ જેમ કાર્ય આગળ વધતું જાય તેમ તેમ આપણું લક્ષ્ય આપણે વિશાળતર કરતા જઇએ તો અલ્પ સમયમાં આપણે સારો જેવો વિકાસ સાધી શકીએ એ નિઃસંશય છે. અને બિનધંધાર્થી રંગભૂમિનાં આવાં વ્યવહારુ પગલાંથી, ફિલ્મની કલામાં દિનપ્રતિદિન જે અપૂર્વ વિકાસ સધાતો જાય છે એથી અને પ્રજાના ફેરવાતા જતા માનસની અસરથી, ધંધાર્થી રંગભૂમિની રૂઢિગ્રસ્ત સંસ્થામાં પણ નવાં ચેતન, નવા પ્રાણ પુરાશે જ અને એ સમયે બિનધંધાર્થી રંગભૂમિ અને ધંધાર્થી રંગભૂમિ પરસ્પર વધુ નિકટ આવશે તેમ જ પરસ્પર સહકાર સાધશે એવી આશા રાખીએ તો ખોટું નથી.



વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

# સદ્‌ગત નરસિંહરાવ

## : સ્મરણના મુકુરમાં :

[ ડીસેંબર ૧૯૩૭ના અંકથી અધૂરું રહેલું આ લખાણ અહીં પૂરું થાય છે. એ હપતામાં રહી ગએલા બે મહત્ત્વના મુદ્રણદોષ હમણાં જ જોવામાં આવ્યા. તેના સુધારા નોંધીને જ આગળ ચાલીએ: (૧) ત્યાં પૃ. ૭૦૨ની પહેલી લીટીમાં ' ચર્ચાત્મક ચર્ચાપત્ર ' છે તેને બદલે ' મર્યાંત્મક ચર્ચાપત્ર ' જોઇએ; અને, (૨) પૃ. ૭૦૫માંની છેલ્લી લીટીમાં ' બોમ્બે ગેઝેટ ' છે તેને બદલે ' બોમ્બે ગવર્નમેંટ ગેઝેટ ' એમ જોઈએ, કેમ કે પેલું તો જુદું ખાનગી છાપું હતું ને કરેલો ઉલ્લેખ છે સરકારી ગેઝેટનો. ]

### ૧૦

તીક્ષ્ણ વિવેકશક્તિ અને ' દુરારાધ્ય રસેન્દ્રિય '[૧]: સ્વ. નરસિંહરાવના પ્રભાવી વ્યક્તિત્વને સહજ એવા આ બે ગુણોનાં બળતણે બળતા અગ્નિકુંડમાં તમે એમના સમાગમમાં આવતાં જ, આપોઆપ અને કોઇ અગમ્ય કુદરતી ક્રમે, નંખાઈ જતા; અને, ઝાઝું બળ્યાઝળ્યા વિના જો તમે એમાંથી જીવતા પાછા નીકળ્યા, તો જીવનભર એમના ઉષ્માવંત સ્નેહના પાત્ર બનતા; જો કે એ ઉષ્મા પણ કોઇક વાર પ્રસંગ આવ્યે પાછી સાક્ષાત

૧. આ પદ સ્વ. કાન્તકૃત ' શિક્ષણનો ઇતિહાસ 'માંથી છે; દુરારાધ્ય ' ફાસ્ટિડિયસ.'

અગ્નિનારાયણનું સ્વરૂપ ( થોડી મિનિટ કે ઘણા માસ સુધી ) ધારણ કરીને, પોતાની સહસ્ર જિહ્‌વાઓ વડે તમને ચીવટથી ચાટવા પણ મંડી જતી.

હું તો ઉપર્યુક્ત અગ્નિપરીક્ષા એમની સાથેના મારા 'ચેતન' તથા 'ગુજરાત'ના સમયવાળા સંબન્ધ વખતે પસાર કરી ચૂક્યો હતો, 'ગુજરાત' યુગને અંતે એમની મીઠી મમતા પણ પામી ચૂક્યો હતો, એટલે મરહુમ 'કૌમુદી'ના ( ત્રૈમાસિક ) પહેલા જ અંકથી 'ગુજરાતી સાહિત્યમાં સંગીતકાવ્ય' એ એમનો ઐતિહાસિક નહિ એટલો ઇતિહાસવિધાયક[2] લેખ પામવા તે ભાગ્યશાળી થયું. લેખ માટેની વિનંતિ કરવા એમને કયાં મળેલો વગેરે તો યાદ નથી, પણ ધારું છું કે, ત્રૈમાસિકનો જાણે કે 'ન ભૂતો ન ભવિષ્યતિ' જેવો વિગતવાર કાર્યક્રમ આંકતો, જગત્સાહિત્યના મહારથીઓનાં નામાભિધાનાદિકે અલંકૃત એવો, જે દમામદાર પહેલો પરિપત્ર તૈયાર કર્યો હતો તેની યથાયોગ્ય અસર તેમની પર થઇ હશે; અને તેથી, ત્રીજા કે ચોથા હપતા વખતે તો રાતના ત્રણ વાગ્યા સુધી જાગીને તેમ જ એ લેખ હું બીતાબીતો એલ્ફિન્સ્ટન કોલેજના એમના વર્ગની બહાર ખડો

---

૨. આ બને વિશેષણો સાભિપ્રાય છે. એ લેખ સાધારણ–સારો હતો પણ તેમાં ખરેખર અસાધારણ કશું નહિ હોવાથી એ ઐતિહાસિક નહોતો; અને એ ઇતિહાસવિધાયક નીવડ્યો તે આ રીતેઃ ( ૧ ) નરસિંહરાવ સરખા સુપ્રતિષ્ઠિત વાઙ્મયસેવકનો સાથ ત્રૈમાસિકને શરૂઆતથી જ મળવાથી, બીજી કોઇ રીતે ભાગ્યે મળી હોત તેવી ફટકીક પ્રતિષ્ઠા તેને તુર્ત મળી. (૨) એ અલ્પસત્ત્વ લેખોએ પ્રો. ઠાકોરને સત્ત્વભર્યું 'લિરિક' લખવા પ્રેર્યા યા તો ઉશ્કેર્યા; (૩) એ 'લિરિક'ના ગ્રંથાકાર વખતે અર્પણ-વિષય તરીકે મારા પર એના વિદ્વાન અને મમતાળુ કર્તાની કૃપા ઊતરી; (૪) આ હકીકત 'દેશની પાંચશેરી'ના તોફાની કર્તાને પણ એ પોતાની અમર રચના બદલાવવામાં ખપ લાગી; અને, (૫) એ જ 'લિરિક'નું પુનર્મુદ્રણ વગેરે મારે હાથે, એમ. ટી. બી. કોલેજના એમ. એ. વિદ્યાર્થીઓને મદદ લેખે, ૧૯૩૭–૩૮ના પહેલા સત્રમાં થયું.

હતો ત્યાં સુધી પણ ત્યાંના વ્યાસપીઠનાં ઊંચાં ખુરશીટેબલે બિરાજી એકચિત્તે એ લખ્યા કરીને તેમણે એ લખી આપવા કૃપા કરી હશે.

૧૧

'માનસી'ના પ્રાકટ્ય (૧૯૩૫) છતાં, એના પહેલા ચાર અંકોના કેટલેક અંશે વિશિષ્ટ કાર્ય છતાં, છેક આજના દિવસ સુધી ઘણી રીતે અદ્વિતીય રહેલા એના આપણા પેલા જૂના 'સાહિત્ય અને વિવેચનના ત્રૈમાસિક' (૧૯૨૪–૧૯૨૯) પર સ્વ. નરસિંહરાવની કૃપાદૃષ્ટિ એમ પહેલેથી જ ઢળેલી તે લાંબા વખત સુધી ચાલુ રહી. પોતે એમાં જ આપેલા 'જયપીઠ' વિશેના ચર્ચાપત્રમાં એને 'રસિક પાંડિત્યની દીપ્તિથી દીપતું' કહ્યું હતું; ત્રૈમાસિક રહ્યું ત્યાં સુધી તો—જાણમાં, માસિકાવતારનાં પણ એકાદ બે વર્ષ–નિયમસર લવાજમ ભરીને ગ્રાહક પણ થતા; અમે બંને એક વાર રવિવારે સાંતાક્રુઝમાં રા. ભાઇ રામભાઇ બક્ષીને ત્યાં ભેગા થઇ જતાં, એ વખતની ત્રૈમાસિકની સવિશેષ નાણાંભીડની વાત જાણીને, એ ને એ જ વખતે ગાડી ભાડે કરીને એટલામાં જ એક પરામાં વસતા, પોતાના ઓળખીતા એક બારિસ્ટરને ત્યાં મને લઇ ગયા હતા અને પચાસ રૂપિયા પત્રને અપાવ્યા હતા. આટલા તો સૌથી યાદગાર દાખલા, મારી જાતમાહિતીના; એ સિવાય પણ તેમણે એ ત્રૈમાસિકપ્રવૃત્તિ વિશે સ્થળે સ્થળે પોતાની મોંઘી પણ લાક્ષણિક ગુણગ્રાહિતા દર્શાવતાં, અનુકૂળ અભિપ્રાય આપીને પરોક્ષ સહાયતા પણ સારા પ્રમાણમાં કરી હશે એમ નિઃસંશય કહી શકાય.

ભાઇશ્રી રામભાઇને ત્યાં જ બનેલો એક બીજો નાનો પ્રસંગ નોંધી લેવાનું યોગ્ય સ્થળ પણ આ જ છે.

મારા કોઇક લખાણમાં 'મોહિની' શબ્દ વપરાઇ ગયો હતો. શબ્દનું એ રૂપ પાણિનિ (કે એવા કોઇક) અનુસાર સાચું

નથી એવું નરસિંહરાવભાઈને લાગતાં, તેમણે પોતાની રીતે પહેલાં તો કેટલાંક પ્રમાણઅમાણ શોધી કાઢી પોતે પોતાને ખરા ઠરાવ્યા. પછી, એવામાં ' તિરાહિત ' ઉપનામે મુંબાઇના એક સાપ્તાહિકમાં વાઙ્મયચર્ચા કરનાર પોતાના એક સૂક્ષ્મ અને વિરલવિદ્વત્તાવન્ત પારસી મિત્ર ( તેઓ હમણાં જ ઊંચા સરકારી હોદ્દા પરથી નિવૃત્ત થયા છે. ) પાસે એ અન્વેષણસંભાર રજૂ કરી, તેમનો મત પોતે પૂછ્યો હશે. મારે સદ્‌ભાગ્યે એ મત એમના મતને પ્રતિકૂળ હતો, કેમ કે એમને ઉપર્યુક્ત વિદ્વાન તરફથી સપ્રમાણ જાહેર કરવામાં આવેલ કે ' ગોહની ' અને ' મોહિની ' બંને રૂપ જુદી જુદી રીતે ખરાં છે. પોતાની વિરુદ્ધનો આવો મત હાલની ચાલતી પેઢીના 'વિદ્વાનો'માંથી ભાગ્યે જ કોઇ પોતાના પ્રતિપક્ષીને કહે, પણ સત્યપરાયણ નરસિંહરાવે તો પોતે જ આખી સંશોધનવાર્તા અમારી પાસે વર્ણવી હતી; એ વિશેનો ' તિરાહિત 'નો પત્ર પણ અમને વાંચી સંભળાવેલો.

૧૨

' મુકુરો–ગેનિયા ' અને ' એક મહત્ત્વપૂર્ણ પ્રાચીન ગ્રન્થ ': બે અવલોકનોનાં આ મથાળાં કેટલાક વાચકોને યાદ હશે. એમાંનું પહેલું 'સ્મરણમુકુર' વિશેનું હતું અને બીજું ' અભિનયકલા' વિશેનું.

ઘણાખરા નવશિક્ષિત જુવાનો મૂર્તિભંજક હોય છે–વિચારપૂર્વક કે પછી અવિચારીપણે.અમારું ૧૯૨૫–૧૯૩૦નું ' કૌમુદી '-મંડળ એમાંના પહેલા પ્રકારનું હતું, એટલે અમારામાંના એક ' કમનીયરામ ત્રિપાઠી ' બનીને ' સ્મરણમુકુર ' પર વક્રશાસ્ત્રના વહ્નિથી બળબળતું અવલોકન લખ્યું. એમાંનાં વિધાનો ખોટાં નહિ તેટલાં એકતરફી હતાં અને તેથી નવા જમાનાના વાચકોના મનમાં ઘડાયલી નરસિંહરાવની મૂર્તિ તોડવાના જ કામમાં આવે તેવી પકડાઇ હતી. એ વહ્નિજ્વાલ ' સ્મરણમુકુર 'કારને કેટલા દઝાડી મૂકે એ સમજી શકાય તેવું છે. તેમણે એ પીડાના

જોર હેઠળ એમ પણ માની લીધું–તેમની કને એવું મનાવવાનો ઇરાદો જ લેખકનો હશે–કે 'કમનીમરામ . ત્રિપાઠી '=' સુંદરરામ ત્રિપાઠી[1] '=બટુભાઇ ઉમરવાડિયા. પણ હકીકત તેવી નહોતી; એટલે, એવામાં બટુભાઇએ જ એ લખ્યું છે એવી ફરિયાદ જ્યાં ત્યાં કરતા ફરતા નરસિંહરાવની પ્રતીતિ, બટુભાઇની જ ઇચ્છાથી અને હાજરીમાં, મારે એક વાર મારવાડી વિદ્યાલયમાંની કોઇક સભા વખતે કરાવી આપવી પડેલી કે એ અવલોકન બટુભાઇનું લખેલું નથી પણ પેલા ઉપનામ ( ક. ત્રિ. ) પાછળ છુપાયલા બીજા લેખકનું છે.

૧૩

'અભિનયકલા'નો કિસ્સો જરા જુદી જાતનો છે. સંગીત-કાવ્યવાળો એમનો લેખ પૂરો થતાં, આ વિસ્તૃત નિબંધ એમની પાસે અપ્રગટ ને તૈયાર છે એવી જાણ હોવાથી, મેં ત્રૈમાસિકમાં ક્રમશઃ છાપવા એ માગેલો. તેમણે થોડા જ દિવસમાં એ મોકલ્યો હતો. મળતાં જ, એ નિબંધ નથી પણ ગ્રંથ છે એમ જોઇને હું ગભરાઇ ગએલો કે આને તો કોણ જાણે કેટલે વર્ષે પૂરો છાપી રહેવાશે. એવી મનોદશા છતાં, એને શરૂ કરવાની તક શોધ્યા કરતો હતો. એ મારી શોધ પૂરી થાય ત્યારપહેલાં તેમની ધીરજ પૂરી થઇ ગઇ. એમ બને એ સ્વાભાવિક પણ ખરું. તેથી, તેમણે અંગત નહિ પણ ઔપચારિક પત્ર મને અમદાવાદ લખીને એ પાછો મગાવ્યો ત્યારે રજિસ્ટર કરીને તુર્ત મોકલી દીધો. એ મારા હાથમાંથી જવા સાથે, ત્રૈમાસિકમાંના ક્રમિક પ્રકાશન વખતે એની વધુ નકલો એમને ગ્રંથાકાર માટે છપાવી આપવાની એમની ઇચ્છા અને મારી આશા પણ ગઇ.

ગ્રંથાકાર સંબંધી એ કૃતિનું નિર્માણ જુદું હતું, પણ એની અમારા પત્ર સાથેની લહેણાદેણી જુદી નહોતી. પત્રે

[1] સને ૧૯૨૫ દરમ્યાન 'ગુજરાત'માં આવેલી 'આપણા મહાજનો' એ લેખમાળાના લેખકનું ઉપનામ. એમનું ખરું નામ (બટુભાઇ) એ જ માસિકના તંત્રીશ્રીએ એમાં પછીથી જાહેર કરેલ.

સામેથી ચલાવીને માગેલી કૃતિ ઉપર કર્યું એ રીતે પરત કરીને એમને પહેલી વાર માઠું લગાડેલું, તો એના પ્રો. ઠાકર-રાયે લખેલા 'એક મહત્ત્વપૂર્ણ પ્રાચીન ગ્રંથ' નામક અવલોકને એમને બીજી વાર માઠું લગાડ્યું. અવલોકનનું લખાણ તો બહુ વિરોધમય નહોતું; ઉગ્ર તો નહોતું જ. પણ એનું મેં બાંધેલું મથાળું ભયંકર હતું. એ રીતે, જગતમાં કદાચ પહેલી જ વાર, The sting was not in the tail, but in the head. એવું વિવાદ માથું અવલોકનને અર્પવાની જવાબદારી અવલોકન-કારની નહિ પણ તંત્રીસાહેબની છે એવો ખુલાસો રા. ભાઈ ઠાકરરાયે ક્રોધાવિષ્ટ નરસિંહરાવભાઈને લખી જણાવ્યો ત્યારે જ તેમનો તેમની પ્રત્યેનો ક્રોધ શમેલો.

સ્વ. સૌ. લવંગિકાબહેનની 'સુવર્ણકેશી'વાળી દુઃખદ ઘટના પર વિસ્તારથી નહિ લખું. જેમણે એ જાણવી હોય તેમણે સંવત્ ૧૯૮૨–૮૩ના "કૌ." અને 'વસંત'ની ફાઇલો જોવી. અહીં એટલું જ કહેવું બસ થશે કે વાતો સંજોગવશાત્ ટૂંકાવ્યા વિના તો મારે ચાલે તેમ નહોતું પણ એને અંગેની ચર્ચાઓમાં મારું વલણ આખર સુધી ગેરવાજબી બહુ શમનાક[1] હતું. એ સંબંધી સ્વ. નરસિંહરાવના 'વસંત'માંના લાંબા લેખ પછી મેં એ જ પત્રમાં ક્ષમા માગીને ચર્ચાને વાળી લીધી હતી. આ મારા પગલાની 'સાહિત્યપ્રિયે' કદર કરેલી અને એક બે સાક્ષર વૃત્તિના મિત્રોએ પણ; એક કે બે મુરબ્બીઓને વળી એ નહોતું ગમ્યું ને હું મોટી બાજુઓથી લેવાઈ ગયો એમ પણ તેમણે મને સંભળાવી દીધું હતું. "તુલસી યહ સંસારમેં ભાતભાતકે લોગ."

---

૧. આ, મને લાગે છે, વધારે કુદરતી–શાસ્ત્રીય–રૂપ છે, જેને આપણાં છાપાં રોજ ઊઠીને "શરમજનક" (કેવો નાદનો વજ્રસાર!) કહેતાં રહ્યાં છે તે શબ્દનું.

જાહેરમાં ક્ષમાયાચના છતાં અને પુરો પશ્ચાત્તાપ નહિ થયો હોય એમ પણ પોતાને લાગ્યું હોવા સંભવ છે; કારણ, સૌ. સવંગિકાબહેન સ્વર્ગવાસી થયાં ત્યારે મેં લખેલા દિલાસા-પત્રથી પોતાને "કૈંક આશ્ચર્ય" થયું છે એમ પણ, આભાર-દર્શનની સાથે, પોતાના ઉત્તરમાં ઉમેરેલું. આ પણ મારું દુર્ભાગ્ય, બીજું શું !

૧૪

અસલ 'સ્મરણમુકુર'માં કોઇ પણ એક વિષયને અપાયાં હશે તેથી ઘણાં વધુ પાનાં આ નકલ 'સ્મરણમુકુર' લેતું જતું નથી ? આ કદાચ ( વાજબી તો નહિ પણ ) કુદરતી ગણાય, કેમ કે અસલની ગુણવત્તાનો મોટો આડંબર એનું જ નામ નકલ. પણ આ દોષને એ જણાયા પછી તો સંભાવા દેવો ન જ જોઇએ ને ? તેથી જ, હવે હેતુપૂર્વકની મિતાક્ષરીએ મુકુરમાં પડતાં પ્રતિબિંબો વર્ણવ્યે જઇએ કેઃ મને તે નરસિંહરાવ પણ સ્મરણે ચઢે છે, જે—

—સોરઠી સાહિત્ય–રસપાનની એક સભામાં મારી પડખે બિરાજ્યા છે; એ વખતના એક ગીતમાંની 'લીંટી'થી સુમાર્ઇ લીટી, "આ તમારી સોરઠી સંસ્કૃતિ ! સંસ્કૃતિ કે કુષ્કૃતિ ?" પૂછે છે; હું એ એક બિનાપૂરતું સ્મિત કરી એમની ટીકાને અનુમોદન આપું છું; એ પ્રસંગની સમયદર્શી મનનનોંધમાં એ સાહિત્યને વખાણું છું; મારા એ વલણને પોતે દૈધીભાવી માની લઇ ત્યાર પછીની અમારી મુલાકાત વેળા તડૂકે છેઃ "તમે ય કેવા છો ! ખાનગીમાં એક મત અને જાહેરમાં બીજો !"

—'અરતાચલે "વસન્ત"'વાળી મારી ટીકાથી એટલા છેડાયા છે કે એના રજત–મહોત્સવગ્રંથના પોતાના લેખમાં એ પદને વારંવાર, એમના ઘણી વાર કાચા બની જતા કટાક્ષ-પૂર્વક, સાદ કર્યાનું માન આપે છે; અને એટલી જહેમત છતાં યે, એ પત્રને ૨૫-૨૬મે વર્ષે પોતાને દેખાવા કરતો 'વસંત'નો ઉદયાચલ ( કે મધ્યાહ્ન ) આપણને બતાવી શકતા નથી.

—" સાહિત્ય વિરુદ્ધ વાઙ્મય "વાળા ઐતિહાસિક યુદ્ધમાં મારી સામે મેદાને પડે છે અને એ વિવાદનો અંતિમ શબ્દ, એમની પ્રકૃતિ વિરુદ્ધ જઈને, પોતે બોલી શકતા નથી પણ મને બોલવા દે છે.

—ઉચ્ચારે છે " कडवकम् ", જ્યારે તેઓ ઑફિસમાં દાખલ થતાં જ, સંસદના નેતૃપદે બિરાજતા એક બે જ્ઞાનતરસ્યા શિખાઉ ભાષાશાસ્ત્રીઓ ત્યાં વિચારાતા કોઈ લખાણને અંગે તેમની આગળ સવાલ નાખે છે કે " અરે, ભાઈ આ કડવું—કડવું ક્યાંથી આવ્યું ? એનો 'ડેરિવેશન' શું ?" ત્યારે. ( જવાબ તો પછી આપ્યો; ત્યાર પહેલાં અપ્રકૃત્રિમ ક્રોધથી આવું બોલેલા: " મને શી ખબર ? તમે ક્યાં ઓછા ભાષાવિશારદ છો ? " )

—વળી અન્ય એક પ્રસંગે મોટરમાંથી ઊતરી ' સાહિત્ય-પ્રેસ'માં પેસતાં ક્રોધપૂર્વક ઉચ્ચારે છે, "Two blacks don't make one white, " જ્યારે એ જ શાસ્ત્રીમહારાજને આઠમી સાહિત્યપરિષદના પુરોહિતો તરીકે કોઈ નાલાયક નિબંધ, વગ-વસીલાને કારણે, તેમની કને સ્વીકારાવવા માગે છે ત્યારે—એવી દલીલ કરીને કે આપણે સૌએ બીજા પણ એવા નબળા નિબંધ-ને સબળા કલ્પી સ્વીકાર્યા છે.

—૧૯૨૫માં, માથું ઉઘાડું મૂક્યા પછી પહેલી જ વાર તેમને ડૂંઉરેબ કે ફ્રેબ એવી કોઈક સુરવાળ, છાતી પર આડી એોરેસ ચાસ વગેરેથી સજ્જ એવો એમને કૉલેજમાં મળું છું ત્યારે, એ વેષ પ્રત્યેના ઉઘાડા અણગમાથી, જાણે મને પિછાનતા ન હોય તેમ પૂછે છે " કોણ—વિજયરાય ! "

—૧૯૨૬માં બીજા વિદ્વાનોથી જુદા પડી ગુજરાત કૉલેજમાંની પ્રોફેસરી માટેની મારી અરજીને જોડવા પ્રમાણપત્ર આપવાની સંયમી દૃઢતાથી છતાં એકંદર મીઠાશથી ના ભણે છે; ૧૯૩૨માં મને એમ. એ. બનવાના ફાંફાં મારતા, મારા પ્રાધ્યાપક બનતા સ્વપ્નમાં રહી

જાય છે. તે એવી રીતે કે એ બાબતની વાત કરવા માટે મેળાપનો સમય પૂછવા હું ગયો ત્યારે જરાક મોડો પડેલો, તેઓ વ્રુતના વર્ગમાં જઇ ચૂકયા હતા અને તેમ છતાં ત્યાં જઇ મેં સમય પૂછયો ત્યારે તેમને વરેલી અતડાઇથી એવી રીતનો જવાબ, ડોકું સરખું ચોપડીમાંથી મારી બાજુ ફેરવ્યા વિના, આપે છે " તે અહીં, અત્યારે કહું તમને ?"—કે એમના શિષ્ય બનવાની મારી હોંશ ત્યાં ને ત્યાં સરી જાય છે.

—૧૯૩૪ના માર્ચની એક સાંજે, તાજા જ નીપજેલ દૌહિત્રમૃત્યુના જખમે જખમી, બારમાંના મરિન વિલામાં બેઠા છે. અમો પાંચેક જણની સાથે બીજા વિષયોની વાત સ્વસ્થતાથી કરે છે; મને પણ, લેખિકાઓની યાદી અંગેના અમારે થએલ પત્રવહેવારને સંભારી એ સંબન્ધી અમદાવાદનું કૈંક કામ સોંપે છે: 'હૃદય-વીણા'ના ચિત્રની વાતમાં એ દૌહિત્ર સ્વ. પ્રેમકુમારનું નામ આવે છે ત્યારે પણ સમત્વ લેશમાત્ર ખોતા નથી. તે જીવન્ત જ હોય તેવી સ્વાભાવિકતાથી, અડોલ શાંતિથી, એને વિશે વાત કરે છે; વાતને બદલવાનો યત્ન કર્યા વિના એને એની મેળે વહી જવા દે છે.

રસ એટલે શું ?

રસજ્ઞ સામાજિકના [ વાચક કે પ્રેક્ષકના ] અંતઃકરણમાં રહેલા જે વાસનાત્મક રત્યાદિક અપ્રબુદ્ધ સ્થાયિભાવ, તે કાવ્યનાટકાદિથી ઉપસ્થાપિત થએલા વિભાવ, અનુભાવ અને સંચારી ભાવનાયોગે કરી પ્રબુદ્ધતાને પ્રાપ્ત થાય, એટલે કે અનુભવ યોગ્ય થાય, ત્યારે રસ કહેવાય છે.

( શતાબ્દી ગ્રંથ, પૃ. ૧૨ ) —રણછોડભાઇ

# બે જમાના પહેલાં

[વાકાનેર(કાઠિયાવાડ)વાળા શા. છોટાલાલ મા. કામદારના સંગ્રહમાંના 'અમદાવાદ સમાચાર'ના સને ૧૮૭૬ના અંકોમાંથી વધુ ઉતારા. જોડણી વગેરે મૂળ પ્રમાણે છે. પાંચ નંબરનો ઉતારો ફેબ્રુઆરી ૧૯૩૭ના અંકમાં (સળંગ અંક છઠ્ઠો) છપાયો હતો.]

## ૬. સ્વદેશ ઉદ્યોગ પ્રબધક સભા

આ સભાઓ ઠેકાણે ઠેકાણે થએ જાય છે પણ હજુ કોઇ ઠેકાણે આપણોમાં કેહેવાય છે તેવું કૃત કરવામાં આવ્યું હોય એમ જણાતું નથી. આપણા હિંદુસ્તાનની હાલતનું સારાપણું સ્વદેશમાં ઉપ્યોગની વરધી થવા ઉપર છે એમાં જરા શક નથી. અને એ વાત બધાના સમજવામાં સારી પેઠે આવી ગઇ છે પણ હજુ સુધી એની એ વાતો કરવાથી શો ફાયદો થવાનો છે તે હમારા સમજ્યામાં આવતું નથી. કેહેવા કરતાં કરી બતાવવું એ વધારે સારૂ છે પણ ગુજરાતીયો તો શું કરી કેટલાક જણ એવો ઢોંગ કરે છે કે અમે તો સ્વદેશ અભીમાની છીએ. પણ જેમના મોંહો ઉપર તેમના બાયલાપણાની બાબતમાં ગાળો પડે છે તે સાંભળી મનમાં દીલગીરી ઉત્પન્ન થવાને બદલે તાળીઓ પાડી રાજીપો બતાવે છે તેવા સ્વદેશઅભીમાની પુરૂષો સ્વદેશને દીલપત થતી વાત સાંભળી સ્વદેશનું શું રૂડું કરી શકવાના છે! સભાના સભાસદો ભાષણ કરતાં તમને જે કેહે છે તે તમારા વિચારમાં લો અને વિદ્વાન કવી નર્મદાશંકરના શબ્દ "યા-હોમ કરીને પડો ફતેહે આગે"ને સ્વીકારો ત્યારે જ દેશની ચડતી થશે, તાળીયો પાડયાથી થવાની નથી. ખોટા કામનો ઠપકો મળે

માટે રાજી થવું એથી સુધારો થશે કે તેના પશ્ચાતાપથી એનો વિચાર કરો.

આ શેહેરમાં દ્રવ્યવાન તથા વિદ્વાન બંને પ્રકારના માણસો છે, શેહેરમાં આગેવાની કરતા પણ તેવા જ માણસો છે. તેઓ જ જ્યારે સ્વદેશકારીગરીના નમુના પસંદ કરવાને શરમાય તો બીજા પાછા હઠે તેમાં શી નવાઈ.

દુનીયામાં સારૂ અને નરતું જે કેહેવાય છે તે વસ્તુઓની બાબતમાં પસંદતા ઉપર છે. વસ્તુઓમાં જે ધુળ જેવી વસ્તુ આગેવાનો અને મરતબાવાળા પસંદ કરે તો હલકા પણ પસંદ કરે. કેમકે મોટા જે કરે તે છાજે એમ કેહેવત છે. હવે મોટાનો નમુનો લેઈને ન્હાનાં હમેશ એમ કરે છે. જે ઘરનાં ઘરડેરા અમુક વસ્તુ પાપીષ્ટ છે એમ સમજે છે તે ઘરનાં નાનકડાં પણ તેમજ સમજે છે. કેહેવત છે કે વડ એવા ટેટા ને બાપ તેવા બેટા. જેનો બાપ વ્યશની તેનો દીકરો તેવો થાય તેમાં આશ્ચર્ય શું. ભાવાર્થ ન્હાના તો જેવું દેખે તેવું વરતે. માટે ચેહેલ-કાહાડવી એ ન્હાના કરતાં મોટાને જરૂર છે.

સભાના સભાસદ થવું પણ વિલાયતી કાપડને પેહેરવામાંથી વેગળું ના કરવું ને બીજાને સમજાવવું કે દેશી કારીગરોને ઉત્તેજન આપો તે કેમ અપાશે. દેશી વસ્તુઓ પરદેશ કરતાં મોંહોંઘી અને થોડી શુસોભિત હોય છે ત્યારે હેવો કોણ મુર્ખ હોય કે જાદે ખરચ કરી દેશી વસ્તુ હોરે, પણ જ્યારે સરવેનો વિચાર કરે ત્યારે તો તેમ થાય. હાલમાં આપણી ખાદી કે ગજીયું વાપરેથી સુધરેલ લોક જેમ મશ્કરી કરે છે, તેમ આછાં ને પરદેશી કપડાં પેરનારની મશકરી થાય તો તે ઉતેજન થાય ખરૂં. દક્ષણમાં સોગન ખાઇ પોતાનો તમામ ડ્રેસ ફેરવી નાંખી દેશી વસ્તુઓ સભાના અંદર જ અંગીકાર કરી લેવા બાહાદુર પુરૂષો આપડા શેહેરમાં નીકળશે ખરા શું નિકળે. કરવું ને મરવું તો સરખું સમજે છે. પારકાં છોકરાંને જતી કરવા હમેશ આગેવાન

થાય છે. આપડે જોતા નથી કે હવે પુનરલગ્ન કેમ સુધ ગયાં પારકાં મળતાં નથી તેમાં પણ સારા સારા માણસનો શો ધર્મ છે, કરી બતાવવું પણ એ તે સમજવાને ઘણી દૂર છે. ગરીબ અને ન્હાના લોકોને તમારા દાખલા લેવાને મન થાય તેવા ડગલાં હવે ભરો. તમારી મુડી નકામાં ખરચોમાં વપરાતી હોય તેમાંનો થોડો ભાગ દેશકલ્યાણમાંનો સ્વદેશના ઉદ્યોગની વ્રધીમાં વાપરો. અતરે સારાં કારખાનાં કાહાડો, પરદેશી માલથી અતરેનો કોઇ માલ મોંઘો પડે તો તમારી મુડીમાંથી એ તફાવત પુરો કરો અપ્રીય લાગવા જેવી વસ્તુઓ હોય તે સુધરાવો. પોતાના ભાઇયોના સુખને માટે તમારા પઇસાનું કાંઇ બલીદાન આપવું પડે તો તેમાં તમે નુકશાન સમજો નહી. એ તમારા પૈસા વવાયા સમજવું તે ઉગશે, તેના હેવા સારા ફળ લાગશે કે તમારો પરિવાર સુખથી ભોગવશે અને તમને આશરવાદ દેશે

તમને ઇશ્વરે જ્યાંહાં સુધી સાધન આપ્યું છે ત્યાંહાં સુધી હાવા ખરચનાં કામ નહી કરો ત્યારે લક્ષ્મીમાતા તમારાથી રીસાઇ જશે, ત્યારે તો તમે શું જ કરશો અને નક્કી માનજો કે હાલની વરતણુંક મુજબ તો લક્ષ્મીબાઇ રીસાયા વગર રહેવાનાં નથી. હાથ ચાલે ત્યારે જે ના કરી શકે તે નિરબળ થએ શું કરશે માટે જાગો અને મોહોડે બોલી જીભને તસદી આપી વખત ગુમાવો છો તે હવે બંધ રાખો. તમારી સભામાં ભરાતાં ન્હાના ન્હાના છોકરાં સુધાં બધા સમજ્યા કે તમારૂં ભાષણમાં કેહેવું વ્યાજબી છે પણ તેઓ પોથીમાંના રેંગણાની કહેવત જેવું સમજે છે. માટે તમે કરી બતાવો કે હમે કહેનાર નથી પણ કરનાર છીએ. કરવાના સાથે કહેવું થશે તેમાં વધારે ફાયદો થશે. માટે હવે સુસતાઇ કાહાડી નાખો ને આપડા દેશની ચડતીના ઉપાય લો. ઇશ્વર આપણને સાયંકુળ છે એમ સમજવું. આપડાં મન તો ફેરવાં છે પણ મોહોટાની આગેવાની નીચે ન્હાના સાહેમ કરશેજ. માટે હવે જાગો ને તમારા કૃત ફલીદેપ થશે.—અસ્તુ

### ૭. બાળલગ્નનિષેધક મંડળી

(તા. ૧૧મી જુન સન ૧૮૭૬ના 'અમદાવાદ સમાચાર'માંથી ઉદ્ધૃત)

આ મંડળીએ અમદાવાદમાં લાંબી મુદતથી જન્મ લીધો છે. પણ તેનું કામકાજ કાંઇ તેજી ઉપર આવેલું જણાતું નથી. કેટલીક વખત ભાષણો થયાં ને સભાઓ ભરાઇયે. પણ તેના ધારાને અનુસરીને કોણ કોણ ચાલ્યા તે માલમ પડતું નથી. ધારા ઘડવામાં તો ડાહાપણ વપરાયું છે પણ જ્યારે તે મુજબ ચાલે ત્યારે તેની ખુબી તો જણાય.

કેહેવા કરતાં કરવું એ વધારે દોહીલું છે. પુનરલગ્ન સારૂં છે. દેશી કારીગરીને ઉત્તેજન આપવું, નવા ઉદ્યોગ શોધી કાહાડવા, પારકા દેશનો સામન ન રાખવો, બાળલગ્ન નીષેધ છે. ઢેઢ જોડે બેસવું વિગેરે વિગેરે બોલનાર બહુ થઇ ગયા છે. અમે સુધરેલમાં, અમે સ્વદેશઅભીમાની, અમે વિદ્વાન, એમ પણ હિંદુસ્તાનના ઘણા ભાગમાં સેંકડો બોલનાર સાંભળીએ છીએ. પણ તેવા બોલનારે કોણે કાંઇ દાખલો કરીને બતાવ્યો! ચાલ તથા ધરમની રીતથી કાંઈ ઉલટુ કરવુ અને બુટ સ્ટાકીન પેહેરી ચાલો ખુશી, ચીરૂટ પીધી, ને પાઘડી હલકી કરી કે ટોપી પહેરી એને સુધારો કેહેવો કે અનાદીક ખાણું અણુગમતુ કહી મટનહાર કરવો ને છાંટા-પાણી લેવા તેને સુધારો કેહેવો કે શેને સુધારો કેહેવો તે હજુ સમજ્યામાં આવતું નથી. આ સુધારાના ભાષણ સાંભળવા તથા જાણવાની અમને ઉતકંઠા છે. કોઇ ખરો સુધારક જાહેર રીતે તેનું ભાષણ કરી બતાવશે એમ ઉમેદ છે.

ભાઈઓ આપણે સરવે એક માબાપના છીએ માટે ભાંડુ છીએ, એમ કહેનાર મળે છે પણ ગરીબ ભીખારીયો જે ખાવાપીવાને હેરાન છે ને જેને ઉનાળામાં જોડા કે શીયાળામાં અંગ ઢાંકવાને કપડું નથી તેને કીયા સુધારકે મદત કરી?

પોતે ગાડી–ઘોડે બેઠેલા છતાં હેવા કીયાભાઇને બળતા પગથી બચાવી સાથે લીધો ? કે કોયા સાલ–દુશાળાવાળાએ જુનુ લુગડું પણ આપ્યું ? ભાઇયો કેહેવું સહેલુ છે પણ કરવુ તો દોહલું જ. પરદેશનો માલ ના લાવવો એવું કેહેવાયું પણ કોણે તેવો દાખલો કરી આ દેશી સામન સંગ્રહ કરયો. શું દેશી કાપડથી તમને એબ લાગવાની છે શું તમારા શરીર દુખાવવાના છે, શું તેના ટકાઉપણાને હરકત થવાની છે શું બીજે દેશી માલ તમારા ચલાઉ કામમાં આવે એવો નથી ? આ બધી વાત ખરી છે પણ ભાઇઓ કેહેવું સહેલું પણ કરવું દોહલું છે. :

વરસો વરસ વાઇન ને બીજી જાતની મદીરાની આવક વધારે થાય છે તે સ્વદેશઅભીમાનનો મ્હોટો દાખલો છે પણ ભુલ્યા આપડું સ્વદેશ કીયું આપડે તો બ્રહ્મરૂપ છીએ, કોઇ કોઇનું નથી. બ્રહ્માંડ એજ આપડું સ્વદેશ, તો તે સ્વદેશનું અભીમાન રાખવા ઉપર હવે તો મચવાનો ઇલાજ લેવો રહ્યો છે. આવી આવી બાબતો ઘણી છે પણ અમારો મુળ હેતુ બાળલગ્નનિષેધકના મેમ્બર થવાનો છે તો અમે જાણુવા ઇછીએ છીએ, કે નીચેના ગ્રહસ્થો એ સભાના સભાસદમાં છે કે કેમ અને તેમણે પોતાના છોકરાના વીહીવા, લગ્ન તેના ધારાને અનુસરીને કરયાં છે કે શી રીતે કેમકે કહ્યા કરતાં કરેલું જોવાની અમારી બહુ મરજી છે તે થતું હોય તો અમે કરવાનો વિચાર રાખીએ નીકર કેહે છે પણ કરતા નથી હેવાની ગણુતરીમાં હમારૂં નામ દાખલ થવાથી અમે ઘણા પાછા હઠીએ છીએ.

૧ રાવબહાદુર ગોપાળરાવજી

૨ રાવસાહેબ મહીપતરામજી

૩ રાજેશ્રી રણછોડભાઇ છોટાલાલ

૪ રાજેશ્રી અંબાલાલ સાકરલાલ

જો એ ગૃહસ્થો મેમ્બર છે તો અમે પુછીએ છીએ કે ના. ૧ ના સાહેબે પોતાની દીકરીઓ કેટલી ઉમરે પરણાવી છે,

ના. ૨ના સાહેબે પોતાના દીકરાના વીહીવા તેનાથી કેટલી નાની ઉમરની છોકરી સાથે કરયા છે, ના. ૩ના સાહેબે પોતાના પૌત્રનું લગ્ન તેનાથી કેટલા વરસની ન્હાની છોકરી સાથે કરયું છે, ને ના. ૪ ના સાહેબે પોતાની ન્હાની દીકરીનો વીહીવા તેનાથી કેવડા મોહોટા છોકરા સાથે કરયો છે. એ સાહેબો રૂલને તોડે એવા તો નથી પણ હમારા ફરતા ભુતને કાંઇ ગપાટો મળયો તેથી તે અમને તજવીજ કરવા ફરમાવે છે ત્યારે અમારે તજવીજ કરીને તેનો જવાબ આપવો જોઇએ છીએ.

## ૮. ગુ. મી.ના 'ચાંદીના ભાવમાં ઘટાડો'માંથી

હાલનો વખત જોતાં હિંદુસ્તાનનો દીવસ કાંઇક ચડવાનો વખત પાસે આવે છે પણ જો દેશી કારીગરીને અતીશય જોર પર લાવવામાં આવે તોજ. જો દેશી કારીગરીનો તમામ માલ હિંદુસ્તાનમાં વપરાય તો વિલાયતી માલની આવક આપણા દેશમાં ઘણીજ થોડી થાય, અને જાવક તો ઓર જેમની તેમ જ રહે. કેમકે હિંદુસ્તાનથી અનેક જાતનો કાચો માલ વિલાયત જાય છે અને તે પાકો બનીને અહીં પણ આવે છે અને ત્યાં પણ વપરાય છે. દેશી કારીગરી જો હિંદુસ્તાનમાં જોર પર આવે તો અહીથી ગએલો કાચો માલ પાછો હિંદુસ્તાનનો કીનારો જોવા પામે જ નહી તો પછી તેઓ આપણો સોળ આનાનો રૂપીયો બાર આનામાં શી રીતે લેઇ શકે ? પણ માત્ર અતરેથી-જ તે દેશમાં માલ જાય તો તેમનો સોળ આનાનો રૂપીયો બર [બાર] આનામાં લાવી શકીએ. માટે કોઇ પણ રીતે દેશી કારીગરી પાછળ ઉતાવળે ધ્યાન આપવું જોઇએ.

( તા. ૨૬-૭-૧૮૭૬ )

## ૯. ખેડા

લગ્ન કરવાની નવી રીત–ઉમરેઠ ગામના હિંદુ લોકોએ પોતામાં હેવો બંદોબસ્ત કરેલો છે કે લગ્ન સોરતી અથવા

ચીઠી કાહાડી કરવાં. છોકરાં જણનાર સ્રીઓએ પોતાના બાળકો ૭ મહીનાનાં થતાં તેના લગનો તેઓએ જ પોતપોતામાં સમજી કરવાં એવો ઠરાવ ત્યાંહાંના ઘરડાઓએ કરેલો છે. જેઓ આ ધારાને તાબે થશે નહી તેઓને ગ્નાત બાહાર હાંકી મુકવામાં આવશે. આ બાબતનો ત્યાં એક દસ્તાવેજ થએલો છે. [૬–૯–૭૬]

## ૧૦. પ્રાર્થના-સમાજનું વાસ્તુ

આજરોજ સવારના ૮ વાગે અલરેની પ્રાર્થના-સમાજનું વાસ્તુ હતું તે વખતે તે સમાજના મેમ્બરો મી૦ સત્યંદ્રનાથ ટાગોર રા. ગોપાળરાવ હરી. રા. મહીપતરામ રૂપરામ, રા. રણુછોડભાઈ છોટાલાલ, રાવ. ભોળાનાથ વગેરે મેમ્બરો ને કેટલાક બીજા હાજર થયા હતા. તેમ કેટલીક સ્રીઓ પણ હાજર થઈ હતી. બાદ રા. ભોળાનાથ સભાપતિની ખુરશીએ બીરાજ્યા પછી ગવઈઆને, કડીઆને, તથા સિપાઈ વગેરેને સીરપાવ આપ્યો.

બાદ રા. મહીપતરામે સમાજનો રીપોર્ટ વાંચ્યો. તે પછી આ અવસરને વાસ્તે રા. ભોળાનાથે કરેલી કવિતા ગાઈને ઇશ્વર પ્રાર્થના કરી હતી. રાતના રોશની થઈ હતી. અને કેટલાક ગૃહસ્થો અને સ્રીયો એકઠા મળીને પ્રાર્થના કરી હતી.

આ પ્રાર્થના સમાજનો પંથ થોડી મુદતથી નવો નીકળ્યો છે. તે કાહાડનાર મુખ્ય રા મહીપતરામ અને રાવબાહાદુર ભોળાનાથ છે. તેમનો હેતુ એવો છે કે મુરતી પુજા કરવી એ બધું વેહેમ છે, પણ જગકરતા એક છે તેને ભજવો. આ વાતમાં કેટલાક મેમ્બર થયા છે, જેમાંના કેટલાકને અમે ઘર આગળ મુરતી પુજતાં અને સમાજમાં મુરતી ન પુજવાની વાતો કરતા જોઈએ અને સાંભળીએ છીએ. તેથી અમે ધારીએ છીએ કે સમાજના રૂલ પ્રમાણે ચાલનારા ભાગે જ રૂપીએ એક આની હશે નહી તો બીજા તો દેખે તેવું બજાવનારા છે.

(તા. ૩–૫–૧૮૭૬)

## ૧૧. વડોદરા વર્નાક્યુલર કૉલેજ ઑફ સાયન્સ

( તા. ૯ મી ઓગષ્ટ સન ૧૮૭૬ના ' અમદાવાદ સમાચાર ' માંથી ઉદ્ધૃત )

અમે જાણીને ઘણા ખુશી થયા છીએ કે શેહેર વડોદરામાં શ્રીમંત ગાયકવાડ સરકારના આશ્રય તળે ત્યાંના ચાલાક દિવાન સાહેબ એક દેશી ભાષામાં ઊંચી વિદ્યાઓ શિખવનારી પાઠશાળા કાહાડનાર છે એ બાબતે છપાએલી નોટીસો જોવાથી તથા અમને જે કાંઇ ખાનગી ખબર મળી છે, તે ઉપરથી જણાય છે કે એ કૉલેજથી આપણા દેશને ઘણોજ લાભ છે. અમારો મત એવો છે કે આપણા દેશની વિદ્યાવૃદ્ધિ સારી પેઠે કરવી હોય તો ઊંચી વિદ્યાની કેળવણી દેશી ભાષામાં જ અપાવવી જોઇએ. કેમકે ઇંગ્રેજી ભાષામાં કેળવણી લેવાનું ઘણાથી બની આવતું નથી. કારણ કે તેમાં ખરચ બહુ થાય છે તથા વખત ઘણો જાય છે. ઇંગ્રેજી કૉલેજોમાં શિખનારાને માલમ હશે કે તેમને વિદ્યા શિખવા કરતાં ભાષા શિખવામાં ઘણો વખત જાય છે ને બહુ શ્રમ લેવો પડે છે. કારણ ઇંગ્રેજી જેવી પ્રૌઢ ભાષાની સાથે એક કલાસીક અથવા જુની મહાન ભાષા શિખવી પડે છે. વળી ઇંગ્રેજી ભાષાનું ઊંચું જ્ઞાન મેળવ્યા વગર વિદ્યાની બારિક બાબતોને પારકી ભાષામાં સંપૂર્ણ પણ શીખી ન શકાય. આવાં આવાં કારણોથી કદાચ ઇંગ્રેજી પાઠશાળાઓનો લાભ મુકાબલે થોડાક જ લેઇ શકે છે અને તેમાંથી પણ ઘણાજ થોડા કોઇપણ વિદ્યા પુર્ણ રીતે અને સંસારિક કામોમાં ઉપયોગી પડે એવી રીતે શિખી શકે છે. કેટલાક લોકોનું એવું મત છે કે ગુજરાતી મરાઠી આદી દેશી ભાષાઓ એટલી નાની છે અને તેમાં વિદ્યાના ગ્રંથો એટલા જુજ છે કે એવી પ્રાકૃત ભાષાની મારફત ઊંચી કેળવણી આપવાનો પ્રયત્ન સફળ થવો મુશ્કેલ છે પણ અમારૂં કેહેવું એમ છે કે આ અજમાએસ જરૂર કરી જોવાની છે. આપણી પ્રાકૃત ભાષાઓને પ્રૌઢ કરવી અને તેમાં વિદ્યાના ઊંચા ગ્રંથો તૈયાર કરવા એ આપણા વિદ્વાન જુવાનીઆઓનું

કામ છે. અને આપણી ભાષામાં એવા ગ્રંથો જ્યાં સુધી થશે નહીં અને જ્યાં સુધી ઊંચી વિદ્યાઓને દેશી ભાષાઓને મારફતે કારીગરો અને ગરીબ લોકોની પાસે જશે નહી ત્યાં સુધી દેશમાં આબાદી થવાની આશા થોડી છે. આ માટે અમે વડોદરામાં નિકળેલી કોલેજને માટે બહુ આનંદ પામીએ છીએ. અને ત્યાંના દિવાન સાહેબનાં વખાણ કરીએ છીએ.

 લી૦ લોકહિતેચ્છુ

**નાટકદ્વારા ઉન્નતિ**

નાટકસાહિત્યની દોરી એ રીતે રા. રા. રણછોડભાઈના હાથમાં આવી ... નાટકોની રચનામાં તેમનો એક દઢ આગ્રહ હતો કે પ્રાકૃતવર્ગની અધમ રુચિને ખાતર નાટકમાં અધમતા આણવી નહિ, પણ, લોકસમાજ ઉન્નતિ ગ્રહણ કરી શકે માટે ઉન્નતિસાધક અંશો નાટકમાં દાખલ કરવા. આ નિયમ ઘણો સ્તુત્ય હતો, અને પાછળથી થએલા બીજા લેખકોએ તે જાળવ્યો નહિ, તથા નાટકમંડળીઓએ એ પ્રયોગ રચાવેલાં નાટકોમાં તેનો કેવળ અનાદર જ થયો એ બહુ શોચનીય છે. (શતાબ્દી ગ્રંથ પૃ. ૮૩)

—સ્વ. રમણભાઇ

# નિકષ

## રસોજ્જ્વલ મંદિર

નર્મદનું [1]મન્દિર (ગદ્યવિભાગ)

સંયોજક

**વિશ્વનાથ મગનલાલ ભટ્ટ**

૧

આવો, ગુજરાતનાં સો ગદ્યપ્રેમીઓ! આ રસોજ્જ્વલ મંદિરે આવો; શિષ્ટ ગદ્યના આપણા સર્વપ્રથમ સ્વામીને એ વિશાળ મંદિરે આવો અને એના ગોખેગોખમાં પધરાવેલી તેજસ્વી પ્રેરણાવાહી મૂર્તિઓ નયણાં ભરીભરીને ન્યાળો.

પહેલા ગોખનું નામ છે 'સુધારો'. નર્મદનો રાષ્ટ્રપ્રેમ કેટલો ઉત્કટ હતો, તેણે ગુજરાતની સ્ત્રીશક્તિ વિશે કેવી મર્મગામી વિચારણા કરેલી, તે કામવૃત્તિ અને લગ્ન અને પુનર્વિવાહ વિશે શું ધારતો, તેની ધર્મની સામાન્ય દૃષ્ટિની અગત્યથી માંડીને બ્રહ્મતૃષા સુધીની ભાવનાઓ શી શી હતી, એ સર્વનાં દર્શન અહીં થશે તમને.

બીજો ગોખ એટલે 'ભાષાસાહિત્યવિચાર.' અહીંની તેર મૂર્તિઓમાં જેટલું જેટલું સુરેખ અને મનોહર તમારી દૃષ્ટ્રે કવિ કવિતા અને વિવેચન વિશે પડશે, તે તમને યાદ આપશે પ્રો. ઠાકોરના અલ્પપ્રસિદ્ધ પણ સુપ્રસિદ્ધિને પાત્ર મતની કે આપણો

---

૧. અમદાવાદની ગુજરાત સાહિત્યસભાએ પ્રકાશિત (રૂ. ૨ા)

સૌથી પહેલો ગણનીય વિવેચક તે નર્મદ છે, નવલરામ નથી; વળી અહીં તમે નર્મદનાં ભાષાવિષયક તેમ જ બૃહત્કાવ્યોનાં પાત્રવિષયક ધીરગભીરાં વિમર્શન પણ નીરખીને નયન ઠારશો.

'ચરિત્રકીર્તન' અને 'આત્મકથા' એ ત્યાર પછીના બે ગોખ તરીકે ગોઠવાયાં છે. એમાંના પહેલાની અંદર જેમ, જે પોતે જ એક વીરેન્દ્ર હતો, મહાપુરુષ હતો, તેની વીરેન્દ્ર-ભાવનાને સ્ફુટ થતી તમે જોશો તેમ સૉક્રેટીસ અને પ્લેટોથી માંડીને વૉશિંગ્ટન ને નેપોલિયન સુધીના વિધવિધ ક્ષેત્રના તેર યુરમેરિકાના ચિરંજીવોની પ્રતાપી મૂર્તિઓ પેખશો; અને બીજામાં એના લાક્ષણિક 'મારી હકીકત'ની, એવી જ પત્રધારાની, પત્ની સાથેના વિરલ, વૈચિત્ર્યવન્ત એક સંવાદની તથા એના યોજેલ ધર્મતંત્રની ઝાંખી રસપૂર્વક કરશો.

મંદિરના બાકીના સ્વચ્છ અને સુરચિત ગોખોમાં તમે અવલોકશો નીડર પત્રકાર નર્મદની, ઉત્સાહી નાટકકાર નર્મદની, ઉદ્યોગી ઇતિહાસવિચારક નર્મદની અને દૃષ્ટિપરિવર્તની ધર્મ-ચિન્તક નર્મદની નાનીમોટી સંખ્યાબંધ સિદ્ધિઓનાં સ્વરૂપ; અને એ અવલોકનાન્તે મંદિરાન્ત પણ આવી જતાં, વિદ્વાન સંયોજક પ્રત્યે જરા ધોખો પણ કરશો કે અમારી નર્મદભૂખી આંખોને, અમારાં નર્મદતરસ્યાં હૈયાને, આવી લિજ્જતદાર મિજબાના પીરસીપીરસીને વળી અપૂરી કેમ રાખી? હજી બીજું કેટલું ય પીરસવાનું તમે ચિંતવેલું એ સંતાડી શીદ રાખ્યું? વિનવવા'તાને મંદિરના રચાવનાર નર્મદભક્તોન કે, આમે ને તેમે, રચાવો જ છો તો મંદિર રચાવો બે ભાગે-વિશાળ જ નહિ, વિશાળતર; અને પહેલો ભાગ પત આગણપચાસમી મૂર્તિએ એમ-એટલે રચનાર ને ન્યાળનાર, બંન્નેની અબળખા કદી રહી ન જાય ને સદાના ઋણી સૌ જ પૂરેપૂરા બને ... એવી દિવ્યાગી રચના સાપડી હોત તો અમે અપેલો ગદ્ય ખુશીથી ઓવારી નાંખત-તમારાં નામ પરથી,

નર્મદના નામ પરથી અને સૌથી વધુ તો, ત્યારે ભરીપૂરી સંતોખાયલ અમારી મોંઘેરી એ અબળખાના નામ પરથી.

૨

અને, નર્મદગદ્યના પ્રેમીઓ ! તમારામાંથી જેમને કપાળે વિવેચકપણું કોતરાયું હશે ( ' લખાયું ' નહિ કેમ કે તો તો સહેજે ભૂંસાઇ-જાય; અનુભવ એવો છે કે એ ઊંડું ઊતરેલ ને લાંબું ટકેલ હોય છે; તેથી જ )-કોતરાયું હશે, તેઓ તો પોતાના ડાહપણ સવાડાહપણ અને દોઢડાહપણ—સર્વનો સાવ વણમાગ્યો પણ પોતાનાં દિલદિમાગમાં ક્યાં યે નહિ માતો-સમાતો લાભ પણ સંમાન્ય સંયોજકને આપ્યા વિના રહેશો નહિ. તે કહેશેઃ

૧. આવો ગ્રંથ બને તેટલો સસ્તો થવો જોઈએ એ બરાબર, પણ એ કારણે તમે ઘીચ મુદ્રણની તરફદારી કરો છો, તે અમલમાં આવે તો અભ્યાસીઓને માથે એવી આપદા આવી પડવાની કે એવા મુદ્રણમાં હાંસિયાઆંસિયા સાંકડા બની જતાં, આવા ગ્રંથમાં તો સ્થળે સ્થળે કરવી પડતી નોંધ માટેની જગ્યાનો દુકાળ પડવાનો. એ યોગ્ય છે ?

૨. સ્થળસંકોચને કારણે કેટલાંક લખાણો પર જે કાપ મૂક્યો છે તે વિચારપ્રવાહ જાળવીને મૂક્યો છે એ કબુલ; પણ એવું દરેકે દરેક સ્થળ ટપકાં કે ફૂદડી મૂકી દર્શાવવાની જરૂર હતી કેમ કે એમ કર્યું હોય તો વિદ્વાનો ઓછી તકલીફે મૂળમાંથી શું ક્યાં છોડી દીધું છે તે શોધી શકે અને વિદ્યાર્થીઓ તદ્દન અજ્ઞાનમાં ન રહે કે નર્મદનું કયું લખાણ તેમને અખંડ અને કયું અનિવાર્યપણે ખંડિત બનીને મળ્યું છે.

૩. મૂળ લખાણની સાલ બબ્બે સ્થળે છે, પણ કયા પરિચ્છેદો કયા મૂળ ગ્રંથમાંથી લીધા છે એ બિલકુલ કયાંઇ, પરિચ્છેદવાર વિગતથી, દર્શાવ્યું નથી. તેને બદલે આમ કરવું વધારે ઉચિત

હતું કે સાલ અનુક્રમણીમાં અને મૂળ ગ્રંથનું નામ હરેક લખાણુ-ને છેડે આપવું. પોતાને વધુ ગમી ગએલા પરિચ્છેદોવાળા આખા ગ્રંથ ભણી, આવી સગવડ વિના, વિદ્યાર્થી કે સામાન્ય શિષ્ટ વાચક શી રીતે વળી શકે?

૪. ટિપ્પણુ : એમાં નર્મદમાંથી ઉતારા આપીને જ સંતોષ વાળ્યો છે. આમ પણુ સ્થળસંકોચને કારણે કર્યું હશે. પણ પરિણામ એ થયું છે કે પાનાછેડે ટીપમાં કે ગ્રંથછેડે ટિપ્પણુમાં જે અમુક દ્યોતક માહિતી વાંચનાર કેટલેક સ્થળે વાંછે જ છે, તે આપી શકાઇ નથી: દાખલા તરીકે, પૃ. ૩૧૭મા પર 'મનો-રંજક'નો ઉલ્લેખ નર્મદ કરે છે તેની જાણુ નર્મદયુગના ખાસ અભ્યાસી વિના કેટલાને હશે? આવી ખોટ આ સંગ્રહ વાંચ-નાર જિજ્ઞાસુઓમાંથી કેટલાકને સાલશે.

૫. લાંબા લેખ પર આ જમાનાનો સમજુ તંત્રી તંત્રીપણું અજમાવે છે એની અંદર વચ્ચે વચ્ચે યોગ્ય પેટામથાળાં આમેજ કરીને, તેવું અહીં છપાયલાં લાંબાં લખાણોને અંગે જરૂરપૂરતું અને વિવેકસર થયું હોત તો એથી પણુ આજના વાચકને વધારે પ્રમાણુમાં સંતોષી શકાત. (આ સૂચનાનો અમલ એટલે મૂળ લખાણુ સાથે અમુક જાતની છૂટ લેવી, એ તો દેખીતું છે; પણુ, સામે પક્ષે પૂરતો લાભ દેખાતો હોય તો, કાપ મૂકવાની છૂટ કરતાં વધારે ગંભીર તો આ નથી એટલું સ્વીકારાશે એવી આશા છે.)

૬. પત્રધારા(નં. ૫૪)નાં પેટામથાળાં ગ્રંથમાં છે પણુ કોઇ કારણે અનુક્રમણીમાં નથી; હોત, તો એક જ નજરે તેમાંના વિષયો જાણી લેવાની સુગમતા થાત.

૭. 'રાજ્યરંગ' ગોખના મુખપૃષ્ઠે એના મૂળ આરંભ-માંથી બે જ કંડિકા લીધી છે. આખો આરંભ નર્મદમાનસનું

લાક્ષણિક પ્રતિબિંબ પાડનાર હોવા ઉપરાંત ટૂંકો પણ હોવાથી, એ અખંડ રૂપે લેવાયો હોત તો સારું.

૮. 'ઉપોદ્ઘાત' અનુક્રમણીમાં પોતાની સામેના કોરાણ સામે મીટ માંડીને આતુરતાપૂર્વક કેટલી કરુણતાથી બેઠો છે; એની પૃષ્ઠસંખ્યાની વાટડી એ જોયા કરે છે પણ એને એ એના આ અવતારમાં તો મળી નહિ, મળવાની નહિ. પણ હવે તો, યથાકાળ થઇ ગયું એટલે "તે તણો ખરખરો ફોક કરવો." પ્રાર્થીએ કે તે હવે અનુકૂળ હવામાનમાં નવો અવતાર સત્વર ધરશે.

૩

પણ—अलमतिविडाहवेण । એ છેલ્લી એક મોટી અને બીજી પાંચસાત નાની ( કે નાની કરી લઇ જોવા જેવી) ઊણપો છતાં, વિસ્તૃત અને ઘણી ઉપયોગી ગ્રંથસૂચી સહિતના, આશરે છસો પાનાંના સદ્વાચને ભરપૂર આ ગ્રંથમાંથી નર્મદના ઊર્મિ-સાગરનો વિચારવૈભવનો બહુવિધ શૈલીનો–સૌથી વધુ તો એના સદાય આકર્ષક મહાકાય વ્યક્તિત્વનો–જે સરસ પરિચય આપણને થઇ શકે છે તે માટે આપણે તેના રસવિવેકી અને ઉદ્યોગ-પરાયણ સંયોજકના તથા બીજી સંસ્થાઓ કરતાં નર્મદ પ્રત્યે સવિશેષ અનુરાગી અને કર્તવ્યશીલ પ્રકાશક સંસ્થાના ઘણા ઋણી છીએ. તેમના આ સત્પ્રયાસને પરિણામે, નર્મદનું આજે નેવુંક વર્ષે પણ પાનેપાને પ્રાણ–ધબકતું ગદ્ય વધારે વંચાતું થાઓ, વધારે વ્યાપક અને ઊંડો એનો અભ્યાસ થાઓ; અને એ રીતે, જેમને વિનાવિરોધભય આપણા સર્વશ્રેષ્ઠ વિદ્યમાન નર્મદનિષ્ણાત કહી શકાય તેમ છે, તે એના સંયોજક-ની આ અભિવાંછના ફળો:

આવા સંગ્રહની વિશિષ્ટ સેવા તો કોઇ લેખક કાળબળે વીસરાઇ જતો હોય તો તેની કૃતિઓને નવાં લેબાસમાં રજૂ કરી તેના પ્રત્યેનો રસ તાજો કરી શકાય, તેનાં વેરવિખેર પડેલાં સર્વ પ્રકાર-

નાં લખાણોને એક જ દૃષ્ટિફલકમાં કેન્દ્રિત કરી શકાય અને એ દ્વારા એની સમગ્ર સાહિત્યપ્રવૃત્તિ, તેની પાછળનું એનું માનસ, અને તેમાં પ્રકટ થયેલી એની શૈલી આદિનું એકી સાથે સમગ્ર દર્શન કરી શકાય એમાં.જ રહેલી છે. —વિ.

## રણછોડભાઇ–સ્મારકગ્રંથ[1]

### ૧

સ્વ. રણછોડભાઇની જન્મશતાબ્દી ઊજવવાની વાત પહેલી વાર જાહેર કરવામાં આવી ત્યારે એક પ્રખ્યાત ટીકાકારે એવા ભાવાર્થનું લખેલું કે એ ખબરથી પોતાનું હૈયું હરખે ભરાતું નથી, રણછોડભાઇએ એવું તે શું મોટું કામ કર્યું છે, એમનાં નાટકોમાં શો દમ છે. ... વગેરે.[2] એ પ્રકારની ઊર્મિદાસ્યવાળી અસમતોલ ટીકાઓને પહેલો કડકડતો જવાબ જેમ ગયા વર્ષના ઉત્સવે આપ્યો, તેમ બીજો તેવો જવાબ આ સ્મારક-ગ્રંથ આપે છે. એકંદરે સુસંપાદિત અને આનુપૂર્વી વગેરે સહિતના આ સુઘડ પ્રકાશન દ્વારા શતાબ્દીસમિતિએ રણછોડભાઇને ગુજરાતભરની વતી જે ભાવભર્યો અર્ઘ્ય અર્પ્યો છે, ગ્રન્થ-વિષય સંબંધી કેટલીક માહિતી પહેલી જ વાર પ્રકાશમાં લાવવા ઉપરાંત સર્વસામાન્ય દૃષ્ટિએ તત્કાલીન વાઙ્મયના અને વિશેષ દૃષ્ટિએ ગુજરાતની રંગભૂમિના ઇતિહાસની જે દુષ્પ્રાપ્ય સામગ્રી પણ સચવાઇ રહે તેવા રૂપમાં રજૂ કરી છે તેને માટે, દિ. બ. કૃષ્ણલાલ મો. ઝવેરીના અનુભવી પ્રમુખપદે તથા રા. અંબાલાલ બુ. જાનીના કાર્યદક્ષ મુખ્યમંત્રીપદે આ સત્કાર્યની સિદ્ધિ કરનાર

---

૧. 'સ્વ. સાક્ષર શ્રી દિવાનબહાદુર રણછોડભાઈ ઉદયરામ શતાબ્દીસ્મારકગ્રન્થ.' (શ્રી ર. ઉ. શ. સમિતિ, મુંબાઈ; રૂ. ૨ા).

૨. સાંભરે છે કે એ જ ટીકાકારને, શતાબ્દીઉત્સવનું સંચલન વ્યાપક બનતાં, પોતાની બહુ વંચાતી કટારોના વાચકોને સંતોષવા પાછળથી, ઉત્સવ વિશે લખાણો લખવાં પડેલાં.

સમિતિની તથા પ્રકાશનના રાજવી અને ધનિક આશ્રયદાતાઓની ઋણી ચાલુ તથા ભાવિ પેઢીઓ રહેશે.

ત્રણ વિભાગે વહેંચાયલા આ ગ્રંથનાં સોથી ય વધુ પાનાંના પહેલા વિભાગના વિષય-લેખક તથા લેખ્ય તરીકે-રણછોડભાઇ પોતે છે. આમાં તેમનાં કાવ્યો[1] ઉપરાંત, અપ્રગટ 'રસપ્રકાશ'નાં ત્રણ અભ્યાસપાત્ર પ્રકરણો છે; એમનાં પ્રગટ થઇ ગયેલાં લખાણોમાંથી થએલું કેટલુંક અત્યારે પણ વાંચવાજોગ અને ભવિષ્યમાં સાચવવાજોગ અખંડ કે આંશિક પુનર્મુદ્રણ છે; અને તેમની હયાતીમાં જ તેમનાં કૃતિકાર્ય પર થએલાં વિવિધ દૃષ્ટિના વિવેચકોએ કદરશનાસીથી લખેલાં વિવેચનો છે.

'નિવાપાંજલિ' નામે પચીસેક પાનાંના બીજા વિભાગમાં મુખ્યત્વે એમને વિશેની અવસાનનોંધો જુદાંજુદાં સામયિકોમાંથી પુનર્મુદ્રિત કરી છે, જેની પરથી એ સમયે સંસ્કારી ગુજરાત કેટલા મમત્વથી એમની પ્રત્યે જોતું તેનો સારો ખ્યાલ આપણને આવે છે.

૨

ત્રીજો વિભાગ સવાસોથી વધુ પાનાંનો 'શતાબ્દવર્ષ' નામનો છે. આવે પ્રસંગે બન્યા વિના રહેતું નથી તેમ, આ વિભાગમાંના કેટલાંક લખાણ અર્ઘ્ય હોવાને જ કારણે લેવાં પડ્યાં લાગે છે; અને કેટલીક હકીકતો, વિચારો વગેરેની ઓછીવધુ પુનરુક્તિ જે પહેલા બે વિભાગમાં છૂટક હતી તે અહીં જથ્થાબંધ બને છે. આ પણ થોડે અંશે તો અનિવાર્ય પણ એમાંનું કેટલુંક તો આ રીતે ટાળી શકાતઃ ગ્રંથના સંપાદકે તૈયારી શરૂ કરતાં જ લખાણોના વિષયમાં લેખકો સાથે નક્કી

1. જિજ્ઞાસુઓની જાણ માટે નોંધીએ કે તેમાંનું 'જિંદગી વિશે' (જે વાચનમાળામાં પણ છે તે) લોંગફેલોકૃત વિખ્યાત 'સામ ઑફ લાઇફ'ના મુક્ત ભાષાંતર તરીકે રચાયલું છે.

કરવું જોઈએ કે કોણે સ્મારકવિષયની કઈ કૃતિ વિશે અથવા તો એમના જીવન કે પ્રવૃત્તિના કયા સ્વરૂપ વિશે લખવાનું છે; અને એ પદ્ધતિએ કામ ન થયું હોય કે ઓછું થયું હોય ત્યારે, આવેલાં લખાણો પર વિવેકપૂર્વક કાતર ચલાવીને—એમ કરવામાં જરૂર હોય ત્યાં ત્યાં લેખકની સંમતિ મેળવીને પણ. પરંતુ ગ્રંથ-સંપાદનનાં શાસ્ત્રકલા જે દેશમાં હજી ઊગતી વયમાં જ હોય તેમાં, સુયોગ્ય સંપાદકો પણ જ્યાં સંજોગવશ હોય કે તેવા પોતાને માની લેતા હોય ત્યાં, કેટલુંક તો નભાવવું પડે જેવું હોય તેવું.

૩

એ મર્યાદાઓ પર નછૂટકે ફરજઅંગે આટલું ધ્યાન ખેંચ્યા બાદ એમ કહેવું જોઈએ કે ત્રીજો વિભાગ એ કેટલીક રીતે ગ્રંથનું ઉત્તમાંગ છે. તેમાં સમાવાયલાં ૩૯ લખાણોમાંથી[૧] કેટલાંક જો ઔપચારિક પણ આવશ્યક છે અને કેટલાંક બીજાં જો માત્ર મધ્યમ કોટિનાં (કે એથીય ઊતરતાં) છે, તો આ આઠ જુદીજુદી દૃષ્ટિએ સવિશેષ મૂલ્યવાન છેઃ નાટકકાર રણછોડભાઈ વિશેનાં ડૉ. રમણલાલ યાજ્ઞિક, પ્રો. અનંતરાય રાવળ અને સ્વ. નારાયણ ઠક્કુરનાં; 'રણપિંગળ' વિશેનું પ્રો. ડોલરરાય માંકડનું; 'રાસમાળા' વિશેનાં રા. દુર્ગાશંકર શાસ્ત્રી અને રા. ધનપ્રસાદ મુનશીનાં; સંસ્મરણાત્મક અને ચરિત્રાત્મક રા. જયસુખરાય જોષીપુરા અને રા. હર્ષદરાય દેસાઈનાં. વિસ્તારભયે બહુ તો નહિ પણ વિગતે એમાંનાં મુખ્ય વિશે કહીએ તોઃ ડૉ. યાજ્ઞિક અને પ્રો. રાવળના અપૂર્વ સ્વાધ્યાય-લેખો ('સ્ટડીઝ') જેમ રણછોડભાઈનાં સર્વ મુખ્ય નાટકો પર સમગ્ર દૃષ્ટિએ થએલાં પહેલાં જ વિવેચનો છે, તેમ, બંને શ્રમસાધ્ય

૧. એમાંથી જેનો ઉલ્લેખ થઈ શક્યો નથી એ બધાં ય હીનસત્ત્વ નથી; ઉલ્લેખ્યાં છે તે સૌથી આગળપડતાં છે ને જગ્યા મળી હોત તો બીજાં વિશે પણ લખત એટલું સ્પષ્ટ કરીએ.

અભ્યાસનાં ફળ હોઈ વધુ અભ્યાસઅન્વેષણનાં પ્રેરક પણ બને તેવાં છે; સ્વ. ઠક્કુરનું લખાણ એમની રીતે સુક્લિષ્ટ[1] અને દીર્ઘસૂત્રી છે તો પણ રણછોડભાઇ અને જૂના જમાનાની રંગભૂમિ વિશે કેટલીક નવી રસપ્રદ માહિતી આપે છે; પ્રો. ડોલરરાય 'રણપિંગલ'નો પરિચય, આવા સ્વાધ્યાયલેખમાં કરાવી શકાય તેટલા વિસ્તારથી કરાવી, ગુજરાતી કે અન્ય ભારતીય શાસ્ત્રીય વાઙ્મયમાં[2] એની અપૂર્વતા અને ઉપયોગિતા દર્શાવી, એને આધારે નાનો હાથવગો છન્દઃકોશ રચાવવાની કીમતી સૂચના કરે છે; રા. દુર્ગાશંકરે ફોર્બ્સસાહેબના કાર્યની શુદ્ધિવૃદ્ધિ રણછોડભાઇએ ભાષાંતર કરતાં કરતાં ટિપ્પણીમાં કેવી જાતની અને કેટલી અનુકરણીય ઝીણવટ તથા કર્તવ્યબુદ્ધિથી સાધી છે તે પ્રતિનિધિરૂપ દૃષ્ટાંતોથી સારી રીતે સમજાવ્યું છે અને રા. ધનપ્રસાદે 'રાસમાળા' પછીનાં એતદ્વિષયક અન્વેષણોનો ઉપયોગી સારાંશ આપી નવા અભ્યાસીઓને સગવડ કરી આપી છે; રણછોડભાઇ ચતુર સાહિત્યપરિષદરૂપ રંગભૂમિ પર યથાવિધિ બિરાજ્યા ત્યાર પહેલાં એની જવનિકા પાછળ કેવી કેવી વ્યૂહરચના કરવી પડેલી તેનો રસિક ઇતિહાસ રા. જોષીપુરાએ પોતાના લેખમાં પહેલી વાર પ્રકાશમાં મૂકી, બતાવી આપ્યું છે કે વાઙ્મયવિષયક પ્રવૃત્તિને પણ પોતીકું જ એવું અવ્વલ દરજ્જાનું એક રાજકારણ હોય છે ખરું; અને રા. હર્ષદરાયે અન્યને અલભ્ય એવી કેટલીક સામગ્રી વાપરીને રણછોડભાઈનાં

---

૧. આ શબ્દપ્રયોગ 'સુદુર્લભ'ની ધાટી પર કર્યો છે—સારી રીતે કે સારા પ્રમાણમાં ક્લિષ્ટ, એવા અર્થમાં.

૨. જો કે, 'રણપિંગળ' અને 'પદ્યરચનાની ઐતિહાસિક સમા- [? આ] લોચના' જેવા ગ્રંથો અંગ્રેજી ભાષામાં પણ નથી એ એમનું વિધાન સેન્ટસ્બરીના 'એ હિસ્ટરી ઑફ ઇંગ્લિશ પ્રોસોડી'ના ભણનારોને પ્રશ્નાસ્પદ લાગશે.

ચારિત્ર સ્વભાવ ગુણલક્ષણો ઉપરાંત જીવનની કેટલીક નાની નાની રસમય વિગતો રજૂ કરી પ્રશંસાપાત્ર સેવા બજાવી છે.

અર્વાચીન ગુજરાતના એક સ્મરણીય અને તેથી સ્મારકયોગ્ય વાઙ્મયપુરુષને અપાયલી આ અક્ષરાંજલિ આમ ઘણી રીતે સત્કારપાત્ર અને સંગ્રહણીય બની છે, એમ કહેતાં આનંદ થાય છે. —વિ.

## સર્જન અને મુગ્ધભાવ[1]

લોકસાહિત્યની સ્વાભાવિકતા અને તાજગી મારામાં હોય કે ન હોય અને શિષ્ટ સાહિત્યની અસર મારા ઉપર પડી હોય કે ન હોય પણ હું તો પોતાને સ્વાભાવિક લેખકના વર્ગમાં મૂકું છું. અનુભવ અને ચિંતનમાંથી જે કંઈ સૂઝે અને જેવું સૂઝે તે જ [તેવું] તે તે વખતે લખી નાખવાનું મેં પસંદ કર્યું છે.

કાકા કાલેલકરના એ કથનમાં એમની સર્જકપ્રતિભામાં રહેલ સચ્ચાઈ, સહૃદયતા વ્યક્ત થઇ છે. અને એક પ્રખર વિચારકને મતે તો "Sincerity is the exclusive source of genius" અને આ સૂત્રને ચરિતાર્થ કરતા શ્રી. કાલેલકરના શબ્દો જ સંગ્રહની પ્રસ્તાવના 'જીવનવિહાર'માં જણાવે છે કે:

પ્રયત્નપૂર્વક સાહિત્યસેવા મારે હાથે થઇ જ નથી. શિષ્ટ સમાજમાં વિચારવા છતાં હું શિષ્ટ સમાજનો થઈ શક્યો નથી. જેવો અનઘડ હતો તેવો ને તેવો જ રહ્યો છું. અને એનું દુઃખ નથી કેમકે એ વાટેજ હું મારું પોતાપણું, પછી ભલે એ ગમે તેટલું સ્વલ્પ હોય, જાળવી શક્યો છું.

શાળાજીવનમાં જ જેમની પ્રતિભાને પોષક મરાઠી, સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્યના ઉત્કૃષ્ટ ગ્રંથો વાંચવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયેલું એવા શ્રી. કાલેલકર પર આધુનિકોમાંથી ભાંડારકર, રાનડે,

---

૧. જીવનભારતી (સાહિત્યવિષયક લેખો) દ. બા. કાલેલકર પૃ. ૭૯૬, નવજીવન પ્રકાશનમંદિર રૂા. ૨-૮-૦

સ્વામી વિવેકાનંદ, ભગિની નિવેદિતા, લાલા હરદયાળ, આનંદકુમાર સ્વામી, બાબુ બિપિનચંદ્ર પાલ, શ્રી અરવિંદ, રવીંદ્રનાથ ઠાકુર અને ગાંધીજી જેવી વિભૂતિઓની પ્રતિભાના પડછાયા પડેલા. સર્જનશીલ પ્રતિભાને આટલું મળે એટલે એ સ્વાભાવિક રીતે જ અણુમોલાં સર્જન ઉપજાવે. પરિણામે કાલેલકરે 'જીવનવિકાસ' દ્વારા કેળવણીનો આદર્શ, રાષ્ટ્રીય કેળવણી, કેળવણીનાં અનેકવિધ અંગો, છાત્રજીવન, શિક્ષકોનો આદર્શ વગેરે અનેક પ્રશ્નોની છણાવટ કરી. વળી તેમણે 'જીવનનો આનંદ' વ્યક્ત કરવા કળા અને કુદરતવિષયક લેખોનો સંગ્રહ બહાર પાડતાં પહેલાં 'હિમાલયનો પ્રવાસ' 'બ્રહ્મદેશનો પ્રવાસ,' 'ઓતરાતી દીવાલો,' 'લોકમાતા' વગેરે કૃતિઓ ઉપરાંત 'સ્મરણયાત્રા' દ્વારા જીવનયાત્રાનાં સ્મરણો પોતાની લાક્ષણિક ઢબે રજૂ કરેલ છે. એમની પ્રત્યેક કૃતિ વાંચતાં આપણને લાગે છે કે "I was a hidden treasure and I wished to be known, so I created creation that I might be known." એ ભાવના એમાં તરવરતી રહે છે.

એમના સાહિત્યવિષયક નિબંધોના સંગ્રહ 'જીવનભારતી'-નાં ૭૯૯ પૃષ્ઠો ફેરવતાં મારા સમયનો જે સદ્ઉપયોગ થયો, એનું ચિંતન અને મનન કરતાં મને જે આનંદ થયો તે વર્ણવવા કરતાં એમની પ્રતિભાના વિજયને સ્વીકારનારા 'Each work of genius is the tyrant of the hour' એ વાક્યદ્વારા મારો મુગ્ધભાવ પ્રદર્શિત કરવામાં હું મારું અહોભાગ્ય માનું છું.

'ગુજરાતને ચરણે' ધરેલ 'જીવનભારતી'માં પાંચ ખંડ પાડવામાં આવ્યા છે. તેમાં પહેલો ખંડ 'સાહિત્યવિવેચન' એ શીર્ષકથી ૨૨ નિબંધો રજૂ કરે છે. "સાહિત્યસેવા." "પત્રકારની દીક્ષા," "જીવનવિકાસી સંગઠન." "રસસમીક્ષા" એ ચાર નિબંધો આ વિભાગના આભૂષણરૂપે છે.

'જીવનભારતી'નો સૌથી અગત્યનો અને કાલેલકરને ગુજરાતી સાહિત્યમાં માનભર્યું સ્થાન અપાવે એવો વિભાગ તે ખંડ બીજો. ૬૭ નિબંધોના આ સંગ્રહમાં ૨૬ જેટલી પ્રસ્તાવનાઓનો સંચય અહીં દેખા દે છે. જુદા જુદા અનેક સાહિત્યકારોની કૃતિનું સાચું મૂલ્યાંકન અને પરિચય કરાવનારી આ પ્રસ્તાવનાઓમાંથી સૌથી અગત્યની પ્રસ્તાવના વિશે જ અંત્રે તો ઉલ્લેખ થઈ શકે. અને એ કાર્ય પણ એટલું જ કપરું છે; કારણ કે પૂરતા અભ્યાસ અને પરિશીલન વિનાની એમની એક પણ પ્રસ્તાવના લખાયેલ નથી. એટલે એ ૨૬ પ્રસ્તાવનાઓમાંથી ચૂંટણી કરવી એ પણ અહીં તો લૉટરીની વ્યવસ્થા જેવી કલ્પના કરીને જ હું અહીં રજૂ કરવા ધારું છું. છતાં લૉટરીમાં પણ પ્રતિષ્ઠિત સજ્જનોની હાજરીમાં ચૂંટણી થાય છે તેમ અહીં પણ મારા માનસની સૌંદર્યગ્રાહકબુદ્ધિનું સંચાલન તો રહેશે જ. એટલે અમુક સારી પ્રસ્તાવનાઓ વિશે અહીં નિર્દેશ ન થાય તો તેથી એ પ્રસ્તાવનાઓ ઊતરતી છે એમ માની લેવા કરતાં મારું ચૂંટણીનું ધોરણ એટલું ક્ષતિભર્યું છે એમ જ માની લેવું વધુ ઉચિત ગણાશે.

'આમંત્રણ' એ વિશ્વશાંતિ નામના શ્રી ઉમાશંકર જોષીના ખંડકાવ્યની પ્રસ્તાવના આ વિભાગમાં પહેલી નજરે ચડે છે. આ પ્રસ્તાવનામાં 'વિશ્વશાંતિ'ના સર્જકે કયા સંયોગોમાં આ કાવ્ય રચ્યું, તેમાં પ્રધાનવર્તી ભાવના કઇ છે, ઉદાત્તરસવાળી કવિતામાં વૃત્તવૈચિત્ર્ય આવશ્યક છે કે નહિ વગેરે પ્રશ્નો કાકા કાલેલકરે વિસ્તારથી ચર્ચ્યા છે.

કેટલીક વખત કૃતિ કરતાં કૃતિનો પરિચય બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે. એને પરિણામે જ નરસિંહરાવે ખોટાદકરને બહાર આણ્યા અને 'પૂર્વાલાપ'નાં કાવ્યો ઉત્તમ પંક્તિનાં છે એની કોઇથી ના પાડી શકાય એમ નથી, પરંતુ શ્રી રામનારાયણ પાઠકની પ્રસ્તાવનાથી એનું મૂલ્યાંકન ચોક્કસ વધ્યું છે. આવું જ

'વડલો'ની પ્રસ્તાવના જોતાં અને 'વડલો' વાંચતાં આપણને લાગે છે. અહીં એક પિતા તરીકે કાકા કાલેલકર આશીર્વાદ આપવાનો દાવો કરીને આ કૃતિનો પરિચય કરાવે છે. અને એ આશીર્વાદથી જ ખરેખર આ કૃતિ સ્મરણીય બની છે.

રાષ્ટ્રોદ્ધારક નવલકથા 'ઘરે બાહિરે'નો અનુવાદ શ્રી નગીનદાસ પારેખ કરે છે ત્યારે એની પ્રસ્તાવના લખતાં તો કાલેલકર આ કૃતિ પર આફરીન થઇ જાય છે. અને તેમાં જણાવે છે કે :

> સંભવ છે કે ઠાકુરની બધી કૃતિઓમાં આ ચડી જાય. કાવ્યનાં મોતી તો આ નવલકથામાં એમણે છૂટે હાથે વેર્યાં છે, મનુષ્યસ્વભાવના પરીક્ષણના નાનામોટા અરીસા જ્યાં ત્યાં ઝગમગે છે, અને છતાં સંસ્કારપૂર્ણ સાદાઈ ઉપર આક્રમણ થવાનો ક્યાંય અનુભવ થતો નથી.

આ ઉપરાંત 'લોકગીત'ની પ્રસ્તાવનામાં એમનો આ સાહિત્યનો ઊંડો અભ્યાસ અને પ્રેમ રજૂ થાય છે. "બાળવાર્તાની ખૂબી"માં ગિજુભાઇના બાળવાર્તા ભાગ ૧–૨ની પ્રસ્તાવના વાંચતાં બાળસાહિત્ય અને લોકસાહિત્યનો સંબંધ કેવો છે, બાળકેળવણીમાં તે કેટલો અગત્યનો ભાગ ભજવે છે, વગેરે જણાવ્યા પછી એ વાર્તાનો પરિચય પણ પોતાની આકર્ષક ઢબે કરાવીને આ સંગ્રહનું મૂલ્ય વધાર્યું છે, "ચિત્રાંગદા તથા વિદાય અભિશાપ"ની પ્રસ્તાવના, "ખોવાયલા તારા"ની પ્રસ્તાવના, "ભગવાન મહાવીરની ધર્મકથાઓ"ની પ્રસ્તાવના, "જૈન દૃષ્ટિએ બ્રહ્મચર્યવિચાર"ની પ્રસ્તાવના, નાનાભાઈકૃત 'હિંદુ ધર્મની આખ્યાયિકાઓ'ની પ્રસ્તાવના, "સંત ફ્રાન્સિસ"ની પ્રસ્તાવના, "ત્યારે કરીશું શું ?"ની પ્રસ્તાવના વગેરે ખાસ અભ્યાસપૂર્ણ અને ગુણદર્શી પ્રસ્તાવનાઓ અવશ્ય એ કૃતિઓનો અચ્છો પરિચય કરાવે છે.

પ્રસ્તાવના ઉપરાંત આ વિભાગમાં બીજા આકર્ષક નિબંધોમાં 'ત્રણ કરુણ કાવ્યો'માં કલાપી, રોબર્ટ બર્ન્સ અને નારાયણ

વામન ટિળકનાં લગભગ એક જ વિષય પરનાં કાવ્યોમાં રહેલ કરુણ તત્ત્વની કલાત્મક સરખામણી કરેલ છે. 'શ્રી મુનશીની બે નવલકથાઓ' એ નિબંધમાં 'પાટણની પ્રભુતા' અને 'ગુજરાતનો નાથ' વડે થએલી મુનશીની સેવા અને મહત્ત્વ સ્વીકાર્યા પછી એ કૃતિમાં રહેલા દોષોનો નિર્દેશ પણ કરેલ છે; "નવલકથા": 'ઊર્મિ'માં એક વખત પ્રસિદ્ધ થએલ આ નિબંધ અહીં ફરી પ્રસિદ્ધ થાય છે. અહીં "નવલકથા" દ્વારા જો યોગ્ય ધ્યાન આપવામાં આવે તો જનહિત કેવી રીતે થઇ શકે એ દર્શાવ્યા પછી એમાં રહેલ ગંભીર મર્યાદા નીતિસ્ખલનની શક્યતા પરતું એમનું મંતવ્ય એટલું જ મહત્ત્વનું છે; "ગૃહદાહ" શરદબાબુની એ નવલકથા ઉપરનો નિબંધ પણ એ કૃતિને આપણી સમક્ષ ખડી કરી દે છે; આજથી ૧૬ વર્ષ પૂર્વે ગુજરાત મહાવિદ્યાલયમાં આપેલ વ્યાખ્યાન "લોકમાન્યનું ગીતારહસ્ય" એ જેટલું વિદ્વત્તાપૂર્ણ છે એટલું જ રસિક છે; "કવિવર રવીન્દ્રનાથ" નિબંધમાં કવિના જીવનની આછી રેખા પણ સ્પષ્ટ રૂપે રજૂ કર્યા પછી લોકસાહિત્ય, બંગસાહિત્ય, આધુનિક સાહિત્ય–નવલકથા, નાટક, પ્રાચીન સાહિત્ય, કાવ્યો, નવલિકાઓ વગેરે અનેકવિધ ક્ષેત્રોમાં પ્રતિભાશીલ કવિ કેવી રીતે દેખા દે છે તે એક લાંબા નિબંધરૂપે આપેલ છે; "ટોલ્સ્ટોયઃ શિક્ષક તરીકે"–૪૩ પૃષ્ઠોના આ લાંબા નિબંધમાં ટોલ્સ્ટોયની સમસ્ત જીવનની ફિલસૂફીનો નિચોડ આવી જાય છે. ચાર્લ્સ બોડોઇનના Tolstoi: The Teacher નામના પુસ્તક ઉપર મનન અને વિવેચન આ નિબંધમાં આવે છે.

આ રીતે આ ખંડમાં પ્રસ્તાવનાઓ અને વિવેચનાત્મક નિબંધો અને કેટલાક અભ્યાસપૂર્ણ સ્વતંત્ર નિબંધોનો સંગ્રહ છે. એ બધા વિશે વિસ્તારથી અહીં લખી શકાય નહિ. આ વિભાગમાં આવેલ પ્રત્યેક કૃતિમાં સાહિત્યકાર કાલેલકર દેખા દે છે. સ્વેચ્છાએ સાહિત્ય સર્જવાનો જે પ્રયત્ન નથી કરતા તેમનાથી

અહીં અદ્ભુત પ્રકારનું કલાદર્શન સાહિત્યપરિચય કરાવતાં થઇ ગયું છે. એમની પ્રતિભાની જ્યોત પ્રત્યેક પંક્તિમાં અંકુરિત થઇ છે. એક પણ નિબંધ વાંચ્યા વિના છોડવાની ધૃષ્ટતા કોઇ પણ વાચક અહીં કરી શકે એમ નથી. એટલે રસ તેમાં સંગ્રહનાર અને વ્યક્ત કરનારનું ભાષા પરનું પ્રભુત્વ પણ કેટલું સ્વાભાવિક અને અદ્ભુત હશે તે તેની કલાના પિપાસુને મુગ્ધભાવે સ્વીકાર્યા વિના છૂટકો નથી.

'જીવનભારતી'ના ત્રીજા ખંડમાં ભાષાચર્ચાના ૯ નિબંધો આપેલ છે. તેમાંથી ધ્યાન ખેંચે એવો નિબંધ 'જોડણીકોશ' છે. 'સાર્થ' ગુજરાતી જોડણીકોશ'ની પહેલી બે આવૃત્તિની પ્રસ્તાવનાઓમાંથી જ પરિચ્છેદોને ('પેરેગ્રાફ્સને') વ્યવસ્થિત નવે સ્વરૂપે ગોઠવીને એ બનાવેલ છે. તેમાં જોડણીકોશની ઉપયોગિતા અને તેનો ઇતિહાસ આપેલ છે. ગુજરાતી ભાષામાં નવીન શબ્દો કઈ દૃષ્ટિએ અને કેટલા પ્રમાણમાં અપનાવવા એ માટે કાલેલકર કહે છે કે:

> કોઈ પણ ભાષાનો શબ્દકોશ એ તે ભાષાના એટલે કે તે ભાષા બોલનાર સમાજના પુરુષાર્થનું પ્રતીક હોય છે. એવા સમાજમાં દરેક નવી વસ્તુનો બહિષ્કાર કરવાની સંકુચિત વૃત્તિ નથી હોતી, અને જે જુઓ તેનો સ્વીકાર કરો એવી ભિખારી વૃત્તિ પણ નથી હોતી. પોતાપણું સાચવીને, ઐશ્વ વધારીને જેટલી નવી વસ્તુ લઈ શકાય અને આબાદ રીતે પોતાનામાં ભેળવી શકાય તેટલાનો સ્વીકાર કરતાં તે આંચકો નહિ ખાય;

આ આદર્શ જેટલો મહાન છે તેટલો જ કઠિન છે. પરંતુ ગુજરાતી ભાષાને સમૃદ્ધ અને શુદ્ધ રાખવા માટે એ ધ્યેયને વળગી રહેવામાં જ હિત રહેલું છે.

"રાષ્ટ્રભાષા" એ શીર્ષકથી 'જીવનભારતી'નો ચોથો ખંડ શરૂ થાય છે. આ વિભાગમાં કુલ ૧૧ નિબંધો છે. તેમાં પુનરુક્તિ ખૂબ છે. "હિન્દીનો પ્રચાર—શામાટે અને શી રીતે?" મૂળ

હિંદી ઉપરથી તૈયાર કરેલ આ નિબંધમાં ૪૫ કંડિકાઓ આપી છે. રાષ્ટ્રભાષા તરીકે હિંદીને કેટલું મહત્ત્વ આપી શકાય અને તે શી રીતે થઈ શકે એ પ્રશ્નની વિસ્તારથી ચર્ચા અહીં કરેલ છે. પ્રાંતીય ભાષાઓ ક્ષીણ થઈ જાય એ રીતે રાષ્ટ્રભાષા અપનાવવાનો એમનો આગ્રહ નથી. જુદા જુદા પ્રાંતોમાં હિંદી કેવી રીતે અનુકૂળ થઈ પડે એમ છે તે બતાવ્યા પછી પણ હિન્દી તરફ કોઈ પ્રકારનો પક્ષપાત તેઓ બતાવતા નથી અને કહે છે. "અમારો એવો દાવો નથી કે ભારતની બધી ભાષાઓમાં હિંદી જ એક સારી ભાષા છે અને તેનું સાહિત્ય બીજાં સાહિત્યો કરતાં ઘણું ચઢિયાતું છે. ..."

'જીવનભારતી'ના પાંચ ખંડમાં 'એક લિપિ' વિશેના આઠ નિબંધો છે. તેમાં પણ પુનરુક્તિ વારંવાર દેખાય છે. યૂરોપ જેવા દેશમાં કે જ્યાં ૧૮ કરતાં પણ વધારે ભાષાઓ છે, છતાં ત્યાં લિપિ તો છે એક. આપણે ત્યાં એક લિપિનો પ્રયાસ શા માટે ન કરવો એ આ વિભાગના નિબંધોનો મુખ્ય ધ્વનિ છે. રાષ્ટ્રલિપિ તરીકે નાગરી લિપિ કેટલે અંશે ઉપયોગી થઈ પડે એમ છે એ પણ ચર્ચી બતાવેલ છે. રોમન લિપિ અથવા ઉર્દૂ લિપિની મર્યાદાઓ કઈ છે એ પણ બતાવેલ છે. ગુજરાતીમાં પણ અ, ઇ, ક, ચ, જ, ઝ, ફ, ભ, ળ એ નવ અક્ષરોનો મરોડ બદલીને પણ રાષ્ટ્રલિપિની નજીક પહોંચી શકાય છે એમ બતાવ્યું છે. આ યોજના પ્રમાણે કાકા કાલેલકર પોતે પણ આ લિપિને અનુસરે છે; અને એ ચર્ચામાં આ છેલ્લો ખંડ પણ પૂરો થાય છે.

આ રીતે 'જીવનભારતી'ના સર્જકની પ્રતિભા એટલી વ્યાપક અને ગૂઢ લાગે છે કે ક્રોઇડનું એક વાક્ય અત્યારે યાદ આવે છે, "A man of genius is a spring in which there is always more behind, than flows from it" પોતાની જ અનોખી દૃષ્ટિએ, પોતાના જ ચિંતન અને

મનનથી એમની પ્રતિજ્ઞા સીધી, સાદી, સરળ ભાષામાં માનવતાને સ્પર્શે એવું કથન રજૂ કરે છે. એ કથનમાં સચ્ચાઈ છે, દંભ નથી એમાં એક કલાકારની પોતાની કૃતિ પ્રત્યે તાદાત્મ્ય સાધવાની તત્પરતા છે. એમાં એમનો સમસ્ત આત્મા નિચોવાયો છે. એટલે જ એમના પ્રતિભાશીલ સર્જન તરફ મુગ્ધભાવ ઉદ્ભવે છે.

તા. ૫-૨-૩૮ } રતિભાઈ ઉકાભાઈ પટેલ
ગુરુકુળ મહાવિદ્યાલય, સોનગઢ } બી. એ. (Hons)

## બસો-પાંચસો શબ્દોમાં

### મલ્લિકા[૧]

'મલ્લિકા' નવલકથા છે અને નથી: છે, કેમ કે એના સમર્થ કર્તા એને નવલકથા કહે છે; નથી, કારણ કે એનું નવલકથાપણું વાચકને અગોચર રહે છે. સમકાલીન સામાજિક જીવનની ભોંયે આલેખાયલી આ કૃતિ પૂરી કરીને હેઠળ મૂકીએ છીએ ત્યારે જે સંસ્કાર મન પર પડે છે તે આવો છે: કૃતિ દ્વારા સબળ પાત્રો રચવાની અને તેજસ્વી ભાવનાઓ પ્રસારવાની કર્તાની ઉત્કટ ઇચ્છાની આમાં છાયા પડે છે પણ એ છાયા જ રહે છે, એને તેઓ સુરેખ ઝળકતું ચિત્ર બનાવી શક્યા નથી. પરિણામે સૌથી અગત્યનાં પાત્રો પણ જોઈએ તેટલાં સ્પષ્ટ ઊઠ્યાં નથી (વિરંચી, થોડે અંશે રુદ્રશરણ પણ, અદ્ધર લટકતો જ રહે છે.) અને સૌથી ઉજ્જ્વલ ભાવનાઓ પણ સ્ફુટ થતી નથી. એ પાત્રો-ભાવનાઓને કર્તા, ગમે તે કારણે પણ, પોતાની નૈસર્ગિક સર્જશક્તિની કુલડીમાં ('ક્રુસિબલ'માં) એકરસ કરી શક્યા ન હોવાને કારણે વસ્તુ-શૃંખલ સાદ્યન્ત ઢીલું રહી ગયું છે. કોઈ કોઈ જગ્યાએ, શિખાઉ પણ ન કરે તેવી વિગત-રજુઆતની ગળતી છે: જેમ કે સત્તરમાં

૧. 'ધૂમકેતુ' કૃત (ગૂર્જર ગ્રં. ર. કાર્યા. અમદાવાદ; રૂ. ૨॥)

પ્રકરણમાં, રાતમાં જાગીને પોતાનું ભાવિ એકલી વિમાસતી નાયિકા મલ્લિકાવાળું દશ્ય અચાનક એવો પલટો લે છે કે ત્યાં એનો પિતા પણ હાજર હોય અને એવા પલટાના અંશ તરીકે બંને વચ્ચે એકેક ઉક્તિનો સંવાદ થયા પછી જ બીજા દિવસની ઘટના વર્ણવાઇ છે. કોઇ કોઇ વાર વળી વાસ્તવદર્શી સાહિત્ય રચવાની લેહમાં જીવનની કાચેકાચી વાસ્તવિકતાને એ જ રૂપે કાગળને પાને ચઢાવી દીધી છેઃ જેમ કે, અગિયારમા પ્રકરણમાંની બે જુવાનિયાની વાતચીતમાંનો ઉપરાછાપરી ત્રણ ત્રણ વારનો ' સાલા 'નો કમનસીબ પ્રયોગ તથા અન્યત્ર થએલા ' ફિલસૂફડી ' અને ' ફિલસૂફડો ' જેવા બાલિશ પ્રયોગો. આ બે ત્રણ નમૂના જેવાં બીજાં દષ્ટાંતો પણ આપાય તેમ છે.

આમ નવલકથા તરીકે તો ' મલ્લિકા ' એ કર્તાની નિષ્ફળતા નંબર ત્રણ[1] છે એ જોઇને એમની કલાના સૌ પ્રેમીઓને ખેદ થશે. એવી એ કૃતિમાં કોઇ કોઇ સારા અંશ પણ છે. એનો ઉલ્લેખ ન થાય તો એમને અન્યાય થાય. હિન્દુ સ્ત્રીત્વની ઊંચી કોટિની પરંપરાને મૂર્ત કરતાં ગોપિકા અને રાધિકા જેવાં, બીજાં આછાં આછાં પાત્રોને મુકાબલે ઠીક દોરાયલાં, પાત્રો; ' રૂદ્રશરણનો સંદેશ ' અને ' હિમાદ્રિનાં આંસુ ' એ પ્રકરણોમાંનું કેટલુંક ઊર્મિગર્ભ ચિન્તન; નાયકમાતા તાની છતી થાય—ન—થાય એ હૃદયને અસર કરે તેવા પ્રસંગોઃ છેવટનાં પ્રકરણોમાંનાં ગ્રામસુધારણાવિષયક કલ્પનાત્મક ચિત્રોઃ આવું થોડું સારું લખાણ પણ આ વાર્તામાં જડે છે. એવું ઘણું અને વધુ સારું પણ આપણને જડત, જો મિત્રોએ ( પ્રસ્તાવનામાંથી આપણે જાણીએ છીએ તેમ ) ટોકણી કરીકરીને કર્તા પાસે ' મલ્લિકા ' પ્રકાશિત કરાવી, તેમણે કર્તાને મિત્રભાવે મિત્રદાવે નવલકથાકલાનાં કેટલાંક બહુમાન્ય

---

૧. પહેલી બે એટલે ' રાજમુગટ ' અને ' પૃથ્વીરાજ. '

જાણીતાં તત્ત્વોની દૃષ્ટિએ સલાહસૂચના આપી, પ્રકાશન કરવા-કરાવવામાં અધૈર્યને સ્થાને ધૈર્યનું સેવન થવા દીધું હોત તો. આ જમાનાના મિત્રો, અમને દહેશત છે કે, એવું જ કરવાના: સ્વ. 'કાન્ત' કે રા. ન્હાનાલાલ કવિની રચનાઓ પ્રકાશનપૂર્વે જાય નાનેરા સાહિત્યબન્ધુ રણજિતરામ પાસે અને એમના સૂચવેલ સુધારાનો યથાઘટિત અમલ પણ થાય એ તો બની ગયા ઇતિહાસના બનાવો, સમકાલીન સાહિત્યજીવનના નહિ જ.[1]

## પ્રેમનું મોતી[2]

આઠ એકાંકી નાટકોનો સંગ્રહ. એમાં ઉપલા ગ્રન્થાભિધાની નાટક ઉપરાંત સાત નાટકો છે, જેમાંનું છેલ્લું છે સંગીતનાટક. ઇંગ્રેજીમાંથી સુન્દર રીતે ઉતારાયલું શ્રીકૃષ્ણ જીવનવિષયક 'પ્રેમનું મોતી' તો તેર વર્ષ પર એક સામયિકમાં પહેલી વાર પ્રગટ્યું ત્યારથી શ્રાવ્ય અને દશ્ય, બંને રૂપે ઘણું લોકપ્રિય થયું છે એટલે એના વિશેષ પરિચયની અહીં જરૂર નથી. એને પહેલું મૂક્યું તે બરાબર છે તેમ સંગીતનાટક 'કલ્યાણ'ને છેલ્લું બેસાર્યું તે ય બરાબર છે. કર્તાએ પોતાના એક કાવ્ય પરથી કરેલી એ રચના એક પ્રયોગ તરીકે ખોટી નથી પણ તેમાં વિશિષ્ટ કે અસાધારણ કૈં નથી.

'ધારાસભા'માં રાજકીય ધ્વનિવાળું વસ્તુ છે અને તેમાંનું સમગ્ર કટાક્ષકથન તીક્ષ્ણ છે. સંગ્રહની રમૂજી રચનાઓમાં એ

---

૧. ગ્રંથમાં ૮ નવલિકાઓ પણ છે. એની પર લખવાનું ભવિષ્ય માટે રાખવું પડ્યું છે.

૨. ચન્દ્રવદન મહેતાકૃત (મેસર્સ ધ. મહેતા, વિ. ધ્રુવ, ચ. મહેતા; ખાર, મુંબાઈ; રૂ. ૨). સંગ્રહમાંની મુખ્ય કૃતિને ('મલ્લિકા'માં કર્યું છે તેમ) આખા સંગ્રહના નામ તરીકે રાખવી એ જ અદ્યતન ઉચિત રીત છે. 'અને બીજાં નાટકો' જેવું લટકણિયું નામને નાહક લાંબુંલચક તથા બેડોળ બનાવે છે.

સૌથી સફળ છે. ઠીક ઠીક રમૂજ આપણે 'ક્રિયારાજ'માં પણ અનુભવીએ છીએ: કેટલાંક નમૂનેદાર સન્નારીઓ—બધાં ય મુખ્ય સમાજવર્ગોની (ન્હા. દ. ક. કહે તેમ) પ્રતિનિધિપણે—પોતે પોતાની મેળે દુનિયાનિકાલ થઈને એક નારીપ્રધાન દ્વીપ પર જઈને રહે છે અને એમની નારીપ્રતિભાને જોતાં વેરની સજા પડી શકે તેવાં નરજાતિ પર લેવાનો હસામણો પ્રયોગ કરે છે. નાટકના એ વસ્તુનું આલેખન લગભગ અંત સુધી કર્તા હળવાહળવા પણ અસરકારક સંસ્પર્શો[1]થી કરી શક્યા છે; ખુદ અંત પણ સ્વાભાવિક છે કેમ કે એમાં દ્વીપ પર ચઢાઈ લઈ આવેલી નરસેના નારીમંડળના સંગીતથી (આપણે કોઈ વાર પળેક પ્રાકૃતજન બનીએ ત્યારે કહીએ છીએ તેમ) લટ્ટુ બની જાય છે; પણ ચઢાઈના ખબર આવે છે એ પ્રસંગથી ગૂંથણી કથળવા માંડી છે, જે કથળવું ચાલુ પણ રહ્યું હોવાથી, ચઢાઈવાળો પ્રસંગ ચીતરવામાં ઉતાવળ થઈ ગઈ હોવાથી, અંતિમ દૃશ્ય જેવું પ્રભાવી નીવડવું જોઈએ તેવું નીવડતું નથી. એવી જ ઉતાવળનાં અને જરા ગોટાળે ચડેલ કર્તામાનસનાં ચિહ્ન, અન્યથા અચ્છી ત્રિંવાદિકા[2] 'સનાતન ધર્મ'માં પણ નજરે પડે છે.

'પટમાળ' અને 'લગનગાળો' લગ્નવિષયક, પ્રેમનામી પ્રેમવિષયક, કામવિષયક, જે કહીએ તે છે. બંનેમાં અત્યારનાં ઉછરતાં (અને ઉછળતાં) જુવાન ગુજરાતી સ્ત્રીપુરુષોની—બધાં નહિ તો એમની ઠીક ઠીક મોટી સંખ્યાની—મનોવૃત્તિનું ચિત્ર દોરવાનો કર્તાનો પ્રયાસ છે.

'લગનગાળા'માં સહચારી લગ્નની બહુ સરસ 'બિરંદી

---

૧. સિવાય કે કાર્લ માર્ક્સવાદી વગેરે પાસેની ક્રાંતિ એ ત્રીજું ક્રાંતિપદનું સળંગ સોપાન નથી રાખી શકાય. એમ શાથી? અજ્ઞાનથી કે ઉપેક્ષાથી?

૨. 'ટ્રેજેડી' માટેનો પ્રો. અનંતરાય રાવળનો શબ્દ.

ઉડાવી '¹ 'છે. એ લગ્નભાવનાનું (લગ્ન વાસનાનું) શિષ્ટ સાહિત્યકારને હાથે થએલું આ આલેખન પહેલું છે તેથી તો ધ્યાન ખેંચે જ છે; ઉપરાંત, એમની લાક્ષણિક નર્મચાતુર્યયુક્ત સંભાષણશૈલીમાં રચાયલું હોવાથી વધુ આકર્ષક બન્યું છે.

"યાં ચિન્તયામિ"વાળા શ્લોકમાં દુનિયાદાઝેલા ભર્તૃહરિએ જાણે ભૂલ કરી હોય, તેણે તેમાં સૂચવેલ ચાર કજોડીઓનાં જોડાં જાણે ઓછાં હોય, તેમ આપણા નાટકકાર 'ઘટમાળ'માં, એ જ શ્લોકને મુદ્રામંત્રને સ્થાને રાખી, એવાં જિન્સી સાહસો કરનાર જથ્થાબંધ જોડાંને કુમ્મસ પર છોડી મૂકે છે. કુમ્મસમાં એવાં એટલાં બધાં જોડાંના દુર્વિહારના દુષ્પ્રયોગો માટે અહીં ચીતરાયો છે તેટલો બધો અને તેટલી સહેલાઇથી સાંપડતો અવકાશ જો ખરેખર હોત, તો અત્યાર પહેલાં જ દુનિયાભરનાં તેવાં રંગીલાં પ્રેમપિપાસુઓ ત્યાં ઊતરી પડ્યાં હોત, એ આરોગ્યધામની ભૂમિ એમને નાની પડવાથી સચીન સ્ટેટે કોઇક કાબેલ લોઇડ-હાર્વે એંડ કો.ની મદદથી મોટા પાયા પર ત્યાં 'રૅક્લેમેશન'ની યોજનાઓ માથે લઇ પાર પાડી એ ધામને સહસ્રગણું મોટું કરવું પડ્યું હોત, અને દેશમાં દુષ્ટ આવો દુરાચાર ક્યાંથી ફુલ્યોફાલ્યો એવા કોઇક ઉદ્ઘોષ કરતા ભારતભરના સનાતનીઓ તપશ્ચર્યાપૂર્વક પગપાળા કૂચ કરતા કરતા એ અનિષ્ટ ટાળવા કુમ્મસ પર આક્રમણ લઇ ગયા હોત. પણ એવું કૈં થયું નથી કેમ કે કર્તાએ ભેગાં કર્યાં છે એટલાં પણ યુવકયુવતી વગેરે, એવી મકસદવાળાં, એવા નાના એક જ સ્થળમાં હોવાં શક્ય નથી. જીવનમાં એ શક્ય હોય તો પણ, કલાકારનો ધર્મ છે કે પોતાનો ઉદ્દેશ સરી શકે, એ વિશેનો સુદૃઢ સંસ્કાર વાચકચિત્ત પર પડી શકે, તેટલાં જ જોડાંને તેમણે નાટકમાં રજૂ કરવાં ઘટે. તેમણે આ બાબતની સંભાળ રાખી નથી એટલે ચિત્ર અમુક

૧. 'ભણકાર'(ધારા બીજી)માંના 'રેવા' કાવ્યમાંથી.

અંશે કૃત્રિમ, અતિચિત્ર ('કૅરિકેચર') જેવું, બની ગયું છે. આ મર્યાદા ભૂલી શકીએ તો કેટલાક ચબરાક વાર્તાલાપોવાળું આ નાટક રસપ્રદ છે.

### પલટાતાં તેજ[1] : અંધકાર વચ્ચે[2]

બંને નાટકસંગ્રહો છે. પહેલો છે તો ત્રણેક વર્ષ પરનો પણ એને વિશે લખવાનું બાકી હતું તેથી એ અને તાજો–બીજો–સંગ્રહ સાથે વિચારશું.

બંને ગ્રંથિકાઓમાં મળીને જે દસ નાનાં નાનાં નાટકો છે, તે વાંચતાં અને વિચારતાં કર્તાની નાટ્યકાર તરીકેની એકેક સુશક્તિ અને મર્યાદા આગળ તરી આવ્યા વિના રહેતી નથીઃ તેઓ જ્યારે માનવીના માનવી તરીકેના હૃદયભાવોને આલેખે છે ત્યારે વિજયી થાય છે અને પ્રચારલક્ષી પ્રસંગો યોજવા કે વિચારો નિરૂપવા યત્ન કરે છે ત્યારે એમને હાથે કૃતિ નબળી ઊતરે છે. આ કથનમાંથી પહેલા કથનનાં દૃષ્ટાંત એટલે (પહેલી ગ્રંથિકામાંનાં) 'સોનાં' અને 'શાંત જ્વાલા' તથા (બીજીમાંનું) 'ચિત્રાદેવી'; અને બીજાનાં દૃષ્ટાંત એટલે (પહેલીમાંનું) 'પલટાતાં તેજ' તથા (બીજીમાંનાં) 'અંધકાર વચ્ચે' અને 'ઉત્ક્રાંતિને અજવાળે.' આ છેલ્લાં ત્રણેમાં, અનુક્રમે, અત્યારની શિક્ષણપ્રથા, લગ્નસંસ્થાનું નિષ્ફળતાવાળું પાસું અને ગાંધીજીના વિધેયોમાંથી વસ્તુ લેવામાં આવ્યું છે. ત્રણેમાં તે તે પ્રશ્ન વિશે કર્તાનું વિચારસ્વરૂપ આપણી પાસે ઠીક રીતે રજૂ થાય છે, પણ નાટ્યકારસ્વરૂપ નહિ. એ સર્વમાં તેમણે અલબત્ત પ્રયત્ન તો કર્યો છે નાટ્યતત્ત્વ લાવવાનો; એ પ્રયત્ન કદાચ તેમને પણ સંતોષપ્રદ નહિ થયો હોય અને વાચકને તો સંતર્પક નથી લાગતો એમ કહેવું જોઈએ.

ઊલટ પક્ષે, 'સોનાં' વગેરે ત્રણે નાટિકાની રસપૂર્ણતા

1. ઉદ્ભાવ ગાંધીકૃત (ઊર્મિ ગ્રંથમાળા, કરાચી. આઠ આના).
2. ઉ. ગાંધીકૃત (પ્ર. કર્તા પોતે, કરાચી; રૂ. ૧).

આનંદજનક છે. વિશેષે કરી ત્રણેની નાયિકાઓ—સોના, સમરત, ચિત્રાદેવી, ત્રણે કારુણ્યમૂર્તિ છતાં ત્રણે સંસાર-સમરની વીરાંગનાઓ—એવી તો સુધીર સચોટ પીંછીએ આલેખાઈ છે કે સહેજે ભૂલી શકાય નહિ. ત્રણે રચનાનો વસ્તુપટ પણ જેટલો ઘટ્ટ તેટલો જ ભાતીગળ ગુંથાયો છે અને વસ્તુવિકાસ પણ રસમયતા પહેલેથી છેલ્લે સુધી ટકાવીને હૃદયસ્પર્શી—ને તો ય સંયમી સમતોલ—બન્યો છે. 'સોના' અને 'શાંત જ્વાલા' જેવી એકાંકી રચનાઓ તો સમકાલીન સાહિત્યમાં થોડી જ હશે.

બાકીની ચાર રચનાઓ એટલે દેશને ખાતર યૌવનનું સ્વાર્પણ વિશેની 'ચિરંતન પડછાયા;' કૈંક ઊર્મિલ બની ગએલી જુલમી લગ્ન વિશેની 'ઉઘડતા ફૂલ જેવી;' રાજકવિ કાલિદાસના પ્રેમની ભૂખી રાજગણિકા વિશેની 'રૂપકમલા' અને એક ટેકીલી મધ્યકાલીન ગુજરાતી ગણિકા વિશેની 'અપરાજિતા.' ચારેચાર સારી મધ્યમ કોટિની વાચનપાત્ર નાટિકાઓ છે.

## [1]લતા અને બીજી વાતો

પૂર્વે એકદા 'વસન્ત'ના કોઇક તંત્રીલખાણમાં "સચ્ચાઇની સાદાઇ" એવા શબ્દો વાંચવામાં આવેલા. 'ધ સિમ્પ્લિસિટી ઑફ સિન્સેરિટી' એ પદનો એ તળપદો તરજુમો. અને કામચલાઉ તરજુમા તરીકે જરા ય ખોટો પણ નહિ. વિશેષે કરી, આ સંગ્રહમાં વાંચીએ છીએ તેવી સાદી કલાના નમૂનાઓ વર્ણવવા માટે તો એ બહુ કામનો છે; કારણ, આ પંદરેપંદર નવલિકાઓનો સૌથી આગળ પડતો ગુણ એ જ છે કે એ દરેકમાં કર્તાનાં હૃદયમનની સચ્ચાઇ અને તેમાંથી ફળતી સાદાઈ તરી આવતી વાચક અનુભવે છે. તેઓ બે કે ત્રણ જ

[1]. ગુલાબદાસ બ્રોકરકૃત (મૂ. સો. બક્. વડોદરા; રૂા. ૧।।). ગ્રંથનામમાં હવે 'અને બીજી વાતો' એ શબ્દોને રૂખસદ અપાતી થાય તો સારું. આ ગ્રંથને 'લતા શું બોલે?' કે 'સુનીલા' કે 'જીવનની મોજ' એવું કોઈ નામ, અંદરની એકાદ વાત પરથી, આપી શકાયું હોત.

વર્ષના ટૂંકા ગાળામાં 'પ્રસ્થાન' વગેરે સામયિકો દ્વારા નવલિકા-લેખક તરીકે સારી રીતે અને યોગ્યતાપૂર્વક પ્રસિદ્ધ થયા છે. મુંબાઈના વ્યાપારજીવનના પોતે પ્રત્યક્ષાનુભવી હોવાથી તેમણે આપણને 'જૂની મૈત્રી' અને 'મીઠો રોટલો' જેવી એ જીવનની રસ પડે તેવી નવલિકાઓ આપી છે એ તેમની વિશેષતા ખાસ નોંધપાત્ર છે. પરંતુ એમની ઋજુ કલા એ એક જ પ્રકારના વસ્તુમાં કેન્દ્રિત થઈ નથી. તેમનું મનોવર્તુલ વિસ્તરતું આપણે લતાસુનીલા નાયિકાઓવાળી પ્રેમત્રૈકોણિક અને 'ગાડીમાં' જેવી પ્રેમદ્વૈકોણિક[1] રચનાઓમાં તેમ જ 'બા' જેવી સુમધુર, કારુણ્યછાયામય અને 'પીળા પ્રદેશમાં' જેવી દેશી-રાજ્યવિષયક રચનાઓમાં પણ જોઈએ છીએ; 'માણેકલાલ' વાર્તા નથી તેટલે અંશે એક વિશિષ્ટ-પ્રકૃતિ વ્યક્તિનું સુરેખ વાસ્તવિક અને શોકભાવી રેખાચિત્ર છે: અને 'આગલી રાત્રે' એ ત્રાસવાદી ઉપેનની કથા તો 'માનસી'ના સુજ્ઞ વાચકોએ નૂતનસમયે જ સુણી છે. અહીં નમૂના દાખલ જે થોડી કૃતિઓનો ઉલ્લેખ કર્યો છે તે પ્રકારની બીજી ૭ પણ આ સંગ્રહમાં છે. માત્ર 'આશાસ્પદ' નહિ પણ આશાઓ જેમણે પૂરી છે તે આ આ અભિનવ નવલિકાકારની વધુ પરિપક્વ સિદ્ધિઓ આપણને વારંવાર મળતી રહે એમ ઈચ્છીએ છીએ.

—વિ.

## પરિચાયિકા : ૨

[ પ્રો. ડોલરરાય માંકડલિખિત ૧૯૩૬ની વાર્ષિક સમીક્ષામાંથી વધુ ભાગ: અનુસંધાન ગયા ડીસેંબરના અંકથી.

૧. વાર્તાના મોટા ભાગ દરમ્યાન બંને ટ્રેનડબ્બાના ખૂણામાં રહે છે એ રીતે પણ આ શબ્દનો શબ્દપ્રયોગ નભાવી લેવાય; બાકી એ રચના તો એવું છે કે ત્યાં ત્રીજા 'કોણ' (પુરુષ કે સ્ત્રી) માટે અવકાશ તો પુષ્કળ હતો, પણ એ સંભવનો લાભ એકવિધતાના ભયે નહિ લેવાયો હોય, તે ઉચિત જ થયું છે.

'પરિચાયિકા : ૧' માટે આ વખતે જગ્યા મેળવી શકાઇ નથી.]

૧૯. બે ખુદાઇ ખિદમતગારો (મહાદેવ દેસાઇ): સરહદના ગાંધી ને તેમના બંધુની જીવનરેખા. "લખાણ તાજગીભર્યું" પ્રસંગ-પસંદગીમાં વિવેકદૃષ્ટિ. સરલ ચરિત્રલેખનનું સારું દૃષ્ટાંત.

૨૦ કાગાવા (ચુ. પુ. બારોટ): જપાની અહિંસાપ્રચારકની જીવનરેખા: "...સત્યના ઉપાસક તરીકે કાગાવાનું સ્થાન દુનિયાના મહાપુરુષોમાં" છે. કાગાવા-વાણી સહિતનું આ ચરિત્ર ઉત્સાહ-પ્રેરણા આપે તેવું.

૨૧. શહીદનો સંદેશ (ઇંદુલાલ યાજ્ઞિક): "સ્વદેશ પ્રેમ ... અને ફનાગીરીથી પદે પદે" ધબકતાં "આયર્લંડના એક આદ્ય ભાગ્ય-વિધાતા"નાં જીવન ને લખાણો.

૨૨. અપંગની પ્રતિભા, હેલન કેલરકૃત: "નવલકથા કરતાં ય નવલતર રસવાળી જીવનકથા." અનુવાદ અભિનંદનપાત્ર.

૨૩. ગુજ. સાહિત્ય-મનન-વિવેચન (રામચંદ્ર શુકલ:) વિવેચનસંગ્રહ. વિવેચનસિદ્ધાંતોનું "બારીક જ્ઞાન." લખાણમાં "સિદ્ધાંતોનો પ્રત્યક્ષ વપરાશ."... "પણ શાસ્ત્રજ્ઞાનને પચાવીને આત્મસાત્ કર્યા પછી પ્રાપ્ત થાય એ સાહજિક વિવેચનશક્તિ ... ઓછી ...ઊંડી પૃથક્કરણશક્તિ અને તેને પરિણામે નિપજતું પર્યેષકત્વ" —બંનેની ખામી. "...થયું છે તેટલું સામાન્ય રીતે વિશદ સુગ્રાહ્ય અને સુપ્રતીતિકર. ... ગદ્યશૈલીની બેહદ કચાશ." વિવેચકને એ ન પરવડે.

૨૪. અધિકારશાઇ બનાવટ ('સાહિત્યપ્રિય'): "અતિ શંકાસ્પદ મુદ્દા વિશે નિર્ણય ... નીડર નિખાલસ અને તર્કશુદ્ધ ચર્ચા." એથી "સાહિત્ય ઉપર અનહદ ઉપકાર."

૨૫. ગુજરાતી ભાષા અને સાહિત્ય (રામપ્રસાદ પ્રે. બક્ષી): સ્વ. નરસિંહરાવનાં વિલ્સન-વ્યાખ્યાનોના પહેલા ભાગનું ફોર્બ્સ-સભાપ્રકાશિત ભાષાંતર. "મૂળ ગ્રંથ ગુજરાતના તેમ જ ગુજરાત બહાર-ના સમગ્ર ભાષાશાસ્ત્રીય વિદ્વદ્વર્ગમાં પ્રમાણભૂત." વ્યુત્પત્તિ સુજાણીની તેથી આવકારાર્હ. "ભાષાંતરકર્તા ભાષાશાસ્ત્રના બહુ જ ચિન્તનવાળા વ્યુત્પન્ન વિદ્વાન ...તેથી ભાષાન્તર મૂળ જેટલું જ આધારભૂત." એ શકવર્તી ગ્રન્થ મોડો પણ ગુજરાતીમાં મળ્યો એ ધન્ય ભાગ્ય; બીજો ભાગ સત્વર પ્રગટે તો સારું.

૨૬. શ્રી મહાભારત. ગ્રં. ૩ (કેશવરામ કા. શાસ્રી): નાકર-વિષ્ણુદાસરચિત વિરાટ–ઉદ્યોગ–પર્વો. મધ્યકાલીન ગુજરાતની મહાભારતવાચના તથા ભાષાસ્વરૂપ જાણવાનું સરસ સાધન. ભાષાભેદ વિશેનાં વિધાન વિચારણીય. "સંપાદન ચિવટતાભર્યું તેમ જ શાસ્રીય."

અપૂર્ણ]                                                                 —વિ.

## પ્રાપ્તિ-સ્વીકાર

૧, ૨. સર્જન અને ચિન્તન; રાજમુગટ: ધૂમકેતુ (ગૂર્જર ગ્રં. ર. કાર્યા. અમદાવાદ; રૂ. ૧ાા ને ૨).–૩ થી ૬. આશ્રમભજનમંડળી (જુ. દવે), ખરી કેળવણી (ગાંધીજી), યોગશાસ્ત્ર; શ્રી હેમચન્દ્રાચાર્યકૃત (ગો. જી. પટેલ), આપણો આર્થિક પ્રશ્ન (છ. ન. જોષી):–નવજીવન કાર્યા. અમદાવાદ; (આના બે, બાર, સોળ, સોળ.):–૭. અભિષેક: 'આનંદેશ' (ચાંપશી વિ. ઉદેશી, કલકત્તા; રૂા. ૨ાા.)૮, વ્યવહારોપયોગી અભિનય: ફિરોજશાહ રૂ. મહેતા, કરાચી (રૂા. ૧ાાા).–૯. સંતાકુકડી: ચન્દ્રવદન ચિ. મહેતા (ધ. મહેતા, વિ. ધ્રુવ, ચ. મહેતા ખાર; રૂ. ૧). ૧૦. સાન્તુ મહેતા, બા. રૂ. ('જૈન' ઑફિસ, ભાવનગર; રૂ. ૧)—૧૧. નવા યુગની સ્ત્રી: શારદાપ્રસાદ વર્મા (યુગાંતર કાર્યા. સુરત; રૂ. ૦ાાા)—૧૨. ઋતુસંહાર: જેઠાભાઇ બ. પટેલ, સિનોર (રૂ. ૧)–૧૩. ક્ષય એટલે શું? ડૉ. પ્રાણજીવન મા. મહેતા, જામનગર (બે આના)–૧૪. ત્રણ રાષ્ટ્રવિભૂતિઓ: હૃદયકાંત ઓઝા (યુનિવર્સલ બુક એજન્સી, અમદાવાદ; રૂ. ૦ા)–૧૫. ચિનગારી: તુરાબ (રૂપમ્ સાહિત્ય કાર્યા. મુંબાઈ; રૂ. ૧)–૧૬ વાતોમાં બોધ: એક વૃદ્ધની વિચારપોથીમાંથી (જયંતીલાલ મો. મહેતા, ભાવનગર).–૧૭. શરીર અને આરોગ્ય: રવિશંકર જ. ત્રિવેદી, અમદાવાદ; (રૂ. ૨ાા).–૧૮. અખંડ જ્યોત: સોપાન (અંજલિ ગ્રંથમાળા, અમદાવાદ; રૂ. ૧ાા)

# ધ્વનિ

[ નીચેની પાંચ નોંધમાંની પહેલી જ આ અંક માટે લખાઇ છે. બાકીની ચાર ગયા એક કે બે અંકોમાંથી મોકૂફ રાખવી પડેલી. તેને માટે જો આ વખતે થોડાં પાનાં મળી શક્યાં છે, તો બીજી બાજુ એવું બન્યું છે કે ઘણાં પાનાં ભરીને અમારે ગયા ચરણના મહત્ત્વના પ્રસંગો વગેરે પર લખવાનું હતું તેને માટે હવે જગ્યા રહી નથી.–સં. ' મા. ']

## ભાષા અને સાહિત્ય

### ૧

નવલકથા

૧૫મી એપ્રીલ, ૧૯૩૮ના 'જોહ્ન ઓ' લંડન્સ વીકલી'ના અંકમાં, કુ. પ્રીલીસ બેંટલીએ 'મને એક વાર્તા કહો' એ શીર્ષક નીચે એક બહુ સુંદર લેખ લખ્યો છે. એમાંનો અમુક ભાગ ગુજરાતી વાચકોને માટે ઉતારવાની લાલચ હું દબાવી શકતો નથી.

એ લેખના આરંભમાં જ લેખિકા કહે છે કે નવલકથા-વિધાનનો ઇતિહાસ કોઇએ લખવો જોઈએ એવી મારી લાંબા સમયની ઇચ્છા છે અને આજે એ ઇચ્છા અતિ તીવ્ર થઇ છે. એ ઇતિહાસ એટલે અંગ્રેજી ભાષામાં કે ઇતર ભાષામાં લખાયલી નવલકથાઓનાં સૂચિપત્ર કે વિવેચન નહિ; તેમ જ નવલકથાના વિષયોના રાજ્યદ્વારી નવલકથા, ઐતિહાસિક નવલકથા, પ્રાંતિક નવલકથા, Proletarian ( ખેડૂમજદૂરી ) નવલકથા જેવા ભાગ પાડીને તેનું વિવેચન પણ નહિ. તે જ પ્રમાણે એ નવલકથાઓના નાયકો, નાયિકાઓ અને ઉપનાયકો–નાયિકાઓનાં સૂક્ષ્મ પૃથક્કરણ નહિ તેમ જ તેમાં રહેલ જુદા જુદા રસ સંબંધી ચર્ચા પણ

નહિ. જે જોઇએ છે તે નવલકથાની રચનાના વિધાનનો ઇતિહાસ. અત્યાર સુધીમાં નવલકથા સંબંધી લખાયલાં પુસ્તકોમાં, ૧૯૨૧ની સાલમાં પ્રસિદ્ધ થયેલ The Craft of Fiction by Percy Lubbockના પુસ્તકને આ લેખિકા વખાણે છે પણ એમ જણાવે છે કે ૧૯૨૧ પછી નવલકથાવિધાનમાં પાછો ઘણો ફેરફાર થયો છે એટલે હવે એ વિધાન સંબંધી જ કોઇએ એક પુસ્તક લખવું જોઇએ.

અમુક બાબતનું વર્ણન કરવું એ નવલકથાકારનો મુખ્ય ધર્મ છે. એ વર્ણન કરનાર નવલકથાકાર જ છે એ વાત ભૂલવી જોઇતી નથી. વાંચનાર નવલકથાકારના પ્રભાવ નીચે કેટલો હોય છે તે જાણવા માટે નીચેનું દૃષ્ટાંત બસ થશેઃ

રમેશે ક્રૂર સ્મિત કર્યું.

રમેશે ફિક્કું સ્મિત કર્યું

રમેશે મીઠું સ્મિત કર્યું.

માત્ર વિશેષણના ફેરફારથી નવલકથાકાર વાંચનાર આગળ રમેશનું વ્યક્તિત્વ કેટલું જુદું જુદું રજૂ કરે છે!

આગળ ચાલતાં લેખિકા લખે છે: નવલકથાકાર એક મોટી દિવાલ ઉપર બેઠો છે. તેની એક બાજુ વાંચનાર ઊભા છે, વાંચનારની વાસ્તવિક દુનિયા છે. બીજી બાજુ નવલકથાકારની કાલ્પનિક દુનિયા છે. વાંચનારમાંથી એકાદ કહે છે "એઇ નવલકથાકાર! એક વાર્તા કહેને!" નવલકથાકાર દિવાલની બીજી બાજુ જુએ છે અને ત્યાં વહેતી પોતાની કાલ્પનિક સૃષ્ટિમાંથી અમુક પ્રસંગો શોધીશોધીને એ કહેતો જાય છે. પરિણામે નવલકથા જન્મે છે.

એ લેખિકા નવલકથાવિધાનના મુખ્ય બે ભાગ પાડે છે: એક Panorama (વિશ્વદૃશ્ય) બીજો Scene (દૃશ્ય,

આલોક )[૧] આ બે શબ્દ સમજાવવાં તે એક ઉદાહરણ આપે છે. તેનું સ્વરૂપ જરા ફેરવીને નીચે આપું છું.

કચ્છ માંડવીથી રતનલાલ અને મગનલાલ નામના બે પુરુષો મુંબાઇ આવવા નીકળે છે. રતનલાલ કથાનો સારો અને મગનલાલ ખરાબ નાયક છે. માંડવીથી રણની મુસાફરી એ બે કરે છે પણ નવલકથાકાર એ પ્રસંગને આમ નથી વર્ણવતો:

રતનલાલ અને મગનલાલે પોતાના જમણા પગ ઉપાડયા અને ત્રણ ફુટનું અંતર કાપીને જમીન ઉપર મૂક્યા. પછી એમણે ડાબા પગ ઉપાડયા અને ત્રણ ફુટનું અંતર કાપીને જમીન ઉપર મૂક્યા.

આ પ્રમાણે આખા રણની લંબાઇ એ ઝીણવટથી નથી બતાવતો પણ તમારી આગળ તે એક Panorama ( સમગ્રવર્તી દૃશ્ય ) જરા દૂરથી ધરે છે; અને ઝડપથી આખું રણ વર્ણવી જાય છે. ધગધગતો તાપ, સળગતી રેતી, રેતીના ઊડતા વંટોળિયા વગેરે ઝપાટાબંધ વર્ણવીને છેવટે એ નવલકથાકાર આ Panoramaની સમાપ્તિ કરે છે:

સૂર્યાસ્ત થતો હતો. સળગતી રેતી ઠંડી જતી હતી. રતનલાલ અને મગનલાલ એક નાની ધર્મશાળા આગળ આવી પહોંચ્યા.

આ ધર્મશાળામાં મગનલાલ રતનલાલનું ખૂન કરનાર છે એ વાત નવલકથાકાર જાણે છે એટલે તે Panorama અટકાવે છે અને Scene વર્ણવવાની તૈયારી કરે છે. ઝીણવટથી દૃશ્યરચનાની ભોંય ( પશ્ચાદ્ભૂમિ ),વાતાવરણ વગેરે જમાવીને, રાત્રિના મગનલાલ રતનલાલનું ખૂન કરે છે એ બનાવ વર્ણવાય છે. શબને જોઇને મગનના હૃદયમાં શી શી લાગણી થાય છે, શી શી વ્યથા થાય છે તેનું સચોટ વર્ણન થાય છે અને પછી શબને કેવી રીતે સંતાડી દેવામાં આવે છે તે પણ જણાવવામાં આવે છે.

---

૧. આ ત્રણે શબ્દો આપ્ટેકોશમાંથી છે.–સં. 'મા.'

પણ તે પછી મગન સ્ટીમર મારફતે મુંબઇ આવે છે તેમાં સ્ટીમરની ગતિ, સમુદ્રના મોજાં વગેરેનું કુરેપુટનું અને મિનિટે મિનિટનું વર્ણન જરૂરનું નથી એટલે નવલકથાકાર Sceneનું વિધાન છોડીને Panoramaનું વિધાન ગ્રહે છે અને મુંબઇ આવવાનો ઇતિહાસ એકાદ બે પાનામાં વાચકને બતાવી દે છે.

આ વર્ગીકરણ પ્રમાણે લેખિકાના મતાનુસાર થેકરે 'પેનોરમા'ને પસંદ કરતો. ડિકન્સ 'સીન' પસંદ કરતો. કોનરેડ અને ફ્રોકનર 'પેનોરમા'ના શોખીન છે. જ્યારે ગેલ્સવર્થી અને હેમીંગ્વે 'સીન'ના શોખીન છે.

લેખિકાની વ્યાખ્યા પ્રમાણે જ્યાં ભૂતકાળ બતાવવો હોય, લાંબા સમયનો ટૂંકો ઈતિહાસ આપી દેવો હોય, નવલકથાના જમાનાનો ઝડપથી ચિતાર આપવો હોય ત્યાં 'પેનોરમા'નું વિધાન વાપરવું આવશ્યક છે. પણ જ્યાં, અમુક ક્રિયા થવાની હોય અને તે આખી ક્રિયા વાચક સમક્ષ ખડી કરવાની નવલકથાકારની ધારણા હોય ત્યાં 'સીન'નું વિધાન જ આવશ્યક છે. એટલે કે એક 'સીન'ને બરાબર વાચકની માનસસૃષ્ટિ આગળ ખડો કરવો હોય તો તેની આગળ 'પેનોરમા'ની આવશ્યકતા હોય છે જ.

લેખિકાના વિચાર પ્રમાણે, હાલનાં અંગ્રેજ લેખકલેખિકાઓ પોતાની કૃતિઓમાં Panoramaનાં વિધાન કાઢી જ નાખે છે એ બહુ ખેદજનક છે. ઉદાહરણમાં ગીસીસ વરછનિયા વુલ્ફની કૃતિઓ એ ગણાવે છે અને કહે છે:જો વરજીનિયા વુલ્ફ જેવી પ્રતિભાશાળી લેખિકા Panoramaનો બહિષ્કાર પોતાના વિધાનમાંથી ન કરતી હોત તો તેની કૃતિઓ હજી પણ વધુ ગૌરવભરી, કળામય અને સુંદરતર થઇ શકે.

આ લેખિકાએ રચેલ અંગો પ્રમાણે આપણા નવલકથાકારોનો વિચાર કોઇ સમર્થ વિવેચક[1] કરે તો એ લેખ બહુ

૧. મેસર્સ વિશ્વનાથ, વિષ્ણુપ્રસાદ કે જ્યોતીન્દ્ર જેવા—સં. 'મા.'

માર્ગદર્શક તેમ જ આનંદદાયક થઈ પડે. ઉપલક્રિયો વિચાર કરતાં આપણે કહી શકીએ કે ગોવર્ધનરામ, રમણલાલ વસંતલાલ, ચુનીલાલ વર્ધમાન એ લેખકો 'પેનોરમા'ને પ્રાધાન્ય આપતા જણાય છે. 'કરણઘેલો' એ માત્ર 'પેનોરમા'ના વિધાનથી રચાયેલ નવલકથા છે એમ કહી શકાય. કનૈયાલાલ મુનશી 'પેનોરમા' અને 'સીન'ના વિધાનનો સુભગ મેળ સાધી શકે છે[1] એટલે જ એમની નવલકથાઓ બહુ ત્વરિત ગતિથી વાચકો વાંચે છે.

કહેવાની જરૂર નથી કે નવલિકામાં બહુધા 'સીન'નું જ પ્રાધાન્ય હોય. જો કે ઘણી ઉત્તમ પ્રકારની નવલિકાઓમાં પણ 'પેનોરમા' અને 'સીન' ઉભય ગૂંથાઇને છેક અંતમાં 'સીન'થી આથી નવલિકા ચિત્તાકર્ષક બની જાય છે.

આપણા સાહિત્યમાં જગત-સાહિત્યની તુલનામાં આવી શકે એવું હજી ઘણું થોડું-બહુ જ થોડું છે એ વાત કબૂલ્યા પછી પણ એટલું તો કહી શકાય કે "બીજા પ્રાંતોના મુકાબલામાં આપણું સાહિત્ય અતિ કંગાળ" છે એવું કહેનારા માત્ર Inferiority complex ( દૈન્યગ્રંથી ) ધરાવનાર અને પારકે ભાણે મોટા લાડુ જોનાર જ કહેવાયા. આપણા સાહિત્યમાંનો કાવ્યપ્રદેશ માત્ર બંગાળના ( રવીન્દ્રનાથ ઠાકુર જેવી વિરાટ વ્યક્તિ છે એટલે જ ) એ પ્રદેશ કરતાં ઊતરતો ગણાવાય. નવલિકાસાહિત્યમાં પણ રવીન્દ્રનાથ બાદ કરતાં બીજા પ્રાંતોના આ પ્રકારના સાહિત્યની તુલનામાં આપણે ઊતરતા નથી. આપણે ત્યાંના જેવું હાસ્યરસનું સમૃદ્ધ સાહિત્ય હિંદુસ્થાનની બીજી કોઇ પણ ભાષામાં નથી એમ જણાય છે. એટલે હવે આપણને

---

૧. આ વિધાન પર અમારું 'સમર્થ-વિવેચકપણું' અજમાવતાં એમ લાગે છે કે એ નવલકથાકારમાં દૃશ્યનું જ પ્રાધાન્ય છે અને વિશ્વદૃશ્ય ગૌણ કે નજેવું છે. ઊંડો વિચાર કરતાં લેખકને પણ એમ લાગશે એવી અમારી ખાતરી છે. —સં. 'મા.'

જરૂર છે માત્ર વિવેચકોની—કુવાના દેડકાં જેવી દષ્ટિમર્યાદા તેમ જ તેટલા સંકુચિત જ્ઞાનવાળા નહિ પણ જગતસાહિત્યના વાંચનવાળા, Broad catholicity, strictest impartiality-વાળા (વિશાળ સાર્વલૌકિકતા અને દઢતમ તટસ્થતાવાળા) વિવેચકોની.

ધનસુખલાલ કૃ. મહેતા

૨

**સ્વ. બાબુ જયશંકર પ્રસાદજી**

થોડા સમય પર એક હિન્દી અઠવાડિકે તંત્રીપદેથી લખેલી પોતાની નોંધમાં બે શોકજનક અવસાન વિશે લખેલું કે આ મહાન વીરોના મૃત્યુથી ભારતને મોટી ખોટ ગઇ છે અને આ ખોટ પુરાય તેવી નથી. આ મહાન વીરોઃ જગદીશચંદ્ર બોઝ અને બાબુ જયશંકર પ્રસાદજી. હિન્દીએ હમણાં હમણાં પોતાના કેટલાક સાચા સેવકો ગુમાવ્યા છે. પ્રેમચંદજીને ગયાને હજુ વર્ષ થયું નથી ત્યાં શ્રી રામદાસ ગૌડ ચાલ્યા ગયા અને આ ઘા પુરાય ત્યાર પહેલાં જયશંકર પ્રસાદનું અવસાન થયું છે. જયશંકર પ્રસાદ ભારતીય સંસ્કૃતિના ઉપાસક, સમર્થ સાહિત્યકાર, કવિ, નાટકકાર, ગલ્પકાર અને[1] નવલકાર હતા. તેમનું વ્યક્તિત્વ અને એક માનવી તરીકેનું જીવન મહાન હતું. પ્રસાદજી આધુનિક જાગૃતિના અગ્રદૂત હતા. તેમની કલામાં નવયુગનો સંદેશ છે, સાહિત્યસર્જનમાં નવા સંસ્કારોની સૃષ્ટિ છે. સાહિત્યવિષયક જાગૃતિની નિરાકાર ભાવનાઓ પ્રસાદજીની કલામાં સાકાર થઇ છે. પ્રસાદજી નવીન કવિતાશૈલીના જીવન્ત ઇતિહાસ સમા હતા. કોઈ પણ ભાષા અને સાહિત્ય આવા સેવક માટે હૃદયમાં પોતાના અસ્તિકાલ સુધી ગૌરવ ધરાવી શકે છે.

---

૧. 'ગલ્પ'—નવલિકાઃ ' ઉપન્યાસ '—નવલકથાઃ આ શબ્દાર્થ-ભેદ હિંદીએ બંગાળીમાંથી લીધો છે. બંગાળીમાં પણ એ બે વચ્ચે કેટલાક સમય સુધી ભેદ નહોતો એમ ગયા વર્ષના બંકિમચંદ્ર વિશેના જ.દાસગુપ્તાકૃત અંગ્રેજી ગ્રંથના પહેલા પ્રકરણમાં કહ્યું છે. —સં. 'મા.'

જયશંકર પ્રસાદે માઘ શુક્લા ૧૦ સંવત ૧૯૪૬ની શુભ પ્રભાતે ઉષાનું પ્રથમ દર્શન કર્યું. બાલ્યકાળમાં પ્રેમાળ માતાપિતાનો પ્રેમાસ્વાદ લાંબો વખત લેવા ભાગ્યશાળી નીવડ્યા નહિ એવું સહેજે સમજી શકાય છે કારણ કે તેમના મોટા ભાઇના અવસાનથી તેમને અભ્યાસ પડતો મૂકી પોતાનો પૈતૃક ધંધો સંભાળવો પડ્યો. આ પૈતૃક ધંધો તે તેમનો તમાકુનો વેપાર. તમાકુનો વેપાર અને આવી અજોડ ઉજ્જવળ સાહિત્યસેવા એ એક અપૂર્વ અને વિચિત્ર સંજોગ નહિ તો બીજું શું ? પ્રસાદજીની ઘરની સ્થિતિ સારી હતી અને તેમનામાં જ્ઞાનપિપાસા હતી. એટલે તેમણે ઘર આગળ અંગ્રેજી, સંસ્કૃત અને હિન્દીનો સારો અભ્યાસ કર્યો. મોટાં વિશ્વવિદ્યાલયોમાં જ વિદ્વાનો પાકે છે એ વાત જયશંકર પ્રસાદજીએ ખોટી ઠરાવી આપી.

ચોથા પાંચમા ધોરણ સુધીની કેળવણી લીધેલા આ સાચા વિદ્યાભ્યાસીએ ઘર આગળ ઉચ્ચમાં ઉચ્ચ કેળવણી લીધી અને એવું સાહિત્ય સર્જ્યું કે એ આજે વિશ્વવિદ્યાલયોના B. A. અને M. A.ના અભ્યાસક્રમમાં અનિવાર્ય રૂપે હોય છે. ખરેખર એક સાચી પ્રતિભાસંપન્ન વ્યક્તિને અખિલ વિશ્વ એ જ મોટું વિશ્વ ને વિદ્યાલય છે. તેની કૃતિ અને માનસ વાસ્તવિક કેળવણી માટે સદૈવતત્પર રહે છે તેનું પ્રસાદજી પ્રત્યક્ષ પ્રમાણ છે.

પ્રસાદજીની સાહિત્યસેવા કેવળ નિઃસ્વાર્થ અને પવિત્ર છે. તેમને સાહિત્યમાંથી કમાણી કરવાનો કે માન મેળવવાનો જરાએ મોહ કે લોભ ન હતો. તેમનું સાહિત્યસર્જન તો ગંગાના નિર્મળ પ્રવાહ સમું નિઃસ્વાર્થ પવિત્ર અને ભવ્ય છે.

### જીવન—એક સાહિત્યયાત્રા

તેમના જીવનના ખાસ પ્રસંગો અને પ્રવૃત્તિઓ જોઇએ તો એ એક સાહિત્ય-યાત્રા સમાં હતાં. કાશીમાં પ્રેમચંદજી અને જયશંકર પ્રસાદ એટલે સાહિત્યના મહાન વીર સેવકો. તેમની

મહેમાનગીરી અને સ્વભાવની સરલતા આદર્શરૂપ ગૃહસ્થના શણગાર. એકે ગરીબાઇમાં ઉછરી સાહિત્યની અજોડ સેવા કરી ત્યારે બીજાએ શ્રીમંતાઇમાં જન્મી એક કુશળ કલાકાર તરીકે લગભગ સમગ્ર જીવન સાહિત્ય પાછળ અર્પ્યું. બન્ને સાહિત્ય માટેજ જન્મ્યા અને મર્યા. લગભગ સરખી ઉમરે અને એકાદ વર્ષ આગળ પાછળ. પ્રેમચંદજી જલોદરની બિમારીથી એક બે વર્ષ રીબાઇને ગયા અને જયશંકર ક્ષય રોગની બિમારીથી દોઢ બે વર્ષમાં ચાલ્યા ગયા. ડૉક્ટરોએ તેમને હવાફેર માટે સલાહ આપી કે કોઇ પહાડી સ્થળે કાશી છોડી જાઓ. સ્થિતિ અનુકૂળ હોવા છતા ‘ કાશી ’ મૂકી જવાનું સાચા ભારતીય સંસ્કૃતિના ઉપાસકને યોગ્ય ન લાગ્યું. અને ૧૮ વર્ષનો એક પુત્ર, સ્ત્રી, વિધવા ભાભી તથા સાહિત્યપ્રેમી હિન્દી જનતાને શોકસાગરમાં વહેતાં મૂકી ગયા નવેંબરની ૧૬મીની પ્રભાતે આ અમર કલાકાર ચાલ્યો ગયો.

જયશંકર પ્રસાદ જીવન અને હૃદયથી કવિ હતા. માત્ર પોતાની કૃતિઓમાં નહિ પણ જીવનના દરેક પ્રસંગે તેઓ ભાવનાશાળી કવિ રહ્યા. તેમનો મળતાવડો, મધુર અને કોમળ સ્વભાવ, તેમનું વિશાળ લલાટ, તેજસ્વી જ્ઞાનપિપાસુ આંખો, સુન્દર ઘાટીલું નાક, મોહક અને આકર્ષક વ્યક્તિત્વ રજૂ કરતાં હતાં. એક મોટા અમીરને છાજે તેવી તેમની ખાનદાની અને ઉદારતા હતી. તેમની ભવ્ય મુખમુદ્રા, તેમના સ્વભાવની મીઠાશ, તેમની ઉચ્ચ કલારુચિ તથા તેમનું કવિત્વપૂર્ણ સાહિત્યજીવન એ તેમના વ્યક્તિત્વની વિશિષ્ટતા હતી.

### એમની કવિતા

જયશંકર પ્રસાદજી કવિતામાં પ્રેમ અને વિષાદ દૃષ્ટિગોચર થાય છે. તેમના પ્રેમમાં કામુકતા નથી પણ તેમનો પ્રેમ આદર્શ સંયમી મર્યાદાપૂર્ણ લૌકિક અને સ્વર્ગીય કિનારાઓ વચ્ચે વહે છે. તેમનો પ્રેમ ઉત્તરોત્તર દિવ્ય બનતો

જાય છે. પ્રસાદજી પ્રભુને રામ, કૃષ્ણ અને વિશ્વગૃહરય રૂપે નિરખે છે અને તેના અનન્ય ભક્ત બની આખરે એ તેજને અભેદરૂપે અનુભવે છે. એમના વિષાદમાં સાચી આત્માનુભૂતિ છે. આ વિષાદમાં નિરાશાવાદ અને માત્ર શબ્દજાળ નથી, એ છીછરો પણ નથી પણ તેમાં ગંભીર આત્મવેદના છે. તેમનાં કાવ્યો 'ઝરના' 'કાનન,' 'લહર,' નામક સંગ્રહરૂપે પ્રકટ થયાં છે. તેમનું 'આંસુ' નામક દીર્ઘ કાવ્ય એક સાચા કવિહૃદયની ભાવોર્મિની પ્રત્યક્ષ પ્રતિમા છે. આજે હિન્દી સાહિત્યમાં રહસ્યવાદ છાયાવાદ સંભળાય છે તે નવી કવિતા-પ્રણાલિકાના પ્રથમ જાહેર કર્તા જયશંકર પ્રસાદજી છે. આ નવી શૈલી કવીન્દ્ર રવીન્દ્ર ટાગોરમાંથી હિન્દીમાં ઉતરી આવી છે. પણ જયશંકર પ્રસાદ આ બાબતમાં મૌલિક છે. તેમની કવિતામાં પ્રકૃતિ અને અંતઃપ્રવૃત્તિનું અપૂર્વ સામંજસ્ય થવા પામ્યું છે. તેમની શબ્દ-પદાવલી તેમનું અલંકારવિધાન છંદોની પસંદગી અને તેમનું પ્રકૃતિવર્ણન અપૂર્વ અને સુન્દર છે.

પ્રસાદજીને ભારતીય સંસ્કૃતિ માટે અપૂર્વ અભિમાન છે. તેમણે ભારતની દુર્દશાનાં રોદણાં રોયાં નથી પણ પ્રાચીન ભારતની ભવ્યતાને તેનાં સંતાનો સમક્ષ રજૂ કરી છે, અને ઉદ્બોધન આપ્યું છે કે આજે પણ ભારતનાં સંતાનોમાં આર્ય તેજ અને લોહી વહી રહ્યાં છે. તેઓ સંક્ષેપમાં ભારતીય સંસ્કૃતિ વિભૂતિને દૃશ્યરૂ આપણી સમક્ષ રજૂ કરે છે. તેમના ગ્રન્થોનો વિષય પણ ભારતીય સંસ્કૃતિનો સમયાનુકૂલ પુનરુદ્ધાર છે અને નવસંદેશ આપનારો છે.

પ્રસાદજીને આપણે સર્વતોમુખી પ્રતિભાસંપન્ન સાહિત્ય-સેવક રૂપે જોઈએ છીએ. તેમણે સાહિત્યનાં ભિન્નભિન્ન અંગોને પોતાની કૃતિઓ વડે પુષ્ટ કર્યાં છે. તેમણે નાટકો અને કવિતાઓ રચી, વાર્તાઓ અને નવલો તથા નિબંધો લખી તથા ઐતિહાસિક સંશોધન કરી હિન્દી સાહિત્યની અજોડ સેવા કરી છે. તેમને

કોઇ સ્થલવિશેષ નથી હોતો પણ સમગ્ર ભારત અને તેની વિશાળ સંસ્કૃતિ હોય છે એટલે તેમનામાં સંકીર્ણતા આવવા પામી નથી. અને તેઓ ભાષાનું બંધન બાદ કરતાં અખિલ હિન્દના સાહિત્યસેવક છે.

## ભારતીય સંસ્કૃતિ પ્રતિ સદ્‌ભાવ

તેમણે પોતાના ગ્રંથોમાં છેક વૈદિક યુગથી શરૂ કરી શ્રી હર્ષવર્ધનના સમય સુધીનું દિગ્દર્શન કરાવ્યું છે. તેમનામાં વૈદિક સંસ્કૃતિ તેમ જ બૌદ્ધ સંસ્કૃતિ પ્રત્યે એક ભારતીય સંસ્કૃતિરૂપે સમાન સદ્‌ભાવ છે. તેઓ લાગણીવશ બની એક સંસ્કૃતિને બીજી સંસ્કૃતિની વિરોધી માની અવગણના કરતા નથી. તેમણે પોતાની એક વાર્તા 'મમતા'માં મુસલમાન સમ્રાટ્ અકબરના પ્રત્યે ટકોર કરી છે અને તે વાજબી છે. રાહતાશ-દુર્ગપતિની વિધવા બ્રાહ્મણ કન્યા સારનાથનાં ખંડેરોમાં પિતા હુમાયુનાં માણસો દ્વારા મરાયા પછી વાસ કરે છે. એક રાત્રે તે જ હુમાયુ અતિથિરૂપે ત્યાં આશ્રય લે છે. હુમાયુ જતી વખતે આ બાઇને વર્ષાસન આપવા તથા ઝુંપડીને મહેલમાં બદલી નાંખવા હુકમ કરી ચાલ્યો જાય છે. કોઈ ૪૦–૪૫ વર્ષ પછી શહેનશાહ અકબર ત્યાં આવે છે અને તે બાઇને મદદ આપવા તથા મહેલ બાંધી આપવા કહે છે. પણ તે બાઇ કહે છે કે મારે આમાંનું કંઇ સ્વીકાર્ય નથી. બાઇ મરણ પામે છે અને ત્યાં મહેલ બંધાય છે. તેની ઉપર લેખ લખાય છે કે 'અહીં સાત સમુદ્રના શાહેશાહ બાદશાહ હુમાયુ એક રાત રહ્યા હતા' પણ એ બાઇનું નામ સુદ્ધાં નથી. આનું નામ જ સમ્રાટો-ચિત આત્માભિમાન.

પ્રસાદજીનું સાહિત્યિક જીવન શરૂ થતાં પહેલાં હિંદીનું નાટ્ય–સાહિત્ય ભારતેન્દ્ર બાબુની કૃતિઓ વડે શોભતું હતું. પણ તેમાં નાટ્યકળાનો યોગ્ય વિકાસ થવા પામ્યો ન હતો, અને

હમણાં હમણાં દ્વિજેન્દ્રલાલ રાયનાં નાટકોના અનુવાદે હિન્દી નાટ્યસાહિત્યમાં ઠીકઠીક ઉમેરો શરૂ કર્યો હતો. પણ કોઇ અનુવાદથી આ અંગની પુષ્ટિ થતી નથી. આ સ્થિતિ જયશંકર પ્રસાદે જોઇ, અને એ પ્રદેશમાં સબળ પ્રયત્ન કરી મૌલિક ૬-૭ નાટકો રચી હિન્દી નાટ્યસાહિત્યને અમુક અંશે ઉત્કૃષ્ટ કર્યું. પ્રસાદજીનાં નાટકો શૈલીની દૃષ્ટિએ બંગાળી કે હરિશ્ચંદ્રથી સ્વતંત્ર છે. તેમાં મૌલિકતા છે. તેમાં ચારિત્ર્યચિત્રણનું વિધાન ઉત્તમ પ્રકારનું છે. તેમાં આપણે માનવી હૃદયની ભાવનાઓનું સુન્દર વિવરણ જોઇએ છીએ. તેમની કથનોપથન શૈલી મનોવૈજ્ઞાનિક અને ધગશ ભાવાવેશને વધારનારી છે. તેમનાં નાટકોમાં નાગયજ્ઞ, ધ્રુવસ્વામિની, અજાતશત્રુ, ચંદ્રગુપ્ત, સ્કંદગુપ્ત અને રાજ્યશ્રી મુખ્ય છે. આ નાટકોની રચનામાં તેમણે ઐતિહાસિક સત્ય પ્રત્યે યોગ્ય ધ્યાન આપ્યું છે તથા એ પ્રાચીન કાલને પોતાની કલા વડે પ્રત્યક્ષ કરી નવ યુગને યોગ્ય સંદેશ આપ્યો છે. પ્રસાદજીનાં નાટકો સ્થાયી સાહિત્યની વસ્તુ છે.

### વાર્તા કલા અને નિબંધો

પ્રસાદજીની વાર્તાઓ દાર્શનિક શૈલીની ભાવનાપ્રધાન હોય છે. તેમની વાર્તાઓમાં એક અપૂર્વ ચમત્કાર હોય છે. તેમની વાર્તાઓનું કથાવસ્તુ મોટે ભાગે બૌદ્ધકાલીન હોય છે. તેઓ બહુ કુશળતાથી હૂબહૂ ચિત્ર રજૂ કરે છે. આપણે તત્કાલીન યુગના વાતાવરણમાં ઓતપ્રોત થઇ જઇએ છીએ, તેમની વાર્તાઓ વાંચતાં આપણે પોતાની જાતને ભૂલી જવી જોઇએ છે. અને એક અદ્‌ભુત આનંદમય વાતાવરણ જામે છે. તેમની વાર્તાઓનાં નામો પણ તેમની શૈલી અને ભાષાને અનુરૂપ હોય છે. 'આકાશદીપ,' 'પુરસ્કાર' 'સ્વર્ગ કે ખંડહરો મે' 'સુનહરા સાંપ,' 'હિમાલયનો પ્રવાસી,' સમુદ્ર સંતરણ વગેરે વાર્તાઓ તો સાહિત્યની સમૃદ્ધિ છે, તેમનું જીવન પ્રત્યેનું લક્ષ્ય બહુ જ વિશિષ્ટતાભરેલું ચમત્કારપૂર્ણ હોય છે અને તેથી તેમની વાર્તાઓ ઘણી સુંદર

બની છે. તેમણે બે નવલો પણ રચી છે ' કંકાલ ' અને ' તિતિલી ', કંકાલમાં એક દરિદ્ર દેશનું વાસ્તવિક, દુઃખ શું હોઈ શકે તેનું સચોટ દૃશ્ય ખડું થાય છે.

તેમના નિબંધોમાં ગદ્યકાવ્યનો આનંદ અનુભવીએ છીએ. તેમનું ઇતિહાસવિષયક જ્ઞાન અદ્ભુત છે. તેમના ઐતિહાસિક સંશોધનને રાખાલદાસજી જેવા પણ સ્વીકારતા. પ્રસાદજી તો બનારસના હાલતાચાલતા સાહિત્યોદ્યાન સમાન હતા. પ્રસાદજીએ થોડા સમય પર ' કામાયિની ' નામ એક મહા કાવ્યની રચના કરી પોતાની કવિત્વશક્તિ પ્રૌઢતાએ પહોંચ્યાનું પ્રમાણ આપ્યું હતું. છેક વૈદિક કાલની કથાને રૂપકમાં કલ્પી મહાકાવ્યની રચના કરી છે. આ કાવ્યમાં મનુ શ્રદ્ધા (કામાયિની) અને ઇડા પાત્રો છે, પ્રલય સમયનું વાતાવરણ અને ત્યાર પછીની પુનઃસૃષ્ટિરચના, પ્રલય સમયનો વિષાદ અને અટ્ટહાસ્ય તથા પુનઃસર્જન વખતનો અપૂર્વ આનન્દ વગેરે કૃતિયો અપૂર્વ રચાયાં છે. આ ગ્રંથ સાહિત્યની એક વિશિષ્ટતાભરેલી વસ્તુ છે.

ગદ્યશૈલી : સમાપન

વર્તમાન ગદ્યશૈલીઓમાં પ્રસાદજીની શૈલીનું એક મહત્ત્વપૂર્ણ વિશિષ્ટ સ્થાન છે. તેમની શૈલી શુદ્ધ હિન્દી અને સ્વાભાવિક વિકાસની છે. તેમાં મારીમચડીને શૈલીનું અમુક રૂપ આપવામાં આવ્યું નથી. તેમની ભાષા અને શૈલી ભાવપ્રકાશન માટે અજબ શક્તિ ધરાવે છે. સૌષ્ઠવ, ચમત્કાર અને પ્રસાદ ગુણથી ભરેલાં નાનાં નાનાં વાક્યો અને સંસ્કૃત સરલ પદાવલિ હૃદયના ભાવોને સુંદર રીતે વ્યક્ત કરે છે. તેમની શબ્દોની પસંદગીમાં લાક્ષણિક પ્રયોગો વિશેષ છે, અને તેમાંથી વ્યંગ્યાત્મક ધ્વનિ નિકળે છે. તેઓ આ શૈલીના બળે આપણને એક સ્વર્ગીય વાતાવરણમાં મૂકી દે છે. તેમનાં નાટકો વાંચીએ કે વાર્તાઓ વાંચીએ ત્યારે આપણે આ દુનિયાથી દૂર એક ભવ્ય અને અલૌકિક ભાવનામય જગતમાં વિચરીએ છીએ. આખું યે વાતાવરણ મધુર અને આહ્લાદ-

કારી બની રહે છે. તેમની શૈલી એટલી ખળવતી છે કે તે આપણ-ને વારંવાર એક ને એક વસ્તુ વાંચવા આમંત્રે છે છતાં ફરી-ફરીને વાંચતાં આપણને કંટાળો આવતો નથી પણ ઊલટો આનંદ વધે છે. તેમની વાકયરચના અને ભાષા વિષયાનુકૂળ હોય છે, તેમની ભાષામાં ઉર્દૂ શબ્દાવલિ નથી, તેમજ ઉર્દૂ શૈલી પણ નથી. તેમની ભાષા સાધારણ ચાલુ અને વિશુદ્ધ છે, તેમ ભાષામાં મુહાવરાને ( Idioms )-રૂઢિપ્રયોગોને-ઓછું જ સ્થાન હોય છે. છતાં ભાષામાં જરાએ શિથિલતા આવવા પામી નથી. પ્રસાદજીની શૈલી હિન્દીમાં પ્રાણવાન શૈલીનો ઉત્કૃષ્ટ નમૂનો છે.

આવા એક સમર્થ સાહિત્યકારે માત્ર ૪૮ વર્ષ જેટલી ટૂંકી જિંદગીમાં સાહિત્યોદ્યાનને પોતાનાં વિકસાવેલાં સુવાસિક પુષ્પો વડે શણગાર્યું અને જીવન જીવી જાણ્યું. ૪૮ વર્ષની જિંદગી કાંઇ લાંબી જિંદગી નથી, તે તો માત્ર મધ્યકાળ છે, પણ અહીં આપણે બધા લાચલાજ છીએ. માત્ર હવે આપણો તો એક જ ધર્મ રહે છે કે પ્રેમચંદજી તથા જયશંકર પ્રસાદજી જેવાનાં સુન્દર સ્મારકો યોજીએ કે જેથી તેઓ હંમેશાં આપણા અને આપણી પ્રજાના બની રહે. આવા સાચા શબ્દબ્રહ્મ-ઉપાસકના આત્મા માટે પ્રાર્થના કરવાની હોય જ શાની? તેઓ તો પરમ-પદના વાસ્તવિક રીતે સાચા અધિકારી છે. તેમનાં કુટુંબી જનોને શાબ્દિક સમવેદના વડે આશ્વાસન આપવાનો લૌકિક શિષ્ટાચાર કરીએ પણ સાચી કદર તો ત્યારે જ બૂઝી ગણાશે કે જ્યારે આપણે તેમની કૃતિયોનો ભારતવ્યાપી પ્રચાર કરી તેમનાં સ્મૃતિચિહ્નોને જીવતાં રાખી લાભ લઇએ અને ભાવી પ્રજાને આપીએ. અત્રે આ મહાન કલાકાર, સ્થાયી અને મૌલિક સાહિત્યસ્રષ્ટા પ્રૌઢ ગદ્યનિર્માણકર્તા તથા ભાષાના એક સમર્થ પુરસ્કર્તાને આ લેખાંજલિ અર્પી હૃદયમાં આનંદ અનુભવું છું.

જેઠાલાલ જોષી

# ઇતિહાસ અને પ્રત્નતત્ત્વ

## ૩

**પૌરાતનિક[1] જાયસવાલ**

એમનાં લખાણોમાં પ્રાચીન હિંદના ઇતિહાસને લગતી ઘણી ઘણી માહિતી સુવ્યવસ્થિતરૂપે, ઘણા ઘણા નિર્ણયો તદ્દન નવા, અન્ય મતોનાં કાબેલ ખંડન સાથે, ચોતર્ફના પુરાવા એકત્ર કરીને સાબિત કરેલા, આપણને મળે છે; એમનાં આવાં વખાણ એમના કોઇ કોઈ નિર્ણય વિશે શંકાશીલ અભ્યાસી પણ આનંદથી કરે છે. હિંદના પ્રાચીન ઇતિહાસસંશોધક હિંદવી વિદ્વાનોમાં શ્રી જાયસવાલનું સ્થાન પ્રથમ પંક્તિમાં–ભગવાનલાલ ઈન્દ્રજી અને રાખાલદાસ બેનરજી જેવા ઉત્કૃષ્ટ સંશોધકોની હારમાં.[2]

અર્વાચીન ભારતના વિદ્વાનોમાં જે આરૂઢ ઇતિહાસવેત્તાનું સ્થાન આટલું ઊંચું છે તેમના કાર્ય પ્રતિ વાચકોનું લક્ષ દોરવા માટે આ અંકમાં પણ, આગલા એક અંકની જેમ, થોડુંક વધુ સ્થલ રોકવા બદલ કશા ક્ષમાપનની જરૂર હોય ખરી? એ સ્થલ અધિક રોકવું આવશ્યક છતાં વાસ્તવિક રીતે ખરેખર થોડુંક ફાજલ પાડી શકાય તેમ હોવાથી, અહીં સદ્ગતને વિશેનાં તથા એમનાં પોતાનાં બબ્બે લખાણો ભણી અંગુલિનિર્દેશ જ થઈ શકશે.

ઉપર ટાંકેલી કંડિકામાં જેમ પ્રા. ઠાકોરે આજથી ચારેક વર્ષ પર તેમ આચાર્ય આનંદશંકરે હમણાં એક ઠીક ઠીક વિસ્તૃત અવસાનનોંધની[3] અંદર સ્વ. ડૉ. જાયસવાલનાં અન્વેષણોનું

૧. આ પદ દિ. બ. કેશવલાલ હ. ધ્રુવલિખિત એક ('ભેળની મુદ્રિકા'ના) પ્રવેશકમાંથી લીધું છે. 'જયસ્વાલ' ઉચ્ચાર તેઓ અને આપણા બીજા વિદ્વાનો સ્વીકારે છે; અમે પં. સાંકૃત્યાયનને અનુસરી 'જાયસવાલ' રાખ્યું છે.

૨. પ્રાધ્યાપક બળવંતરાય ક. ઠાકોરઃ 'માલવિકાગ્નિમિત્ર'ના ભાષાંતરની મતનિકા–ટીકા પૃ. ૧૧૩.

૩. 'વસન્ત' વર્ષ ૩૬, અં. ૨; (વૈશાખ–અષાઢ '૯૩).

સંક્ષેપે ગુણદર્શન અને મૂલ્યાંકન કર્યું છે. એ ધીટ ઇતિહાસને જે વાદ કે વિષયનિરૂપણ કર્યાં હોય તેનો પ્રતિવાદ કરનારે પણ તેમનું કહેવું વિચારમાં લીધા વિના ચાલતું નહિ એ હકીકત આપણા બંને વિદ્વાન વિવેચકો નોંધે છે, તે પરથી સમજી શકાય છે કે સ્વર્ગસ્થ પોતાના વિષયના કેવા અસાધારણ માનનીય પ્રમાણ-પુરુષ હતા. એમનું જે ઝળકતું અને કાર્યપ્રેરક દેશાભિમાન તથા જાત્યભિમાન 'હિન્દુ પૉલિટી'નું પ્રવૃત્તિહેતુ બન્યું હતું તેનો પણ સાવતરણ ઉલ્લેખ 'વસંત'ની નોંધમાં છે. એ ગ્રન્થના ટીકાકારો જે ભ્રમમાં કે ગેરસમજમાં પડ્યા હતા, તેનો ખુલાસો પણ ત્યાં સ્પષ્ટતાથી કરવામાં આવ્યો છે.

વાચકોને યાદ હશે જ કે ૧૯૩૩ની આખરે વડોદરામાં ભરાયલી સાતમી પ્રાચ્યવિદ્યાપરિષદના ડૉ. જાયસવાલ પ્રમુખ હતા. એ પ્રસંગના એમના "અસાધારણ બુદ્ધિવૈભવથી અંકાએલા વ્યાખ્યાન" માં[1] જેમ ભારતીય ઇતિહાસ અને સંસ્કૃતિના વિશેષજ્ઞોએ ચિન્ત્ય કે તેમને માન્ય થાય તેવાં વિષયને લગતાં સવિસ્તર વિધાનો હતાં તેમ સામાન્ય ઇતિહાસપ્રેમીઓએ પણ જાણવાજોગ આ ચાર બિન્દુઓ હતાં: (૧) ભારતવર્ષના પ્રાચીન ઇતિહાસ અને પ્રત્નતત્ત્વનું અધ્યયન કરનારે હવે પશ્ચિમે ભૂમધ્ય સમુદ્ર–ઇટલી સુધીના–દેશોને અંગે થએલાં કે થતાં સંશોધનોથી પણ માહિતગાર રહેવું પડશે; (૨) ભાંડારકર ઇન્સ્ટિટ્યુટ જેવી મહાભારતની પ્રમાણભૂત આવૃત્તિ તૈયાર કરે છે તેવી રામાયણની પણ, તેની જે ચાર કે પાંચ સંશોધનપાત્ર હાથપ્રતો છે તેને આધારે, તૈયાર કરવાનું કર્તવ્ય સત્વર હાથ ધરાવું ઘટે;(૩) સંસ્કૃતના અધ્યયનઅધ્યાપનની જે પદ્ધતિ જૂની રીતની પાઠશાળાઓમાં હતી, અને હજી થોડીઘણી છે, તેને શિક્ષિતો પૂરી જાણ્યાપિછાણ્યા વિના અવગણે છે તે બરાબર નથી, કેમ કે શિક્ષિતો ઇચ્છે અને માગે છે તેવી પૃથક્કરણ–વિવેચનાત્મક પદ્ધતિ

૧. 'વસન્ત'ની પૂર્વોક્ત નોંધમાંથી.

પ્રાચીન દર્શનવ્યાકરણાભ્યાસની, એને અસલ રૂપે, એમાં હોવાથી એનો યથાયોગ્ય પુનરુદ્ધાર થવો જોઇએ; (૪) ભારતીય ઇતિહાસને લગતું કેટલુંક પ્રાન્તવાર કે રાજવંશવાર કાર્ય પંડિતો ગૌરીશંકર ઓઝા, રાખાલદાસ બેનરજી, ફાધર હેરાસ વગેરેના ગ્રંથો દ્વારા ગયાં થોડાં વર્ષમાં થયું છે; છતાં આપણા દેશના હિન્દુ યુગનો સર્વસામાન્ય સાંસ્કારિક સમન્વયાત્મક બૃહદિતિહાસ આપણા દષ્ટિબિન્દુથી લખાવો બાકી છે અને આ કાર્ય પણ વિનાવિલંબ શરૂ કરી દેવું જોઇએ. આપણા ઇતિહાસના 'આ મહાન પર્યેષક'નો એ 'એક મહાન અભિલાષ' વણપૂર્યો જ રહ્યો, સહકાર તથા ઉત્તેજનને અભાવે.[1]

—વિ.

## ધર્મ અને તત્ત્વજ્ઞાન

૪

પૂર્ણયોગની રબૂમિકાઓ

૨૪મી નવેમ્બર ૧૯૩૭

આજે શ્રી અરવિન્દનો સાક્ષાત્કારદિન. અગિયાર વર્ષ પર-૧૯૨૬ને આ દિવસે—એ માનવેન્દ્રની યોગસિદ્ધિ, વિજ્ઞાનમય ચેતનાનું અવતરણ પૃથ્વી પર કરવાનો ઇશ્વરી સંકેત બર આણવાને કાજે, થઇ. આ પ્રસંગે એમના વિશિષ્ટ યોગમાર્ગનાં કેટલાંક મહત્ત્વનાં લક્ષણો સ્ફુટ કરતી ઉપર્યુક્ત[3] પુસ્તિકાનો વાચકને

૧. સ્થળસમયના અભાવે આ નોંધ અહીં જ અટકાવવી પડે છે. વાપરી શકાઇ નહિ તે સામગ્રી એટલે નવેમ્બરના 'વિશાલ ભારત'-માંનો રા. જયચંદ્ર વિદ્યાલંકારનો લેખ; અને, ગુજ. વર્ના. સોસાયટીએ ચાર વર્ષ પર પ્રકાશેલું 'હિંદુ પૉલિટી'નું ભાષાંતર.

૨. કર્તા અંબાલાલ બા. પુરાણી (શ્રી અરવિંદ કાર્યાલય, આણંદ, રૂ. ૦ા)

૩. કેટલાક (વિદ્વાનમાં ખપનારા પણ) 'ઉપરોક્ત' લખે છે એ ખોટું છે; ખરાં છે માત્ર 'પૂર્વોક્ત' અને 'ઉપર્યુક્ત.'

પરિચય કરાવવો ઉચિત લાગે છે.

શ્રી અરવિન્દરચિત 'સિન્થેસિસ ઑફ યોગ'માં આર્યોનાં સકળ અધ્યાત્મશાસ્ત્રોનાં અને માર્ગોનાં ઉત્કૃષ્ટ તત્ત્વો એ સર્વનો જે અકૃતપૂર્વ અનન્યસાધારણ સમન્વય કરવામાં આવ્યો છે, તે ગુજરાતી વાચકને 'પૂર્ણયોગ' એ ગ્રંથના પાંચ ખંડોમાં મળી ગયો છે. એ પ્રત્યેક ખંડમાંની કતીનાં દર્શનો અને અનુભૂતિઓ વાચકને ઓછાં દુર્ગમ બને એ દૃષ્ટિથી તેની ભૂમિકા અથવા પ્રવેશકરૂપે ભાષાંતરકર્તા રા. અંબાલાલ પુરાણીએ જે એકેક નાનો સારગ્રાહી તત્ત્વસૂચક નિબંધ વિષયવાર–કર્મ, જ્ઞાન, આત્મસિદ્ધિ, ભક્તિ, વિજ્ઞાન, એ પ્રત્યેક યોગવાર–લખ્યો હતો તે પાંચેનો સંગ્રહ આ પુસ્તિકામાં થયો છે. પાંચ નિબંધોમાં મળીને પૂર્ણયોગનું સાધ્ય, એના સાધનમાર્ગો તથા એની સાધનાપ્રણાલી: આ સર્વ વિશે કોઈ પણ શિક્ષિત ગુજરાતી સમજી શકે તેવી વિચારસરણી અને લેખનશૈલીમાં સઘળું નિરૂપણ થયું હોઇને, સોએક પાનાંની આ નાની ચોપડી પ્રકૃત વિષયની પ્રથમ પંક્તિની પ્રવેશિકા બની છે. એમાંના પહેલા નિબંધ 'કર્મયોગની ભૂમિકા'માં (સને ૧૯૨૨) સાંપ્રત માનવજાતિની મંથનદશા, આજના આર્યાવર્તની સ્થિતિ, એમાંથી ઉગરવા તેણે અધ્યાત્મનું જ શરણું જીવનાધાર લેખે લેવાનું છે એ વિશેની સ્પષ્ટતા, પૂર્ણયોગ પ્રભુપ્રાપ્તિને અશક્ય કે અશક્ય જેવો આદર્શ મટાડીને એક વ્યવહારુ પ્રશ્ન બનાવે છે એ તેની ખાસ ખૂબી અને આપણા પ્રાચીન મનો–માર્ગોનાં સારાંમાં સારાં લક્ષણોમાંથી કેટલાં કઈ રીતે પૂર્ણયોગે સ્વીકાર્યાં છે તેની સમજણ–આ બિંદુઓ પર મુખ્યત્વે લખ્યું છે; બીજા અને ત્રીજા નિબંધો 'જ્ઞાનયોગની ભૂમિકા' (૧૯૨૩) અને 'આત્મસિદ્ધિયોગની ભૂમિકા' (૧૯૨૬)નાં મુખ્યબિંદુઓ એટલે પૂર્ણયોગમાં અંતર્ગત કે એના અંગરૂપ વિશિષ્ટ જ્ઞાનયોગના ઉદ્દેશ, સ્વરૂપ, કરણો, પદ્ધતિ અને સાર્થકતાની ચર્ચા, તેમ જ,

આત્મસિદ્ધિયોગનાં ચાર આગળ પડતાં અંગો શુદ્ધિ, મુક્તિ, સિદ્ધિ અને ભુક્તિનું સરળ બુદ્ધિગમ્ય અને તેથી પ્રતીતિજનક વિવેચન તથા પૂર્ણયોગ પાર્થિવ જીવનમાં સિદ્ધ થયે માનવીની પ્રકૃતિમાં અને જીવનમાં, સમસ્ત વિશ્વમાં પણ, શક્ય બનશે એ મૂલગામી પરિવર્તનોનું સંક્ષેપે સૂચન; ચોથો નિબંધ 'ભક્તિયોગની ભૂમિકા' (૧૯૩૪) પરંપરાગત ભક્તિયોગમાર્ગોની તથા તંત્રમાર્ગની મુશ્કેલી અને ભયસ્થાનોનો નિર્દેશ કર્યા પછી, એ માર્ગોના શુદ્ધીકરણ તથા પૂર્તિ માટે પ્રયતતા પૂર્ણયોગની જે એક ખાસ શોધ, ચૈત્ય પુરુષ, ( Psychic being ), તે પુરુષે યાને માનવીના અંતરાત્માએ કરેલી ભગવદ્ભક્તિ કેવી રીતે ઉચ્ચતર કોટિની છે, સલામતીભરી પણ છે, એ દર્શાવ્યું છે; અને છેલ્લા નિબંધ 'વિજ્ઞાનયોગની ભૂમિકા'માં (૧૯૩૪) વિરાટની એ પરમાદ્ભુત ચેતનાનું સ્વરૂપ તેમ જ ચમત્કારી કાર્ય વર્ણવી, મનોમય તથા વિજ્ઞાનમય ભૂમિકાઓની-દિવ્ય મનીષા (overmind), શ્રુતિ (inspiration), સ્મૃતિ (intuition) ઇત્યાદિની ટૂંકી પણ સુરેખ ઓળખ આપી છે.

પુસ્તિકામાં જે કીમતી માહિતી અને પ્રેરક વિચારણા ભરી છે, તેનો ઉપર તો બહુ અધૂરો પરિચય આપ્યો છે. એ એટલા યે, પૂર્ણયોગ વિશે જે અજ્ઞાન, એનાથી ય વધુ જોખમભર્યું અલ્પજ્ઞાન અને ગીકણા દુર્બોધ આપણી વચ્ચે પ્રવર્તે છે, તેને દૂર કરવાનો સબળ પ્રયત્ન કરતી 'પૂર્ણયોગની ભૂમિકાઓ' પ્રત્યે વાચકોને વાળશે તો અમને ઘણો આનંદ થશે. —વિ.

## વિજ્ઞાન

### ૫

બ્રિ. એસો. સંમેલન (૧૯૩૭)

ઇંગ્લંડના જીવવિદ્યાશાસ્ત્રના ('બાયોલોજી'ના) બુઝર્ગ અભ્યાસી સર એડવર્ડ પૉલ્ટનના પ્રમુખપદે ૧૯૩૭ના બ્રિટિશ એસોસિએશન

સંમેલનનું ઉપવેશન નૉટિંગહામ શહેરમાં એ વર્ષના સપ્ટેંબરની શરૂઆતમાં થયું હતું. ડાર્વિન અને વૉલેસના જીવનોત્ક્રાંતિના સિદ્ધાંતો એ જે જે તડકાછાયા બ્રિટિશ એસોસિએશનનાં છેલ્લાં ૬૦–૭૦ સંમેલનોમાં જોયા હતા તેનાં સંસ્મરણોરૂપે એમનું વ્યાખ્યાન હતું.

સજીવસૃષ્ટિના ઇતિહાસમાં જીવન અનેક રૂપે ઉત્ક્રાંત થયું હતું એ વાત તો હવે સર્વત્ર માન્ય થઇ ચૂકી છે. પણ એ ઊર્ધ્વગામી ક્રાંતિ કયા નિયમને આધારે થતી હતી ? ઉત્ક્રાંતિનો માર્ગદર્શક દીપક કોણ ? જીવન કે કુદરત ? એ દીપકે માત્ર અમુક અમુક દિશાઓ જ કેમ અજવાળી ? ડાર્વિનના મત પ્રમાણે કુદરતી સંજોગોને અનુકૂળ થઇ રહેનાર જે જે પ્રાણીઓ હતાં તેઓ પોતાનાં અંગોમાં અને ટેવોમાં ઘટતો ફેરફાર કરીને જીવતાં રહી શક્યાં અથવા તો ઉત્ક્રાંત થયાં. લેમાર્ક અને બાઇઝમાનના મત પ્રમાણે કુદરતને અનુકૂળ થવા જે નવી ટેવો કે અંગો અમુક સંજોગોમાં ગ્રહણ કરવાં પડે, તે બીજા સંજોગોમાં જરૂર ન હોય ત્યારે નાબૂદ કરી શકાય, અને તેથી જરૂરિયાત પૂરતી ગ્રહણ કરેલી ટેવો કે અંગો વંશપરંપરા અવતરવા શક્તિમાન નથી. જો આમ હોય તો જીવનવિકાસને દોરનાર કોણ ? ઉત્ક્રાંત થવાની પ્રબળ ઇચ્છા રાખતા જીવનની કોઇ ગૂઢ શક્તિ કે માત્ર કુદરતી સંજોગો ? સર એડવર્ડનું વ્યાખ્યાન તો કુદરતને પ્રાધાન્યે ગણી ડાર્વિનના મૂળ સિદ્ધાંત—natural selectionને વધુ અંશે પ્રતિપાદિત કરવા પ્રયાસ કરતું હતું.

આ ચર્ચાસ્પદ વિષયને તટસ્થ રીતે જોતાં એમ જણાય છે કે ઉત્ક્રાંતિએ જે માર્ગ લીધો છે તેનાં અન્વેષણોની પદ્ધતિમાં ભવિષ્યમાં ફેરફાર થશે. ઉત્ક્રાંતિની દોરવણીમાં કુદરતે મહત્ત્વનો ભાગ ભજવ્યો તે તો ચોક્કસ છે, પણ પ્રાણીશરીરનાં અંગોએ કોઇક રીતે કરેલા જુદા જુદા ફેરફારો સાથે કુદરત તો માત્ર થોડીઘણી રમત કરે છે. ખરેખરી ગૂંચ તો ઊંડી છે. સજીવ શરીરનાં અંગોની અદ્ભુત આંતરિક શક્તિ શું અર્થ વગરનાં

રૂપાન્તર કરી કુદરતને જેમ કરવું હોય તેમ કરવા છૂટ આપે છે, કે તે શક્તિ આજુબાજુની કુદરતને અનુકૂળ થવા અંગરૂપાન્તર કરતાં સફળ થાય ત્યારે સફળ અંગને વંશપરંપરા અવતારતી જાય છે, કે પોતે પોતાની જ ભાગ્યવિધાત્રી થઇ નિર્ણીત પદ્ધતિ અનુસાર આ શક્તિ જીવનવિકાસ સાધી રહી છે? જીવવિદ્યાના અભ્યાસીને નિમગ્ન કરે તેવી ઉત્ક્રાંતિવાદની આ અર્વાચીન સમસ્યાઓ છે.

મિ. વેલ્સની શિક્ષણમીમાંસા

નોટિંગહામ સંમેલનમાં બીજું મહત્ત્વનું વ્યાખ્યાન જે સૌથી વધુ ચર્ચાયું,તે સુપ્રસિદ્ધ લેખક એચ. જી. વેલ્સના પ્રમુખ-પદેથી શિક્ષણવિભાગમાં અપાયું હતું. Informative content of education—અત્યારની દુનિયાની સર્વ ઘટનાઓ સાદી અને સીધી રીતે સમજાવી શકે તેવા પ્રકારનું 'માહિતીપ્રચારનું શિક્ષણ,' હમણાંના કરતાં પુષ્કળ વધુ પ્રમાણમાં આપણી શાળાઓમાં પ્રચલિત કરવા મિ. વેલ્સે સબળ દલીલો મૂકી, અને અભ્યાસક્રમને નવે પાયે યોજવા સૂચનાઓ કરી. શારીરિક અને માનસિક કેળવણી, ભાષાશિક્ષણ, ગણિત કે સાહિત્ય, તુલનાત્મક શક્તિ, સંગીત, ચિત્રકળા અને બીજાં રસશાસ્ત્રો, એ સર્વને હાલ તુર્ત બાજુ ઉપર મૂકી, આધુનિક યુગના મનુષ્યે એક શહેરી તરીકે પૂર્ણ જવાબદારી સમજી જીવનમાં જે ભાગ ભજવવાનો છે તેને પહોંચી વળવા શાળાઓમાં અત્યારે અપાતું શિક્ષણ કેવા ફેરફારો માગે છે તેમ જ સાધારણ શક્તિના મનુષ્યમગજમાં, અત્યારની સંસ્કૃતિએ જમાવેલા સામાજિક વાતાવરણમાં કેવી જાતનું 'ઘટના સંગઠન' (fact-system) મૂકી શકાય, એ વિષયો પ્રમુખે સારી રીતે ચર્ચ્યા.

નિશાળોનાં સમયપત્રકો અને નિશાળ છોડતાં બાળકોની ઉમર એ બન્ને જોતાં, આપણી અર્વાચીન શિક્ષણપદ્ધતિ કેટલી સંકુચિત છે તેનો ખ્યાલ ભાગ્યે જ કોઇને આવતો હશે. બીજા વિષયો ધ્યાનમાં લેતાં પણ, શિક્ષણ અપાતા વખતમાં ખરેખરું સુશિક્ષિત

અઠવાડીઆમાં છ કલાકથી વધુ કોઇ ઠેકાણે અપાતું નહિ હોય. શાળાજીવનનાં વર્ષદીઠ ૪૦ અઠવાડીઆંનાં દશ વર્ષો ગણીએ તો એ જીવનના માત્ર ૨૪૦૦ કલાકો ખરું સૃષ્ટિજ્ઞાન મેળવવામાં રોકાતા હશે. શાળાની બહાર, વાતચીતમાં, વાચનમાં અને નિરીક્ષણુ કરતાં કરતાં આ પ્રકારનું પુષ્કળ જ્ઞાન મૃત્યુ પર્યંત પણુ મળતું રહે છે તે ખરું, પરન્તુ એ બરાબર વ્યવસ્થિત હોતું નથી. સંગીન પાયાનું ખરેખરું જ્ઞાન તો આ અમૂલ્ય ૨૪૦૦ કલાકમાં જ—જો ખીલતા મગજમાં એ મેળવી શકાતું હોય તો—મેળવવાનું રહે છે.

નકામી અથવા તો ઓછા ઉપયોગની માહિતી આપવામાં અત્યારે આપણે આ કીમતી સમયનો મોટો ભાગ ગાળીએ છીએ; અને તેથી વેડફાઇ જતા સમયમાં ચાંપતી કરકસર કરી શિક્ષણુપદ્ધતિની પુનર્ઘટના જરૂરની છે. જ્ઞાનપિપાસાને બાળ-મગજમાં અવળે રસ્તે ન દોરવવામાં આવી હોય કે નિરુત્સાહિત બનાવી દેવામાં આવી ન હોય, તો તે હમેશાં વિકાસ પામવા આતુર રહે છે. જે દિશા તરફ કુદરત તેને વાળવા માગતી હોય તે દિશાને માર્ગે શિક્ષણુપદ્ધતિ રચવાની જરૂર છે.આ રીતે જ્ઞાન સંપાદન કરવા આતુરતા વધતી જાય અને સાથે માનસિક સંતોષ પણુ ઉત્પન્ન થાય તેવા પ્રકારનું શિક્ષણુ મળવું જોઇએ. બાળકોની ઉત્કંઠા પહેલાં તેમને જડ વસ્તુઓ તરફ, પછી પ્રાણી અને વનસ્પતિ તરફ, ત્યારપછી સ્વજનો તરફ અને છેવટે સમાજ તરફ લક્ષ દોરવતાં શીખવે છે. કુદરતી ઉત્કંઠાના આ વિભાગોને પદ્ધતિસર ઉપયોગમાં લઇ, શાળાઓમાં પહેલાં પદાર્થવિજ્ઞાન પછી જીવવિદ્યા અને ત્યારપછી ઐતિહાસિક ને સામાજિક વિજ્ઞાનઃ એ અનુક્રમે સૃષ્ટિજ્ઞાનના આ મૂળ વિષયોને શીખવવાની જરૂર છે. વિચારપૂર્વક કરેલી ચૂંટણીથી એવા વિષયો આ વિજ્ઞાનશાળા-ઓમાં લઇ શકાય કે કાચી ઉમર પૂરી થતાં સુધીમાં બાળકને સ્થૂલ વિજ્ઞાનના સિદ્ધાંતો અને પરિણામોની ચોખ્ખી સમજ પડી ગયેલી હોય; અને તેથી તે યંત્ર જેવી સમજશક્તિનો, બાહોશ,

પૃથ્વી ઉપરની જીવન-ઉત્ક્રાન્તિને અને માનવઇતિહાસને હંમેશ આંખની સામે રાખનાર, શરીરસુખાકારી અને સ્વચ્છતા સમજનાર, ભૌગોલિક અને રાજદ્વારી પરિસ્થિતિને પારખનાર, એવો સમૃદ્ધ શહેરી બની શકે.

અત્યારના કરતાં વસ્તુસ્થિતિ વધુ સ્પષ્ટ રીતે દાખવતું, વ્યવહારોપયોગી આર્થિક જીવનનું, મિલકતનું અને નાણાંવિષયક જ્ઞાન, આપણા દરરોજના જીવનને જે જરૂરનું છે તે નિશાળનો અભ્યાસક્રમ પૂરો થતા સુધીમાં સહેલાઈથી શીખવી શકાય. તે માટે બીજું બધું જ નિરુપયોગી શિક્ષણ જે નૈસર્ગિક ચિત્તને વશ અને બેડોળ કરી મૂકે છે તેનો સદંતર બહિષ્કાર થઈ જવો જોઈએ. શિક્ષણનાં નાનાં મોટાં અંગોનું પ્રમાણ અત્યારની પદ્ધતિમાં આપણે બિલકુલ જાળવી શકતા નથી. યુરોપના અર્વાચીન શહેરીનું મગજ ખુંધાળું થઈ ગયું છે. તેમાં નાની નાની ઐતિહાસિક અને રાજદ્વારી બાબતો એવી ખૂબીભેર સંતાઈ રહી છે કે પોતાની પ્રજાના ઐતિહાસિક કહેવાતા નિર્માલ્ય પ્રસંગો કે પાદુરી લોકોની તવારીખ જેવી બાબતોને તે અયોગ્ય રીતે મોટું રૂપ આપી દે છે. આવા પ્રકારના ઐતિહાસિક દૃષ્ટિબિંદુનો નિષ્ઠુર સંહાર કરવાની ક્રિયાને લંબાવવાથી પૃથ્વીના માનવઇતિહાસમાં ઘોર પરિણામો આવ્યાં છે. ઇતિહાસના—આપણી સંસ્કૃતિના એ વિકૃત અંગને શોધું એવી તેની ખૂબ મરામતની આવશ્યકતા પહેલી છે.

વર્તમાન પરિસ્થિતિ જોતાં સહજ જણાય કે શાળાજીવન એ તો માત્ર શિક્ષણનો પાયો છે. જીવનસમસ્ત સુધી શિક્ષણનું ચણતર તો ચણાયે જ જાય છે. બાલ્યકાળનું પ્રાથમિક બુદ્ધિજ્ઞાન પુખ્તવય થતાં અનેક શાખાઓમાં આગળ વિકસતું જાય છે અને તે પરાકાષ્ઠાએ પહોંચતાં સ્વતંત્ર અન્વેષણો અને રચનાત્મક કાર્યો કરવા તરફ પ્રેરાય છે. નિરીક્ષણ અને વિવેચકબુદ્ધિથી

જેઓ સૃષ્ટિજ્ઞાનના વિકાસમાં ફાળો આપ્યે જાય છે તેમની અને એ જ્ઞાન સુવ્યવસ્થિત કરનારાઓની સંખ્યા ધીરે ધીરે ભવિષ્યમાં વધતી જશે. વળી જાણીના સમાજશાસ્ત્રી હૅરિસન અને તેના શિષ્યો ખીલવે છે તેવું લોકસમુદાયનું નિરીક્ષણ અને તેનાં પરિણામો પણ ભાવિ પ્રજાના માનસ ઉપર મહત્ત્વની અસર કરશે.

ભદ્રમુખ ક. વૈદ્ય

## ફૂલ અને પથ્થર

### જૂના ગુજરાતી દૂહા

૧

'માનસી'ના તંત્રીશ્રી

નીચેની ચર્ચાને સ્થાન આપી આભારી કરશો.

ભાઈશ્રી મધુસૂદન મોદીએ 'બુદ્ધિપ્રકાશ' (પૃ. ૮૦, અંક ૧–૨)માં જૂની ગૂજરાતીના કેટલાક દૂહાઓ સંપાદિત કરીને પ્રસિદ્ધ કર્યો બાદ એ દૂહાઓને લગતા કેટલાક ભાષાશાસ્ત્રીય મુદ્દાઓ શ્રી ડોલરરાય માંકડે 'માનસી' (વર્ષ ૨, અંક ૧)માં ઉપસ્થિત કર્યા હતા; અને એ પછી એમાંના એક બે ગૌણ મુદ્દાઓ વિશે પણ આ જ પત્રમાં કેટલીક ચર્ચાઓ થઇ છે. 'માનસી'ના એ જ વર્ષના ત્રીજા (સપ્ટે. '૩૭)અંકમાં શ્રી. ડોલરરાયના સર્વ મુદ્દાઓનો સુન્દર જવાબ આપતો શ્રી મોદીનો એક લેખ પ્રકટ થયો એટલે એ આખા વિષયની સમગ્ર ચર્ચા કરવાની અત્રે જરૂર રહેતી નથી. માત્ર મુદ્દા પહેલામાં ચર્ચાયેલા 'લોડણું' શબ્દના અર્થ સંબંધી એક ઉપયોગી પ્રમાણ મને મળેલ છે, તે હું અત્રે રજૂ કરું છું.

શ્રી મોદીએ છપાવેલ દૂહાઓમાં એક (નં. ૩) નીચે પ્રમાણે છે.

सखी ए ते सज्जन आवीआ जिस–की लोडतं यह।
थांभा थीलइ पर हमइ खेलण लागी सह ॥

આમાં લોડ્ડંનો અર્થ શ્રી મોદીએ 'જોઉં' કર્યો છે, જ્યારે 'લુડવું' શબ્દ કચ્છ અને હાલારમાં 'નાખવા'ના અર્થમાં વપરાય છે તેને અનુસરીને શ્રી. ડોલરરાયે એ જ અર્થ અહીં ઘટાવવાનો પ્રયાસ કર્યો છે, પણ એમ કરવા જતાં અર્થ ખૂબ ખેંચીતાણીને બેસાડવો પડે છે.

શ્રી મોદીએ પ્રાચીન ગુજરાતી કાવ્યસાહિત્યમાંથી 'લોડવું'નાં ત્રણ 'સમાન્તર પ્રમાણો' રજૂ કર્યાં છે, પણ એ ત્રણેયમાં અર્થ સંદિગ્ધ રહે છે. સોળમા શતકમાં વીરસિંહ નામે એક કવિએ રચેલ 'ઉષાહરણ' હાલમાં હું સંપાદિત કરું છું અને તે ફાર્બસ ગુજરાતી સભાના ત્રૈમાસિકમાં ક્રમશઃ છપાય છે. ભાષા અને શબ્દપ્રયોગોની દૃષ્ટિએ એ આખું યે કાવ્ય ઊંડો અભ્યાસ માગી લે એવું છે. એમાં એક સાથે ચાર સ્થળે 'લોડવું'નો પ્રયોગ જોવામાં આવે છે—

एहा सज्जण लोडि जइ जेहा दूधइ नीर।[1]
एहा सज्जण लोडि जिहा घले मरठ।
बलोवणा नवि छूटिइ, हियडा माहि चहुट ॥
एहा सज्जण लोडि जे फरी न फरंति।
छूआ केरी छांहडी एहिइ रहति रहति ॥
एहा सज्जण लोडि जेहा चोपन्नभंग।
खाउ करावइ खंडणा पइइ रसाउइ रंग ॥

(ફા. ગુ. સભાનું ત્રૈમાસિક, પુ. ૨, પૃ. ૪૨૫)

આમાં 'લોડવું' નો અર્થ 'જોવું'-'શોધવું' એ પ્રમાણે સ્પષ્ટ છે. કાઠિયાવાડમાં 'લોડવું' 'દબાવવા'ના અર્થમાં વપરાય છે તે સંસ્કૃત [illegible] ધાતુ પરથી આવેલ છે, જે પરથી

૧. જે હાથપ્રત પરથી કાવ્યનું સંપાદન થયું છે તેમાં આ દુહો આ પ્રમાણે અધૂરો જ મળે છે.

( विछड्ड ) 'વલોડવું,' 'વલૂરવું,' 'વલોવવું' ઇત્યાદિ ક્રિયાપદો ઊતરી આવેલ છે. નં. ૩ વાળા દૂહામાં અને 'ઉદાહરણ'માં જે 'લોડવું'નો પ્રયોગ થયો છે તે સંસ્કૃત लोड् ઉપરથી ઊતરી આવેલ છે. આ બન્નેનો સંભ્રમ ન થાય એ જરૂરી છે. રા. ડોલરરાયે સૂચવ્યો છે તે અર્થ આમાં બંધ બેસી શકે તેમ નથી.

પ્રસ્તુત દૂહાઓમાં બીજે એક સ્થળે ( નં ૧૫ ) 'લોડવું'નો પ્રયોગ છે.

आछी लोढी ओढणी उन्हालइ लू वाय।

આમાં રા. ડોલરરાયે લોઢીનો 'ફરફરે છે' એવો અર્થ સૂચવ્યો છે. રા. મોદી તેનો અર્થ 'લપેટી–ઓઢી' એ પ્રમાણે કરે છે અને लुप् અને लिप् ધાતુના સંભ્રમથી ઊભા થયેલા ધાતુનું પ્રેરક રૂપ આ સ્થળે પ્રયોજાયું હોય એવું અનુમાન તેઓ બ્હીતાં બ્હીતાં કરે છે. અલબત્ત, તેમણે આપેલા અર્થથી વ્યાકરણ કે અર્થની અસંગતિ ઊભી થતી નથી. જો કે અનુમાને કરેલા આ અર્થ માટે તેમને જરાયે નકામો આગ્રહ નથી, એમ તેમના લખાણ ઉપરથી જણાઇ આવે છે.

લોઢીનો 'ફરફરે છે' એવો અર્થ મને સુસંગત જણાય છે; જો કે રા. ડોલરરાયે તેનો અર્થ જે પ્રકારે ઘટાવ્યો છે તે મને વાસ્તવિક લાગતો નથી. 'ફરફરે છે' એવો અર્થ લઇએ તો लोढि કે लोडइ એવી જોડણી જ વ્યાકરણની દૃષ્ટિએ સાચી ગણાય, પણ અબુધ લહીઆઓ ઘણી વાર એવો ભેદ રાખતા નથી. यदि शुद्धमशुद्धं वा मम दोषो न दीयते એવો મુદ્રાલેખ ધારણ કરનાર લહીઆઓ વ્યાકરણશુદ્ધ જોડણીનો સમજપૂર્વક આગ્રહ રાખતા એમ માનવું વધારે પડતું છે. લોઢીને लोढि વાંચતાં અર્થ સુસંગત અને સરળ બને છે, એ વસ્તુ પણ મારા અનુમાનને ટેકો આપે છે.

શ્રી ડોલરરાયે આ પ્રમાણે જોડણી ફેરવવાનું સૂચન કર્યું નથી–ઉપરાંત, બાછીનો અર્થ 'થોડી થોડી' એમ ક્રિયાવિશેષણ તરીકે તેઓ લે છે એથી સુસંગતિ જળવાતી નથી. બાછીનો અર્થ શ્રી મોદી જણાવે છે તેમ 'ઝીણી–સુંદર' (હિં. અચ્છી) છે. આ અર્થના સમર્થનમાં તેમણે એક એક વજનદાર 'સમાન્તર પ્રમાણ' રજૂ કરેલ છે. મજકુર દોગ્ધકાર્ધનો અર્થ 'ઝીણી ઓઢણી હાલે છે–ફરફરે છે. ઉનાળામાં લૂ વાય છે' એ પ્રમાણે હું કરું છું. આ અર્થ સુસંગત છે અને લોડીને સ્થાને લોઢિ મૂકતાં એ સરળપણે સમજી શકાય છે.

સારાંશ કે નં. ૩વાળા દૂહામાં લોહ્ડં નો પ્રયોગ છે, તે સંસ્કૃત લોક ઉપરથી ઊતરી આવેલ છે અને તેનો અર્થ 'જોઉં' એવો થાય છે. નં. ૧૫વાળા દૂહામાં લોકો છપાયું છે તેને બદલે લોઢિ વાંચવું જોઈએ. તેનો અર્થ 'હાલે છે–ફરફરે છે' એવો થાય છે. આ પ્રયોગ સં. લુઠ્ ઉપરથી ઉતરી આવેલ છે. હાલાર અને કચ્છમાં શ્રી ડોલરરાય કહે છે તેમ 'નાખવા'ના અર્થમાં 'લુડવું'નો પ્રયોગ થાય છે તેની વ્યુત્પત્તિ હજી શોધવાની છે.

અમદાવાદ
તા. ૫–૧૨–૩૭ } ભોગીલાલ જે. સાંડેસરા

૨

'માનસી' પુ. રજું, અંક પહેલામાં મેં 'જૂના ગુજરાતી દૂહાઓ' વિશે ચર્ચા કરતાં એમ લખ્યું હતું કે એ દૂહાઓ કાઠિયાવાડ–હાલાર તરફના લાગે છે કેમ કે એની ભાષા કાઠિયાવાડી–હાલારી છે. મારા એ લેખમાંની દલીલોનો વિસ્તૃત જવાબ રા. મધુસૂદન મોદીએ 'માનસી' વ. ૨ જું, અં. ત્રીજામાં આપ્યો છે. તેમણે આપેલી દલીલો પછી મારે કબૂલ કરવું જોઈએ કે જે તત્ત્વોને મેં કાઠિયાવાડી–હાલારનાં વિશિષ્ટ માન્યાં છે, તે એક કાળે જૂની ગુજરાતીમાં પણ પ્રચલિત હતાં. મારી ભૂલ સુધા-

રવામાં સહાય થનાર રા. મધુસૂદનનો હું ઉપકૃત છું.

એ દુહાઓમાં જે ભૌગોલિક ઉલ્લેખો છે તે, બધા નહિ તો તે તે દુહાઓ, હાલાર બાજુના એટલે કે કાઠિયાવાડના ઉત્તર કિનારાની બાજુના પ્રદેશમાં રચાયા હોવાનો સંભવ છે એમ તો હજી પણ મને લાગે છે. ખાસ કરીને બે ઉલ્લેખો ઉપરથીઃ એક હરિશુરથળવાળો (આ બાબતમાં રા. રામલાલ મોદીનાં લખાણુના રદિયો તો રા. મધુસૂદને જ આપી દીધો છે) અને બીજો ઉત્તરમાં જનારી કુંજડીઓ સિંધુ દેશમાં જાય છે તે. (ઢોલામારુના દુહામાં કુંજડીઓને સિંધ તરફ જતી ક્યાં ય નથી વર્ણવી.)

પાઠભેદ, અર્થભેદ માટે તો તજ્જ્ઞો નીરક્ષીર વૃત્તિથી વિચાર કરી શકશે જ.

કરાચી
૧-૩-૩૮ } ડોલરરાય ૨. માંકડ

## વાસરિકા

### [ગયા બે અંકમાં નહિ સમાયલી નોંધો]

### 'ન. ગ્રં.' વાંચતાં વાંચતાં

**૨૨મી નવે. (૧૯૩૭):** 'ન. ગ્રં.' એટલે 'નવલગ્રંથાવલિ.' મથાળે એ નામ ટૂંકાવ્યું કેમ કે આ જમાનો ટૂંકાં આણુસો ટૂંકી વાતો અને ટૂંકી બુદ્ધિનો તેમ ટૂંકાં મથાળાંનો પણ છે. ... પહેલાં તો એક ભૂલ સુધારી લઉં. ગયે વખતે કાલિદાસ-સ્મૃતિદિન વાળી નોંધમાં જે શાકુંતલ-ભાષાંતરો આપણે યાદ કરેલાં, તેમાં સ્વ. રા. સા. દલપતરામ ખખ્ખરકૃત ભાષાંતર (સને ૧૮૬૯-૭૦નું) નોંધવું રહી ગએલું. નવલરામના અનુમાન પ્રમાણે, એમાં ભાષાંતરકર્તાને કવિ સવિતાનારાયણની મદદ મળી હોવા સંભવ છે. ... અભ્યાસી મંડળોની બહાર જેમને હવે થોડા જ સંભારતા હશે તે મહીપતરામ રૂપરામકૃત ભરૂચ જિલ્લાની કેળવણીના ઇતિહાસની સમાલોચનામાં નવલરામે વાપરેલાં બે પદને ઉપયોગમાં લઈને આપણે હાલના સુપ્રિય 'વોકેશનલ એજ્યુકેશન'ને 'વાણીઆઈ ભણતર' અને હાલમાં અપ્રિય 'લિબરલ એજ્યુકેશન'ને 'બ્રાહ્મણી

અંકમાં સ્વ. લૉર્ડ હૅલિફૅક્સકૃત (આપણને પરિચિત લૉર્ડ અર્વિનના એ પિતા) ભૂતકથાસંગ્રહમાંથી ભૂતપ્રેતમાં આપણને માનતા કરી દે તેવી વાતો ઉતારી હતી. ... આમ વારે વારે સૂરજ પશ્ચિમમાં ઊગતો કાં થઇ ગયો હશે? વર્લ્ડેન જ્યોતિષને સાચું ઠરાવે અને આ ઉમરાવસાહેબ ભૂતને સાચું ઠરાવે, તેનો ખરો અર્થ તો એ જ ને કે આપણા પ્રસિદ્ધ મહેતાજીસાહેબથી માંડીને આજના સૌથી કટ્ટર, બિનવહેમી, અ-ધર્મી પ્રગતિવાદી ગુજરાતી સાહિત્યકાર સુધીના બધા જ ક્રાંતિકારીઓ અંધારામાં અટવાઇને જ પોતપોતાની નાની નાની નાહકની ક્રાન્તિઓ કર્યા કરે છે. ... એમ હશે? કે એમ નહિ હોય? માળી કાંઈ સૂઝ પડતી જ નથી.

## ગ્રીક તેવું ગુજરાતી

—:ઍડિનબરો યુનિવર્સિટીની સોળમાથી ઓગણીસમી સદી સુધીની તવારીખ હમણાં અંધકારે પ્રકાશમાં આવી. એના એક અવલોકન પરથી જણાય છે કે અઢારમી સદી સુધી તો ત્યાંના પ્રાધ્યાપકો ચોપડીચોર હતા ને એવું અટકાવવા ઘણા સખત નિયમ લાઈબ્રેરીને માટે કરવા પડેલા. આપણે ત્યાં તો કોઇ એવા નહિ હોય એવી આશા રાખી, ત્યાંની એક બીજી માઠી દશા અહીં છે તે નોંધીએ. ... ઓગણીસમી સદીના છેક મધ્ય ભાગ સુધી એ વિદ્યાપીઠમાં એવું હતું કે ગ્રીક ભાષાનાં મૂળ તત્ત્વો પણ પૂરાં નહિ ભણનારા વિદ્યાર્થીને ને ગળે ગ્રીકનાં મોટાં મોટાં ગ્રંથોમાંનું જ્ઞાન ઉતારવાની કડાકૂટ પ્રાધ્યાપકોને કરવી પડતી. આપણે ત્યાં ગુજરાતી સંબંધી પણ હાલ તો એવી સ્થિતિ છે. એ સુધરતાં લગી અમો સર્વ (ગુજરાતીના નહિ પણ એવી કડાકૂટના) પ્રાધ્યાપકોએ (કારણ ગુજરાતીને ગૌણ બનાવી એ કડા અને કૂટની વિદ્યાના વિશારદો જ અમારે બનવાનું હોય છે, ઠીક ઠીક પ્રમાણમાં) એટલો દિલાસો લેવો રહ્યો કે ઍડિનબરો સરખા વિદ્યાધામમાંના અમારા સહયોગી પણ સંજોગવશ હતા તો પછી અમે ગુજરાત જેવા વ્યવહારધામમાં તે કયે મોંએ વધારે અનુકૂળ સ્થિતિસંજોગની આશા રાખી શકીએ?

## કાર્નેગીની જન્મશતાબ્દી

કાર્નેગી: એ પાંચ દહાડા પર—૨૫મી નવેંબરે—ગઈ. એમનું જીવનચરિત્ર, નમૂનામાં તો, ગુજરાતીમાં મળી શકે તેમ છે. આપણે અહીં યાદ કરીશું તે પુસ્તકાલયપ્રવૃત્તિ અંગેનાં એમનાં શહેનશાહી આશ્રયદાન. પણ

વાપરવાની કઢંગી દશામાં સરી પડે છે એમ બતાવ્યું છે.... અવલોકન-વિભાગમાં સમકાલીન ઇંગ્લંડ વિશેના ગ્રન્થ ' ધ ચેન્જિંગ સીન 'માંની છેલ્લા પાટલાની ઉદ્દામવાદી—એટલે સામ્યવાદીરસ્તો—વિચારણામાંનું દેશ-સ્થિતિનું પૃથક્કરણ અનશુદ્ધ (' કરેક્ટ ') છે એમ સમભાવથી સ્વીકાર્યા બાદ અવલોકનકાર એ વાદની જ આંખે જોનારાની બે મોટી ખામીઓનો નિર્દેશ કરે છેઃ એ લોકો દુનિયામાં બે જ રંગ દેખે છે, કાળો અને ધોળો. જે કોઈ વસ્તુ કે વ્યક્તિ સમાજવિપ્લવ સાથે સીધો અને ઉઘાડો સંબંધ ધરાવતી ન હોય તે બધી ય એમને મન કાળી છે, બીજી બધી ધોળી છે. ઉપરાંત, એ અવિચારી વિચારકો પોતાના પરલક્ષીપણા માટે ઉકમાઈ લેતા, ગર્વ કરતા હોય છે પણ ખરી રીતે, કાળાંધોળાં ( કરવા-ની નહિ તો ) દેખવાની એમની ઉપલી રીતે તેઓ સૃષ્ટિક્રમમાં અને સમાજરચનામાં જે અતિશય, વધારે પડતી, સરળતા હોવાનું માની લે છે, તે એમની વૃત્તિ આત્મલક્ષી અને કાચી સુવાનીની સૂચક છે. આવું આવું તેઓ ન કરતા હોય તો એમની જ ભાવનાઓને સાર્થ કરવામાં (રાજકીય નહિ પણ) સાંસ્કારિક લિબરેલિઝમ (' ઉદારમતવાદ ') સારો ફાળો આપી શકે એમ અવલોકનકાર ઓલફ સ્ટેપલડનનું અધીન મત છે.

## સર સ. રાધાકૃષ્ણન્

૮મી : ઓક્સફર્ડમાં ' સ્પોલ્ડિંગ પ્રોફેસર ' તરીકેની એમની નિમણૂક પાંચ જ વર્ષની મટીને પંદરની થઈ. એમના ગ્રંથોનો ગુજરાતીઓ અભ્યાસ કરતા હોત, કરીને એ ઉજ્જ્વલ જ્ઞાનવૈભવનો આપણી માતૃભાષા દ્વારા પ્રચાર કરવાની પરવા કરતા હોત, તો અત્યાર પહેલાં તેમ જ આ પ્રસંગે, એ અભ્યાસીઓએ એમને વિશે લેખમાળા જ નહિ, ગ્રન્થ પણ લખ્યો હોત. એને અભાવે, મારા સરખા અલ્પસાધન અનેકવ્યવસાયી પત્રકારે અને એમના કાર્યના સામાન્ય પરિચયીએ આ પ્રસંગને એક ક્ષણભંગુર ( બહુ તો, ત્રિમાસભંગુર ) નોંધ વડે જ ઉજવવો રહ્યો. ... એ પ્રાધ્યાપકપદેથી તેમણે કરેલા માંગલિક પ્રવચનનો સંક્ષેપ તો ગુજરાતી વાચકને, આવા વિષયોના આપણા થોડા સારાં લેખકોમાંના એક રા. મૂળજીભાઈ ચોકસીએ 'જગતનો ભાવી આત્મા'માં ('વસંત': માઘ-ચૈત્ર, ૧૯૯૩). આપ્યો છે, મૂળમાંના જેટલા અધ્યાત્મલક્ષી તેટલા જ બુદ્ધિગમ્ય ચિન્તનની પિછાન એમાંથી આપણને થાય છે. ઉપરાંત ' કલ્ચરલ હેરિટેજ ઓફ ઈંડિયા' ના પહેલા ભાગને આરંભે આચાર્ય રાધાકૃષ્ણને જે ઉપોદ્ઘાત લખ્યો છે તે એમની લાક્ષણિક તથા સૌથી અદ્યતનમાંની એક કૃતિ તરીકે અહીં સંભારીશું. Spiritual life is

the true genius of India. ... Religion is a matter of experience. Those who live in God do not care to define. ... In Hinduism the descriptions of the supreme are many-sided and comprehensive. Idolatry is a much-abused term. ... The Absolute which is timeless is reflected in some fashion in our world of space and time. આ તો, એ અત્યંત મનભર નિબંધમાંથી છૂટકછૂટક ઉઠાવેલાં વાક્યો છે. તેમાં અધ્યાત્મદૃષ્ટિની યથાર્થતા અને આવશ્યકતા જે સ્વાનુભૂતિમય તર્કસરણીથી દર્શાવાયલી આપણે ઓળખીએ છીએ તે આચાર્યશ્રીને માત્ર ચિન્તક નહિ, દ્રષ્ટા તરીકે પણ આપણા હૃદયમાં સ્થાન અપાવ્યા વિના રહેતી નથી. માર્ક્સના માનસપુત્ર લેનિને આ યુગના અધકચરા જુવાનો અને અવિચારી આધેડોને પ્રબોધવાનો પ્રયાસ કર્યો છે કે ધર્મભાવના એ તો અફીણની ગોળી, ખાશો માં એને, ખાશો તો ઘેનમાં પડી જશોઃ એમ પડીને, તમારાં દુઃખને સુખ માનશો અને ઊઠી માટે લડી શકશો નહિ. એવું બધું પ્રબોધામૃત જેમને આ જન્મે આંખો મીચી ગટગટાવી જવું હોય અને આવતે કોઈક જન્મે આંખો ઉઘાડી ભૂલ કબૂલવી હોય ('કલ્ચરલ હેરિટેજ'વાળા નિબંધના છેલ્લા ખંડકમાં કર્મવાદનિરૂપણ અને મુક્તિવિચાર પણ બૃહદારણ્યક અને શાંકરભાષ્ય જેવા શાસ્ત્રાધારે થયો છે.) તેઓ ભલે એમ અટવાયા કરે; મારે તો, બે વર્ષ પર તેમ આજે ફરીથી, વાચકોમાંથી જેઓ સુજ્ઞ હોય તેમને આટલું જ કહેવાનું છેઃ "તમારો માર્ક્સ બીડી દો, તમારો રાધાકૃષ્ણન ઉઘાડો." એ વાત આટલા ભારપૂર્વક કહેવાનું કારણ એ કે આપણા આ સમર્થ તત્ત્વદ્રષ્ટા સાંપ્રત જગતની આર્થિક રાજકીય બાબતોને, જગદ્વ્યાપી અશાંતિ આપત્તિઓ ઇત્યાદિને પણ, ઉવેખતા નથી પણ એ સર્વની ઉપર પોતાની ભેદક તત્ત્વદૃષ્ટિ નાંખી, તેનાં ખરા મૂળ સુધી પહોંચી, એના ખરામા ખરા ઉપાયો પણ બતાવે છે. પૂર્વોક્ત ઑક્સફર્ડ-પ્રવચનનો છેલ્લો ખંડક (પહેલા છ ખંડકમાં ઊંચામાં ઊંચી અધ્યાત્મકવિચારમય પાર્શ્વભૂમિ બાંધ્યા પછીનો, સાતમો ) વાંચતાં ઉપલા કથનની પ્રતીતિ સહેજે થશેઃ જેમ, એમના 'એન આઇડીઍલિસ્ટ વ્યુ ઑફ લાઈફ'નાં કેટલાંક જ્વલંત પૃષ્ઠો વાંચતાં પણ.

## સ્મરણીય પણ વિસ્મૃત

૧૦મી: (૧) ૧૯૩૬ના સપ્ટેમ્બરમાં, નર્મદયુગના એક નીડર

પત્રકાર, હજી વિદ્યમાન 'દેશી મિત્ર' અને 'ગુજરાત મિત્ર'ના સ્થાપક મંછારામ ઘેલાભાઇની શતાબ્દી હતી, તારીખ પ્રમાણે. આ માસની પાંચમી એટલે, 'સ્વતંત્રતા' માસિકમાં અને ૧૮૫૮ના સુરત રાયટ કેસમાં મંછારામના સહયોગી હતા તે 'ગુજરાતી'ના સ્થાપક સ્વ. ઈચ્છારામ દેશાઇની પચાસમી પુણ્યતિથિ; અને ગયા એપ્રિલ એટલે, જેની પહેલી પ્રસ્તાવનાને છેડે 'વસંત–માસ વિક્રમાર્ક ૧૯૪૩. મુંબાઈ-નગરી' એમ સ્થલકાલ નોંધાયાં છે તે 'સરસ્વતીચંદ્ર'ના પ્રકાશનનું કનકપર્વ. ... આમાંના પહેલા બે પ્રસંગોએ ગુજરાતી પત્રકારોએ એ બંને સમર્થ વ્યક્તિઓનું કાર્ય આજનાં માણસોની નજર સામે આણવાની તક લીધી હોત તો સારું હતું. ત્રીજા પ્રસંગ વિશે સંચલન થશે એમ ૧૯૩૭ના આરંભે લાગેલું પણ એ વાત અધૂરી રહી. ... એક સૂચના કરવા જેવી લાગે છેઃ કોઈ અધિકારી સંક્ષેપકારની પાસે ગો. મા. ત્રિ.ના ગ્રન્થમણિનો કથાભાગ ઘટતી રીતે જુદો, શક્ય હોય ત્યાં ત્યાં મૂળના શબ્દોમાં પણ, કઢાવીને એક જ ગ્રન્થમાં પ્રસિદ્ધ કરવામાં આવે તો એની વિનાવાંચ્યે નિન્દા કરનારનો જે વર્ગ છે તેની હસ્તી નાબૂદ નહિ તો નજીવી થઈ જાય; તેમ જ, એ ગ્રન્થની ઉપેક્ષા કરનારા પણ ઘણા છે તે થોડા બને. ... પ્રા ઠાકોરનું 'પ્રબોધમૂર્તિ ગોવર્ધનરામ' પણ આજે યાદ આવે છે. એ પૂરું લખાઇ ગયું હશે ? એ કયારે પ્રગટશે ? તેમણે એ સાહિત્યસ્વામીનાં જે અનેક અસાધારણ વિવેચનો લખ્યાં છે તે નિબંધમાલાનો આ મેર આપણી વામકુક્ષ્યભૂમિમાં સત્વર સ્થિર થાય તો સારું.

## નર્મદ નાટકમાં

રજૂ થયો છે શ્રી. ભાઈ ચન્દ્રવદનને શુભ હસ્તે. નર્મદજીવનથી અજાણ્યાં નાનાં મોટાં સૌને એ જીવનના ઘણાખરા મુખ્ય પ્રસંગોની ચિત્રાત્મક રજુઆત કરી આપનાર એ એક ત્રીજું સારું સાધન તૈયાર થયું; (પહેલાં બે તે 'વીર નર્મદ' અને 'નર્મદ ચિત્રાવલી') કર્તા નાટકમાં ભાગ લે વગેરે આ નાટકમાંની આયોજનપદ્ધતિ ગુજરાતી નાટકસાહિત્યમાં નવી. ... "કલમખોળે માથુ"વાળા મૂળ ભવ્ય પ્રસંગને વધુ આકર્ષક કરવાના પ્રયાસમાં તેનું ગૌરવ પૂરતું જળવાયું નથી. એ અંત સુધી એકાંતમાં જ શોભે તેવા દશ્યમાં બીજાંત્રીજાં પાત્રોનો પ્રવેશ તથા તેમનાં સંભાષણમાંથી નીગળતા ઊર્મિલતા પણ દશ્યયોજનાને કથળાવે છે. ... રૂઠવાના પ્રસંગને નાટકમાં સ્થાન આપવાનો કર્તાનો જે ચોકઠોકાખ

આમદ હવે તો સુજ્ઞણીતો ગણાય, તેને મારી જેમ જેઓ માન આપવા તૈયાર હશે તેમણે પણ આટલું કહ્યા વિના તો ચાલે તેમ નથી કે એ બનાવને નેપથ્યમાં બનતો સૂચવી, રંગભૂમિ પરનાં પાત્રો પર તેની અસર બતાવવી એમ રાખ્યું હોત તો સુન્દર કલાદષ્ટિનો નમૂનો એ બની શકત; પણ જે રીતે એ ચિત્રણ થયું છે તેમાં તો, કમનસીબે આજે સસ્તી થઈ પડેલી કાચેકાચી બજારુ વાસ્તવિકતા ઘણે ભાગે છે–કલાનું નામ કે નિશાન પણ એ દૃશ્યમાં રહ્યું નથી–રહી શકત ઉપર કહી તેવી કોઈ રીતે, છતાં રહ્યું નથી. ... પણ આવી બે ત્રણ ટીકાપાત્ર બાબતો બાજુ પર રાખી સમગ્ર દૃષ્ટિએ એ કૃતિને અવલોકીએ તો તેમાં એક અભિનવ પ્રયોગના કેટલાક સુલક્ષણ, ઠીકઠીક સિદ્ધિ પણ, છે.

## ઉપ-ધ્વનિ

[ધ્વનિવિભાગમાં લખવાની ૧૦–૧૨ નોંધો અહીં કંડિકાવાર ટૂંકામાં લખવી હતી; તેને બદલે એમાંની ચારના જ વિષયો અહીં એક જ કંડિકામાં સમાવવા પડે છે એ માટે બહુ દિલગીર છીએ.]

'કર્મયોગી રાજેશ્વર' 'સચિત્ર પ્રેતાત્મવિદ્યા' વગેરેના કર્તા અને 'પ્રજાબંધુ'ના 'સાહિત્યપ્રિય' તરીકે સવિશેષ પ્રસિદ્ધ રા. ચુનીલાલ વર્ધમાન શાહને ૧૯૩૭નો રણજિતરામ–સુવર્ણચંદ્રક મળ્યો છે એ માટે એમને અભિનંદન આપતાં આનંદ થાય છે. જે વિશિષ્ટ અને મૂલ્યવાન વાઙ્મયસેવા તેમને હાથે થાય છે એ ચાલુ રાખવા ઇશ્વર એમને આરોગ્ય અને દીર્ઘાયુ આપો.–ગયા ડીસેંબરના અંકમાં મણિલાલચરિત્રની સામગ્રીનો છઠ્ઠો લેખાંક છપાયો હતો. એ સંબંધી વધુ લખવાનું મુલતવી રાખી, હમણાં એટલું જ કહેવાનું છે કે એમાંની પાંચમી કંડિકા કાઢી દીધી છે તથા ચૌદમીમાંથી પણ થોડી લીટીઓ કાઢી લીધી છે તે એવી દૃષ્ટિથી કે સ્વ. માનશંકરભાઇના આના વિષયના જે ઉચ્ચ ધોરણની અમને જાણ હતી, (જે જાહેરમાં મૂકવું તેમાં, દિવંગત તથા વિદ્યમાન વ્યક્તિ પ્રત્યેનો માન-વૃત્તિ વડિલનો શિષ્ટાચાર તો પહેલો પળાવો જોઇએ એવા ધોરણની) તેને પાળવું. એમ કર્યું એ તેમને પણ ગમ્યું

જે હોત એવી અમારી ખાતરી છે.—સ્વ. દિ. બ. કેશવલાલ હ. ધ્રુવ અને રા. ડાહ્યાભાઈ પી. દેરાસરીનાં અમારા ગયા અંક પછી તુર્ત થએલાં અવસાનોની સખેદ નોંધ લેતાં એટલું જ જણાવીશું કે તેઓ બંનેએ વિદ્યોપાસનાનો જે ઉચ્ચગ્રાહ જીવનભર સમક્ષ રાખ્યો તે આપણે સૌ પણ બને તેટલો વધુ અંશે રાખીને એમણે સ્થાપેલી પરંપરાને ઘણી રીતે સુયોગ્ય નીવડીએ એ સૌથી સાચી નિવાપાંજલિ છે.—'બે જમાના પહેલાં' એ આ અંકે પૂરી થતી મહત્ત્વની અવતરણમાલા વિશે એટલો ખુલાસો જરૂરી છે કે તેમાંના વિચારો-ટીકાઓ અમને માન્ય હોય તેવું સમજવું જોઈએ નહિ. —વિ.

## મંદિરનો ઘંટનાદ

૧. ગતાંક પછી મળેલી નીચેની વિશેષ મદદનો આભારસહ સ્વીકાર કરીએ છીએ:

રા. વીરેન્દ્રરાય ચન્દ્રપ્રસાદ દેસાઇ, ભાવનગર... ... ... રૂા. ૨૫

૨. એક લોનના રૂા. ૫૦ ગયા અંક પછી ભરાયા હોય, હવે એ દેવું રૂા. ૮૫૦)નું રહે છે. બીજી બાજુ, રૂા. ૧૫૦)ની નવી લોન માટે તજવીજ ચાલે છે; એ લોનોની કુલ રકમને હજારે પહોંચાડશે.

૩. ૧૯૩૮નાં લવાજમોની આવક જેમ ગયા વરસની ખોટ પૂરવામાં, લોનો ભરવામાં ને રવાનગી વગેરે પરચુરણ ખરચમાં વપરાઈ, (જે થોડી જા. ખ.ની આવક છે તે પણ એ જ રીતે ગઈ) તેમ, આ પહેલા બે અંકોનાં (માર્ચ ને જુનનાં) પ્રેસબિલો ભરવામાં ખતમ થઇ છે.

૪. ઉપલા કથનનો અર્થ એ કે આવતા બે અંક માટે રૂા. ૫૦૦) થી ૬૦૦)ની જરૂર પડશે. નવા ગ્રાહકો ૧૦૦–૧૨૫ થાય તો એ બને, એટલા ગ્રાહકો ન થાય ને એ

સંખ્યાથી ઓછા થાય તો જાહેરખબરો અત્યારના કરતાં વધારે મેળવવી જોઇએ, જે માટે પ્રયાસો ચાલુ છે.

૫. ગ્રાહકો ( ચાલુ તેમ જ નવા ) માટે થોડો લાભ જાહેર કરી શકાય છે એમ કહેતાં આનંદ થાય છે: 'નાજુક સવારી' નામનું માનસીમંદિરનું નવું પ્રકાશન જેની કિંમત રૂ. દોઢ છે, તે અમારા ૧૯૩૮ના સર્વ ગ્રાહકોને માત્ર એક રૂપિયે મળશે; ઉપરાંત, એની નકલ રોકડી કિંમતે ટપાલ–રસ્તે 'આનંદ પ્રેસ, ભાવનગર'થી મંગાવનાર સર્વને, આવતા બળેવદિન (તા. ૧૧મી ઑગસ્ટ) એટલે કે 'માનસી'ના જન્મદિન સુધીમાં, તેનું પોસ્ટેજ પેકિંગ (ચાર આના) પણ માફ થશે. બળેવ પછી એ ટ. ખ. વગેરે ભરવું પડશે; જોકે ગ્રાહકો માટે કિંમત તો ૧૯૩૮ની આખર લગી રૂ. એક જ રહેશે. આ છૂટનો લાભ મોટા પ્રમાણમાં લેવાશે એવી આશા રાખીએ છીએ.

૬. આવતો અંક સપ્ટેમ્બરમાં પહેલી તકે પ્રગટશે.

૭. લેખોએ પુરસ્કારનાં બિલ (ગયા સપ્ટેંબરના અંકમાંની સૂચના પ્રમાણે) સંચાલકને 'કરજી મહોલ્લો, નાનપરા: સૂરત' એ સરનામે મોકલવાં:

ભાવનગર: તા. ૧–૬–૩૮. —વિ.

## પ્રાપ્તિસ્વીકાર-પૂર્તિ

શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિરનાં: પશ્ચિમના દેશોની કેળવણી, પુ. ૧–૨, લે. મેરૂભાઈ ઓ. મ. વિઠ્ઠલ (રૂ. ૩।).— ગુલીઆને પત્રો (૧): બિન્દુભાઈ; સોમાભાઈનાં કાવ્યો: સં. ભાઇચંદ: દર્શન, ભા. ૩: શંકર શાહ (દરેકના પાંચ આના).

# ગ્રંથસ્થ સર્જન અને ચિન્તન

## ગાનવિરામ

[ અમીદાસ કાણકિયા: 'દીપશિખા' પૃ. ૮૮ ]

એ ભવ્ય શું ગાણું વિરામ પામે ?
વીણા હવે ના સ્વરમૂર્તિ યોજશે ?
શું વાદ્યના કોમળ સૂક્ષ્મ તારો
વિશ્વાનુકંપે ન કદાપિ ધ્રૂજશે ?
એ ગાનથી જીવનગાન ભવ્ય
શું મૌનના સમાગમમાં શમી જશે ?
ના ગાન એ કો'દી વિરામ પામતું,
અખંડ એ અક્ષય જીવને વહે;
અવ્યક્તના ગાનમહીં ભળી જતું
ન માનવી ક્યાં સ્થિતિભેદ એ સહે ?
આ પૂર્વ આલાપ પૂરો થતાં હવે,
અશબ્દ સંગીત અગાધ ઉદ્ભવે;
અંતઃશ્રુતિમાં સ્વરધાર એ સરે,
અનન્ત આકાશ પ્રસન્ન વિસ્તરે.

## અભિનય: એક સર્જક કળા

[ડૉ. રમણલાલ યાજ્ઞિક: 'વ્યવહારોપયોગી અભિનય'[1]નો પ્રવેશક]

શ્રી મહેતાએ સમર્થ રીતે પ્રતિપાદન કર્યું છે કે અભિનેતાની કળા અનુકરણ કરતાં સર્જન વિશેષ કરે છે. ગમે તેવા પાત્રને સુશોભિત જ નહિ પણ પ્રાણવંતો કરનાર કુશળ ને પ્રતિભાશાળી નટ કે નટી જ

1. પ્રા. ફિરોજશાહ. રૂ. મહેતાકૃત.

હોય છે. સેંટ જોન અર્વિને તાજેતરના પોતાના પુસ્તકમાં [ 'ધ થીએટર ઇન માઇ ટાઇમ'માં ] અસરકારક રીતે સિદ્ધ કર્યું છે કે ૧૯મી સદીના અંતમાં અને આ સદીની શરૂઆતમાં પણ સામાન્ય પ્રેક્ષક, નાટક કયું છે કે કેવું છે તેની ભાગ્યે જ દરકાર કરતો; પણ કોણ નટ કે નટી મુખ્ય પાત્રોને કેવો ન્યાય આપે છે તે જ મોટે ભાગે વિચારતો. ઈ. સ. ૧૭૯૦થી ૧૮૭૫ સુધીનો વળી વિચાર કરીએ તો જણાશે કે વિલાયતમાં કોઈ અમર નાટ્યકારો એ અરસામાં નથી થયા; પરંતુ ટૉમ રૉબર્ટસન જેવા સુવિખ્યાત નટોએ પોતાનાં અદ્ભુત ફેફસાંના બળથી કેટલાંક મામૂલી પાત્રોમાં પ્રાણ ફૂંક્યા. શ્રી મહેતાએ ' સાત હૅમ્લેટ અને સાત હરિશ્ચંદ્ર 'ની વાત લખી છે તેમાં ઘણું સત્ય છે. હૅમલેટમાં કરુણતા વિશેષ હતી, વ્યાવહારિક બુદ્ધિ કેવી હતી અથવા તેનામાં ભાવ, ભાવના કે ચિન્તન કે કર્તવ્યશક્તિ કેટલા પ્રમાણમાં હતાં એ નિર્ણય તો દરેક નટ પોતાની મેળે કરે એ ઉપરથી એ પાત્રનું સર્જન જૂજવે રૂપે થઇ શકે. આથી જ શ્રી. મહેતા કહે છે તેમ, સરવાળે લોકમત કેળવાય છે કે " હરિશ્ચંદ્ર ' તો બાલીવાળાની કંપનીનો, ' અસીરે હિર્સ ' તો કાઉ ખટાઉનો ને ' નરસિંહ મહેતો ' ( નાના ત્ર્યંબકની ) વાંકાનેર કંપનીનો."

× × ×

અને એ તો સર્વવિદિત સત્ય છે કે દરેક સફળ નટ કે નટી પોતાના ' હુન્નરનાં આશક ' હોવાં જોઈએ, જે પોતાની કલાને વરેલાં નથી હોતાં તે ઇતિહાસને ઘડી શકતાં નથી. આવો અનન્ય પ્રેમ હોય તો જ હાલતેચાલતે પ્રત્યેક ઉપયોગી વ્યક્તિ કે વસ્તુનું નિરીક્ષણ કરવાનું મન થાય; ચિત્રો, પ્રદર્શનો, ચલચિત્રો વગેરેમાંથી યોગ્ય સમર્થન પણ થાય. ... ... ...આવી અનેક જાતની તાલીમ લીધા પછી પણ અભિનય કલાનો ઉપાસક સિદ્ધિનાં શિખરો તરફ નિરંતર ચઢયા જ કરે છે; ... ..."જેમ જીવનના અભિનયો વિશાળ અને અનહદ છે તેમ અભિનયનું ( ને અભિનેતાનું ) જીવન પણ વિસ્તૃત અને અનંત જ છે."

## કવિઓને બે બોલ

[ પ્રો. વિ. ર. ત્રિવેદી: 'ઉષામાં ઊગેલાં'ના ઉપોદ્ઘાતમાંથી ]

આપણા કવિઓનો છન્દ ઉપર કાબૂ વધે એ તો સારી વાત છે, પણ સાથે તેમની માન્યતા દૃઢ અને સર્વસ્વીકૃત થતી જાય, જે કાવ્યનો

વિષય ગમે તે હોઇ શકે એટલું જ નહિ, પણ જેમ પરિચયની ભૂમિકા તેમ વધારે સારો; અને ભાષા પણ જેમ રોજની વાતચીતની, બોલી જેવી, તેમ સારું; તો જતે દિવસે કવિતા જતી રહેશે અને વ્યર્થ, દોડધામો, લાંબો થકવે એવો વાક્યાવલિનો ફીસો પાધડીપટ જ રહેશે.

## -સ્વ. ચન્દ્રશંકરનું સ્વતંત્ર મતદર્શન[1]

રા. દોલતરામ કૃપારામ પંડ્યાની મુખ્ય પ્રવૃત્તિઓ બે હતી. એક તો સાહિત્ય સંબન્ધી પ્રવૃત્તિ અને બીજી રાજકીય પ્રવૃત્તિ. તેમની સાહિત્ય સંબન્ધી પ્રવૃત્તિનું સંક્ષિપ્ત દર્શન સાક્ષર શ્રી નરસિંહરાવે ['વસન્ત'ના એ જ અંકમાં, પ્રસ્તુત લેખના પહેલા વિભાગમાં.–સં 'માનસી'] કરાવ્યું છે; તેમની રાજકીય પ્રવૃત્તિનું કૈંક દર્શન આ વિભાગમાં કરાવવાનો હેતુ છે. રા. દોલતરામની રાજકીય પ્રવૃત્તિ મુખ્ય બે વિભાગમાં વહેંચાઇ જાય છે: એક તો તેમનાં રાજકીય કાર્યો અને બીજો તેમના રાજકીય લેખો. રા. દોલતરામ લુણાવાડાના દીવાન નીમાયા તે પહેલાં ઈ. સ. ૧૮૮૦થી ઈ. સ. ૧૮૯૧ સુધી નડિયાદના તથા ખેડા જિલ્લાના સાર્વજનિક જીવનમાં તેઓ અગ્રેસર ભાગ લેતા હતા. તેઓ મ્યુનિસિપાલિટીના તથા ડિસ્ટ્રિક્ટ લોકલ બોર્ડના સભાસદ હતા. તેઓનું આ દિશાનું કાર્ય એવા પ્રકારનું હતું કે ન તેમને કેવલ લોકપક્ષના કહેવાય કે ન કેવલ સરકારપક્ષના કહેવાય. અંગ્રેજ તેમ જ દેશી સરકારી અમલદારોની મહેરબાની ખોયા વગર અને પોતાના હિતને હાનિ કર્યા વગર લોકોનું હિત જેમાં તેમને સમાયલું લાગે તેવી બાબતો રજૂ કરવા તેઓ ચૂકતા નહિ. તેમના રાજકીય કાર્યની બીજી દિશા લુણાવાડાના દેશી રાજ્યની દીવાનગીરી હતી. ઈ. સ. ૧૮૯૧થી ઇ. સ. ૧૯૦૫ સુધી તેઓ લુણાવાડાના દીવાન હતા. આ દિશામાં પણ તેમનું મુખ્ય લક્ષણ એ હતું કે એક બાજુથી સાહેબ લોકોને રાજી રાખવા, બીજી બાજુથી લુણાવાડાના દીવાનની પ્રીતિ સંપાદન કરવી અને એ બેની સાથે તથા પોતાની સત્તા અને હિત સચવાય તેની સાથે લોકોને જેટલો લાભ થાય તેટલો કરવો. જે અંગ્રેજી ભણેલા ગુજરાતીઓ દીવાનો થયા છે તેમાંના રા. દોલતરામ એક હતા.

---

૧. આ લેખનો ઉલ્લેખ ગયા અંકના ધ્વનિ ખંડના પહેલા લેખમાં હતો. સ્વ. ચન્દ્રશંકર પંડ્યાની ગદ્યશૈલીનો એક વધુ નમૂનો આવતા કે પછીના અંકમાં છપાશે.

એકંદરે તેમની રાજ્યનીતિ અર્વાચીન પદ્ધતિ કરતાં જૂની પદ્ધતિ તરફ વિશેષ ઢળતી હતી. અમારું એમ માનવું છે કે રા. દોલતરામનો દૃષ્ટિપ્રદેશ વધારે વિશાલ હોત અને તેમની કાર્યપદ્ધતિ અર્વાચીન કાલને વધારે અનુરૂપ, વધારે શુદ્ધ અને વધારે ઉદાર હોત તો તેઓનામાં એવી અસામાન્ય બુદ્ધિ, કાર્યદક્ષતા અને વ્યવહારનિપુણતા હતી કે ગુજરાતના રાજપુરુષોમાં તેઓ વિશેષ ઊંચું સ્થાન સહેલાઇથી મેળવી શક્યા હોત. તેમના રાજકીય લેખો કેટલાક અંગ્રેજીમાં અને કેટલાક ગુજરાતીમાં લખાયલા છે. અર્વાચીન હિન્દવાસીના મગજને જે રાજકીય પ્રશ્નો હલમલાવી નાંખે છે, અર્વાચીન હિન્દવાસીનાં હૃદયને જે રાજકીય ભાવનાઓ સંક્ષુબ્ધ કરી નાંખે છે તે પ્રશ્નો અને તે ભાવનાઓ રા. દોલતરામના લેખોના વિષય મોટે ભાગે નથી. તેમના લેખો મુખ્યાંશે વહીવટને–રાજકીય કાર્યપદ્ધતિને લગતા છે. આમ હોવાનું એક મુખ્ય કારણ એ લાગે છે કે રા. દોલતરામ ' સ્ટેટ્સમેન ' કરતાં ' ઍડમિનિસ્ટ્રેટર ' વિશેષ હતા. એકંદરે તેમના લેખો તેમના જ્ઞાન અને અનુભવનું પરિણામ હોવાથી મનનીય અને ઉપયોગી સૂચનાઓથી ભરેલા છે, અને તે એકત્ર કરીને પ્રકટ કરવાને તેમના સંબંધીઓને અમે ભલામણ કરીએ છીએ. અંતમાં, અમને કહેતાં ખેદ થાય છે કે રા. દોલતરામના મૃત્યુથી[1] ગુજરાતે એક ઊંચા પ્રકારના લેખક ગુમાવ્યા છે એટલું જ નહિ, પરંતુ એક સમર્થ રાજપુરુષ પણ ગુમાવ્યા છે.

---

૧. એમની અવસાનનોંધ તરીકે તા. ૫-૧૨-૧૯૧૬ને રોજ આ લેખ લખાયલો અને ૧૯૭૩ના માર્ગશીર્ષના 'વસંત'માં છપાયો હતો.

## આડત્રીસાનું ગ્રંથસ્થ વાઙ્મય

એ વાર્ષિક સમીક્ષાનું કાર્ય ગુજરાત સાહિત્યસભાએ રા. મંજુલાલ ર. મજમુદારને ( પ્રતાપગંજ, વડોદરા ) સોંપ્યું છે માટે સર્વ લેખકો તથા પ્રકાશકોને આ વર્ષના ગ્રંથો તેમને મોકલવાની વિનંતિ કરવામાં આવે છે.

# માનસી

સર્જન અને ચિન્તનની ગ્રંથશ્રેણી

વર્ષ ૩, ગ્રંથાંક ૩

સપ્ટેમ્બર ૧૯૩૮



# માનસી

## સર્જન અને ચિંતનની ગ્રંથશ્રેણી


| વર્ષ-ગ્રંથાંક | પૂર્ણસંખ્યા |
|---|---|
| ૩-૩ | ૧૧ |

સપ્ટેમ્બર ૧૯૩૮

પ્રકાશનસ્થાન

આનંદ પ્રેસ : સ્ટેશન રોડ : ભાવનગર

# વિષયદર્શન

વર્ષ ૩ : અંથાંક ૩

## સર્જન અને નિબંધો



## નિકષ

## ધ્વનિ



## મંજૂષા



માનસી ગ્રંથશ્રેણી; સંપાદક વિજયરાય ક. વૈદ્ય ૧૨૭ મહોલ્લો, નાનપરા; સુરત ... ... લવાજમ (વાર્ષિક), રૂ. ૫; દેશાવર, રૂ. ૮); છૂટક, રૂ. ૧॥ ...શાખાઓનાં નામ હસ્તપ્રત માફક.

# ઇન્ડિયન ગ્લોબ

## પોતાનું અગ્રસ્થાન નોંધાવે છે

છઠ્ઠી વાર્ષિક જનરલ સભાએ પ્રકાશમાં મૂકેલ નીચેના આંકડાઓ જ આપોઆપ તેનું મહત્વ સમજાવે છે:—

| | |
|---|---|
| વસુલ થએલ થાપણ | રૂા. ૩૧૬૭૮૫-૦-૦ |
| શેર હોલ્ડરોની જુમ્મેદારીની રકમ | રૂા. ૯૦૦૦૦૦-૦-૦ |
| પ્રીમીયમની આવક ( ૧૯૩૬ ) | રૂા. ૭૨૨૬૭૭-૧૪-૪ |
| અનામત ફંડ | રૂા ૩૧૦૩૧૯-૭-૨ |
| ૧૯૩૬ સુધી જારાએલ કલેઇમ | રૂા. ૭૮૫૨૩૫-૮-૮ |
| ૩૧મી ડિસેમ્બર ૧૯૩૬ સુધીમાં સ્વતંત્ર મિલકત | રૂા ૯૪૯૩૪૩-૩-૦ |

સારા આબરૂદાર, લાગવગ ધરાવનાર અને દરેક સ્થળના સંબંધવાળા ગૃહસ્થોની ઓરગેનાઇઝર, ચીફ એજન્ટ અને એજન્ટની પગાર અગર કમીશનથી કામ કરનારની જરૂર છે.

હેડ ઑફિસ-ધી ઇન્ડિયન ગ્લોબ ઇન્સ્યુરન્સ કું. લિ.

૩૧૫-૩૨૧ હોર્નબી રોડ, ફોર્ટ-મુંબઇ

શાખાઓ—કલકત્તા, લાહોર, અમદાવાદ, રંગૂન, હૈદ્રાબાદ( દક્ષિણ ), મોમ્બાસા( આફ્રિકા ).

# માનસી

સર્જન અને ચિંતનની ગ્રંથશ્રેણી

વર્ષ ૩ ——— ગ્રંથ ૩

## સરસ્વતીકંઠાભરણ

### ૩. વાચસ્પતિ

૧

ॐ ये त्रिषप्ताः परियन्ति विश्वा रूपाणि बिभ्रतः ।
वाचस्पतिर्बला तेषां तन्वो अद्य दधातु मे ॥ १ ॥

पुनरेहि वाचस्पते देवेन मनसा सह ।
वसोष्पते नि रमय मय्येवास्तु मयि श्रुतम् ॥ २ ॥

इहैवाभि वि तनूभे आर्त्नी इव ज्यया ।
वाचस्पतिर्नि यच्छतु मय्येवास्तु मयि श्रुतम् ॥ ३ ॥

उपहूतो वाचस्पतिरुपास्मान् वाचस्पतिर्ह्वयताम् ।
सं श्रुतेन गमेमहि मा श्रुतेन वि राधिषि ॥ ४ ॥

૨

[ દેવતા વાચસ્પતિ, ઋષિ અથર્વા, છંદ અનુષ્ટુભ ૪ ચતુષ્પદા વિરાટ ઉરોબૃહતી ]

સર્વ રૂપો ધારણ કરતાં જે [1]ત્રિસપ્ત પરિભ્રમણ કરે છે, તેઓનું બળ વાચસ્પતિ આજે મારા શરીરને અર્પો.[1]

હે વાચસ્પતિ! મનોદેવ સાથે ફરીથી આવો. હે વસુપતિ! પ્રસન્ન થાઓ. શ્રુત[1] મારામાં જ રહો, મારામાં. ૨

અહીંઆં જ વિતત [2]થા પણછ વડે ધનુષની બે કોટિઓની જેમ; મારામાં જ વાચસ્પતિ નિયત કરે. શ્રુત મારામાં જ રહો, મારામાં. ૩

વાચસ્પતિને પાસે બોલાવ્યો; અમને વાચસ્પતિ પાસે બોલાવે. અમે શ્રુતથી સંયુક્ત થઈએ. શ્રુતથી અમને છૂટા મા પાડો. ૪

## ટિપ્પણી

ત્રિસપ્તઃ આ સંખ્યાની શું ઉદ્દિષ્ટ છે તે ચોક્કસ નથી. સાયણ અનેક અર્થો આપે છેઃ 'ત્રિસપ્ત' સમાસનો 'ત્રણ અથવા સાત ભાવો' એ રીતે એક અર્થ કરે છે. ત્રણ એટલે પૃથ્વી, અંતરિક્ષ, દ્યૌ એ ત્રણ લોકો, તેઓના આધિષ્ઠાતા અગ્નિ, વાયુ અને આદિત્ય; અથવા ત્રણ ગુણો–સત્ત્વ, રજસ અને તમસ, અને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર ઇત્યાદિ જે કોઇ ત્રણ છે તે બધા 'ત્રિ' શબ્દથી વિવક્ષિત છે. સાત એટલે સાત ઋષિઓ, સાત ગ્રહ, સાત મરુદ્દગણો, અને સાત છંદો વગેરે જે સાત છે તે 'સપ્ત' શબ્દથી ઉદ્દિષ્ટ છે. અથવા ફક્ત ત્રણ અને સાત. અથવા એકવીસ–સપ્ત દિશાઓ, હોતા વગેરે વષટ્ કરનારા સાત ઋત્વિજો અને સાત આદિત્યો; અથવા સાત સિન્ધુ, સાત લોક, સાત દિશાઓ; અથવા સાત ગ્રહ, સાત ઋષિઓ, સાત મરુદ્દગણો; અથવા એકવીશ આ રીતે : ૧૨ મહિના + ૫ ઋતુઓ + ૩ લોકો + ૧ આદિત્ય; અથવા શરીરાત્મક ૫ મહાભૂત + ૫ પ્રાણ [+ કર્મેન્દ્રિય] + ૫ જ્ઞાનેન્દ્રિય + ૧ અંતઃકરણ=૨૧. આ રીતે કહેલા એકવીસ દેવો પ્રતિદિન, પ્રતિવર્ષ, પ્રતિકલ્પ, પ્રતિશરીર યથાયોગ્ય કરે છે.

---

૧. આ શબ્દોના અર્થ માટે અહીં આપેલી ટિપ્પણી જોવી.

૨. લંબા, ખેંચા, પ્રસર, પ્રસાર પામ.

વ્હિટની 'ત્રિસપ્ત' અચોક્કસ સંખ્યાના અર્થમાં-ડઝન અથવા કોડીના અર્થમાં-લે છે; 'શ્રત'ને શ્રુતિ અર્થમાં લઇ તેનો અર્થ શ્રુતિના એટલા વર્ણો એવો બીજો અર્થ પણ આપે છે; અથવા શ્રુતનો અર્થ શ્રવણેન્દ્રિય લઈ 'નાનામોટા તંદુરસ્ત શ્રોતાઓ' એવો પણ અર્થ કરે છે.[૧]

**: અથર્વવેદ :**

---

૧. આખો ય વિષય, રા. રસિકલાલ છો. પરીખસંપાદિત, ગુજરાત વિદ્યાપીઠે પ્રકાશિત 'વૈદિક પાઠાવલી'માંથી.

### શી રીતે ?

આજકાલ કેળવણી એ બાળબાગ (કિન્ડરગાર્ટન) ગણાય છે. એ ભલે ગણાય; પરંતુ બાળકોને બધું સરલ અને ગુલાબની શય્યા જેવું ભણતરના સમયમાં લગાડ્યા કરશો તો સંસારમાં તો ફૂલે છે ને કાંટાએ છે એનો અનુભવ એને શી રીતે થશે ?

પેટલાદ બોર્ડિંગમાં
વ્યાખ્યાન : આશરે ૧૯૦૫ } સ્વ. સર રમણભાઇ

## પ્રો. વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી

# ગોવર્ધનરામની શૈલી*

### : ભૂમિકાઓ :

ઉત્તર વયનાં લખાણોમાં નર્મદાશંકરથી વિસ્તૃત વાક્યોની કંડિકાઓ લખાઈ જતી, પણ કંડિકાઓ ઘાટદાર ભાગ્યે જ થતી. નર્મદાશંકરની પાકટ શૈલી અસ્થિર, લપલપાટવાળી, ટાંચણિયા, વાતચીતિયા, ભાષણિયા. "નર્મદની કલમ માટે મને બળદ કે ઘોડાની ઉપમા નથી બેસતી, હરણીની જ ઉપમા બેસે છે. ખદ, રવાલ કે ઠેકગતિ, કશામાં નર્મદની કલમ અર્ધો કલાક પણ એક સરખી ના ચાલે."[1] તો ય ગતિઢાળા પરત્વે નર્મદની શૈલી કવચિત્ કવચિત્ ગોવર્ધનરામની આગાહી કરે છે.

પણ જોઇએ કે પ્રજા નિત્ય સુખમાં રહે તેવી બ્રિટિશ રાજનીતિ છે? ઇંગ્લંડના લોકે સ્વરાજ્યમાં, રાજા તથા પ્રજાના ટંટામાં, પ્રધાનમંડળ તથા પ્રજાસમાજના વાદવિવાદમાં, ન્યુસપેપરોની ચર્ચામાં, બીજાં રાજ્યોના સંબંધમાં જે સ્વાર્થબુદ્ધિ દેખાડી છે અને આ દેશમાં વેપારી રૂપે ને રાજ્ય મેળવતાં ને પછી જે દેખાડી છે તે તો પ્રાણ ને પ્રકૃતિ સાથે જ એમ નિત્ય રહેવાની. બ્રિટિશ સરકારની નીતિ સંસ્થાનોમાં જ્ઞાતિલાના સંબંધમાં જે દેખાઈ છે ને દેખાય છે, જે પોતાના જીતેલા વૈરિઓના સંબંધમાં દેખાતી આવી છે, (એઓ પાર્લામેંટમાં

---

* આ નિબંધનો પૂર્વાર્ધ 'માનસી'ના ત્રીજા અંકમાં (વસંતપંચમી, ૧૯૯૨,) આપ્યો હતો; આ અંકે લેખ પૂરો થાય છે.

૧. બલવંતરાય ક. ઠાકોર, 'કૌ.' એપ્રિલ, ૧૯૩૬.

બેસે છે તો પણ ) તે નીતિ આ દેશની કાળી પ્રજાના સંબંધમાં રાજ્ય-ધર્મથી કે સ્નેહથી કે દયાથી કે કીર્તિના કોડથી પ્રજાનું હિત કરનારી થાય નહિ. પ્રજા બહુ બોલશે ત્યારે ટેવ પડી છે કહી તુકડો નાંખશે ને થોડી વાર પછી નવી યોજનાએ એવું કરશે કે, આપેલાથી અધિક-ગણું પાછું લેઈ લેશે.૨

નર્મદાશંકરની કંડિકા મૂકી દીધી છે ત્યાંથી આગળ વાંચીએ તો અણઘડ લાગશે, ઉતારેલા ભાગમાં પણ જોઇએ તેટલી સફાઇ નથી, પણ એ ઢાળામાં, લયમાં ગોવર્ધનરામની શૈલીની આગાહી છે. સરસ્વતીચંદ્રમાં ઘણે ઠેકાણે આ જ ચઢ-ઉતરતું લખાણ મળી આવશે.

ભાઈ, સરકારનો સ્વાર્થ તમને જીવાડવામાં છે એવો અનુભવ થયેલો સાંભળવામાં નથી. પણ માનો કે એમ છે. તમારા પ્રભાવથી જે વિદ્યા તમે મેળવવાના નથી તે વિદ્યા તમારા મગજમાં બળાત્કારે પ્રવેશ કરી તમારા અંધકારનો નાશ કરે અને રાજત્વને યોગ્ય બુદ્ધિ-વિકાસને તમે પામો એવું માનીયે તો પણ એટલું તો સત્ય ગણશો જ કે તમે એટલો પ્રવાસ કરશો એટલામાં ઈંગ્રેજ સરકાર તમારાથી પચાસગણો વધારે પ્રવાસ કરશે અને તમે પાછળના પાછળ રહેવાના; અને તમારા પગ થાકશે એટલે તમે એથી પણ વધારે પાછળ પડવાના ને ઇંગ્રેજને ગાળો દેવાના.૩

ગોવર્ધનરામનાં કેટલાંક પાત્રો દૃઢતાવાળાં અને નિશ્ચયબુદ્ધિ છે. તેમની વાણીમાં નર્મદાશંકરનો પ્રગલ્ભ આત્મવિશ્વાસ અને આગ્રહ જણાય છે. આ ગુણો પછીના શૈલીકારોમાં બલવંત-રાયમાં વિશેષ પ્રમાણમાં જણાય છે. આ ગુણો વિનાની નંદ-શંકરની શૈલી પ્રવાહિતામાં નર્મદ કરતાં તરત જુદી પડી આવે છે. ગોવર્ધનરામના પુરોગામીઓ અને સમકાલીનોમાં વિચાર-સમૃદ્ધિનો પ્રવાહી, સુસ્પષ્ટ અને સુરેખ શૈલી સાથે યોગ જેવો મણિલાલમાં છે તેવો કોઈમાં નથી, પણ *લયવિલમ્બન* ( *Ampli-*

---

૨. નર્મદાશંકર : ' ધર્મવિચાર, ' પાનું ૯૪ મું.

૩. ગોવર્ધનરામ : 'સરસ્વતીચંદ્ર' ભાગ ૪થો, પાનું ૬૭૩મું.

tude of rhythm ) જે ગોવર્ધનરામની શૈલીનું વિશિષ્ટ લક્ષણ છે, તેમાં નંદશંકર ગોવર્ધનરામની વધારે નજીક છે. મૅકોલેની શૈલીને નંદશંકરે બરાબર પચાવી છે, પણ તેની મર્યાદા એ નંદશંકરની પણ છે. વિશ્વનાથ ભટ્ટે 'માનસી'માં નંદશંકરની શૈલીના પ્રતિનિધિરૂપ નમૂના આપ્યા છે[૪]. વાક્યની પ્રલમ્બ રચના કેટલી બાલિશ, જડ અને બેહૂદી બને છે તેનો નમૂનો નવમો સારું ઉદાહરણ છે.

તે દહાડો તેની જિંદગીમાં સૌથી મોટો હતો; તે દહાડે તેની ઇચ્છા સફળ થવાની તે આશા રાખતી હતી; તે દહાડે તેના પ્રિયતમનું મ્હોં તેને જોવું હતું; તે દહાડાથી તેના સંસારનો આરંભ થવાનો હતો; અને તે દહાડો તેના કલ્પેલા સુખી વખતનો પેહેલો જ હતો. માટે તે દહાડે તેને અતિ સુખની સાથે ઘણી ચિંતા મનમાં રહે તેમાં કાંઈ આશ્ચર્ય નથી.

આને પડખે બીજો પરંતુ સુંદર નમૂનો મૂકીએઃ

તેના જૂના મિત્ર, તેના સગા કહેવડાવનારા, તેના ઓળખાણમાં આબરૂ માનનારા, તેને બારણે રોજ જોડા ફાડનારા, તેને બાપજી બાપજી કહેનારા, એ સઘળામાંથી કોઇ ત્યાં ન હતું. જેમ પાણી સૂકાયા પછી માછલાં નાશી જાય છે, જુવાર કપાયા પછી હઈયા બીજે ઠેકાણે ઊડી જાય છે, જેમ ગળપણ ખસેડ્યા પછી તેના ઉપર બમણતી માખીઓ જતી રહે છે, તેમ તે લીલા વનના સૂડા, ઊગતા સૂરજને પૂજનારા આવતાની બોલબાલા તથા જતાનું મ્હોં કાળું કહેનારા, આ વખતે કોઇ માનવને પેર ફરક્યા જ નહિ.

પ્રલમ્બ વાક્યરચના સર્વથા અસ્વાભાવિક છે, રસને હાનિકર છે, એમ માનનારાને ચરણે ઉપલી કંડિકા ધરું છું. માધવનો વૈભવ, તેની સત્તા, તેનો રુવાબ, ભિન્ન ભિન્ન ગરજાળુઓના, ઝડપથી, એક ઉપર એક આવતા ઉલ્લેખોથી જેમ અનુભવાય છે તેમ તેમની પામરતા પોકળતા અને નીચતા માખીઓ અને માછલાંના સ્મરણથી યુગપત્ ખડી થાય છે. વળી વળીને પાંખો

૪. 'માનસી': અંક ૨. ( દેવદિવાળી ૧૯૯૧ )

ફફડાવી વેગ લઇ ઊડતું પક્ષી શિકાર તરફ વિજળી પેઠે ઊતરી જાય તેવી વાક્યની ચઢઊતર છે, તેથી 'માધવને ઘેર કોઇ ફરક્યા જ નહિ' તે મુખ્ય વક્તવ્યની છાપ મનમાં નિશ્ચિત અને સબળ પડે છે.

ગોવર્ધનરામની શૈલીની પ્રથમ ભૂમિકા આવી છે. વાક્યવિસ્તાર અસરકારક, પણ તેનું સંયોજન સંકુલ નહિ, સાદું–અંકોડામાં અંકોડો નાખી ઉપજાવેલું. આવી રચનાને સંયોજન પણ ના કહેવાય, કરામત જ ગણાય, કેમ જે તેમાં સમાન વિભક્તિવાળાં પદો વા પદસમૂહો કે ગૌણ વાક્યો ગાડીના ડબ્બા જેમ સંકળાયલાં હોય છે. તેમાં લયની છટા હોય છે કંઇક વક્તૃત્વને યોગ્ય; તેથી આકર્ષકતા આવે છે. વિગતપ્રચુર વર્ણનવિષયને સમમેવ રજૂ કરવામાં તેની સાર્થકતા છે.

જેમ મિત્રો એક બીજાની છાની વાતો જાણી ખરી મિત્રતા થાઈ સમજે છે; જેમ શેઠના દ્રવ્ય અને વ્યાપારનો મન્ત્ર જાણી સદ્ગુણી મુનીમ પોતાને શેઠનો ખરો વિશ્વાસપાત્ર સમજે છે; જેમ રાજાના અત્યંત વિશ્વાસનું પાત્ર બનતાં સત્પ્રધાન પોતાની સદ્બુદ્ધિ વાપરવામાં સ્વતંત્ર બને છે અને રાજ્યસેવાનો ઉત્સાહી થાય છે; જેમ ધર્મિષ્ઠ અને બુદ્ધિમાન રાજાના પાલનથી પ્રજા ખરેખરી રાજભક્ત થાય છે; જેમ શુદ્ધ અંતઃકરણ સાથે ઉચ્ચ સંસ્કારનો યોગ થતાં ભિન્ન ભિન્ન રૂપે પરમાનંદ ઉદ્દીપ્ત થાય છે; તેમ જ વિદ્યાચતુરનાં સુખદુઃખ સમજવાની ઇચ્છારૂપ બીજ વિકાસ પામતાં વધવા પામેલું ગુણસુંદરીનું સ્નેહી હૃદય પતિના હૃદયની સર્વ છાની વાતો જાણવા અને સમજવા પામ્યું, પોતે તેના પૂર્ણ વિશ્વાસનું પાત્ર છે તે અનુભવવા લાગ્યું. પોતાના અભિલાષ પુરવામાં સ્વતંત્ર અને પતિના સ્નેહનું ઉત્સાહી બન્યું, પતિભક્ત થયું, અને શરીરવાસનાઓથી ભિન્ન રહેતા ઉચ્ચ અને માનસિક પ્રેમના આનંદના ચમત્કારથી ચમકવા લાગ્યું. ૫

"અલકકિશોરી ગમે તેવી પણ બાળક હતી; રંક અવસ્થા તેણે દીઠી ન હતી; પોતાનું ધાર્યું કર્યું જ સમજતી; પોતાને હમેશ ફાવેલી

૫. 'સરસ્વતીચંદ્ર' ભાગ ૨ જો, પાનું ૨૯ મું.

જ જોતી; હુકમ કર્યો જ સમજતી; મનમાન્યું અમલમાં આવ્યું જ જોતી; ચારે પાસથી વખાણ જ સાંભળતી. અમાત્યના ઉદય કરતાં તેનું વય મ્હોટું ન હતું; વયમાં, જ્ઞાનમાં, અનુભવમાં, નીતિમાં અને સુંદરતામાં, પોતાનાથી મ્હડીયાતાં માણસોને પોતાથી દબાયલાં રહેતાં અનુભવતી; ખરું શું છે તે તેને કોઇ સંભળાવતું ન હતું; ખોટું શું છે તે તેની આગળ કહેવા કોઈની હિંમત ચાલતી નહોતી; હિત અહિત શામાં છે તે તેને કહેવાની કોઇને ગરજ ન હતી; ભૂતકાળની વાત સંભળાવી તેને કંટાળો આપવો એ સઉના સ્વાર્થ વિરુદ્ધ હતું; ભવિષ્યકાળની સાચી વાતો ઉપર તેની આંખ દોડાવવી એ તેની કલ્પનાને શ્રમ આપવા જેવું અને તેના મનને ખેદ આપવા જેવું મનાતું; આથી વર્તમાન રંગભૂમિ ઉપરનાં નાટકો ઉપર તેનું લક્ષ રહેતું અને પ્રત્યક્ષ પડદા આગળ તેની દૃષ્ટિસીમા આવી રહેતી. આ સઉનું ફળ એ હતું કે ભયંકર ગુમાનરૂપી સર્પ તેના કુમળા મગજમાં પેંસી રહી, ધુંધવાઈ રહી, તેની ભમરો ઉપર ફણા માંડતો, આંખમાં ધૂર્ણાયમાન થતો, જીભમાંથી ફુંફાડા મારતો, અને આખા શરીરમાં વિષમય ચંચળતા પ્રેરતો. આ સર્પનો પ્રતીકાર કરવા તેનામાં વિદ્યામૃત હતું નહી અને સત્સંગતિના કલ્પવૃક્ષનો વાસ તેણે અનુભવ્યો પણ ન હતો, માત્ર અમાત્ય-કુટુંબના સહજ વિનયરૂપ પોલા શાફડાથી વિષમય ચેતન ઢંકાઇ રહ્યું હતું.[૧]

વૃત્તાંતના બયાન કે સ્વભાવના આલેખનમાં-એમ જ કહીએ કે જ્યાં ભાવાવેશ કે કલ્પનોડ્ડયનથી શૈલીને વેગ કે રંગ મળતો નથી ત્યાં-ઇતિહાસ અને ચિન્તનના ગ્રંથોમાં જોવામાં આવતી મધ્યમ શૈલીની આવશ્યકતા રહે છે. ભિન્ન ભિન્ન રીતે લેખકો એ શૈલી સાધે છે. લેખવિષય ગમે તે હોય, લખાણ સુવાચ્ય અને વૈવિધ્યવાળું રાખવું જોઇએ. મધ્યમતા ના સધાય ત્યાં શૈલી કાં તો સપાટ થઇ જશે કે ઔચિત્યના, રસપુષ્ટતાના અભાવે પોકળ કે આડંબરી થઈ જશે. જ્યાં બાણભટ્ટનું કેવળ અનુકરણ છે ત્યાં ગોવર્ધનરામની શૈલી પણ આડંબરી થાય છે, પણ સામાન્ય રીતે આ પ્રગમ ભૂમિકામાં મધ્યમતા સધાય છે.

૧. 'સરસ્વતીચંદ્ર' ભાગ ૧ લો, પ્ર. ૭ મું.

બીજા નમૂનામાં પ્રધાન ઢાળો આ વાક્યમાંનો ગણીએ: "પોતાનું ધાર્યું કર્યું જ સમજતી." એ ઢબનાં પરસ્પર તોળાતાં વાક્યોની ચાલી જતી હાર એકવિધ થાય તે પહેલાં "વયમાં, જ્ઞાનમાં, અનુભવમાં" આદિ વાક્યના પ્રત્યેક શબ્દના પહેલા વર્ણના ભારથી જોઇતું વૈવિધ્ય આવે છે. પછી લય મેકોલેમાં થાય છે તેમ ધીમે ધીમે પ્રલમ્બ થઇ "પેસી રહી", "ધુંધવાઇ રહી" વગેરે પદસમૂહમાં ત્વરિતગતિ થઇ, ઉપજાતિ સ્રગ્ધરામાં વિરમે તેમ, છેલ્લા પહોળા પટના વાક્યમાં વિલય પામે છે.

પણ ગોવર્ધનરામ માત્ર વાર્તાકાર નથી: કવિ છે; દ્રષ્ટા છે. તેમનું સંવેદન અતિ સૂક્ષ્મ છે; તેમનું દર્શન અતિ ઉત્સાહી છે: તેમનું ભાવાલેખન મનોહર અને *ચિન્તન કલ્પનારંજિત* છે. તેમના માનસની આ કવિદ્રષ્ટાની સપાટીમાંથી તેમની શૈલીની બીજી બે ભૂમિકાઓ ઊતરે છે. આમાંની એક યા બીજીમાં સમાવી શકાય એવી અપદ્યાગદ્ય શૈલી (નાનાલાલની ઢબે છાપેલી નહીં, પણ આરોહઅવરોહમાં તેમની લાક્ષણિક શૈલી જેવી) પણ ગોવર્ધનરામમાં જોવામાં આવે છે. વસન્તોત્સવ વાંચવાથી આ શૈલીમાં ત્રિપાઠીથી લખાઇ ગયું એમ બનવા સંભવ નથી, કેમ કે તેનો કંઇક ભાસ સરસ્વતીચંદ્ર પહેલા ભાગમાં પણ થાય છે; આ શૈલી ચોથા ભાગમાં પણ ડોકિયાં જ કરે છે, પ્રવાહરૂપ બનતી નથી. વળી ગોવર્ધનરામમાંથી અપદ્યાગદ્યનો ઘાટ નાનાલાલે ઉપાડ્યો એમ પણ કહેવાનું તાત્પર્ય નથી, એમ કહી શકાય તેમ જ નથી: તેમનું, ગદ્યને મુકાબલે વધારે દૃઢ લક્ષણનું, અપદ્યાગદ્ય સરસ્વતીચંદ્રમાં નથી. ખોટી કે ખરી સમજણથી બ્લૅન્ક વર્સના પરિચયનું પરિણામ જ અપદ્યાગદ્ય છે એ નિ:શંક છે. બ્લૅન્ક વર્સની અસર અંગ્રેજી ગદ્યશૈલી પર થઇ છે તેવી અસર ગોવર્ધનરામની ગદ્યશૈલી પર પણ થઇ, અને તેથી અપદ્યાગદ્ય અને આમાં ક્વચિત્ સામ્ય સમજાય છે એમ કલ્પી શકાય.

'સરસ્વતીચંદ્ર' પહેલા ભાગમાંથી અપદ્યાગદ્યના આરોહ-

ચાંદીના હીંદોળા ઉપર સંવનનથી પરણેલાં દમ્પતી ગામે ગામ ને દેશે દેશ દેખાય છે. કામદેવના બાણના ટંકાર, કામદેવના જય અને પરાજય, વૈભવ સુખ, સમૃદ્ધિ, ભોગ અને ત્યાગ: સર્વ દર્શન આ પ્રદેશમાં મનભર મનહર થાય છે.

આ આખો ખંડક અપદ્યાગદ્યમાં વાંચી શકાય તેમ નથી એ સ્પષ્ટ છે. નાનાલાલનું અપદ્યાગદ્ય કારીગરી[૮] લેખે પદ્યની ઘણી નજીક પહોંચી જાય છે; તેમ અહીં નથી. તો અપદ્યાગદ્યને સહજ કૃત્રિમતા પણ અહીં નથી. અપદ્યાગદ્યનો ઘાટ એવો છે કે વિચાર અને ભાવને બને તેટલી અસંકુલ સ્થિતિમાં જ તે રજૂ કરી શકે; તેની રચનામાં દરેક ભાવ, વિચાર કે ચિત્રને સાદા અને એકએકથી અલગ નિશ્ચિત આકારમાં મૂકવો પડે છે. અહીં ગોવર્ધનરામમાં કલ્પનાને ઉત્તેજતા ચિત્રસરઘસની વ્યક્તિ અપદ્યાગદ્યના ઢાળામાં થઇ છે ત્યાં વેધક બની છે; પણ મન્દગતિ, અનેક વિરામવાળું અપદ્યાગદ્ય "પંડિતો અને વ્યાપારીઓ"ની દોડાદોડ બતાવવા અસમર્થ થાત, કદાચ. આ કંડિકાને અપદ્યાગદ્યના નહીં, પણ કલ્પનારંગિત, ઉચ્ચ ગદ્યશૈલીના ઉદાહરણ તરીકે જ ગણવાની; જેમાં પ્રસંગવશાત્ અપદ્યાગદ્યનું સૌન્દર્ય, સાર્થકતા (કદાચિત્ મર્યાદા પણ) સમજી જવાશે.

ગોવર્ધનરામની ગદ્યશૈલીની બીજી ભૂમિકા ભાવમય આવેશસ્પૃષ્ટ વાર્તાલાપ, પત્રાલાપ અને ઉદ્બોધક પ્રબોધોમાં દેખાય છે.[૯] મલ્લરાજ, ચન્દ્રકાન્ત, ચન્દ્રાવલી, વીરરાવ, શંકરશર્મા, પ્રવીણદાસ, વિદ્યાચતુર, તરંગશંકર, ઉદ્ધતલાલ, દેશદેશનાં સત્ત્વો, ચિરંજીવો વગેરે પ્રસંગ વિષય અને ચારિત્ર્યાનુસાર સ્પષ્ટાસ્પષ્ટ ભેદક અંશો-

---

૮. વાતચીતની ભાષાથી દૂર તેથી કારીગરી.

૯. દા. ત. 'સર૦' ભાગ ૪, પ્રકરણ ચોથામાં છે તેવો વાર્તાલાપ, પ્રકરણ છઠ્ઠામાં છે તેવો પત્રાલાપ કે પ્રકરણ પાંત્રીસમામાં છે તેવા પ્રબોધોમાં.

વાળાં પણ શૈલીના એક જ કુળનાં ભાષણ કરે છે. વિષ્ણુદાસના આવેશરહિત, શાન્ત, મધ્યમ પણ સુવાચ્ય શૈલીના પ્રવચનને[10] પછી ચન્દ્રાવલીની વિજ્ઞપ્તિ (સર૦ ભાગ ૪થો, પૃ. ૪૦૨) મૂકવા જેવી છે.

નવીનચંદ્રજી, તમે આવા સાધુજન છો, સાધુજનના આશય સમજો છો, મધુરીનું દુઃખ આ હૃદયથી જોવાતું નથી, હું પણ કંઈક વિરક્ત છું તે મ્હારાં મતનો ત્યાગ કરી એ મધુરીને માટે આપની પાસે આવી છું અને એને માટે કહો કે મ્હારા પોતાના રામસુખને માટે કહો પણ આ સૌભ્ય હૃદયે માગીનું મંદિર મુકાવી મને તમારી પાસે આણી છે. સમસ્ત સાધુમંડળનું માન રાખીને, કે મધુરીની દયા કરીને, કે આ મ્હારા હૃદયના ઉદ્‌ગાર સિદ્ધ માનીને, કે આપની ઉદાર દક્ષ બુદ્ધિની પ્રેરણાથી, મ્હારી રંક વિજ્ઞપ્તિ સ્વીકારો. વધારે કહેવાની મ્હારામાં શક્તિ નથી, સત્યનો બલવત્તર બોધ કરવા જેટલું મ્હારામાં જ્ઞાન નથી, ધર્મનું શુદ્ધતર તારતમ્ય કહાડવાની મ્હારામાં બુદ્ધિ નથી, રસરહસ્ય વધારે પ્રદીપ્ત કરવાનો આ હૃદયનો અભ્યાસ ઘણા કાળના વૈરાગ્યથી હટાઇ ગયો છે, અને મ્હારા હૃદયને ને મ્હારી પ્રવૃત્તિને આશ્રય આપી શકનાર વિહારપુરી આપનું અનુચરત્વ કરે છે તે આપની પાસે આવા વિષયમાં પ્રવૃત્ત થાય એવું ઇચ્છવાનો મને અધિકાર નથી. નવીનચંદ્રજી, હું આપની પાસે હાથે જોડી ઊભી રહું છું અને સાધુજન પાસેથી આટલી ભિક્ષા માગતાં શરમાતી નથી.

આ ખણ્ડકમાં (કે પૃ. ૬૭૭ પર પારુચાલીને કરેલા ઉદ્‌બોધનમાં—" પારુચાલી! હું હાલ તારી પાસે આવી શકતો નથી—મારો પ્રવાસ હજુ આટોપાયો નથી! કામ બહુ છે ને વેળા થોડી છે × × ×" ત્યાંથી શરૂ થઇ પેરેગ્રાફના અંત સુધી) ર, મ, દ, વર્ણોથી માર્દવ, તે વર્ણો તથા 'આ' સ્વરના અભ્યાસથી એકાકારતા નીપની છે; લયના સંવાદમાં પણ અનાયાસચારુતા આવી છે. વસ્તુસ્થિતિના નિવેદનમાં કે બનાવના બયાનમાં આવી શકે તેટલો પૂરેપૂરો વાક્પ્રવાહ અહીં

10. 'સર૦' ભાગ ૪ થો (આવૃત્તિ ત્રીજી) પાનું ૪૨૦.

અશક્ય છે, અને છતાં શૈલી ઉન્નમિત ( elevated ) છે. ચોથા ભાગમાં વાતાવરણ એટલું અલૌકિક છે, પાત્રોની સંસ્કારિતા ને વિદ્વત્તા એટલી પરિપુષ્ટ છે કે આ શૈલીમાં કૃત્રિમતા સહેજ પણ લાગતી નથી, ઊલટું વાતાવરણને વધારે અપરિચિત મનોહારિતાવાળું, અદ્ભુત બનાવવામાં તે સહાય કરે છે. કલાની સચ્ચાઇ, અકૃત્રિમતા તેના મધ્યમને અવલંબતી નથી, તે તો સદા ય કૃત્રિમ છે જ; પણ કલાકૃતિના પરિશીલનથી થએલા અનુભવની સત્યતા ઉપર અવલંબે છે; એ અનુભવસમયે મધ્યમ ભુલાઇ અનુભવ જ પ્રાપ્ત થાય છે કે કેમ તે ઉપર ટકે છે; એ અનુભવ આપણા સમગ્ર ચિત્તને કેટલો, અને બુદ્ધિ, લાગણી, વાસના, પ્રત્યક્ષ આદિમાં કોને પ્રધાનતઃ અને કોને ગૌણતાએ, જાગૃત કરે છે, ભરે છે તેના ઉપર તેની મહત્તા છે. કેવળ અર્થથી જે અનુભવાતું નથી તે શૈલીથી ( કવિતામાં કહો, છંદાદિથી ) અનુભવાય છે, એટલે અર્થની અશક્તિમાંથી જ શૈલીનો કુદરતી જન્મ થયો છે એમ કહીએ તો પણ ચાલે. ધીર, ઉજ્જ્વલ, સંસ્કારસંપન્ન, લાગણીભરી અને વળી સ્ત્રી; પ્રતિભાસંપન્ન, વ્યગ્ર, ઉદાસીન ને વળી પુરુષ; અજાણી સ્ત્રી, અજાણ્યો પુરુષ અને રૂપે ભાવનાએ નવી જ દુનિયા : આ સ્થિતિમાં ચન્દ્રાવલીસરસ્વતીચંદ્રનો સંવાદ થાય તેવો આ છે એમ કહેવા કરતાં તેમનો સંવાદ આ સ્થિતિનું તીવ્ર સંવેદન કરાવે છે એમ કહેવું યથાર્થ છે. ધર્મબુદ્ધિ જગાડવાની આ અપીલ એક રીતે એક સળંગ વાક્ય છે, તેના વિભાગોમાં દર્દને લીધે લેવાતો ટૂંકો શ્વાસ છે. શાન્તિથી પૂરો શ્વાસ લેઇને બોલતાં સરસ્વતીચંદ્ર ઉપર ધારી અસર ના પણ થાય, અથવા કથન ગુરુસૂત્ર (formula) રૂપે રજૂ થતાં અભિમાન અને તે દ્વારા મૂર્છિત ધર્મબુદ્ધિ બરાબર જાગૃત નહિ થાય. જાગતા અભિમાનને જાગતું રાખવું હોય, વધારે પ્રબુદ્ધ કરવું હોય તો આ પરિચ્છેદમાં છુપાએલી કલા સાધવી પડે, અને સર્વ સમર્થ પ્રજાનાયકો અને વક્તાઓ

એ કલા અંશતઃ સાધે છે જ. ધીમે ધીમે ટૂંકાં વાક્યોથી સરસ્વતીચંદ્ર આર્દ્ર થયો કે તરત સુદીર્ઘ લયના વાક્યમાં શુદ્ધબુદ્ધિની આર્જવભરી અભ્યર્થના ભરી ચન્દ્રાવલી તેને પૂરેપૂરો જીતી લે છે.

ગોવર્ધનરામની શૈલીની ત્રીજી ભૂમિકામાં નર્યું કવિત્વ જ નીતરે છે. ગોવર્ધનરામ મહાન કવિ છે. કલ્પનાને જગાડી, ઉત્તેજી, પાંખો આપી ઉન્નત લાગણીનું પ્રબળ પૂર તે વહેવરાવે છે તેવું બીજા કોઇ ગુજરાતી કવિમાં નથી. આ કવિતા પદ્ય નથી તે માફ,–પણ એ ચર્ચામાં નહિ ઊતરીએ. સરસ્વતીચંદ્રની અદ્ભુત કાવ્યમયતા, તેનું કાવ્યોચિત વાતાવરણ સૌ કોઇ સ્વીકારે છે. ત્રીજી અને ઉત્તમ ભૂમિકાના દાખલામાં મેં બે તત્ત્વોનું સુભગ મિશ્રણ જોયું છેઃ પ્રકૃતિચિત્ર કે પ્રકૃતિનું આલંબન અને ઉદાત્ત લાગણીનો આવેગ. બીજી અને વધારે સાચી રીતે કહીએ તો પ્રબળ લાગણીને વશ થએલા પાત્રના પ્રકૃતિદર્શનમાં ગોવર્ધનરામની ગદ્યકલા અદ્ભુતસુન્દર રૂપ ધરે છે.

બારી બહારનો અવટ પચાસેક વામ ઊંડો હતો. સુરગ્રામથી આવવાના માર્ગના એક ઊંડાના દશ પંદર હાથ જેટલી જગાનું વળણ આ અવટને તળીયે આવતું હતું, ત્યાંથી એક પાસના સ્હડાવ વચ્ચે તેનું ગઢોં દેખાતું હતું, અને એ ગઢું આગળ એ વળણ દિવસે પણ બારીએ ઉભેલાની દૃષ્ટિએ અદૃશ્ય થતું હતું. આજે શુકલપક્ષનો મધ્યભાગ હતો અને સંધ્યાકાળથી જ ચંદ્ર આકાશના મધ્યભાગમાં ઉદય પામતો હતો. અવટ આગળના ઊંડા ઊંડાણમાં એનું શાંત તેજ ચમકતું હતું, અને કાળા કઠણ અંધકાર અને ખડકોના હૃદયની ઊંડામાં ઊંડી અને એકાંતમાં એકાંત ખોમાં ચંદ્રિકાની કોમળ સૂક્ષ્મ પ્રભા ચંદનના લેપ પેઠે લીંપાઇ જતી હતી, અને એ કઠિનતા અને કોમળતાનું સુંદર રસિક તેજસ્વી મિશ્રણ આ દેશકાળના દૃશ્યને તેમ દૃષ્ટિને પ્રશાંત ગંભીર કરી દેતું. સુરગ્રામ ગયેલા સરસ્વતીચંદ્રને પાછા આવતો આ ખોના તળીયાને માર્ગે શોધતી કુમુદની આંખ એ તળીયાના અંધારમાં પણ ફરકતી છાયાઓથી ચમકતી હતી; એની ચિત્તવૃત્તિ ચંદ્રિકાનું એ ભાગ ભણીનું જોતું

આતુરતાથી લક્ષ્યમાં રાખતી હતી; અને તળાયામાં પવન ગુંચવામાથી સુસવાટ આવતા કે ખડકોની બખોલોમાં ઉગેલાં પાંદડાનો ખખડાટ અથવા તેમની વચ્ચે થઇ નીકળતા પવનનો ઘસારો સંભળાતાં એના કાન સંજ્જ અને સાવધાન થઇ જતા હતા.[૧૧]

યદુશૃંગ પર પરિવ્રાજિકા મઠમાં પાંદડા જેવી, આતુર હરિણી જેવી, 'ફરકતી છાયાઓથી ચમકતી' કુસુદનું આ ચિત્ર છે. "બારી બ્હારનો દેખાવ શાંત અને ગંભીર છતાં કુસુદને ઉન્માદક હતો." શાંતિ–અશાંતિનું મિશ્રણ આતુરતાભરેલું હતું. કુસુદના આ ભાવ-સંચાર અને પ્રકૃતિના આ રંગઢંગને પરિચ્છેદનો લય અનુકૂળ રહે છે. એમાં વેગ નથી પણ પ્રસાદ છે, લય મન્દ પણ સ્થિરગતિનો છે, નથી તેમાં વક્તાની છટા કે વિચારની સંકુલતા વા ઝીણવટ. પ્રિયજન, નીચે, એ રસ્તે થઇ, આવશે; એવું દર્શન કુસુદનું હૃદય ઝંખે છે, કોઇ જાણી ના જાય ને થાય એમ ઇચ્છે છે, સાધ્વીઓની વાતમાં ધ્યાન ચુકાશે તો પ્રિય દર્શન ખોવું પડશે, નીચે કશો ખખડાટ થાય કે સરસ્વતીચંદ્ર જ હશે એમ ધારી તેનું ચિત્ત ફરકે છે. દર્શનાતુરાનું આ ચિત્ર વેધક છે. અંધકારની ગુહા અને ખડકો ને ચન્દ્રિકા, નૈરાશ્ય અને આપત્તિનું અંધ ભવિષ્ય, સાધ્વીઓ ને કુસુદ સામસામે તોળાય છે. ચન્દ્રિકા જેવાં પ્રેમકિરણ સિવાય આશાનું કશું આસ્પદ નથી, એવો ધ્વનિ નીકળે છે. શબ્દની શક્તિ એવી છે કે ચન્દ્રિકાની શાન્તિ અને પ્રકાશનું સૂચન કરે, ખડકોની કઠણાઇ અને ઉચ્ચાવચતા દાખવે, અને પાંદડાંના ખખડાટ અને પવનનો સુસવાટ પણ સંભળાવે.

આ શાન્ત અને ગંભીર વર્ણનની જોડે ચોથા ભાગમાં પ્રકરણ ૩૧માને અંતે આવતું ભયાનક અંધકાર અને વિજળી અને ગર્જનાઓનું વર્ણન[૧૨] મૂકવા જેવું છે. એ જ કલ્પના,

---

૧૧. 'સર૦' ભાગ ૪થો, પૃ. ૩૧૪.
૧૨. 'સર૦' ભાગ ૪થો, પૃ. ૫૮૫.

એ જ કવિત્વ, એ જ અતીન્દ્રિય અનુભવ. આ ત્રીજી ભૂમિકામાં, સામાન્ય રીતે, લયનો સંયમ એ વિશિષ્ટતા છે; શૈલી છટાદાર કરવાના કે થઇ હોય તો તેને માણવાના લોભમાં ગોવર્ધનરામ તણાતા નથી; કલામાં કલા છુપાઈ જાય છે; રસરૂપ એકાકાર થાય છે અને આપણે કુદરતદ્વારા પાત્ર નિહાળીએ છીએ કે મનુષ્ય મારફત પ્રકૃતિ અનુભવીએ છીએ તેની કશી ગમ પડતી નથી.

કલ્પનાનું બળ અને અનુભવની ઉત્કટતાએ કાવ્ય જેવી અને ગોવર્ધનરામની શૈલીનાં કેટલાક લક્ષણો બરાબર દાખવતી એક અશાન્ત રસની કંડિકા જોઇએ :

"જે ક્ષણે સરસ્વતીચન્દ્ર જડ જેવો, મૂર્ખ જેવો, રાંક જેવો, સ્વપ્નસ્થ જેવો, સમાધિસ્થ જેવો, આ પ્રમાણે ઉભો હતો તે પ્રસંગે રાત્રી પણ એના જેવી જ નિરંકુશ બની, સંસારનાં સુખદુઃખની ચેતના નષ્ટ કરી, નિશ્ચેતન જેવી પૃથ્વીના એક છેડાથી બીજા છેડા સુધી વ્યાપી રહી જડ જેવી ઉભી રહી;

કર્તવ્ય-અકર્તવ્યનું

યોગ્ય-અયોગ્યનું

ભાન નષ્ટ કરી,

સુકૃત પાતક કરનારાઓને સરખા કરી,

પંડિતોને બુદ્ધિહીન નિદ્રાવસ્થામાં નાખી,

બ્રહ્મચર્ય અને સંન્યાસના વ્રતવાળા પુરુષોને સ્વપ્નસૃષ્ટિમાં રમાડી,

રંકને રાજને

મૂર્ખ જેવા કરી રહી;

તેજહીન પ્રકાશહીન ચેતનહીન થઈ ગયેલા સંસારરૂપ આ મહાસ્મશાનમાં નિર્ભય શબરૂપે પડી, ઘુવડ અને શિયાળ જેવાં પ્રા-

પોક મૂકી રોતાં સંબંધીયો વચ્ચે. કાળાગ્નિની ભડભડ બળતી અજરામર એકાંત અને ભયંકર ચિતાના મુખમાં ખવાવા લાગી; શૂન્ય જેવા દશે દિશ વ્યાપતા અંધકારના અદષ્ટ અવયવોમાં કલ્પનાની પેઠે ભરાઇ મચી રહેલા જંગલો, પર્વતો, નગરો અને પ્રાણીઓના અંતર્ગત ઠઠ કાઢને આંખો મીંચી જોઈ રહેતી હોય, તે મહાસ્વપ્નમાં જ સિંહ વાઘ વગેરેની ભયંકર ગર્જનાઓને લવતી હોય, તેમ સુષુપ્તિ સમયે જાગૃત સંસ્કારોમાં પ્રવાહપતિત થઇ ગઇ; બાહ્ય સંસારના પ્રપંચોને અગોચર કરી ચારે પાસ અંધકાર ભરી સરસ્વતીચંદ્રના મગજમાં કોઇ સર્વવ્યાપી એક તત્ત્વનો લય કરી એ લયમાં જ સમાધિસ્થ થઇ ગઇ. 'ઘર છોડ્યું', લક્ષ્મી છોડી, પિતા છોડ્યા, મિત્ર છોડ્યો, કુમુદ છોડી અને સ્નેહ પણ છૂટી ગયો; એ સર્વ પટ સરી ગયા તેની સાથે જ એ ઉપાધિપટમાં ઢંકાયલું તત્ત્વ જાતે અપ્રયાસે દૃષ્ટિગોચર થયું હોય તેમ તે જોતો સરસ્વતીચંદ્ર અત્યારે

જંગલ વચ્ચે

અંધકાર વચ્ચે

ઉભો રહ્યો

અને ઉંડા વિચારમાં

વિચારશૂન્ય જેવો

લીન થઈ ગયો. "[૧૩]

રાત્રિનું આવું ભીષણ વર્ણન ગુજરાતી સાહિત્યમાં છે નહીં;[૧૪] અંગ્રેજી સાહિત્યમાં કહીંક જ વાંચ્યું છે. રાત્રિનાં અવનવાં દશ્યોમાં, તેના ભાતભાતના નાટારંગમાં ગોવર્ધનરામ કવિની, ચિન્તકની, સાધકની તદ્રૂપતા સાધી શકે છે. સર્વ ભેદોને સમાવતી તમિસ્રામાં દિવ્યતા, ઇશ્વરનું પ્રતીક, લોકક્ષયકૃત કાળનું

૧૩. 'સર૦' ભાગ ૨ જો, પૃ. ૧૫૭.

૧૪. નરસિંહરાવની કવિતામાં રાત્રિનાં કેટલાંક વર્ણન છે, સુંદર છે, પણ આ કોટિનાં નથી.

પ્રતીક તે દેખે છે, તેના જેટલું ભવ્ય–રૌદ્ર કુદરતનું કોઈ દૃશ્ય નથી. સાગરને તીરે, ઉન્નત ગિરિની તળેટીમાં પામરતા અનુભવાય પણ સ્વસ્થતા સાચવી શકાય, પણ પોતાના પેટાળમાં દ્રષ્ટા અને દૃશ્યને સમાવતી રાત્રિ, આપણે આંખમિંચામણાં ન કરીએ તો, છળાવે એવી હોય છે. અહીં વાક્યકલાપનો લય અપરિચિત નથી, વર્ણનું સગમતા આપતું સંયોજન પણ અજાણ્યું નથી, પણ તેના વિનિયોગે તેજસ્વી કલ્પનાએ કરેલું રોમાંચક રાત્રિવર્ણન, બીષણ રાત્રિને તો ખડી કરી દે છે, સાથે સરસ્વતીચંદ્રની એકલતાનું તીવ્ર સંવેદન પણ કરાવે છે. શૈલીની આ ત્રીજી ભૂમિકા વસ્તુતાએ લયની અથવા પદ્યના પ્રવાહની ત્રીજી ભૂમિકા નથી, પણ એનો વિશેષ છે ને એમાં સિદ્ધ વાદનનો ઉચ્ચતમ રસવિષયમાં વિનિયોગ થાય છે.

૨-૩-૧૯૩૮

ઊંડી રજની

આ શી ઊંડી રજની આજની
બજે ઊંડા ઝણકાર !
× × ×
મૂક બન્યો ભેદ ગંભીરી રે
સ્તબ્ધ ઊભો હું આ વાર;
મૂક અસંખ્ય ભેદો કંઈ
કરે મોઝમ પાર ઝંકાર રે
આ શી ઊંડી રજની !

[ 'હૃદયવીણા' ] —સ્વ. નરસિંહરાવ

# ભગવાનલાલ ભટ્ટને

## અંજલિ[1]

[ વિલાપાર્લા: સોમવાર તા. ૧૩મી જૂન ૧૯૩૮ની સવારે જાહેર સભામાં પ્રમુખ લેખે વાંચેલું ભાષણ ] ×

આપણા પૂજ્ય સમર્થ આર્ય પૂર્વજો કહી ગયા છે કે આ સંસારી જીવન તો પંખીઓના માળા જેવું છે. એમના એ તત્ત્વબોધની વાસ્તવિકતા આપણને આ વીશમી સદીનાં લન્દન ન્યુયોર્ક પારિસ મુંબાઇ જેવાં લાખો નરપશુએ ખદબદી રહેલ મહાનગરોમાં રોજ ને રોજ પ્રતીત થાય છે. આપણે હિંદુમુસ્લિમો મોટે ભાગે આ મુંબાઇમાં જે બાંધણીનાં મકાનોમાં વસિયે છિયે તે મકાનો જ માળા કહેવાય છે. અને આખું મુંબાઇ પોતે અતિકાય અને બેડોળ ગાઢા જંગલ જેવું છે, જેમાં ઝાડે ઝાડે અને ડાળે ડાળે માળાઓમાં જ આપણે પંખી જેવાં મનુષ્યો ક્ષણ

---

૧. શ્રી ભગવાનલાલ ગિરિજાશંકર ભટ્ટ. જન્મ: શ્રાવણ શુ. ૧૨ ૧૯૩૬ (સને ૧૮૮૦), અવસાન જેઠ શુ. ૧૦ (તા. ૭–૬–૧૯૩૮)

× આ સભા પાર્લાની જિમખાના, પ્રૉપર્ટી હોલ્ડર્સ મંડળી, રેસિડંટસ મંડળી, સાહિત્યસભા, કેળવણી મંડળી, રાત્રિશાળા અને લોકશિક્ષણ સંસ્થા, સંસ્કૃત પાઠશાળા, કોઑપરેટિવ સોસાયટી, કોંગ્રેસ કમિટિ, ઉપરાંત સાંતાક્રૂઝ, અંધેરી અને ખારની સાહિત્યસભાઓ એમ બાર સંસ્થાઓએ સાથે મળીને ભરેલી હતી.

સવાક્ષણ રહિયે છિયે, ઊડાઊડ કરિયે છિયે. એક એક માળામાં પાંચ પાંચ માળામાં થઇને દશથી ત્રીશ કુટુંબ વસતાં હોય, તેમાંથી કોઇ કોઇને ઓળખે પણ નહીં! કાગડા, કાબર, ચકલી, હોલા, પોપટ, ચંડોલ, દીરાડી, લાવરી, વાગોળ, ચીબડી, ઘુવડ પોતપોતાની કા! કા! ચીં! ચીં! ઘુ! ઘુ! આદિમાં જ મશગૂલ! તમે સૌ પાલીવારી હિંદુ ભાઇઓ તમારી જાહેર સંસ્થાઓ અને પ્રવૃત્તિઓમાં ભાઇ ભગવાનલાલે અગત્યની સેવાઓ પૂરેપૂરી નિષ્ઠા અને કુનેહથી લાંબા કાળ લગી બજાવી છે, એટલું એમના વિષે જાણો છો. પરંતુ ભાઇ ભગવાનલાલ અહીં પાલી આવીને સ્થાયી વસ્યા તે તમારા માનીતા શ્રદ્ધાસ્પદ જાહેર સેવક અને નાયકની આગલી હકીકત વિષે તમને ન જેવી જ માહિતી છે, અને એમના એકાએક અને અકાળે થયેલ કાળ ઉપરથી તમને જો એમના આગલા જીવન વિષે જિજ્ઞાસા થઇ આવે, તે કુદરતી છે. આજ સવારે તમે મને આ સ્થાન લેવા ફરમાવો છો, તેનું કારણ મને લાગે છે એ જ, કે ભાઇશ્રી ભગવાનલાલને છેક બચપણથી ઓળખતા એમના મુંબાઇવાસી સ્નેહીઓમાં હું-એકાદ અપવાદ જતો કરિયે તો-સૌથી મોટી વયનો છું. એટલે એઓ પાલીવાસી બની રહ્યા, તે પહેલાંના એમના જીવન વિષે જ અત્યારે હું તમને થોડી માહિતી બનતા ટૂંકાણમાં આપીશ. અંદર કેટલુંક અંગત આવી જાય, વળી એક દાણાની બે દાળ જેવા એમના સહૃદ સ્વર્ગસ્થ ભાઈ હરિલાલ માધવજી ભટ્ટ વિષે પણ કંઇક કંઇક બોલી જાઉં, તો તે નભાવી લેશો.

લાઠી અને બાબરા પાસે ચાવંડ ગામના એક અતિજૂના અને કુલીન અને વિદ્વાન પ્રશ્નોરા નાગર કુટુંબના મણિશંકર રત્નજી ભટ્ટને કવિ "કાન્ત"ને નામે તમે સૌ જાણો છો. 'કાન્ત' આપણી ઉત્સી પેઢીના ઉત્તમ સાહિત્યમાં ત્રણ રીતે અમર છેઃ (૧) એમની પોતાની કવિતાથી, (૨) "કલાપી" કહે સુરસિંહજી ગોહિલના ગુરુ સ્નેહી અને સંપાદક લેખે, (૩) અને શ્રી

ન્હાનાલાલ દલપતરામ કવિના સ્નેહી અને આદિપ્રશંસક હેષે. ભાઈ ભગવાનલાલ 'કાન્ત'ની એક બહેનના પુત્ર. શ્રી ત્રિભુવનદાસ ગજ્જરે કલાભવન સ્થાપ્યું અને તેની સાથે શ્રી વડોદરા સરકારે પુરુષ–શિક્ષકોને તાલીમ આપતી શિક્ષણાનુભવશાળા (મેલ ટ્રેનિંગ કૉલેજ) જોડી, એટલે તેના પ્રિન્સિપાલ અને ગજ્જર સાહેબના વડા મદદનીશ લેખે મણિશંકર મુંબાઈ સરકારના શાળાખાતાની નોકરી છોડીને વડોદરે ગયા, અને એમના ભાણેજ ભગવાનલાલ છઠ્ઠું સાતમું ધોરણ વડોદરા હાઈસ્કૂલમાં ભણી ત્યાંથી જ મેટ્રિક પરીક્ષામાં પાસ થયા. હું એમને ઓળખું તે વખતથી, કેમ કે હું મણિશંકર વડોદરે વસેલા તે દરમિયાન એમની સાથે લગભગ વર્ષોવર્ષ ત્રણેક મહિના ગાળતો. આખી પ્રશ્નોરા નાત વિદ્યા, સાહિત્ય અને કલાની શોખી, તેમાં ભગવાનલાલના આ શોખ 'કાન્ત' જેવા મામાને ત્યાં કિશોર વયમાં રહીને ભણ્યા તેથી વિશેષ ખીલવા પામેલા.

'કાન્ત'ના આ ભાણેજ અને એમના ભત્રીજા (જૂનાગઢ કૉલેજના પ્રોફેસર) હરિલાલ માધવજી ભટ્ટ બેની જાણે જોડી, અને હરિલાલ તો કૉલેજ–શિક્ષણ માટે મારે લીધે પૂણે ડેક્કન કૉલેજમાં પ્રથમથી દાખલ થઈ એમ. એ. લગી ત્યાં જ ભણેલા, એટલે હરિલાલનો મારા ઉપર અને મારો હરિલાલ ઉપર સ્નેહ વિશેષ. એમ પણ ભગવાનલાલ મારા પરિચયમાં વિશેષ આવેલા. બંને 'કાન્ત'ના કુટુમ્બી તેમ મારા ય કુટુમ્બી થઈ રહેલા. બંનેને એમના ગૃહજીવનમાં થોડાં વર્ષ અત્યંત દર્દમય લગભગ અસહ્ય યાતનાનાં ગયેલાં, તેનો પણ મને બંનેએ હું જાણે એમનો મામો કાકો કે મોટો ભાઈ થતો હોઉં એટલે દરજ્જે સાક્ષી બનાવેલો. મણિશંકર તો વડીલ એટલે એમની આગળ જીભ ઓછી ઉકલે તેવો કશો સંકોચ મારી સાથેના સંબંધમાં એમને નહોતો. વળી આ અરસામાં મણિશંકર પોતે પોતાના ધર્મમંથનમાં અને સાંસારિક કલહ–કલ્પાંતમાં ગળાબૂડ ડૂબેલા, એમ પણ આ યુવક

હૃદયોની વરાળ મારી તર્ફ વળેલી. આવા સ્નેહ આવા હૃદય-સંબંધ અને તાદાત્મ્યભાવ જ દુન્યવી મુશીબતોમાં સાચા વીસામા છે, માણસને ઊંડો બનાવે છે, અને દુઃખની ઝાળોમાં શેકાતો ભૂંજાતો હોય, તથાપિ તેને આર્દ્ર અને માયાળુ રાખે છે.

મને મારા એકાકી જીવનમાં આ દોસ્તયુગલથી બે અમૂલ્ય લાભ થયા તે પણ અસારે જણાવું છું. કલાકાર સર્જક નવો ચીલો પાડવા મથનાર આદિને સદ્‌ભાવની હૂંફ આવશ્યક છે. આપણો ગુજરાત એક કોટિથી વધારે વ્યક્તિઓનો મુલક છે, પણ એ શતલક્ષ જનતામાંથી મારા મુક્ત પૃથ્વી ભણી અને મારી કવિતા ભણી અને શકુન્તલાના મારા તરજુમા ભણી જાણે કોઇ જુવે જ નહીં અથવા ભૂલભૂલમાં નજર પડી જાય તો કટાક્ષ જ ફેંકે, એવાં પણ કેટલાંક વર્ષ મારે સહેવાં પડેલાં છે. અને આવી ઉપેક્ષા કેટલી તો વસમી લાગે છે, તે ઊગતા કવિ કલાકાર આદિ વર્ગનાં હૃદયો જ જાણી શકે. એ વર્ષોમાં પણ આ બે મારા લઘુ બંધુઓને મારામાં મારી કવિતામાં મારા પ્રયોગોમાં પૂરેપૂરી શ્રદ્ધા હતી, મારાં કરતાં ય સવાઇ શ્રદ્ધા હતી, એમ કહું તો પણ ખોટું નથી. એમનાં દુઃખદર્દો દુન્યવી પ્રયાસો અને મુશ્કેલીઓમાં એમના દિલને મારો કંઇક ટેકો મળ્યો હશે, તો મારા દિલને આ એમની સાનુરાગ શ્રદ્ધાનો ટેકો પણ જેવો તેવો ન હતો. મારો કવિતાપ્રવાહ મારી પ્રયોગખોરી અટકી પડવાના સંજોગ બળવાન હતા, તથાપિ તેમ ન બન્યું, એ મારી અસ્મિતા નીરોગી પ્રવૃત્તિમય રહી અને આગળ વધવા પામી, તેની ગુજરાતી સાહિત્યભોગીઓને લગીરે કદર હોય, વા થવામાં હોય, વા થવાની હોય, તો એ આપણા જડસા બંધુઓએ તેનો થોડોઘણો જશ આ બે દોસ્તયુગલને—ભગવાનલાલને અને હરિલાલને—ખાતે જમા આપવાનો છે.

અને આ બે યુવાન મિત્રોથી મને બીજો અમૂલ્ય લાભ આ થયો કે મણિશંકર ભિરતી ખ્યાલો અને વહેમો અને સ્ત્રી-

કનિષ્ઠ તરફ વળ્યા ત્યારથી અમારી એ ગાઢી મૈત્રીમાં પણ ત્રૂટ પડી, જેને એક બે આપમતલબી.વિઘ્નસંતોષીઓએ ફાચર મારીમારીને વધારવાની કોશિશ પણ કરેલી. તથાપિ એ ત્રૂટ થોડા જ સમયમાં પાછી સંધાઈ ગઇ, તે બનાવે આ બે-ભાઇઓના અમારા બંને ઉપરના અઢળક સદ્‌ભાવનો જ પરિણામ હતો. મણિશંકરના જીવનનું છેલ્લું પર્વ જો કંઈક રાહતનું વીત્યું તો તેના મુખ્ય કારણ લેખે પણ હું તો સ્વર્ગસ્થ અ. સૌ. નર્મદાની સાથે સાથે ભગવાનલાલ અને હરિલાલની એમના તરફની પૂજ્યબુદ્ધિ, નિર્મલ પ્રીતિ અને વિનમ્ર દયાને ગણું છું.

મેથ્યુ આર્નોલ્ડે એક ઠેકાણે કવિ ગ્રે વિષે કહ્યું છે:–" He could never speak out, ખુલ્લા દિલથી અને પૂરી અદાથી એની જીભ ઉકલી જ શકી નહીં." ભગવાનલાલ કે હરિલાલ કંઈ કવિ નહોતા. પણ બંને રસિક અને સાહિત્યભોગી હતા. બંનેમાં શક્તિઓ સારી પેઠે હતી જે ફરીફરીને આવિષ્કાર માટે સળવળતી પણ. એ એમની શક્તિઓ વાણી દ્વારા કે સર્જનરૂપે ખીલવા પામી નહીં કે પૂરતો આવિષ્કાર પણ સાધી શકી નહીં. ઘણા ઘણા દાખલાઓમાં આમ બને છે અને એ અણુવિકાસનાં કારણો પણ સમજાતાં નથી. ભગવાનલાલ અને હરિલાલને માટે હું કહી શકું છું કે એમની શક્તિઓ કુંઠિત રહી અને આવિષ્કાર પામી નહીં, તે એક તો એ બંને સારી પેઠે વિનમ્ર હોવાથી. કેટલીક મુદ્દાની બાબતોમાં દુનિયાનાં ચલણી તોલાંકાટલાં સિદ્ધાન્તનિર્ણાયક નથી એટલે કે જૂઠાં છે. વિનમ્રતા ગુણ મોટો અને ઉન્નતિસાધક કે મહેચ્છા મહત્ત્વાકાંક્ષા-' એમ્બિશન 'નો ગુણ એનાથી ચડે? વ્યવહારું દુનિયા ચોકખો એકધારો નિર્ણય નથી આપતી. વિનમ્રતાને ખૂબ વખાણે છે, મહેચ્છાને ખૂબ વખાણે છે, આસક્તિ–અનાસક્તિ ભોગ–ત્યાગ આદિ વચ્ચે અટવાયા કરે છે. ભાઇ ભગવાનલાલ સારી પેઠે વિનમ્ર હતા. વળી એમની પહેલી પત્નીના અવસાન પછીનાં એમનાં કેટલાંક વર્ષ

અસંત દર્દ, નિરાશા અને દિઙ્મૂઢાવસ્થામાં ગયાં. નવપલ્લવ સશક્ત તરવર ઉપર હિમ પડે અને તે ડધાઇ જ જાય, એમ એમને થઇ ગયેલું. પાંચ સાત વર્ષે પણ જીવ પાછો ઠામ આવ્યો, એ ફરી પરણ્યા, ધંધે વળગ્યા, વહીવટ અને જાહેર સેવાકાર્યો તરફ વળ્યા અને એમની શક્તિપ્રવૃત્તિ આદિની આટલી કદર થવા પામી, એવું કશું જ એમના જીવનની એ નિરાશામય મધ્યરાત્રિમાં કોઇથી પણ કળાય એમ હતું નહીં. એમનાં વ્યવહારુ કાર્યોની અને સેવાકાર્યોની વધતી જતી ફતેહ અને ફેલાતી સુવાસથી, એમના ફરી માંડેલા સંસારથી, અને વળી ભાઇશ્રી જુગતરામ વૈદ્ય અને સ્વ. મોહનલાલ મહેતા જેવા એમના આ પાછલા કાળના મિત્રોથી એમને વધુ વધુ રાહત મળી ગઇ, અને એ વિનમ્ર ભાઇના જીવનનો ત્રીજો અંક આમ આશાવંત, પ્રકાશમય અને સુખી બન્યો, એ જ હકીકત અત્યારે આપણને એમના અકાળ મૃત્યુની ગમગીનીમાં આપણો સાચો દિલાસો છે. એમના કુટુંબી મિત્ર સંબંધી અને આશ્રિતો પણ "એ તો જીવી ગયા" એ જ ભાવને દૃઢતાથી વળગીને પોતાની લાગણીઓને ધીરે ધીરે પાછી શાંત પાડી શકશે. અને મૃત્યુ પછીની ગતિ વિશે તર્ક ખેલનાર બંધુઓ પણ આવા દાખલામાં નિઃશંક માની શકે છે, કે એક વાર સારી પેઠે ચૂંથાઇ ચીંથાઇ ગયેલ જીવનને ફરી પાછું વ્યવહારુ ચીલે ચઢાવી તેમાંથી ક્રમક્રમે ઉત્તરોત્તર આ પ્રકારનો ફાલ પકવ્યો, તે ભાઇ ભગવાનલાલ જેવા પુરુષાર્થી જીવની મૃત્યુ પછી પણ સદ્ગતિ જ સંભવે છે. બાકી તો નાનાં કે મોટાં મહેન્દુ શું વિનમ્ર શું રાગી વિરાગી સત્તાકામી સેવાકામી નિષ્કામી આપણે સર્વ માનવી કેવળ જંતુઓ છિયે, લાભ હાનિ સ્વાર્થ સેવા જય પરાજય સુખ દુઃખ જીવન મૃત્યુ કશું જ આપણા હાથનો સોદો નથી, જે પળે જે વીને તે જ આપણે તો સ્થિર દૃષ્ટિએ દૃઢ ચિત્તે અને સૌમ્ય આત્માએ વધાવી લેવાનું છે. અને મૃત્યુ પ્રથમ ઝડપી જાય તેવા જંતુની પાછળ રહી જતા આપણા જેવાએ

તેમના વગર પણ ચલાવી લેવાનો કઠણ વિરાગ કેળવી જાણ્યે જ છૂટકો છે. રણસંગ્રામ ચાલી રહ્યો છે, બોમ્બ અને તીર, ગોળી સાંગ ભાલા ગદા વહ્નિ અને ઝેરી વાયુ વર્ષી રહ્યાં છે, આગલી હારોમાંના અનેકાનેક જંતુ એ શસ્ત્રાસ્ત્રના ભોગ થઇ ચોતર્ફ ખપી જતા જુવે છે તેથી કંઇ તે કે પાછળની હારોના જંતુઓ શસ્ત્રાસ્ત્ર ફેંકી દઇ રણસંગ્રામમાંથી ખસી જઇને નિવૃત્ત થઇ શકતા નથી. સાચી નિવૃત્તિ રણસંગ્રામને પૂરેપૂરો આપણે ય તે ખપી જઇયે ત્યાં લગી ખેલવાખેડવામાં જ રહી છે. ॐ શાંતિ ! શાંતિ ! શાંતિ !

વહાલાંઓને પ્રાર્થના

રોનારૂં ભીતરમાં રોતું:
સ્હેનારૂં ભીતર ના લ્હોતું:
દૂર સખાનું હૈયું
સાથે રોતું ને લ્હોતું !

વ્હાલાંઓ ! વ્હાલાંને કહેજો !
સાગરમાં તો સાથે વ્હેજો !
સ્હેવાનાં એકા બીજાનાં
સાથે સૌ સ્હેજો.

कान्त

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

સુરાષ્ટ્ર

# ક્ષત્રપ ઇતિહાસની

## પુનઃ પરીક્ષા

સ્વર્ગસ્થ પં. ભગવાનલાલ ઇન્દ્રજીએ ક્ષત્રપ સિક્કાઓનો અભ્યાસ કરીને ક્ષત્રપ રાજવંશના ઇતિહાસની રૂપરેખા પચાસ વર્ષ પહેલાં મુંબઈ ગેઝેટીઅરમાં દોરી હતી. પછી તેમાં અધ્યાપક રેપ્સને ઇ. સ. ૧૯૦૮માં બ્રિટિશ મ્યુઝીઅમના ક્ષત્રપ સિક્કાઓની સૂચી પ્રકટ કરતાં ઉપોદ્ઘાત' લખીને સુધારાવધારા કરી ક્ષત્રપ ઇતિહાસને ઉંડી છાપ મારી. એ પછી ઇ. સ. ૧૯૧૧માં ગેવાડ-ના વાંસવાડાના સર્વાનિયા ગામમાંથી ૨૩૯૩ ક્ષત્રપ સિક્કાઓ મળી આવ્યા. તેનું ઉંડું વિવરણ ડૉ. દેવદત્ત ભાંડારકરે આર્કિઓલોજિકલ સર્વે ઑફ ઇન્ડીઆના ૧૯૧૩-૧૪ના રિપોર્ટમાં લખ્યું છે. પછી બેસનગરના ખોદકામમાંથી તથા સિંધના મીરપુર ખાસના બૌદ્ધ સ્તૂપમાંથી પણ થોડા ક્ષત્રપ સિક્કાઓ ડૉ. દેવદત્ત ભાંડારકરને મળ્યા હતા, જેનું વિવરણ એમણે ૧૯૧૩-૧૪ના તથા ૧૯૧૪-૧૫ના આર્કિઓલોજિકલ સર્વેના રિપોર્ટોમાં લખ્યું છે. પછી ઇ. સ. ૧૯૨૫માં છિંદવાડાના સોનપુર ગામમાંથી ૬૩૮ ક્ષત્રપ સિક્કાઓ અને હાલમાં કાઠિયાવાડના વસોજ ગામમાંથી ૫૯૧ સિક્કાઓ

મળી આવ્યા છે. વળી જૂનાગઢના ખજાનામાં તથા ત્યાંના મ્યુઝી-અમમાં ક્ષત્રપ સિક્કાઓ પડ્યા છે અને એ બધાની પરીક્ષા મુંબઇના પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝીઅમના કયુરેટર શ્રી. ગિરિજા-શંકર આચાર્યે કરી છે.

આ બધી ક્ષત્રપવંશવિષયક નવી સામગ્રીનો ઉપયોગ કરીને તથા એ સાથે ક્ષત્રપકાલીન જૂની ઉપલબ્ધ ઐતિહાસિક સામગ્રીનું સૂક્ષ્મ વિવેચન અને પરીક્ષણ કરીને, કાશી વિદ્યા-પીઠના પ્રખ્યાત હિંદી ઇતિહાસસંશોધક શ્રી જયચન્દ્ર વિદ્યા-લંકારે ક્ષત્રપ ઇતિહાસ ઉપર નવો પ્રકાશ નાખ્યો છે. ઇ. સ. ૧૫૦થી ઇ. સ. ૩૮૮ સુધીના કાળની સુરાષ્ટ્રની-કંઇક અંશે પશ્ચિમ હિંદની ઐતિહાસિક ઘટનાઓનો જે ક્રમ, એ વિદ્વાને 'નાગરીપ્રચારિણી પત્રિકા'ના અઢારમા ભાગમાં 'સુરાષ્ટ્ર-ક્ષત્રપ ઇતિહાસકી પુનઃ પરીક્ષા ' એ મથાળાથી લખેલા લેખમાં ગોઠવ્યો છે, તે પ્રસ્તુત વિષયમાં, નવી સામગ્રી ન મળી આવે ત્યાં સુધી, અંતિમ નિર્ણય તદ્વિદોમાં ગણાશે.

ક્ષત્રપ સમયના ઇતિહાસમાં જેને રસ હોય તેણે અવશ્ય વાંચવા યોગ્ય આ લેખ છે. એ સમગ્ર લેખ છે તો મનનીય પણ ક્ષત્રપ ઇતિહાસ સંબંધી પ્રચલિત માન્યતાઓમાં જે પ્રમાણસિદ્ધ ફેરફારો એ લેખમાં સૂચવાયા છે તેનો જ ઉલ્લેખ આ નોંધમાં કરવા ધાર્યો છે.

રુદ્રદામાનો જૂનાગઢનો પ્રસિદ્ધ શિલાલેખ શક સં. ૭૨ (ઇ. સ. ૧૫૦ )નો છે. રુદ્રદામા પછી તેનો મોટો પુત્ર દામજદશ્રી મહા-ક્ષત્રપ થયો છે. તે પછી તેનો નાનો ભાઇ રુદ્રસિંહ પહેલો અને પુત્ર જીવદામા મહાક્ષત્રપ થયા છે. હવે શક સં. ૧૦૨-૩થી ૧૧૮ સુધીના જે ક્ષત્રપ સિક્કાઓ મળે છે-અને ક્ષત્રપ વંશના ઇતિ-હાસનો મુખ્ય આધાર સિક્કાઓ ઉપર છે એ પ્રસિદ્ધ છે-તે સિક્કાઓમાંથી શક ૧૦૨-૧૦૩-અને ૧૧૦-૧૨ના સિક્કાઓ-

માં રુદ્રસિંહને ક્ષત્રપ કહેલ છે અને બાકીના સિક્કાઓમાં મહાક્ષત્રપ કહેલ છે. પછી શક ૧૧૯માં જીવદામાને મહાક્ષત્રપ કહેલ છે. મહાક્ષત્રપ એટલે સ્વતંત્ર રાજા અને ક્ષત્રપ એટલે સામંત એ પારિભાષિક અર્થ ધ્યાનમાં રાખીને સિક્કાઓનો ઉપરો પુરાવો વિચારવો જોઈએ. બીજી તરફથી નાસિકની ગુફા નં. ૧૦માં આભીર શિવદત્તના પુત્ર આભીર રાજા ઇશ્વરસેનનો તેના રાજ્યકાળના નવમા વર્ષનો એક લેખ મળ્યો છે. એ લેખની લિપિ ઉપરથી પં. ભગવાનલાલ ઇન્દ્રજીએ તેને જૂનાગઢના લેખ પછી થોડા વખતમાં લખાયેલો ગણ્યો છે, અને એ ગણતરી સાચી હોય તો એનો અર્થ એવો થાય કે રુદ્રદામા પછી તરતમાં દામજ્દશ્રીના સમયમાં અપરાન્ત અને તેના પડોશનો પ્રદેશ સુરાષ્ટ્રના ક્ષત્રપોની સત્તામાંથી છૂટી ગયો હતો. રાજા ઇશ્વરસેન આભીરનો પિતા શિવદત્ત રાજા ન હતો. મતલબ કે રાજા ઇશ્વરસેને પોતે નવો રાજવંશ સ્થાપ્યો હોય કે કોઈ ગણરાજ્યે ઇશ્વરસેનને રાજા તરીકે ચૂંટ્યો હોય.

હવે જીવદામા અને રુદ્રસિંહના સિક્કાઓની ઉપર કહેલી સ્થિતિનો ખુલાસો રેપ્સને એ કાકા ભત્રીજાના ગૃહકલહમાં માન્યો છે. એટલે કે દામજ્દશ્રી પછી તેનો પુત્ર જીવદામા મહાક્ષત્રપ થયો પણ એક વર્ષમાં તેને ગાદી ઉપરથી ઉઠાડી રુદ્રસિંહ મહાક્ષત્રપ થયો પણ ૧૧૦-૧૨માં રુદ્રસિંહને પાછું ક્ષત્રપ બનવું પડ્યું. વળી ૧૧૩માં એ મહાક્ષત્રપ થયો. છેવટ ૧૧૯માં રુદ્રસિંહના મૃત્યુથી જીવદામા મહાક્ષત્રપ થયો પણ ડૉ. દે. રા. ભાંડારકરે રેપ્સનની આ કલ્પનાને નિરાધાર ઠરાવી છે. તેઓ કહે છે કે ૧૧૦-૧૧૩માં રુદ્રસિંહને ગાદી ઉપરથી ઉઠાડી જીવદામા મહાક્ષત્રપ થયો હતો એવો તર્ક કરવા માટે એ સમયનો જીવદામાનો મહાક્ષત્રપ ઉલ્લેખવાળો એક પણ સિક્કો મળેલો ન હોવાથી કંઈ આધાર નથી. ખરી રીતે રુદ્રસિંહને ખસેડી ઇશ્વરદત્ત આભીરે મહાક્ષત્રપ પદ શ. ૧૧૦-૧૧૩માં ધારણ કર્યું હોવાનો ડૉ. ભાંડારકરનો તર્ક વધારે સયુક્તિક છે.

ઇશ્વરદત્ત આભીર મહાક્ષત્રપના સિક્કાઓ આખા કાઠિયાવાડમાંથી મળ્યા છે. પણ તેના ઉપર શક સંવત કોતરેલો નથી પણ રાજ્યવર્ષ કોતરેલ છે, અને એ કારણને લીધે એના સમય બાબતમાં મતભેદને સ્થાન મળે છે. પ્રો. રેપ્સને શ. ૧૫૮-૧૬૦માં ઇશ્વરદત્તને મહાક્ષત્રપ માનેલ છે. પણ સર્વાણીઆમાંથી મળેલા સિક્કાઓના ઢગમાંથી મહાક્ષત્રપ યશોદામાનો શ. ૧૬૦નો સિક્કો મળ્યો છે. વળી પ્રો. રેપ્સને ઉપરની તારીખ માનવા માટે બીજી જે દલીલો કરેલી તેનું ડા. ભાંડારકરે ખંડન કર્યું છે. અને બધી રીતે ઇશ્વરદત્ત આભીરનો સમય શ. ૧૧૦-૧૧૩ ઇ. સ. ૧૮૮-૧૯૧માં માનવાનો એ વિદ્વાનનો મત ઠીક લાગે છે. છતાં ઘણાખરા ભારતીય વિદ્વાનો હજી પ્રો. રેપ્સનને અનુસરી ઇશ્વરદત્તનો સમય ઇ. સ. ૧૩૬-૩૮ માન્યા કરે છે. શ્રી જયચન્દ્ર વિદ્યાલંકાર કહે છે કે પોતે 'ભારતીય ઇતિહાસકી રૂપરેખા'માં એ ભૂલ કરી છે. અને સ્વ. પુરાતત્ત્વવિદ્ જાયસવાલજીનું પણ એ તરફ લક્ષ નહોતું ગયું. જો કે એ બે ય વિદ્વાનોએ પુરાણોક્ત સાત અથવા દશ આભીર રાજાઓનો ૬૭ વર્ષનો સમય પાછલા આન્ધ્ર રાજાઓની સાથે હોવાની જે વાત લખી છે તે ડૉ. ભાંડારકરે સૂચવેલી ગોઠવણુ પ્રમાણે ઇશ્વરદત્તને ઈ. સ. ૧૮૮-૯૦માં મૂકવાથી વધારે સ્પષ્ટ થાય છે. સાતવાહનોની પડતી વખતે લગભગ ઇ. સ. ૧૮૦માં આભીરોનો ઉદય થયો અને પ્રાયઃ ૬૭ વર્ષ રાજ્ય કર્યાં પછી તેઓ ઇ. સ. ૨૪૮માં વાકાટકોને આધીન થઇ ગયા એ રીતે સંકલના સારી બેસે છે. રુદ્રસિંહના રાજ્યકાળનો શક ૧૦૩નો એક લેખ ગુંદા(કાઠિયાવાડ)માંથી મળ્યો છે, જેમાં રુદ્રસેનના આભીર સેનાપતિ રુદ્રભૂતિનું નામ છે. મતલબ કે સેનાપતિ તરીકે ક્ષત્રપોના રાજ્યમાં આભીરો કામ કરતા હતા. અને કોઇ સેનાપતિએ રાજાને ઉઠાડી ગાદી પચાવી પાડી હોય એ સંભવિત છે. પણ બે વર્ષ પછી રુદ્રસિંહે ગાદી પાછી લઇ મહાક્ષત્રપ-પદ ધારણ કર્યું છે. છતાં લાટ દેશ તો પછી પણ ક્ષત્રપોના હાથમાંથી

નીકળી જઇ આભીરોને આધીન રહ્યો હોય એમ લાગે છે; જોકે, પુષ્કર અને ઉજ્જૈનથી મળેલા સિક્કાઓ ઉપરથી ઇ. સ. બીજી સદીના અન્ત સુધી ક્ષત્રપોનું રાજ્ય ઉજ્જૈન અને પુષ્કર સુધી હોય તો તેનો અસંભવ નથી. ટૂંકામાં ક્ષત્રપ સિક્કાઓના છેલ્લા પુરાવાથી એવા નિશ્ચય ઉપર શ્રી જયચન્દ્ર વિદ્યાલંકાર પહોંચે છે કે ઇ. સ. ૧૮૦ની લગભગ અપરાન્ત અને દક્ષિણ ગુજરાતમાં ક્ષત્રપ રાજ્યને બદલે આભીર રાજ્ય સ્થપાય છે અને ઇ. સ. ત્રીજી શતાબ્દીના આરંભમાં ઉજ્જૈન–માહિષ્મતી પ્રાન્ત પણ ક્ષત્રપ સત્તામાંથી છૂટી જાય છે અને એ ભાગ ઉપર સ્વ. જાયસવાલજીના કહેવા પ્રમાણે ભારશિવોનું આધિપત્ય સ્થપાય છે.

ઉપર પ્રમાણે ક્ષત્રપ રાજ્ય નબળું પડ્યા પછી છેવટ એનો નાશ કેવી રીતે થયો એ બાબતમાં પણ નવો પ્રકાશ મળ્યો છે. ક્ષત્રપ વિશ્વસેનના શક ૨૧૫થી ૨૨૬ના (ઇ. સ. ૨૯૩થી ૩૦૪ના) જે સિક્કાઓ મળ્યા છે તે કેવળ ક્ષત્રપી સિક્કાઓ છે. મતલબ કે વિશ્વસેન મહાક્ષત્રપ થઇ શક્યો નથી. અને એથી આગળ રુદ્રસિંહ બીજાના ઇ. સ. ૩૦૪થી ૩૧૬ સુધીના અને તેના પુત્ર યશોદામાના ઇ. સ. ૩૧૬થી ૩૩૨ સુધીના ક્ષત્રપી સિક્કાઓ મળ્યા છે. અને શક ૨૫૪–ઇ. સ. ૩૩૨ પછી ૧૬ વર્ષ સુધી કોઇપણ ક્ષત્રપ સિક્કો મળ્યો નથી એટલે ક્ષત્રપ રાજવંશનો અંત આવ્યો હોય એમ જણાય છે. શક ૨૯૫–ઇ. સ. ૩૧૭માં મહાક્ષત્રપ ભર્તૃદામાના મરણ પછી મહાક્ષત્રપપદનો ક્ષત્રપ વંશમાં પત્તો લાગતો નથી એટલે કે પછીના ક્ષત્રપો સ્વતંત્ર રાજા મટીને કોઇના સામંત બન્યા છે અને ૩૬ વર્ષ પછી ક્ષત્રપપદનો પણ લોપ થઇ જાય છે.

આ રીતે ક્ષત્રપ વંશનો લોપ શાથી થયો ? પ્રો. રેપ્સને ક્ષત્રપ સિક્કાઓના પુરાવા ઉપરથી પશ્ચિમી ક્ષત્રપોના રાજ્ય ઉપર બહારથી આક્રમણ થયું હોવાનો તર્ક કર્યો જ હતો પણ "આ બહારનો હુમલો કોના તરફથી થયો એ જાણી શકાતું

નથી અને જ્યાં સુધી પડોશી રાષ્ટ્રોનો ઈતિહાસ વધારે જાણવામાં ન આવે ત્યાં સુધી અનુમાન નહિ થઇ શકે" એવું પ્રો. રેપ્સને લખ્યું છે. પણ હવે ક્ષત્રપોનાં પડોશી રાજ્યોના ઈતિહાસ ઉપરથી સ્વ. જાયસવાલદ્વારા અંધકારનો પડદો દૂર થતાં ક્ષત્રપો ઉપરનું ઉપર કહેલું આક્રમણ વાકાટક ચક્રવર્તી પ્રવરસેનના દિગ્વિજયનું પરિણામ ઠરે છે. આ વાકાટક સમ્રાટ પ્રવરસેને દિગ્વિજય પછી અશ્વમેધ યજ્ઞ કર્યો હતો.

આ રીતે ક્ષત્રપોનો વાકાટક પ્રવરસેનને હાથે ઇ. સ. ૩૩૨માં પરાજય થયા પછી તેઓનું શું થયું ? આ પ્રશ્ન ઉપર ઉપરકોટ અને સર્વાણીઆના ક્ષત્રપ સિક્કાઓથી પ્રકાશ પડે છે. ઇ. સ. ૩૩૨(શક–૨૫૪)ના યશોદામા દ્વિતીયના છેલ્લા સિક્કા પછી સોળ વર્ષે ઇ. સ. ૩૪૮નો સ્વામી રુદ્રસેન ત્રીજાનો મહાક્ષત્રપી સિક્કો મળે છે, જેમાં તે પોતાને મહાક્ષત્રપ સ્વામી રુદ્રદામા-(બીજા)નો પુત્ર કહે છે. એનો અર્થ એટલો જ કે મહાક્ષત્રપ પદ પાછું આ રુદ્રદામાએ મેળવ્યું હોવું જોઇએ. પણ એનો કોઇ લેખ કે સિક્કો મળતો નથી એ ઉપરથી એનો રાજ્યકાળ અતિ ટૂંકો હોવાનો તર્ક થાય છે. અને પ્રવરસેનનું મૃત્યુ ઇ. સ. ૩૪૪–૪૫માં થયું અને ઘણું કરી એ જ વર્ષમાં રુદ્રદામા(બીજા)એ પાછું મહાક્ષત્રપ પદ મેળવ્યું એમ માનવામાં વાંધો નથી. આ બધા પુરાવા ઉપરથી સ્પષ્ટ થાય છે કે વાકાટક પ્રવરસેને પહેલાં ઇ. સ. ૨૯૫માં ક્ષત્રપોને પોતાના સામંત બનાવ્યા અને પછી સં. ૩૩૨માં ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યા. અને પ્રવરસેનના મરણ સાથે વાકાટકસામ્રાજ્ય વિપત્તિમાં આવી પડ્યું એટલે ક્ષત્રપો પાછા સ્વતંત્ર રાજા થઇ ગયા.

ક્ષત્રપ રાજવંશનો છેવટનો નાશ તો ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યને હાથે થયો છે પણ તે પહેલાં સમ્રાટ સમુદ્રગુપ્તે પણ ક્ષત્રપોને દબાવ્યા હોય એમ જણાય છે. પ્રવરસેન વાકાટકના મરણ પછી પાછા સ્વતંત્ર થયેલા ક્ષત્રપો કચ્છ, સિન્ધ, સુરાષ્ટ્ર અને ઉત્તર–

પૂર્વ ગુજરાતમાં પોતાની સત્તા સંભાળીને બેઠા હતા ત્યાં, દિગ્વિજય કરવા નીકળેલો સમુદ્રગુપ્ત દક્ષિણાપથને વશ કરી, આર્યાવર્તનાં અનેક રાજ્યોને ઊખેડી નાખી તથા આટવિક રાજ્યોને આધીન કરી સુરાષ્ટ્રના ક્ષત્રપરાજ્ય ઉપર તૂટી પડ્યો, પણ તેણે ક્ષત્રપોને હરાવી, એ જ વંશની પુનઃ પ્રતિષ્ઠા કરી. સમુદ્રગુપ્તની આ ચડાઈનો બનાવ ઇ. સ. ૩૫૧માં બન્યો હોવાનું ઉપરકોટ તથા સર્વાણીઆના સિક્કાઓના પુરાવાથી નક્કી થાય છે. એકાએક રાજ્યની ઉથલપાથલ થઇ હોય એવું સૂચવતા શક ૨૭૨( ઇ. સ. ૩૫૧ )ના તાજા પાડેલા સિક્કાઓ દાટેલા મળ્યા છે.

ઉપર પ્રમાણે શક ૨૭૩( ઇ. સ. ૩૫૧ )માં બંધ થયેલા ક્ષત્રપ સિક્કાઓ દશ વર્ષ પછી પાછા ચાલુ થાય છે. કારણ કે સમુદ્રગુપ્તે ક્ષત્રપવંશની પુનઃ પ્રતિષ્ઠા પોતાને હાથે જ કરી હતી. 'મહારાજ ક્ષત્રપ' જેવી નવી પદવી ગુપ્તોના સામંત તરીકે જ, ક્ષત્રપોએ ધારણ કરી હોવી જોઇએ. ક્ષત્રપોનો છેલ્લો નાશ શક, ૩૧૦થી ૩૨૦ ( ઇ. સ. ૩૮૮થી ૩૯૮ ) વચ્ચે ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યને હાથે થયો છે. પણ સુરાષ્ટ્રના આ ક્ષત્રપ-શકોના નાશ કરનાર તરીકે ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય શકારિ કહેવાય છે એવી જૂની, છેક વિન્સેન્ટ સ્મિથ સુધી ઐતિહાસિકોએ સ્વીકારેલી, માન્યતા હવે તજી દેવાઈ છે. 'દેવીચન્દ્રગુપ્તમ્' નાટકના ઉતારાઓ પ્રસિદ્ધ થયા પછી સમુદ્રગુપ્તનો ઉત્તરાધિકારી ગુપ્તરાજ ચન્દ્રગુપ્ત નહિ પણ તેનો મોટો ભાઈ રામગુપ્ત હતો એવી માન્યતા ઐતિહાસિકોમાં પ્રચલિત થઇ છે. આ રામગુપ્તવિષયક શોધ સૌથી પહેલી, શ્રી. જયચન્દ્ર વિદ્યાલંકાર કહે છે તેમ શ્રી ચન્દ્રધર ગુલેરીએ કરી છે. ( જુઓ ના. પ્ર. પ. ૧ પૃ. ૨૩૪-૩૫ ) *અને પછી સ્વ. રાખાલદાસ બેનરજી અને ડૉ. આલતેકરે નંદી* વ્યાખ્યાનોમાં આસપાસની અનેક દલીલોથી પુષ્ટ પ્રતિપાદન કર્યું છે.[૧] આ રામગુપ્ત ઉપર જે શક રાજાએ ચઢાઈ કરી તેને ઘેરી

૧. ગુજરાતમાં આ રામગુપ્ત-ચંદ્રગુપ્ત-ધ્રુવસ્વામિનીદેવી.

લીધો તથા ધ્રુવસ્વામિનીદેવીને આપી દેવાની ફરજ પાડી તે શક રાજા સુરાષ્ટ્રનો ક્ષત્રપ નહિ પણ કાબુલનો કનિષ્ક-વંશજ શકરાજા હોવો જોઇએ એવો મત સ્વ. જાયસવાલજીએ કવિ રાજશેખરના

दत्त्वा रुद्धगतिः खसाधिपतये देवीं ध्रुवस्वामिनीम्
यस्मात्खण्डितसाहसो निववृते श्रीशर्मगुप्तो नृपः ।
तस्मिन्नेव हिमालये गुरुगुहाकोण क्वणत्कीचके
गीयन्ते यत्र ते कुमार शवरस्त्रीणां गणै· कीर्तयः ॥

એ પદ્યમાંના **તે હિમાલયમાં** જ શબ્દો ઉપર ભાર દઇને દર્શાવ્યો છે. ( જુઓ જ. બિ. ઓ. રી. સો. ૧૮ પૃ. ૨૮, ૨૯ ) અને શ્રી. જયચન્દ્ર વિદ્યાલંકાર એથી આગળ વધી શોધ કરે છે કે જે સ્થાને શકરાજાને ચંદ્રગુપ્તે હરાવ્યો તે સ્થાન એટલે વિષ્ણુપદગિરિ; જેના ઉપર ચન્દ્રગુપ્તે પોતાનો લોહસ્તંભ ઊભો કર્યો હોવાનું કુતુબમિનાર પાસેના લોહસ્તંભ ઉપર કોતરેલા શ્લોકમાં કહ્યું છે. આ વિષ્ણુપદગિરિ ગઢવ્યાસ નદીને કાંઠે શિવાલક અથવા સોલાસિંગી શૃંખલાના એક પહાડનું નામ છે.[1]

શ્રી. જયચંદ્ર વિદ્યાલંકારના 'સુરાષ્ટ્ર-ક્ષત્રપ ઇતિહાસકી

---

વિશેની ચર્ચા ઠીક ચાલી હતી. સ્વ. કેશવ હર્ષદ ધ્રુવે 'સમુદ્રગુપ્તનો ક્રમપ્રાપ્ત ઉત્તરાધિકારી 'નામનો નિબંધ નડીઆદની નવમી સા. પરિ.માં વાંચ્યો હતો. અને એ નિબંધના ચર્ચાસ્પદ મુદ્દાઓ વિષે સામો પક્ષ જાણવા મળે એ માટે સ્વ. રા. બેનરજી અને ડૉ. આળતેકરનાં વ્યાખ્યાનોનો અનુવાદ વસંત ૧૯૮૫ના પ્રથમ અંકમાં છપાયો છે. તેમ જ શ્રી. મુનશીએ 'ધ્રુવસ્વામિનીદેવી ' નામનું નાટક લખ્યું છે. તેમાં તેઓએ પણ સ્વ. કે. હ. ધ્રુવને અનુસરી ધ્રુવસ્વામિનીદેવી જેને રામગુપ્તે સોંપી દીધી તે સુરાષ્ટ્રનો ક્ષત્રપશક એ મત સ્વીકાર્યો છે.

૧. જુઓ જ. બિ. ઓ. રિ. સો. ગ્ર. ૨૦ પૃ. ૯૭-૧૦૦ તથા 'સુરાષ્ટ્ર ક્ષત્રપ ઇતિહાસકી પુનઃ પરીક્ષા ' પૃ. ૧૯.

પુનઃ પરીક્ષા' લેખમાં ક્ષત્રપવંશના જુદા જુદા રાજાઓનાં રાજ્યકાળનાં વર્ષો સંબંધી જે વિગતવાર સંશોધન કરવામાં આવ્યું છે તેની નોંધ આ સમીક્ષામાં નથી લીધી, પણ ક્ષત્રપ રાજ્ય ઉપર આભીરો, ભારશિવો, વાકાટકો અને ગુપ્તોનું એક પછી એક જે આક્રમણ થયું અને જેને પરિણામે એ વંશ નષ્ટ થયો તે આક્રમણો વિષે નવા મળેલા ક્ષત્રપ સિક્કાઓની અને પડોશી રાજ્યના ઇતિહાસની મદદથી જે નવો પ્રકાશ શ્રી. જયચંદ્રજીએ નાખ્યો છે તે તરફ અંગુલિનિર્દેશ કરીને સંતોષ માન્યો છે.

વિવેચન : એક દૃષ્ટિબિન્દુ

વિવેચનમાં વિવેચકનો કલ્પનાપ્રભાવ આવિર્ભૂત કરવાનો નથી હોતો, અને, વિવેચકના પોતાના ભાવ પ્રકટ કરી રસનિષ્પત્તિ કરવાની નથી હોતી. વિવેચનમાં ગંભીર મનનથી સદસદ્‌વિવેક કરવાનો હોય છે, એવા વિવેકનો માર્ગ દર્શાવવાનો હોય છે, ગુણદોષની પરીક્ષા કરવાનાં ધોરણની ચર્ચા કરવાની હોય છે, સારાસારની તુલના કરવાની હોય છે.

'કવિતા અને સાહિત્ય'                                    સર રમણભાઇ

પુ. ૩, પૃ. ૧૮૦

દામોદર કેશવજી ભટ્ટ

# એકલોહિયાં

અનંત રૂશનાઇ પર આકાશની જે સગ ચઢી રહી છે તેને ખેંચીને કાબૂમાં રાખનારો અને જોઇએ એટલી પ્રમાણુસરની ગતિ આપનારો ગાડીવાળો, ચોવીસ કલાકની કાળ-વરધીમાં તો કોણ જાણે માનવઘટનાના કેટકેટલા ફેરા નાખી આવતો હશે.

સમરત અને અઘોર નીલિમાના ઉદરમાં નિયમ અને સર્જનની કેટલી ય ગાડીગતિ ફરતી હશે, કેટલાં ય નિયામક તત્ત્વોની રોજી રળાતી હશે; કોઇ કોઇ વખત જીવનગતિના ભાડાની યે હરીફાઇ હશે અને કોઇ દિવસ બધી સ્પર્ધાને પરહરીને મેળનાં મંડળ પણ રચાતાં હશે. પણ ગતિની કૃપામાં યે રોજી રળવાના તિખાર તગતગે છે: અહીં અજાને દોઝખમાં ઉતારવાના, ત્યાં પરમતાને એકવાક્યતામાં પચાવવાના.

અહીં ધરતી પર પણ એવી ગાડીવાન-આવૃત્તિઓ ઓછી નથી.

કબ્રસ્તાનના કંપાઉન્ડ સામેનો ભાગ ઉજ્જડ રહેતો. બે-ચાર ગાડીવાળાના તબેલા સિવાય મકાનોની વસતી ત્યાં ઓછી કળાતી. ધરતીને કોઇ સ્થળે એવી કમ-વસ્તી કેટલીક વખત બહુ સેંકાર અને ભયકારી લાગે છે. છતાં યે એકાદ મકાનનું રડ્યું

ખડચું પારેવું જ્યારે એ વસ્તીસૂતી ડાળ પર બેસે છે ત્યારે વગડાનું યે જીવનજંતર બધી સંવાદિતામાં બજી ઊઠે છે.

દરિયાને સામે મોંએ મંડાયલા એ તબેલા રોજ વહેલી સવારમાં એનાં મુખ ખોલી એના માલિકોને ચપટી ચણ રળવાના ઉધામામાં ગરકાવ કરી દેતા. જડ સરલતા જેટલું બની શકે એટલું આપવાને બિચારી તૈયાર રહેતી પણ અદ્વૈતના પૂજારીઓએ અને કવિ-ફિલસૂફોએ એ બિચારીની વગોવણીમાં એનો ઘાણ કાઢી નાખ્યો છે. એ સરલતા ગમે એટલી સરલ અને કમાઉ થાય પણ એ તો અણમાનીતી બૈરી જેવી જ દશા ભોગવી રહી છે.

એ તબેલાઓને છેવાડે આવેલો એક પહોળો ડહેલો રોજ વહેલી સવારમાં કિચુડાટી કરતો ઊઘડે છે. એનાં પાટિયાં નવાં છે; એના મિજાગરા જાણે જૂના હોય એમ અવાજ વગર કોઇ દિવસ ઊઘડ્યા હોય એવું નથી બન્યું. ઊઘડતાં વેંત ડહેલો રોજ એવી મનોદશા વેઠતો કે આ દુનિયાનાં નવા પાટિયાંને હજી જૂના મિજાગરા કાં? ઊઘડતાં-બિડાતાં ઘણું યે એને બિચારાને ફાવે નહિ પણ જીવતરમાં એવી જૂનવાણી જડાઇ ગઈ એટલે મને કમને પણ નીભાવ્યા સિવાય છૂટકો જ નહિ.

રોજ એક સત્તર અઢાર વર્ષનો જુવાન એ ડહેલો ઊઘાડી પરબારો એના ઘોડા તરફ જાય. ગાડીની પાછળ બાંધેલું એ પશુડું એના માલિકને એક ગંધના અણસારથી ઓળખી લે. એ ગંધની પારખમાં એક હણહણાટી એ નાખે અને માલિકને જાણ કરે કે 'હાલો તમારી મૂકી ચણની ભાગીદારીમાં આ પીઠ મેં ક્યારની તૈયાર કરી મેલી છે. જોડો એટલી વાર.'

એ જુવાન જાતાંવેત તો પ્રથમ એક મીઠો હાથ એની પીઠ પર પસવારે. પછી ધીમી થાબડી કરે, અને પછી બધાં મ અંગો તપાસી વળે. પછી રાતનું પલાળી મૂકેલ જોગાણ તોબરામાં નાખીને એના 'રતનિયા'ને મોઢે ચડાવી દે. રોજની

યંત્રવત્ આટલી કામગીરી પછી એના ઘોડાના મોંમાં ચોકડું પડે.

ગાડી જોડીને એ પરભાર્યો ગામ બહાર ગાડીને દોડાવી મૂકે. સવારનાં આથમતાં અંધારાં કોચવાઈને હજુ આળસુ પગલાં આકાશમાં માંડે તે પહેલાં તો તેની ગાડી વેરાન અડબાઉ જંગલમાં જઈને ઊભે.

એ ઊભે ત્યાં એક પુરાણું કબ્રસ્તાન હોવાનું લોકો કહેતાં. ઘણાં ય વર્ષો પૂર્વે ઘણી યે બાલ, જુવાન અને વૃદ્ધ કાયાઓ ત્યાં વવાઈને કાંટાળી કુંવારગાં પાંગરી પડી હતી. ચંપાએલા અનંત જીવનનું એ મુકામ કાળા અંધકારની તાવણ પર તવોઈને ઘટ્ટ ભયાનકતાને વર્યું હતું. પણ એણે એક જીવનસત્ય આપ્યું હતું : ધરતીનાં અનંત કદાં અને માંહી માનવીનાં મેળવણ, એટલે ફૂલનાં નવનીત. ફૂલનું અભંગ વિશ્વ મુડદાંની અંતરકથાથી અભરે ભર્યું છે.

તે રોજ ત્યાં ઊભે. વગડાઉ ફૂલની એક ઝોળી ભરે. ઝોળીમાં જાતજાતના ફૂલોનાં મેળા મળે; વિધવિધ રંગોનો દાયરો જામે, અને એ બધા ઊર્મિમય પુલક જગાવી જનેતા ધૂળના મહિમા ગાય. સડેલાં હાડચામની વાતો કરે; મુડદાંઓની પંગતના પ્યાસી કોઈ કોઇ તો વળી તાજી જ ખુમારીની તવારીખ બોલે :

"આ જુઓ છો ને! હમણાં તો મુડદાંના દુકાળ પડ્યા છે ભાઇ! કરમાવાનો મેળાપ જ્યાં સામો દીઠો ત્યાં એક મુગ્ધવરની કાયા–સારણ આવીને ઉગાર સાધી ગઇ. થોડા પલ્લો વળી હવે કાપી નાખશું."

"અરે ભાઇ! આહીં તો હમણાં 'અનલહક'ની એક બાંગ પણ પીધી નથી. અને એમાં જમડા પણ ભજવવા આટે હવે તો વસમા છે. રાતનું ઝોકું હજી આવ્યું ન આવ્યું ત્યાં કો'ક જગાડે 'હાલો વાં ઓલી શબની શૈયા તમને બોલાવે છે.' ને પછી ત્યાં ગયા વગર કાંઇ છૂટકો છે? જીવનના આખરી

અને મોતના શરૂઆતના અક્ષરો આપણે નહિ વાંચીએ તો કોણ વાંચશે ?"

અને એ ઝોળી ભરીને તે ત્યાંથી બેએક ખેતરવા દૂર પગે ચાલીને જતો. એક લાંબો પથ્થર લીલી, જર્જરિત ચાદરની સોડમાં લપાઇને અઘોર ઘારણ ખેંચી રહ્યો હોય છે ત્યાં એ ઊભો છે. ચાદરનાં ભારણ નીચે કોઇ મહાભારતીનો ઢાંકોઢુંબો કરી રહ્યુ હોય એવી નીરવ શૂન્યતાનો ત્યાં ઇતિહાસ ખડો થતો. ગતકાળનાં છાંટેલાં આંસુ થીજાઇને ખોડાઈ ગયાં હોય એવા કાંસ વગરના ગોળ પત્થરો અર્ધ-દટાયલા દેખાતા હતા.

કબરનાં ટોળાંમાંથી છૂટી પડી ગએલી એ એકાકી કબર શૂન્યભર એક જ એકલતાના યોગને તાકતી હતી.

જુવાન ઝોળીમાંથી ફૂલનો દોથો ભરીને એ મૂક કબરના પથ્થર પર વરસાવે છે, ઘૂંટણીએ પડે છે, અને મીંચેલી આંખો આસમાનની પોલી દરગાહ પર ઢાળીને લવે છે :

"બાપુ ! ભોમકાનો પાલક બહુ સુંવાળો લાગ્યો કાં ! આ ઓસમાણને કો'ક દિ સપનામાં તો એક હુંકારો આલો ! દુનિયાનો મેળો રોજ વાતું કરે છે કે ઓસમાણ ! તારો બાપ જીવતાં પણ એકલતાની વેદના સેવતો ને મૂઆ પછી પણ આઘી વેળુનાં ભીતર ચૂંથતો ગળાઇ ગયો. બાપુ ! દુનિયાના ઓરતામાં ઓસમાણને ન વિસારજો હો !"

આમ બોલતો આ ગાડીવાળો ઓસમાણ ધૂળની કોરી પાટી માથે પિતૃભક્તિની ઊર્મિના અક્ષર લખતો માથું ઢાળી દેતો. પંખીનાં ઉડ્ડયનો એ વખતે એના માથા પર પ્રભાતના હિલ્લોલ વેરી દેતા, ને કોઇ એકલું પડી ગએલું પંખેરૂં આ કબરની એકલતાનો અભ્યાસ કરવા ટહેલ્લા મારી જતું.

એ પછી તુરત તે ગાડી દોડાવતો શહેરના સરિયામ રસ્તા પર થઇને એક માલેતુજાર લત્તામાં જતો.

વ્યોમસ્પર્શી બંગલાઓની હારો વચ્ચે મુલાયમ ચળકાટમાં ચમકતો એક બંગલો આવે એટલે ચોકડું ખેંચી ગાડી ઊભી રાખે. ઘોડા તો નિત્યનો અભ્યાસી બની ગયો હતો, એટલે ખેંચાય ન ખેંચાય ત્યાં તો થંભી જતો. છતાં ય ઓસમાણ તો લગામ ખેંચતો જ. મૂંગા પશુને એ બાબતનો કાંઇ દખધોખો નહોતો, કારણ કે વિનાકારણ ખેંચવાં કે ઠોલા મારવા એ તો દુનિયાનો મોટો મર્મ હતો. નિષ્કારણ ખેંચવું એમાં ઢોંગી દુનિયાની મજા હતી, અને એ ખેંચમાં ખડતલપણું કેળવવું એમાં મૌનની સહનશીલતા હતી.

એ ઊભે કે તુરત બીજા માળની બારીમાંથી એક ગૌર મોઢું નીકળે. ભરાવ મોઢું, પરાણે ઢાંસેલી સુંદરતા, અને વૃદ્ધાવસ્થાને પરાણે હડસેલી કાઢવાની છટા એ ડોકામાંથી દેખાઇ આવતાં.

'કેમ ઓસમાણ આવ્યો! આવું છું હો.' એમ કહેતી તે મખમલની પટ્ટીવાળા ચંપલમાં મદભર્યાં પગલાં પાડતી દાદરો ઉતરતી.

તે ગાડીમાં ગોઠવાતી ત્યારે આજુબાજુની બારીઓમાં કોઇક અજાણ્યાં ડોકાં તરી વળતાં. જાણીતાંને તો એ બાબત હંમેશની હોવાથી ઓછી મહત્ત્વની લાગતી.

પણ અજાણ્યા તો એને એકી ટશે જોઇ રહેતા. શું એની મદભર ગતિનો હિંડોલ. વાર્ધક્યની દોડી આવતી છોળોને એના દેહની મદિલા ઊર્મિએ એ ગુલાબમય સ્મિતની રેખાએ પાળ બાંધીને રોકી દીધી હોય એમ લાગતું. શરીરનો પ્રમાણસરનો મેદ, આદમની સાગરભરતીની પીઢ ભવ્યતાને સંભારી આપતો, અને એ સહેજે ડોલી ઊઠે ત્યારે સૌન્દર્યશૈલી સામટા અનુભવના પ્રતાપે ગહન અને સૌમ્યગંભીર બની હોય એમ જણાઇ આવતું.

એ નાની નહોતી છતાં નાનપણની ઠમકાભરી ચાલ એને સદી ગઇ હતી. જીવનનું આકર્ષણ એના સૌન્દર્યધ્યાનનું ધ્યેય

હતું. જેણે એના દેહનો ભૂતકાળ જોયો હશે તેને તો એ જીવન-ની નમતી સંધ્યાની ઊર્મિલતા બહુ જ પ્યારી લાગે. જે એ દેહના વર્તમાનને જુએ તેને ભૂતકાળના એ આલીશાન સૌન્દર્ય-મિનારનો ચલિત મલકાટ જરૂર સ્પર્શી જાય.

અત્યારે ચહેરાનો પીળાશભર રંગ શરીરની ભરપૂર લાલીની ખંડીએરતા બતાવતો હતો. સ્નેહની કારુણ્યમય વેદનાનો એ રંગ જાણે હીંચકો હોય એમ ભવ્ય જીવનવ્યથાની રેખાઓ એ મુખ પર તરવરતી હતી. ગાડીની દોડતી ગતિ સાથે એની વાર્ધક્યને આરે ડૂબુંડૂબું થતી ઉપરછલ્લી જુવાની પણ જીવનના આરા પર દોડી જતી હતી.

એક મસ્જીદના ઝાકઝમાળ થતા તકીઆ પાસે ગાડી ઊભી રહી એટલે ધીમેથી એ ઊતરી ગઈ. મસ્જીદના ચોગાનમાં એક મુજાવર તસબીમાં આંગળાં પરોવી ઊભો હતો. તેણે એની સાગમય વાણીપ્રભામાં આવનારીને આવકારી.

એ દિવસે જુમ્મો હતો, એટલે મસ્જીદમાં નમાજ પઢવા ઘણા ભાવિકો આવતા જતા. પણ આવનારા કે જનારા–કોઈનું ધ્યાન ખાસ આ બાઈએ રોક્યું હોય એમ જણાયું નહિ.

આ પ્રૌઢ વૃદ્ધાએ મઘમઘતાં થોડાંક સાચાં ફૂલો અને લોબાનનું પડીકું ઉપાડ્યું. પડીકું મુજાવરને આપ્યું, અને ફૂલને અંજલિમાં ભરી બહુ જ નમ્રભાવે વર્ષાવ્યાં.

લોબાનના ધૂપે એના સુગંધી વાસનાના લેબાસમાં શ્વેત ગૂંચળાંમાં ઊડવા માંડ્યું.

તેણે પોતાની રેશમી પાંભરીનો છેડો પાથર્યો અને બહુ જ ભર્યાં કારુણ્યે કાંઈક ઉચ્ચાર્યું. તાણેલા એ ઉચ્ચારણના જવાબમાં સોડતાણેલા તકીઆએ તો ન જવાબ આપ્યો, પણ થોડાક હાથ છેટેથી એક કૂતરાએ રુદનનું સખત મોજું ઉછાળ્યું.

તેણે એ તરફ જોયું, તો એક અકાળે હાડપિંજર થએલું,

અને વ્યાધિથી દાઝેલું કૂતરું રોગઝરતી આંખોએ તેના તરફ જોઇ રહ્યું હતું.

વૃદ્ધા કંપી ઊઠી. તે ગાડી તરફ ગઇ અને ભારે પગે માંડમાંડ એનાથી ગાડીમાં બેસી શકાયું.

તે જ્યારે એની મેડીએ પહોંચી ત્યારે તેણે હીંડોળા પર પડતું મૂક્યું. હીંડોળો હાલી ઊઠતાં કિચુડાટનો એક ખિખિયાટો થયો. દુઃખથી દાઝેલા કૂતરાનો રુદનમય ભાવકારો ને વેરાયલાં ફૂલની તપેલી સુગંધથી એ ખિખિયાટાનું ઊંડાણ લદાયલું હતું.

'હવે કંઇ કામ છે? નહિતર હું વસ્તીમાં જાઉં.' પાસે ઊભેલા ઓસમાણે ધીમેથી પૂછ્યું.

'ના ના તું તારે જા, સાંજે મોઢું બતાવી જજે.'

ઓસમાણ ગયો, અને વૃદ્ધા મનના ઉછળતા તરંગોમાં બારણાના ખખડાટ સિવાય કાંઇ સાંભળી શકી નહિ.

મનઃચિત્રનો, કાળની સારણમાં ઘસાઇ ગએલો, ખંડ એની સામો ઊઘડતો હતો. કૂતરાની કીકીઆરીએ એનાં મનમાં એ કબરનો વર્ષોથી સૂતેલો ઠંડો પેગામ પહોંચાડ્યો હતો.

આપણે ભલે દુર્વાસનાના દુપટ્ટા પર ભવ્ય સુવાસનાં પુંભડાં પૂરી એને મઘમઘતો રાખવા પ્રયત્ન કરીએ, પણ જરી ગએલા દુપટ્ટાની જીર્ણ સુકુમારતા તો પલેપલે નિઃસાર અવશેષમાં જ પ્રવાસ કરતી હોય છે. સુવાસના દરિયાવને ડંખની એક જ ફૂંક સંતાપના તુફાનમાં ફેરવી નાખવાને બસ છે. કૂતરાનો અંતર-વિલાપ અને કબરનાં ફૂલ-ધૂપનો તુમુલ મુકાબલો એના હૃદય-ચક્ષુ સામે ચઢી આવ્યો.

લગભગ પચીસ વર્ષ પહેલાંનાં જીવનદૃશ્યના વસાઇ ગએલા ઓરડાઓ ઊઘડી પડ્યા. એની ખીલતી જીવનપ્રભાએ એ ઓરડા પર વજ્ર-સાંચવડાં જડી દીધાં હતાં. પણ અનંત કાલ પર જેની

વાટ જોવાય છે તેનું એક જ સ્મરણ થઇ આવતાં હૈયાનાં દ્વાર ખૂલી જાય છે.

યુવાનીની ઉષા પર કેરાતી એની મદભર પગલીઓ રમણ-નૃત્યે ચઢી છે. 'ઝૂલો તો ઝૂલાવું'ની કાવ્યવાણી જીવનઊર્મ પર રમી રહી છે. એ વખતના સુખાળવા પ્રસંગો યાદદાસ્ત પર ચઢી ગયા.

ભૂતકાળમાં એ ડૂબવા લાગી.

ગરભાયેલી રાતની મોઘમતા સૃષ્ટિની વિસ્તૃત સમગ્રતાને ઘોળીને પી જતી ત્યારે રોજ એક ભવ્ય-મંજુલ કંઠ એ મોઘમતા-ને રોવડાવી ચાલ્યો જતો. એ કંઠનો માલિક રોજ આ યુવતીના હૈયાના ઉછળતા પાણીને ડામાડોળ બનાવતો.

એક દિવસ એ કંઠનું અપૂર્વ માધુર્ય એની નજદીક આવ્યું. રાતની જટિલ શાંતિમાં એણે બારીમાંથી ડોકું કાઢ્યું તો એક ચીંથરેહાલ પુરુષ-પ્રતિમા સૂરાવલને છાતીના પાટિયા પાછળ પરાણે ભીડી એના જ મકાનના ઓટા પર લંબાતી જોઈ.

તે બારીમાં ડોકાતી હતી ત્યારે એક ખોખરો અવાજ આવ્યો 'મનોરમા ! હવે સૂઇ જા, બહુ મોડું થયું છે.'

પણ મનોરમાનો મનઃતાર એ સંગીતના સરોદ સાથે વાતો કરતો હતો. બધાં સૂઇ ગયાં ત્યારે આવાસના પગથિયાને છાનાં છાનાં કચરતી એ બહાર ઓટા ઉપર આવી.

ઓટા ઉપર એક આકૃતિ કાંઇક ઝાંડી રહી હતી. પોતાનો હંમેશનો સાથીદાર એનો કોટ એની પુરાણી દશામાં પણ એના સંગીતરંગી સાથીદારને નહોતો છોડી શકતો. કેટલીક મિત્રાચારી જીર્ણતામય જીવનની સમસ્યાને યે અથાગ સ્નેહથી ચાહીને અતિ રમણીય બનાવે છે, તે આનું નામ.

કોટનું બિછાનું કરી તે ગણગણતો એના પર બેઠો, એટલે મનોરમાનો આંજતો લાવણ્યમય મરોડ એની નજરે ચઢ્યો.

તારાની ઝાંખી તેજલ નિર્ઝરિણીમાં સુન્દરતાની અદ્દભુત શિલ્પ-કૃતિ એ જોઇ રહ્યો.

'તમે રોજ અહીં સૂઓ છો ?' મનોરમાથી પુછાઇ ગયું.

'હું રોજ ક્યાં સુઉં છું તે મને ય ખબર નથી. લોકો જ્યારે મારા ગળાની રસિકતા ઝીલવાને બેદરકાર બને છે ત્યારે મારું સંગીત મારી ઊર્મિની આંખો ઊકેલવા મથે છે એટલી જ મને ખબર છે. બાકી તો આ રામને સૂતા ત્યાં સવાર.' એ જુવાને ખુશમિજાજભર્યા નાદમાં જવાબ આપ્યો, અને જરા આડો થયો.

'તમારે ઘર નથી ?'

'ઘરની પળોજણ મેં પોતે જ નથી રાખી. એક આ સંગીત પણ નથી મેલતું, નહિતર આ બંદા એટલી યે ફિકર ન રાખે.' એની આંખમાં બેફિકરીનાં રૂપ આવ્યાં, અને જીવનનો ઝગારો જીવતો થયો.

'તમારે સૂવું હોય તો અંદર આવીને સૂઇ શકો છો' મનોરમા-ના આત્માને આ આદમીના ઝગારાએ આકર્ષણ કર્યું. તેની ઠંડી કુણપે એના આત્માની આરસીમાં બહુ જ ધીમો ચળકાટ નાખ્યો.

જુવાન એની પાછળ પાછળ ચાલ્યો ગયો. છત ઉપરની હાંડીના હારબંધ દીવાઓએ આ આદમીના આવકારમાં તેજ-સ્મિતોના પાલવ પાથર્યાં.

ઝળહળતા દીવા-પ્રકાશમાં એ યુવતીએ એક છત્રીપલંગ પર ઝુકાવ્યું. યુવાન તેનાથી થોડે દૂર આવેલી ખુરશી પર બેઠો.

જુવાનના અંતરમાં કુતૂહલનાં ફેન ઉછળવા લાગ્યાં. આ આલેશાન આવાસમાં આ એક જ નિર્ભીક રહેવાસી ! એનાથી વાણીની ઝાલક નંખાઇ ગઇ !

'તમે એકલાં જ કેમ છો ?'

આ પ્રશ્ને મનોરમાની ઊર્મિઓનો ભૂકો બોલાવ્યો. થોડીક પળો પછી એણે શિકારીની બાણુ ફેંકવાની છટાથી શબ્દ-ઘા કર્યો: 'મને એકલા રહેવાને તમારા જેવા કલા-શિકારીઓએ ફરજ પાડી છે, એટલે રહેવું પડે છે.'

તે ન સમજી શક્યો:

'એટલે!'

'એટલે કલાધરોના છેતરામણા પલકારાએ મને એવી ફરજ પાડી છે.'

'હજી ન સમજાયું.' જુવાને ફડચો માગ્યો.

'કલાધરો એમની સ્વપ્નસૃષ્ટિમાં પલાણવાને અહીં થઈને જાય છે: ચિત્રકારો પ્રતીક સમારવા અહીં આવે છે; સંગીતકારો ઠેકા અને નૃત્તના દોલા માટે અહીં આવે છે; શિલ્પીઓનાં ટાંકણાં એની મંગલાની કંકુપગલીઓ પણ અહીં પાડે છે; અને એમના સહવાસમાં આવ્યા પછી લોકો મને વારાંગનાના નામથી ઓળખે છે.' મનોરમાએ એની પાનીને પંપાળતાં કહ્યું.

'ત્યારે મને યે એ કલાધરોની વણઝાર માંહેનો એક ધાર્યો ?'

'એ તો મેં તમને પહેલાં જ કહ્યું કે બધી વણઝારાની કલા-પોઠો આ જીવન-વેરાનમાં થઈને કીર્તિ અને સાફલ્યના વ્યાપાર ખેલે છે. તમારી સંગીતની વણઝાર પણ અહીં જ ઉતારો શોધવાને આવી છે. આ પંથ જ એ પ્રવાસીઓને માટે છે.'

અને પછી જ્યારે ભાંગતી રાતની ગળતી ઝરણીમાં એ મિઠાશ અને હલક નીચોવાયાં ત્યારે મનોરમાના અત્યાર સુધીનાં બધાં ય યૌવનરમખાણો ગળીને એકચિત્ત થયાં. પલંગની એ સ્વેદ તળાઈઓ પણ બે ઘડી સંકોચ પામીને નિમાણી પડી ગઈ હોય એમ એની પડનારીને લાગ્યું.

પછી તો કેટલાં ય વહાણાંએ મનોરમા અને એ જુવાનની ભભકભરી ગોષ્ઠી જોઇ હશે. અચાર સુધીની મનોરમાની સ્નેહ–કૃપણ દુર્બળતાએ લોકોને એક હળવી નિંદાનો પ્રસંગ આપ્યો હતો. પણ જ્યારે આ સંગીતકારનો જીવનગોળ એ સ્નેહનાદ સાથે મંડાઇ ગયો ત્યારે લોકોને જરૂર થયું કે સ્નેહ અને સૌન્દર્યની કળાએ એનો ભેરુ–નાદ ગોતી લીધો છે.

મધ્યાહ્નની એક ઝીણી લહેરકી ખંડના સુશોભનને ગણી-ગણીને મોઢે કરતી હતી. સંગીતકારની દિલરૂબા તાન–ઝોમકાના અદીઠ પલ્લામાં તોળાતી હતી.

એવે એક જુવાન ચિત્રકાર, કપડાની વિખરસિખર દશામાં એક ચિત્ર લઇ દાખલ થયો. એનું મુખ મ્લાન હતું. ચહેરાની ભરી કલ્પનાઓમાં વિષાદનું ઊંડું મૌન માનવ-સંતાપનાં રંગો પૂરતું હતું. કલાકારનાં દુઃખની છાયાઓમાં કાવ્યો જ નીતરે છે, પછી એને પોતાને મન એ દુઃખની પીડા ગમે તેટલી આકરી હોય.

એની સાથે એક ચિત્ર હતું. ચિત્ર સારું હતું. એક એકલ-વાયો ઝરો પર્વતનું પેટ ચીરી થોડી ધરતીને લીલી બનાવતો એકાએક ક્યાંક, ધરતીની અગમ્ય બખોલોમાં, સંતાઇ જતો હતો. એ પછી શૂન્ય દિશાઓ જાણે રુદન કરતી હોય, અને છેવટનું એક ઠૂંઠું એ રુદનનું સાક્ષી હોય એવી થોડી આલેખના હતી. ચિત્રકારની કલાના જીવનનું એ ચિત્ર હૈયાધારણ હોય એમ કહી આપતું.

'આ ચિત્ર આપ ગીરો રાખશો ?' તરડાતા સ્વરે એ માંડ અવાજ કાઢી શક્યો.

'તમારે એ વેચવું છે ?' મનોરમાએ આડે પડખે પડ્યાં પડ્યાં કહ્યું. ગાયકે દિલરુબા પરથી આંગળી ખેંચી લીધી.

'મારે એ ગીરો મૂકવું છે. મારે પચાસ રૂપીઆ એ ઉપર જોઇએ છે. મારા બાપુ બિમાર છે, એની દવા માટે મારી પાસે

પૈસા નથી. આપ આ ચિત્રને ગીરો રાખશો ?' વેદનાનું પર ચાંચલ્ય હવે એના મુખ પર ઉભરાયું.

'તમે આ ચિત્ર વેચાતું આપો તો હું તમને સારી કિંમત આપીશ ' મનોરમાએ ઊભા થતાં કહ્યું.

'એ ચિત્રને હું નહિ વેચી શકું.' ચિત્રકારની આંખોમાં વેદનાની દીનારતને પીલવા દઢતાએ ઉછાળો લીધો.

અને મનોરમાએ એને પચાસ રૂપીઆ આપી એ ચિત્ર હાથમાં લીધું ત્યારે એ એકલ ઝરો, શૂન્ય ધરતી અને ગરવાને વાંકે જીવતું સુકલ ઠૂંઠું એના હૃદયતરંગો પર ઘણી ય ઘટનાઓનાં પગસાણ મચાવી ગયાં.

આ ચિત્રના સર્જકના રુધિરમાં કેવાં કારુણ્યો ગુંજતાં હશે. ચિત્રકાર અને સંગીતકારનાં જીવનચરિત્રોનો ઇતિહાસ પૂછવામાં લોકો મૂર્ખ બને છે. એવો એ ઇતિહાસ જો કોઇને જોઇતો હોય તો તેમના જીવનની કલામય પળો તપાસી લેવી. એ પળોની કોઇ બારીક રેખા આપમેળે બધું કહી આપશે.

મનોરમાએ આ શૂન્ય એકલના પાછળ ઉભયની જીવન-સરણીઓ વાંચી. તે અશરણ બની ગઇ. ગાયકનો છેલ્લો સુર પણ રોતો રોતો આરોહિત મતિએ ગાજ્યો જતો હતો.

અને આઠ દિવસના પ્રભાત પછી જ્યારે પેલા ગાયકે એક લોક-ગેહનીને સુરમાં તન્મય કરી મનોરમાનું બારણું ખખડાવ્યું ત્યારે અંદરથી બે હાથોના ભિન્ન ધ્વનિ સંભળાયા. બારણાં ઠોકીઠોકીને એ મૂગો માર્દંક પાછો રખડપટ્ટીમાં ચડી ગયો.

મનોરમા એક હવાકાની ડાળેથી ઉતરીને બીજી ડાળે બેઠી. જાહ્નવી સુકલ ડાળખી પાછી જેવી હતી તેવી, તોફાની ઝંઝાની થપાટો ખાતી, નિર્દયપણે હવાએ ચડી ગઇ.

એક દિવસે સાંજના જેવાં ટપકાં રાગિણી સુંદરી પર મડીને

ભાતીગળ ચમક છાપતાં હતાં ત્યારે એ ચિત્રકાર અને મનોરમા ગામમહારના કબ્રસ્તાન પર ફરવા નીકળ્યાં હતાં. કબ્રસ્તાનની કરુણ શાન્તિ કેટલીક વખત કલાના મૌન-અક્ષરો પાડીને વિદાય લેતી હોય છે. એક સંગીત-ઘેલો અરણ્યને રોવડાવતો, કંઠને બજાવી રહ્યો હતો.

મનોરમાએ એ જોયું. તે ઓળખી ગઇ. તે સહેજ મુગ્ધ ઊઠી. ચિત્રકારનું ધ્યાન એ તરફ ખેંચાયું. સૂરની એ ઝાલકોમાં એને ગાંડાની ઘેલછા લાગી. ચિત્રકાર ઝાડોની ગાઢ ઘટા પર સંધ્યાની પડતી રેખાઓ જોઇ રહ્યો. મનોરમા સંગીતકારની કંઠસૃષ્ટિ તરફ ખેંચાઇ આગળ આવવા લાગી.

ગાયકના ગળામાંથી અનંત વિલાપની સરવાણી વહેવા લાગી. કબરનો ઘેરો બનતો પથરાટ જુગજુગની માધુર્ય-પ્યાસ મિટાવતો મલકતો હતો. નિર્જન-વેરાન વીથિકા એના જીવનની ઉજ્જડ વાતો કરવા કબરોનાં બાકોરાંમાં સમાતી હતી.

ગાયકની બાંકી ડોક તોરમાં છટાથી ઘુમાતી હતી, અને દરગાહોની ખવાઇ ગએલી પથ્થર-ચીપોમાંથી ડોકાઇડોકાઇને સનાતન નીંદરની મંજરીઓ એ ઝૂલન નીરખતી હતી. મૃત્યુ એના અનંત યોજનના અંતરાયો સંકોરીને, સંગીતના વિસ્રાઇ જતા સીમાડા પર એ ગાનના તંતુ ઝાલવાને ઊભું હતું.

મનોરમા નજદીક ઊભી રહી. ગાયકે એની આકૃતિ જોઇ અને ધરતીમાં સમાઇ ગએલા અગણ્ય રૂહો સુન્દરતાના કાયા-બંધમાં ઓરાઇને જાણે આવ્યા હોય એવો ભાસ થયો. ઘોર-ભૂમિની શબ-દેવી સંગીતના દેવાલયે આવીને ઊભી હોય એવી એને એ પ્રતિછાયા લાગી.

ગાનની લેહ તૂટી પડી. ગાયકે મનોરમાને ધારીને બરાબર જોઇ. વખતની ઇમારતો પરથી સ્મરણની એક બે ઇંટો ઊખડી પડી.

"આ મનોરમા ! મારાં ગળાની ખટક પર આફરીન બની મને એટેથી ઉઠાડી જનાર આ માનવ–પૂતળી ? અને કંઠની વહેતી ઝરણી પર ચિત્રની રંગસૃષ્ટિનું વહેન આવતાં રંગની માયામાં મોહી જનાર એ હવસ–પૂતળી ?"

યાદદાસ્તના દરવાજા પર વધારે સાંકળો ઠોકાઈ. સંગીતકારના વિશુદ્ધ પ્રણયનું પ્રતીક મનોરમાનાં ઉદરમાં થોડા માસ થયા પાકતું હતું, તેનો તેને ખ્યાલ આવ્યો. એ પ્રતીકની પાછળ તેને કુળની પરંપરા ખેંચાઇ આવતી જણાઈ, અને પોતાની કળાનો અખૂટ ઝરો ધીમે ધીમે વહેતો જણાયો.

તે મનોરમાના પગમાં પડી ગયો.

"મનોરમા ! ખુદાને ખાતર તારા પેટમાં પાકી રહેલા જીવને સંભાળીને મને સોંપી દેજે હો !" એણે એક ઓશિયાળી દષ્ટિ ફેંકી, અને પછી તુરત ગાંડાની માફક એકતારો બગલમાં મારતો ક ને દોડી ગયો. મનોરમા એના શબ્દોના ઉકેલ કરવામાંથી જાગે તે પહેલાં તો કોઇ આઘી બખોલોમાં તે ઢંકાઇ ગયો.

અને પછી ત્રણ વરસના ગાળા પછી એ જ આદમી એના મજ્ભાની ફાટેલી ચાળમાં એના કુળ–ફૂલને ઝીલીને પાછો આ જ કબ્રસ્તાનની ભોમમાં ભળ્યો ત્યારે એણે એનાં એ ત્રણ વરસના ઓસમાણને સંગીતનો મીઠો નખરો અને ધૂની તરજ઼ો વારસામાં આપવા માંડી.

થોડાંક વરસનો ગાળો થયો ને એક પાણાના ઓશીકાએ ઢળીને એ આદમી એના ઓસમાણને કહેતો હતોઃ "ફરજંદ ! ઓલી મોટી મેડીએ રોજ એક આંટો ખાતો રહેજે હો, અને એનાં માલિકની સોદી ખરચીને પણ ચાકરી કરજે." તે ઢળી ગયો અને ધરતીનું ઢાંકણ તેના ઉપર દેવાઇ ગયું.

ચિત્રકાર પણ એક પુત્રી મૂકીને કાળના દરવાજા આગળ દેવાઇ ગયો. અને એ પુત્રી ? કોંઠ જાજરમાન આદમીનું ઘર

માંડવાને આજ કોંકને ઘેર વળી ગઇ હતી.

મનોરમાને સ્મરણોની બાજુએ ભીડવા લાગી. એમાં ભીડાવું અત્યારે તેને ગમતું હતું, પણ તો યે એક તરફ ગાયક અને બીજી તરફ ચિત્રકાર બન્ને ઘૂરકીઘૂરકીને એને કહેતા હતાઃ 'ખબરદાર! જો મારા બચ્ચાને ઊની આંચ પણ આવવા દીધી છે તો!'

ગાયક અને ચિત્રકાર બંને અત્યારે તો એનાં મનશ્ચિત્રોમાં હુહુકારની વેરાન-રેખાઓ દોરતા હતા. અંતરની કિનખાબ પર ડાઘો પડ્યો એટલે એ સરોસર ઊતર્યો વગર રહેતો નથી. એ ડાઘની થીજાવટ ઠેઠ અંતરતમ અંતર સુધી બેસી ગએલી હોય છે. જેમ ધસો તેમ એનો રંગ વધારે ઊજળો બને.

મનોરમાનો ડાઘ ઊજળી આવ્યો. છાની વીતકનાં મોજાં ગહરી સ્મરણ-ટીશીઓ પાડતાં અગોચર મુલકમાં ભળી જવા લાગ્યાં. એવી ભૂતકાળની છાયાઓમાં તેની આંખો મળી ગઈ.

× × ×

ઓસમાણ ગાડીને લઇ એક ચોકમાં આવ્યો. આ ચોકમાં એક ખૂણા આગળ ગલી પડતી. એ ગલીના મોવડમાં જ એક ઊંચી હવેલી હતી. તે હવેલી પાસે ગાડી થોભાવી, પોતે તે જ મકાનના ઊંચા ઓટા પર બેસતો. જેને ગાડી ભાડે કરવી હોય તે ત્યાં જ આવીને ઓસમાણને પૂછી જતા.

એ મકાનના ઝરૂખા ઉપર રોજ એક સુન્દરી ઊભીને ઓસમાણની હારે વાતો કરતી.

બંને જણાં સ્મરણકાલનાં જાણે અડધિયાં હોય એમ લોકોને લાગતું, છતાં બંનેનાં જીવનની નિર્દોષ ઝરણી પોતપોતાના ખુમારી-નાદમાં મૌનમય કલરવે વહતી તેની તેમને જ ખબર હતી; કે, તેમને પણ પૂરી નહોતી.

સાંજ પડે એટલે એ મુગ્ધા ઓસમાણની ગાડીમાં બેસી નદીકિનારા પર ફરવા જાય. જીવનનાં આછરેલાં પાણી અભંગુરતાને તજતાં, તર્યે* સંધ્યાના નિર્બંધ આરે વહ્યાં જતાં.

નદીકિનારે પાથરેલી શિલાઓ પર તેઓ બેસતાં, નીચું પાણી લીસા પાંચીકાઓ પાછળ સંતાયેલી પર્વતોની મનોર્મિઓ વીંખતાં ને ઉકેલતાં અને અંધકાર જ્યારે એના કાળકામ્બની ઉસ્સી બેત બોલી રાત્રિની આરતીમાં મળી જાય ત્યારે આ યૌવનની બે ય પ્રતિમાઓ—એક એની હવેલીમાં અને બીજી એકાકી ને ઉજ્જડ તબેલામાં—ખોવાઇ જતી. કાળ તો એના જીવનસમવાયમાં અને જીવનભંગમાં પોતાનું ‘ અહં બ્રહ્માસ્મિ ’ જ ગાતો.

એક દિવસ ઓસમાણ વગરનો ઓટો ખાલી દેખાયો. રસ્તે ચાલ્યા જતાં સહુ આજ એ ઓટાની વસતીહીનતા વાંચી જતા. બારી અને ઝરૂખાના ગોખે અંદર રહેતાં માનવીનાં મુખને ઘણી વાર બહાર કાઢ્યું, પણ ઓટાની એકલતાએ પરાણે એ મુખને . અંદર ઘાલી દીધું. દિવસના એ વહેતા રેલામાં રોકાતાં એ માથાંએ નિઃશ્વાસ અને નિરાશાની ઘણી આહો સુપરત કરી. ચાર દિવસનો અવિરત પ્રવાહ એમ વિયોગની ગજલો ગાતો વિશાળતાને પંથે પડી ગયો.

પાંચમા દિવસને ઉકળતે મધ્યાહ્ને કેટલાક ગાડીવાળા દેકારો કરવા લાગ્યા:

“ હાશ ભાઇ ! આપણા વગર એનું બચાળાનું કોણ સગું છે ! ” એક ગાડીવાળો બોલ્યો.

“ હારનો ભાઇ ! આપણી જુવાન જનાનીને જોઇને ક્યાંક મરી આવે, દેરવે ફેરવે, તો આ તો મરેલાં માનવી ! મોટરની

* તર્યે=ત્યારે

મજલે તો કાંધ દઇએ ! કોને ખબર છે આપણી કઈ ગત થાશે!" બીજો બોલ્યો.

"લ્યો હાલો જોઇએ ! ઉમરિયા, તું ઘોરખોદુને ખબર મેલ કે એક ખાડો ખોદી મેલે, ને તું ભાઈ આમદ! જા જલદી મરવાની ડાંખળીઓ ભેળી કરજે." પેલાએ એક સાથે બે ત્રણને હુકમ આપ્યા.

થોડી વાર પછી એ જ ચોકમાંથી, એક ભભકાબંધ મૈયત, લીલી અતલસના ઢાંકણમાં સૂતેલું, નીકળ્યું.

અને જ્યારે એ મૈયત નીકળ્યું ત્યારે ટોળામાંથી ઘણાએ એ બારીમાંથી ડોકાતા મુખને અને ઢાંકેલા શબને વારંવાર જોયું. યુવતીનું કુતૂહલ વધ્યું; એનાથી એક જણને પુછાઇ ગયું:

"કોણ ગુજરી ગયું ?"

"ઓલો ઓસમાણ ગાડીવાળો" એકે કહ્યું.

ભડાક સરીખી બારી વસાઇ ગઇ. મૈયતના સાથીદારો 'અલ્લાહ'ના અવાજ કરી ગમગીન થતા હતા, અને પણે પેલી વસાઇ ગએલી બારીની નિસ્તેજતા પાછળ આંસુનું શિલ્પ કોતરાતું હતું. અવાજનાં આંદોલન અને અશ્રુ-શિલ્પનો ટાંકણ-રવ અનંતને કઇ મજલે મળતાં હશે ?

× × ×

સાંજની આછી તડકી વેરાતી હતી. રાતાં જર્જરિત પાંદડાં પર વૃદ્ધ સૂર્યનાં તેજ તરતાં હતાં. વૃદ્ધેવૃદ્ધનાં હૈયાં આખરી જીવનવાત કરતાં હોય તેમ ઘણી સૂકેલી, અને ખવાઇ ગએલી વૃક્ષડાળો એની પાનખરની ઓલવાતી પ્રભાની વાતો કર્યે જતી હતી. આકાશની અમિતતા એ વાતોને નીલ પાનાં પર નોંધતી હતી.

આ વખતે આ ઝરખાવાળી યુવતી ફૂલનો દડિયો ભરીને

ઓસમાણની કબર પાસે આવી છે. ફૂલની અંજલિ ભરી તે ચ્હોરે છે, લોબાનની ભૂકી સળગતા ધૂપદાનમાં નાંખે છે ને અમિત આંસુથી આરઝૂ કરે છે:

" ઓસમાણ ! કેમ અટેખો થયો ? વાદળનાં કુંડાળાંની રમતો મીઠી લાગી ? પેલો ઝરણુ-કિનારો અને લીસા પાંચીકા કાલે ઠપકો દેતા હતા કે કેમ એકલી આવી ? તું ઝરણાને જવાબ આપી આવજે કે એ તો મારો વાંક છે."

ત્યાંજ મનોરમાની ગાડી આવીને ઊભી રહી. થોડા દિવસ થયા ઓસમાણ આવતો નહિ એટલે એ અહીં નહોતી આવી. આજે પણ ઓસમાણની વાર જોઇ થાકી એટલે બીજી ગાડી ભાડે કરીને એ આવી હતી. તેણે આ યુવતીને જોઇ. એણે તેને ઓળખી લીધી. આજ કબર પેલા ચિત્રકારની, અને આ જ એની બેટી. કુદરત અકસ્માતો કરે છે: જીવતાંના, મરેલાના, અને જીવતાં-મરેલાંના પણ.

ચિત્રકારની કબર પાસે જલતો ધૂપ ધૂમાડાવાટે યુવતીના માથા પર ફરતો હતો. મરેલો બાપ સુગંધસ્વરૂપે પણ પુત્રીના માથા પર વાત્સલ્ય છાંટતો હતો.

" આ નવી કબર કેની છે ? " મનોરમાએ મુજાવરને પૂછયું.

" ઓલો ઓસમાણ ગાડીવાળો ! બિચારો ચાર દિવસની બિમારીમાં ગુજરી ગયો. એનું કોઇ કહેતાં કોઇ નથી, પણ આ બાઇ ઊભી છે એણે કબર ચણાવી આપી." મુજાવરે કહ્યું.

મનોરમાના પગ નીચેથી ધૂળ નીકળી ગઇ. " શું બધાં એક-સોઢિયાં જ અહીં એકઠાં મળ્યાં ! " એને વિચાર આવ્યો.

જુદા શરીરથી એક જ ધરતીમાં વવાયલાં પુષ્પો પ્રાણની અખંડ સુગંધે પણ જીવનનો મેળાપ સાધી રહ્યાં છે, એ વિચાર કરતી તે જ્યારે ગાડીમાં બેસી જવા લાગી ત્યારે પેલું જ ખસુરિયું કૂતરું રુદન-સ્વરે ભસતું લાગ્યું.

પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર

# પા રિ જા ત

[ શ્રી પૂજાલાલ શાહની કવિતાઓનો સત્વર બહાર પડનાર સંગ્રહ : એમાં પ્રો. બળવંતરાય ક. ઠાકોરે આરંભે લખેલો પ્રવેશક. ]

## ૧. પ્રકાશન માટે આગ્રહ

પુસ્તકસ્વરૂપે[1] આ પ્હેલી વાર દેખા દેતા રા. રા. ભાઇ શ્રી પૂજાલાલ શાહે 'પૃથ્વી છંદ' અને 'બલવંત કવનો' એ સોનેટજોડમાં મ્હારી કવિતાની સ્તુતિ કરી છે; જે મ્હને અમારી સર્જનપ્રવૃત્તિના આદિ કાળમાં ભાઇ મણિશંકરે લખેલી 'ઉપહાર' સોનેટ જેવી જ મીઠી લાગે છે. અને આમ હોવાથી 'હું તો ભાઈ પૂજાલાલનાં કાવ્યોને સાતમે આસમાને જ ચડાવું ને!'—એવા પૂર્વગ્રહવાળો વાચક આ મ્હારા પ્રવેશકનાં પાનાં ના વાંચે તે જ બેહતર, એટલા એવા વાચકના બહિષ્કાર સાથે આ સંગ્રહનો ટૂંકો પરિચય આપવાનું આ કર્તવ્ય આદરું છું.

આપણી અર્વાચીન કવિતાસમૃદ્ધિમાંથી નમૂના વીણીને પૂરતા વિવરણ સાથે વખતોવખત 'પ્રસ્થાન' માસિકને મોકલવાનું, એ માસિકના તંત્રી રા. ભાઇશ્રી રામનારાયણ વિ. પાઠક-સ્વૈરવિહારી 'જાત્રા'એ ગયા ત્યારે એમના પ્રતિ મિત્રભાવે શરૂ કરેલું. પછી તો શ્રી ગુજરાત વ૦ સોસાયટીએ એવી એક

1. જોડણી લેખકની છે તે રહેવા દીધી છે. સં. 'પ્ર.'

શાલોપયોગી કદની ચોપડી માગી. એ નમૂનાઓ ભેગા કરવામાં મ્હને પ્રકટ થયેલી ચોપડીઓથી જ સંતોષ ન થયો; માસિકો આદિના અંકો જેવી મુકાબલે ઓછી સચવાતી અને અસુલભ સામગ્રી પણ બની તે તપાસી. જુવાન તંત્રીઓ અને મિત્રોની મદદથી આ કામમાં આગળ ચાલતાં મ્હને પોતાને કેટલાક ઉછરતા કવિઓની ઓળખાણપિછાન થઇ. અને તેમાંના કોઇ કોઈ પાસે પુષ્કળ કૃતિઓ એકઠી થયેલી જોવામાં આવતાં હું એવા લગભગ દરેક બંધુને કહેવા લાગ્યો, " ભાઇ, અમારો ઝમાનો જુદો હતો, આ તો છે એયરોપ્લેન રેડિયોનો ઝમાનો. મણિશંકરને કે મ્હારે પગલે ન ચાલો; ત્હમારે માટે રા. રા. ન્હાનાલાલ દ. કવિનો દાખલો વધારે સારો છે. સાધારણ કદની એક ચોપડી જેટલી કૃતિઓ લખાઇ જાય તેમ તેમ ચોપડીઓ પ્રકટ કરતા જઈ જાવ. અમારે ઝમાને ચોપડી બ્હાર પાડવાનો વિચાર સ્ફુરતામાં તો માથે ઘંટીના પડ જેવી જવાબદારીનો ભાર આવી પડતો. હવે તો એવા સંકોચાદિની વાત નીકળતાં ય તે સૌને હસવું આવે છે. પ્રકાશનની સુગમતાઓ પણ વધેલી છે. અને બીજું અમારામાંના ઘણાખરા તો હવે આવી થાકયા, અવનવા કલ્પનાતરવરે 'લીમડાપીપળા'ની મોજ માણવાના અમારા દિવસ આથમી ગયા. કલાપ્રગતિસાધક ગુજરાતી સાહિત્યને પોષક ઉત્સાહનો અને ઉદયનો હવે ઉપાડી લેવાનાં ત્હમારે. ત્હમારામાંથી જેના જેના પ્રયાસપ્રયોગને અધિકારી રસિકો વધાવી લેતા જણાશે, તે બાન્ધવો હજી સીધી ચઢનું છે ત્યાં વધારે સાહસિકો બની શકશે." વગેરે.

બે-ત્રણ ઊગતા કવિબંધુઓએ તો પણ જરા થોભી જવાનું ઉચિત ગણેલું. અને એમણે સ્પષ્ટાસ્પષ્ટ રૂપે પણ જે કારણ જણાવ્યું તેથી મ્હને એ અપવાદોની ભાવનાભક્તિ પ્રતિ સવિશેષ માન ઉપજ્યું. " There is more Faith in Honest Doubt, Believe me, than in half the

Creeds. "*—એ સત્સનો પ્રદેશ માત્ર ધર્મ નથી. એઓના દિલમાં એવું હતું કે 'અમારી કૃતિઓ, અમારી કલમ હજી કાચી છે. પ્રતિભા કે જે કોઈ અગમ્ય સત્ત્વ-બ્હારથી અથવા તો અંદરથી ઊપર આવીને-લેખકની લેખણ પર સ્વાર થઇ કેવળ બુદ્ધિપ્રવૃત્તિએ ધારેલી પણ ભાગ્યે એવી લીલા ઉપજાવી આવે છે: કલા કે જે કોઇ જ્ઞેયાજ્ઞેય વિવેક સુરુચિમેળવાળા સંકલનાઠાઠનાં રૂઢ સ્વરૂપોને અવગણતાં ય તેમને અપૂર્વ મ્હારમાં સજી આપે છે, અમારો જાતઅનુભવ હજી આછો અછડતો છે. ટૂંકામાં, અમારા સંગ્રહમાંનું ઘણું હજી તો માત્ર શીખાઉનાં મનોયત્નો ( Exercises, studies ) છે: કૃતિઓના નામને લાયક જ નથી. હા, પ્રતિભા અને કલાનો અનુભવ વધવામાં છે, એમ તો લાગે છે. પરંતુ એ તો ભાવિમાંથી જે વર્તમાન જ્યારે પ્રસવે ત્યારે ખરૂં. પ્રકાશનથી ઉતાવળ શાને કરવી ?' વગેરે.

પ્રતિભાલીલા અને કલાઠાઠ કંઇકે સ્પષ્ટતર રજૂ કરતી કૃતિઓ વધે ત્યાં લગી રાહ જોનારા કવિજનોમાંથી એક પોતાનો આ પ્હેલો સંગ્રહ હવે ગુર્જર પ્રજાના કાવ્યોદ્યાનમાં રોપે છે.

## ૨. ભક્તકવિ

આ છે "પારિજાત" : નંદનવનનાં સુમનોની કલગી.

કવિઓ પોતાની વ્હાલી કૃતિઓને આવાં અભિધાન આપે છે, તેમાં એક વર્ગ નામ પાડનારની આત્મશ્લાઘા અને બીજા ચેનચાળા જુવે છે. કવિઓ પોતે તો વિનમ્ર નિખાલસતાએ અને ઉભરાતા દબાતા સત્યાવેષ્ખનભાવે વર્તતા હોય છે.

---

*કવિ ટેનિસનનાં આ મુક્તકનો ભાવાર્થ:—
( આર્યા ) શંકા સાચદિલી જે,
શ્રદ્ધાની છે સહોદરા ભગિની;
છે જડ-કાળજ ઢોંગી,
કર્મહતા રોકય શ્રદ્ધાની.

જુવો સંગ્રહના આરંભમાં જ—

ને એ નન્દનને નેહે ઊછર્યું હૈયું વ્યોમમાં,
ઊજળા રસ ત્યાં પીધા, ભર્યા સુભગ સોમમાં. ( અર્પણ )

—એ ' સોમ ' એટલે ?

સુખે સરલ લેખિની અમૃત અક્ષરોએ લખે,
કથા અલખ કાવ્યની સહજભક્તિભાવે, સખે ( તારો લહિયો )

—એ ' સખા ' કોણ ?

' જન્મદિન 'માં જે સ્મૃતિ ફરી ફરી જગાડી આપવાને સારુ કવિ જન્મદિવસને લળીલળીને વધાવે છે, અને સાભાર અર્ઘ્ય અર્પે છે, તે

સ્મૃતિ પ્રથમની અખંડ અણબૂઝ કો જ્યોત શી

એટલે શું ?

ગુહાનિહિત આદિ ચિનગારીના અગ્નિ કને કવિ શુભ વેગભર પ્રેરણાપ્રવાહ પ્રાર્થે છે, તે અગ્નિ આ લોકનો ?

( અગ્નિનું આવાહન )

' क : ' જુવો.

' તારી સમીપે જ ' જુવો.

વધારે દાખલા ખડકવાની જરૂર નથી. સંખ્યાબંધ કૃતિઓમાં કવિનું ભક્તહૃદય આહુતિઓ અર્પ્યા કરે છે, તે આહુતિદ્રવ્યોથી વધુ વધુ ઉત્તેજિત શિખાઓ વ્યક્તગગનરોચને પેલે પાર જે એકમેવાદ્વિતીયં છે, જે એક જ ' છે, પ્રકાશે છે, પ્રફુલ્લે છે, અનેકાનેક થયા કરે છે, પરિણમે છે, ' એમ સતત વહ્યા કરતા પ્રવાહમાં સત્ય સનાતન તત્ત્વ છે, જ્ઞાતાજ્ઞેયજ્ઞાન એવી ત્રણ બાજુવાળો પાસો છે, અવિકારી સનાતન આનંદ છે,–તેના ભણી ચડે છે, તેમાં ભળે છે, તદ્રૂપ બની જાય છે.

અંગ્રેજી કેળવણીની સાથે યુરોપીય અજ્ઞેયવાદ ( Agnosticism )અને વ્યવહારુ સુગમતાઓ સાધી આપતા વિજ્ઞાન ( Materialistic science and its practical applications )નો અમલ આપણા શિક્ષિત શાળાપાઠશાળાનિષ્ણાતવર્ગમાં વધતો ગયો છે, તે દાયકાઓની આપણી અર્વાચીન કવિતામાંથી ભક્તિના સૂરોનો લગભગ લોપ વર્તાય, એમાં નવાઇ નથી. આપણા વૈષ્ણવો શૈવો કે જૈનોમાં કોઈ સ્વતંત્ર સર્ગશક્તિવાળો ( Creative originalityવાળો ) ભક્તકવિ નીપજ્યો નથી. પ્રાર્થનાસમાજીઓ માત્ર જૂનાં ભજનોમાંથી જે અગમનિગમના ત્રીજા નેત્રની દષ્ટિસૃષ્ટિ વિનાનાં, અથવા અમુક પ્રતીકનાં સ્તવનો જોવામાં આવ્યાં, તેમને તે ને તે શબ્દોમાં અગર થોડા ફેરફાર સાથે ગાયા કરે છે. નાસ્તિકતા-પ્રભુવિરહ-ની વેદનાનાં, અગર કહો કે આત્માની એકલતા કિંવા વિશ્વની અજ્ઞેયતાની ગુંગળાવી મારતી વેદનાનાં, કવનો પણ થયાં નથી. ગુજરાતી કવિતા અઢીત્રણ ઝમાના લગી સૂકા-માત્ર દુન્યવી રસોએ રસાળ-પંથને વટાવ્યા પછી પ્હેલીવાર આ નવો સ્વતંત્ર અને સર્જકભક્તિફુવારો પામે છે, એ આ 'પારિજાત'ની આપણી અર્વાચીન કવિતામાં અપૂર્વતા છે.*

## ૩. દિગ્દર્શન

પરંતુ કવિ ભક્ત ભલે હો વા ન હો; એની કવિતા એવી વા એની એ કારણે નહીં, માત્ર પોતાના ગુણદોષે સારીનરસી ઊંચીમધ્યમહલકી વગેરે હોઇ શકે. આપણે પ્રિરતી નથી એવા

* 'પ્રેમજીવન' અને અશેદોમિં 'નું' ઉરણ શુદ્ધ અને નિખાલસ ગણી શકાય ભાગ્યે; અથવા ભલે એને ન્હાનો શો અપવાદ ગણવામાં આવે. અમરેલીનો હંસરાજ, તેના પ્હેલાના આરજણ ભગત અનવર ઋષિરાય વગેરે પરંપરાપ્રાપ્ત ભજનોનાં આપણાં ટાંકાને તાજું રાખનારા જ ગણાય. [ બીજા બે અપવાદ પણ નોંધાવા જોઈએ: 'પ્રેમભક્તિ-ભજનાવલિ' અને 'ભજનિકા.' —સં. 'માનસી']

વાચકો પણ ટોમ્સન, ક્રિસ્ટીના રોઝેટ્ટિ, ન્યુમાન, જેવાનાં ભક્તિકવનોના રસિયા હોઇ શકિયે; ખ્રિસ્તી કવિઓમાંના મધ્યમને ખ્રિસ્તીઓ પણ પોતાના પંથનો એવા કારણે મધ્યમને બદલે ઉચ્ચ ઠરાવી ન શકે. કલામૂલ્યાંકન કોઇ પંથ દેશ આદિ પક્ષપાતોએ વિચલિત થવા દેવું ન ઘટે. અને વળી સામાન્ય વાચકો-કોઇ પણ દેશકાલમાં-મોટી સંખ્યામાં ભક્તો સંભવે નહીં: એટલે આ પ્રવેશકનું મુખ્ય કાર્ય આ કવિતાઓના ગુણદોષ કવિનાની દષ્ટિએ અને ટૂંકામાં દેખાડવાનું છે. આ સંગ્રહમાં "બીજી કૃતિઓ" એ બીજો વિભાગ વધારે મોટો છે, વાચકોનું વિશેષ ધ્યાન ખેંચે એવો પણ છે.

'સનાતન શિશુ' એમાં "દૂધિયા" નિહારિકા( Nebula )-થી માંડીને વિશ્વસમુત્ક્રાન્તિનો ચડાવ ટૂંકામાં કવિત્વરીતિએ વર્ણવેલો જણાશે. સૉનેટ વિભાગમાં "ગતુ પ્રગુ" વધારે ટૂંકી કૃતિ છે, તો પણ આવી અતાગ અમર્યાદતાને બાથ ભીડવા મથતી જણાશે. બ્રહ્માણ્ડવ્યાપી વિષયને પોતાના એક ખોબા શબ્દોમાં માપી લેતી કૃતિઓ ગુજરાતી કાવ્યમંદિરે નથી, જે ગણતર છે તેમાં આ બંને સારી દીપી ઊઠે છે. "ક્યારે!" અને "શાશ્વત અસંતોષ" એ બેમાં માણસના અંતરમાં ઊંડે ઊંડે સદા જલતી, પ્રાપ્તમાત્રથી આગળ આગળ ધસ્યા–ધાયા જ કરવાની દિવ્ય ચિનગારી આબાદ આલેખાયલી જણાશે.

"અમૃતના યાત્રીઓ," "લાંબી વાટે," અને (સૉનેટોમાં) "પથિક," "દંડી," અને "મરદ્દવિયા"માં સર્વસ્વાર્પણે પણ ધ્યેયસિદ્ધિ મેળવવા મથતો માનવમાનસનો વજ્રમય ટેક ભિન્નભિન્ન રૂપે એકસરખા ઉલ્લાસે છે, પોતાની અખંડ ઉત્પ્રુતિએ વાચકોનાં દિલ હરી લેવા સમર્થ છે. પછી ગગનનાંથી ભૂમિ સમીપ ઊતરતાં, સ્વાતંત્ર્યનાં, વીરતાનાં, દેશપ્રેમે માથું આપનારનાં, વિરોધીઝનૂન ખૂન કરી નાખે તેવા શહીદનાં, વીરત્વનાં, ઔદાર્યનાં અને પ્રલોભનપરાજયનાં કાવ્યો આવે છે.

આ છે થોડાં, પણ લગભગ દરેક સુરેખ છે; સર્જક વિચાર-પ્રભાવ કે કલ્પનાચમત્કૃતિને સ્થાન એવું સરખું હોય ત્યાં શબ્દોની મીઠાશ અને લયનો પ્રવાહ કવિતાદેહ રચી લે છે. પ્રાસ અને વર્ણસગાઇ કવિને પદે પદે ચાલ્યાં આવે છે. ચિત્તંત્રની એકાગ્રતાએ ઝરતી પંક્તિઓ ટપકતાં બિંદુઓ જેવી સુવૃત્તમધુર અને તેજોમય લાગે છે. આપણા બીજા અર્વાચીન કવિઓ સાથે મુકાબલા વાચકે જાતે કરી લેવા. સંસારી ભાવોને આર્યધર્મની ભાવનાઓ સાથે વણી લેતાં કાવ્યો કનિષ્ઠ મધ્યમ ઉત્તમ ત્રણે વર્ગનાં વાચકોને મુગ્ધ કરે એવાં છે. એમાં ત્રણ વિરહકાવ્યો છે, તેમાંનાં થોડાં પંક્તિપુષ્પો અહીં ખોસી લઇયે.

(૧)

હતો પહાડ શો કઠોર
પત્થરો હું તો નઠોર,
તે પરે તું નેહની હતી નમેલ વેલડી,
સુગંધ મંજરી ઝરંત મીઠડી અકેલડી.

× × × ×

ઝીલતી નિદાઘદાહ
તો ય રે ન પામી ચાહ
કૃતઘ્નની ! ખરે છતાં ય તું કદી ન વીફરી
ક્ષમાળુ સ્નેહમૂર્તિ સૌ ગુન્હા જતી તું વીસરી.
કુભાગ્યને હું ભાંડતો
નિશીથવેળ કહાડતો
વરાળ વેદનાતણી;
તું મોતીએ ન્હવાડતી,
કમેથી શાંત પાડતી,
લઇ સુનીલ વીંઝણી. (હવે)

× × × ×

(૨)

રિસાઇ દાદાતણી સોડમાં અમે
મનામણાંમાં સુખ માણવા જતા,

આંસૂ ઝમંતાં શિશુલોચનોને
દાદાતણો વત્સલ હાથ લૂછતો:
વળી ગયેલા વળાને વિશેષ
પંપાળતા પીઠ, હથેળી વચ્ચે
લઈ અમારું મુખ અંજલિજ્યું
સ્વયં બની ગદ્‌ગદકંઠ ચૂમતા:
મનામણાંનાં મૃદુ વેણ ઉચરી
હસાવતા લોચનનાં જલોને.

× × × ×

હવે તો દાદાઓ દુરલભ થયા,–દારુણ સમો,
અકાળે બાળો જ્યાં કરમાઇ જતાં, શી રીત તહીં
ચડે દાદા વારો ? શિશુસુગનિયાંને લઇ સુખો
ખિલાવીને ખીરો અમરત–રસ્યા નંદનમહીં ! (દાદા)

× × × ×

( ૩ ) જે ખોળે બેસતાં બાળ બાદશાહ બની જતા
ખંડાયો તે, બન્યા રંક જેવા હા રાજવી અગે !
હજારો હિતચિંતાની ઝાળો જેરવનારને
ઝેરી ચિન્તાનલજ્વાલા એકલી જેરવી ગઈ !
હાજરી જેમની હામ હૈયામાં હલકારતી
તેમના વણ હારોમાં, કોણ હામ ટકાવશે !

× × × ×

શૈવનીયતાણી સેવા પૂજ્ય સંપૂજનીયની
હતા ત્યારે કરી ના, રે સોનાની પળ વેડફી !
જ્હતા જેવા ગણ્યા જ્યારે આશીષો વર્ષતા સ્મિતે,
અરે અવગણ્યા મૂઢે સ્વેચ્છાચારવિહારમાં !

કૃતઘ્ની કલિના બાલે પરાયા સમ આચર્યું;
પરાયાથી પરાયા તે કાળે વ્હાલ બતાવિયું !
દુઃખદાવાનલે દાઝ્યા દિલને દાખવી દયા
અશોક શાંતિના ધામે સ્વયં યમ લઇ ગયા !

( બ્પિતાને શ્રદ્ધાંજલિ )

× × × ×

પણ આ આખી કૃતિ એવી તો સંશ્લિષ્ટ છે, કે કાપકૂપિયા અવતરણો આપવાં જ ન ગમે. આખી જુવો, અને જોતાં જોતાં એક વર્ષોથી જાણીતા કાવ્યની સાથે તુલના પણ આપોઆપ સ્ફુરવાની–એ હકીકત વિષે મૌન પાળવાનો દંભ શાને વારુ ? ... રોમાન્ટિક ક્લાસિકલ શૈલીઓ વા કલાપદ્ધતિઓનું તારમ્ય પણ એ બે કૃતિઓને સાથે વાંચતાં ધ્યાનમાં આવશે.

'પારિજાત'માંનાં કુદરતવર્ણનનાં કાવ્યો તર્ફ તો અંગુલિનિર્દેશ જ બસ છે. મેઘ સાગર આદિને આપણી કોઇ ને કોઇ ઉન્નતગભીર ભાવનાના પ્રતીક બનાવી આપવાનું કવિનું સામર્થ્ય એ કાવ્યોમાં ખાસ દીસી આવે છે, અને છેવટ, આ દિગ્દર્શન ની સમાપ્તિ 'સૌન્દર્યોપભોગ', 'મૃગમુંડક જોઇને', 'સંગીતપ્રેરણ', અને 'સફળ જાત્રા', એ બોધપ્રધાન ( Didactic ) કાવ્યો સંભારીને કરીશું.

વારુ, સુબોધક કવિતા ઊર્મિકાવ્ય ( Lyric ) પણ હોઇ શકે. કેટલાક જાણીતા ઓગણીશમી સદીના અંગ્રેજ વિવેચકો, તેમ આપણા ગુજરાતમાં તેમના સદ્ગત રમણભાઇ અને ન. ભો. દી. જેવા ચેલાઓ, આ વિષયમાં ખોટા ભ્રમ ફેલાવી ગયા છે, એ મતના ટેકામાં 'પારિજાત'ની આ બધી કૃતિઓ ટાંકી શકાય. તથાપિ, આવી મોટી ચર્ચાને અહીં તો માત્ર છેડી જ શકાય. લાગણીઓના આવેગ સાથેનો બોધ સ્પષ્ટ-ઉચ્ચારેલો હો, ધ્વનિત

આ કૃતિજોડમાં આવા મહાભારત ભેદનો ખુલાસો કંઈક આ સ્વરૂપનો ધારું છું. કવિતા ભાવનામય વિભૂતિય છે, કવિના વાસ્તવ કૃતિસંગ્રહમાં મૂર્ત થયેલ તત્ત્વ પણ છે. ભાવનામય વિભૂતિ લેખે એ આરાધ્ય અને સંપૂજનીય છે. સર્જાઈ ગયેલ અને સર્જાવાની કૃતિઓના આત્મા કે તેમની મૂર્તિ લેખે એ સમભાવી સખી અને પ્રિયતમા પણ છે. હર્ષમાં સધાઈ આવતી કૃતિઓ દરમિયાન કવિતામૂર્તિને કવિ સાથે આનંદતી, દુઃખી આર્ત પોકારરૂપ કૃતિઓ દરમિયાન કવિતામૂર્તિને કવિ સાથે આક્રન્દતી, કલ્પવામાં વિચિત્રતા કે અતિશયોક્તિ નજેવી છે. કવિજન ઘણુંખરું તો "શાશ્વત અસંતોષ" દુઃખે દુઃખી પ્રાણી હોય છે, અને એની એ અવસ્થામાં એને દર્શન, તે આરાધ્ય દેવીનાં, પોતાના સર્જનમાં પ્રેરણાપૂર્વક સ્વૈરવિહારે પ્રેરતી "સનાતન કુમારિકા"નાં દર્શનસૌભાગ્ય છે:—

> કુમારી, વંદું હું પુલકભર, શ્રીપાદકમલે
> દબાવું દુઃખોના અધર, ધરું મોંઘી હૃદયનાં
> નમંતા નેત્રોએ તવ ચરણની તારકરજે
> સમર્પું સર્વાત્મા મદપ્રુ કરઃ વ્હાલા પ્રભુમનાં
> દયાદાનોમા હે શુચિકિરણ: વ્હાલા મન ટપે:
> કુમારા પાવિત્ર્યો અણુ અણુ, શુભે, સુંદર સજે!

પરંતુ 'પ્રિયા કવિતાને' એ કૃતિમાં કવિતાનાં બીજાં-સર્વસ્વસમર્પણે સમભાવી સહચરી થઇ રહેલ કવિતામૂર્તિરૂપને કવિ પોતાનો કાવ્યવિષય બનાવે છે. કવિ તેને

> પત્રે પત્ર કને હું બની મુગ્ધ ઓલાવતો
> અરેરાડ ઉછળતા, પ્રણયિનિ, વાદિને વ્હેને
> કયા મુજ પ્રકૃતિની સઘળુ વાદરે વેંઢો.

અને આમ કવિતામૂર્તિના સાનુકૂલ સહવાસસહચારમાં કવિનાં પ્રભાતો, કવિની સંધ્યાઓ અને રાત્રિઓ, કવિનાં વનોપવન ભ્રમણો, કવિની વસંતઋતુઓ અને વર્ષાઋતુઓ, દુઃખીઓ

સાથે કવિના સહવાસસહચાર, વગેરે કવિનું આખું જીવન, કેવી રીતે સુંદર પ્રેમોલ્લસિત સફલોજ્જવલ વહ્યું જાય છે, તેનૂં જ આખી કૃતિ મુદામય મુદાપ્રેરક આલેખન છે. સમાપ્તિમાં કવિ વાંછે છે,

> પ્રિયે, તું થઈ ઓતપ્રોત મુજ જીવને જ ભળી,
> મહા અરવ શૂન્યમાં ય મુજ સંગ રહેજે હળી.

## ૫. અર્થપ્રવાહી (મુક્ત) પદ્યનાં ભયસ્થાનો

અર્થપોષક અર્થદ્યોતક અર્થપ્રવાહી અર્થાનુકૂલ પદ્ય (Blank verse) તે શું, એવા પદ્યમાં શ્લોકની પંક્તિસંખ્યા નિશ્ચિત નથી હોતી, પંક્તિઓનાં વિરામસ્થાનો નિશ્ચિત નથી હોતાં, પંક્તિસંખ્યા વિરામસ્થાનો વગેરે અર્થને મુકાબલે બાહ્ય ઉપાધિ, અર્થ જ કૃતિનું તત્ત્વ, કૃતિનો આત્મા, એટલે અર્થની અનુકૂલતા પ્રમાણે પંક્તિસંખ્યા વિરામસ્થાનો આદિ ફર્યાં કરે, જ્યાં પરંપરા પ્રમાણેનાં રાખેલાં હોય ત્યાં પણ એમ બનવાનું કારણ પરંપરાપાલન નહીં પણ અર્થાનુકૂલ્ય, વગેરે વગેરે બ્લૅન્ક વર્સની વિશિષ્ટતાઓ 'ભણકાર 'ના પ્રવેશક નિબંધમાં ચર્ચ્યાંને ઘણાં વર્ષ વીતી ગયાં છે. બ્લૅન્ક વર્સમાં વિરામો ફરતાં ફરતાં પંક્તિમાં ગમે ત્યાં આવે, તેના દાખલા એ નિબંધમાં મ્હારે મ્હારી કૃતિઓમાંથી જ આપવા પડેલા, કેમ જે તે કાળે ગુજરાતી કવિતામાં બ્લૅન્ક વર્સ બેસાડવાનો પ્રયાસ સરખો પણ કોઈએ કરેલો નહોતો. પછી એક આખો ઝમાનો વહી ગયો છે, કવિઓના દાયકે દાયકે નવા ફાલ આવ્યા કર્યા છે, અને તેમનામાંના કેટલાકે ગુજરાતી કવિતામંદિરમાં ઉચ્ચ સ્થાન મેળવ્યૂં પણ છે. તેમનો હાથ પરંપરાપ્રાપ્ત પદ્યો છંદો અને પદો ઉપર તેમ બ્લૅન્ક વર્સ ઉપર પણ, ગુલબંકી ઉપર પણ, મિશ્રજાતિ ઉપર પણ, તેમ મુક્ત (વા મહાભારતી) અનુષ્ટુપ ઉપર પણ સારો બેસી ગયો છે, અને વળી તેમને નવતર રચનાઓ પ્રયોજવા-

નો શોખ પણ લાગી ગયો છે. ઉપરાંત ભાષા ઉપરના કાબૂને લઇને, વિષયવૈવિધ્યબળે, ઝમાનાને અનુકૂલ વિષયોની પસંદગીવડે, વળી પોતાની પ્રાણવાન વિવિધ શક્તિઓ અને રુચિઓને એ યુવાન બંધુઓ નાટકનાટિકા, નવલનવલિકા નિબંધનિબંધિકા, આદિ ક્ષેત્રે પણ ખેલવતા હોવાથી તેઓ જોતજોતામાં પોતાનાં પ્રકાશનોથી જ સારી પેઠે જાણીતા થઇ ગયા છે અને દાયકા બે દાયકામાં અપૂર્વ ખ્યાતિ મેળવે એવાં ચિહ્ન દેખાય છે. એટલે હવે આ બ્લેન્ક વર્સના વિષયની બીજી બાજુ પણ છે, તે ગુજરાતી રસિકો આગળ શાસ્ત્રીય રીતે દાખલાઓ સાથે જો કે ટૂંકાણમાં રજૂ કરવાનો સમય ભરાઇ ચૂક્યો છે.

પદ્ય મુક્ત એટલે સંગીતનાં તેમ જ ગણમાત્રનાં કેવલ ગાણિતિક બંધનોથી મુક્ત, પ્રાસાનુપ્રાસથી યે મુક્ત, અર્થાનુકૂલ અર્થપોષક અર્થદ્યોતક અર્થસર્જક હોવું જોઇએ; પદ્યદેહ તેમાં વસતા આત્માને એટલે કે જે અર્થપ્રવાહ જ કાવ્ય છે, જે અર્થપ્રગતિ જ સર્જન છે, તેને કુદરતી રીતે પ્રકાશતો હોવો જોઇએ, એ આપણા વિષયની એક બાજુ થઈ. બીજી બાજુ આ, કે તે દેહ પદ્ય રહેવો જોઇએ, અ પ દ્ય થઇ જવો ન જોઇએ. પદ્ય બંધનરૂપ બેડી કે બોજા ( handicap ) જેવું, છંદ ગતિ વેગ અને ભારવ્યવસ્થા( emphasis–scheme )ને અંતરાયરૂપ, હોવું ન જોઇએ. છંદ ગતિ વેગ ભારવ્યવસ્થા, ઊર્મિઆન્દોલ અથડામણ કે ચડાવાદિવાળા પ્રવાહી અર્થને યથાયોગ્ય વ્યક્ત કરવાની ગુંજાશ-વાળું હોવું જોઇએ. સાથે સાથે આ પણ જાળવવાનું, કે વ્યવહારમાં તેમ કલામાં અતિછૂટ ( licence ), અસંયમ, સ્વચ્છંદ તે સાચું સ્વાતંત્ર્ય નથી, સ્વાતંત્ર્યઘાતક અરાજકતા જ નીવડે છે. છૂટ લેતાં અને અર્થાનુકૂલ થતાં થતાં જે રચના પદ્યત્વને જ ગુમાવી બેસે, તેવી રચના મુક્ત પદ્ય (blank verse) ગણાવાને અપાત્ર, કુપદ્ય-( doggerel ) કે નરી અપદ્ય જ છે.

પૃથ્વી એવો તો રમતિયાળ ગણમેળ છે, કે તેની પંક્તિમાં લગભગ ગમે તે વર્ણીએ આરંભી પછીની પંક્તિમાં બીજી, છઠ્ઠી, આઠમી, બારમી, તેરમી, કે લગભગ ગમે તે વર્ણીએ વિરામ રાખો, અગર આખી એક પંક્તિ આગલી સાથે સળંગ રાખી તેને અંતે ય થોભ્યા વગર ત્રીજીમાં વહો, તો પણ એવા કોઇ કોઇ જ રચનાખંડ પદ્યત્વહીન બની જાય છે. બ્લૅન્ક વર્સ માટે આપણા ગણમેળ વૃત્તોમાં પૃથ્વીની સર્વોત્કૃષ્ટ યોગ્યતા આવી એની લગભગ અમર્યાદ પ્રવાહિતા-સંવાદિતાને આભારી છે. મુક્ત પૃથ્વી ઉપર હાથ બેસી જાય તે દરેક પદ્યકારને આ એની સુયોગ્યતા જાતઅનુભવે સ્વયંપ્રકાશ બની જાય છે. અને તો પણ અતિપરિચયાદવજ્ઞા, એ સૂત્ર પોતાનો પ્રભાવ અહીં પણ દેખાડ્યા વિના રહી શકે ખરું ? નહીં જ.

દાખલામાં 'પૃથ્વી છંદ' એ સૉનેટ લઇશું. અહીં પૃથ્વી વૃત્તની અનેક શક્યતાઓને વખાણવા જતાં તે છટાથી ગોઠવાઇ નથી, યાદી જેવું થઇ જાય છે; અને આને અર્થદોષ ગણિયે તથા છંદ તો બાપડો અર્થાનુસારી, તે અર્થ પોતે જ્યાં નબળો ત્યાં છંદ અશિથિલ શી રીતે હોવાનો, એ પ્રમાણે વાતને ઉડાવી જ દઇયે, તો ન બને એવું નથી. પણ ખરી રીતે અર્થ અને તેનો શબ્દદેહ અન્યોન્યાશ્રયી છે, કવચિત શબ્દદેહની શિથિલતા અર્થ જ લૂલો ક્લિષ્ટ આદિ હોવાથી પ્રકટે છે, ક્વચિત દેહનબળાઇ અર્થનું સુરેખ આવિષ્કરણ થવા દેતી નથી. આ દાખલામાં ત્રીજી પંક્તિમાંના 'કરુણ' શબ્દથી માંડીને સાતમી પંક્તિના 'ઉરે' લગીની બાસઠે વર્ણીઓ એક સાથે,–આરોહ, આંદોલ, કશી જ છટા વિના–કેવળ તણાય છે. 'સૂતો હતો' એ પાંચમી પંક્તિના અંત પછીની ઓગણીશ વર્ણીઓ કોઇ જાતની સંવાદિતાને પોષતી નથી; એટલું જ નહીં ને વાક્યરચનાની દૃષ્ટિએ પણ પૂર્તિમય વધારો (supplementary addendum) જ છે. આગળ ચાલતાં ઉપમાન અર્વાચીન વિષે વધુ પડતું લંબાણુ થઇ ગયું છે. વળી મૂલ કલ્પના 'સૂતો હતો' છોડી દઇને

'શિશુ દયામણો હતો' એ નવી કલ્પના આણી છે. આમ પંક્તિ ૭થી ૧૧ પણ લૂલી પડે છે છેવટે વળી અવનીના ઉપમાનને પણ વફાદાર ન રહેતાં સિંધુરાજનું નવું રૂપક આરવ્યું છે અને અલંકારખીચડું બન્યું છે. 'પણ પછી' એમ શરૂ થતી છેલ્લી સાધારણ પંક્તિ જ આખા સૉનેટને બચાવી લે છે.

એક બીજા દાખલા માટે "પરમ ચુંબક" એ સૉનેટમાં નીચેની પંક્તિઓ તપાસો:

અજબ કલ્પનાતારથી
વિમૂઢ મમ ભય પ્રાણ પસરાઇ । ઢંચાતણી
ક્ષણે ન ટકતી ધૃતિ પ્રબલ મારની મોદની
કને । અબુધ......

(વિરામસ્થાનો દર્શાવવાને ઊભી જાડી લીટી કરેલી છે.)

શ્રી પૂજાલાલના સૉનેટોમાંથી ઘણાની છંદોરચના સુશ્લિષ્ટ વળી છટાદાર અને વળી યથોચિત પ્રાસપ્રયોગે ચોટદાર માલૂમ પડશે, એટલું અહીં ખાસ ઉમેરું છું.

મુક્તછંદી રચના માટે, અર્થાનુસારી લયો માટે, અથવા તો પૃથ્વી છંદને માટે પક્ષપાત વધ્યા પછી એવી અર્થપોષક સંવાદિતા બીજાં વૃત્તોમાં પણ સાધવા જનારે તે તે વૃત્તના બંધારણનો ખ્યાલ પૂરેપૂરો રાખવો જોઈએ. ઘણાં વૃત્તોમાં અમુક વિરામ તો પાળવું જ પડે એવું હોય છે. કેટલાંય વૃત્તોમાં અમુક તાલવ્યવસ્થા પણ આવશ્યક હોય છે. એનું એનું અવગણ્યા એટલે છંદ ઠોકરાવાનો જ. અર્થાનુસરણ અને અર્થપોષકતા તે તે છંદનાં આ લક્ષણોનો લાભ લઈ શકો તો ઓર દીપી નીકળે. એવા છંદ કેમ કથળે છે, તેના દાખલાઓમાં માત્ર નીચેના બે (શાર્દૂલવિક્રીડિત) પૂરતા ગણીને આગળ ચાલીશું:

તજતી ના કાલિમા આ રજને

તેથી । બાહ્ય રૂપે ઉપાય નહિં આ કાર્યે । (કોયલાને)
આવે છે દિન શાંતિનો શુભ પ્રમુપ્રેર્યો । ઉધારંગની
આશાએ અસવાર । આ કલહના લોકે ॥ સુધા મીઠડી
મૈત્રીમાં સહુ ઝેર... (આવે છે દિન)

આ છેલ્લા દાખલામાં એક ઠેકાણે બેવડી ઊભી લીટી દૃઢ વિરામ દર્શાવે છે.*

## ૬. નવા છંદો

આપણા છંદઃશાસ્ત્રના સંખ્યામેળ વિભાગમાં મનહર જાતિ જાણીતી છે. બંગાળી કવિઓ એ જાતિના પણ મુખ્યત્વે ચતુરક્ષર સંધિવાળા, પંક્તિને અંતે છ અક્ષર લગીના એક સંધિવાળા છંદો વાપરે છે, અને એ છંદોજાતિનું બંગાળી વિશેષનામ 'પયાર' છે. લાંબી પંક્તિઓવાળા પયારને 'દીર્ઘ પયાર' કહે

---

* મુક્તછંદી રચનાની ઉત્તમતાના એટલે અર્થપોષકતા, અર્થમાં તેજ, માધુર્ય, અદ્‌ભુતતા આદિ ભરવાની શક્તિના દાખલા શ્રી સુન્દરમ્, શ્રી ઉમાશંકર જોષી આદિની કૃતિઓમાંથી સુંદર આપી શકાય; તેમ એ રચનામાં દોષ ગણાય એવા અતિક્લિષ્ટ એટલે છંદોભંગના દાખલા પણ એમની કૃતિઓમાં નથી એમ નથી. પરંતુ અહીં બીજા કવિઓની કૃતિઓમાંથી દાખલા અપ્રસ્તુત ગણીને, તથા લંબાણ ન થવા દેવાને, ટાંક્યા નથી. મુક્તછંદ(બ્લૅન્ક વર્સ )માં અતિક્લિષ્ટનો વિષય જુદા જુદા કવિઓ-માંથી દાખલાઓ લઈને સ્વતંત્ર ચર્ચવા જેટલા મહત્ત્વનો છે પણ ખરો. હું તો હવે વૃદ્ધ થઇ ગયો. નવા કવિઓ પોતે મુક્તછંદી રચનાના વિજયો અને ભયસ્થાનો અને એવા એવા વિષયો પોતાની મેળે ચર્ચતા થાય એમ ઈચ્છું છું. મુક્ત પૃથ્વી લગભગ દરેક નવો કવિ લખતો થઈ ગયો છે, એ રૂડી વાત છે. પણ તેથી હાથ જોડી બેઠ વાળીને નિરાંને સુખાસીન રહેવાનું નથી. મુક્ત પૃથ્વી સારો જ લખાય તે માટે આવી આવી ચર્ચાઓ આવશ્યક છે. મ્હારી કૃતિઓમાં પણ અતિક્લિષ્ટના અને અતિરૂઢિપાલનના બેય જાતના દાખલા જડી આવશે. સનાતન સાવધતા વિના જેમ સ્વાતંત્ર્ય નથી, તેમ સંવાદિતા ય નથી.

છે. આ સંગ્રહની " સફળ જાત્રા " એ કૃતિમાં ૪+૪+૬ એવા સંધિઓવાળી ચૌદવર્ણીની પંક્તિઓ છે, તે બંગાળી પયાર છંદમાં લખેલી છે; " સૉનેટ " અને " સનાતન શિશુ "માં પંક્તિઓ અઢાર વર્ણીવાળા " દીર્ઘ પયાર "ની છે. " મ્હારું નામ " એ કૃતિમાં પંક્તિઓ (૪+૪) + (૪+૩) એ માપની છે. આપણા મનહર (૮+૮) + (૮+૭) એમ રચાય છે, ત્યારે આમાં તેનો ઉત્તરાર્ધ જ આવે છે, એમ પણ કહી શકાય. એટલે આ છંદને 'ગુર્જર પયાર' અથવા 'મનહર તિલક'નું નામ આપી શકિયે. પયાર છંદને જાણનાર કવિના ગુંજનમાં એ રચના પયારના એક જરા નવા પ્રકાર લેખે ઊપજે, તેમ પયારછંદથી અજ્ઞ પણ મનહરછંદને જાણનાર કવિના ગુંજનમાંથી પણ એ ઊપજી આવે. ભજનની ધૂન જગવવી–ગજવવી કહિયે છિયે, તેવી પ્રવૃત્તિ માટે આ છંદ સારો ફાવે. " આવીશ આવીશ " એમાં વળી બીજી નવતરતા છે. ૪+૪ + (૪+૩) અને ૪+ (૪+૩) એવા સંધિગુચ્છની પંક્તિઓ આનુપૂર્વીએ આવે છે. ટેકની કડી પછીની કડીઓમાં બે ટૂંકી પંક્તિઓથી આરંભીને પછી ત્રીજી લાંબી ચોથી ટૂંકી, એવી રચના છે. અને અહીં જણાવેલી તમામ રચનાઓમાં આ છેલ્લીની ગેયતા વિશેષ જણાય છે. છેવટ, આ સર્ગમાં જ્યાં જ્યાં જેટલી પ્રાસરચના છે, તે એટલી તો સ્પષ્ટ છે, કે એ વિશેષના ઉપર કશું ઉમેરવાની જરૂર નથી. " આવીશ, આવીશ "માંની પ્રાસગ્રથનાનું ગઝલો વા મનહરમાંની દ્વિપુટ અનેકપુટ (double, multiple) પ્રાસરચના સાથેનું સામ્ય દેખીતું જ છે

બંગાળી સાહિત્યની કેટલીક વિશિષ્ટતાઓ ભણી ગુજરાતી તેમ હિંદ સમસ્તના સાહિત્યશોખીનો આકર્ષાતા જાય છે, અને એવો પક્ષપાત સકારણ પણ છે. અત્યારે હિંદની સાહિત્યોમાં વિશ્વપ્રસ્થાનપોષક અનેકાનેક શક્તિઓ સમૃદ્ધિઓ ગુણો અને અલંકારોમાં બંગાળી સાહિત્ય સૌથી આગળ છે.

પરંતુ આ જાતના છંદ ગુજરાતી કવિતામાં સ્થાયી સ્થાન મેળવી શકશે ખરા? "આપણી કવિતાસમૃદ્ધિ" એ મ્હારી ચોપડીમાં મનહર વિષે ચર્ચા કરતાં મ્હારી શંકાનું કારણ પણ જણાવી ગયો છું. ઉપલી કૃતિઓમાંથી થોડી પંક્તિઓ ટાંકું છું:

કવિતાકલાકિશોરી આવી ચિર વસી ત્યાં રુચિર (સૉનેટ)
અંગારા વરસાવતો આકરો ઉન્હાળો,
ધૂમ ધખ ધખ કરે, ધરા કાઢે ઝાળો (સફળ જન્મ)
નામજલે કાલમળે પ્રફુલ્લે પવિત્રતા
નામમેહે રણદેહે સ્વર્ગઆગ ખીલતા (તારું નામ)
ધખતાં શોકનાં રણે
મોત જ્યાં ઘડીઓ ગણે,
વારે ધાવા વાદળને નહીં બોલાવીશ હું,
અંગારા નડે ન મુજ કામમાં;
આવીશ આવીશ ત્હને શોધતો આવીશ હું
સુંદર સોનેરી ત્હારા ધામમાં:
વેદનાના પારાવાર ભેટમાં લાવીશ હું
છલકાતા જીવનના જામમાં! (આવીશ! આવીશ!)

આ પંક્તિઓને બેચાર વાર ફરીફરીને બોલી જુવો. ગુંજી ગણગણી જુવો. એ નાદ-વાદલને શ્રુતિચોમમાં જમાવવાને બનતો પ્રયાસ કરો. કોઇ પણ છંદનો દેહ શ્રુતિવ્યોમે જામતું આ નાદવાદલ છે. છાપેલી પંક્તિઓ, કે તેમનું ગાણિતિક માપ, કે પિંગલશાસ્ત્રમાંની તેની વ્યાખ્યા, કે એકે એકે ઉચ્ચારાતા અમુક વર્ણીઓની પરંપરા, તે છંદોદેહ નથી. આ નાદવાદલ (moving and rotating airwave of sound) આ ગતિમાન અને પુનરાવર્તિ સ્વરિત વાયુની દોલા, કવિના શ્રુતિવ્યોમમાં જે જે છંદની જામે, તે તે છંદમાં જ કવિ ત્વરાથી રચના કરી શકે છે. અને જ્યારે ચિત્તંત્ર વિષયથી પણ તરબોળ હોય છે, ત્યારે તો

લખતો હાથ પાછળ પડી જાય એટલી ઝપટથી કવિની રચના રચાય છેઃ ચલતીએ ચડેલો તબલચી તેમ તાને ચડેલો કવિજન પોતાના શ્વાસોચ્છ્‌વાસથી પણ જાણે આગળ થઈ જવાનો હોય એવો ચગે છે. અથચ એવા ત્વરિત આવેશમય સર્જનમાં ગાણિતિક માપ કે વિરામાદિના નિયમ સપાટિયા નજરે ક્યાંક તૂટ્યા લાગે, તથાપિ સૂક્ષ્મ વિવેચનાએ સિદ્ધ થાય છે કે એ નાદદોલાએ ચડેલા કવિએ એ નિયમોને તોડવાના માત્ર બાહ્ય દેખાવની સાથે સવિશેષ ખૂબીથી સ્વીકારેલા અને સંમાનેલા હોય છે: વ્યસ્ત વાણીની જાણીતી અપૂર્તિઓ અને મર્યાદાઓથી તે પર જઈ શકેલો હોય છે.

વારુ. બંગાળી ઢપના ઉચ્ચારણમાં—

કોબિતાકોલા...ચિરો બોરી...કચીરો
અંગારા બોરોસાબોતો...
નામોન્નેશે કાલોમોજ...
ધોખોતાં શોકોના રોણે...

—એ પ્રમાણે આ પંક્તિઓ બોલાય. (આમાં કો રો વગેરે પંહોળા કિંવા પ્રાકૃત ઑકાર લઘુ સ્વરો છે એટલું સામાન્ય વાચકના આ વિષયના ગાઢ અજ્ઞાનને લીધે ઉમેરવું પ્રાપ્ત થાય છે.) પરંતુ આપણા ગુજરાતી ઉચ્ચારણમાં ઘણા અ લઘુ સ્વર પણ નથી, લઘુ સ્વર કરતાં અલ્પ માપના અને ઓછો સમય માગતા દ્રુત સ્વરો છે. આ ભેદને દર્શાવવા સારુ લિપિચારીઓ 'કામદાર' જેવા શબ્દનું રોમન લિપિરૂપ KAMADĀRA નથી સ્વીકારતા; તેને બદલે તેઓ લખે છે KAM$^{A}$DĀR$^{A}$. 'મગન' શબ્દને તેઓ લખે છે MAGAN$^{A}$, જેમાં પહેલા બે અ લઘુ સ્વર છે, પણ છેલ્લો દ્રુત છે.

હવે ઉપલા દાખલાઓમાં પ્રથમ પંક્તિમાં પાંચ અ છે, બીજીમાં ચાર, ત્રીજીમાં પાંચ એ પ્રમાણે આવ્યા કરે છે. મધ-

વાક્યોમાં પણ અકારોની સંખ્યા અને તેમાં કેટલા દ્રુત હોવાના જ તે તપાસો. ઉપર ટાંકેલી કોઈ પણ પંક્તિમાં ત્રણથી ઓછા અ નથી. અપવાદ રૂપ ' સુંદર સોનેરી ત્હારા ધામમાં ' ની અંદર પણ બે અ તો છે. અને આ છંદોમાં–આખી મનહરજાતિમાં–અકારોમાંના ઘણાખરાને "દ્રુત" કરતાં વધારે ચીપીને એટલે લગભગ દરેકને લઘુ વા એક માત્રાના જ બોલવા પડે છે,–તે આપણ ગુજરાતીઓના ઉચ્ચારણની પ્રકૃતિસિદ્ધ લઢણને પ્રતિકૂલ ક્રિયા છે. અર્થાત્ મનહરજાતિના છંદો આપણી કવિતામાં હિંદી કવિતામાંના તેમના સ્થાન જેવું સ્થાન નહીં જ મેળવી શકે, એવો અભિપ્રાય ' આપણી કવિતાસમૃદ્ધિ 'માં મેં દર્શાવ્યો છે, તે આ બંગાળી છંદો વિષે પણ મ્હારો અભિપ્રાય એ જ કારણથી થાય છે. પ્રતિભાવાન કવિઓ ભાષાને સમૃદ્ધ બનાવવાની સાથે નાનાવિધ સમર્થ બનાવવાની સાથે, અવનવીન અલંકરણોએ શોભીતી કરવાની સાથે, તેના ઘાટઘૂટમાં પણ કેટલીક સંવાદિતા આણી શકે છે, બેશક; તથાપિ પ્રતિભાશક્તિને પણ મર્યાદાઓ છે: ભાષાની ઉચ્ચારણપ્રકૃતિને તેણે પણ પોતાના પરચા દેખાડવા જતાં સ્વીકારવી સમાલવી પડે. પ્રતિભાવાન કવિ પણ પરાઈ ભાષામાં માત્ર મનોયત્નો ( exercises ) જેવું જ લખી શકે છે, એથી વિશેષ વિજય મેળવી જ શકતો નથી, ભલે તેનું એ ભાષા ઉપર પણ પ્રભુત્વ હોય, તેનું એક ઊંડું કારણ આ જુદી જુદી ભાષાઓની જુદી જુદી ઉચ્ચારણપ્રકૃતિ છે.

આ સંગ્રહમાં જે રચનાઓને ' મિશ્રજાતિ ' છંદની કહી છે, તે રચનાઓ *આપણામાં મુકાબલે હજી નવી છે;* અગર જો કે સંસ્કૃત કવિતામાં એ મિશ્રજાતિ રચનાઓ શ્રી ભગવદ્‌ગીતા જેટલી પ્રાચીન તો છે. ઇંદ્રવજ્રા, ઉપેન્દ્રવજ્રાનું મિશ્રણ તે ઉપજાતિ. વર્ણસંખ્યા એક જ પણ ગણમેળમાં ભિન્ન ભિન્ન એવાં વૃત્તોનાં, તેમ એકવર્ણી ફેરવાળાં વૃત્તોનાં મિશ્રણ, શક્ય ( એટલે સંવાદી જણાય ) તે બધાં યે આ ઉપજાતિ વર્ગમાં

આવે. વર્ણસંખ્યામાં એકથી વધારેનો ફેર હોય, એવાં વૃત્તોનાં મિશ્રણને ઉપજાતિ નહીં ને 'મિશ્રજાતિ' કહેવાં : આ મ્હારી વ્યવસ્થા મેં 'આપણી કવિતાસમૃદ્ધિ'માં દાખલ કરી, તે પછી કેટલાક ઊગતા કવિઓએ એ નામ યથાર્થ વાપરીને અપનાવી લીધી છે. આ સંગ્રહમાં મિશ્રજાતિ વિશેષનામ આ જ અર્થમાં પારિભાષિક શબ્દ લેખે વાપરેલું છે. આ વ્યવસ્થા ચોખ્ખાં ગાણિતિક સૂત્રરૂપે પણ દર્શાવી શકાય છે. ઉપજાતિ અને મિશ્રજાતિ એ વિશેષ નામો ગણમેળ વૃત્તોની પરિભાષામાં ૧૧ વર્ણીથી માંડીને ૧૪ વર્ણી વૃત્તો લગીના ક્ષેત્રમાં જ વાપરવાનાં છે. તેમાં ૧૧–૧૧, ૧૧–૧૨, ૧૨–૧૨, ૧૨–૧૩, ૧૩–૧૩, ૧૩–૧૪, અને ૧૪–૧૪ વર્ણી વૃત્તોનાં મિશ્રણો તે તમામ ઉપજાતિ વર્ગમાં આવે; નિર્દિષ્ટ ક્ષેત્રમાં કોઇ પણ બે કે વધારે છંદ, જે વર્ણસંખ્યામાં બે કે ત્રણ વર્ણના ફેરવાળા હોય, તેમનાં તમામ મિશ્રણને મિશ્રજાતિ વર્ગનાં ગણવાં. આવા સામાન્ય નિબંધમાં આ સર્વ મિશ્રણોના દાખલા કે બીજી વિશેષ ચર્ચા ન હોઇ શકે, આટલાથી જ સંતોષ માની લેવો પડે. કદાચ છંદઃશાસ્ત્રને લગતી આટલી ચર્ચા પણ બીજી રીતે અધિકારી વાચકોને દુર્બોધ–દુર્વાચ્ય થઇ પડશે.

આજના કવિઓની મિશ્રજાતિ રચનાઓનાં છૂટ ઔચિત્ય અને ચોટ વધતાં આવે છે, અને એવી રચનાઓ મધ્યમ અધિકારી વાચકને પણ સદ્યગ્રાહ્ય હોવાથી તેમના વધતા જતા વાપર ઉપરથી કહી શકાય છે, કે ગુજરાતી કવિતાનો પ્રજામાં ફેલાવ પાછો વધવા માંડ્યો છે. મધ્યમ અધિકારીને દુર્બોધ કે અતિચડાણના પડે એવા વિષયો માટે બેશક આ રચનાઓ અપર્યાપ્તઃ પૃથ્વી કે અનુષ્ટુપથી એમનું ગજું ઘણું ઓછું. શિખરિણી કે શાર્દૂલવિક્રીડિત, મંદાક્રાન્તા કે હરિણી કે સ્રગ્ધરાની સુગુમ્ફિત (elaborate) સંવાદિતા પણ આ લઘુરમ્ય ઝરણાંઓમાં અશક્ય. સાચી વાત, પણ સુગુમ્ફિત સંવાદિતાના અધિકારી યે મધ્યમ

વર્ગના વાચકોમાં કેટલા ઓછા. એટલે ઉપજાતિ-મિશ્રજાતિની આ મર્યાદાઓ પણ વાચકવર્ગના મોટા ભાગમાં એમની લોકપ્રિયતાનું કારણ બને, તેમાં નવાઇ નથી.

### ૭. સૉનેટો

આ સંગ્રહની વળી એક આગળ પડતી વિશિષ્ટતા એમાંનાં સંખ્યાબંધ સૉનેટો છે. એક સાથે ચોપન સૉનેટ પ્રકટ કરવામાં શ્રી પૂજાલાલ આપણા પ્હેલા કવિ છે. આ સંખ્યામાં એક સૉનેટ દીર્ઘ પયારમાં, બે બે ઉપજાતિ, વસંતતિલકા, અને સ્રગ્ધરામાં, ત્રણ અનુષ્ટુપમાં, છ શાર્દૂલવિક્રીડિતમાં, સાત શિખરિણીમાં, અને બાકીનાં એકત્રીશ પૃથ્વીમાં છે.

સાત અનુષ્ટુપની કૃતિને સૉનેટ નામ ઘટે ખરું ? વળી સૉનેટ-ઘાટને ખાસ કારીગરીની શોભા આપતી ઈટાલિયન શેક્સ્પીરિયન કે મિશ્ર પ્રાસરચનાથી અનુષ્ટુપ્ પદ્યબંધના પોતાના શા હાલહવાલ થઇ જાય છે, તે આ સંગ્રહમાંના ત્રણે દાખલામાં જોઈ શકાય એમ છે. 'અર્પણ'ની પંક્તિ આઠમી જુવોઃ 'એકમેવ' શબ્દમાંનો ક પૂર્વાર્ધનો અંત્યવર્ણ છે, ઉત્તરાર્ધનો પ્રથમ વર્ણ મે છે. અનુષ્ટુપમાં પૂર્વાર્ધે વિરામ આવશ્યક, તે આમ એ શબ્દનાં બે ફાડચાં કરી નાખે છે. 'દરી' સૉનેટની વાક્યરચના જુવોઃ પંક્તિ પથી ૮નું, વળી ૯થી ૧૪નું, એક એક જ વાક્ય છે. 'શહીદ શ્રદ્ધાનંદ'માં પ્રશ્નવાક્ય પંક્તિ ૭મીના ઉત્તરાર્ધની ૪થી વર્ણીએ પૂરું થય છે; એ આખી લીટી અરુચિકર બની જાય છે. છેલ્લી ચાર પંક્તિમાં પણ વિરામ પૂર્વાર્ધને છેડે આવવાને બદલે આઘું ગયું છે. કવિએ અહીં જે લખ્યું છે, તે જરાક જ જુદી રીતે-આમ-મૂક્યું હોત, તો અનુષ્ટુપ્બંધ ન નંદવાતઃ—

પછી ધર્માન્ધતાકેરા બંધુરેરાથી ઉછળી<br>
ફૂપી અંધારની ઓથે છરી ઔદાર્યના નર્યા

હૈયામાં ઊતરી હીન; ... ... ...

બેશક, સૉનેટ–ઘાટને અનુકૂલ નહીં એવા છંદમાં પણ કવિશ્રીની કેટલીક પંક્તિઓ દીપી ઊઠે છે, તે એમની શૈલીનો વિજય છેઃ

મમતે મૂઠનાં ઊણાં અર્પણો ને સમર્પણો

–જેવી પંક્તિવાળી કૃતિના દોષ જોવાના હોય જ નહીં. અને, અનુષ્ટુપમાં ( કે અમુક છંદમાં ) સૉનેટ ના જ લખાય એમ તો હજી પણ મ્હારે નથી કહેવું.* વારંવાર વારંવાર બોલતો આવ્યો છું .તેને જ હું તો હવે રહ્યાંસહ્યાં વર્ષો દરમિયાન વળગી રહેવું ઉચિત ધારું છું, કે સૉનેટનો ઘાટ ગુજરાતી કવિતામાં નવીન, વળી ગુજરાતી કવિતાસુંદરીના મ્હેરામ્હોરાથી સારી પેઠે વિલક્ષણ–આમરાઇમાં સફરજનનાસપાતીના ગુલ્મ જેવો– છે, તેને માટે કશા ય દૃઢ નિયમો બાંધતાં પ્હેલાં જુદા જુદા કવિઓને હાથે તેના ઘણા અને નાના પ્રકારના પ્રયોગો થવા જ દેવા જોઇએ. આ ચોપન કૃતિઓમાં આપણને ઉત્તમ સૉનેટોના સંખ્યાબંધ નમૂના મળે છે, એમ તો, ધારું છું કે, સર્વાનુમતે સ્વીકારાશે. આમાંથી ઓછામાં ઓછાં બાર મ્હને તો સારી પેઠે આકર્ષે છે, પણ તેમનાં નામ નથી દર્શાવતો, કેમ કે કવિતામાં વિષય અને તેનું આવિષ્કરણ, આત્મા અને કાયા, તત્ત્વ અને વેશ, આશય અને આકારેંગિત, ગર્ભ અને છાલ, મૂલ વસ્તુ અને શોભાલંકરણ, બુદ્ધિગ્રાહ્ય અર્થ અને હૃદયગ્રાહ્ય લાગણી, અંગી અને અંગો, સ્થૂલ અને વાતાવરણ, દૃશ્ય અને પશ્ચાદ્ભૂ,

* બત્રીશ–વર્ણી અનુષ્ટુપને આપણે લખીએ છાપિયે છ બે લીટીએ, માત્ર સુગમતાની ખાતર; ખરી રીતે એ છે ચાર ચાર પંક્તિની કડી, એટલે સાત અનુષ્ટુપે પંક્તિઓ થઇ જાય અઠ્ઠાવીશ. ત્રણ આઠવર્ણી એકમોનો ( ચોવીસવર્ણી ) ગાયત્રી છંદ તેમાં એક આઠવર્ણી એકમ ઉમેરાતાં થયો અનુ–સ્ટુપ, એ એની ઉત્પત્તિ. અનુષ્ટુપી સૉનેટ લખવા આગ્રહી હોય, અથવા સૉનેટની છેલ્લી કડી લેખે અનુષ્ટુપ મૂકવા ઇચ્છે, તેવા બંધુઓએ આ સર્વ વિચારવું ઘટે.

રસ અને ક્રૂચા, કથિત અને ધ્વનિત, છૂટાં પાડી શકાતાં નથી, એટલે માણસોને પોતપોતાની રુચિ તથા અનુભૂતિ આદિ પ્રમાણે જુદી જુદી કવિતાઓ વધારે ઓછી આકર્ષે એ જ કુદરતી છે. આ સંગ્રહ ફેલાતો જશે તેમ તેમ તેમાંથી બાર કરતાં ઘણાં વધારે સોનેટો જુદી જુદી રીતે આકર્ષશે, બેશક. વળી કવિશ્રીનો સોનેટ પ્રતિ પક્ષપાત જોતાં નિઃશંક ભાખી પણ શકાય છે, કે એઓ કવિતા લખતા રહેશે ત્યાં લગી એમને હાથે સોનેટ પણ લખાયા કરશે. દરજી જીવે ત્યાં લગી શીવે, તે પ્રમાણે સોનેટ-ખોરો કવિસોનાર કે કવિજડિયો કવિપણાથી મુક્ત વા પતિત થાય નહીં, ત્યાંસુધી સોનેટો ઘડતો પણ અટકવાનો જ નહીં.

મ્હારાં પાપપુણ્ય જે ગણો તે, મોટાંન્હાનાં જેવાં ગણો તેવાં, બંને–અહીં અનાયાસે પ્રસંગ પ્રાપ્ત થાય છે તો કરારે કબૂલી લઉં છું. મ્હારા પછી પાકતા કવિજનોમાં અર્થાનુસારી મુક્ત પદ્યના શોખી અને સોનેટખોરા લેખકો પેદા થયા છે. તેના જસઅપજસમાં તેમ ગુજરાતી કવિતાના આખા ઉદ્યાનને લાભહાનિમાં મ્હારો હિસ્સો વત્તોઓછો જે ગણવો હોય તે ગણવો પડશે ખરો. કવિ તરીકે મ્હને ઉપકવિ અપકવિ અવગણાયેલ કવિ ગમે તેવા નીચા નઠારા વર્ગમાં નાખવા પ્રેરાશે, તેવા કવિતા-ભોગીને પણ ઇતિહાસદષ્ટિએ અદ્યતન કવિતાનાં નવાં વલણો ઘડનારામાંના એક લેખે મ્હને સ્વીકાર્યા વગર છૂટકો જ નથી.

## ૮. દોષ

સામાન્ય વાચકોને અતિસંસ્કૃત અને દુર્બોધ થઇ પડે એવું શ્રી પૂજાલાલનું લખાણ ક્યાંક ક્યાંક થઇ જાય છે; અગર જો કે અધિકારી રસિક તુર્ત જોઈ શકશે કે એમના વિષયો અને એમની માંડણીને જ એમની શૈલી આભારી છે, એમની સૂક્ષ્મ ભાવનાભોગી ઉર્ધ્વનશોખી કલ્પનાને આ પ્રકારની રચના જ કુદરતી છે. બીજા શબ્દોમાં કહિયે તો, એમની અતિસંસ્કૃતતા કે દુર્બોધતામાં કૃત્રિમતા કિંવા અજ્ઞાનનો પાશ મુદ્દલ નથી. મંદા-

એના વિશે કોણ કરશે ? એના કરતાં તો પ્રાર્થનાસમાજી અને સિદ્ધાંતે આકરા પણ વર્તને ભોળિયા ન. ભો. દી. ભક્તહૃદયને વધારે નિકટ હતા. દલપતનું 'વેનચરિત્ર' ભક્તચરિત્ર નથી, વળી જ્યાંત્યાંથી માગીભીખી ઉઠાવી લીધેલ થીગડાંની જ ગોદડી છે. અને પછી તો કોઇએ પ્રયત્ન પણ ક્યાં કર્યો છે ! આપણાં સારામાં સારાં ભક્તાખ્યાનો–પ્રેમાનંદનાં નરસૈં મ્હેતા અને સુદામા વિષેનાં છે, તે ય ભક્તહૃદયની પિછાનમાં છેક ઉપરછલ્લાં છે, કેમ જે પ્રેમાનંદ પોતે મહાકવિ હતો તથાપિ ભક્ત તો નહોતો, વિદ્વાન ચકોર ખેલાડી સંસારી જીવ જ હતો. માનવીમાં જુદે જુદે અનુભવે અને ભિન્ન ભિન્ન નિમિત્તકારણે ભક્તિની ભૂખ જાગે છે, અને તે પોષાઇ પોષાઈ આખું ચિત્તતંત્ર ભક્તિમય બને છે તેના ઇતિહાસ નાના પ્રકારના જોવામાં આવે છે. આવા વિષયમાં પણ આખ્યાનકાવ્ય પ્રબંધ કે મહાકાવ્યને ઉચિત પૂરતી સામગ્રી સર્જક કલ્પનાને કેમ ન મળે વારુ ? અને આવાં કોઇ મોટાં માતબર કાર્યનો જુમ્મો માથે લે તેની પ્રત્યક્ષાપ્રત્યક્ષ તમામ શક્તિઓ એથી ( લિરિકાદિ પરચુરણ રચનાઓથી કસાય તે કરતાં ) ઘણી વધારે કસાય જ. મોટા કાર્યમાં નિષ્ફળ જવાય તો પણ માસુલી કૃતિઓમાં મેળવેલી ઉત્તમ સફલતા કરતાં એવી નિષ્ફલતા ભાવનાભક્તિને તો વધારે આકર્ષે.

## ૧૦. ક્ષમાયાચના

ઉપર આવી ગયું છે કે ઉછરતા સારા કવિઓ પોતાની કૃતિઓના સંગ્રહ બનતી ત્વરાએ પ્રગટ કરતા થઇ જાય એવો મ્હને પોતાને આગ્રહ. એટલે શ્રી પૂજાલાલે પોતાનો સંગ્રહ આ પ્રવેશક મેળવવા સારુ મ્હને સોંપ્યો તે પછી થોડી મુદતમાં જ એ બ્હાર પડી જવો જોઇતો હતો. તેને ઠેકાણે અતિશય લાંબા વિલંબ પછી જ કર્તા એને બ્હાર પાડી શકે છે. બન્યું એમ કે આ કામ હું હાથમાં લઉં લઉં ને તેમાં વિઘ્ન એક

ઉપર બીજું અને તે ઉપર ત્રીજું આવ્યા જ કરે. આમ ને આમ એટલે લગી બન્યા કર્યું છે, કે એમને બદલે જો કોઇ મ્હારા જેવાનો સંગ્રહ બીજાને ત્યાં આવી રીતે રઝળ્યો હોત, તો મ્હારે તે એની કનેથી પાછો માગી લેવો પણ પડત જ. વળી એવા કફોડા પરિણામ વખતે દુનિયાદારીઓને પરિચિત થોડીઘણી સરસ્વતીની પિચકારીઓ પણ એક કિંવા બંને બાજુથી ઊડી હોત. લોક પણ એક યા બંને પક્ષને હસત નિંદત, તે નફામાં. કવિશ્રી સામાન્ય સંસારી દુનિયાના ઇસમ નહીં, સાચે વિરક્ત અને તપોધન બનવાની જ વાસનાવાળા સંયમી, વળી એમના મનોરાજ્યમાં કવિયશની પ્રાપ્તિનું અગર કવિતારચનાની શક્તિઓને ખિલવવાખેલવવાનું એટલું મહત્ત્વ પણ ભાગ્યે, એટલે જ આવું કશું ન બનતાં માત્ર સમય જ ખોવાયો છે, અને એટલા જ જોગે આ કજગાએ સલવાયેલું વ્હાણુ પાછું બંદરે પ્હોંચવા સઢ પ્રસારી શકે છે. બધું જોતાં આમાં મ્હારે આવી પ્રકૃતિના કર્તાની ક્ષમા પણ શી માગવી? સંસારીઓ અને તેમનાં અનેકાનેક વિઘ્નો ઉપાધિઓ વિલંબો વાયદાઓ આદિ પ્રતિ ક્ષમાથી તો આવા સંયમી આશ્રમધર્મી પુરુષો નખથી શિખા લગી ભરેલા હોય છે જ. ઝઘડો કરવો હોય, તો તેની યાચના એવી શાંતમૂર્તિ આગળ કરગરીને કરવી પડે ખરી! એટલે અહીં છેવટે હું ક્ષમા માગી લઉં છું ગુજરાતની, માસિકો આદિમાં વર્ષોથી એમની છૂટીછવાઇ કૃતિઓ એકે એક જોઇને તે કૃતિઓનો આખો સંગ્રહ જોવાને આતુર થઇ રહેલા વાચકોની. જે વિલંબ થયો છે અને લાંબો ગાળો પડી ગયો છે, તે મ્હારે લીધે જ બન્યું છે, અને કવિતા વિષે સારી પેઠે પ્રમાદી ગુજરાતીઓમાંથી શ્રી પૂજાલાલની કૃતિઓ માટે ઉત્પન્ન થયેલ પક્ષપાતપ્રેરિત આતુરતાવાળા વાચકો મ્હને માફ કરશે એવી આશા સાથે વિરમું છું.

મુંબાઈ, જૂન ૧૯૩૮.

# લેખનપુરસ્કાર

## યાને લેખકને

## અપાતું મહેનતાણું[1]

લેખકોને મદદ આપવી એ કંઇ સખાવત નથી કે ધર્માદો કરવા જેવું પણ નથી, પરન્તુ થોડી કિંમતે એ તો મોટો લાભ લેવાનું કામ છે–કહો કે સમાજ તરફની આપણી એક ફરજ અદા કરવા બરાબર છે.

વા. મો. શાહ

જે ચિંતકો અને સર્જકો પ્રજાનું અર્વાચીન માનસ ઘડી રહ્યા છે તેમને પેટપૂરતું પોષણ તો એમની એ પ્રવૃત્તિના બદલામાં દેવું જોઈએ, પ્રજા એમની કનેથી આ મેળવે છે તે જ ક્ષણમાં એમને દઇ દેવું જોઈએ એ ચોખ્ખી વ્યવહારની વાત ગુજરાતી વ્યવહારુ અને વેપાર-કુશળ ગણાતી પ્રજા સમજતી નથી.

બ. ક. ઠાકોર

તદ્દન ભૂખમરાની સ્થિતિમાં પડેલા લેખકો ચિંતા તેમજ ઉદ્વેગને લીધે ઊંચા પ્રકારનાં લખાણ ઉત્પન્ન કરી શકતા નથી. તેવાઓને જો જરા જેટલો ટેકો આપવામાં આવે, ઉદરપોષણની મુશ્કેલીમાંથી તેમને જો મુક્ત કરવામાં આવે તો તેઓ જે લખાણો લખી શકે તેમાંથી જનસમાજને ઘણો લાભ મળે.

વા. મો. શાહ

૧. 'લેખકમિત્ર' નામે હવે પછી પ્રગટ થનારા પુસ્તકનું એક પ્રકરણ.

'પ્રાચીન કાળમાં આ દેશમાં સાહિત્યના ખેડૂતોને રાજાઓ તરફથી પેન્શન મળતાં, જાગીરો મળતી, સહાયતા મળતી, બક્ષીસો મળતી'[૨] એ ઇતિહાસના અભ્યાસીઓથી ભાગ્યે જ અજાણ્યું હશે. લેખકની શક્તિની કદરદાનાસી તરીકે ભૂતકાળમાં તેને આશ્રય મળતો–પછી તે રાજા તરફથી હોય કે પ્રજા તરફથી. અને એવા આશ્રયની હુંફે સાહિત્યકાર સુખદુઃખ સામે આંખમિંચામણાં કરવાને શક્તિમાન થતો, પોતાની 'ધૂન'ને મૂર્ત કરવા માટે અહોરાત્ર પોતાના કાર્યમાં મશગુલ રહેતો અને માથું ટીપીટીપીને કાઢેલું સત્ત્વ સમાજસમક્ષ રજૂ કરવાને મથ્યા કરતો. પરિણામે તેને માટે સહાનુભૂતિની લાગણી હોવા ઉપરાંત માનની ભાવના પણ લોકહૃદયમાં ઊગતી અને એ રીતે પોતાના શોખની તૃપ્તિદ્વારા લોકકલ્યાણકારી લેખનમાં જ રચ્યોપચ્યો રહેવાને તેને પ્રોત્સાહન મળતું.

પરન્તુ આજે વસ્તુસ્થિતિ બદલાઇ છે. સમાજમાં લેખકને માટે માનની ભાવના તો બાજુએ રહી, પણ સહાનુભૂતિ સરખી પણ ભાગ્યે જ દર્શાવવામાં આવે છે. પોતાના લેખનવ્યવસાયને વળગી રહેવામાં લેખકને ઉદરપૂર્તિ માટે જરૂરી વસ્તુઓનો પણ દુકાળ પડી જાય છે અને છતાં પણ આપણે બાંગ પોકારીએ છીએ કે હાલ પ્રગટ થતા સાહિત્યમાં 'સત્ત્વ જેવું ઓછું જ હોય છે, લેખકોમાં લેખનદૈવત નહિ જેવું છે, મૌલિક ચિંતન દાખવી શકે એવા લેખકોની સંખ્યા આંગળીને વેઢે ગણાય એટલી પણ નથી વગેરે. આ વસ્તુસ્થિતિને સમજવા માટે થોડુંક ઊંડું ઊતરવું જ જોઇએ અને એમ કરી શકનારો મનુષ્ય જ સાચી રીતે સુણાવી શકે કે 'શક્તિ હોય, ઉદ્યોગ હોય અને જીવન પણ સાદું જ રાખતા હોય એવા વિચારકો અને સર્જકોને પણ પોતાના વ્યવહાર માટેની સામગ્રી

૨. વા. મો. શાહ : જૈન હિતેચ્છુ, ૧૯૧૪ મે, પૃષ્ઠ ૩૬૩

અને પોતાના સામાન્ય વ્યવહાર પૂરતું પોષણ ગ્રંથનિર્માણના કર્તવ્યમાંથી ન જ મળી શકે તો એવા માણસો પણ વહેલામોડા બીજા કોઇ ધંધામાં કમને પણ લાગી જ જવાના.'[3] આમ હોઇને સમાજમાંનો સમજુ વર્ગ લેખકોને પુરસ્કાર આપવાની હિમાયત કરતો જણાય છે.

આર્થિક દૃષ્ટિએ લેખકોની વિષમ પરિસ્થતિ આજે વીસમી સદીમાં કંઇ આપણા દેશમાં જ છે એવું નથી, પરન્તુ ઓગણીસમી સદીના અંતકાળ લગી યૂરોપ–અમેરિકામાં પણ એ જ સ્થિતિ હોવાનું અભ્યાસીઓ સુણાવી ગયા છે. અલબત્ત, નિઃસ્વાર્થ દૃષ્ટિએ લખનારા મહાન લેખકોની ગરીબાઇનાં જોઇએ તેટલાં દૃષ્ટાંતો મળી શકે તેમ છે. એવી સ્વીકૃત ગરીબાઇમાં જીવન વીતાડનારા લેખકસમ્રાટોને રીતસરનો યોગ્ય બદલો લેખનપુરસ્કારરૂપે મળે એવી ઓછી જ આશા તેમણે તેમનાં જીવન દરમ્યાન રાખેલી. તેઓએ તો ફરજ તરીકે લેખનને પોતાનો વ્યવસાય માન્યો હતો અને એ વ્યવસાયને વળગી રહેવાને પરિણામે આવી પડતી સઘળી આપત્તિઓનો સામનો કરવાનું જ તેઓએ ઉચિત ધાર્યું હતું. એ રીતે તેમને સંજોગો પણ નિરાશ કરે તેવા હતા. એક બાજુ દરિદ્રતા, માંદગી ને ઉદરપૂર્તિનો અભાવ; બીજી બાજુએ નિરાશામાં ગરકાવ કરી દે એવા અજબ જેવા સંજોગો. ડેંટેએ એવા જ વિષમ સંજોગોમાં પોતાનું ઉત્કૃષ્ટ કાવ્ય રચ્યું હતું. મિલ્ટનને તેના લેખનવ્યવસાયના બદલામાં નજીવી જેવી રકમ મળવા પામી હતી. સુપ્રસિદ્ધ વાર્તાલેખક હૉથોર્ને તેની શરૂઆતની વાર્તાઓ–દરેકના ત્રણ ત્રણ ડૉલર લઇને લખી આપી હતી. ઉમ્મર ખૈયામનાં ચેલાં અમર કાવ્ય 'રુબાઇતો'ની પહેલી આવૃત્તિની પાંચસો પ્રતો દરેક બે સેન્ટના ભાવે વેચી દેવી પડી હતી. બર્ન્સ એ ગરી-

---

૩. 'વહાલ' કૌમુદી, ૧૯૩૧–માર્ચ : પૃષ્ઠ ૧૭૬

બાહેની ગલીમાં આજીવન ખૂંચેલો રહેવા પામ્યો હતો: એડ્ગર એલન પોને વરસો સુધી આર્થિક તંગીમાં જ જીવન વીતાવવું પડયું હતું. વર્ડ્ઝવર્થને ઝુંપડાના નિવાસને પસંદગી આપવી પડી હતી અને કાર્લાઇલે વરસો સુધી તેનાં લખાણને માટે પ્રકાશક મેળવવાને નિષ્ફળ ફાંફાં માર્યાં હતાં. બર્નાર્ડ શૉનો લેખન-વ્યવસાયનાં શરૂઆતનાં વરસોનો એ જ અનુભવ હતો. પરન્તુ સમય સમયનું કામ કર્યે જાય છે તે મુજબ એ બધા સાહિત્યાચાર્યોને આજે સમયદેવે નો બદલો આપ્યો જ છે અને તે બદલો ખેરખર મહાન કહી શકાય એવો તો છે જ. એવા લેખકો વરસો સુધી વણઓળખાયલા રહેલા પામે છે, કદાચ વરસો સુધી તેમને પૂરતી રીતે હડધૂત કરવામાં પણ આવે છે, પરન્તુ વખતના વહેવા સાથે તેમની લેખનકૃતિઓના સામર્થ્ય પર તેઓને 'મહાન'નો ખિલ્લો પણ અર્પવામાં આવે છે અને કોઇ કોઇ તો એક બે પેઢી સુધી અને બીજાઓ હંમેશને માટે 'મહાન' જ રહેવા પામે છે.

આપણી ગરવી ગુજરાતમાં પણ લેખકોની સ્થિતિ એટલી જ કફોડી છે. ભૂતકાળમાં વીર નર્મદને એક પાવલી પર દિવસ ગાળતો ગુજરાતે જોયો છે. બોટાદકરને જિંદગીભર 'પંતુજી'નો પાઠ ભજવવામાં પસાર કરવા છતાં પણ જીવનનિર્વાહ માટે નિરાંતનો અનુભવ કદી પણ થયો નહોતો. પેલા રત્નસિંહ દીપસિંહ પરમારે સાડાત્રણ દશકાં જેટલા ગાળાની ટૂંકી આવરદા દરમ્યાન ગુજરાત સમક્ષ ભાષાંતરના લસલસતા ગંજ ને ગંજ ખડકી દેવા છતાં પણ ભરયુવાન વયે મૃત્યુનો ભેટો થતાં, પાછળ તેમનાં વિધવાની ઉદરપૂર્તિ માટે કંઇક પ્રબંધ સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયે કર્યો હતો એમ સાંભળ્યું હતું. વાડીલાલ શાહે સાહિત્યરાજ્યને વરવા જતાં દિવસો સુધી ચણા પર જીવન ગુજાર્યું હતું અને છેવટે કંટાળીને સાહિત્યરાજ્યથી ભ્રષ્ટ થઇ વૈશ્યનો પાઠ ભજવવાનું તેમને પણ સ્વીકારવું પડયું હતું.

આવી તો કંઈ કંઈ અનોખી પરંતુ દર્દભરી કથનીઓ ગુજરાતના લેખકોનાં જીવન પાછળ ડોકિયું કરનારને મળશે; પરન્તુ હવે વખત બદલાવા લાગ્યો છે. લેખકોની આર્થિક સ્થિતિ તરફ દૃષ્ટિપાત કરવાની ફુરસદ તેમ જ જરૂરિયાત પુસ્તકવિક્રેતાઓને તેમ જ પ્રકાશકોને જણાવા લાગી છે. અને કોઇ કોઇ સામયિકે તો લેખનપુરસ્કાર માટેનો નિયમિત પ્રબંધ પણ યોજી બતાવ્યો છે. એવાં સામયિકોમાં પહેલ કરનારાં બે છે* એક ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનું 'બુદ્ધિપ્રકાશ' અને બીજું 'કુમાર'. અલબત્ત, લેખનપુરસ્કાર આપવાની બન્નેની યોજનાઓમાં આસમાનજમીન જેવો તફાવત માલૂમ પડે છે. 'બુદ્ધિપ્રકાશ' લેખકોને પુરસ્કાર આપવા છતાં, પ્રગટ થતાં લખાણનો સર્વ હક પોતે ખૂંચવી લેવાનો મિજાજ દાખવતું નથી, જ્યારે 'કુમાર' તો પુરસ્કાર અપાયેલા લખાણને પોતાની માલિકીનો ગણવાની જાહેરાત છચોક કરે છે. એ 'બુદ્ધિપ્રકાશ'ને ચીલે ચાલવા માટે 'માનસી'એ† પણ પ્રયાણ કર્યું છે એ ગુજરાતભરની લેખનપુરસ્કારની યોજના માટે એક શુભ ચિહ્ન છે. બીજાં કેટલાંક પત્રોએ લેખકોને પુરસ્કાર આપવાની જાહેરાત કરીને વાહવાહ ખાટવા પ્રયાસ કર્યો હતો ખરો, પણ

---

*ત્રૈમાસિક 'કૌમુદી'ના પહેલા વર્ષ(સને ૧૯૨૫)માં લેખકોને રોકડ પુરસ્કાર અપાયલો. એ લખાણો પર કે 'માનસી'માંનાં લખાણો પર (સંમાન્ય સહયોગી 'કુમાર' હજી ગે કર્યા કરે છે તેવો) કાયમનો માલિકીહક ઉભય ત્રૈમાસિકોમાંથી એકેએ કર્યો નથી-કરી શકે પણ નહિ; સિવાય કે, ન્યાયભાવનાને વધસ્તંભે લટકતી તેણે લોક સમક્ષ પ્રદર્શિત કરવી હોય.—સંચાલક 'માનસી'

† જરૂર હોય તો ફરી એક વાર કહીએ છીએ કે જેમને હરકોઇ કારણે અમારી એ ફૂલપાંખડી મળી ન હોય તેમણે સત્વર બિલ મોકલવાં.
—સં.'મા.'

જાહેરમાં વચન આપવા મુજબ લેખકોને કંઇ પણ ન આપી શકવાની પોતાની અશક્તિ માટે તેઓએ હાથે કરીને પોતાની ઠેકડી કરાવી હોય એવાં પણ કોઇ કોઈ દષ્ટાંત કોઇ કોઇ સામયિકે પૂરાં પાડ્યાં છે ખરાં. લેખનપુરસ્કાર ન આપવો એ એક વાત છે અને લેખનપુરસ્કાર આપવા માટે જાહેરમાં નિવેદન પ્રગટાવવાં છતાં અને છપામલા લેખ માટેના રીતસરના પુરસ્કાર માટે લેખક તરફથી ઉઘરાણીના વિનંતિપત્રો મળવા છતાં તેનો જવાબ વટીક આપવાના અખાડા કરવા એ બીજી વસ્તુ છે. અલબત્ત, આ વસ્તુથી ગુજરાતની આર્થિક દરિદ્રતા તો ઠીક, પણ ગુજરાતના પ્રકાશકો, પુસ્તકવિક્રેતાઓ ઇત્યાદિ ધંધાદારીઓનાં માનસની દરિદ્રતા જ પુરવાર થાય છે. શ્રી 'વલ્કલ' સાચી રીતે જ પૂછે છે કે

> કર્તાને શું સામગ્રી જોઇએ નહિ ? કર્તાને ચોપડી વિચારતાં, રચતાં અને પૂરી કરતાં શું સમય લાગતો નથી ? શ્રમ પડતો નથી ? આ સમય દરમિયાન તેના નિર્વાહનું શું ? આ શ્રમ માટે, આ શક્તિ માટે તેને બદલાનો શું હક્ક નહીં ? મુદ્રણની, કાગળ બનાવવાની, ચોપડી બાંધવાની, ચોપડી વેચવાની એ મુકાબલે શારીરિક મજૂરીને વળતરનો હક્ક અને માનસિક મજૂરી તે સૂક્ષ્મ એટલે તેને હક્ક નહીં ?[૪]

આવી પરિસ્થિતિને સમજીને ગુજરાતભરમાં લેખનપુરસ્કારની પ્રથા શરૂ કરવામાં આવે એવા ઊહાપોહ તેમ જ સંગઠનની જરૂર છે. ઊહાપોહ થશે તો સંગઠન તેની પાછળ કોઇક દિવસે જરૂર આવશે. અને એવું સંગઠન થશે તો લેખકોનાં લખાણને થોડા ઘણા પુરસ્કારના બદલામાં હંમેશને માટે ખૂંચવી લેવાના જે પ્રયત્નો ગુજરાતના કોઈ કોઇ પ્રકાશકો આદરી બેઠા છે તે પ્રયત્નોને જબરી ચોટ લાગશે અને પરિણામે લેખકને ગુજરાનના સાંસા નહિ રહેવા પામે. બાકી હાલ તો એક સુપ્રસિદ્ધ વિચારકે કહ્યું છે તેવી જ દશા લેખકોની પ્રવર્તે છેઃ

૪. કૌમુદી : ૧૯૩૧, માર્ચ : પૃ. ૧૭૮

સાહિત્યસેવકો અને સ્વતંત્ર વિચારકોને હંમેશા કાદીમાં મોં ઘાલીને જ રોવાનું નસીબમાં નોંધાયેલું છે. શોખ છોડાય નહિ અને નિભાવાય પણ નહિ. જન સામાન્ય એના કામની મહત્તા તેમ જ ઉપયોગિતા સમજી શકે નહિ અને સમજે નહિ તે સહાયતા પણ ન કરી શકે એ સમજી શકાય તેવું છે.

આવી પરિસ્થિતિને મિટાવ્યે જ છૂટકો છે અને એમ થશે ત્યારે જ ગુજરાતભરમાં ઉચ્ચ કક્ષાના સાહિત્યકારો, વિચારકો તેમજ ફિલસૂફોનો સુકાળ થતાં વાર નહિ લાગે.

નૂતનવર્ષદિન, ૧૯૯૪. જેતપુર (કાઠિયાવાડ) — ત્રિભુવન વીરજીભાઈ હેમાણી, રતિલાલ ઉકાભાઇ પટેલ

નાણાંભીડ ( એક પત્રમાંથી )

હજુ ચોપડીખાતાના રૂા. ૨૮૦) કાઠિયાવાડથી આવ્યા નથી-બ્યૂલર પાસે તાકીદ કરાવ્યા છતાં. બીજા પણ રૂા. ૫૦૦) ત્યાંથી મારી બીજી ચોપડીઓના આવનાર છે. એક પાસથી ઘરખરચના સવાસો જોઈએ ને વેચવાની નાની ચોપડીઓ મળે નહિ, તને મોકલવાની મોટી કાળજી, તેમ અહીંનાને ભરવાની પણ, વળી અહીંનું કરજ વધારવાની જરૂરિયાત. હવે હું કેમ ન ગભરાઉં ?

ન. ગ. મંદિર, પૃ. ૩૩૪ —નર્મદ

રણજિત મહાસુખરાય વૈદ્ય

# પદાર્થોના રંગ[1]

પૃથ્વી ઉપર માનવબાળ અવતર્યો ત્યારથી સૃષ્ટિનાં વિવિધ-રંગી અનેક દશ્યોએ તેને અજબ આકર્ષણ કર્યું છે. નીલ-વર્ણું આકાશ અને સાગરનું જળ, ઊડતી સંધ્યામાં દર ક્ષણે પલટાતા સિરસ (cirrus) વાદળના રંગ, ક્ષિતિજને આરે ઊગેલું સાતરંગી મેઘધનુષ્ય, ધ્રુવપ્રદેશની અંતરિક્ષમાં ઝૂલતી સુવર્ણમય જવનિકાઓ, વનસ્પતિ અને પ્રાણીની સજીવ સૃષ્ટિના અસંખ્ય વર્ણો—એ સર્વે મનોરંજક દશ્યો ને કૃતિઓ મનુષ્યના મનમાં રંગોના ચમત્કાર સમજવા જિજ્ઞાસા ઉત્પન્ન કરે છે. વૈજ્ઞાનિક ફિલસૂફ કહે છે, કે આહ્લાદકારી આ રંગો એ માત્ર એક ભ્રાંતિ છે, માયા છે. સૂર્યનો પ્રકાશ શ્વેત રંગનો હોઈ આપણે દરેક વસ્તુને કોઈએક રંગથી અંકિત કરીએ છીએ. ગુલાબનું ફૂલ ગુલાબી જ હોય, સુવર્ણ પીળું જ હોય, વૃક્ષોનાં પાન લીલાં જ હોય, આકાશ ભૂરૂં જ હોય એમ આપણે સહજ માની લઈએ છીએ. પણ જો લાલ કે પીળા એક જ રંગથી સૂર્ય પ્રકાશતો હોત તો સૃષ્ટિનું ચિત્ર કંઈક અનોખું જ હોત. લાલ પ્રકાશથી હમણાં જણાતી લીલી વનસ્પતિ સર્વત્ર કાળી જ દેખાય. એ જ પ્રમાણે પીળા પ્રકાશમાં અત્યારે જણાતી પીળી સિવાયની લગભગ બધી વસ્તુઓ ઘેરા કે કાળા રંગોવાળી હોત.

---

૧. માર્ચ ૧૯૩૮ના 'વિલ્સોનિયન'માંથી પુનર્મુદ્રણ. એ અંકમાંના સર્વોત્તમ ગુજરાતી લેખ તરીકે લેખકને રૂ.૧૫)નું ઈનામ મળ્યું હતું.-સં. 'મા'.

રંગની ભ્રાંતિ ઉપજાવવામાં પ્રકાશ આપનાર વસ્તુ અને મનુષ્યની આંખ એ બન્નેના ગુણો મહત્ત્વનું સ્થાન ભોગવે છે. અસંત ગરમીથી ઉષ્ણ થએલી વસ્તુ ગરમી અને પ્રકાશનાં કિરણો ઉત્પન્ન કરી શકે છે. આ પ્રકાશમાંનાં સર્વ કિરણમાંનો બહુ જ નાનો ભાગ આંખને ઉત્તેજિત કરી શકે છે. આ નાના ભાગને એક છેડે લાલ, વચમાં નારંગી, પીળાં, લીલાં, ભૂરાં અને છેવટે જાંબુડાં કિરણો આવેલાં છે. પ્રકાશ ઊર્મિરૂપે વહે છે અને તેનાં લાલ કિરણોની ઊર્મિઓની લંબાઇ સૌથી વધુ અને જાંબુડાની સૌથી ઓછી હોય છે. પ્રકાશનાં બાકીનાં કિરણો લાલ ઊર્મિથી વધુ લંબાઇનાં હોય તે Infra red rays તરીકે અને જાંબુડાથી ઓછી લંબાઇનાં હોય તો Ultra violet કે x–rays તરીકે ઓળખાય છે. આ બે પ્રકારમાંના એકેને આંખ જોઇ શકતી નથી. આ કિરણો અદૃસ્ય હોઇ તેમના રંગ કેવા હોય અથવા તો સ્થૂળ વસ્તુઓને તે કેવા સ્વરૂપમાં દેખાડે તેનો આપણને કશો ખ્યાલ નથી. લાલથી જાંબુડાં સુધીનો દૃસ્ય પ્રકાશ પારખવા માટે આપણી આંખમાં ત્રણ પ્રકારના તંતુઓ ( Nerves ) છે. તેમાંનો એક પ્રકાર લાલ કિરણોથી, બીજો પીળાંથી અને ત્રીજો ભૂરાંથી ઉત્તેજિત થઇ શકે છે. અને આમાંના બે કે ત્રણના એક સાથે ઉત્તેજિત થવાથી જુદા જુદા રંગની આકૃતિઓ આંખની પાછળના ભાગ ઉપર પડતાં આપણી સામેની વસ્તુઓ તેના " કુદરતી રંગોમાં " જણાય છે. આ ત્રણ પ્રકારમાં આંખના તંતુઓમાંનો એક પણ જો ખોટો પડી ગયો હોય તો તે આંખ રંગદોષવાળી ( Colour blind ) કહેવાય.

ભિન્નભિન્ન રંગ દેખાડવાની ગૂઢ શક્તિ પદાર્થમાત્રમાં કેમ સંભવે તે પ્રશ્ન હવે સહજ ઉદ્‌ભવે. વિજ્ઞાનના અર્વાચીન સિદ્ધાંતો પ્રમાણે વિશ્વમાંની સર્વ કૃતિઓના અણુઓની રચનાના વિદ્યુદણુઓ પદાર્થના લાક્ષણિક ગુણો પ્રમાણે અમુક ગતિથી નિરંતર

આંદોલનો કર્મી જ કરતા હોય છે. તેમનાં આંદોલનો તેમની ઉપર પડતા પ્રકાશનાં આંદોલનો સરખાં હોય તો તેવા પ્રકાશની ઊર્મિઓને તેઓ પોતાના અંતરમાં શોષી લે છે. આ શોષણક્રિયા જો દશ્ય પ્રકાશના લાલથી જાંબુડા કિરણ સુધીમાંના કોઇ પણ એકની થઇ હોય તો શોષક પદાર્થ - રંગિત જણાય છે. સૂર્યનો શ્વેત પ્રકાશ મુખ્યત્વે કરીને સાત રંગનાં દશ્ય-કિરણોનો બનેલો છે; તે જો, કોઈ વસ્તુ ઉપર પડે અને તે વસ્તુના ગુણને લઇને વિદ્યુદણુઓનો નૈસર્ગિક વેગ પ્રકાશની લીલી ઊર્મિઓ સરખો હોય તો સફેદ-પ્રકાશમાંથી લીલાને શોષી લે છે અને તે વસ્તુ આંખને લાલ રંગની દેખાય છે. આ જ રીતે જો કોઇ પદાર્થમાં સફેદ પ્રકાશનાં લાલ કિરણો સમાઇ જાય તો તે આંખને લીલો જણાય છે. પીળો પ્રકાશ શોષાતાં વસ્તુઓ ભૂરી જણાય અને ભૂરો શોષાતાં પીળી જણાય. આ પ્રમાણે શોષાઇ જતા દષ્ટિગોચર થતા સામસામા રંગ પૂર્ણક રંગ (Complimentary Colours) કહેવાય છે. એટલે લાલ અને લીલા, પીળા અને ભૂરા રંગની જોડાને પૂર્ણક રંગ તરીકે ઓળખી શકાય.

જો તેજસ્વી વસ્તુ સૂર્ય કે વિજળીના દીવા સરખો સમરંગી શ્વેત પ્રકાશ આપતી ન હોય અને માત્ર લીલો, પીળો કે ગમે તે એક રંગનો પ્રકાશ ફેંકતી હોય અને જો તેવો પદાર્થ અનુકૂળ સ્થિતિમાં કોઇ પદાર્થમાં પૂરેપૂરો શોષાઈ જાય તો મૂળ પ્રકાશમાં હવે બાકી કોઇ રંગનાં કિરણ ન હોવાથી પરાવર્તનને અભાવે તે પદાર્થને કાળો જ દેખાડે. આમ પદાર્થમાત્રનાં કુદરતી રંગો ત્રણ વસ્તુસ્થિતિનું અકસ્માત સંયોજન થવાથી ઉદ્દભવે છે. પહેલો અકસ્માત સૂર્યનો શ્વેતરંગી પ્રકાશ; બીજો; આંખના તંતુઓનું આ પ્રકાશ વડે ઉત્તેજન; અને ત્રીજો, સ્થૂળ પદાર્થોની પ્રકાશશોષણશકિત. આમાંનાં કોઇ પણ એકમાં જો ફેરફાર થાય તો વસ્તુનો "કુદરતી રંગ." બીજા કુદરતી રંગમાં ફેરવાઈ જાય.

# મ. ન. દ્વિ.નું
## 'સુદર્શન'

[ મણિલાલ નભુભાઈ દ્વિવેદીએ પોતે 'સુદર્શન'માં ઝટલું ઝેટલું અને ૧૮૮૪થી ૧૮૯૮ના ગાળામાં લખેલું તેમાંનું ઘણુંખરું તો પાછળથી ગ્રંથાકારે પ્રગટ થયું છે. પરંતુ એ ગ્રંથોમાંથી આપણને તેમના પત્રકારસ્વરૂપ વિશે પૂરતું જાણવાનું મળી શકે નહિ એ સમજાય તેવું છે. એ ઊણપ પૂરનાર તો ભવિષ્યમાં કોઈક જાગે ત્યારે. અહીં હમણાં તો, ગયા જમાનાનાં સૌથી શિષ્ટ અને મૂલ્યવાન સામયિકોમાંના એ એકની ફાઇલો વિલેપાર્લેના સંમાન્ય વિદ્યાનુરાગી રા. દશરથલાલ ર. જોષીના ગ્રંથાલયમાં જોવામાં આવેલ તે પરથી એ વિશે ટૂંકી પરિચયાત્મક નોંધો લખીને, એના કાર્યથી લગભગ અજાણ્યા આજના વાચકોને એ સ્મરણીય કાર્યની થોડી શી પિછાન કરાવવાનો જ ઉદ્દેશ રાખ્યો છે. આશા છે કે અભ્યાસીઓને એ ઉપયોગી થશે અને તેઓ પ્રસ્તુત વિષયના અધિક સંશોધન ભણી વળશે. ]

### ફાઇલ પહેલી : ૧૮૯૦-૧૮૯૩

એક જ ગ્રંથમાં બાંધેલી આ ફાઇલ ત્રૂટક છે. તેમાં નવેંબર ૧૮૯૦થી (એટલે પુસ્તક ૬, અંક ૨થી). સપ્ટેમ્બર ૧૮૯૩ (પુ. ૮, અં. ૨) સુધીના કેટલાક અંકો છે.

ગ્રંથ પરથી એનો ઇતિહાસ ઉકેલવાનો પ્રયાસ કરતાં, રબર સ્ટેમ્પોની સાક્ષી કહે છે કે માસિકનું મૂળ ગ્રાહક તો મુંબાઈનું એક જૂનું ગ્રંથાલય (જેની સાથે એ સમયના એક જાણીતા

વાઙ્મયસેવકનું નામ જોડાયલું છે તે ) હતું. ગ્રંથાલયોના ધર્મ વિરુદ્ધ વર્તીને, તેણે અંકો વેચી નાંખ્યા એ જ ગામની એક માતબર સ્ત્રીસંસ્થાને; અને તેણીએ પણ, પોતાને એ નાહકના બોજારૂપ લાગતાં, સ્ત્રીસુલભ દ્રવ્યલોભને વશ થઇ એ થોડા સમય બાદ વેચી નાંખ્યા–પણ, બંધાવીને વેચ્યા તેથી આટલા યે સચવાયા છે. એ વેચાણને પરિણામે એ આવ્યા પૂર્વોક્ત ગૃહસ્થને ત્યાં, જ્યાંથી મને એ મારી વિનંતિ પરથી ધીરવામાં આવતાં, વાચકોને આ લાભ મળી શકે છે.

વાચકોને એ વર્ષોના 'સુદર્શન'ના કદનો ખ્યાલ આપવા, આ વર્ષોના એક પરમ લોકપ્રિય પત્રને સંભારવાથી સવળતા થશેઃ આજના આપણા 'બે ઘડી મોજ' જેવડું જ ત્યારનું મણિલાલનું 'સુદર્શન' હતું. ( બંને વચ્ચેનું સામ્ય એટલેથી જ અટકે છે એ કહેવાની જરૂર ભાગ્યે હોય.) લખાણો સળંગ લીટીએ નહિ પણ પાનું બે કટારમાં વહેંચીને છાપવામાં આવતાં. છાપખાનાનું નામ નડીઆદ "ન્યુ" ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસ.

દરેક અંકના પહેલા પાનાની રચના એવી હતી કેઃ ( ૧ ) ડાબે હાથે ઉપલે ખૂણે તંત્રીનું નામ પ્રો૦ મણિલાલ ન. દ્વિવેદી. –એમ આવે; ( ૨ ) એની સામે, જમણે ખૂણે, વ્યવસ્થાપક અને પ્રસિદ્ધકર્તા તરીકે, આપણને તદ્દન અજાણ્યા થઇ ગએલા કોઇ 'ચતુરભાઇ શંકરભાઇ'નું નામ છપાતું; ( ૩ ) પછીની લીટીમાં મોટે અક્ષરે અને પૂર્ણવિરામ સહિત સુદર્શન. મૂકાતું અને એની હેઠળ કાઉંસમાં 'જૂનું પ્રિયંવદા' એ શબ્દો[1] આવતા; ( ૪ ) ચોથી લીટીમાં માસિકનું વર્ણનાત્મક ઉપનામ "ધર્મ–ગૃહ–રાજ્ય–સાહિત્ય[2]-એમનાં સ્વરૂપ અને સંબંધનો

૧. એ બે શબ્દો સાતમા પુસ્તકથી અદૃશ્ય થાય છે.

૨. આમાં સાહિત્યને ચોથું મૂક્યું છે પણ વિભાગનું દરેક અંકમાં તો પહેલું સ્થાન હતું ને એમાં કાવ્યો–તંત્રીનાં તથા અન્ય–છપાતાં.

વિચાર" અને પાંચમીમાં એનો સાનુલક્ષણ મુદ્રામન્ત્ર "સત્યં પરં ધીમહિ"[1]—ભાગવત આવતો; (૫) પછી, જાડી પાતળી રૂલની લીટીઓ વડે બનાવેલી લંબચોરસ તખ્તીમાં એક છેડે પુસ્તક અને અંકની સંખ્યા, બીજે છેડે ખ્રિસ્તી માસ અને સન તથા વચ્ચે કાઉંસમાં 'માસિક' એ શબ્દ છપાતો.

એટલું સર્વસામાન્ય દૃષ્ટિએ; વિશેષમાં એટલું કે છઠ્ઠા પુસ્તક દરમ્યાન પહેલે પાને લખનારને સૂચના, ગ્રાહકોને સૂચના અને અનુક્રમણી ('અનુક્રમ' એવા મથાળા હેઠળ; બેમાં વધુ સાચું કયું ?) છપાતાં અને સાતમાથી એ બધું અંકને છેલ્લે પાને ગયું છે, કેમ કે હવે અંકનાં જ લખાણો પહેલે પાને શરૂ થાય છે.

## છઠ્ઠું પુસ્તક

એના આ ફાઇલમાં ત્રણ જ અંકો છેઃ બીજો, છઠ્ઠો અને નવમો. એને વિશે વધુ લખતાં પહેલાં ઉપરકહી સૂચનાઓ વિશે થોડું ટપકાવીએ.

પહેલી સૂચનામાં લેખકોને લખાણ 'બહુ છૂટથી' કરવાની વિજ્ઞાપના છે. એ લખાણોમાંનું આખા વર્ષનું સર્વોત્તમ કયું છે એ વિશે વાચકોના મત મગાવી, જેને 'ઘણા ગ્રાહકોના અનુમતથી' સૌથી વધુ મત મળે તેને પત્ર તરફથી રૂપાનો ચાંદ મળતો. મર્યાદિત રૂપનો, પણ એ એ સમયનો લેખનપુરસ્કાર હતો. ૧૮૯૦ માટેનો ચન્દ્રક 'દૃગ્દશ્યવિવેક' ના સટીક ભાષાંતર માટે 'રા. માનશંકર પરમાનંદદાસ[2]—ભાવનગર'ને તથા ત્યારપછીના વર્ષનો "અવલોકન અથવા ઉત્તરરામ ચરિત અને શાકુંતલની તુલના કરી વિવેચન લખનાર રા. રા. જીવનરામ[3] લક્ષ્મીરામને" મળ્યો હતો.

૧. ઘણાને યાદ હશે કે એ મુદ્રામંત્ર 'સિદ્ધાન્તસાર'નો પણ છે.

૨. આ ભૂલ છે. 'પીતાંબરદાસ' જોઇએ.

૩. એમનું તખલ્લુસ 'જટિલ' હતું; કલાપીના તેઓ આશ્રિત અને

બીજી સૂચનાનાં મુખ્ય બિન્દુ બે છેઃ વાર્ષિક લવાજમ રૂા. ૧-૩-૦ હતું; ને, "એમાંથી ખાનગી લાભ કોઇને પણ સાધવાનો હેતુ નથી; એટલે જે કોઇ ગૃહસ્થો ઉદારતાથી આ કાર્યમાં ભાગ લે છે તે એક ઉત્તમ પરોપકાર કરે છે." મતલબ, તંત્રીને તો પોતાની મહેનત મફતમાં કરવી જ પડતી, પણ માસિક સુદ્ધાં આ રીતે આશ્રયદાનો માગી ખોટ પૂરતું. આજે આશરે અર્ધા સૈકા પછી પણ એ સ્થિતિમાં છીવ જેવો ફેર પડ્યો નથી; બીજા અર્ધા (કે એક?) સૈકા લગીમાં સંગીન ફેરફારની, કાયમી ઉત્કર્ષની, આશા પણ કેટલીક?

એ જ સૂચનાના પેટામાંની બે વધુ વાત ધ્યાન ખેંચે છેઃ લખાણોને વિશેનો પત્રવ્યવહાર પણ વ્યવસ્થાપકને નડિયાદને સરનામે કરવાનો હતો, તંત્રીને ભાવનગર નહિઃ આ હકીકત સૂચવે છે કે એ ભુલાઇ ગએલા ચતુરભાઇ થોડાઘણા સાહિત્યચતુર પણ હશે. બીજી વાત ના. ખ.ની માગણી વિશેની. પત્રનો "ફેલાવો બહુ ઉત્તમ વર્ગમાં અને બહોળો છે" એમ લખ્યું છે. એ કાળમાં 'સુદર્શન' ખરીદતા હશે એ ગુજરાતીઓ ઉત્તમ તો હોવા જ જોઇએ ને એમની કુલ સંખ્યા બસોકની હોય તો પણ ફેલાવો એ સમયના પ્રમાણમાં બહોળો, એવા પત્રને માટે, ગણાય. પણ જાહેરાતદારોને એ બહોળાપણું સાંકડું દીસ્યું હશે તેમાં તો સંશય નહિ; કારણ, આ છઠ્ઠા પુસ્તકમાં તો સમ ખાવા પૂરતી એકાદ જાહેરખબરે નથી; સાતમાના માત્ર પહેલા અંકને છેડે માત્ર બે વિનમ્ર કંડિકાઓ–'નવજીવન'માં (એ માસિકને ગાંધીજીએ હાથમાં લઇને સાપ્તાહિક કર્યા પછી) કોઇ વાર આવતી અને 'હરિજનબંધુ'માં આજે પણ આવે છે તેવી –'સુભાષિતલહરી' (પં. ગટુલાલજીકૃત) અને 'પરમપદ-

એક પ્રકારના મિત્ર; એ સમયના સારા લેખકોમાં ગણાતા: 'જરિસ-પ્રાણપદબંધ'ના કર્તા.

એ આશા તત્કાળપૂરતી આશા જ રહી લાગે છે કેમ કે આ ફાઇલમાં સાતમા પુસ્તકના બાર અંકોમાંના જે આઠ છે, તેમાં રાજકીય વિષય નથી. આમ શાથી હશે? દરેકના અંકનાં પાનાં (ભલે મોટાં પણ) બાર જ અને એ સર્વ પર ધર્મ અને સાહિત્યનો હક હમેશાં પહેલો જ, તેથી રાજકારણ એમાં કેટલાક વખત સુધી, તંત્રીની ઉપલી ઇચ્છા છતાં, આવી શક્યું નહિ હોય એમ લાગે છે.

પરંતુ એ વિષયની ગેરહાજરી હાજર વિષયોની નવીનતાને કારણે આજે પણ સાલતી નથી. એ વિષયોમાં, મણિલાલના ગ્રંથોનું ક્રમિક પ્રકાશન તો ચાલુ જ રહ્યું. 'સુદર્શનગદ્યાવલિ'માં સંગ્રહાયા છે એ તેમના બીજા વિષયો પણ અહીં વાંચીએ જ છીએ, પણ સૌથી વધુ તો, આ પુસ્તકની વિશેષતા એમાં પહેલી જ વાર પ્રકાશન પામેલાં મણિલાલ અને 'કાન્ત'નાં તથા બાલાશંકર, કલાપી અને હરિલાલ ધ્રુવનાં કાવ્યોને લીધે છે. એ સર્વ પછીથી વાચકોને ગ્રંથાકારે લભ્ય થયાં જ; પણ 'સુદર્શન'માં એ મહિને મહિને છપાયાથી એ પત્રનું સ્થાન શિષ્ટ રસિક વાચકોના મનથી કેટલું ઊંચું ગણાયું હશે એ સમજી શકાય તેવું છે.

આ પુસ્તકની એક વધુ વિશેષતા એટલે 'મેઘદૂત'નું એક ભૂલાયલું ભાષાંતર. ભાષાંતરકારનું નામ તો એની પર શાનું હોય? જે હોય તે પેલું બહુવ્યાપક 'મળેલું' જ. પણ અનુમાન એવું થઇ શકે છે કે 'સાહીના સાહિત્યનું દિગ્દર્શન'ના કર્તાએ જેનો ઉલ્લેખ કર્યો છે તે શિવલાલ ધનેશ્વરકૃત એ ભાષાંતર હોવું જોઇએ. જાણીતાં બીજાં સર્વ ભાષાંતરના કરનારનાં નામની આપણને ખબર છે. પણ આ તેમાંનું નથી, એ કારણે આ અનુમાન થઇ શકે છે. બીજો કોઇ આધાર હોય તો એ તો કોઇ જાણકાર આપે ત્યારે જ જાણીએ. ભાષાંતર કેવું છે એનો ખ્યાલ આપવા એના પહેલા બે શ્લોક ઉતારીશું:

કોઈ કાંતા વિરહ ગરુવા; વર્ષના સ્વામિશાપે,
કામે ઢીલો વગર ફિકરે, આથમંતે પ્રતાપે;
સીતાસ્નાને જલપુનિત ત્યાં વાસ યક્ષે કિધો છે,
પાડી છાયા તરુવરિ તહિ રામગિર્યાશ્રમોએ.

કાઢ્યા ત્યાંહી કંઈક મહિના પર્વતે કામભોગે,
ખાલી કાંડે, કડુ સરિજતા, હેમ કેરું, વિજોગે;
ત્યાં આષાઢી ઉજળિ પડવે મેહુલો ટૂંક ઝુકયો,
દીઠો તેણે ટક્કર કરતો હાથિયો હોય ઢુંકયો.

પછીના 'મેઘદૂત.' ભાષાંતરકારોની ઉપર આ ભાષાંતરનું ઋણ પણ થોડું ઘણું હશે એમ આ વિષયથી પરિચિત વાંચકોને લાગ્યા વિના રહેશે નહિ; બાકી મૂળની રસવત્તા ગુજરાતીમાં ઝીલાવાની દૃષ્ટિએ આ ભાષાંતરને મધ્યમ કોટિનું પણ ભાગ્યે કહી શકાય.

બીજું નોંધવાજોગ પદ્યભાષાંતર 'આત્મબોધ'સ્તોત્રનું છે. એ સમશ્લોકી નહિ પણ લાવણીને મળતો આવે તેવા 'રામ-રુચિરા' રાગમાં થયું છે. ટીપમાં વિસ્તૃત ટીકા પણ આપેલી હોવાથી, અધ્યાત્મવિષયમાં પ્રવેશ કરેલાને પ્રગતિમાં મદદ કરે તેવું એ ભાષાંતર છે.[1]

'તર્ક અને શાસ્ત્ર' 'બે ભાગવતો' 'પ્રાર્થનાસમાજના મોક્ષ સંબંધી સિદ્ધાંતો' 'વેદાન્તસાર' 'કેળવણી સંબંધી થોડા વિચાર' 'જનહિતવાદ [યુટિલિટી] અને સહજ ઉપ-લબ્ધિ [ઇન્ટયુઇશન]' 'તપ' 'બંધન' 'શ્રદ્ધાની પૂર્ણતા': આ સર્વ અન્ય લેખકોનાં લખાણ વિશે વિગતથી લખવું અશક્ય હોઈ એટલું જ કહેવું બસ થશે કે જેમ એ વિષયોની પસંદગી તેમ એમાંની સજીવ ચિન્તનમયતા પણ 'સુદર્શન'ની

---

૧. આ અપવા આવતા અંકની 'મંજૂષા'માં તેમાંથી થોડી વાનગી, મૂળ સંસ્કૃત સાથે, આપવા વિચાર છે. —સં. 'પ્રા'.

ઊંચી પ્રતિષ્ઠાને સર્વથા શોભે તેવાં છે. એ સમયના ગુજરાતમાં મણિલાલ સિવાય પણ આ પ્રકારનાં સારાં લખાણો લખનાર વિચારકોનો અભાવ નહોતો એ હકીકત પણ ધ્યાનમાં લેવા જેવી છે.

આઠમા અંકમાંનો 'દિગ્દર્શન' નામનો નાનો વિષય મહાભારત, ડાર્વિન, ગાલ્ટન અને બીજામાંથી ટપકાવેલાં જીવનદિશાનાં દર્શક અવતરણોનો બનેલો છે. એમાંનું ગાલ્ટનવાળું આ કોંગ્રેસ તથા સમાજસત્તાવાદના જમાનાને ગમી જાય તેવું છે: "જનમંડલનો નિર્વાહ અત્યંત ખર્ચસાધ્ય નહિ, તે સુધારાનું [ સંસ્કૃતિનું ] ઉત્તમોત્તમ સ્વરૂપ."

## આઠમું પુસ્તક

ફાઇલમાંના આ પુસ્તકમાં આઠમો અંક નથી અને અગિયારમો પણ ન હોય તેવો ભાસ થાય છે; કારણ, જે અંક અગિયારમો છે તેને પહેલે પાને આંકડો ( ૧૦ ) અને મહિનો ( જુલાઇ ) આગલી વખતનાં જે હશે તે ફેરવવાનું બીબાંધર ( માને 'કંપોઝિટર' ) ભૂલી ગયો છે.

તંત્રીલખાણો અને કાવ્યો પરત્વે ગયા પુસ્તકની જ સ્થિતિ; વિશેષતા એટલે કે માર્ચ અને જુલાઈના અંકોમાં, અનુક્રમે, 'ગુલાબ' અને 'સતી સંન્યાસિની' નામનાં કાવ્યો છે તે પૂર્વોક્ત ચારપાંચ કવિઓમાંથી કોઈનાં લાગતાં નથી ને તો પણ એ માત્ર સામાન્ય કક્ષાનાં નથી. એકે કોઇ કૃતિસંગ્રહ કે સુમનમાલામાં પણ વાંચેલું યાદ નથી એટલે કોઇકે કોઇ વાર એ પુનર્મુદ્રિત કરવાં જોઇએ.

ઓગસ્ટ કોમ્તની પૉઝિટિવિસ્ટ ફિલોસૉફી વિશેનું 'કોમ્તદર્શન'; તથા એક અંગ્રેજી થીઑસૉફિસ્ટ ગ્રન્થને આધારે લખાયલું, માનવગત ચેતનાની સાત ભૂમિકાઓ વિશેનું, 'સપ્તપર્ણ'

મનુષ્ય૧' એ બંને તત્ત્વજ્ઞાનની; ' પુરાણભાવના ' એ ધર્મવિષયક; અને સારાંશ–વિવેચનાત્મક ' દૃષ્યન્ત અને શકુંતલા 'એ સાહિત્ય-વિષયક; આ સાર લેખમાળાઓ, બહારના લેખકોનાં લખાણમાં, વધારે ધ્યાન ખેંચે તેવી છે.

૧૮૯૭ના જુલાઇ અંકમાંનું ' લેજીસ્લેટિવ કાઉન્સિલ ' દર્શાવે છે કે અગાઉ અપાયલા વચનાનુસાર રાજ્યપ્રકરણ હવે શરૂ થાય છે. એ લખાણની પહેલી કંડિકાનો મુખ્ય ભાગ અહીં ઊતાર્યો છે, તે પરથી ખ્યાલ આવશે કે મણિલાલ રાજકીય વિષયને સ્પર્શતા ત્યારે પણ તેમની કલમ, હમેશ માફક, વેગ અને નિર્ભયતાથી છતાં સમતોલપણે ચાલતીઃ

આજ આઠ વર્ષથી આર્યભૂમિ ઉપર કેટલાક દેશભક્તોએ સ્વાર્પણ કરી મહાયુદ્ધ ચલાવ્યું, અનંતગુણ વ્યય કર્યો ને આખી ભારતભૂમિ તેથી સચેત થઈ જઈ, પોતાનો વાસ્તવિક અધિકાર માગતી થઈ. એ બધું ફલ "નૅશનલ કોંગ્રેસ" નામક મહા સમારંભની યોજનામાંથી આવ્યું છે. ... અમને પોતાને તો એમ જ લાગે છે કે જે કેળવણી પાશ્ચાત્ય પ્રજાઓએ આપણને આજ પર્યંત આપી છે, જે નવી નવી રાજ્યભાવનાઓ ને અધિકારપદ્ધતિઓ આપણને સમજાવી છે, જે જે રાજ્ય, ગૃહ, સંસાર, ધર્મ ઈત્યાદિની નૂતન વાસનાઓ આપણા હૃદયમાં રોપી છે, ને બધીના સંતોષ માટે ઉપાય ન કરવો, એ રાજા તથા પ્રજા ઉભય વચ્ચે અણબનાવ ઉપજાવી માઠાં પરિણામ ઉપજાવે તેવો પ્રસંગ છે. ભૂખ લાગવાનું ઓસડ આપી, ભૂખ લાગે ત્યારે જમવાનું ન પીરસવું, એથી લાભકારક ફલ ન જ થાય.૨

જે જમણ જમવા દેવાની રજા એ વખતે આ રીતે માગવા-માં આવી હતી તે આવતા પરમ દિનના પૂર્ણસ્વરાજ્યરૂપી

---

૧. ભાષાંતરકારનું નામ તો ' સુદર્શન 'માં નથી; પણ એ પછીથી અન્યાકારે થએલું. યાદ છે તે મુજબ ભાવનગરના એ સમયના પ્રસિદ્ધ થીઓસોફિસ્ટ સ્વ. દુર્લભરાય મ. ઓઝાએ એ કરેલું હતું.

૨. જિજ્ઞાસુઓ એ આખો લેખ ' સુદર્શનગદ્યાવલિ ' (પૃ. ૪૬૨)માં વાંચી શકશે.

ઘેવરખાજાં નહોતું કે આજનાં પ્રાન્તિક પ્રધાનપદાંરૂપી શીરોપુરી ય નહોતું;એ તો હતી ખીચડી ને છાશ—અમને તમારી ધારાસભાઓમાં બેસવા દ્યો ને તમારા કામકાજની ચર્ચા કરવા દ્યો. આ કારણે, સાડાચાર દસકા પરનું ઉપલું લખાણુ આજે આપણને કદાચ વધારે પડતા ઉત્સાહથી ભરેલું લાગે; પણ તેમાંથી આપણે ગ્રહણ કરવાની છે તે આ બે જ વાતઃ એ સમયની ભિક્ષુણી જેવી મહાસભાના મૂળમાં રહેલી રાષ્ટ્રૈક્યની ભાવના જેમ મણિલાલ જેવા દેશપ્રેમી વિચારકો જોઇ શકયા હતા, તેમ બદલાતી પરિસ્થિતિમાં ભલે ધીમે ધીમે પણ રાજ્યતન્ત્રને બદલાવવામાં નહિ આવે તો વિપરીત પરિણામ આવવાનું છે. એવી ચેતવણી પણ સ્પષ્ટ શબ્દોમાં રજૂ કરી શકયા હતા.

આ પુસ્તકના છેલ્લા અંકમાંની 'મુંબઇમાં તોફાન' એ છેલ્લી નોંધ પરથી જોઇ શકાય છે કે કોમી હુલ્લડોની કળા એ નગરીએ છેક ત્યારની ખીલવવા માંડેલી અને કારણ પણ હલકા હિંદુમુસ્લીમોના અજ્ઞાન અને સ્વાર્થબુદ્ધિમાં જ રહેલું હતું. મણિલાલે પોતાની ટીકામાં સ્પષ્ટ કર્યું છે કે ગોરક્ષાને બહાને થએલા એ તોફાનની બીનાને સરકાર કે એંગ્લોઇન્ડિયન છાપાં પ્રજાના રાજકીય હકોની બાબતમાં આડે આવનારી બનાવી મૂકે એ તદ્દન ગેરવાજબી છે.

'બ્રાહ્મણ' ઉપનામથી મણિલાલે લખેલો પડેલો લેખ 'ગૂજરાતના બ્રાહ્મણો' પત્રિકારૂપે આ પુસ્તકમાં જ વહેંચાયલો માલૂમ પડે છે; આજે પણ એ કેટલીક રીતે ઉપયોગી હોવાથી, અન્યત્ર એ ઘણો દુર્લભ હોવાથી તેમ જ મણિલાલના સર્વ ભાવી અભ્યાસીઓ માટે, 'માનસી' માં એને સગવડે છાપવો નિર્ધાર્યો છે.

છેલ્લા અંકને પહેલે જ પાને ટૂંકું નિવેદન છે કે આવતા પુસ્તકથી કદ બદલાઇને રોયલ અષ્ટપત્રી થશે કેમ કે ગીતા—ભાષાંતર હવે પૂરું થયું હોવાથી, મહત્ત્વના હિંદી વેદાંતગ્રન્થ 'વૃત્તિ-

પ્રભાકર 'નું ક્રમિક પ્રકાશન માસિકના જ એક ભાગ તરીકે (પણ જુદી પૃષ્ઠસંખ્યાએ) શરૂ કરવાનું છે. એ ગ્રન્થ (સ્વ. મનઃસુખરામે ભાષા-તરેલા 'વિચારસાગર' ના કર્તા) દાદુપંથી શ્રી નિશ્ચલદાસજીનો છે અને એ કઠિન હોવા છતાં વિસ્તીર્ણ ટીકા વડે એને સરલ કરવાનો યત્ન યથાશક્તિ થશે, એમ પણ જાહેર થયું હતું.

નાણાંભીડ : ૨

ઊઠું છું ત્યારથી તે સૂતા સુધીમાં ઓછામાં ઓછી ૧૦ વાર દોહિયાં એમ નિઃશ્વાસથી બોલાઈ જવાય છે. ખરેખર, દ્રવ્યને તુચ્છ ગણતો આવ્યો છઉં ને હજીએ મનથી તેમ જ ગણું છઉં, પણ મિત્રના વિશ્વાસ ઉપર સાહસ થયેથી જ્યારે ભીડ આવી ત્યારે દ્રવ્ય જરૂરનું લાગે છે. હું હમેશ સહાય કરનારો તે હાલ સહાયપાત્ર થયો છઉં ને સહાય મળતી નથી-હોય ! રતના ફેરફાર હોય છે તેમ આ દિવસ પણ જશે. ફાંફાં માર્યો જાઉં છું-આશા રાખ્યો જાઉં છું-પણ થવાનું હશે તે થશે એમ મનમાં નક્કી સમજું છઉં. ... ... ...

ન. ગ. મંદિર, પૃ. ૩૩૪-૩૫. —નર્મદ

# નિકષ

## ગુજરાતનો સંશોધનાત્મક ઇતિહાસ

**ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ ( વિભાગ ૧-લો ) :** દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી, પ્રકાશક ગુજરાત વર્નાક્યુલર સોસાયટી. પૃ૦ ૨૮૦+૨૦. કિં૦ રૂ. ૧) ( કાચું પૂઠું ).

અખિલ ભારતવર્ષીય ખ્યાતિવાળા ગુજરાતના એક વિદ્વાને એક વખત લખ્યું હતું કે મુંબઈ ગેઝેટીઅરમાં લખાએલા ગુજરાતના ઇતિહાસ પછી એ વિષયમાં નવા સંશોધનને હવે અવકાશ નથી. તેઓ આ પુસ્તકનું અવગાહન કરશે તો સહેજે જણાશે કે ગેઝેટીઅર પછી બહુ સંશોધનને અવકાશ હતો અને તેની ઘણી હકીકતોમાં બહુ સુધારોવધારો થઇ ગયો છે. પ્રસ્તુત પુસ્તક ગુજરાતી ઇતિહાસના સંશોધનના સાહિત્યમાં કીમતી ઉમેરો છે. એ કંઇ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની આજ્ઞા અનુસાર રચાએલું પુસ્તક નથી, પરન્તુ વિદ્વાન સંશોધકના સમસ્ત જીવનના પરિશ્રમનું ફળ છે. આ પુસ્તકની હકીકતોની નોંધ તેઓ વર્ષોથી કરતા હતા અને તેથી સહેજ પણ પ્રકાશિત હકીકત તેમના સંગ્રહમાંથી રહી જવા પામી નથી. જાણે કે તેમણે ગુજરાતના ઇતિહાસના સંશોધનનો માલ ખૂણેખૂણેથી ખોળીને એકત્ર્યો કર્યો છે અને તેથી મારા જેવા નાના વહેપારીઓને અત્યારે તો બેકાર બનાવી દીધા હોય એમ લાગે છે ! હવે તો અમારે જે કંઈ વહેપાર કરવો હોય તે એમના

સંગ્રહમાંથી જ ખરીદીને કરવો રહ્યો! જ્યાં સુધી નવું બજાર હાથ ન લાગે ત્યાં સુધી બધા વહેપારીઓએ તેમની દુકાને જ માલ માટે જવું પડશે! તેમણે સંગ્રહેલી હકીકતો એટલી તો સંપૂર્ણ છે કે એવું બતાવી શકાય એમ નથી કે અમુક બાબત રહી ગઇ છે; માત્ર તેમણે કરેલી હકીકતોની મૂલવણી અને તેમના મહત્ત્વની આંકણી વિષે જ વિચાર કરી શકાય એમ છે.

આ પુસ્તકમાં મુખ્ય રીતે ગુજરાતના ઇતિહાસનો આરંભ ચાવડા વંશથી કરવામાં આવ્યો છે. અને તે સિદ્ધરાજના રાજ્યના અંત સુધી આપવામાં આવ્યો છે. તેનાં પહેલાં બે પ્રકરણોમાં ચાવડા વંશ પહેલાંની ગુજરાતની સ્થિતિનું જે વર્ણન અને જે ભૌગોલિક હકીકત આપવામાં આવી છે, તેમજ ચોથા પ્રકરણમાં ગુજરાતમાં રાષ્ટ્રકૂટ અને પ્રતિહાર વંશોના અમલનું જે વર્ણન કરવામાં આવ્યું છે, તે ખરેખર શ્રી દુર્ગાશંકરભાઇની સંશોધનશક્તિ અને તેમની સર્વગ્રાહી વિદ્વત્તાનું આપણને દર્શન કરાવે છે. તામ્રપત્રો અને શિલાલેખો ઉપરથી ગુજરાતની પ્રાચીન લોકસ્થિતિ તારવવામાં આવી છે તે પણ અપૂર્વ છે. મુખ્ય વર્ણિત વિષયના નિર્ણયો પણ કેટલાક સર્વમાન્ય થાય તેવા છે. દાખલા તરીકેઃ (૧) કલ્યાણકટક તે કનોજ એ અનુમાન; (૨) ભીમની સિંધ ઉપરની ચઢાઇ અને તેનો સમય; (૩) કર્ણનો લાટવિજય; (૪) ખેંગારને સિદ્ધરાજે મારેલો નહિ, પરંતુ કેદ કરીને પાટણ આણેલો અને તેનું રાજ્ય તેને પાછું સોંપી પાછો મોકલેલો અને તે પોતાની રાજધાની તરફ જતાં વઢવાણ આગળ મરણ પામ્યો, જ્યાં રાણકદેવી સતી થઇ.

આ પુસ્તકમાં કરેલા બીજા કેટલાક નિર્ણયો માટે મતભેદને અવકાશ છે. એની સમીક્ષા કરવાનો પ્રયત્ન કરીશું. આ નિર્ણયો બે ભાગમાં વહેંચીશું: મુખ્ય અને ગૌણ. પ્રથમ આપણે મુખ્ય બાબતો લઇશું.

મુખ્ય બાબત ભૂવડની પંચાસર ઉપરની ચઢાઈ છે. રા. દુર્ગાશંકરભાઇ ગેઝેટીઅરના લેખકને અનુસરીને એમ માને છે કે ચઢાઇ કલ્પિત છે અને પંચાસરનો નાશ મુસલમાનોના હાથે થએલો. પરંતુ હું બંને બાબતો સત્ય માનું છું. પંચાસરનો નાશ મુસલમાનોના હાથે થયેલો એ વાત ખરી, પણ તે પહેલાં ભૂવડની પણ તેના ઉપર ચઢાઈ થએલી હોય એમાં કશું અસંભવિત નથી. આ ભૂવડ સોલંકી વંશનો નહિ, પણ પ્રતિહાર વંશનો હોવો જોઇએ એમ હું માનું છું. અત્યાર સુધીની શોધખોળથી પ્રતિહાર વંશનો આદિ પુરુષ નાગભટ જણાયો છે. અને તેનો સમય સં. ૮૧૩ની આસપાસ નિર્ણીત છે. હવે તેનો પિતા ભૂભટ (ભૂવડ) હોય તો તે વનરાજના પિતાના સમયમાં હોઇ શકે. તે વખતે પ્રતિહારોનું રાજ્ય ભિન્નમાલમાં હતું અને તેમની સત્તા ગુજરાત-કાઠિયાવાડમાં પ્રવર્તતી હતી તે ઇતિહાસસિદ્ધ બીના છે. પાછળથી તેઓ કનોજ ગયા, તેથી પ્રબન્ધકારોએ ભૂવડને કનોજનો માની લીધો ને મૂળરાજનો ગુજરાત ઉપર હક્ક સાબિત કરવાને ભૂવડને સોલંકી વંશનો ઠરાવ્યો હોય તો તેમાં કંઈ આશ્ચર્ય નથી. વનરાજ મોટી ઉમરનો થયો ત્યાંસુધી પ્રતિહારોએ પોતાનો અધિકાર પંચાસર ઉપર રાખ્યો હતો અને વનરાજ ઉમર લાયક થતાં તેને તેનું રાજ્ય પાછું સોંપ્યું હતું એમ જણાય છે, કારણ કે પ્રબન્ધચિંતામણિમાં લખ્યું છે કે ભૂવડે વનરાજને ગુજરાતનો સેલ્લભૃત્ (ખંડણી ઉઘરાવનાર) નીમ્યો હતો. પાછળથી સિંધના મુસલમાનોએ ગુજરાત ઉપર હુમલો કર્યો, તે વખતે પંચાસરનો નાશ થએલો અને વનરાજને નવું નગર વસાવવાની ફરજ પડેલી એમ મારું માનવું છે, કારણ કે મુસલમાનો વલભી ઉપર વારંવાર હુમલા કરતા અને સિંધમાંથી કાઠિયાવાડ જવાના માર્ગ ઉપર પંચાસર આવ્યું હતું, તેથી તેનો નાશ થયો હોય એ સ્વાભાવિક છે. આથી વનરાજને એ માર્ગથી દૂર નવું નગર વસાવવાની જરૂર લાગી હોય તો તેમાં કંઇ આશ્ચર્ય નથી.

રા. દુર્ગાશંકરભાઇએ મુસલમાનોના હુમલાનું વર્ષ સં. ૭૮૦ માન્યું છે તે મને યોગ્ય લાગતું નથી. ગેઝેટીઅરમાં તે વર્ષ સં. ૭૭૬ માન્યું હતું તે તો દેખીતી જ ભૂલ હતી, કેમ કે એ હુમલો ખલીફ હાશમના સમયમાં થયો હતો અને તેવો સમય સં. ૭૮૦થી ૭૯૯ સુધીનો નિશ્ચિત છે. પરન્તુ દુર્ગાશંકરભાઇ એ હુમલાનું વર્ષ ખલીફના સમયના આરંભનું (સં. ૭૮૦) શા આધારે માને છે તે સમજાતું નથી. જનાશ્રય પુલકેશીના સં. ૭૯૪–૯૫ના તામ્રપત્રમાં આરબોનો હુમલો તેણે પાછો વાળ્યાનો ઉલ્લેખ છે. જો તેનો વિજય સં. ૭૮૦માં થયો હોય તો તેના ઉલ્લેખવાળું તામ્રપત્ર એટલું મોડું કોતરાવવામાં આવે નહિ. રા. દુર્ગાશંકરભાઈએ મુંજના સં. ૧૦૫૧ના તામ્રપત્રના સંબંધમાં લખ્યું છે છે કે વિજય પછી તુરત જ દાન આપવાની સામાન્ય પ્રથા હતી, તો એ પ્રથા પુલકેશીના દાનને કેમ લાગુ ન પડે? આથી આરબોનો હુમલો સં. ૭૯૩-૯૪માં થએલો માનવો એ જ યોગ્ય છે. વનરાજને નવું નગર વસાવતાં આઠનવ વર્ષ લાગ્યાં હોય એ સ્વાભાવિક છે.

મૂળરાજની સોરઠના ગ્રહરિપુ ઉપરની ચઢાઈનું દ્વયાશ્રય કાવ્યમાં હેમચંદ્રાચાર્યે વિસ્તૃત વર્ણન કર્યું છે. આ આખી ચઢાઇ રા. દુર્ગાશંકરભાઈ કલ્પિત માને છે, પણ મને તેમની કલ્પના વાસ્તવિક જણાતી નથી. મહાકાવ્યમાંના વર્ણનની વિગતોમાં અતિશયોક્તિ હોઇ શકે, પણ તેથી મૂળ બનાવ જ કલ્પિત માની લેવાનું સાહસ કરતાં પહેલાં ઘણો વિચાર કરવો ઘટે છે. હેમચંદ્રાચાર્યના કાવ્યમાં અદ્દભુત અંશો છે, વિગતોમાં કલ્પનાનું મિશ્રણ છે, અમુક બનાવો વિષે મૌન છે, ગુણો અને વિજયોના વર્ણનમાં અતિશયતા છે, પરન્તુ તેમાં કોઇ ઐતિહાસિક આખો પ્રસંગ કલ્પિત ઊભો કર્યો હોય તેમ હું ધારતો નથી. દ્વયાશ્રયની કેટલીક બાબતો પહેલાં અયથાર્થ ધારવામાં આવતી હતી, જે હવે સત્ય સાબિત થઇ છે. દા. ત. મૂળરાજના પિતાનું નામ

રાજ્ઞિ, દુર્લભદેવનું મારવાડ(નાડોલ)ના રાજા મહેન્દ્રની બેન સાથેનું લગ્ન, ભીમની મુસલમાનો ઉપરની ચઢાઇ, મીનળદેવીનો પિતા ચન્દ્રપુરના કાદમ્બવંશનો હતો તે હકીકત વગેરે. મહમ્મદ ગઝનવીની ચઢાઇ વખતે ભીમ સોમનાથ–પાટણમાં લઢ્યો હતો તે હકીકત અને ભીમે સોમનાથનું પત્થરનું મંદિર બંધાવ્યું હતું એવો ભાવબૃહસ્પતિની પ્રશસ્તિનો ઉલ્લેખ જોતાં ભીમના તાબામાં સોરઠનો પ્રદેશ હતો એ ખુલ્લું છે. તો મૂળરાજે એ પ્રદેશ ન જીત્યો હોય તો કોણે જીતેલો? મૂળરાજ અને ભીમ વચ્ચેના કોઇ રાજાએ સોરઠનો પ્રદેશ જીત્યો હોય એવો કોઈ ગ્રંથમાં નિર્દેશ નથી. આથી મૂળરાજની સોરઠની ચઢાઇને કલ્પિત માનવી તે હું એક પ્રકારનું સાહસ સમજું છું. સિદ્ધ–હૈમ વ્યાકરણમાં પણ મૂળરાજે આભીરો ઉપર વિજય મેળવ્યાનું જણાવવામાં આવ્યું છેઃ

> पूर्वे भवदारागोपीहरणस्मरणादिव ज्वलितमन्युः ।
> श्री मूलराज पुरुषोत्तमोऽवधीद् दुर्मदाभिरान् ॥ १ ॥

સિદ્ધ–હૈમ વ્યાકરણ દ્વયા. કા.ની પૂર્વે રચાયું હતું, તેથી સોરઠવિજય મહાકાવ્યની જરૂરીઆત માટે કવિની કલ્પના ઊભી કરેલી ગણાય નહિ. ગ્રહરિપુ નામ કલ્પિત હોઇ શકે પણ સોરઠ-વિજય તો કલ્પિત નથી.

મૂલરાજથી સિદ્ધરાજ સુધીના લગભગ બધા રાજાઓને સિન્ધુ-રાજ સાથે યુદ્ધ કરવું પડયું છે. આ સિન્ધુરાજ કોણ હતા તે સંબંધી શ્રી. દુર્ગાશંકરભાઇ નિર્ણય કરી શકયા નથી. મૂલરાજ સાથે લઢનાર સિન્ધુરાજને તેઓ રાધનપુર પાસેના રણકાંઠાનો ઠાકરડો ધારે છે, ચામુંડની સાથે લઢનાર સિન્ધુરાજને તેઓ માળવાનો સિંધુરાજ (ભોજનો પિતા?) ધારે છે. અને સિદ્ધરાજે પરાજિત કરેલા સિન્ધુરાજને તેઓ જેસલમીર તરફનો રાજા ધારે છે; પરન્તુ હું ધારૂં છું કે એ સિન્ધુરાજો સિન્ધના મુસલમાન હાકેમો

હોવા જોઈએ. શાકંભરીના ચૌહાણોને એ હાકેમો સાથે વારંવાર યુદ્ધ થયાના ઉલ્લેખો પૃથ્વીરાજવિજય કાવ્યમાં તથા હમ્મીર કાવ્યમાં છે. રજપુતાનાની સરહદ સિંધને જેમ લાગુ પડે છે, તેમ ગુજરાતની સરહદ પણ સિંધ સાથે જોડાએલી છે. જો સિંધના મુસલમાનોએ રાજપુતાના ઉપર હુમલા કર્યાં હોય તો તેઓ ગુજરાત ઉપર પણ હુમલા કરે તેમાં આશ્ચર્ય નથી. મુસલમાનો સિંધમાં દાખલ થયા પછી લગભગ ત્રણસેં વર્ષ સુધી આગળ વધી શકયા નથી. તેમને રોકી રાખવાનું માન પ્રથમ પ્રતિહારોને અને રાષ્ટ્રકૂટોને અને ત્યાર પછી ગુજરાતના સોલંકીઓ અને શાકંભરીના ચૌહાણોને ઘટે છે. રા. દુર્ગાશંકરભાઈ લખે છે કે સિન્ધુરાજ મુસલમાન નહિ, પણ હિન્દુ રાજા હોવો જોઈએ, કારણ કે મુસલમાન હોય તો તેને 'રાજ' લખે નહિ, પણ તુરૂષ્ક લખે. પરન્તુ ભીમની સાથે પંચનદ આગળ લડનાર સિન્ધુપતિને તેઓ મુસલમાન માને છે. હવે દ્વયાશ્રયમાં આ સિન્ધુપતિને સ્પષ્ટ રીતે સિન્ધુનૃપતિ અને સિન્ધુરાજ કહ્યો છે.

સિદ્ધહેમવ્યાકરણમાં ભીમે સિન્ધરાજને હરાવ્યાનો ઉલ્લેખ છે:

> कर्णं च सिद्धराजं च निर्जित्य युधि दुर्जयम् ।
> श्री भीमेनाधुनाचक्रे महाभारतमन्यथा ॥ १५ ॥

એ જોતાં અન્ય ગ્રન્થોમાં અને શિલાલેખોમાં સિન્ધના મુસલમાન હાકેમને સિન્ધુરાજ કહ્યો હોય તો તેમાં કંઇ અવાસ્તવિકતા નથી.

ગુજરાતના સોલંકીઓને બીજો લાંબો વિગ્રહ નાડોલના ચૌહાણો સાથે ચાલેલો હતો, એ વાત સુંધા પહાડીના અને હથૂંડીના શિલાલેખો ઉપરથી જણાય છે. રા. દુર્ગાશંકરભાઈ માને છે કે નાડોલના ચૌહાણોની સાથે મૂલરાજે મૈત્રીસંબંધ

બાંધ્યો હતો અને ભીમના તેઓ સામંતો બન્યા હતા, છતાં પણ કર્ણની સાથે તેમને વિગ્રહ કેમ થયો એ બાબતમાં તેઓ મુંઝાણા છે. પરન્તુ તેઓ સુંધાના અને હથૂંડીના લેખ ફરી વાંચી જોશે તો જણાશે કે દુર્લભરાજથી આરંભી કર્ણ સુધીમાં નાડોલના ચૌહાણોની સાથે ગુજરાતના સોલંકીઓને મૈત્રીસંબંધ થયો નથી, પણ વિગ્રહ જ ચાલ્યા કર્યો છે. દુર્લભરાજ અને નાગરાજ મહેન્દ્રની બેનો સાથે પરણ્યા હતા એ વાત ખરી, પણ એ કંઈ મૈત્રીસંબંધ ગણાય નહિ. એમ તો એવા સંબંધી રાજાઓ વચ્ચે પ્રાણાન્ત વિગ્રહો ચાલ્યાનાં ઘણાં ઉદાહરણો ઇતિહાસમાં છે. જે શ્લોક ઉપરથી તેમણે નાડોલના બાલપ્રસાદને ભીમનો સામન્ત માન્યો છે, તે શ્લોકનો અર્થ સમજવામાં તેમની ભૂલ થએલી છે. તેમાં લખ્યું છે કે બાલપ્રસાદે ભીમના ચરણો એટલા જોરથી દબાવી તેને પીડા કરી કે રાજા કૃષ્ણદેવને ભીમે કેદખાનામાંથી છોડી દીધો. રા. દુર્ગાશંકરભાઇ चरणयुगलीव्याजतःનો અર્થ 'પગ તળાંસીને' કરતા હોય એમ લાગે છે, પરન્તુ તે પછીની પંક્તિ कुर्वन् पीडामतिषलतया ઉપર તેમનું ધ્યાન ગયું હોય તેમ જણાતું નથી. એ પંક્તિઓનો અર્થ મેં કર્યો છે તેવો જ થઇ શકે. મૂલરાજની સાથે બલિરાજ લઢ્યો હતો, દુર્લભની સાથે મહેન્દ્ર લઢ્યો હતો, ભીમની સાથે અહિલ્લ અને અણહિલ્લ લઢ્યા હતા અને પૃથ્વીપાલ કર્ણની સાથે લઢ્યો હતો. તો વચમાં બાલપ્રસાદ ભીમનો સામન્ત શી રીતે બને? તેથી એ માનવું યોગ્ય છે કે નાડોલના ચૌહાણો ગુજરાતના રાજાના સામન્તો બન્યા નહોતા. પૃથ્વીપાલનો ભાઇ જોજલ્લ અથવા યોજક પણ કર્ણનો સામન્ત બન્યો નહોતો એમ હું ધારૂં છું. સુંધાના લેખના ચોવીસમા શ્લોકની નીચેની પંક્તિ ઉપરથી રા. દુર્ગાશંકરભાઇ ધારે છે કે કર્ણે યોજક પાસે ગુજરાતનું સામન્તપદ કબૂલ કરાવ્યું હતુંઃ

श्वेतातपत्रेण विराजमानः शाकुम्भरीहिन्नाड्यपुरेऽपि रेमे ।

અર્થાત્ તેણે બળપૂર્વક અણહિલપુરમાં શ્વેતછત્ર ધારણ કર્યું હતું, પરન્તુ આમાં ઝક્લા-શબ્દ જેનો અર્થ બળપૂર્વક થાય છે તે તેમના ધ્યાન બહાર રહી ગયો છે. હું એ પંક્તિનો અર્થ એવો કરું છું કે તેણે અણહિલપુરનો અધિકાર થોડા વખત માટે ધારણ કર્યો હતો. પ્રબન્ધચિંતામણિમાં લખ્યું છે કે મીનલદેવી અને સિદ્ધરાજ જે વખતે સોમનાથની યાત્રાએ ગયાં હતાં, તે વખતે અધિકાર સાંતૂમંત્રીને સોંપી ગયાં હતાં. એ વખતે માળવાના યશોવર્માએ અણહિલપુર ઉપર ચઢાઈ કરી હતી અને સાંતૂમંત્રીએ રાજાની યાત્રાનું પુણ્ય તેને આપીને પાછો કાઢયો હતો. યશોવર્મા તે વખતે માળવાની ગાદીએ હોવાનો સંભવ નથી, માટે પાટણ ઉપર હુમલો કરનાર આ નાડૂલનો યોજક હોવો જોઇએ એમ મારું માનવું છે. તેના ભાઇ અશ્વરાજે સિદ્ધરાજને માલવવિગ્રહમાં સહાયતા કરી હતી, તેથી સિદ્ધરાજે તેને સોનાનો કલશ ભેટ આપ્યો હતો એમ એ લેખના છવીસમા શ્લોકમાં નોંધ છે. આ ઉપરથી જણાય છે કે સિદ્ધરાજે નાડોલ ઉપર ચઢાઇ કરીને ત્યાંના રાજાઓ પાસે ગુજરાતનું સામંતપદ કબૂલ કરાવ્યું હશે. નાડોલના રાજાઓના સંવત ૧૨૦૦ પહેલાંના કોઇ લેખમાં ગુજરાતના સામંતપદનો સ્વીકાર નથી. અશ્વરાજના સં. ૧૧૭૨ના લેખમાં પણ તે વાત નથી, કારણ કે માલવાનું યુદ્ધ તે પછી થયું હતું. માત્ર તેના સં. ૧૨૦૦ના લેખમાં તેણે પોતાને સિદ્ધરાજનો પાદપદ્મોપજીવિ લખ્યો છે, એ ઉપરથી જણાય છે કે સં. ૧૧૭૨ પછી નાડોલના રાજાઓ ગુજરાતના સામંત બન્યા હતા.

૨૧. દુર્ગાશંકરભાઇએ લખ્યું છે કે સિદ્ધરાજ માલવાના યશોવર્માને કેદ કરી લાવ્યો હતો અને પાછળથી તેને છૂટો કર્યો હતો, પણ ત્યારપછી તે મરણ સુધી પાટણમાં રહ્યો કે માલવા ચાલ્યો ગયો એનો પત્તો લાગતો નથી, પરન્તુ ચારિત્રસુંદર ગણિએ કુમારપાળચરિતમાં લખ્યું છે કે યશોવર્માને માલવાનું રાજ્ય

પાછું આપવામાં આવ્યું હતું, એ બીના મને સત્ય જણાય છે. સિદ્ધરાજે આ રીતે સોરઠના ખેંગારને રાજ્ય પાછું આપ્યું હોય તેવો સંભવ રા. દુર્ગાશંકરભાઈ માને છે. તેણે શાકંભરીના અર્ણોરાજને જીતીને રાજ્ય પાછું સોંપ્યું હતું, એટલું જ નહિ પણ પોતાની પુત્રી પરણાવી હતી. રા. દુર્ગાશંકરભાઇ કહે છે કે માલવાનું રાજ્ય જીતીને સિદ્ધરાજે પોતાને તાબે રાખ્યું હતું એમ તેના ઉત્કીર્ણ લેખોથી સિદ્ધ છે. પરન્તુ ઉત્કીર્ણ લેખોમાં તો માલવાનો દંડનાયક નીમવાનું જણાવ્યું છે. અને દંડનાયક એટલે ખાલસા રાજ્યનો સૂબો નહિ, પણ તે હાલના રેસિડન્ટ અથવા પોલિટિકલ એજન્ટ જેવો હતો એમ રા. દુર્ગાશંકરભાઇએ જ પ્ર. ચિં.ના ભાષાન્તરમાં લખ્યું છે. હું પણ ધારું છું કે રેસિડન્ટ કરતાં પણ દંડનાયકનો વિશેષ અર્થ થતો હતો. તે પોલિટિકલ ( રાજકીય ) એકલો નહિ, પણ સાથે મિલિટરી (લશ્કરી) એજન્ટ પણ હતો. નવું જીતેલું રાજ્ય જ્યારે તેના રાજાને પાછું સોંપવામાં આવતું, ત્યારે તેને સીધો રાખવાને અને તેના ઉપર દેખરેખ રાખવાને દંડનાયક નીમવામાં આવતો. આ પ્રમાણે ચન્દ્રાવતીમાં રાજા ધન્ધુક હતો, છતાં પણ ભીમે વિમલમંત્રીને દંડનાયક નીમ્યો હતો. એવી રીતે સજ્જન મંત્રીને સોરઠનો દંડનાયક નીમ્યો હોવાનો સંભવ છે. કુમારપાળના મેવાડમાં અને મારવાડમાં દંડનાયકો હતા. આથી દાદાક સિદ્ધરાજનો માલવાનો આવો દંડનાયક હોવો જોઇએ એ સ્પષ્ટ છે. દંડનાયકની નિમણૂકથી જ તે પ્રદેશ ખાલસા કર્યો હતો એમ માની લેવાને કારણ નથી. યશોવર્માના વંશજો કુમારપાળના સમયમાં અને તે પછી માલવાની ગાદીએ હતા એનાં અનેક પ્રમાણો મળે છે. સિદ્ધરાજે ગુજરાતની સરહદનો મુલક ચિતોડ, ડુંગરપુર, વાંસવાડા, દાહોદ, ગોધરા આદિ ગુજરાતમાં મેળવી લીધાં હશે એ ખરૂં છે, પણ માલવાનું રાજ્ય તો યશોવર્માને પાછું સોંપેલું હોવું જોઇએ.

હૈદરાબાદ રાજ્યના જુન્નેદમાંથી મળી આવેલા શિલાલેખ

ઉપરથી માળવાના પરમાર રાજા ઉદયાદિત્યનો પુત્ર જગદેવ પરમાર ઐતિહાસિક વ્યક્તિ હતો એવું હવે સિદ્ધ થઇ ચૂક્યું છે. છતાં પણ રા. દુર્ગાશંકરભાઇ ગેઝેટીઅરને અનુસરીને એને સિદ્ધરાજનો નગરરક્ષક માનવાને તૈયાર નથી. અને સિદ્ધરાજનો નગરરક્ષક તો મિનલદેવીના ભત્રીજા જયકેશી બીજાનો મથીઆઈ ભાઈ ધારે છે. જે વખતે જગદેવ પરમાર દન્તકથાની કાલ્પનિક વ્યક્તિ મનાતો હતો, તે વખતે ગેઝેટીઅરના લેખકે ઉપરનું અનુમાન કર્યું હતું, પણ તેમ ધારવાને કશો આધાર આપ્યો નહોતો. હવે જગદેવ પરમાર ઐતિહાસિક પુરુષ સિદ્ધ થયો છે, છતાં પણ રા. દુર્ગાશંકરભાઇ ઉપરના અનુમાનને વળગી રહ્યા છે, પણ તેમને એ સંબંધી કંઇ વિશેષ પુરાવો મળ્યો નથી. કીર્તિકૌમુદીમાં એવો ઉલ્લેખ છે કે જગદેવ અને પ્રતાપમલ્લ જે વખતે ગુજરાતની રાજધાનીમાં નગરરક્ષકો હતા, તે વખતે શત્રુઓની પેસવાની હિમ્મત ચાલતી નહોતી; પરન્તુ ભીમ બીજાના સમયમાં એવો કોઇ શૂરવીર નહિ હોવાથી તેનું રાજ્ય માંડલિક રાજાઓએ વહેંચી લીધું હતું. મૂળરાજ અને ભીમના સમયની હકીકત તેમના બાલ્યકાળને લાગુ પડે છે, તો જગદેવની હકીકત પણ સિદ્ધરાજના આરંભના રાજ્યકાળને જ લાગુ પડવી જોઇએ. જો આમ હોય તો જગદેવ દક્ષિણનો નહિ, પણ માળવાનો જ સંભવી શકે. અને દન્તકથા પણ ઉપરના અનુમાનને ટેકો આપે છે. તેમાં લખ્યું છે કે જગદેવ સિદ્ધરાજના રાજ્યકાલના આરંભમાં પાટણ આવ્યો હતો અને માલવવિગ્રહ વખતે પાછો જતો રહ્યો હતો.

જે પ્રમાણે આ દન્તકથા ઐતિહાસિક સિદ્ધ થઈ છે તે પ્રમાણે બીજી પણ દન્તકથાઓ ઐતિહાસિક સિદ્ધ થતી આવે છે. ચિતોડની પદ્મિની લંકાના રાજાની પુત્રી હોવા વિશેની દન્તકથા પં. ગૌરીશંકર ઓઝાએ ખોટી માની છે, પણ સિંહલદ્વીપમાં તે સમયે રાજપૂત સરદારો રાજ્યકારભારમાં અગ્રપદે હતા એવું જાણવામાં આવ્યું છે. (જુઓ ઓઝા–અભિનન્દનગ્રંથમાં શ્રી.

પર્ણવિતાનનો સિંહલી ભાષાનો લેખ.) વળી, ચિતોડના રાજા રત્નસિંહને અલાઉદ્દીને કેદ કર્યો હતો એ વાત પં. ઓઝાજીએ ખોટી માની છે, પરન્તુ તત્કાલીન નાભિનન્દનોદ્ધારપ્રબન્ધમાં અલાઉદ્દીને ચિતોડના રાજાને વાનરની માફક ગળામાં સાંકળ નાંખીને ગામેગામ ફેરવ્યાનો ઉલ્લેખ છે. આથી દન્તકથાઓની વિરુદ્ધમાં ઐતિહાસિક પુરાવો ન મળી આવે ત્યાં સુધી તેમને અસત્ય માની લેવાની ઉતાવળ ન કરવી જોઇએ. માયા ઢેડના બલિદાનથી સહસ્રલિંગ સરોવર પાણીથી ભરાયું હતું, તેની વિરુદ્ધમાં ઐતિહાસિક પુરાવો મળ્યો છે કે તે સરોવર સરસ્વતીના જળથી ભરવામાં આવ્યું હતું. આથી માયા ઢેડની દન્તકથા અસત્ય માનવાને હરકત નથી, પરન્તુ જસમાની દન્તકથા વિરુદ્ધ કશો પુરાવો મળ્યો નથી, તો તેને અસત્ય માનવાનું સાહસ કરવું જોઇએ નહિ. અણહિલ નામના ભરવાડે બતાવેલી જમીન ઉપર વનરાજે અણહિલપુર વસાવ્યાની દન્તકથા રા. દુર્ગાશંકરભાઈ ખોટી માને છે, પણ ચૌદમા શતકની પ્રાકૃત દ્વયાશ્રયની ટીકામાં તે જ સમયના વિવિધ તીર્થકલ્પમાં એનો ઉલ્લેખ જોવામાં આવે છે. મૂળરાજે ઉત્તરમાંથી ઔદિચ્યોને બોલાવી તેમને ખંભાત અને શિહોર આપ્યાની કથા સત્ય માનવાની રા. દુર્ગાશંકરભાઈ આનાકાની કરે છે, એ કારણથી કે મૂળરાજના તાબામાં ખંભાત અને શિહોર હોવાં સંભવિત નથી. મૂળરાજના તાબામાં શિહોર ન હોવાનું કારણ તેમણે તેનો સૌરાષ્ટ્રવિજય સત્ય માન્યો નથી તે હોવું જોઇએ. પણ મેં બતાવ્યું છે તે પ્રમાણે એ વિજય અસંભવિત નથી. ખેડા પ્રદેશ અને લાટ મંડળ સં. ૧૦૨૮ સુધી રાષ્ટ્રકૂટોને તાબે હતાં એ ખરું હોય, તો પણ ત્યાર પછી એ પ્રદેશો મૂળરાજના તાબામાં આવ્યા હોય એ અસંભવિત નથી. દ્વયાશ્રયમાં વર્ણવેલી મૂળરાજની લાટ ઉપરની ચઢાઈ કંઈ સાવ કલ્પિત હોય એમ માનવાનું સાહસ કરી શકાય નહિ. મહમ્મદ ગજનવીને આડે રસ્તે રણમાં દોરી જવા વિષેની કથામાં

અસંભવિત જેવું કશું નથી; મહમ્મદના જીવન સંબંધી છેલ્લામાં છેલ્લું પુસ્તક મિ. મહમ્મદ નિઝામીએ લખ્યું છે, તેમાં એ કથાને અસંભવિત માની નથી. એ પ્રમાણે વનરાજ અને શીલગુણસૂરિની કથા, નવઘણની કથા વગેરે દન્તકથાઓ તેમના વિરુદ્ધના પુરાવા ન મળે ત્યાં સુધી ખોટી માની લેવાની ઉતાવળ કરવાનું મને ઠીક લાગતું નથી. આ પ્રમાણે રા. દુર્ગાશંકરભાઇએ ઘણી દન્તકથાઓને ખોટી માની છે, છતાં પ્ર. ચિ.માં સંગ્રહાએલી કેટલીક દન્તકથાઓ તેમણે સત્ય માની છે. દા. ત. ભીમની રાણી બકુલાદેવી વેશ્યા હતી, મીનલદેવી કદરૂપી હતી, વગેરે; પરન્તુ જો બકુલા દેવી વેશ્યા હોય તો તેનાં સંતાનો અને વંશજો સાથે પ્રસિદ્ધ ક્ષત્રિયકુળો લગ્ન સંબંધ બાંધે, ખરા ? જયસિંહસૂરિએ કુમારપાલચરિતમાં લખ્યું છે કે દશરથની માફક ભીમદેવ રાણી સાથે વચનબદ્ધ હોવાથી મોટા પુત્ર ક્ષેમરાજને રાજ્ય નહિ આપતાં નાના પુત્ર કર્ણને આપ્યું હતું. રજપુતાનાના ઇતિહાસમાં આનાં ઘણા ઉદાહરણો જોવામાં આવે છે. જયસિંહસૂરિની હકીકત ખોટી માની મેરુતુંગની હકીકત સાચી માનવાને કશો આધાર નથી. મીનળદેવી કદરૂપી હોવાથી કર્ણે પરણવાની ના પાડી હોય તો, તેને નટીનો વેશ પહેરાવી રાજાના શયનખંડમાં મોકલવામાં આવી ત્યારે તે તેને શા કારણથી પસંદ પડી ગઇ ? શું વેશપરિવર્તનથી કુરૂપતા જતી રહી ?

હવે આપણે ઓછા મહત્ત્વની બાબતો વિશે ટૂંકાણમાં વિચાર કરીએ. મૂલરાજના પિતા રાજિને એક જગોએ ગુર્જરત્રા દેશનો રાજા માનવામાં આવ્યો છે, જ્યારે અન્ય સ્થળે તેને કાન્યકુબ્જના પ્રતિહાર રાજા મહેન્દ્રનો સામન્ત માનવામાં આવ્યો છે, પણ તેમાં અનુમાન સિવાય વિશેષ કંઇ પુરાવો નથી. મૂલરાજ ચાવડા વંશનો ભાણેજ હોવાની કથા એવા કારણથી માનવાની રા. દુર્ગાશંકરભાઇ ના પાડે છે કે ચાવડાઓ દારૂડીઆ હતા અને મૂલરાજે દાનપત્રમાં પોતાનાં બંને કુલો વિમલ જણાવ્યાં છે.

તેથી કર્ણાવતી બહુ ટૂંકા સમયને માટે જ રાજધાની રહી હતી.

સિદ્ધરાજના સમયમાં પાટણની નજીકના સિદ્ધપુરના પ્રદેશ ઉપર બાબરો હુમલા કરે તે ઐતિહાસિક દૃષ્ટિએ ગ્રંથકર્તાને આશ્ચર્યજનક લાગે છે, પણ તેમાં આશ્ચર્ય જેવું શું છે? પ્ર. ચિં.માં લખ્યું છે કે ભિલ્લ લોકો સિદ્ધરાજની સામે થઈ ગયા હતા. મુસલમાની સમયમાં મેવાસી ઠાકરડાઓનો એવો ને એવો જ ત્રાસ હતો. હાલના સમયમાં પણ બાબર દેવા, ઉમર ભૂતા વગેરેની ટોળીઓનો જુલમ અમદાવાદની નજીકમાં પણ એવો ને એવો છે. બાબરો પણ આવી લુંટારુ ટોળીનો સરદાર હોવો જોઇએ એમ મને લાગે છે. શાંભરના અર્ણોરાજ ઉપર સિદ્ધરાજે વિજય મેળવ્યો હોય એમ રા. દુર્ગાશંકરભાઇ માનતા નથી, પરંતુ શાંભરમાંથી સિદ્ધરાજનો શિલાલેખ મળ્યો છે એ શું સૂચવે છે? એ જ કે એ પ્રદેશ ઉપર સિદ્ધરાજનું આધિપત્ય હોવું જોઇએ. તેણે શાકંભરીવિજયનું બિરૂદ ન ધારણ કરવાનું કારણ તેણે અર્ણોરાજને પોતાની પુત્રી પરણાવી હતી તે હોવું જોઇએ, એમ હું માનું છું. દાહોદના લેખમાં સિદ્ધરાજે ઉત્તરના રાજાઓ ઉપર વિજય મેળવવાનું લખ્યું છે તે સંબંધી તેમણે પ્રશ્ન કર્યો છે કે એ કોણ? તે નાડોલ, સાંભર, હથુંડી, ગોરવાડ વગેરે પ્રદેશના મારવાડના રાજાઓ હોવા જોઇએ. કી. કૌ. માં ઉલ્લેખ છે કે સિદ્ધરાજે ગૌડ દેશના રાજા ઉપર વિજય મેળવ્યો હતો. રા. દુર્ગાશંકરભાઈ તેને કવિની કપોલકલ્પના માને છે. આ ગૌડ દેશ તે બંગાળ તો ન જ હોય પરન્તુ રજપુતાનાના એક પ્રદેશનું નામ ગોડવાડ છે. તેને કવિએ ગૌડ દેશ કહ્યો હોય તો તે કવિકલ્પના ગણી શકાય નહિ. મેરુતુંગ, આદિ પ્રબન્ધકારોએ લખ્યું છે કે સિદ્ધરાજમાં સ્ત્રી–લંપટતાનો દોષ હતો. આ વાત તેઓ જૈન લેખકોએ કરેલી સિદ્ધરાજની નિન્દા માને છે. આનું કારણ મને લાગે છે કે જસમા ઓડણની કથા તેમણે ખોટી માની છે તે હશે, જો કે તેની વિરુદ્ધમાં કંઇ

પુરાવો નથી. પરંતુ રાણકદેવીની કથા માટે શું ? હેમચંદ્રાચાર્યે સોરઠની ચઢાઇનો વ્યાકરણમાં ઉલ્લેખ કર્યો છે, છતાં તેમણે દ્વયાશ્રયમાં તે વિશે કેમ મૌન સેવ્યું છે? તેમણે ગુજરાતના રાજાઓની બધી ચઢાઇનાં કારણો આપ્યાં છે. જો સોરઠની ચઢાઇનો ઉલ્લેખ કરે તો તેનું ખરું કારણ પણ તેમને જણાવવું પડે. આ કારણથી તેમણે એ ચઢાઇનો નિર્દેશ દ્વયાશ્રયમા કર્યો નથી એમ હું માનું છું. આવા સૌરાષ્ટ્રવિજય જેવા મોટા બનાવ વિશે આચાર્યશ્રીનું દ્વયાશ્રયનું મૌન રહસ્યસૂચક તો છે. હું ધારું છું કે ઉપરના આરોપમાંથી સિદ્ધરાજને મુક્ત કરવા બાબતમાં આપણને હજી સુધી સબળ પુરાવો મળ્યો નથી.

હવે શરતચૂકથી પેઠેલી થોડીક અશુદ્ધિઓ નોંધીને આ સમીક્ષા પૂરી કરીશું પૃ. ૨૩૯ ઉપર જકાતની સનંદના પટ્ટકનો અર્થ કાગળ કર્યો છે, પણ ત્યાં કપડું અર્થ કરવો જોઇએ. તેટલા જૂના સમયનાં કાગળ ઉપર લખાએલાં લખાણ ભાગ્યે જ મળે છે અને આવી મહત્ત્વની સનંદ કાગળ કરતાં કપડા ઉપર જ લખાએલી હોવાનો વધારે સંભવ છે. પૃ. ૨૧૪ ઉપર લખ્યું છે કે ભીમે રાજ્યની સીમા પશ્ચિમમાં વધારી, ત્યાં પશ્ચિમને બદલે પૂર્વમાં જોઇએ. મૂળરાજના સં. ૧૦૪૩ના દાનપત્રમાં જણાવેલા મંડલી ગામને તેઓ માંડલ (વીરમગામ પાસેનું ?) સમજે છે, પણ એ દાનપત્રમાં જણાવેલા કંબોઇ ગામની નજીકમાં મંડાલી ગામ હજી પણ હયાત છે, અને તે વઢીઆરમાં જ આવેલું છે, માંડલ વઢીઆરમાં ગણાય નહિ. પૃ. ૨૬૯ ઉપર નાડોલના ચૌહાણ રાજા આશરાજને જોજ્જલનો પુત્ર લખ્યો છે, પણ તે તેનો ભાઇ હતો એમ સુંધાના લેખમાં સ્પષ્ટ ઉલ્લેખ છે. (तस्य बन्धुः) પૃ. ૧૮૯માં ભીમના સાંધિવિગ્રહિક ચંડશર્મા સંબંધી લખ્યું છે કે આ ચંડશર્મા વસ્તુપાલનો પૂર્વજ ચંડપ હશે કે બીજો તે નક્કી કરવું મુશ્કેલ છે. પરન્તુ તેમનું ધ્યાન શર્મા ઉપાધિ તરફ ગયું હોત તો એ મુશ્કેલી નડત નહિ. 'શર્મા' પદ બ્રાહ્મણત્વનું સૂચક છે અને તેથી તે વણિકનો પૂર્વજ હોઇ શકે નહિ. ઘણા અવતરણોના સૂચનાંકો પણ તપાસી જવાની જરૂર

ગાઓ છો ?' 'તમારું કાવ્ય. સરસ છે. ગઇ કાલનું ગુંજ્યા કરે છે.'

'મે ધાર્યું નહોતું, પણ છાપાંમાં સંગ્રહને આવકાર બહુ સારો મળ્યો છે.'

'તમે નસીબદાર છો, કાન્તની જેમ.'

'એમ કેમ? છાપાંનાં અવલોકનોમાં તો કોઇએ નરસિંહરાવની કવિતા સાથે સરખામણી કરી છે. પણ તેમની અને મારી પદ્ધતિમાં ફેર છે. વિષયપસંદગીમાં પણ ફેર છે.'

'હા. નરસિંહરાવની કવિતામાં જેમ રચનાકૌશલ છે તેમ તમારામાં છે તેથી કહેતા હશે. પણ હું તો કાન્તને સંભારું છું કેમ કે કલા ઉપરાંત કાન્તના જેવી ટાઢાશ તમારામાં છે. There is art, but no ardour. સૌન્દર્ય છે, લાગણી છે, પણ ભાવાવેગ નથી. મારે તો કવિતામાં ભાવાવેગ જોઇએ.'

હું કહેતાં કવિના ચહેરા ઉપર કાન્ત વિશે મારાથી જુદો મત અને મારા આખા અભિપ્રાય તરફ કંઇક શંકા જણાઇ. તેમણે ઉમેર્યું, 'પણ પ્રયત્ન કરી કરીને કાવ્યનું રૂપ ઉપજાવતો નથી. બધું કાવ્યદેહમાં સરળતાથી ગોઠવાઇ જાય છે.'

'એનું નામ જ હથોટી.' અને મેં મનમાં મમ્મટાચાર્યને સંભાર્યા—निपुणता लोकशास्त्रकाव्याद्यवेक्षणात्.

'પણ એમાં અસ્પષ્ટતા નથી. કેટલાક કવિઓ બહુ અસ્પષ્ટ હોય છે, જાણી જોઇને થાય છે, જાણે એમાં જ કવિત્વ આવી જતું હોય ના!'

'ખરું, જો કે તમારું 'સિન્ધુનું આમંત્રણ' અઘરું કહી શકાય—'

'પણ obscure નહીં.'

'બરાબર.'

'બરાબર' કહ્યું, પણ પાછા ફરતાં અસ્પષ્ટતા પણ કવિતામાં સાર્થ હોઇ શકે એમ ભાસ્યું. કાવ્ય છે તો અનુભવ. એ અનુભવ ઉપજાવવાનું શબ્દ માફક અર્થ પણ સાધન જ. કાવ્યે અર્થનિષ્પત્તિદ્વારા ય અનુભવનિષ્પત્તિ કરવાની છે, અને અર્થનિષ્પત્તિ વગર પણ અનુભવનિષ્પત્તિ, રસનિષ્પત્તિ થાય તો? એ ક્વચિત્ જ બને એ ખરૂં, પણ એવાં અનેક સુંદર કાવ્યો છે જેમાં શબ્દે શબ્દનો અર્થ મહત્ત્વનો નથી; અથવા શબ્દના સંસ્કાર જેટલું તેના અર્થનું મહત્ત્વ નથી; પછી એ સંસ્કાર-સમૂહને અર્થમાં સમાવી દો તો જુદી વાત છે. તાત્પર્ય કે અર્થની અસ્પષ્ટતા એ કાવ્યની રમણીયતાને ક્વચિત્ પોષક બને છે, બાધક નહીં:—

> ઝીણા ઝરમર વરસે મેહ, ભીંજે મારી ચુંદડલી
> એવા નીતરે કૌમારનો નેહ, ભીંજે મારી ચુંદડલી.

પણ આ નિયમ નથી: કવિતાની આ અપવાદરૂપ સ્થિતિ છે.*

'શેષનાં કાવ્યો' બંધાએલી રુચિને ઘણી ગડમથલ કરાવે છે. 'આતમરામ' કાવ્યની શક્તિ અંત લગી ટકતી નથી. છેલ્લી કડી અરસ ગદ્ય જેવી છે. સંગીતકાવ્ય 'મનવા'માં 'નિર્વાણ' શબ્દ અપરિચિત અર્થમાં હોઇ બહુ કૃત્રિમ લાગે છે. **'દૃષ્ટિપૂતમ્ ન્યસેત્ પદમ્'** બોધક કાવ્ય સેખે પણ ફીસું છે. તેની શરૂઆત-પંદર લીટીઓના કાવ્યની પાંચ લીટીઓ—ગદ્ય છે:

> કહું દીકરી કાહી કે ભગિની નાની કે મિત્ર કહું?
> નથી તપ તટસ્થતા, અનુભવે નથી એટલો;
> હાંકેલી ન શકું નિજ સ્થિતિ, શી અન્યની વાત ત્યાં?
> છતાં જહીં જહીં ફરે નજર, દુઃખના ડુંગરા
> તહીં નિરખી, એક વાર કહું, જો જરા સાંભળે!

---

* આ સંવાદ બીજમાં જ વાસ્તવિક હોઈ કાલ્પનિક ગણવો વાજબી છે.

'દુહા-મુક્તકો'ને સંગ્રહ તરીકે એક પૃષ્ઠ પર મૂક્યાં છે. મુક્તકો છે એટલે સંકલનાનો પ્રશ્ન ઊઠતો નથી. પહેલાં ત્રણ એક પદ્યકૃતિ તરીકે ગણી શકાય, બીજાં ત્રણ એક એકથી સ્વતંત્ર છે. આવી સંગૃહવાની પદ્ધતિ બીજાં મુક્તકો માટે વિષયભિન્નતાને લીધે સ્વીકારાઇ નથી. શેષનાં કાવ્યોમાં પ્રણયરસ, વિરહનાં કાવ્યો ઉત્તમ છે. આ મુક્તકોમાં પણ ૨૭મું કાવ્ય શ્રેષ્ઠ લાગે છે.

હાસ્ય કરતાં પ્રણયનાં અને ઉલ્લાસ કરતાં વિષાદનાં કાવ્યોમાં કવિની શક્તિની વિશેષ પ્રતીતિ થાય છે. એમના જીવનદર્શનનું એ સૂચક હશે? એ વિષાદ માંદલો નથી, બલવાન છે.—

અમ નિર્બળનો ઉપહાસ થતો
જગ ટાળી શકું
નહિ, એવું ન દે! પ્રભુ એ કરતાં... ...
જગપાપ શું કેં લડવાનું જ દે,
લડી પાર અને પડવાનું જ દે,
હસી મૃત્યુમુખે ધસવાનું જ દે,
ધસી મૃત્યુમુખે હસવાનું જ દે,
જીવવા નહિ તો
મરવા કોઈ ભવ્ય પ્રસંગ તું દે!

તેજસ્વી કલ્પનાએ વિષાદનું ભીષણ ચિત્ર 'ડુંગરની કોરે'માં ખડું કર્યું છે, જો કે અહીં પણ છેલ્લી ત્રણ લીટીઓની આવશ્યકતા મને સમજાઇ નથી. એ વિસંવાદી નથી પણ અપ્રયોજન છે. 'પડ્યા વાંકે' ઊભાં રહેલાં વૃક્ષ અને ડુંગરો—'થીજેલા દુઃખશૈલથી'—ને સાંકળવાનો વિચાર રજૂ કર્યો હોય એમ લાગે છે. મને તેમાં કૃત્રિમતા જણાય છે. આખું દૃશ્ય આપમેળે સૂચનમાં સમૃદ્ધ છે, ડુંગરોની રેખાઓ નજર સામે તરે છે, અને, પ્રાગૈતહાસ કાળનો પુરુષ જેમાં લોકોત્તર સત્ત્વો જુએ એવી, રોરિકના કોઈ ચિત્ર જેવી, ભયંકર ભવ્યતા ધારણ કરે છે.—

કો એક હાથ લંબાવી માથું તે તર્ફ઼ ઢાળીને
બેઠેલા, કોઇ બે હાથ લમણે દઈને, શિર
હાથને ટેકવી બેઠા, લંબાવી એક પાય કો,
કો બન્ને પાય લંબાવી, ઢાળી ઉર પરે શિર,
બેઠેલા એમના એમ, સ્તબ્ધ શોકાસને સ્થિર !
ને જાણે તેમના સ્થૂલ અને ગાઢ નિરંતર
નિઃશ્વાસો નાખવાથી આ વાતાવરણ યે બન્યું
ઝાંખું ઘન અને કાળું દૃષ્ટિને અવરોધતું.

'ડુંગરની કોરે 'માં ભયપ્રદ ભવ્યતા છે, 'સિન્ધુનું આમન્ત્રણ 'માં આહ્‌લાદક રમણીય ભવ્યતા છે. એકમાં મૂગા ડુંગરોને રેખાઓથી જાણે ચીતર્યા છે, બીજામાં કલ્પનાએ સ્વર-વ્યંજન-લીલાથી તથા લય અને છંદમેળવણીથી સિન્ધુનો અનુભવ કરાવ્યો છે. એકમાં કંઇક કૃત્રિમતા છે; 'સિન્ધુનું આમંત્રણ' તો ગુજરાતી કાવ્યસમૂહમાં એક સર્વાંગસુન્દર અપૂર્વ કૃતિ છે. અનુષ્ટુપ અને સ્રગ્ધરાના યોગથી આ કાવ્યમાં અદ્દ્‌ભુત કલા-વિધાન થયું છે. સિન્ધુને કિનારે છીએ, અને દૂર દૂરથી પણ ધીમે ધીમે ઘેરો અવાજ કરતાં મોજાં આપણી તરફ આવે છે; પછી સ્રગ્ધરામાં મોજાં મહાકાય થાય છે, આપણી વધારે નજીક આવીને પછડાય છે; અને શોર ગાઢ અને પ્રચંડ થાય છે. કાવ્યને અંતે સિન્ધુનાં વળતાં પાણી થાય છે અને જતાં જતાં શાન્ત થતાં થતાં તેના નિનાદનું મધુર સ્મરણ મૂકતાં જાય છે.

અનુવાદો, મુક્તકો, હાસ્યકૃતિઓ અને ગરબીઓ સફળ વા નિષ્ફળ પ્રયોગો છે. બહુકે એમ કહીએ તો ચાલે કે આ કાવ્ય-સંગ્રહ પ્રયત્નસિદ્ધ સૌન્દર્યનું ઉદાહરણ છે. એમાં સ્વયંભૂતા નથી. પણ એની ઉપયુક્તતા ઘણી છે. 'નટવરલાલજીનો ગરબો' જેવી હાસ્યકૃતિ કવિઓને અણખેડાતા વિષયપ્રદેશનું સૂચન કરે છે અને ભાંખ્યા વગર સંસ્કારી કટાક્ષ કરી વિનોદ કરાવે છે. ગરબીઓ હાસ્યકૃતિઓ કરતાં ઘણી વધારે સફળ છે. તેમાં જ્યોત્સ્ના

જેવી અમીઝરતી પદાવલિ છે, પણ તેમના સૌન્દર્ય કરતાં આપણા કવિતાવિકાસમાં તેમનું મહત્ત્વ નોંધપાત્ર છે.] ગુજરાતી સાહિત્યની આ વિશિષ્ટ કવિતાજાતિ કવિએ અર્થપ્રવાહને પ્રતિકૂળ લેખી તિરસ્કારી નથી એટલું જ નહીં, તેની રચનામાંલયનાં બન્ધનો છતાં અર્થપ્રવાહ કેમ લવાય અને એકતાનતા કેમ નિવારી શકાય તેનું સુભગ અને સુરેખ રાસદ્વારા પ્રત્યક્ષ શિક્ષણ આપ્યું છે.]' ચાંદલિયા 'ના એક મનોરમ ચિત્રમાં અર્થશબ્દની સહગતિનો સરસ નમૂનો છે.

આભને કાંઠડે રે કે ઊગ્યો ન ઊગ્યો, ચાંદલિયા !
ગિરિઓને શેખરે રે કે હાથ તુજ પૂગ્યો. ચાંદલિયા !
પૃથ્વીના શીશને રે કે હાથ જરા અડિયા, ચાંદલિયા !
સાતે સમુંદર રે કે હેલે ચડિયા. ચાંદલિયા. *

પરંતુ સૌન્દર્યના આ પ્રયોગો અંતરને વલોવવા, સ્તબ્ધ કરવા સમર્થ નથી. તેમ કરવા સમર્થ છે માત્ર તેમનાં પ્રણય કાવ્યો, વિરહ કાવ્યો. ' લગ્ન ' કાવ્ય ખૂબ દઝાડે છે પણ તેના વિષયનું મહત્ત્વ કંઇક સમકાલીન, અને રામનારાયણની શુદ્ધ કલા-

* ઉમાશંકરનાં કાવ્યો વાંચતાં સ્નેહરશ્મિ સંભારવા ઘટે, તેમ રામનારાયણનાં કાવ્યો વાંચતાં પણ સ્નેહરશ્મિ યાદ કરવા જોઇએ. ' સહરામાં 'માં સ્નેહરશ્મિ મરણની માગણી કરે છે :

ભલે વજ્રાઘાતે કર પગ ભલે નાશ સહુનો,
પરંતુ દેજે તું મરણપદ તો સૌમ્ય શુચિનો !

વળી ' ચાંદલિયા 'ની હરીફાઇ સાથે ૧૯૨૮માં લખાયેલ 'શક્તિનો રાસ'ની કડી મૂકીએ :

દેવીએ કરિયલ દૃષ્ટિપાત કે છલકાયા સાગરો રે લોલ !
દેવીએ બે.બે માંડયા પાય કે ગાજ્યા કાળ-કન્દરો રે લોલ !

કેશવ શેઠ અને રામનારાયણ વચ્ચે રાસને ચેતનવંત રાખનાર તરીકે દેશળજીનો અને સ્નેહરશ્મિ જ ગણાય.

વિ. ર. ત્રિ.

પ્રિયતા સમકાલીન કે પ્રાસંગિક ધમપછાડાથી સામાન્ય રીતે પર રહે છે/ સમકાલીન જીવનની તેમને પડી નથી એમ તો કોઇ જ ન કહે–સંગ્રહમાં 'વૈશાખનો બપોર' એ ગરીબાઇ વિશે કાવ્ય છે, પણ તે 'લાલ' નથી, શ્વેત, સૌમ્ય છે–અને તેથી જ કવિતાના આજના પ્રિય વિષયો વિશેનો તેમનો સંયમ–આ જ સંયમ, ઓછાંવત્તાં કાવ્ય લખવાનો નહિં–ધ્યાન ખેંચે છે/.

/ શેષનાં પ્રણયકાવ્યો વહાલાં લાગે છે: આપણા હૃદયને તે ઊંડાણથી સ્પર્શે છે. 'એક સન્ધ્યા'નો નાનાલાલીય વિલાસ, 'મંગલ ત્રિકોણ'ની નૂતન કલ્પના, 'છેલ્લું દર્શન'ની એક સીટીની પણ અવિરામ વેદના, 'આવી નિશા'નાં ઉદ્બોધનો (associations) 'ઓચિન્તી ઊર્મિ'ની સંસ્મરણુયાસ્તા, અને 'સન્ધ્યાની ગઝલ'નું આશ્વાસન ચિત્તમાં છપાઇ જાય છે, અને 'સખીને'નું કારુણ્ય તો અનન્ત કાળનું છે. અષાઢના ઘનઘોર આકાશમાં અને શરદની નિશામાં વિરહીની એ જ વિનવણી સંભળાય છે, અને મહીનાં કોતરોમાં, નર્મદાનાં તાડમાં અને તાપીતટે ઉતરાણમાં આર્ત પ્રેમના એજ સ્ર ઊઠે છે:—

સખિ, કોઇ દિન તો આવો,
સખિ, કદી કદી તો આવો,
આ જગનો કંટાળો તમને ક્યાંથી આવ્યો આવો ?
સખિ, ફૂલને પગે પધારો,
સખિ, પરિમલ પેર પધારો,
તમ વિણ આ ભવમાં નથી મારે ઊતરવાનો આરો.

× × ×

સખિ, તેમ છતાં ના આવો,
સખિ, તેમ છતાં ના આવો,
તો અમૃતનો સહભાગી કરવા કોઇ રીતે બોલાવો.

સમગ્રતાએ જોતાં, 'શેષનાં કાવ્યો' સુન્દર અસુન્દર, શુદ્ધ

અશુદ્ધ, ઉચિત અનુચિત, શ્રેયસ્કર અશ્રેયસ્કરના વિવેચકની, કાવ્યગુરુની કૃતિઓ છે. તેમાં રમત અને રમતિયાળપણું છે; બુદ્ધિનો ચમત્કાર અને આકાર આણવાનું કૌશલ છે; ભાષા અને છંદના પ્રભુત્વ જોડે પ્રયોગશીલતા, નિર્જીવ કાવ્યરૂપોમાં જીવ આણવાનો બુદ્ધિપૂર્વક પ્રયત્ન અને કૃત્રિમતા છે. તેમાં મોહની નથી, ભાવની ઉત્કટતા નથી, પ્રબલ વેગીલી કલ્પના નથી; પણ શુચિત્વ અને સંસ્કારથી વાતાવરણ મંગલ છે. અહીં જુવાનનો ઉલ્લાસ, શૌર્ય ને ભાવનાશીલતા છે તો દ્વિલસુહૃનો વિષાદ અને ધીર પુરુષનું ડહાપણ છે, જે મનનશીલ વાચકને શુદ્ધ જીવનની પ્રેરણા આપી શકે.

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

## રંગદર્શી બુદ્ધિના ચમકારા

### ધૂમકેતુકૃત

૧. રજકણ, ગુજ. સાહિત્યમંદિર, અમદાવાદ, સવા રૂપિયો

૨. જલબિન્દુ, ગુર્જર ગ્રં. કાર્યાલય, અમદાવાદ, દોઢ રૂપિયો

૩. જીવનચક્ર, નવયુગ પુ. ભંડાર, રાજકોટ, સવા રૂપિયો

૪. સર્જન અને ચિંતન ગુર્જર ગ્ર. કાર્યા. અમદાવાદ, દોઢ રૂપિયો

એ જલબિંદુ છે, પણ એવું જલબિંદુ છે, કે જેને ચરણે મહાસાગરો પણ પોતાનું અભિમાન છોડી દે, વિનમ્ર બની રહે.— સર્જન અને ચિંતન, કવિતા, પૃ. ૧૮૨

રે પ્રિય જલબિંદુ !

તારે એકાદ ક્ષણ જીવવું છે તો એક ક્ષણને માટે આટલું બધું સૌન્દર્યદર્શન શું ?

...ત્યારે તમને જીવનના રહસ્યની ક્યાં ખબર છે ? 'કેટલું ?' એ પ્રશ્ન જ્યાં નિરવધિ કાલસમુદ્ર વચ્ચે છે ત્યાં હોઈ શકે ? કેવી રીતે—એ જ ખરો પ્રશ્ન છે નાં ?
—રજકણ પૃ. ૭૦

> કોણ વધારે સાચું જુએ છે ? જલબિંદુમાં જલબિંદુ જોનારો કે એમાં ગૂંજી રહેલા મહાનદનો ધ્વનિ સાંભળનારો ?
>
> પળપળને અવગણનારો મહાકાળમાં રહેલી ચેતનાશક્તિ ક્યારે ય પામી શકે ખરો ? —જલબિંદુ પૃ. ૪૬

એ કેવી અલૌકિક સુધન્ય પળ હોવી જોઈએ ! એવી તે એ કઈ પળ હશે, જ્યારે વીસેક વરસ પર શ્રી ગૌરીશંકર જોશીને આત્માનું અભિજ્ઞાન થયું, ને એમણે પોતાનું નામ 'ધૂમકેતુ' પાડ્યું ? કેટલું અન્વર્થ નામ છે ! ખરેખર, વાચમર્થોઽનુધાવતિ । પોતે તારાકણી; તારાકણીમાંથી તણખા ઝરે; અને એ તણખાંનું મંડળ બંધાય. અમર શબ્દદેહનું બંધાએલું મંડળ ઝગ્યા કરે, પણ તારાકણી તો કણી જ રહે; ને પોતે સર્જે પણ તેજકણું જ.

'લિરિક' તથા નવલિકાની કલામાં ઘણું સામ્ય શાથી છે, એ સમજવું હોય તેણે ધૂમકેતુ સફળ (નવલકથાકાર નહિ પણ) નવલિકાકાર જ કેમ થયા તે સમજી લેવું; અથવા તો 'રજકણ' કે 'જલબિંદુ' જેટલું હૃદયંગમ કે મનોરમ છે તેના દસમા ભાગ જેટલું પણ નિબંધસંગ્રહ 'સર્જન અને ચિંતન' આપણને કેમ હલાવતું નથી તે સમજી લેવું; અગર તો એ શોધી કાઢવું કે શા માટે કલાવિષયમાં ગાંધીજી સાથે બહુધા અસંમત એવા કનૈયાલાલ મુનશી, ગાંધીજીની કોંગ્રેસમાં જઈ પ્રધાનપદે વિરાજી શક્યા ? અને શા માટે ધૂમકેતુ ક્વચિત્ ક્વચિત્ વચ્ચે વચ્ચે નૈની–માથેરાન કે સીમલા–કાશ્મીરના સૃષ્ટિસૌંદર્યની સફર કરીને, ગાંધીજીને સામે કિનારે સાબરમતીતટે ખાનપુરના બંગલાના એકાંતમાં ઊર્મિપ્રેરિત કલ્પનોત્તેજિત વિચારસાગરનાં જલબિંદુ વીણતા રહી ગયા ? ...

મુશ્કેલી, દુઃખ અને વિપત્તિનો પણ... ઉપયોગ કરી જાણનાર ઉલ્લાસનું સ્વરૂપ સમજી શક્યો કહેવાય. ... ઉલ્લાસનું સ્વરૂપ જેટલું કૃત્રિમ કે ઉપરછલ્લું, તેવાં જ માણસો પણ ઉપરછલ્લાં ને કૃત્રિમ બને છે. ... ઉલ્લાસના પ્રસંગો માણસે પોતાની દૃષ્ટિએ

નહિ, પણ પ્રજાની દૃષ્ટિએ ઘડવા જોઇએ. —જલબિન્દુ, પૃ. ૫૮–૯

......શાંત ધીમી ઠંડી મધુર રાત્રિમાં જ્યારે મોગરાગુલાબનો પરિમલ મહેકી રહે છે ત્યારે વિચાર આવે છે કે હું પણ એ પરિમલમાં એક અણુ—પરમાણુરૂપે વણાઈ ગયો હોત.

જ્યારે સ્વચ્છ આકાશમાં રાત્રે તારાઓ, જાણે નૈની સરોવરમાં ઊગેલા ફૂલ જેવા શોભી ઊઠે છે. ... એ રસવતી વાદળીના રખડુ સાથીદાર થવાનું મારા ભાગ્યમાં હોત !

અથવા શ્રાવણ માસની અંધારઘેરી રાત્રિમાં ધીમી ઝીણી બુંદે વરસાદ પડવો શરૂ થાય છે ત્યારે, રાજદ્વારી પુરુષના અંતઃકરણમાં સૂતેલી મહત્ત્વાકાંક્ષા જાગે છે તેમ એક મનોભાવ જાગે છે કે, એ અનેક જલબિંદુઓની સાથે મને પણ એક જલબિંદુ થવાનું સ્વપ્ન ફળ્યું હોત !

પણ એ મનોભાવને અંતે ખબર પડે છે કે જેવું આ જીવનને તેવું વિશ્વક્રમના અણુએ અણુને પોતપોતાનું ધાર્મિક જીવન જીવવાનું છે. હરેકનું વ્યક્તિત્વ છે. દરેકને સ્વતંત્રતા છે. પણ સ્વચ્છન્દ કોઈને માટે નથી.

—જલબિન્દુ, પૃ. ૧૦૧–૨

પણ 'સ્વતંત્રતા' શબ્દ બહુ સંદિગ્ધ છે.........

લગ્ન–હરકોઈ પ્રકારનાં લગ્ન–હેતુ માટે, પૈસા માટે, શોખ માટે, ગમે તે પ્રકારે કરેલાં લગ્ન, પછી તે સ્વજ્ઞાતિમાં હોય કે પરજ્ઞાતિમાં, પણ અત્યંત ભયંકર ને અમાનુષી છે: ભયંકર એટલા માટે કે જે સ્ત્રીપુરુષ માત્ર પ્રેમથી આકર્ષાઇને, માત્ર સૌંદર્યથી આકર્ષાઈને, માત્ર સર્જનના આનંદથી ખેંચાઇને જીવન ગાળવા માટે ભેગાં થતાં નથી તે સ્ત્રીપુરુષ તેમના જીવનનો અસંતોષ, અતૃપ્તિ, ક્રોધ, વૈર, લોભ ને પરજીવનનો મોહ કોઇ પણ રીતે બહાર દેખાડ્યા વિના રહી શકતાં નથી.........સૌન્દર્ય ને કલાની દૃષ્ટિએ લગ્નમાં પ્રવેશ કરે તો... ...નૈતિક શિથિલતા નામશેષ થઇ રહે. અશક્તિ સંભવે જ નહિ.

—રજકણ, પૃ. ૧૬૫, ૧૬૯

આ ત્રણ અવતરણોમાં એવું ઘણુંક છે જે સાથે મુનશી કે ગાંધીજી તકરાર નહિ કરે, છતાં સરવાળે સંમત પણ નહિ થાય; કારણ કે ધૂમકેતુના પગ પૃથ્વી પર છે અને નથી. આ સઘળા રંગદર્શી

બુદ્ધિના ચમકારા છે. નિત્યજીવન સમક્ષ રહેવાનો દાવો કરવા છતાં, નિત્યજીવન પલટી નાખવાના સાહસનો ઉદય થવા છતાં, એ નિત્યજીવનથી દૂર જ ભાગે છે. જીવનદર્શનથી હાલી ઊઠેલું હૈયું અસંતોષથી ઉભરાય છે; પણ બુદ્ધિ તો જીવનની કરુણતા પર કટાક્ષ નાખીને જ અટકી જાય છે.

> મેં માત્ર એ દશ્ય જોયું ન હોત.
>
> હું સુખી હતો. સંતોષી હતો.... ... ... ... ... ...
>
> એ હોડકું—દરિયો—કુદરત અને માછીમાર સઘળાં એક સુંદર ચિત્રનિર્માણમાં કેવાં સાચ્ચા સ્વરૂપે આવી શકે તેમ હતાં.
>
> અને અમે—દરિયા કાંઠાના સહેલાણીઓ?
>
> જલબિંદુ, પૃ. ૨૪-૫

છતાં મનોદશા બદલાય છે ત્યારે નીચેનો ટુંકો પ્રશ્ન પણ પૂછેઃ

> જીવનની નવી વ્યવસ્થા તમને કોઇ પળે જરૂરી નથી લાગી? જો એવું હોય તો તમે એક પળ પણ જીવ્યા નથી.
>
> —રજકણ, પૃ. ૮૪

ત્યારે બીજી વાર કહે છે કે

> સમાજની અપૂર્ણતા વિષે નહિ, પણ પોતાની અપૂર્ણતા વિષે વિચાર કરનારો માણસ કોઇક દિવસ સમાજની અપૂર્ણતા દૂર કરવાનું સામર્થ્ય મેળવી શકે ખરો.
>
> —જલબિંદુ, પૃ. ૩૬

આવું સામર્થ્ય કેવી રીતે આવે? કળાસાહિત્યની ભજન-ધૂનમાંથી. કારણ કે

> 'શાંતિ અને તપથી જેમ શ્રી વીર બાળકને સાચવે છે,' અને એના જન્મની સાથે જ નવું જીવન અને નવો યુગ શરૂ થાય છે, તેમ જે વિચાર ખૂબ સચવાય, ખૂબ પોષાય, ખૂબ શુદ્ધ થાય, તે જન્મ લેતાંની સાથે નવું પરિવર્તન અને નવો યુગ સ્થાપે છે. આવા વિચાર એટલે સાહિત્ય.
>
> રજકણ, પૃ. ૫૫

× × ×

હરતાં ફરતાં, નિત્યકર્મ કરતાં, કે જરાતેરા નવરાશ દરમિયાન તમને કોઇ ગીત 'ગણગણવા'નું ગમતું હોય, કોઇ સૂર ગુંજવાનું ગમતું હોય, ખુલ્લી કે મીંચેલી આંખે કોઇ સુંદર દૃશ્યની 'માનસી પૂજા' કરવાની ટેવ હોય, કે કોઇ કવિતાસંગ્રહમાંથી એકાદ ઊર્મિકાવ્ય કે ખંડકાવ્ય વાંચી તેટલી વાર તેની મનોદશામાં તલ્લીન થવાનું તમને ભાવતું હોય, તો તમારે 'રજકણ' અને 'જલબિંદુ' જરૂર વસાવવાં. ગમે તે પાનું ઉઘાડો. 'ગાળી નાખે હલાવી રસિક હૃદયને' એવા કોઈ વિચાર, ગર્ભિત, ચિત્રિત કે ઊર્મિલ, તમને મળી આવશે જ. અગર તેને પ્રેરનારું પ્રકૃતિચિત્રનું સૌન્દર્ય કે મનુષ્યપ્રકૃતિનું વીરત્વ તમારી આંખ આગળના શબ્દોમાં પથરાએલું તમારા ચિત્તને આહ્લાદ આપશે; અથવા એ શબ્દોમાંથી ચમકતું તમારા અંતઃચક્ષુને ચમકાવશે. એ પાંચ પળમાં સ્મૃતિના કાંઇ કાંઇ પટ ઉકલી આવશે અને કાંઇ કાંઇ જીવનચિત્રોની પરંપરા ખડી થઇ જશે. હા, પણ એ નવનીત છે-એકસામટું પચે નહિ જ.

આવો કાંઇક લાભ તમને 'જીવનચક્ર' તથા 'સર્જન અને ચિંતન'માંથી, છૂટક છૂટક, પણ અચૂક મળશે-જરા તસદી પડશે એટલું જ. ત્યારે તેમાં બીજો વિશેષ લાભ છે. કલા, સાહિત્ય, કવિતા, ગદ્ય, પદ્ય, જીવન, આત્મા, જ્ઞાન, વિજ્ઞાન, ધર્મ, યુવાન વગેરે વિષયો પર દેશી પરદેશી વિચારકોએ શું શું સંસ્મરણીય ઉદ્દગાર કાઢયા છે, તે ઓછી તસદીએ જાણવું હોય તો 'સર્જન અને ચિંતન'માંથી સાધારણ જિજ્ઞાસુને જોઇતું ઘણું મળી રહેશે. ત્યારે પણ મને તો એ પ્રશ્ન થાય છે જ કે 'રજકણ'નો 'તેજ અને છાયા' એ વિભાગ વાંચનાર માટે, કે 'જલબિંદુ'ના બીજા વિભાગના કેટલાક પરિચ્છેદ વાંચનાર માટે, એમાં નવું શું છે? રંગરૂપ બદલાય છે, પણ એ નવીનતર છે માટે રમણીયતર નથી.

' અવિશ્રાન્ત અભ્યાસથી સૌન્દર્યના ચમકારા આપી શકાય, પણ વિધાન ન આવે.'

—સર્જન અને ચિંતન, પૃ. ૧૩૬

પરંતુ મને અત્યારે તો વિધાનની, સાવયવ સુસ્થિત મૂર્તિવિધાનની પડી નથી; કારણ કે મારી કાંઇ ' કલાકારની મનોદશા '* નથી અને ધૂમકેતુએ તો આપણને તણખા, કણ, બિન્દુ જ આપવાનું કહ્યું હતું ને ? આ તો પેલા વિજયરાયને સૂઝયું કે ' સર્જન અને ચિંતન'ની ગ્રંથશ્રેણીરૂપે ' માનસી ' કાઢું, ને ધૂમકેતુને ભુલાવામાં નાખ્યા.

ને બીજો વાંક આપણા દેશનો છે. ચિન વિષે એમ કહેવાય છે કે ત્યાંના પંડિતો તરફ સૌ લોકનેતાની દષ્ટિએ જુએ છે. તેમ અહીં ગુજરાતમાં સાહિત્યકારો જ જીવનનું માર્ગદર્શન કરે એવી ભણેલા વર્ગની માન્યતા છે. જીવન, ઇશ્વર, કલા, કવિતા વગેરેના ચિંતક સાહિત્યસર્જક હોવું જ જોઇએ એમ લોક માને છે. આપણે તેમના તરફથી એવાં કથનોની અપેક્ષા રાખીએ છીએ કે જે આપણને દોરે. સ્કુલ-કોલેજનો કે ન્યાતનો મેળાવડો અગર યુવકસંઘની સભા હોય, તો શિક્ષિતોની નજર કોઇ કવિ, નવલકથાકાર કે નવલિકાકાર તરફ જાય છે-જતી હતી. શ્રી રમણલાલ વસંતલાલ દેસાઇને આવા જ સંજોગોમાં ' જીવન અને સાહિત્ય ' ના નિબંધો લખવા પડેલા. હજી હમણાં હમણાં આપણે ત્યાં કાંઇ ક્ષેત્રવિભાગ થવા માંડયા છે. ને રાજકીય અગ્રણીઓ તો પોતાના વિષયથી બીજું ભાગ્યે જ બોલે છે. સતત ચિન્તનધારાની જેની પાસે આશા થાય એવા પ્રોફેસરો તો બહુ છે, પણ એમને આવા વિષયો પર બોલવા લખવાની ફુરસદ કે પરવા નથી. આ સંજોગોમાં તો, સારો કવિ કે કલાકાર, સારો ચિંતક કે સમાલોચક ન હોય એવો કોઇ

* સર્જન.

પ્રકૃતિનિયમ હોય, તો પણ જનકલ્યાણનો ભાર જેને માથે છે એ કલાકારે તો 'ચિંતન' કર્યે જ છૂટકો ને? બાકી ધૂમકેતુએ તો એક વાર નિશ્ચય કરેલોઃ પણ

મેં તો માત્ર એટલું કહ્યું હતું કે મને એવું મૌન આપ કે જે મૌનનો ભંગ થાય ત્યારે દુનિયા પલટાઈ જાય.

તેં મને એવું મૌન આપવાની ના પાડી અને સાધારણ મૌન લેવાની મેં ના પાડી.

સાધારણ મૌનને તો હું શું કરું?

—રજકણ, પૃ. ૪૫

સવાલ એ થાય છે કે 'કવિતા અને સાહિત્ય' બાદ એક બે પચ્ચીસી પછી પણ ગુજરાતી સાહિત્યકારો કે વિચારકો કવિતા શું? સાહિત્ય શું? કલા શું? એ જ ખોળ્યાં કરશે? ગુજરાતની સાહિત્યકૃતિઓ તો જાણે વાતલાયક જ નથી? "જાણે એવી વિવેચના સિદ્ધાંત વિનાની હોય!" તત્ત્વશોધ, તત્ત્વચિંતન એ હિંદુ માનસનું કહેવાતું લક્ષણ કલાસર્જનના ક્ષેત્રમાં પણ લાગુ પડે છે કે શું?

પોતાના જમાનાના દયારામને ખરી રીતે પિછાનવા જેણે આકાશ પાતાલ એક કર્યાં તે તરુણ યોદ્ધો આજે જીવતો હોય તો હિમાદ્રિનાં અનેક શૃંગ કલ્લંઘીને રશિયામાં રહેતા પેલા મેક્સિમ ગૉર્કીને મળવા દોડે!

સર્જન પૃ૦ ૨૫૪

ખરું; આથી વીરપૂજાની રંગદર્શી, ભડભડ બળતી, તમારી તમન્ના સમજાય છે. પણ નર્મદનું સમજાવ્યું તેમ ગૉર્કીનું વીરત્વ તો સમજાવો. અને એ ખરું કે 'મરઘાભાઈ ધારે તો પણ બિથોવન થઇ શકે નહિ;' અને 'એકાદ સૈનિકકવિ રૂપર્ટ બ્રુક બંગાળના ગામડાના જુવાનને હલાવે' એ પણ ખરું. પણ બિથોવન કોણ શું કરી ગયો, કે રૂપર્ટ બ્રુક કોણ શું કરી ગયો, તે તો અમને સંસ્કારવાંછુઓને સમજાવો. સદ્‌ભાગ્યે તમને

મહાસુન્દર કૃતિઓનો સમાગમ થયો; પણ તેનો આમ ઊડતો ઉલ્લેખ જ અમને કેમ સંતોષે ? તમને સંસ્કારિતાના પ્રચારનાર-ને કેમ સંતોષે ?

અને, ચાળીશ પાનાંની કવિતા ચર્ચા કરી ત્યારે પાંચમી ચોપડીની છોકરી જાણે એ પાંચ કડી ટાંકીને જ 'પ્રેમાનંદનો માણ પર ટંકાર દેતો હાથ ખડો થાય છે,' એમ માની લીધું; તથા

' જીવનના અતલ ઊંડાણમાં વસી રહેલી સૌન્દર્ય ભાવનાને જાગ્રત કરવી એનું નામ રસનિષ્પત્તિ '

એ મહાકથનનું દૃષ્ટાન્ત ગુજરાતી સાહિત્યમાંથી એ એટલું જ જડયું ! અથવા તો એક વાર 'પ્રેમાનંદના જસોદાવિલાપથી અધિકારી જનને વેદનાજન્ય આનંદ થશે.' એટલું કહેવાનું મળ્યું. અરે ભૂલ્યો, એક ટીપમાં 'રણયજ્ઞ'ની ચાર પંક્તિઓ 'વીરત્વ-ભરેલી પરાજયકથા, કવિતામાં જેને sublimity કહે છે તે સાધે છે' તે બતાવવા ઉતારી છે.

'પ્રેમાનંદનો રસનો અનુભવ' ને 'મીરાંનો અનુભવનો રસ' એવા શબ્દખેલથી અમને શો સંતોષ થાય ? જનલક્ષણમાં રાચનારો શામળ ને અતિજ્ઞાની અખો—એ બધું શ્રી નરહરિ પરીખની નવલરામની આવૃત્તિમાં તમે વાંચ્યું તે તો સમજ્યા; પણ એથી કાંઇ આગળ તો લઈ જાઓ. નહિ તો થોડા વખતમાં વાણિયાવૃત્તિ ગુજરાત તો શંકા કરવા લાગશે કે એક નિબંધ લખવા તમે પચીસ ત્રીસ ચોપડાં પુસ્તકાલયમાંથી લઇ આવ્યા, અગર જ્યારે વાંચતાં જે સારું લાગ્યું તે વિષય-વાર પોથીમાં ખાનાં પાડી નોંધી રાખ્યું હશે ત્યાંથી વીણી લાવ્યા. પણ હું ઉતાવળો કાં થાઉં છું ? ગુજરાતી સાહિત્ય-કવિતાની એમની વિવેચના તૈયાર જ થતી હશે.

છતાં ક્ષણભર શંકા થાય છે કે શું પોતાને નહિ ગમતા અતિપાંડિત્યના ધૂમકેતુ પોતે જ ભોગ થઈ પડ્યા હશે કે આટ-

આટલા લેખકોને એ ટાંકે છે અગર તેમનો એક યા બીજી રીતે ઉલ્લેખ કરે છે. એક તો ચોક્કસ છે કે એમના ઊર્મિલ lyrical impressionable સ્વભાવને ઘણા ઘણા સુંદર રીતે મૂકેલા મનોરમ વિચારો વશ કરી લે છે. વળી, સત્યના અગમ્યત્વ વિષે એમને આગ્રહ છે, ને સાથે સાથે સૌ સૌન્દર્યમાં જ સત્યનો વિભાવ છે અને સૌન્દર્ય નિત્યનવીન બહુવિધ છે, એવો પણ મતાગ્રહ છે. એટલે આ સઘળું પોતામાં મિલાવી દેવાનો-ગુજરાતમાં જ્ઞાનગંગા વહેતી કરવાનો અહીં ભગીરથ (?) પ્રયત્ન છે.

વ્યક્તિત્વ+સર્વદેશિત્વ=શક્તિ+અજયેત્વ.

—જીવનચક્ર, પૃ૦ ૧૪૨

અને તે બનત. પણ ચમકારા, અખંડ અવિરત પ્રકાશ નહિ, પણ ચમકારા, એક સરખો એકધારો તેજપ્રવાહ નહિ પણ રંગબેરંગી ચમકારા, એ ધૂમકેતુના માનસબંધારણનું વિશિષ્ટ લક્ષણ છે. એ લક્ષણ એમના કલાસર્જનની મહત્તા આંકે છે તેમ, એમના ચિંતનની-સર્જન કે કલા સંબંધી ચિંતનની મર્યાદા પણ આંકે છે.

અને તેને જ મળતું-તે જ માનસબંધારણમાંથી પરિણમતું બીજું લક્ષણ સુંદર, ગર્ભિત શબ્દકલાપ કે વાક્યાયોજન છે:

મૃત્યુ ન આવે એવી પ્રાર્થના મેં ક્યારે કરી છે? મેં તો એટલી જ વિનંતિ કરી છે કે હું જીવતો હોઉં ત્યાં મૃત્યુ આવે, મરી ગયા પછી નહિ.

રજકણ, પૃ. ૪૫

વિશ્વક્રમમાં અહિંસાને સ્થાન નથી. અહિંસક હિંસાને છે. પૃ. ૩૯

બે મારવાડી બાઇઓ બર્ગે ગારે જતી હોય છે. અને એક શેઠાણી મોટર હાંકવાનો પ્રયત્ન કરતી હોય છે...... એક જીવન જીવવા શરીર નીચોવી નાખે છે, બીજી વખત ગાળવા જીવન નીચોવી નાખે છે.

પૃ. ૩૨

ભગવાન તથાગતને અંગુલિમાલ લુટારાએ કહ્યું કે 'ઊભો રહે' ને પોતે ચાલતાં હતા છતાં જવાબ વાળ્યો કે 'હું ઊભો છું ને તું ઊભો નથી.' એટલા નાના જવાબમાં એવી સુંદર શૈલી હતી......... (લુટારૂના) સ્વભાવમાં પરિવર્તન થયું. શૈલી એ જીવનના સમગ્ર દર્શનનું મુખ્ય દ્વાર છે. —જલબિન્દુ, પૃ. ૫૬-૭

અર્થાત્ ધૂમકેતુની શૈલી કાળજીપૂર્વક ખેડેલી છે.

શબ્દમાં શી રીતે શક્તિ આવે છે-મનુષ્યની આંતરશુદ્ધિના પ્રતિધ્વનિ રૂપે જ. એ ખ્યાલ ન હોવાથી માણસ એક શબ્દ વાપરવો જોઇએ ત્યાં એક હજાર શબ્દો વાપરવા લલચાય છે.

જલબિન્દુ, પૃ. ૫૩

આ રીતનો શબ્દસંયમ શિષ્ટત્વનું લક્ષણ છે, શબ્દ પર પ્રભુત્વ એ શિષ્ટ છે; શબ્દ સાથે તણાવું એ રંગદર્શી છે. શબ્દ-કલાપનાં પલ્લાં સામસામાં તોળવાં, જીવનના ક્રૂર-કરુણ તફાવતોને સામસામા ગોઠવી patterns (વિવિધ ભાત) પાડવી એમાં સૌન્દર્યલક્ષી શિષ્ટત્વ રહ્યું છે. જીવનના મહાસંકેતને ગૂઢ વિરોધાભાસી ભાષામાં રજૂ કરવો, વિરોધાભાસને જીવનના અગમ્ય અંશોના લક્ષણ દાખલ વાપરવો, એમાં રંગદર્શીપણું છે. લાગણીના આવેશથી પ્રેરાતી અતિશયોક્તિ રંગદર્શી છે. બુદ્ધિવૈભવથી પ્રેરાતી અર્થચમત્કૃતિ શિષ્ટ છે.

શિષ્ટોનો સંયમ અને રંગદર્શીનો સ્વાતંત્ર્યપ્રેમ ધૂમકેતુમાં સારી રીતે મળ્યા છે, કારણ કે ભૂતકાલના કલાવીરોની પરંપરિત સંસ્કારિતા એમણે સ્વીકારી છે. સ્વાતંત્ર્યપ્રેમી સંસ્કારી હરેક નવીનતાને આવકારવા તૈયાર હોય છે, આવકારીને યોગ્ય લાગ્યે પોતાના જીવનમાં-વિચાર, કલ્પના કે ભાવનામાં વણી લેવા તૈયાર હોય છે, તેમ ધૂમકેતુએ કર્યું છે—અને, તે ભાવપરવશતામાં વ્યક્તિત્વને ઓગળી જવા દઇને.

અપૂર્ણ

વ્રજરાય મુકુંદરાય દેસાઇ

# રાજ્યનીતિનો તામિલ ગ્રંથ[૧]

'કુરલ'નું બીજું પુસ્તકઃ (ભાષાન્તર અને ભાષ્ય સહિત): કર્તાઃ સી. રાજગોપાલાચારીઅર. પ્રકાશકઃ રૉચદાઉસ ઍન્ડ સન્સ, ૨૬૨, એસ્પ્લેનેડ, મદ્રાસ

માતાપિતાના કારાવાસ દરમિયાન યોગેશ્વર શ્રી કૃષ્ણ પ્રગટ્યા; કારાવાસના ફરજિયાત આરામ વખતે લોકમાન્ય ટિળકે ગીતા-રહસ્ય કર્મયોગશાસ્ત્ર આપ્યું; મદ્રાસના આજના વડા પ્રધાન શ્રી રાજગોપાલાચાર્યે તામિલ ભાષાના સ્મૃતિગ્રંથનો સારોદ્ધાર, ભાષાન્તર તથા ભાષ્ય સહિત, પ્રસિદ્ધ કર્યો; તે પણ કારાવાસનું જ ફળ–કનૈયાલાલ મુનશીના ગુજરાત ઍન્ડ ઇટસ લિટરેચરની માફક.

એ સ્મૃતિગ્રંથનું નામ 'કુરળ' અને તેનો રચનાર થિરુ (શ્રી) વલ્લુવાર (વલ્લભ). તામિલ લોકના જીવન તથા ચારિત્ર્ય અને તેમની ભાષાઓ તથા સાહિત્ય, સૌ ઉપર એ ગ્રંથની ઊંડી દૂરગામી અસર થએલી છે. હિંદુ જીવન અને સંસ્કારિતાનાં મૂળભૂત તત્ત્વો–એવાં તત્ત્વો કે જે સાર્વત્રિક યોગને અનુકૂલ છે, તેના પર રચાએલું એ ગ્રન્થમંદિર બહુવિધ શક્તિનો પરિપાક છે. જાતજાતની સંસ્થાઓનું બારીક અવલોકન; મહાપુરુષોના આદર્શ અને ઉપદેશનું તથા જીવનવ્યવહારમાં તેમના ઉપયોગનું સમમદર્શી જ્ઞાન; મનુષ્યપ્રયત્ને મેળવવાના ચાર પુરુષાર્થની સિદ્ધિ, જનસમાજની વ્યવસ્થિત પ્રગતિ, તથા નરશક્તિઓની સંપૂર્ણતઃ ઉન્નતિ–એ વિષયોનો ગહન વિચાર; ઉલ્લાસ અને આશાભર્યું જીવનદર્શન; તે ઉપરાંત, શ્રી રાજગોપાલાચાર્ય પોતે કહે છે તેમ, 'પટુતા, ચાલુપણુ વિશ્વગામી સંસ્કારિતા, વિનીતતા, અને સર્વધર્મસંગત તર્કવાદ;'—આ સર્વે 'કુરળ'નાં વિશિષ્ટ લક્ષણો છે.

---

૧. 'હિન્દુ'માં આવેલા અંગ્રેજી અવલોકનને આધારે.

૧૩૩ પ્રકરણનો આ ગ્રંથ ત્રણ ભાગમાં વહેંચાએલો છે. ગૃહસ્થ તથા સંન્યાસીનાં કર્તવ્ય વિષેનો પ્રથમ ભાગ છે, તેણે હિંદીઓનું તથા બીન-હિંદીઓનું સૌથી વધુ લક્ષ ખેંચ્યું છે, જ્યારે પ્રેમવિષયક ત્રીજો ભાગ સૌથી ઓછો લક્ષપાત્ર નીવડ્યો છે. પ્રકરણ ૩૯–૧૦૮નો વચલો ભાગ સાહિત્ય અને ઇતિહાસના અભ્યાસકો તથા વ્યવહારજ્ઞો માટે મહારસભંડાર છે. 'દુન્યવી વ્યવહારના જુદા જુદા વિભાગોમાં શાણા સજ્જનોએ અનુસરવા-ની નીતિના સિદ્ધાંતો આ સિત્તેર પ્રકરણોમાં લાક્ષણિક સફાઇ ને સંક્ષિપ્તતાથી નિરૂપેલા છે.'

આ પુસ્તકના મધ્ય ભાગના વિષયોનું વૈવિધ્ય વિશાળ છેઃ રાજ્યનાં સાત અંગો—નરપતિ, સચિવમંડળ, જનપદ, દેશરક્ષણ, રાષ્ટ્રધન, સૈન્ય, મિત્રરાજ્યો એ જૂના સ્મૃતિકારોનું વિભાગીકરણ જ ત્રણ પ્રભાગમાં વહેંચવા છતાં વસ્તુવાર કરેલું તેમનું નિરૂપણ તથા તેની રીતિ મૌલિક છે.

(૧) રાષ્ટ્રપતિત્વનું આરોપણ એક વ્યક્તિના અંગ વિષે કરેલું છે, એ ખરૂં. પણ ધ્યાનપૂર્વક પૃથક્કરણ કરતાં જણાશે કે રાજાનું સર્વોપરિપણું અનેકશઃ, બંધારણીય અંકુશો અને ફરજોથી નિયંત્રિત છેઃ એને સુજ્ઞ પુરુષો અને પ્રજામંડળોની સલાહપૂર્વક સારી રીતે પસંદ કરેલા સચિવો અને અન્ય રાજ્યાધિકારીઓ મારફતે કામ કરવાનું છે; રાજા કાયદાથી પર નથી; 'એ જ નરપતિ નામને પાત્ર છે, જે ધર્મમાંથી ચળતો નથી, જે અધર્મને રાજ્યપાર કરે છે, ને જેની યુદ્ધકીર્તિ અકલં-કિત છે.' 'ધનનું ઉત્પાદન, દ્રવ્યભંડારનું સંવર્ધન, રાજ્યનું સંરક્ષણ તથા ધનનું સુયોગ્ય વિયોજન—આ રાજાના ધર્મ છે; ને તે સારી રીતે બજાવે તે જ રાજા છે.' રાજ્યધુરંધર-તરીકેની તેની સત્તાઓ તેટલા પૂરતી જ છે.

(૨) રાજકારણ અને ઇતિહાસના અભ્યાસકો તથા

વ્યવહારપ્રવીણોને ઉપયોગી બીજા ભાગમાં સચિવમંડળ, વક્તૃત્વશક્તિ, ચરિતની નિર્મળતા, કાર્યદક્ષતા, વ્યવહારનીતિ, સભા પ્રણાલિકા, એલચીઓ, સૈન્ય, દેશરક્ષણ, રાજ્યધન, રાજગૃહ આદિના કાર્યકરો, વગેરે વિષયોની ચર્ચા છે. શ્રી રાજગોપાલાચાર્યે કેટલાંક અગત્યનાં પ્રકરણોના શ્લોકોનું ભાષાન્તર કરી તે પર શાણપણ ને વિદ્વત્તાપૂર્ણ નોંધ લખી છે.–દા. ત. પ્રકરણ ૪૭માં "કાર્યનાં મુખ્ય અંગ ત્રણ છેઃ વિનાશ, ઉત્પત્તિ, ઉપયોગિતા. કોઈ પણ કાર્ય હાથ ધરતા પહેલાં કસાએલા સલાહકારો સાથે ઘટતી મંત્રણા કર્યા પછી આ ત્રણ પૈકી દરેક અંગના ગુણ અને માપની તુલના કરવી જોઈએ; કારણ કે અવિચારથી કે ઉતાવળથી હાથ લીધેલું કામ પોતાના જ હેતુનો નાશ કરે છે ને નાશ કરવા ધારેલા દુષ્ટ તત્ત્વનું બળ વધારે.'–૫૧મા પ્રકરણમાં કાર્યાધિકારીઓની પસંદગીની રીત બતાવી છેઃ નીતિ કે બુધ્ધિની ખામીઓથી મુક્ત, લોકનિંદાના ડરવાળા અમલદારો કસોટીમાંથી પાર ઊતરે એટલે તેમને જવાબદારી સોંપી દેવી જોઈએ. ચાર કર્મ વિષે આખું પ્રકરણ છે. આજના કરતાં વધારે મોટા ઉદ્દેશો માટે ને વધારે વ્યવસ્થિતપણે જાસુસપધ્ધતિની સંસ્થા ત્યારે નિર્માએલી હોવી જોઈએ. રાજ્યના સઘળા અધિકારીઓ, રાજકુટુંબનાં સગાંઓ, અને સ્વાનુકૂલ તરીકે પ્રસિધ્ધ નહિ એવા સર્વેની રાજ્યચારોએ ખબર રાખવી જોઈએ. જાસુસી સંસ્થાની વ્યવસ્થા એવી જોઈએ કે તેનો એક સભ્ય બીજા સભ્યને ન ઓળખે. ત્રણ પ્રકારે સમર્થન થાય ત્યારે જ જાસુસની બાતમી માનવી.-પ્રકરણ ૭૪માં 'નાડુ' (દેશ) વિષે લખ્યું છે. એ શબ્દોમાં 'ભૂમિ માત્ર નહિ, પણ કૃષિધંધાના કરનાર, સજ્જનો અને વિદ્વાનોનો વર્ગ, ઉચ્ચ મનોવૃત્તિવાળા પૈસાપાત્ર પુરુષોનો સમાવેશ થાય છે. શ્રમ, જ્ઞાન અને ધન, એ ત્રણે આબાદ રાષ્ટ્રનાં અંગ છે.' સામાજિક સુસ્થિતિને હરકત કરે એવા અતિશય ભાગલાઓ કે મંડળીઓ પણ

ન જોઇએ; અને અવ્યવસ્થાની પ્રચારક કે પ્રેરક પ્રવૃત્તિઓ પણ ન જોઇએ. 'સૌ અંગો ભલે હોય, પણ સમુચિત રાજ્યધુરંધર ન હોય તો એ સર્વેનું પરિણામ શૂન્ય જ આવે,'—રાષ્ટ્રીય ઉન્નતિ તથા જ્ઞાનવાન પ્રગતિશીલ રાજ્યવ્યવસ્થા માટે કેળવણી ઘણું અગત્યનું અંગ છે, એટલે સુધી કે વલ્લુવારે એ વિષયને પાંચ પ્રકરણ આપ્યાં છે. રાજ્યની મહત્તા અને આબાદી તે નૈતિક અને સામાજિક સુસ્થિતિના સમુચિત સિધ્ધાંતોથી પ્રેરિત, યોગ્ય દિશાગામી પ્રયત્નથી પોષાએલા કેળવણીબીજમાંથી ફાલેલા જ્ઞાનવૃક્ષનું ફળ છે.

(૩) ત્રીજો પ્રભાગ ૧૩ પ્રકરણમાં સમાવેલા પ્રકીર્ણ વિષયોનો છે: સ્વમાન, ચારિત્ર્ય, ઉમદાદિલી, કેરેક્ટર, કુકૃત્ય-વિમુખતા, નાગરિકપણું, ખેતી, ગરીબાઈ, મજૂરી, અપ્રામાણિકતા, વગેરે. વલ્લુવારનો આદર્શ (ક) ન્યાયી, હિતકારી નરપતિ અને (ખ) શાણું સચિવમંડળ અને કાર્યદક્ષ રાજખાતાં એટલો જ નથી; (ગ) સંપત્તિવાન રાષ્ટ્ર, સુવ્યવસ્થિત સત્તાધીશ જનપદ પણ છે જ. 'કુરલ'ની પોતાની આવૃત્તિની પ્રસ્તાવનામાં એચ. એ. પોપ્લેએ કહ્યું તેમ, 'આ પ્રકરણોમાં કર્તાનો નીતિનો આદર્શ નિરૂપેલો છે.' કારણ કે, વલ્લુવારે કલ્પેલા જનપદમાં સૌ નાગરિક કેળવાએલા, બહુશ્રુત, શક્તિશાળી, વિવેકી, સ્વાશ્રયી, ઉદ્યમપ્રિય, ઉલ્લાસ અને શ્રધ્ધાભર્યી જીવનદષ્ટિવાળા, સંકટ કે મુશ્કેલીમાંથી પાર ઉતરવા માટે તથા ઘટતા પુરુષાર્થ સિધ્ધ કરવા માટે અચળ ઇચ્છાબળવાળા હોવા જોઇએ. મનુષ્યના વ્યક્તિત્વનો વિકાસ અને ચારિત્ર્યનું બંધારણ એ અંતસ્થ ધ્યેય હોવું જોઇએ. રાજકારણના પ્રાચીન કે મધ્યકાલીન કેટલાક નિરૂપકોની અપેક્ષાએ વલ્લુવારનું વિશિષ્ટત્વ એ જ કે રાજ્યપતિ, રાજ્યાધિકારીઓ અને નાગરિકોના—રાષ્ટ્રના એ ત્રણે પ્રભાગોના—મૂળભૂત સૈધ્ધાન્તિક પાયા તરીકે એ સુનીતિને આવશ્યક ગણે છે.

ગાંધીજીથી બીજે જ નંબરે વિરાજતા દેશનેતાને હાથે

આવા પુસ્તકનો સારોદ્ધાર થઇ, ભાષાન્તર અને ભાષ્ય સહિત, વિશાળ જનસમૂહ આગળ રજૂ થાય એ ખરેખર સહેતુક છે. ગાંધીજી આપણાથી ગમે તેટલા પર હોય પણ સ્વપ્નવિહારી નથી; દૂર રહ્યા આપણે એમના રાજકારણના આદર્શને સ્વપ્નવિહાર ન ગણી કાઢીએ તેથી જ શ્રી રાજગોપાલાચાર્યે આ પુસ્તક રચ્યું છે : રાજ્યધુરા પોતાને હાથે ધરતા પહેલાં રચ્યું છે.

## બસો–પાંચસો શબ્દોમાં

### ૧. ‘ માઇલસ્ટોન્સ ઇન ગુજરાતી લિટરેચર ’ [૧]

ગુજરાતના મધ્યકાલીન સાહિત્યનો સળંગ ઇતિહાસ આપવાનો પહેલો પ્રયાસ સને ૧૮૯૨–૯૩[૨] માં ‘ ક્લાસિકલ પોએટ્સ ઑફ ગુજરાત ’રૂપે થયો. ગોવર્ધનરામની એ સ્મરણીય ગ્રંથિકા સર્જનશીલ વિવેચનનાં કેટલાંક તત્ત્વોની ધારનાર હોઇને આજે સાડાચાર દસકે પણ સુવાચ્ય છે. પરંતુ એની પછી પૂરાં એકવીસ વર્ષ સુધી–૧૯૧૪ સુધી. ગોવર્ધન–પેઢીના બીજા એક પણ સાહિત્યસેવકે વિગતવાર ગ્રન્થાકારી નિરૂપણ માટે એ વિષયને કોણ જાણે કેમ પણ હાથ જ લગાડ્યો નહિ એ સાલમાં આપણી વાઙ્મયભૂમિને વિશે રોપાયા ‘ માઇલસ્ટોન્સ ઇન ગુજરાતી લિટરેચર ’ અને તેની પણ આ નવી શોધિતવર્ધિત આવૃત્તિ ( ભાષાન્તર ૧૯૨૯માં પ્રગટેલું ) આશરે પા સૈકા વીતી ગયા પછી જ ( આ વર્ષના ઑગસ્ટમાં ) પામી શકે તેવું સાહિત્યપ્રેમી અને ઇતિહાસપ્રેમી આ ગુજરાત છે.

---

૧. કર્તા દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી; બીજી આવૃત્તિ ( મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કંપની, મુંબાઈ નં. ૨; રૂ. ૨ાા. )

૨. ભાષણમાં એ વિલ્સન કૉલેજની લિટરરી સોસાયટીમાં વંચાયેલ; ૧૮૯૨માં, પણ કરી, પહેલી આવૃત્તિ; અને ૧૯૧૬માં બીજી.

વચ્ચે આ ક્ષેત્રના ત્રણ પ્રયાસ થઇ ગયાઃ 'સાહિત્યપ્રવેશિકા' (૧૯૨૨); 'મધ્યકાલના સાહિત્યપ્રવાહ' (૧૯૨૯); 'ગુજરાત ઍંડ ઇટ્સ લિટરેચર' (૧૯૩૫). જૈન કવિઓ વિશેના રા. મોહનલાલ દ. દેસાઈના ત્રણ આકરગ્રંથો એ પણ આ વચગાળાનાં માનજનક પરિશ્રમફલ. એ સર્વ પ્રયાસો પોતપોતાની રીતે ઉપયોગી છે, જે હેતુથી અને જે દૃષ્ટિએ એ થયા તે પણ આવશ્યક હતાં, જે વાચકવર્ગ માટે એ નિર્માયેલાં તેમને પણ તેમતેમના કર્તાઓએ યથાશક્તિ સંતોષ આપ્યો છે– આ બધું સ્વીકાર્યાં પછી પણ કહેવું જોઇએ કે 'માઇલસ્ટોન્સ' આપણને જે નવે અને અદ્યતન રૂપે મળે છે તેને માટે અવકાશ તો હતો જ–અગત્ય પણ હતી. એ અગત્ય પૂરી પાડવા માટે તેના વિદ્વાન, અવિરતપણે ઉદ્યમશીલ કર્તાનો સર્વ સાહિત્યપ્રેમીઓ–પ્રાધ્યાપકો અને બીજા અભ્યાસીઓ, પત્રકારો અને વિદ્યાર્થીઓ—અંતઃકરણથી આભાર માનશે.

આકૃતિ ગુણોને કથે છે. નવી આવૃત્તિની આકૃતિ નવાં સવાસો પાનાં વડે પરિપુષ્ટ બનીને આપણાં કબાટમાં એટલી વધારે જગ્યા ફાજલ પાડવાની તૈયારી આપણી પાસે કરાવે છે તેમ આપણાં મગજને પણ એટલી વધારે ખાધાખોરાકી પૂરી પાડે છે. એ ખોરાકની એક વાનીનું નામ આપીએ જો નરસિંહ-પ્રેરક ભક્તિજ્વાલાનો ઇશારો (પૃ. ૩૫, ટીપ); તો બીજીનું અપ્રેમાનંદી નાટકોની ચર્ચાપરીક્ષા (પૃ. ૧૩૩–૩૫, ટીપો.); તો ત્રીજીનું દયારામ-દુરાચાર-વિચાર (પૃ. ૨૯૨–૯૩, ટીપ.); તો ચોથી વગેરેનાં નામ આપીએ વિસ્તારેલું ચોથું પ્રકરણ, આરંભની સવિસ્તર વિષયાનુક્રમણી, ૬૬ નવાં નામોવાળી ગ્રન્થ-સૂચી, સુવર્ધિત વર્ણાનુક્રમણી, દયારામની કૃતિઓ તથા જીવનને લગતું (રા. નટવરલાલ દેસાઇના સહકારફલરૂપ) નવું પરિશિષ્ટ તેમ જ તેવું પરિશિષ્ટ લોકસાહિત્ય વિશેનું અને આખા ય ગ્રન્થમાં વિષયનાં અંગોપાંગ વિશેનાં ગઇ પચ્ચીસીનાં સંશોધનો-

ને આધારે સ્થળે સ્થળે કરેલા બીજા સંખ્યાબંધ નાના કે મોટા પણ મહત્ત્વના ઉમેરા. વિશાળ ક્ષેત્રપટ પર થતું આવું કાર્ય જે ઝીણવટ અને ચોકસાઇ માગે, આવી બાબતમાં આપણે ત્યાં ઘણી વાર થતા માથાઉતાર કામને બદલે સજીવ કર્તવ્ય-બુદ્ધિ માગે, તે પણ ગ્રન્થને પાને પાને–જેમ તેની નિરાડંબર, સરલતાથી વહ્યે જતી લખાવટમાં તેમ આધાર તરીકે ટાંકેલા ગ્રંથ-લેખાદિની સાલ, પૃષ્ઠસંખ્યા વગેરે કાળજીથી ટાંકવામાં–દૃષ્ટિ-ગોચર થાય છે. આ મુશ્કેલીભર્યા કાર્યમાં કર્તાને ડગલે પગલે રા. અંબાલાલ બુલાખીરામ જાની જેવા, આ વિષયના ખરેખર જીવન્ત વિશ્વકોશ સમાન, પંડિતવર્યનો સાથ (પહેલી આવૃત્તિ-માં તેમનું નામ એક સ્થળે હતું; બીજીમાં છે ત્રેવીસ સ્થળે.) મળ્યો-છે એ તેમનું અને આપણું સૌનું સદ્દભાગ્ય લેખાવું જોઇએ. નરસિંહથી દયારામ સુધીની આવી સારી આટલી વ્યવહારુ ઉપયોગિતાવાળી તવારીખ અદ્યાપિ ગુજરાતીમાં બીજી છે નહિ; જેમ એવી તવારીખ તરીકે તેમ એ વિષયનાં ગયા પચીસેક વર્ષનાં અન્વેષણોના એક કીમતી આકરગ્રન્થ તરીકે આ નવીન, સ્થિરતર, મજબૂત 'માઇલસ્ટોન્સ' આપણુ સૌને આપણાં વધુ સંશોધનોમાં અને જ્ઞાનપ્રચારમાં ચિરકાળ માર્ગ-સૂચન કરતા રહો એવી ઇચ્છા સાથે તેને આવકાર આપતાં ઘણો આનંદ થાય છે.

—વિ૦

## ૨. સાહિત્યકળા[૧]

આપણા કર્તાની જેમ, જે નિસર્ગસિદ્ધ સાહિત્યયોગીની લેખક તરીકેની કારકિર્દી વિ. સં. ૧૯૬૫માં (સને ૧૯૦૯) અને 'વસન્ત' જેવા એ વર્ષોના સર્વોચ્ચ એક સામયિકમાં શરૂ

૧. કર્તા પ્રો. મોહનલાલ પાર્વતીશંકર દવે, સૂરત (રૂ. ૧).

થઈ હોય, તેમનો આ ચોથો જ ગ્રન્થ[૨] શા માટે છે, (ઓછામાં ઓછા) ચૌદમો કેમ નથી એવો પ્રશ્ન, એમની સામાન્ય કરતાં ઊંચી કોટિની શક્તિઓનો વિચાર કરતાં થયા વિના રહેતો નથી. એ પ્રશ્નનો ઉત્તર શોધવાનું આ સ્થળ નથી તેથી એટલું આશ્વાસન નોંધીને જ આગળ ચાલશું કે એમનો પાંચમો ગ્રન્થ 'કાવ્યકલા' ટૂંક વખતમાં બહાર પડવાની આશા આપણને મળી છે એ હકીકત મોડોમોડો સંતોષ લેવા જેવી ગણાય.

જેના વડે ગ્રન્થને નામ મળ્યું છે તે પહેલા લેખ ઉપરાંત આ બીજા સાત તેમાં છેઃ ગુજરાતી સાહિત્યનો બગીચો; સાહિત્ય અને તેનાં અંગો; ભાષાન્તર અથવા અનુવાદના ગ્રન્થો, ગ્રન્થાવલોકનકળા; હાસ્યરસ; સાહિત્ય શા માટે? અને, સાહિત્યપ્રવૃત્તિ અને યુવાનો. પરિશિષ્ટમાં પાંચમા લેખ વિશેનું એક ચર્ચાપત્ર તથા સ્વ. નરસિંહરાવનો એક પત્ર છપાયાં છે.

એ આઠ લેખોમાંથી 'સાહિત્ય અને તેનાં અંગો' તથા 'હાસ્યરસ' સૌથી વધુ અગત્યના છે. આમાંનો પહેલો આશરે પોણોસો પાનાંનો છે. આખા સંગ્રહમાંના એ સૌથી વિસ્તૃત લખાણમાં કાવ્યનાટકાદિથી માંડીને સર્વ પ્રસિદ્ધ સાહિત્યપ્રકારોનું સદૃષ્ટાંત નિરૂપણ, વિદ્વત્તાના કે શૈલીના જરા સરખા પણ આડંબર વિના, થયું છે. 'હાસ્યરસ' સ્વ. સર રમણ-

---

૨. આગલા ત્રણ તેઃ 'સેન્ડોરના કાલ્પનિક સંવાદો' બે ભાગે (૧૯૧૧ ?); 'મહાભારતની સમાલોચના' (૧૯૧૨ ?); 'સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ' (૧૯૨૫ ?). ત્રણે સાલની સામે પ્રશ્નાર્થ છે; કારણ, પહેલી સાલ હમેશાં વિશ્વસનીય દુર્ભાગ્યે હોતું નથી એ 'ગ્રન્થ અને ગ્રન્થકાર'ના ચોથા પુસ્તકમાંથી લીધા છે અને બીજી બે નિરૂપાયે અટકળે મૂકી છે. આવે વખતે જેની પર પૂરો વિશ્વાસ રાખી શકાય તેનાં વિપુલ અને સુલભ સાધન કોણ ક્યારે પૂરાં પાડશે?

ભાઇના એ વિષય પરના વધારે જાણીતા પણ ઓછા સુગમ[1] ( જો કે એ કારણે ઉપેક્ષાપાત્ર નહિ. ) નિબંધ પછીનું આપણું એકમાત્ર નોંધપાત્ર સંપૂર્ણ લખાણ[2] છે. એનો ખાસ ગુણ એ છે કે વિષય પ્રત્યેનો લેખકનો અભિગમ ( 'એપ્રોચ' ) સીધો છે અને તેમનાં પોતાનાં મન્તવ્ય અતિ ઘણાં અવતરણની જાળમાં ગૂંચવાઈ પડ્યાં નથી. સંક્ષેપે, રમણભાઇકૃતિ વિદ્વદ્‌ભોગ્ય છે તો મોહનલાલકૃતિ સહેજે શિક્ષિતભોગ્ય બની છે.

ભાષાન્તરનાં શાસ્ત્રકલા વિશેની જે બે જ માનનીય વિચારણા આપણી ભાષામાં થએલી અત્યારે યાદ આવે છે, તેમાંની પહેલી આ ગ્રન્થમાં છે ( રચ્યાસાલ, ૧૯૧૩ ) અને બીજી 'ગ્રન્તમાલા'માં ( ૧૯૨૪ ) શ્રી. વિદ્યાબહેન નીલકંઠલિખિત છે. આજકાલ થોડાં સારાં, કેટલાંક નઠારાં અને ઘણાં નઠારાં ભાષાન્તર ગુણી ગુર્જરીની અલકલટોને શણગારે યા તો બોડે છે એવા સમયમાં એ બંને લખાણોનાં પરિશીલન અને અમલ અનેક સાહિત્ય'ક'–પદેચ્છુઓને હિતકર નીવડ્યા વિના નહિ રહે એવો અમારો દૃઢ અને ધૃષ્ટ અભિપ્રાય છે—નમ્રાગ્રહ નહિ, કેમ કે બહેકી ગએલી કેટલીક ભાષાન્તરી ધૃષ્ટતા ( પછી એ સામયિકગત હોય કે ગ્રન્થગત. ) સામે ધૃષ્ટતા કરવી એ જ અત્યારે તો અમને અમારી સાચી ફરજ લાગે છે.

એવો જ અભિપ્રાય 'ગ્રન્થાવલોકનકળા' વિશે આપવાની ઇચ્છા થાય છે. ૧૯૦૯માં એ લખાયો ત્યારે ગુજરાતમાં

---

૧. સ્વ. નરસિંહરાવ જેવા સમભાવી ટીકાકારે પણ, વધુપડતાં અવતરણોથી એ નિબંધમાં "વિવેચનનું કલાસ્વરૂપ લુપ્ત થાય છે." એમ કહેવાની છૂટ લીધી છે ( જુઓ 'સ્વ. સર રમણભાઈ' પૃ. ૨૭).

૨. રા. નટવરલાલ જંબુસરિયા નામે લેખકનું અપૂર્ણ રહેલું અભ્યાસયુક્ત 'હાસ્યનિરીક્ષણ' ( 'ચેતન' ૧૯૨૧ ) ધ્યાનમાં રાખી આ લખ્યું છે.

જેટલા લેભાગુ અવલોકનકારો હતા તેથી ઓગણત્રીસગણા ગયાં ઓગણત્રીસ વર્ષમાં તેઓ થયા હોવાનો સંભવ હોઈ તેમાંનું એકંદરે અસરકારક કટાક્ષકથન આજના એ કલાના ઘણા ઉસ્તાદોને લાગુ પડી શકે તેવું છે.

ગ્રન્થને પાને પાને વર્તાઈ આવે છે તેમ, કર્તાએ સંસ્કૃત, અંગ્રેજી અને ગુજરાતી સાહિત્યના કેટલાક ઉત્તમાંશોને પોતાના ચિત્તંત્ર સાથે રસિકતાપૂર્વક એકરસ કર્યા છે અને જેટલું લખ્યું છે. તેટલું સાત્ત્વિક આનંદ લેવાઆપવા જ લખ્યું છે. આ કારણે, આ પ્રકારના આપણા અલ્પધન વાઙ્મયમાં 'સાહિત્ય-કળા' ઉમેરાતું જોઈ, તેને હૃદયપૂર્વક સત્કારવી એ આપણું સૌનું મીઠું એક કર્તવ્ય બને છે.

—વિ.

## પરિચાયિકા[1]: ૧

૧. પ્રેમાનન્દ અંક, 'સાહિત્યકાર' ત્રૈમાસિકનો: (વડોદરા સાહિત્યસભા; રૂ. ૨).–પ્રેમાનન્દ-સર્વસંગ્રહ કહેવા જેવો આશરે પોણાત્રણસો પાનાંનો સચિત્ર ગ્રન્થ. સૌથી મુખ્ય વિષયો: પહેલા વિભાગમાં જયંતીવ્યાખ્યાનો; બીજામાં (એને પહેલો મૂક્યો હોત તો એ વધારે સ્વાભાવિક ક્રમ થાત.) પ્રેમાનંદપરિચય, પ્રો. મંજુલાલ ર. મજમુદારલિખિત; ત્રીજો તે 'પ્રેમાનન્દકાલીન પ્રશ્નો અને વિવેચના.' અભ્યાસીઓ માટે સારી માર્ગદર્શક દળદાર સાધનપોથી બને તે પ્રકારનો ગુજરાતીમાં મધ્યકાલીન કવિઓ પરત્વે આ બીજો પ્રયાસ; પહેલો તે સાત વર્ષ પર મેસર્સ તેલીવાળા અને શાહે દયારામ માટે 'આન્તરજીવન અને દિવ્ય અક્ષરદેહ'નાં ઉત્કાં બસોક પાનાંમાં કર્યો તે. (અખા સંબંધી પણ આવો સુ-

---

૧. આ વિભાગમાં અગાઉ જે ત્રણ વર્ગો પ્રમાણે પુસ્તકો વહેંચાતાં તે વર્ગીકરણ પૂરતું સંતોષકારક નહિ, ને અકારાદિ ક્રમ આવતો તે પણ કૃત્રિમ જેવી ગોઠવણીને બનાવતો, તેથી એ બને તજ્યાં છે.

સંપાદિત સંગ્રહ કરવો જોઈએ; અખાત્રા અમદાવાદની સાહિત્યસભા એ ન કરે ?) બીજી મર્યાદા એ કે વ્યાખ્યાનોમાંથી ચાળણગાળણ વિવેકપૂર્વક કરીને સંપાદન થયું ન હોવાથી નિવાર્ય પુનરુક્તિઓ કાયમ થઈને કેટલુંક અલ્પસત્વ લખાણ પણ આવી ગયું છે. એટલો વિસ્તાર વધ્યો: નાની લાગતી આવી બાબતમાં શાસ્ત્રીયતા આપણે ત્યાં વહેલી આવે તેટલું વધુ સારું. બીજું, સ્વ. દિ. બ. કેશવલાલ ધ્રુવના 'પાંચ પ્રસ્તાવ' જેવાં જે પ્રેમાનંદવિષયક લખાણો હરકોઈ કારણે અહીં નથી, તેની સંપૂર્ણ અનુલક્ષણીય વિગતોવાળી યાદી આના ગ્રન્થમાં હોય તો, જે વિદ્યાર્થીઓને—એટલે કે એ ગેરહાજર લખાણોથી અજાણ વાચકોને—હાથ આ સંગ્રહ જશે તેઓ સહેજે એ લખાણો શોધી-મેળવી ઉપયોગમાં લઈ શકે. આટલું, ઘણી ઉપયોગી છે તે વસ્તુ વધારે ઉપયોગી થઈ શકી હોત એટલું સૂચવવા પૂરતું. બાકી આ ગ્રન્થ દ્વારા જે સારું અને આવશ્યક કાર્ય થયું છે તેને માટે સંસ્થાના આપણે સૌ ઋણી છીએ એ દેખીતું છે અને વિનાસંકોચ સ્વીકારવું જોઈએ.

**૨. ગુજરાતી ગ્રંથકારસંમેલન, ૧૯૩૮.** ગયા માર્ચમાં ના. વડોદરાનરેશના જન્મદિવસ પ્રસંગે થએલાં વ્યાખ્યાનોનો સંગ્રહ. ૧૯૩૪માં થએલું તે સાક્ષરસંમેલન કહેવાયું હતું; આને લેખકસંમેલન કહ્યું હોત તો કદાચ વધારે ઉચિત થાત; કારણ, સામાન્ય કે સાધારણસારા લેખો કરતાં ચઢતી કક્ષાનું પાંચમાંથી એકે વ્યાખ્યાનકાર—ખાસ કરી, સંસ્કારી પ્રજાવર્ગમાં એમની જે પ્રતિષ્ઠા જામેલી છે એ વિચારમાં લેતાં—આપી શક્યા નથી. તેમનામાંથી બેને તો નવો વિષય કે વિષયાંગ પણ સૂઝેલ નથી. એકે તો જૂની મૂડીએ ( અને તે પણ વિષયનું પહેલી વાર હતું તે જ આગલું સ્વરૂપ, આગલી ગોઠવણી, આગલાં ટાંચણોની મૂડીએ) વેપાર કરીને "ઠીક આર્થિક પુરસ્કાર"રૂપી નવી મૂડી કમાવાની તક ઝડપી છે એમ સખેદ કહેવું પડે છે. એક સંસ્કારસંપન્ન રાજવી જ્યારે માન અને ધનથી ગુજરાતી વિચારકોને સત્કારવા ઇચ્છે છે ત્યારે એ વિચારકોની શું ફરજ નથી કે પોતાનું ઉત્તમ કાર્ય નવીન અન્વેષણ કે સ્વતંત્ર દૃષ્ટિબિન્દુને રૂપે સુશ્લિષ્ટ શૈલીમાં એ નિમિત્તે પ્રજાને ચરણે ધરવું ? પ્રજાકીય વાઙ્મયભંડારમાં નવાં તેજસ્વી રત્નો ઉમેરવાની આવી તક જવા દઈને વિદ્વત્તાદરિદ્ર ગુજરાતનું એવું દારિદ્ર્ય આપણે વધારીએ જ છીએ તેની સાન આવા વિદ્વાન વ્યાખ્યાનકારોને પણ કેમ નહિ રહી હોય, એ સમજાતું નથી. તેમણે જેવું જે આપ્યું છે તેવું, તે સાધન્ત નકામું છે એવો આ ટીકાનો અર્થ

કોઈ ન કરે; અમારી ફરિયાદ પ્રસંગ અને અનુકૂળતાનો પૂરતો ઘટતો લાભ લેવાયો નથી તેની સામે છે. એ ફરિયાદ કર્તવ્યલેખે કર્યા પછી જેવાં છે તેવાં વ્યાખ્યાનોનો પરિચય કરાવતાં કહીશું કે: (૧) 'ધર્માચાર્ય કે સાહિત્યાચાર્ય'' અત્યાર પહેલાં કેટલેક સ્થળે છપાયું કોઈ વાચકોને તે અજાણ્યું નથી અને તેમાંના એકપક્ષી જેવાં બેત્રણ વિવાદાસ્પદ બિન્દુઓની ચર્ચા ભવિષ્ય પર રાખવી પડે છે; (૨) 'ગુજરાતી ગદ્યના ઘડનારાઓ' એ વિષયના કેટલાક વિસરાતા લેખકો પર (જેમ સુપ્રસિદ્ધ વિશે પણ) અભ્યાસદૃષ્ટિ કરાવવાનો સત્પ્રયાસ લાંબીટૂંકી નોંધોરૂપે થયો છે: (૩) ટૂંકી વાર્તા' એ નામથી સૂચવાતા વિષયનું દૃષ્ટાંતમય નિરૂપણ છે; (૪) 'ગુજરાતનો જૈન ધર્મ 'માં એ ધર્મ સંસ્કૃતિનું રેખાદર્શન કરાવ્યું છે; અને (૫) 'લોકગીતોમાં કથાઓ ' એ નામથી સૂચવાતા વિષયની સાવતરણ પિછાન કરાવે છે. ટીક છે દરેક લખાણ, (જો કે નં. ૧ ને આ કથનનો અપવાદ ગણવો જોઈએ, થોડે અંશે) જેમને તે તે વિષયમાં નવેસર પ્રવેશ કરવો અને વધુ ઓછું ઉપયોગી માર્ગદર્શન પામવું હોય તેમને માટે.

૩. **વિવેચન**—' રાઇના પર્વત'નું: અનંતરામ મ. રાવળ. (જી. એ. મહેતા, અમદાવાદ; ૧૦ આના).—સ્વ. સર રમણભાઇના જીવન-સાહિત્ય અને ગ્રન્થસમજૂતી માટેનું પ્રવેશક, ટિપ્પણ વગેરે સહિતનું અભ્યાસમાર્ગદર્શન. ચાલુ વર્ષના ઇન્ટરના વિદ્યાર્થીઓએ શીખવાના એ નાટક પરનું પ્રસ્તુત વિવેચન-ખાસ કરી, એનો પ્રવેશક-આવું કાર્ય કઇ રીતે થવું જોઇએ તેનો સારો નમૂનો છે. ઘણીખરી માર્ગદર્શિકાઓ અધૂરી જ યોગ્યતાપૂર્વક લખાઇ હોવાથી વિદ્યાર્થીઓના પૈસા બગડાવે છે અને લેખકો-પ્રકાશકોનાં (વધુ તો, પ્રકાશકોનાં) ખિસ્સાં તર કરે છે. આ વિવેચકનું કાર્ય તેવું નથી એમ કહેતાં આનંદ થાય છે. તેમણે અત્યાર પહેલાંનાં એ નાટક પરનાં વિવેચનોનો સદુપયોગ કરીને તેમ જ પોતે પણ ઘટતો શ્રમ લઇને તૈયાર કરેલી આ પુસ્તિકા વિદ્યાર્થીઓના મનમાં વધારે જિજ્ઞાસા જગાડે તથા અભ્યાસવૃત્તિ પ્રેરે તેવી છે. આ કારણે જેમ વિદ્યાર્થીઓને તેમ ઇતર સાહિત્યરસિકોને પણ તેનો ઉપયોગ કરવાનું ખુશીથી સૂચવી શકાય તેમ છે.

૪. **નિબંધો**—રણછોડભાઇ શતાબ્દી નિમિત્તે (ગુજરાતી સાહિત્ય-સભા, રંગૂન):—એ દૂર દેશાવરમાં જેવાં આ વિષયનાં વાંચન અને લેખન સામાન્ય રીતે હોતાં નથી, અત્યાર પહેલાં નહોતાં કે નજીવાં

છતાં, તેવાં વાચનખેવના અહીં દૃષ્ટિગોચર થાય છે. રંગૂને ગયે વર્ષે સપ્ટેમ્બરમાં શતાબ્દી ઊજવી તેનો અહેવાલ પહેલો આપ્યો છે. લેખોમાં શ્રી. ચંદુલાલ દેસાઈ અને શ્રી. કાશીરામ જાનીના ઉલ્લેખપાત્ર છે. તેઓ તથા અન્ય રંગૂનવાસી ગુજરાતીઓ સાહિત્યમાં પ્રતિદિન વધારે ને વધારે રસ, ત્યાંની સાહિત્યસભાના પ્રમુખ શ્રી. છોટુભાઈ ગલિયારા જેવા સંસ્કારી ધનિક સજ્જનના નેતૃત્વ હેઠળ લેતા રહે એમ ઈચ્છીશું.

[ અનુસન્ધાન ધ્વનિખંડને છેડે, નિકષપૂર્તિમાં ]

## પરિચાયિકા. : ૨

[ પ્રો. ડોલરરાય માંકડલિખિત છત્રીસની વાર્ષિક સમીક્ષામાંથી અવતરણ છેલ્લું; અનુસંધાન ગતાંકના પૃ. ૨૫૮થી. ]

૨૭. જીવનવિકાસઃ (દ. બા. કાલેલકર ): આડસો પાનાંની કેળવણીસંહિતા. ચર્ચેલું ક્ષેત્ર પણ વિશાળ. "કેળવણીનાં વિવિધ અંગોની મર્મસ્પર્શી ચર્ચા." આમાંની અનિવાર્ય પુનરુક્તિઓ નિવારી, આની પરથી નાના ગ્રન્થમાં વ્યવસ્થિત શાસ્ત્રીય સિદ્ધાંતનિરૂપણ આવશ્યક. "રાષ્ટ્રીય કેળવણી, પાઠ્ય પુસ્તકો, કેળવણીમાં કલાસાહિત્યાદિ, ધાર્મિક કેળવણી, ઈતિહાસનું શિક્ષણ, ભૂગોળનું શિક્ષણ, ચિત્રકળા સંગીતાદિનું શિક્ષણ, શારીરિક કેળવણી, ઉદ્યોગશિક્ષણ, છાત્રાલયજીવનને સ્પર્શતા વિવિધ પ્રશ્નો, શિક્ષકોની લાયકી વગેરે... પ્રશ્નો ઉપર આમાં બારીક પણ વિશદ વિચાર કર્યો છે." ગ્રન્થમહત્ત્વ તેમાંના કર્તાના કેળવણી-આદર્શ વિશેના વિચારોથી. એ ભવ્ય આદર્શ જીવનઘડતરનો છેઃ "એમને મન કેળવણી 'સામાજિક જીવનની મીમાંસાનું એક મહત્ત્વનું અંગ' છે. એમના મતે 'કેળવણીમાં જીવનનાં સર્વ અંગો આવી જવાં જોઇએ.'" તેઓ માને છે કે "શિષ્યના જીવનનું એક પણ અંગ ઊણું હોય તેટલે દરજ્જે તેની કેળવણી ઊણી રહે." એ કારણથી જ તેમણે સર્વ પ્રકારનાં દાસ્યોમાંથી મુક્તિ અપાવનારી વિદ્યાને ખરી કેળવણી કહી છે... ..." આ આદર્શ જીવન જેટલો વિશાળ તો છે જ પણ એથી એ પર જઈને અધ્યાત્મક્ષેત્રમાં પ્રવેશીને સંસારાતીત ધ્યેયને પણ અનુલક્ષે છે."...... વિશિષ્ટ શૈલી સર્જનાત્મકની જેમ વિવેચાત્મક વાઙ્મયમાં પણ શક્ય છે એ વસ્તુસ્થિતિનું આ અન્ય દૃષ્ટાંત. કર્તા "વિવેચક છે, વિચારક છે છતાં જબરા શૈલીકાર

પણ છે. એમની ગદ્યશૈલી આપણા બીજા ગદ્યસ્વામીઓની શૈલી કરતાં વિશિષ્ટ છે."... ...અન્ય... ...આજ સુધીનાં આ વિષયનાં આપણાં પુસ્તકોમાં મોખરે ઊભો રહે[૧] એટલો સત્ત્વશાળી છે."

—વિ.

૧. પણ એ ત્યાં (મોખરે) એકલો નહિ ઊભો રહે. સ્વ. કાન્ત-કૃત 'શિક્ષણનો ઇતિહાસ' એની ભેડાભેડ વગરસંકોચાયે ઊભી શકે તેમ છે. પણ આ આવા ગુજરાતમા તો, એ જૂનો ગ્રન્થમણિ ચાર દસકામાં જ જેવો વિસ્મૃતતુલ્ય થયો છે તેવો જ હાલ આપણે હત-ભાગ્યે આ નવા ગ્રન્થમણિના પણ આવતા બે દસકામા પ્રતિદિન શાસ્ત્રીય અભ્યાસનું શત્રુ બનતું 'મિથ્યા વ્યવહારગંડુ ગુજરાત કરી મૂકવાનું એમ અત્યારનું વાતાવરણ જોતા તો લાગે છે. —સં. 'માનસી'

## મણિનાં મૂલ્ય

મારો ઇતિહાસ ('શિક્ષણનો ઇતિહાસ') પૂરો થયો છે, પણ એણે મને ભોંયભેગો કરી દીધો છે. કવિતા હું મુદ્દલ વાચતો નથી, વાંચી શકતો જ નથી, માત્ર કેળવણીવિષયક થોથા વાચી શકું છું. તો મારે મિત્રોને લખવા ઘટે એવા કાગળો શી રીતે લખી શકું?

'કાન્તમાલા'
પૃ. ૩૩૨

સ્વ મણિશંકર

# ધ્વનિ

## ભાષા અને સાહિત્ય

### સૂરતમાં બંકિમ-શતાબ્દી

A literary creator who cannot become universal, who cannot rise above the accident of his age, is as good as a literary creator who has not existed. We have not the least reason to apprehend a fossilized fame for Bankim, for he will live and remain a living force... ...He is one of the greatest literary artists produced by India, a man who wrote his stories by intuitive vision, which like all true artistic vision completety defeats analysis. ૧

જે કલાધીશની કલાનો પ્રભાવ આટલો સર્વદેશી છે અને ચિરંજીવતાને પાત્ર છે, તેની જન્મશતાબ્દીનો ઉત્સવ ગયા થોડા માસમાં હિન્દના જુદા જુદા ભાગોમાં અને વિશેષે કરી બંગાળામાં ઘણા ઉત્સાહથી ઉજવાયો હતો એ હકીકત વાચકો જાણે જ છે. પણ ગુજરાતમાં ( અને તેથી, કાઠિયાવાડમાં નહિ; મુંબાઈમાં પણ નહિ.) એ ભારતવ્યાપી

૧. 'ધ બૉમ્બે મ્યુનિસિપલ ગેઝેટ' માંથી 'મી ઇન્દ્રીવન પી. ઈ. એને' (મોગરા) કરેલું અવતરણ.

મહત્ત્વની પ્રવૃત્તિ અંગેના બે પ્રસંગો યોજાયા હતા. ત્રીજી જુલાઇએ અમદાવાદમાં[1]; પંદરમી ઑગસ્ટે[2] સૂરતમાં.

સૂરતના સાહિત્યમંડળે આ યાદગાર સમારંભ માટે આશરે દોઢ માસ અગાઉથી તૈયારીઓ કરી હતી તેથી તેના આશ્રયે યોજેલી ઉત્સવસભા-કાર્યક્રમનાં અંગોપાંગની વિવિધતા તેમ જ રસિકતાની દૃષ્ટિએ તથા કેટલાક પ્રાધ્યાપકો, શહેરના સાહિત્ય-રસિકો અને વિદ્યાર્થીવર્ગઃ એમ શ્રોતાગણના પ્રકાર તથા સંખ્યાની દૃષ્ટિએ પણ-સંતોષકારક થઇ હતી એમ નોંધતાં આનંદ થાય છે.

બંકિમચન્દ્રનું જીવન તેમ જ અપૂર્વ કાર્ય પ્રેરકતાથી ભર્યું ભર્યું છે; આ કારણે, એમાંથી મળતી પ્રેરણાનો લાભ પામીને, માત્ર સૂરતનાં નહિ પણ સમસ્ત ગુજરાતનાં બે અગ્રણી કવિજનોએ રચેલાં સુમધુર ત્રણ ગીતોનું રસપાન, રા. કંચનલાલ મામાવાળા જેવા આપણા વિરલ સંગીતજ્ઞોમાંના એકની તાલીમ પામેલાં બાલબાલિકાઓના મંજુલ કંઠના પ્રવાહ દ્વારા, સૌ શ્રોતાજનો કરી શક્યાં હતાં." "આર્યહૃદય રસરૂપ" એ પંક્તિથી શરૂ થતા રા. દેશળજી પરમારના ભાવાંજલિરૂપ ગીતમાં શતાબ્દીનાયકની આર્ષદૃષ્ટિ, દેશસેવા અને સ્વપ્નરમણાનો લયવાહી

---

૧. ત્યાંનો કશી યે વિગતવાળો વૃત્તાંત, ભાષકોમાં પ્રા. રામનારાયણ પાઠક અને રા. નગીનદાસ પારેખ જેવા પ્રકૃત વિષયના સારા જાણકારો હતા છતાં, 'પ્રજાબંધુ' જેવા એ શહેરના સર્વોપરિ વર્તમાનપત્રમાં પણ નથી જોવામાં આવ્યો, જે તે પાંચેક લીટીમાં જ તેણે પણ પતાવ્યું, એનું કારણ સમજાતું નથી.

૨. એ જ દિવસે, યોગાનુયોગે, શ્રી અરવિન્દ જેવા ભારતના એક બીજા મહાન સુપુત્રનો જન્મદિવસ હતો. તેમણે 'વન્દે માતરમ્'નું ભાષાન્તર રુચિર પદ્યમાં તથા ગદ્યમાં કર્યું છે, તેમ જ બંકિમચન્દ્ર વિશે એક સ્વતંત્ર અનુપમ કાવ્ય તથા નિબંધ પણ અંગ્રેજીમાં લખ્યા છે એટલું જિજ્ઞાસુઓની જાણ (તથા ઉપયોગ) માટે નોંધીએ છીએ.

પહેલી બે કડીમાં ઉલ્લેખ થયા પછી જે છેલ્લી કડીમાં ઉચિત સમાપન થયું છે તે તો આખી ય ઉતારવી ગમે તેટલી સુન્દર, આપણા ય એક અર્વાચીન મહાપુરુષને યથાયોગ્ય રીતે સંભારનારી છે.

અન્તરતમ તુજ નર્મમર્મના, નવલકલાધર શુદ્ધ,
હાસ્ય રચીરચી કરુણ વહાવી, પ્રાણ કરેલ પ્રબુદ્ધ;
અહો અમ નરમદ વીરસ્વરૂપ,
તું બંકિમ ! આર્યહૃદય સ્વરૂપ.

શ્રી જ્યોતિરના શુકલરચિત 'અવિરત - સૂર'માં બંકિમના માનવહૃદયના ભાવો ઊકેલીને તેના ફળરૂપ "પરિમલફોરી ફૂલબાગ શા મનરંજન ઉપહાર" માતૃભૂમિ અને માતૃભાષાને ચરણે ધરનારી તેની પ્રતિભાનું સંકીર્તન થયું છે અને તેનાં સર્જનોની અમોઘ શક્તિનો પ્રભાવ આ રમ્યકલ્પનામય શબ્દોમાં ગાયો છેઃ

ગગનગુંજે નવલખ તારા, ગીત સનાતન ગાય,
તવ સર્જનમાં અનંતનો, એ અવિરત સૂર સંભળાય;
માનવ હૃદયહૃદયનાં ગાન,
બંકિમ ! હૃદયહૃદયનાં ગાન.

**સંસ્મરણાત્મક પ્રમુખભાષણ**

ઉત્સવના પ્રમુખનું સ્થાન લેવા માટે પ્રો. બળવંતરાય ક. ઠાકોરને નિમંત્રવાનો વિચાર સુખદ હતો; અને, તેમની સિત્તેરની સીમાએ પહોંચેલી વૃદ્ધાવસ્થા જોતાં તથા એ અવસ્થાએ પણ તેઓ જે મોટાંનાનાં કાર્યો પ્રારંભી કે સ્વીકારી લઈ તેને જે માનનીય કર્તવ્યનિષ્ઠાથી પાર પાડે છે તે કાર્યોની સંખ્યા જોતાં, તેમણે એ વિચારને યથાશક્ય યશ અપાવવાનો પ્રયાસ એક તાત્કાલિક સંસ્મરણાત્મક પણ હમેશ માફક રસપ્રદ ભાષણ આપીને કર્યો હતો. જ્ઞાનસમૃદ્ધિની દૃષ્ટિએ તેમ જ એનો પૂરેપૂરો ઉપયોગ પ્રતિકૂળ સંજોગો સામે પણ ટકી રહીને વારંવાર લોકસંગ્રહાર્થ કરનાર તરીકે, સાક્ષરસત્તમ પદવીને

પાત્ર આપણા તેઓ હવે એકમાત્ર વિદ્વાન છે; અને તેમનો પરિચય કરાવતાં પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ તેમનો ઉલ્લેખ જીવનના ઘણાખરા વિષયોમાં ઊંડા સજીવ રસ લેનાર સૌથી અગ્રણી વિચારક અને લેખક તરીકે કર્યો એ યોગ્ય જ હતું.

પોતે આજથી આશરે સાડાત્રણ દાયકા પર અજમેરમાં પ્રાધ્યાપક હતા ત્યારે ત્યાંના સહકાર્યકર બંગાળી મિત્રો પાસેથી કેવી રીતે, તેઓ અંગ્રેજી બોલતાં બોલતાં બંગાળી બોલવા મંડી જતા તે પરથી તથા એ પ્રકારના સહવાસજન્ય લાભોમાંથી, પોતે બંગાળી શીખ્યા; પછી એ ભાષાજ્ઞાન વધતાં માઇકલ મધુસૂદન દત્ત, બંકિમ અને રવિબાબુનું વાચન; રાજકોટજામનગરવાળા સ્વ. જયાશંકર વાઘજીએ ગુજરાતી કરેલા બંકિમકૃત 'કૃષ્ણકાન્તેર વિલ'માં પોતે કરેલી સહાયતા; 'રજની'નું ભાષાન્તર કરવામાં મિત્રો સ્વ. ભગવાનલાલ ભટ્ટ અને સ્વ. મોહનલાલ મહેતાને પોતે આપેલું પ્રોત્સાહન; 'આનંદમઠ'ની ગુજરાતી આવૃત્તિમાં રા. નટવરલાલ વીમાવાળાને કઇ રીતે ઓળખાણ થવાથી પોતે પ્રવેશક લખી આપ્યો તે બીના; વિવેકાનંદનાં બંગાળી કાવ્યો ગુજરાતીમાં ઉતારવાના પોતાને અભિલાષ છે એવું આશાસ્પદ કથન; બંકિમની રચનાઓમાંનું લીલાતત્ત્વ, જગતસાહિત્યમાં મિલ્ટન એની ભવ્યતા વડે સોહે છે તેમ બંકિમ તેની લીલા વડે એવું અપૂર્વ મન્તવ્ય: આ અને બીજાં કેટલાંક વિચારણીય બિન્દુ પ્રો. ઠાકોરે[1] રજૂ કર્યાં હતાં.

આ અંકમાં અન્યત્ર (આ 'ધ્વનિ'ના જ ધર્મતત્ત્વજ્ઞાન વિભાગમાં) છાપીએ છીએ તે બંકિમ-ધર્મવિચાર વિશેનું પ્રો. દયાશંકર જોષીનું વિદ્વત્તાયુક્ત વ્યાખ્યાન, રા. બંસીલાલ

---

૧. એ ભાષણનો સારાંશ નહિ પણ તત્ત્વતઃ ઘણોખરો ભાગ, 'લોકવાણી'ના તા. ૨૮મી ઑગસ્ટના અંકમાં છપાયો છે અને તેનો જ ઉપયોગ અહીં અમે કર્યો છે.

વકીલે વાંચી સંભળાવેલા બંકિમનિબંધોમાંની કેટલીક મજાની હાસ્યરસિક કંડિકાઓ અને પ્રબોધકાલીન બંગાળની શિક્ષણ-વાઙ્મય-વિષયક પરિસ્થિતિ વિશે આ લખનારે વાંચેલાં થોડાં પાનાં: આટલાં એ સ્મરણીય, બંકિમશતાબ્દી અંગેની ગુજરાતમાં ભરાયેલી એકલીએક ઉત્તમ ઉત્સવસભાનાં વિશેષ અંગો હતાં.

—વિ.

૨

સ્વ. ઇ. વી. લ્યુકાસ

જ્યાં સાહિત્યના સ્વતંત્ર વાતાવરણ કરતાં રૂઢ ધર્મનું વાતાવરણ વધારે અંશે ત્યાં, એક તરેહના મરજાદી-ક્વેકર-કુટુંબમાં, જન્મ; સોળમે વર્ષે નિશાળ છોડી નાના શહેરના ચોપડી વેચનારને ત્યાં બે વર્ષ લગી ઉમેદવારી; એક પ્રાન્તિક પત્રના કાર્યાલયમાં પત્રકારત્વના પહેલા અનુભવ; કાકાના વારસાના બસો પાઉંડ મળતાં, લંડનયુનિવર્સિટીમાં ભણતર આગળ ચાલ્યું: ૧૮૯૩માં પચીશની વયે 'ગ્લોબ'ના તંત્રીમંડળમાં; પછી ચાર્લ્સ લેમની પત્રધારાના સંપાદક તરીકે તેમ જ આગળ જતાં એના ચરિત્રકાર તરીકે; મેથ્યુન જેવી અગ્રણી પ્રકાશક-પેઢી સાથે એ કાર્ય અંગે સંબંધ અને પછીથી એ પેઢીના પ્રમુખપદે. 'પંચ' જેવા પત્રમાં નિયમિતપણે લેખક તથા સ્વ. ઓવન સીમેનની અવેજમાં કેટલોક વખત એના તંત્રીપદે; નવલકાર નાટ્યકાર કલાવિવેચક અને સરસ રમૂજી પદ્યોના રચનાર તરીકે કેટલીક કૃતિઓના રચનાર; આજન્મ લલિતમધુર નિબંધકાર તરીકે સમકાલીનોની પહેલી જ પંક્તિમાં; લંડન, પૅરિસ તથા ઇટાલિયન શહેરોના પ્રવાસવર્ણનકાર પણ એવા જ મનોહર; ઑક્સફર્ડના ડી. લિટ્. અને સેંટ ઍન્ડ્રુઝના એલએલ. ડી.; રાજ્યે કરેલી કદર તરીકે ૧૯૩૨મા કમ્પેનીઅન ઑફ ઓનર;

જેમની કારકિર્દીનાં આ મુખ્ય સીમાચિન્હો છે તે ઇ. વી. લ્યુકાસનો જુનના ઉત્તરાર્ધમાં સ્વર્ગવાસ થવા સાથે, જગતમાં જ્યાં જ્યાં ઇંગ્લિશ સાહિત્ય માટે આદર અને પ્રેમ છે, ત્યાંના સાહિત્યપ્રેમીઓનો એક માનીતો સાહિત્યકાર ચાલ્યો ગયો છે.

લેમનું સંપૂર્ણ અને પ્રમાણભૂત જન્મચરિત્ર એ તેમનો ગ્રન્થમણિ. એ અપૂર્વ નિબંધિકાલેખકને જે કુદરતી બક્ષીસો હતી, તે જ–સુકોમળ હૃદય અને વાચકહૃદયને સહેજે સ્પર્શતી શૈલી–લ્યુકાસને પણ હતી:

He had, in particular, a gift of intimacy with the pen. He managed to draw very close to his readers before discoursing in unraised, unexcited but fully concentrated tones. [1]

વાચક સાથે આમ હૃદયસંબંધ બાંધી એના નિકટવર્તી થવું એ એક નાજુક ક્રિયા છે. નિબંધિકા રચતાં રચતાં જો એનો લેખક પોતાને લગતી વિગતો કે પોતાના ભાવો કશા યે પરિમાર્જન વિના, એને કલાસ્પર્શે સુન્દર તથા વિમલ બનાવ્યા વિના, આલેખતા જાય તો તે સંબંધ બાંધવાની સંસ્કારવન્ત નહિ પણ અણઘડ રીતિ બની જાય છે. સ્વ. લ્યુકાસ એ ભય-સ્થાનથી મુક્ત હતા કેમ કે ઉપરના અવતરણમાં કહ્યું છે તેમ, તેમના લખાણની ધ્વનિમાત્રા એકાગ્ર છતાં ઉગ્ર નહોતી, ક્ષુબ્ધ કે ક્ષોભકારી નહોતી.

નિબંધિકાકારની સુગમ અને મનોગમ શૈલી તેને જીવનમાં જીવન તરીકે રસ હોય, તે પ્રત્યક્ષપણે તેમ જ પોતાની રસવૃત્તિ અને કલ્પનાશક્તિને બળે જીવનના એક કરતાં વધુ ક્ષેત્રમાં

---

૧. આ અને આની પછીનો અંગ્રેજી પરિચ્છેદ, બંને તા. ૨-૭-૧૯૩૮ના 'ટા. લિટ્ સપ્'માંથી છે.

આસાનીથી વિહરી શકતો હોય, એ ચિંતિતું સુરુ છે. આપણા નિબંધિકારને પણ એ રમવિહાર સહજ હતા, પ્રિય હતા:

But the great good manners of this author were not the only explanation of his desire to keep everything light and pleasant. He was born with wide sympathies and great zest. He loved the town, but the country too, England but Europe not less, men of all arts but animals too, the fine arts, but pugilism must be found its place among them.

શેક્સપીઅર કે હાર્ડીની જેમ, મનુષ્યહૃદયના પ્રબળ આવેશો કે નિગૂઢવત્ ભેદો લ્યુકાસની કલમના વિષય બન્યા નથી પરંતુ તેઓ જે રીતે પોતાની નિબંધિકાઓ, પ્રવાસવર્ણનો અને ચિત્રપરિચયોમાં આપણા સામાન્ય (સામાન્ય છતાં એ કારણે ઉપેક્ષણીય નહિ એવા) ભાવો અને વિચારોનું આલેખન સમૃદ્ધ અને મોહક માનવતાપૂર્વક કરી ગયા છે, તે રીત જેમ તેમની એ કૃતિઓ ભણી આપણને લાંબા સમય સુધી આકર્ષે તેવી છે, તેમ, ગુજરાતના એ વિષયોના ખેડાતા સાહિત્યમાં પણ પ્રેરણારૂપ નીવડે તેવી છે.

—વિ.

## પત્રકારત્વ

### ૩

**દેશોદ્ધારક નાગેશ્વરરાવ**

અર્વાચીન આન્ધ્ર દેશના એક શક્તિશાળી ઉદ્ધારક, તેલુગુના એક અનન્ય ભાષાભિમાની સેવક, 'આન્ધ્રપત્રિકા'ના

સ્થાપક તથા આદ્ય તંત્રી અને ભારતવિખ્યાત 'અમૃતાંજન'ના સમર્થ ઉદ્યોગવીર કે. નાગેશ્વરરાવ પંતુલુગરુનું ગયા ઉનાળામાં (૧૧મી એપ્રિલે) થએલું અવસાન એ એમના પ્રાન્તની બહાર પણ સર્વ સંસ્કારવાંછુઓને મન એક ઘણો ખેદજનક બનાવ છે. 'હરિજનબંધુ' સિવાય કોઈ પણ ગુજરાતી પત્રે તેમને વિશે કશું વિસ્તૃત ઉપયોગી લખેલું જોવામાં આવ્યું નથી, તેથી એમના જીવન અને કાર્ય વિશે થોડું લખવાની આ તક મોડી મોડી પણ લઇએ છીએ.

સ્વ. નાગેશ્વરરાવનો જન્મ કૃષ્ણા જિલ્લાના એક ગામડામાં એક સનાતની બ્રાહ્મણ કુટુંબમાં સને ૧૮૬૭માં થયો હતો. કેળવણી તેમણે મસુળીપટમ તથા મદ્રાસમાં લીધી હતી અને ત્યારપછી મુંબાઇ આવીને 'અમૃતાંજન'નું કારખાનું કાઢયું હતું. મુંબાઈમાં તેલુગુને મરાઠીગુજરાતી જેટલા ઉત્તેજકો ન મળે એ દેખીતી વાત છતાં એ શહેરમાંથી તેમણે કેટલાંક વર્ષ સુધી એક તેલુગુ સાપ્તાહિક ઘણા જાતભોગે ચલાવ્યું હતું. ૧૯૧૪માં તેઓ તેને મદ્રાસ લઇ ગયા અને ત્યાં દૈનિક તરીકે કાઢવા માંડયું હતું. એ જ એમની સુવિખ્યાત 'આન્ધ્ર-પત્રિકા.'

હવે તેઓ અગાઉ કરતાં વધારે અનુકૂળ વાતાવરણમાં કાર્ય કરી શકે તેમ હોઇ, તેમણે પોતાના વર્તમાનપત્રનો ઉપયોગ આન્ધ્ર દેશમાં પ્રજાકીય જાગૃતિ લાવવામાં રૂડી રીતે કર્યો; તેમની રાજકીય ચેતના તેમણે અસંત પરિશ્રમ અને સામર્થ્યથી જાગૃત કરી. ૧૯૨૦માં તેઓ અસહકારમાં જોડાયા. પછીની સત્યાગ્રહલડતોમાં પણ, વૃદ્ધાવસ્થા અને અનારોગ્ય છતાં, જોડાયા અને જેલમાં ગયા હતા. ૧૯૨૦ પછી તેમનું સકળ જીવન જ ગાંધીજીના ઉચ્ચગ્રાહાનુસાર જીવાતું હતું.

પ્રજાના સાર્વજનિક તથા રાજકીય જીવનમાં એ રીતે સર્વસમર્પણ કરનાર એ દૂરદર્શી નરનાયકે વાઙ્મયસેવાને

વીસાર્યો વિના ઉપર્યુક્ત પ્રવૃત્તિઓ કરી હતી. તેલુગુ વાઙ્મય વિશે અભિપ્રાય આપવાને અધિકારી વિવેચકો તો એટલે સુધી કહે છે કે તેના પ્રતિભાવંત સાહિત્યકાર વીરેશલિંગમ્ પછી જો કોઇ વાઙ્મયસૃષ્ટિનો યુગપતિ થયો હોય તો તે નાગેશ્વર-રાવ જ છે. તેઓ વીરેશલિંગમ્ જેવા સર્જનાત્મક વાઙ્મય રચનાર કલાકાર નહોતા તો પણ ગયા પા શતક સુધી જે ઝળહળતો બહુવિધ વિકાસ એ ભાષા અને વાઙ્મયનો થયો છે તેમાં તેમણે તેમના પૂર્વોક્ત, વ્યાપક અસરવાળા વર્તમાનપત્ર દ્વારા તેમજ માસિક 'ભારતી', તેલુગુ જ્ઞાનકોશ, આન્ધ્ર ગ્રંથમાલા અને એક ગરણોત્તર પ્રકાશન 'શ્રીમદ્ભગવદ્ગીતા' એ ગીતા ભાષ્યદ્વારા પુષ્કળ સેવા કરી છે. ઉપરાંત વાઙ્મયસેવકો તેમ જ કલાકારોને પોષવા–ઉત્તેજવા તેમણે પોતાનાં સફમાઇનાં નાણાં એવાં તો છૂટે હાથે વેર્યાં છે કે મધ્યકાલના પ્રસિદ્ધ રાજવી વાઙ્મય-પોષકો રાજા રાજ્યાલુકચ અને કૃષ્ણદેવરાયનાં નામોની સાથે એમનું નામ એ બાબતમાં મૂકવામાં આવે છે. વાઙ્મયપોષણ એ ખરી રીતે પ્રજાની સંસ્કારિતાનું પોષણ છે, આયંદે તેની માનવતાનું જ પોષણ છે. આ વાત તેઓ સારી રીતે સમજતા હતા અને તેમના દેશબંધુઓ પણ સમજે છે. તેથી જ અર્વાચીન આન્ધ્રના આ મહાપુરુષે બે કરોડ આન્ધ્રવાસીઓનાં–માત્ર મોટાં નહિ, બાળકો સુદ્ધાંનાં–હૃદયમાં કાયમનું સ્થાન લીધું છે.

સદ્ગતનું ગીતાભાષ્ય એ એ વિષયના તેલુગુ ગ્રન્થોમાં મહત્ત્વનો ઉમેરો છે. તેમાં તેમણે અધ્યાયવાર પુરોવચન, ભાષ્ય અને ઉપસંહાર લખ્યાં છેઃ ભાષ્યભાગમાં, સુવાચ્ય રીતે છાપેલો દરેક શ્લોક, તેની હેઠળ તેનો પ્રતિપદાર્થ અથવા ટીકા અને છેવટ તાત્પર્યલેખે શ્લોકવિવરણ આપેલું છે. જે જે શ્લોકોના અર્થબોધમાં પૂર્વાચાર્યો વચ્ચે મતભેદ તેમને માલૂમ પડયો છે તે સ્થળે તેમણે શંકર અને રામાનુજ, મધ્વ અને મધુસૂદન, લો. ટિળક અને ગાંધીજીના કરેલા અર્થો ટાંક્યા છે.

એટલી વિદ્વત્તા અને કાળજીથી લખાયલા ભાષ્યગ્રંથોનો ઉપોદ્ઘાત દુર્ભાગ્યે અધૂરો જ (૧૪ પાનાંનો) રહી ગયો છે. પરંતુ તેમાં અને ભાષ્યમાં જે કાર્ય થયું છે તે પરથી જણાય છે કે રવ. નાગેશ્વરરાવ ગીતાને સર્વ પ્રજાજનોએ શીખવા અને અનુસરવા યોગ્ય, નિત્યજીવનમાં ઉતારવા યોગ્ય, ગ્રન્થ માનતા હતા. તેમણે એમ પણ કહ્યું છે કે ગીતાનું મુખ્ય રહસ્ય પહેલા ૭ અધ્યાયમાં આવી જાય છે, પછીના અધ્યાયો તેમાંની બાબતોના વિસ્તાર જેવી હોવાથી. તેઓ કોઇ સાથે બહુ વિવાદમાં ઊતર્યા નથી, જો કે નિવૃત્તિમાર્ગ અને મુક્તિની ભાવના ગીતામાં નથી એવા લોકમાન્યના મતથી તેઓ જુદા પડ્યા છે. અઢારમા અધ્યાયના પુરોવચનમાં તેમણે સ્પષ્ટ કહ્યું છે કે કામ્ય કર્મનો ત્યાગ એટલે સંન્યાસ અને કર્મફળત્યાગ એ ત્યાગ છે. આમ એકંદરે, તેઓ ગીતાનો સંદેશ નિરૂપવામાં નવીનો કરતાં પ્રાચીનો સાથે વધુ અંશે મળતા આવે છે.[૨]

—વિ.

સૂચિ: (૧) 'ધી ઇન્ડીઅન પી. ઈ. એન.' જુલાઈ ૧૯૩૮; (૨) 'ધ હિન્દુ' તા. ૭-૮-૧૯૩૮.

**'જગત્કથા' તેલુગુમાં**

રા. એચ. જી. વેલ્સકૃત 'આઉટ લાઈન ઑફ હિસ્ટરી'ના વર્ધિત ભાષાંતરની બીજી તેલુગુ આવૃત્તિ બહાર પડી છે. કર્તા રા. સતગોપાચાર્યુલુ છે. તેમણે મૂળ ગ્રંથમાં નવો એક ચતુર્થાંશ જેટલો ભાગ હિંદ વિશે પોતાની તરફથી વધાર્યો છે.

## ૪

### ૪૫. બંકિમચંદ્રની ધર્મભાવના[૧]

પૂજ્ય પ્રમુખ સાહેબ, બેનો અને ભાઇઓ,

એન. સી. સેન. જેવા સમર્થ વિદ્વાન જેને ૧૯મી સદીના બંગસાહિત્યના સૂર્ય તરીકે ઓળખાવે છે, પ્રોફેસર દાસગુપ્તા જેવા બહુશ્રુત પંડિત જેને બંગાળ નવલકથાના પિતા તરીકે સંબોધે છે અને બંગ આમજનતા તરફથી 'બંગસાહિત્ય-સમ્રાટ્' નું જે વિરલ બિરુદ પામ્યા છે એવા એક સમર્થ પુરુષની શતાબ્દી ઉજવવા આપણે ભેગા થયા છીએ તે આપણી સૌની એ વરપુરુષ પ્રત્યેની માનની લાગણી ઉપરાંત ગુજરાતીઓની પર-પ્રાંતીય સાહિત્યપ્રવૃત્તિને ઓળખવાની અને અપનાવવાની આપણામાં જન્મેલ સુરુચિ પણ બતાવી આપે છે.

જીવનમાં ધંધે સરકારી અમલદાર હોવા છતાં આટલી વિપુલ અને બહુવિધ સાહિત્યપ્રવૃત્તિઓને આચરનાર પુરુષ એક વિરલ વિભૂતિ હોવો જોઇએ એમાં શંકાને સ્થાન ન જ હોઇ શકે. અન્ય અને ખાસ કરીને સાહિત્ય માટે ઉર્વર ભૂમિ

---

૧. સોમવાર તા. ૧૫-૮-૧૯૩૮ને રોજ સુરતના સાહિત્યમંડળે પ્રો. બળવંતરાય ઠાકોરને પ્રમુખપદે ઉજવેલી બંકિમ-શતાબ્દીને પ્રસંગે વંચાયેલું વ્યાખ્યાન.

ગણાતા વ્યવસાયમાં જીવન વિતાવતાં વિતાવતાં એ જનતાને આંગણે સાહિત્ય-પુષ્પનો રસથાળ પીરસતો જેવો એ બંકિમ બાબુ કે સ્વ. નરસિંહરાવભાઇ જેવા વિરલ પુરુષથી જ બની શકે-અને તે રસથાળ પણ માતૃભાષાની જ ઉપાસના દ્વારા-અને તે પણ અંગ્રેજી ભાષા અને સાહિત્યની લલિત મદિરાનાં ઘેન દેશને ઠીક ઠીક ચડતાં હતાં ત્યારે. એ પણ આપણા એમના તરફના માનમાં ઓર વધારો કરે છે. સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા પછી પણ કલકત્તા યુનિવર્સિટીમાં 'બંગાળી'ને યોગ્ય સ્થાન અપાવવાના એમના પ્રયત્નો સુવિદિત છે. ભલે તેમના જીવ દરમ્યાન એ પ્રયાસો ફળ્યા નહિ તો પણ Johnson કહે છે તેમ " Yet great labour dirctesd By great abilities is never wholly lost " અત્યારે કલકત્તા યુનિવર્સીટીમાં બંગાળી તેનું ઉચિત સ્થાન મેળવી ચૂકી છે.

યુવાવસ્થા એ કવિતાનો સમય છે એ ન્યાયે બંકિમ બાબુએ પોતાની સાહિત્યસેવા સ્વ. રમણભાઇની પેઠે કવિતાથી જ કરી હતી, પણ તેઓ સર્જાયા હતા તો બંગાલી ગદ્યને નવીન જ ઝોક આપવા અને બંગાલી ભાષામાં રહેલી સમર્થ શક્તિઓને બંગ ગદ્યમાં અવતારવા અને સાથે સાથે બંગાળના લેખકોને માતૃભાષાની પૂજા તરફ વાળવા. કહેવાય છે કે રમેશચંદ્ર દત્તે એમને એક વખત કહ્યું કે બંગ ભાષાશૈલીથી જ તેઓ અજાણ છે. તેમને બંકિમ બાબુએ જવાબ આપ્યો કે તમારા જેવા સમર્થ લેખકો લખશે તે જ શૈલી બનશે અને આ પ્રેરણાથી રમેશચંદ્ર દત્ત બંગ ભાષાના એક સમર્થ લેખક થયા તે વસ્તુ સુવિદિત છે.

એમણે સાહિત્યસેવા શરૂ કરી 'સંવાદ-પ્રભાકર' અને અન્ય સામયિકોમાં લેખો લખવાથી, પણ એમની વધુ ચિરંજીવ સાહિત્યસેવા શરૂ થઇ એમની નવલકથાઓથી. અલબત્ત, થોડાં વર્ષો તેમણે 'બંગદર્શનસામયિક દ્વારા પણ બંગ સાહિત્યની સારી સેવા બજાવી છે. એ માસિક વિષે કવિવર ટાગોર લખે છે 'Then came' 'Bang

darshan' taking the Bengali heart by storm. It was bad enough to have to wait till the next monthly number was out but to be kept waiting fusrher till my elders had done with it was simply intolerable."

એમના પુરોગામીઓ પોતાની સાહિત્યપ્રવૃતિ માટે નજર નાખતા સંસ્કૃત સાહિત્ય પર. એમની પ્રથમ નવલકથા 'દુર્ગેશનન્દિની' બહાર પડી કે બંગાળ જનતાએ જાણ્યું કે તેઓનો આદર્શ છે યુરોપીય વાર્તા સાહિત્ય—અને કેટલાક વિવેચકો તેમની આ નવલકથામાં Scottની બેહદ અસર પણ જુએ છે પણ Professor Cowell કહે છે તેમ "It is far from being a mere servile copy"

**હિન્દુ ધર્મની સેવા**

એમની સાહિત્યસેવા વિશાળ હતી. પણ એથી એ વધુ વિશાળસેવા તો એમણે હિંદુસંસ્કૃતિની ઉત્કૃષ્ટતાઓ બતાવી હિંદુ-ધર્મની કરી છે અને એ વિષય ઉપર જ હું આજે બોલવા ઇચ્છું છું. આ વિષય પરત્વે ખાસ કરીને એમના બે ઉત્તમ ગ્રંથો ધર્મતત્ત્વ અને કૃષ્ણ ચરિત જોઇ જવા જેવા છે. ધર્મ-તત્ત્વની શરૂઆતમાં જ એક વસ્તુ એઓ સ્પષ્ટ કરીને આગળ ચાલે છે. શિષ્ય ગુરુને ખબર આપે છે કે વાચસ્પતિ જેવા ધાર્મિક પુરુષ દુઃખથી કંટાળી ચાલ્યા ગયા. ગુરુ કહે છે કે કાં તો તેઓ દુઃખી નહિ હોય અને કાં તો તેઓ ધાર્મિક નહિ હોય. એમને મતે ધર્મનું અંતિમ પરિણામ કેવળ સુખ જ છે; દુઃખ નહિ અને ઘણી વખત તો આપણાં ઘણાં દુઃખો માનસિક કલ્પનાનાં જ પરિણામો હોય છે. ધાર્મિક માણસ દુઃખને દુઃખ ગણતો જ નથી પણ પોતાના ભાવી ઉત્કર્ષનું એક ચિહ્ન માત્ર ગણે છે. મહાભારત-માં શ્રી કૃષ્ણે યુદ્ધ સમાપ્ત થયા પછી દ્વારિકા તરફ જતાં કુન્તાજીની રજા લેતાં પૂછ્યું કે તમારી હજુ જો કાંઇ ઇચ્છા હોય

તે કહો, હું તે પૂર્ણ કરીશ કુંતાજી કહે છે ' विपदः सन्तु मे शश्वत् ' ખરેખર Oscar Wilde કહે છે તેમ " Sorrow remarries us to God " સ્વ. નરસિંહરાવભાઇ પણ દુઃખને પ્રભુઆપ્યું આત્માનું ઔષધ ગણે છે.

મનુષ્ય ધર્મની વ્યાખ્યા આપતાં તેઓ કહે છે " જેના અસ્તિત્વથી મનુષ્ય ' મનુષ્ય ' નામને યોગ્ય બને , અને જેના અસ્તિત્વના અભાવે મનુષ્ય " મનુષ્ય નામને અયોગ્ય લેખાય તે મનુષ્ય ધર્મ. " એટલે કે મનુષ્ય ધર્મ એટલે તે વસ્તુ કે જે આપણામાં 'મનુષ્યત્વ' નો સંપૂર્ણ વિકાસ સાધે અને મનુષ્યત્વનો સંપૂર્ણ વિકાસ એટલે મન અને તન બન્નેનો વિકાસ. ધાર્મિક માણસે શરીર તરફ કશી જ દરકાર રાખવાની જરૂર નથી. ઊલટું શરીરને બને તેટલું દમવાનું છે એ આપણામાં જડઘાલી બેઠેલી માન્યતા ભૂલભરેલી છે એમ બંકિમ બાબુ માને છે. કાલિદાસની પેઠે એ પણ કહે છે કે " शरीरमाद्यं खलु धर्मसाधनम् " ઇંદ્રિયોને યોગ્ય પ્રમાણમાં જ અંકુશમાં રાખવી અને યોગ્ય પ્રમાણમાં તૃપ્તિ પણ કરવી એ એમને મન ધર્મનો જ સિદ્ધાંત છે. એઓ એમના ધર્મને અનુશીલન ધર્મ એવું નામ આપે છે. અને આ અનુશીલન ધર્મ એટલે મનુષ્યની શારીરિક અને માનસિક તમામ વૃત્તિઓની સર્વાંગીન પરિણુતિ અથવા ખીલવણી—અલબત્ત આ સર્વાંગીન ખીલવણીમાં સામંજસ્ય બરાબર સચવાવું જોઇએ. એક બગીચાની સંપૂર્ણ ખીલવણીમાં ગુલાબને સ્થાન છે તેમ આંબલીને પણ છે એમ તેઓ માને છે એટલે શરીરરૂપી બાગની સંપૂર્ણ ખીલવણી માં પણ નિકૃષ્ટ અને ઉત્કૃષ્ટ બન્ને વૃત્તિઓને સ્થાન હોવું જ જોઇએ—ફક્ત જોવાનું એટલું જ કે આંબલી જેવાં વૃક્ષો એટલી હદે ન વૃદ્ધિ પામવાં જોઇએ કે ગુલાબ અને અન્ય પુષ્પ છોડોને નુકશાન કરે. દમનનો અર્થ ધ્વંસ તેઓ કદી કરતા નથી. કામનો ધ્વંસ કરો તો મનુષ્ય જાતિ જ નાશ પામે અને એ નાશ ન પામે એટલા માટે તો મારે વારંવાર જન્મ લેવો પડે છે એમ ' સ્વયં ' શ્રી કૃષ્ણ

ગીતામાં કહે છે. આ રીતે બંકિમ બાબુને ક્રોધનું સંપૂર્ણ દમન પણ ઇષ્ટ નથી. એઓ માને છે કે ક્રોધની અમુક અંશે માણસમાં ખીલવણી ન હોય તો આત્મરક્ષા, કુટુંબરક્ષા કે દેશરક્ષા, શક્ય જ ન બને. એમને મન 'કાયદો' એ એક જાતનો વિધિયુક્ત સામાજિક ક્રોધ જ છે. આ દૃષ્ટિએ જોતાં બંકિમ બાબુને યોગ-ખાસ કરીને હઠયોગ જે દમનમાં નહિ પણ વૃત્તિઓના ઉચ્છેદમાં માને છે તે માન્ય નહિ હોય.

ઉપર્યુક્ત શારીરિક અને માનસિક વૃત્તિઓની અનુશીલન દ્વારા સંપૂર્ણ ખીલવણી માટે જ હિંદુઓની વર્ણાશ્રમ વ્યવસ્થા છે એમ એઓનું માનવું છે. જો કે વર્ણાશ્રમ વ્યવસ્થા ત્રિકાલ સંપૂર્ણ છે એમ માનવા જેટલી હદે જવા તેઓ તૈયાર નથી. સમયાનુસાર એમાં ફેરફારો આવશ્યક છે એમ તેઓ સ્વીકારે છે કારણ કે તેમને મતે હિંદુધર્મની મોટામાં મોટી ખૂબી તો એ છે કે તે કદી-પણ static ( સ્થિર સ્થાવર ) નથી પણ હમેશાં યોગ્ય સુધારાઓ અને ફેરફારો માટે તૈયાર રહી છે અને એટલે જ બુદ્ધ અને મહાવીર જેવા ધાર્મિક બંડખોરોને પણ એણે અંતે તો પોતામાં સમાવવા પ્રબળ પ્રયત્ન કર્યો છે.

શ્રી કૃષ્ણ એમના માનવેન્દ્ર

મનુષ્યત્વની સંપૂર્ણ ખીલવણી માટે મનુષ્ય સામે કંઇક આદર્શ હોવો જોઇએ એમ તેઓ માને છે-અને આ આદર્શ તરીકે ઉપનિષદોના નિરાકાર નિર્ગુણ બ્રહ્મ અથવા તો હર્બર્ટ સ્પેન્સર જેને 'Inscrutable power in nature' કહે છે તેના કરતાં સગુણ ઇશ્વર જ યોગ્ય લાગે છે. કવિવર ટાગોર કહે છે તેમ આપણે સમજવું જોઇએ કે રામાયણ વગેરેમાં મનુષ્ય જ પોતાની સંપૂર્ણ પ્રગતિ સાધી દેવ બન્યો છે નહિ કે કોઇ દેવે ઈંગુછ બની મનુષ્યનો અવતાર લીધો છે. આવી મનુષ્યત્વની સર્વાંગીન પરણુતિનો આદર્શ તે બંકિમ બાબુને મતે શ્રી કૃષ્ણ: શ્રીકૃષ્ણ is his superman.

'ધર્મ'નો બીજો મોટામાં મોટો ગુણ એ છે કે મનુષ્યને સ્થાયી સુખ આપી શકે છે-પછી તે જન્માંતરમાં માનતો હોય કે ન પણ માનતો હોય. ગમે તેટલા વર્ષોનું ઇંદ્રિયતૃપ્તિ દ્વારા મળતું સુખ અંતે તો સ્થાયી નથી જ, કારણ કે અતિભોગને અંતે વિરાગ, અસામર્થ્ય કે કોઇ મહારોગ આવવાનાં જ. આથી ઊલટું દયા ક્ષમા અને એવી બીજી માનસિક પ્રવૃત્તિની ખીલવણીને અંગે મળતું સુખ જરૂર સ્થાયી છે. ગમે તેટલો પરોપકાર કરી તમને વિરાગ ઉત્પન્ન નહિ કરાવે. આવી વૃત્તિઓના અનુશીલનમાં કંટાળા કે વિરાગના ભયને સ્થાન જ નથી. જીવનની છેલ્લી ક્ષણ સુધી મનુષ્ય લોકકલ્યાણ કરતો જાય છે. એડિસને મરતાં મરતાં એક દુરાચારી યુવકને બોલાવી કહ્યું હતું કે "જો ધાર્મિક મનુષ્ય કેવા આનંદથી મરી શકે છે."

ધર્મના ફળરૂપ આ સ્થાયી સુખની પ્રાપ્તિ માટે માણસને પ્રથમની આવશ્યક વસ્તુ તે ભક્તિભાવ છે. તેઓ કહે છે કે જેનામાં ભક્તિભાવ નથી તે પોતાના ચારિત્રની ઉન્નતિ કદી સાધી શકતો નથી. માણસની સર્વ વૃત્તિઓ ઇશ્વરભક્તિમાં લીન થાય એ આદર્શ સીડીનું પ્રથમ પગથિયું તેમને મન મનુષ્યભક્તિ છે. અભિરામસ્વામી, રામાનંદસ્વામી, માધવાચાર્ય, ચંદ્રચૂર વિગેરે તેમની નવલકથાઓનાં સંન્યાસી પાત્રો આ વાતને સ્પષ્ટ કરે છે. હિંદુ સમાજમાં સેંકડો વર્ષ થયાં બ્રાહ્મણો જે અદ્વિતીય પૂજા અને માનનું સ્થાન લેતા આવ્યા છે એની પાછળ બ્રાહ્મણોની નિઃસ્વાર્થ મનુષ્યભક્તિ જ રહેલી છે. આવી નિષ્કામ સમાજસેવા કરવાની તત્પરતા શૂદ્રમાં હોય તો તે પણ બંકિમ બાબુને મતે બ્રાહ્મણ ગણાવાને લાયક છે. આ ભક્તિ છેવટ મનુષ્યની સર્વવૃત્તિઓને ઇશ્વરાભિમુખ કરવામાં પરિણમવી જોઇએ. ભક્તિને તેઓ ઇશ્વરપ્રાપ્તિના એક જ પરમસાધન તરીકે ઓળખાવે છે. તેઓ કહે છે, જ્ઞાન ઇશ્વરને ઓળખાવે પણ ઇશ્વરપ્રાપ્તિ તો ભક્તિથી જ થઇ શકે." સ્વ. નરસિંહરાવભાઇનું ભક્ત હૃદય પણ

એમ જ માને છે. સ્મરણસંહિતામાં તેઓ કહે છે "જ્ઞાન-ગિરિના શૃંગને ભક્તિકિરણો રંગતાં." ગીતા જ્ઞાન, કર્મ અને ભક્તિને યોગ્ય ન્યાય આપે છે એટલા માટે તે ધર્મનો સર્વોત્તમ ગ્રંથ છે એમ સ્વીકારીને પણ તેઓ માનતા લાગે છે કે આ ત્રણે તત્ત્વોની અંતિમ અવસ્થા ભક્તિમાં જ સમાપ્ત થાય છે. તેઓ કહે છે કે "નિષ્કામ કર્મયોગ એ ભક્તિનું કેવળ નામાંતર માત્ર છે." ગીતાનુસાર કર્મનો સંન્યાસ એટલે કર્મોનું ઈશ્વરાર્પણ. તેઓને મને ભક્તાત્મક કર્મયુક્ત સંન્યાસ એ જ ગીતાનો યથાર્થ સંન્યાસ છે.

નિર્ગુણોપાસનાની કઠિનતા

તેઓ શ્રી કૃષ્ણનાં જ વચનો ટાંકીને બતાવે છે કે નિર્ગુણની ઉપાસના કઠિન છે. 'क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम्'। અલબત્ત ગીતાનો ભક્ત કેવળ મંજીરા વગાડવામાં જ કે હરિહરિ ઉચ્ચાર કરવામાં જ સર્વશક્તિ સમાઇ જાય છે એમ માનનારો નથી. ગીતાનો ભક્ત તો પારકા દુઃખે દુઃખી, દયાવાન, નિઃસ્પૃહી, હર્ષ શોક વિગેરે દ્વન્દ્વોથી પર હોય છે.

ભક્તિ કે ઉપાસના પણ સકામ અને નિષ્કામ હોઈ શકે છે એમ તેઓ કહે છે. બન્ને ભક્તિઓનાં ઉદાહરણ તરીકે તેઓ ધ્રુવ અને પ્રલ્હાદને રજૂ કરે છે. ધ્રુવની ભક્તિ અનન્ય હતી તો પણ સકામ હતી ત્યારે નિષ્કામ ભક્તિનું પ્રલ્હાદ જેવું ઉત્તમ ઉદાહરણ આપણને ભાગ્યે જ જડી આવશે. પિતા તરફથી અનેક કષ્ટો આવતાં પણ એ ભગવાનની સ્તુતિ કરે છે. સ્તુતિ કરવા ખાતર જ—નહિ કે પોતાનાં કષ્ટો દૂર કરવા ખાતર.

ભક્તિના અંતિમ ધ્યેયને પહોંચવા માણસે શરૂઆત યથાર્થ કર્મ કરવાથી કરવી જોઇએ. તે ન બની શકે તો કર્મફલત્યાગ—અને એથીએ સહેલી વસ્તુ તે પ્રતિમાપૂજા. પ્રતિમાપૂજા "Idol worship" ને ગૌણ ભક્તિ તરીકે અંતિમ બાપુ સ્વીકારે

છે. મુખ્ય ભક્તિમાં આવતાં ચિત્તથી અસ્થિરતા વિગેરે વિઘ્નોને ને દૂર કરવામાં મદદ કરે તે ગૌણ ભક્તિ.

તદુપરાંત ધ્યેયપ્રાપ્તિ માટે જરૂરની વસ્તુઓમાં પ્રીતિ, દયા—જેમાં તેઓ દાનનો પણ સમાવેશ કરે છે-વગેરે વૃત્તિઓને યોગ્ય અનુશીલનદ્વારા ખીલવવી જોઇએ. પ્રીતિ આત્મપ્રીતિથી શરૂ થઇ જગત્પ્રીતિમાં પરિણમવી જોઇએ. અહિં હિંદુસ્તાનની સ્વદેશપ્રીતિ તેઓ બીજા પાશ્ચાત્ય દેશોની સ્વદેશપ્રીતિ સાથે સરખાવી આપણું સ્વદેશાભિમાન કેટલું ઉન્નત છે તે બતાવે છે. પાશ્ચાત્ય દેશોનું Patriotism એટલે બીજા દેશો પાસેથી પડાવી, બીજા દેશોને કચરી પોતાના દેશ માટે સુખ સાધવું. ભારતવર્ષે દેશાભિમાનનો આવો હીન અર્થ કદી કર્યો નથી. ભારતવાસીયોની સ્વદેશ પ્રીતિ ને અને જગત્પ્રીતિને એવાં બાપેમાર્યાં વેર કદી હતાં નહિ, છે નહિ અને ભવિષ્યમાં હશે નહિ.

દયામાં દાનનો સમાવેશ કરતાં તેઓ સ્વર્ગપ્રાપ્તિ અર્થે કરવામાં આવતાં દાનને ધર્મ ગણતાજ નથી. તેઓ કહે છે—"સ્વર્ગની પ્રાપ્તિ માટે દાન કરવું તેનો અર્થ માત્ર એટલો જ કે સ્વર્ગમાં રહેવાની સારી જગ્યા માટે એટલા માટે અત્યારથી જ મૂલ્ય આપી, ત્યાં જમીન ખરીદી લેવી. યોગ્ય ધાર્મિક દાન તો ગીતાનું સાત્વિક દાન જ કહી શકાય એમ તેઓ માને છેઃ—

> दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
> देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥

અહિં દેશનો અર્થ તેઓ એવો કરે છે કે માનચેસ્ટર અને ગુજરાત દુઃખી હોય તો શ્રી કૃષ્ણના મતાનુસાર ગુજરાત આપણા દાનનું પહેલાં અધિકારી છે. કાળ બાબતમાં તેઓ માને છે કે એક કાળે જેના આપણે પ્રાણ બચાવ્યાં હોય તેને કરજ અંગે વધની સજા કરવાને બદલે તેને બચાવી લઇએ તો તે દાન અકાળે કર્યું કહેવાય તેવી જ રીતે પાત્ર ને દાન કરવું એટલે કે દુઃખી

માણસોને નહિ કે જુગારીઓને, શ્રીધર અને શંકરથી એઓ અહિં કેટલા ભિન્ન મત ધરાવતા થાય છે તે તેમની મનની ઉન્નતતા અને વિશાળ હૃદય બતાવે છે. ઉક્ત ટીકાકારો તો કહે છે કે देशे એટલે कुरुक्षेत्रादि तीर्थदेशे, काले એટલે संक्रान्त्यादि पर्वकाले અને पात्रे એટલે वेदपारंगत ब्राह्मणे !

છેવટમાં તેઓ આપણી ચિત્તરંજિની વૃત્તિઓના અનુશીલનને ધર્મતત્ત્વમાંથી બાતલ નથી રાખતા. સચ્ચિદાનંદ પરમાત્મામાં પણ આનંદનો અંશ અવશ્ય છે જ અને આ દૃષ્ટિએ ઉપાસનામાં ધૂપ દીપ વિગેરેની જરૂર તેઓ સ્વીકારે છે તેમજ કવિને, કારણકે તે સૌંદર્યદર્શી અને ચિત્તને આનંદ આપનારો છે માટે તેઓ ધર્મના પ્રધાન સહાયક તરીકે સ્વીકારે છે.

ટૂંકામાં એમનું ધર્મ તત્ત્વનું પૃથક્કરણ એટલે ઑગસ્ટ ૧૯૩૮ના Calcutta reviewમાં ડૉ. વિનયકુમાર સરકાર કહે છે તેમ ધર્મતત્ત્વ=Comte, गीता.

દયાશંકર પીપરલાલ જોષી

## વિજ્ઞાન

### ૫

**હિંદી વિજ્ઞાનપરિષદનું રજતપર્વ**

ઈ. સ. ૧૯૧૨માં સ્થપાયલી આ પરિષદ ૧૯૩૦ની સાલ સુધી કલકત્તાની જાણીતી એશિયાટિક સોસાયટી ઑફ બેંગાલના આશ્રય નીચે ઊછરી, અને ત્યારબાદ ઈન્ડીઅન સાયન્સ કૉંગ્રેસ એસોસિએશન એવું નામ ધારણ કરી ઉત્તરોત્તર પ્રગતિ કરવા લાગી. આ સંસ્થાનું મુખ્ય કાર્યક્ષેત્ર દરવર્ષે દેશના વૈજ્ઞાનિકોને

હિંદમાં વારાફરતી ભિન્નભિન્ન સ્થળે એકત્ર કરી તેમનાં અન્વેષણોની નોંધ લેવાનું, તેમની વચ્ચે મહત્ત્વના વિષયો ઉપર ચર્ચાઓ યોજવાનું, અને પ્રજાને વિજ્ઞાનની નવી હિલચાલો તથા સંશોધનો વિશે વ્યાખ્યાનો સામયિકો વગેરે દ્વારા પરિચિત કરવાનું હોય છે. આ પત્રના વાચકોને તો આવાં વાર્ષિક સંમેલનોનું કાર્ય અપરિચિત નથી.

૧૯૩૮નું ચાલુ વર્ષ આ સંસ્થાની હજી સુધીની પ્રમાણમાં ટૂંકી કારકિર્દીમાં અપૂર્વ હતું. પચ્ચીસમી વરસગાંઠ તેણે પોતાની જન્મભૂમિ–કલકત્તામાં જ ઊજવવાનું નક્કી કર્યું અને એ મહોત્સવમાં દેશદેશના નામાંકિત વિજ્ઞાનવરોને નોતર્યા. ઇંગ્લંડના પ્રખર વિજ્ઞાનશાસ્ત્રી લૉર્ડ રૂથરફર્ડ ઑફ નેલ્સનને કલકત્તાપરિષદનું પ્રમુખપદ સાદર અર્પણ કરાવ્યું, અને તે એ મહાન તો યે નિરભિમાની વૈજ્ઞાનિકે ભાવપૂર્વક સ્વીકાર્યું. ઇંગ્લંડની બ્રિટિશ એસોસિએશન ફૉર ધી એડવાન્સમેન્ટ ઑફ સાયન્સ એ સંસ્થાએ, પહેલા બ્રિટિશ મહારાજ્યનાં બીજાં સ્થળોએ–કેનેડા, દક્ષિણ આફ્રિકા અને ઑસ્ટ્રેલિયામાં પ્રતિનિધિઓ મોકલી એ દેશોના વૈજ્ઞાનિકો અને વિજ્ઞાનસંસ્થાઓ સાથે સહકાર અને સંબંધ યોજ્યો હતો, અને હિંદ માટે આવા કોઇક અવસરની રાહ જોવાતી હતી. ઇંગ્લંડના આગેવાન વૈજ્ઞાનિકોને, હિંદી અને બ્રિટિશ બન્ને સંસ્થાઓએ સંયુક્ત આમંત્રણ મોકલ્યાં અને એ રીતે બ્રિટિશ એસોસિએશનના પ્રતિનિધિ તરીકે ૬૦–૭૦ વૈજ્ઞાનિકો રૂથરફર્ડની આગેવાની નીચે હિંદની સફરે આવવા તૈયાર થયા. આવી બાબતોમાં પણ લૉર્ડ રૂથરફર્ડનો ઉત્સાહ ઘણો જ હતો. પરમાણુ-રચનાનાં પોતાનાં અન્વેષણો ગમે તેટલાં મહત્ત્વનાં હતાં, છતાં વિજ્ઞાને અર્પણ કરેલી સર્વ વિભૂતિઓ જગતને સંસ્કૃતિના ઉન્નત શિખરે શી રીતે લઇ જાય તેની ચિન્તા તેને અહર્નિશ રહેતી. આ કારણથી જ પોતાના અમૂલ્ય વખતનો ભોગ આપી અનેક ખાનગી તેમજ રાજ્યનિર્ણીત ઔદ્યોગિક સંસ્થાઓને

ઉદ્યોગવિકાસના નવા નવા માર્ગો તરફ દોરવવા તેમને હંમેશ કાળજી રહેતી અને તેમનું મન્તવ્ય હંમેશાં માનથી સ્વીકારતું. હિંદની ઔદ્યોગિક પરિસ્થિતિનો અભ્યાસ પણ તેમણે કર્યો હતો અને પરિષદનું સંમેલન થવા અગાઉ મહિનાઓ પહેલાં તેમનું વ્યાખ્યાન તૈયાર થઇ ગયું હતું. તેમાં હિંદની ઔદ્યોગિક સુધારણા તરફ કેટલીક મહત્ત્વની સૂચનાઓ સમભાવ ને ઝીણવટથી ઉલ્લેખાઇ છે.

પણ હવે સર્વ કોઇ જાણે છે તે પ્રમાણે આ વ્યાખ્યાન રૂથરફર્ડની વાણીથી સંભળાવા નિર્માયું નહોતું. અચાનક માંદગી અને ત્વરાથી થએલ ઓપરેશનને અંગે, હિંદ આવવાના સમય પૂર્વે બે માસે તેમનું અવસાન થયું અને અર્વાચીન વિજ્ઞાનમાં નવું ચૈતન્ય પ્રચારનાર એક દીપક બુઝાઇ ગયો.

હિંદની આ વિજ્ઞાનપરિષદનું નેતૃત્વ હવે ઇંગ્લંડના ખગોળશાસ્ત્રી સર જેમ્સ જીન્સને માથે આવ્યું. આ પસંદગી માટે કોણ જવાબદાર હતું-બ્રિટિશ એસોસિએશન કે અહીંના એ પરિષદના કાર્યકર્તાઓ, તે તો કોણ જાણે; પણ હકીકત એ છે કે હિંદમાં સર જેમ્સનો જોડીદાર કે તેનાથી ચઢીઆતો વૈજ્ઞાનિક સર સી. વેંકટરામનના રૂપમાં ખુશીથી મળી શકત. લોર્ડ રૂથરફર્ડની વાત જુદી હતી, તેનું અપ્રતિમ વ્યક્તિત્વ સૌને ઢાંકી દે તેવું હતું; પણ કલકત્તાની પરિષદના વિશાળ સભામંડપમાં રામનની પ્રતિભા, તેનું વક્તૃત્વ ને વેગવાન બાણ સરખા શબ્દો જનસમુદાયને જે આકર્ષણ કરી શકત તે સર જેમ્સ જીન્સ તેમની વિદ્વત્તાના પ્રમાણમાં કરી શક્યા નહિ. પણ આ સમારંભમાં સર સી. વી. રામન આવે એ વાત અસંભવિત જેવી હતી. તેમની અને પરિષદ વચ્ચેનું વૈમનસ્ય જાણીતું છે; રામનને પરિષદઆંગણું શોભાવવાની દરકાર નહોતી.

**સ્વાગત**

ન્યુબિલી–મહોત્સવની પ્રારંભક્રિયા તા. ૨૭ જાન્યુઆરીએ લૉર્ડ લિનલિથગોને હાથે, કલકત્તા યુનિવર્સિટી કૉલેજના વિસ્તૃત

યોગાનમાં રોપાયલા મંડપમાં, પૂર્ણ શાહીદબદબા સાથે થઇ. સ્વાગતસમિતિના પ્રમુખ અને કલકત્તા યુનિવર્સિટીના વાઇસ-ચાન્સેલર શ્રીયુત શ્યામપ્રસાદ મુખરજીએ પરિષદસભ્યોને આવકાર આપતાં કહ્યું કે આજના પ્રસંગે હિંદી વિજ્ઞાનપરિષદ ને બ્રિટિશ એસોસિએશન જે માત્ર ઇંગ્લંડમાં નહિ પણ સમસ્ત બ્રિટિશ મહારાજ્યમાં વિજ્ઞાનની સમજ અને સંસ્કૃતિના પ્રચાર અર્થે મહત્ત્વનું કાર્ય કરે છે, તે બંને સંસ્થાઓ આ મહોત્સવ નિમિત્તે એકત્ર થાય છે અને તેથી હિંદની પ્રજા તેમના પ્રત્યે આભાર દર્શાવવાની તક લે છે. આ પ્રકારનું સંયુક્ત મિલન જેમાં દેશદેશના નામાંકિત કાર્યકરો એક બીજા સાથે મળીને અનેક સામાન્ય પ્રશ્નોનું નિરાકરણ કરે છે, તેઓ અત્યારના નિરાશાવાદી જગતને, દેશ કે ધર્મથી નિર્બાધિત એવા એક મહાન ભ્રાતૃભાવનું સ્મરણ કરાવે છે. બીજે કોઇ ઠેકાણે નહિ તો વિજ્ઞાનના ક્ષેત્રમાં તો હજી ઉભયસામાન્ય એકદેશી લક્ષ્ય અને નિઃસ્વાર્થ ઉત્સાહ છે જે માનવજાતનું ભવિષ્ય ઘડવામાં અપાર સહાયતા કરી શકશે, એમ જાણી આપણા હૃદયમાં આશા અને ઉત્સાહ પ્રકટે છે.

હિંદીઓ માત્ર અધ્યાત્મવાદીઓ છે અને પાર્થિવ વિજ્ઞાનની પ્રગતિમાં તેઓ કશો ભાગ લેતા નથી તેવું તેમને માથેનું કલંક, હિંદના ઇતિહાસની ખોટી અને અધૂરી માહિતીમાંથી જન્મે છે. હિંદે સ્વપ્નાં જ નથી ઘડ્યાં. તેની મહત્તાના કાળમાં હિંદે દેશાવરમાં થાણાં સ્થાપ્યાં હતાં અને તેના ધર્મપ્રચારકો દેશેદેશમાં જઇ હિંદની સંસ્કૃતિનો સંદેશ સુણાવતા હતા. ચરક ને સુશ્રુત, નાગાર્જુન અને ભાસ્કરાચાર્ય, આર્યભટ્ટ ને લીલાવતી, અને તે સરખાં અનેકોએ પ્રકૃતિનાં ગૂઢ રહસ્યો ઉકેલ્યાં હતાં અને તે ઉકેલથી તેમની પછીની સર્વ પ્રજાઓ તેમની સદાકાળ ઋણી થઈ રહી છે. અર્વાચીન કાલમાં પણ તેનાં કેટલાક સંતાનોએ જગતના જ્ઞાનમાં સંગીન ફાળો આપ્યો છે ને દેશાવરોમાં તેઓ

કીર્તિ પામ્યા છે. બીજા કેટલાયે અજ્ઞાત હોવા છતાં સ્થિરચિત્તે શાંતિથી વિજ્ઞાનસેવા કરી રહ્યાં છે, પ્રતિકૂળ સંયોગોથી અબાધ તેવાં તેમને કોઇ અજબ ઉત્સાહ, શ્રદ્ધા અને ભક્તિ જીવાડી રહ્યાં છે.

વૈજ્ઞાનિક અન્વેષણોમાં જો આપણે ઝડપભેર આગળ વધવું હોય તો આપણી વિદ્યાપીઠો અને અન્ય શિક્ષણસંસ્થાઓને વધુ સ્વાતંત્ર્ય અને સહાયતા મળવાં જોઇએ. તેમનાં વેરણછેરણ સાધનો એકત્રિત કરી તેમનું ઐક્ય સાધવું એકય તાત્કાલિક મહત્ત્વનું છે. આ ઐક્ય જમાવવાના સફળ પ્રયત્નો કરવા આપણે આપણા દેશના વૈજ્ઞાનિકો અને વહીવટકર્તાઓને વિનવીએ.

વૈજ્ઞાનિક સંપત્તિઓ આપણા આધુનિક જીવનમાં કેટલો ફેરફાર કરતી જાય છે એ તરફ પરિષદનું લક્ષ દોરતાં શ્રીયુત શ્યામપ્રસાદે કહ્યું કે ઉદ્યોગ અને કૃષિવિદ્યા, શરીરસુખાકારી ને પોષણકળા તે સર્વ વિજ્ઞાનનો સ્પર્શ પામતા જનસમાજના સુખ-ચેન વધારી રહ્યાં છે, ને આ કમનસીબ દેશ જ્યાં લાખો મનુષ્યો ગરીબાઇ, માંદગી ને અજ્ઞાનમાં ડૂબેલા છે તે સર્વને ઉદ્ધારવા વિદ્યાઓ સત્વર પ્રેરાય તેમ પ્રાર્થના કરીએ.

વિશ્વબંધુત્વ જે ન્યાય અને સમભાવ ઉપર સ્થાપલું છે ને જેનાથી સત્ય, ધર્મ, સ્વાતંત્ર્ય અને શાંતિનો માર્ગ સુલભ થાય છે, તે આજના આ આંતરરાષ્ટ્રિય સંમેલનથી એક કક્ષા આગળ વધે છે.

### પરિષદની મહત્તા : લૉર્ડ લિન્લિથગોનું મન્તવ્ય

પરિષદકાર્યનો પ્રારંભ કરતાં ના. વાઇસિરોયે સંમેલનને જ્યુબિલી પ્રસંગે અભિનંદન આપતાં જણાવ્યું કે કલકત્તાને આ મહોત્સવ ઊજવવાનું માન મળ્યું તે સર્વથા યોગ્ય જ છે, કારણ કે હિંદી વિજ્ઞાનપરિષદનું પહેલું ઉપવેશન કલકત્તામાં જ થયું હતું. વળી કલકત્તાની જ એશિયાટિક સોસાઇટી ઑફ બેંગાલે આ પરિષદને પોષી અને સુવિખ્યાત

કેળવણીકાર સર આશુતોષ મુખરજીજેઓ પહેલી પરિષદને અગ્રસ્થાને હતા તેમનું નામ પણ કલકત્તા અને તેની વિદ્યાપીઠ સાથે ઓતપ્રોત થએલું છે. વૈજ્ઞાનિક સર્વ બાબતોમાં તેમના અખંડ રસ અને ઉત્સાહને લઇને જ આ પરિષદ ઉદ્‌ભવી ને તેની કાર્યશક્તિ વિકાસ પામતી થઇ.

લોર્ડ રૂથરફર્ડ અને સર જગદીશ બોઝનાં તરતમાં થએલ અવસાનની સખેદ નોંધ લીધા પછી તેમણે વિજ્ઞાનપરિષદની સ્થાપના ત્રણ હેતુઓથી–વૈજ્ઞાનિક સંશોધનોને ઉત્તેજન આપવા અને તેનાં પરિણામોને પ્રસિદ્ધ કરવા; વૈજ્ઞાનિકોનું સંમેલન યોજવા; અને પ્રજાને વિજ્ઞાનમાં રસ લેતી કરવા,—થઇ હતી તેમ જણાવ્યું અને કહ્યું કે ગયાં ૨૫ વર્ષોમાં તેણે કેટલી પ્રગતિ કરી તેનો ખ્યાલ નીચેના આંકડાઓ ઉપરથી આવશેઃ પરિષદનું પહેલું ઉપવેશન માત્ર પાંચ વિભાગો, ૧૦૯ સભાસદો ને ૩૧ નિવેદનપત્રો(પેપરો)થી શરૂ થયું હતું, જ્યારે આ ૨૫મું ૧૩ વિભાગો, ૧૬૦૦ ઉપરાંત સભાસદો અને ૮૦૦ નિવેદનપત્રોનું અસરકારક પ્રદર્શન કરતું આપણે જોઇએ છીએ. હિંદી વૈજ્ઞાનિકોનાં અન્વેષણો જગત સમક્ષ મૂકી તેઓમાંથી અનેકોને પરિષદે આંતરરાષ્ટ્રિય કીર્તિ અપાવી છે જે માટે હિંદ પરિષદનું સદા ય ઋણી રહેશે.

## હિંદ અને પશ્ચિમજગત

હિંદની સંસ્કૃતિનો ઇતિહાસ પશ્ચિમના કોઇ પણ દેશ કરતાં વધુ પ્રાચીન છે. તેના ધર્મ અને અધ્યાત્મવાદ, તેનું તત્ત્વજ્ઞાન ને કલા, સર્વ તેના પુરાતન ઇતિહાસ સાથે સંકળાયલાં છે, પણ સમયનાં પૂર સાથે નવા પશ્ચિમજગતનો સબળ સંસર્ગ હિંદને થયો ને તેને પરિણામે પાશ્ચાત્ય આર્થિક અને રાજકીય સિદ્ધાંતો પોતાના ભણતરમાં તેણે અપનાવ્યા. તે જ રીતે નવી વૈજ્ઞાનિક શોધો જે પૂર્વકાળના સિદ્ધાંતો ને રૂઢિ સામે પડકાર દેતી હતી તે પણ હિંદી જીવનમાં સ્થાન પામી.

ભાષણના આગળના ભાગ ઉપર આવતાં લૉર્ડ લિન્લિથગોએ જણાવ્યું હતું કે વિજ્ઞાન અને તે સરખી બીજી પ્રવૃત્તિના નેતાઓ જેમનાથી પશ્ચિમજગત અત્યારે આર્થિક વિકાસ પામી રહ્યું છે, તેઓ હિંદની પરિસ્થિતિમાં રસ લે અને તેને સમજે તેમજ તેની પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે એ અત્યંત જરૂરનું છે, છતાં આ મહોત્સવપ્રસંગે પશ્ચિમવાસીઓએ કરેલી હિંદની સફરનો ઉપયોગ માત્ર એકતરફી નથી. પશ્ચિમની સંસ્કૃતિનો ગમે તેવો ઉપાસક પણ કબૂલ કર્યા વગર રહેશે નહિ કે વૈજ્ઞાનિક સંપત્તિ ઉપર સત્તા ભોગવે ને આર્થિક સાથે આધ્યાત્મિક વિકાસ સાધે તેવી કોઇ સામાજિક વ્યવસ્થા પશ્ચિમમાં હજી ઉત્પન્ન થઇ શકી નથી. હિંદનાં સાદાં જીવન ને તેના ચૈતન્યવાદમાં કદાચ પશ્ચિમના કોઇ ઉન્નત જીવનને આ ઊણપ પૂરવાની તક મળશે. હિંદને પારખનાર ને તેના પ્રત્યે પ્રેમ ધરાવનાર તો સર્વ કોઇ સમજે છે કે પશ્ચિમના અને ઇતર જગતના વિચારો પ્રત્યે સંગીન ફાળો આપવા હિંદ સોળે કળાએ સમર્થ છે.

## પ્રમુખનાં આરંભવચનો

વાઇસરૉયના ભાષણ બાદ, પરિષદ્પ્રમુખ સર જેમ્સ જીન્સે, સ્વ. લૉર્ડ રૂથરફર્ડનું વ્યાખ્યાન વાંચવા પહેલાં, ટૂંકામાં તે મહાન વિજ્ઞાનશાસ્ત્રીના મૃત્યુની સખેદ નોંધ લેતાં ને તેનાં જીવન-સ્મરણો વિષે ઉલ્લેખ કરતાં કહ્યું કે જો રૂથરફર્ડ અવતર્યો ન હોત તો આ પરિષદમાં થનારી પદાર્થવિજ્ઞાનની ચર્ચાઓ કોઇ બીજા જ રૂપમાં થઇ હોત; વળી તેનું અકાળ મૃત્યુ માત્ર થોડા મહિના મોડું થયું હોત તો પણ આ સંમેલન આજના કરતાં છેક નિરાળું થયું હોત. તેનું ઉત્સાહી ને પ્રેરણાત્મક વ્યક્તિત્વ, તેનું અગાધ જ્ઞાન ને અનુભવ આપણી ચર્ચાઓને સજીવ બનાવી કોઇ આહ્લાદક માર્ગો તરફ લઇ જાત. પણ સુભાગ્યે રૂથરફર્ડ આ સંમેલનમાં બીજી રીતે વ્યાપ્ત છે. આજના પ્રસંગ માટે તેની ઉત્સુકતા ઘણી હતી અને તેથી તેનું વ્યાખ્યાન મહિનાઓ

પહેલાં તૈયાર થઇ ગયું હતું, જે હું હમણાં જ તમારી સમક્ષ વાંચીશ. પરમાણુકેન્દ્રનાં ક્ષેત્રમાં પોતાની શોધો વિશે તેને જે છેલ્લામાં છેલ્લું કહેવાનું હતું તેનો તેમાં સમાવેશ થયો છે. આ સંશોધનો તેને ભૌતિકશાસ્ત્રના અગ્રણી તરીકે મૂકવા પૂરતાં હતાં અને છતાં તે સઘળાં તેની જીવનસિદ્ધિઓમાંનાં થોડાં જ હતાં.

રૂથરફર્ડનાં સાદાં તો યે સચોટ અને ભેદક અન્વેષણોનો ટૂંકો અહેવાલ આપ્યા પછી સર જેમ્સે પોતાને પરિષદપ્રમુખની પદવી આપવા માટે તેમ જ તેની પોતાની અને યુરોપથી આવેલા વૈજ્ઞાનિકોની જે મહેમાનગતિ પરિષદે અને હિંદે કરી તે માટે આભાર દર્શાવ્યો, અને અંતમાં જણાવ્યું કે રામાનુજ, રામન, ચંદ્રશેખર, મેઘનાદ શાહ અને સર જગદીશ સરખા ગણિતશાસ્ત્ર, ભૌતિકવિદ્યા ને ખગોળશાસ્ત્રમાં અમર થનાર વૈજ્ઞાનિકોનાં નામ વિજ્ઞાનનાં માત્ર થોડાં જ ક્ષેત્રોમાંનાં છે, અને તેથી સર્વ વૈજ્ઞાનિક ક્ષેત્રોમાં હિંદના જ્ઞાનવર્ધક ફાળાનો ખ્યાલ સહેજે આવી શકશે.

Thinking on this great contribution, we of the British Association congratulate you of the sister Association most whole heartedly, not only on the completion of your twenty five years of existence but even more on the wealth of harvest you have gathered in those twenty five years.

લૉર્ડ રૂથરફર્ડનું વ્યાખ્યાન

સર જેમ્સે વાંચી સંભળાવેલા વિદેહ પ્રમુખના વ્યાખ્યાનના શરૂઆતના ભાગમાં એસોસિએશનની હિંદની મુલાકાતે આવવાની અને હિંદી વૈજ્ઞાનિકો સાથે પરિચય કરવાની ઘણા વખતથી થએલી ઇચ્છા, તેમ જ પરિષદનાં મૂળ સ્થાપકો પ્રત્યે આભારદર્શન અને ગઇ સદીમાં તેમ જ આ સદીની શરૂઆતમાં હિંદમાં જે જે મહત્ત્વનાં વૈજ્ઞાનિક અન્વેષણો થયાં હતાં તે સંબંધે ઉલ્લેખ હતો. આમાં, કન્યાકુમારીથી હિમાલય સુધી કરાવેલી

ભૌગોલિક માપણીઓ, જેનાથી ભૂસ્તરશાસ્ત્રમાં કેટલીક નવીન ઘટનાઓ મળી હતી, હિંદની ખનિજસમૃદ્ધિ પરત્વેનું કાર્ય અને તેમાંથી ઉત્પન્ન થએલ શોધખોળનો મહાન ઉદ્યોગ, પૃથ્વીની હવાના ઉચ્ચ ભાગના વાતાવરણનો તેમ જ વર્ષાના પ્રવાહોનો હિંદમાંના વાયુશાસ્ત્રીઓનો અભ્યાસ ને તબીબીશાસ્ત્રમાંનાં હિંદમાં થએલાં અન્વેષણો જેનાથી પૃથ્વી ઉપરના ઉષ્ણ કટિબંધમાં થતા ખાસ રોગો ને તેના નિદાન પ્રત્યે જરૂરની માહિતી મળી હતી, તે સર્વ વિષયોનો વિગતથી સમાવેશ થયો હતો.

હિંદમાં વિજ્ઞાનશિક્ષણનો ઇતિહાસ ટૂંકમાં તપાસતાં લૉર્ડ રૂથરફર્ડે આગળ જણાવ્યું કે ઇ. સ. ૧૯૦૪માં હિંદમાં શિક્ષણસુધારણા અર્થે લૉર્ડ કર્ઝને નીમેલા કમિશને ઘણી મહત્ત્વની સૂચનાઓ કરી અને તેને પરિણામે ઉચ્ચ શિક્ષણને વેગ મળ્યો. વૈજ્ઞાનિક પ્રયોગશાળાઓ નવી યોજના અને પદ્ધતિસર રચાઇ, જેને લઇ વર્ષો જતાં અનેક સ્થળોએ સ્વતંત્ર અન્વેષણો થવા લાગ્યાં ને કેટલીક અન્વેષણસંસ્થાઓ પણ સ્થપાઇ. આ યોજનાના ફળરૂપે, ઉચ્ચ પ્રકારની સંશોધનશક્તિ ધરાવતા અનેક હિંદવાસીઓ બેગા મળ્યા અને તે રીતે નામાંકિત થએલી વ્યક્તિઓમાં, રામાનુજમ, સર વેંકટ રામન, પ્રોફેસર મેઘનાદ શાહ અને પ્રોફેસર બીરબલ સાહનાં નામો સહેજે તરી આવે છે.

## ઉદ્યોગવિકાસ અને અન્વેષણ

આમ હિંદે અર્વાચીન વિજ્ઞાનના શિક્ષણમાં અને સંશોધનોમાં ઘણી પ્રગતિ કરી છે, તો પણ થોડા જ કાળમાં વધુ મોટી જવાબદારીઓ ઉઠાવવાનું તેને શિરે આવશે. આધુનિક યુગ વિજ્ઞાનનો છે ને દુનિયાની કોઇ પણ પ્રજાના વિકાસમાં વિજ્ઞાન ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે. દરેક પ્રગતિમાન દેશ પોતાની નૈસર્ગિક સમૃદ્ધિઓનો પૂરેપૂરો સાવધાની ઉપયોગ કરવા વૈજ્ઞાનિક

અને ઔદ્યોગિક અન્વેષણો પાછળ મોટી રકમો ખર્ચે છે. વળી ઔદ્યોગિક ક્રિયાઓમાં સુધારણા કરવા તરફ તેમ જ શુદ્ધ વિજ્ઞાનનાં અન્વેષણો—જેમાંથી ઘણી વખત કોઇ નવીન ઉદ્યોગ જન્મે છે, તે–ઉપર પણ દિવસે દિવસે વધુ લક્ષ અપાતું જાય છે.

ઉદ્યોગવિકાસ સાધવા સૌથી પહેલી જરૂર યોગ્ય શિક્ષણ પામેલા વૈજ્ઞાનિકોની છે, ને તે માટે વિદ્યાપીઠો અને ઉદ્યોગશિક્ષણ સંસ્થાઓ તરફ આપણી નજર પહેલી પડે. બીજા દેશોની માફક હિંદમાં પણ ટૂંક સમયમાં આ જરૂરીઆતમાં વધારો થવા સંભવ છે. જવાબદાર તંત્ર હિંદમાં પ્રસરતાંની સાથે જ રાજ્યનાં વૈજ્ઞાનિક ખાતાંઓમાં તેમ જ હિંદની વિદ્યાપીઠોમાં ઔદ્યોગિક અન્વેષણો હાથ ઉપર લેવા, તાલીમ પામેલા યુવાનોનો વધુ ને વધુ પ્રમાણમાં ખપ પડશે. આ પ્રમાણે વિદ્યાપીઠોનું શિક્ષણકાર્ય માત્ર વૈજ્ઞાનિક તાલીમ આપવાનું નહિ, પણ તેવી તાલીમ પામેલાઓ માંથી શ્રેષ્ઠોને વીણી કાઢવાનું થશે, જે વધુ મુશ્કેલ છે. વૈજ્ઞાનિક પ્રગતિ હંમેશાં આગળ પડી આવતા સ્વતંત્રબુદ્ધિના મનુષ્યો ઉપર અવલંબેલી હોય છે, જેઓ નૈસર્ગિક શક્તિ વડે અન્વેષણો કરી શકે, બીજાને દોરીને પ્રેરણા આપી શકે ને અંતે હાથમાંના પ્રશ્નોનો સફળ ઉકેલ લાવી શકે. આવા નેતાઓ જુજ સંખ્યામાં જ મળી શકે તે ખરૂં છે, પણ ગમે તે અન્વેષણસંસ્થામાં તેમની આવશ્યકતા છે જ. અણઘડ નેતાને હાથે બીજાં કાર્યક્ષેત્રોમાં તેમ વિજ્ઞાનમાં પણ પૈસા વેડફી નાંખવા એ બહુ સહેલી તો યે વિનાશકારક વાત છે.

જો કે હિંદના ઉદ્યોગો અને હિંદની પરિસ્થિતિ વિશે મને સીધી માહિતી નથી, તો પણ પ્રજાના હિતને જરૂરી તેવી કેટલીક, વૈજ્ઞાનિક અન્વેષણો વિશે પદ્ધતિસર ઘડાએલી યોજના પરત્વે મારા વિચારો જણાવું. જો હિંદને દુનિયાની પ્રજાઓની હારમાં ઊભાં રહેવું હોય અને પોતાની પ્રજાના જીવનનું ને સુખાકારીનું ધોરણ ઊંચું કરવા જે કાંઇ થઇ શકે તેવું કરવાનો નિશ્ચય કરવો

હોય, તો જે જે સહાયતા વિજ્ઞાન આપી શકે તે તે લેવા તેણે તત્પર થવું જોઈએ. સર્વ પ્રકારની કુદરતી સંપત્તિનો સદુપયોગ કરવામાં ને ઉદ્યોગો સફળ માર્ગે ચાલે તેની ખાતરી મેળવવામાં વિજ્ઞાનની સહાયતા અનિવાર્ય છે. હિંદ ખાસ કરીને ખેતિપાળ પ્રદેશ છે અને તેની વસ્તીનો પોણો ભાગ જમીનની પેદાશ ઉપર જીવે છે. ૧૯૧૪ની સાલ પછી હિંદમાં ઘઉંની વાર્ષિક ઉપજ ૮૩ લાખ ટનથી વધીને ૯૫ લાખ ટનની થઈ છે, પણ તે જ અરસામાં, દેશાવર જતા ઘઉં ૧૦ લાખ ટનથી ઘટીને માત્ર દસ હજાર ટન થઈ ગયા છે. આ જ રીતે બ્રહ્મદેશને બાદ કરતાં હિંદમાં ચોખાની વાર્ષિક ઉપજ છેલ્લાં વીસ વર્ષોમાં બેથી અઢી કરોડ ટનની કાયમ રહી છે, છતાં અહીં પણ મહાયુદ્ધ પહેલાં પાંચ લાખ ટન ચોખા પરદેશ જતા ને હવે માત્ર બે લાખ ટન જાય છે.

આ ઉપરથી સહેજ જણાશે કે પ્રાન્તીય અન્વેષણોની કોઈ પણ યોજનાઓમાં હિંદે સૌથી પહેલું ધ્યાન ખાદ્ય પદાર્થો તરફ આપવું જોઈશે. ખેતીની પદ્ધતિમાં સુધારાઓ કરવા સિવાય, વિજ્ઞાનનો ઉપયોગ ખેતરનો પાક સુધારવા તરફ પણ અનેક રીતે થઈ શકે. હિંદથી પરદેશ જતા ઘઉં હમણાંનાં વર્ષોમાં ઘટી ગયા તેનો અર્થ એમ જ થાય કે મોટે ભાગે તે હિંદમાં જ વપરાઈ જાય છે. જ્યારે દેશભરમાં નહેર બાંધકામ થાય ને તે રીતે અનાજની ઉત્પત્તિ વધે ત્યારે ફરી પાછો પરદેશનો વ્યાપાર ખીલવવા ને બીજા દેશોની સરસાઈમાં ઉતરવા, હિંદને ખેતી વિજ્ઞાનમાં મહત્ત્વનાં અન્વેષણો માથે લેવાં પડશે.

હિંદના બીજા પરદેશવ્યાપારોમાં ૨૦ ટકા રૂનો વ્યાપાર છે. સુધારાના ઘણા પ્રયત્નો કરવા છતાં પણ હિંદી રૂનો તાર હજી દુનિયાના બજારમાં ટૂંકો અને પ્રમાણમાં જાડો ગણાય છે. લાંબા રૂના કેટલાક ખાસ ઉપયોગો છે પણ તે બહુ થોડા છે. વળી દુનિયાના રૂના પાકમાં હિંદનો ફાળો માત્ર સોળ ટકાનો

છે. આમાં વધારો ન થઇ શકવાનું કાંઇ કારણ નથી પણ જ્યાં સુધી ઊંચી જાતનું રૂ બહોળા પાયા ઉપર ઉગાડી શકાય નહિ ત્યાં સુધી અમેરિકાના ચઢીઆતા રૂ સાથે હરીફાઈ કરવી ઘણી મુશ્કેલ થાય. રૂના ઉદ્યોગમાં આમ હજી ઘણાં અન્વેષણોની જરૂર છે.

અનાજ અને રૂ સિવાય શણુ, ચા, તેલ, બીઆં, ચામડાં અને લાખ પણ સારા પ્રમાણમાં પરદેશ ચઢે છે. આ સર્વ વસ્તુઓની પેદાશ વધારવામાં પણ વિજ્ઞાન સંગીન સહાયતા આપી શકે તેમાં શંકા નથી.

ઇંગ્લંડની સરકારે ઉદ્યોગખીલવણી અર્થે મહાયુદ્ધ પછી જે જે પગલાં લીધાં અને અનેક વિજ્ઞાનસંસ્થાઓ સ્થાપી તેનો અહેવાલ લૉર્ડ રૂથરફર્ડે પોતાના વ્યાખ્યાનમાં ત્યાર પછી આપ્યો હતો. આ રીતે ૧૯૧૫માં વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક સંશોધનસમિતિ, ૧૯૨૦માં તબીબી સંશોધનમંડળ, અને ૧૯૩૧માં ખેતીવિજ્ઞાન–અન્વેષણસમિતિ સ્થપાઇ. ઇંગ્લંડમાં અનેક સ્થળોએ થતાં ઔદ્યોગિક સંશોધનો, બળતણનો વૈજ્ઞાનિક પદ્ધતિએ કરકસરભર્યો ઉપયોગ, ખાદ્ય પદાર્થોની સંગ્રહ કરવાની અને લાવ–લઇ જા કરવાની રીતો, મકાનો અને રસ્તાઓમાં બાંધકામની પદ્ધતિમાં સુધારા, વગેરે સામાન્યહિતની અત્યંત જરૂરની પણ અત્યાર સુધી વિસારે પડી રહેલી બાબતો ઉપર આ સંશોધનમંડળો કાળજીપૂર્વક દેખરેખ રાખે છે.

ઉદ્યોગવિકાસના પ્રાણરૂપ આ મહત્ત્વના પ્રશ્નોની ચર્ચા કર્યા પછી વ્યાખ્યાનના છેલ્લા ભાગમાં રૂથરફર્ડે પરમાણુરચના પરત્વેનાં પોતાનાં સંશોધનો જેનાથી સર જેમ્સ જીન્સે કહ્યું તે પ્રમાણે અર્વાચીન પદાર્થવિજ્ઞાન લગભગ પલટાઇ ગયું હતું અને જે અન્વેષણો રૂથરફર્ડના બીજા જીવનરૂપ જ બની રહ્યાં હતાં, તેનું એક પછી એક ડગલે આગળ વધતું અને દરેક ડગલે સૂક્ષ્મ પરમાણુની નવી નવી દિશાઓ અજવાળતું સાદું

તો યે સચોટ વર્ણન આપ્યું હતું. થોડા જ વખત પહેલાં આ ત્રૈમાસિક રૂથરફર્ડના અવસાનની નોંધ લેનારે આ અન્વેષણો વિશે થોડું કહ્યું હતું તે તરફ વાચકનું લક્ષ દોરીએ છીએ.

અન્ય પ્રસંગો

મહોત્સવસમારંભનું સૌથી મહત્ત્વનું પ્રકરણ આમ પહેલે દિવસે સમાપ્ત થતાં, પરિષદનું બાકીના દિવસોનું કાર્ય હંમેશના રિવાજ પ્રમાણે નિયમિત ૭ દિવસ ચાલ્યા કર્યું. આ વર્ષનાં ખાસ આકર્ષણોમાં મુખ્યત્વે કરી બ્રિટિશ વૈજ્ઞાનિકોના સંશોધનના અહેવાલો, તેમનાં જાહેર ભાષણો અને ચર્ચા હતાં. ખગોળ-શાસ્ત્રીઓ જીન્સ, એડિંગ્ટન ને સ્ટ્રૅટન, ભૌતિક વિજ્ઞાનના ડાર્વિન અને ઍસ્ટન, રસાયનશાસ્ત્રીઓ લૅનાર્ડ-જોન્સ અને બેલી, ભૂસ્તરવિદ્યાના બૉસવેલ, જીવશાસ્ત્રનો ક્રયુ, માનસશાસ્ત્રનો માયર્સ, આગળ પડી આવતા આ સર્વસુવિખ્યાત વૈજ્ઞાનિકોને ભાષણ કરતા સાંભળવા કે તેમની સાથે વૈજ્ઞાનિક ચર્ચામાં ઉતરવું કે ચહા પીતાં પીતાં કોઈ સામાન્ય બાબત ઉપર વાત કરવી, તે સર્વ અત્યંત આનંદદાયક અનુભવો હતા.

સહેલગાહો, સંઘ, ચાપાર્ટી, નૃત્ય ને સંગીતસંમેલનો, પરિષદના કાર્યક્રમનાં આ બીજાં અંગો પણ સુયોગ્ય હતાં. જગન્નાથઘાટ ઉપરથી ઢુંગીમાં કિનારે કિનારે બંગ ગ્રામ્યશોભા અને જીવન દાખવતી નદીની ટૂંકી સફર, કેમિકલ સોસાયટીનું સંઘ, બેંગાલ કેમિકલ અને ફાર્માસ્યુટિકલ કંપનીના ઉદ્યાનમાં ગુલાબજળના ફુવારાની ફોરમમાં ગોઠવાયેલી સુવ્યવસ્થિત ચાપાર્ટી, સંદેશ અને રસગુલ્લાં ખવરાવવાનો ત્યાંના સંચાલકોનો દુરાગ્રહ, નિવૃત્ત થયેલા સિવિલિયન શ્રીયુત દત્ત અને તેમના યુવાનમંડળના થોડા દસકાથી તેવા તો પણ સંપૂર્ણ ગાંભીર્યથી ભજવાએલા દ્વજનની સામાન્ય બાબતોમાં પણ રસ દાખવતા 'ઘતાચારી' (વ્રતાચારી)નાચો ને આ સર્વને ભુલાવે તેવું, કનકલતા, શરદેન્દુ, શોધના, રેખા, શાન્તિકુમાર વગેરેનું કલામય નૃત્યકળા ને

સંગીતનું મનોરંજક પ્રદર્શનઃ વિજ્ઞાનની મોજ માણવા ગએલો કલકત્તાનો પ્રવાસી આ ચિત્રોને વીસરી શકશે નહિ.

ભદ્રમુખ કલ્યાણરાય વૈદ્ય

## વાસરિકા

### અધ્યાત્મજ્ઞાનનો જીવનમાં વિનિયોગ

**૨૨મી ઓગસ્ટઃ** જુલાઈના 'આર્યન પાથ'માં બે અવલોકન ખાસ ધ્યાન ખેંચે તેવાં છે. યોગાભ્યાસી શ્રીકૃષ્ણ પ્રેમે લખ્યું છે તે, આ. હક્સ્લીકૃત 'એન્ડઝ એંડ મીન્સ'નું; સમર્થ સાહિત્યવિવેચક (અને અધ્યાત્મરસિક) 'હુ આઇ'આ. ફોસેટ લખ્યું છે તે, એલ. ક્રેન્મર-બિંગકૃત 'ધ મોરો'ઝ સ્ટાર'નું. એ ગ્રન્થોનો સંતોષકારક પરિચય આવી ટૂંકીજ નોંધમાં કરાવવો સહેલો નથી, તો પણ યત્ન કરી જોઈએ. ...હક્સ્લીના ગ્રન્થમાંના અનાસક્તિયોગની નોંધ તો આ વર્ષમાં જ 'વસંત'માં આવેલી. મારી પાસે એ ગ્રન્થ ત્રણચાર મહિના રહ્યો પણ પૂરો વાંચી શકાયો નથી. પણ એ અધૂરા વાચન, અને પ્રસ્તુત તેમજ બીજાં અવલોકનો પરથી કહી શકાય કે એને 'શકવર્તી ગ્રન્થ' તરીકે ઓળખાવવામાં આવ્યો છે તેમાં અત્યુક્તિ નથી. આજના પૂર્વપશ્ચિમ બંનેના વિચારશીલોએ, અધ્યાત્મજ્ઞાનને આજની દુનિયામાં કઈ રીતે વ્યવહારૂ ઉપયોગમાં લેવું તેની ઝીણવટભરી તેટલી જ રસિક વિગતો અને દલીલોથી ભરપૂર, હૃદયગમ્ય તેટલો જ બુદ્ધિગમ્ય આ ગ્રન્થ વાંચવા ચૂકવું જોઈએ નહિ એમ નિઃસંકોચ કહી શકાય. એની વિશેષતા તો એ છે કે એના અગાઉ માત્ર બુદ્ધિવાદી, જડવાદી કહેવા જેવા પણ, હતા હવે જ્ઞાનપૂર્વક અધ્યાત્મવાદી થયા છે અને આપણે વ્યક્તિઓ તરીકે તેમ જ જૂથો ('ગ્રુપ્સ') તરીકે અનાસક્તિને રોજેરોજના જીવનમાં વણી લઇને કઇ રીતે હિંસાગંદું આજના જગતમાં માનવની નીચી પ્રકૃતિએ ભરચક ભરેલાં દુઃખો અને જુલ્મોને કમી અથવા નાબૂદ કરી શકીએ તેની વિદ્વત્તાયુક્ત ચર્ચા આકર્ષક ભાષામાં તથા આજના સર્વ મહાપ્રશ્નોને

દષ્ટિ સમક્ષ રાખીને કરે છે. મને લાગે છે એમાં ખર્ચેલા સાડાઆઠ શિલિંગ જરૂર જ ઊગી નીકળે, કેમ કે સામાન્ય નવલની જેમ વાંચીને ભૂલવા જેવો નહિ પણ ફરીફરીને વાંચવા જેવો એ ગ્રન્થ છે અપૂર્વ. ... એ પહેલા અવલોકનનું મથાળું છે એ 'નૉન-ઍટેચ્ડ મેન ઍંડ ફ્રી સોસાયટી' ( અનાસક્તિવન્ત માનવ અને સ્વાતંત્ર્યભોગી સમાજ ) તો બીજાનું છે 'ધ ફ્રી મેન ઇન ધ વર્લ્ડ ઑફ નેસેસિટી' ( સ્વતંત્ર માનવ અને નિયતિની સૃષ્ટિ). આ રીતે બંનેનો સન્દેશ સ્વાતંત્ર્યનો છે: બાહ્ય સ્વાતંત્ર્યનો કેટલેક અંશે ખરો, પણ માત્ર બાહ્યનો નહિ. રા. કેન્મરબિંગના ગ્રન્થનું પેટાનામ સૂચવે છે કે પોતાના આન્તરજીવનની એ આત્મકથા તેમણે ચાલુ જગતનો વિનાશ (સૂક્ષ્માર્થમાં જ, અલબત્ત.) કરીને તેનું પુનર્વિધાન કરવાના પ્રયત્ન લેખે લખી છે. તેમાં તેમણે સમત્વયુક્ત જીવનની ખૂબી જગતના આન્તરબાહ્ય લયનો-'રિધમ'-નો-ભંગ ન થાય તેમ જીવવામાં રહેલી છે એ બતાવ્યું છે. અવલોકન-કાર કહે છે તેમ તેઓ બે નગરના નાગરિક છે: જે નિત્ય છે તે સત્‌ના તથા અનિત્ય છે તે ભવના નાગરિક. તેઓ સમાનતામાં જરૂર માને છે પણ તે ગુણવત્તાદ્વારા સાધેલી સમાનતા છે, આયંદે કૃત્રિમ નીવડે છે તે આર્થિક, સમાજરચનાવિષયક સમાનતા નહિ. ... આપણે હમણાં વધુપડતી વાંચીએ છીએ તે રૂ. ૨ાા-૩ની એકવિધ ક્ષણજીવી ગુજરાતી નવલો વધારે મોંઘી કે નમૂનેદાર દષ્ટિપ્રદ જીવનપાથેય હૃદય-મનમાં ભરતો શિ. ૭ાનો આ ગ્રન્થ વધારે મોંઘો ?

## બંગાળી કવિતા : તામિલ વાઙ્મય

૨૪૭૦: એ બંનેની અત્યારની સ્થિતિ અને દિશા વિશે જુલાઈ 'ત્રિવેણી'માંના બે લેખોમાં પ્રથમ પરિચયપૂરતી ઠીક માહિતી મળે છે. ... 'બેંગોલી પોએટ્રી ઑફ ટુ-ડે' માં પ્રો. મોહિનીમોહન મુખરજી કહે છે કે સમકાલીન બંગાળી કવિતાની અર્વાચીનતા રવિબાબુની પ્રેરણાને આભારી છે. બંગાળી સમાજમાં જુદીજુદી પાશ્ચાત્ય અસરોને કારણે ઉત્પન્ન થએલા સંઘર્ષણને પરિણામે જે મહાપ્રશ્નો ઊઠ્યા છે તેમાંથી જ તેઓ તેમ યુવાન કવિઓ પોતાના વિષયો લે છે. પણ ઉભયની કાવ્ય-ભાવનામાં તાત્ત્વિક ભેદ છે. ગુરુદેવ જીવનનાં સનાતન સત્યોને અનુલક્ષીને પોતાની રચનાઓ કરે છે; પણ પૂર્વોક્ત કવિઓ ભાષાદ્વારા ભાવો વ્યક્ત કરવામાં ભાષાના કયા કયા નવાનવા ઉપયોગો થઈ શકે તેમ છે તેની શોધમાં પડ્યા લાગે છે. હોમર, વર્ડ્સ્વર્થ, બ્રાઉનિંગ કે રવીન્દ્રનાથ માનવહૃદયની જે પ્રબળ ઊર્મિઓ, એ હૃદયનો

તલસ્પર્શ કરીને આલેખે છે, તેવું આ જુવાનોને હાથે શક્ય નથી. પરંતુ તેમની આવી મર્યાદા સ્વીકાર્યા બાદ કહેવું ઘટે કે તેમનામાં કેટલાક શક્તિશાળી કવિઓ છે: જેમ કે 'અનામી' અને 'સૂર્યમુખી'ના કર્તા દિલિપકુમાર રાય, જેમની કવિતામાં જીવાત્માની રૂપાન્તર અને પુનરુજ્જીવન માટેની ઝંખના પ્રતિબિંબિત થાય છે. સંસ્કૃત અને વિદેશી સાહિત્યની અસર હેઠળ કૈંક દુર્બોધ છતાં જ્વલંત રચનાઓ કરનાર સુધીન્દ્રનાથ દત્ત; કુશળતાથી થએલા માનસપૃથક્કરણવાળા ઊર્મિગીતોના સંગ્રહ 'બ્રુન્દિર બન્દન'ના રચનાર બુદ્ધદેવ બોઝ વગેરે વગેરે. આ નવીન કવિઓ પ્રગલ્ભ તથા સર્વથા અ-પૂર્વ સઘન રૂપકોપમાઓ વાપરે છે તેમ જ પ્રાસ વિનાના મુક્ત પદ્યના પ્રયોગો પણ છૂટથી કરે છે. બંગાળી વાચકો હજી તેમની પૂરતી કદર કરતા નથી અને ઘણા વિવેચકો પણ તેમનો તીવ્ર વિરોધ કરે છે; આ સંજોગોમાં લંડનના 'ટાઇમ્સ લિટરરી સપ્લીમેંટે' અર્વાચીન બંગાળી કવિતા વિશે ઘણો ગુણદર્શી લેખ લખ્યો તે વાંચીને કદરભૂખ્યા કવિઓ આનંદમાં આવી ગએલા એ સમજાય તેવું છે. ...'રીસંટ તામિલ લિટરેચર'ના લેખક રા. એમ. એસ. રામસ્વામીના કહેવા પ્રમાણે એ ભાષાનું અર્વાચીન વાઙ્મય આજથી માત્ર ત્રણ દસકા પર, સ્વ. સી. સુબ્રહ્મણ્ય ભારતીના ઉદય સાથે શરૂ થાય છે. 'દેશભક્તિના કવિ' તથા 'રાષ્ટ્રીયતાના પયગંબર' તરીકે સન્માનિત થએલા એ કવિ અને ગદ્યસ્વામીએ જૂની કવિતાનાં કૃત્રિમ અને રૂઢિવશ અંગો સામે વિરોધ કરીને સન્નિષ્ઠાની સ્થાપના કવિતામાં કરી છે; અને સુવિશદ તેમ જ લયવાહી તામિલ ગદ્યનો આરંભ પણ તેમની જ સાથે થયો. રા. રાજગોપાલાચાર્યે માર્કસ ઓરેલિયસના 'મેડિટેશન્સ'નું ભાષાંતર કરવા ઉપરાંત હાલનાં સામાજિક અનિષ્ટોના વિષય પર સુરેખ પ્રમાણબદ્ધ ને સુકોમળ કલાવન્ત નવલિકાઓ પણ લખી છે. 'કલ્કિ' ઉપનામથી લખનાર નવલિકાકાર રચનાઓમાં વ્યક્તિત્વ, ચિત્રાત્મકતા નર્મકટાક્ષ અને વિરલ પૃથક્કરણ-શક્તિ છે. કલ્કિ સમકાલીન તામિલનાડના સાહિત્યકારોમાં સૌથી બહુમૂલું રત્ન છે; તેમનાં સંસ્કારી ગદ્યલખાણોમાં હજી ઘણી આશા આપે ને વિકસે તથા પરિપક્વ થાય તેવાં તત્ત્વો છે. એસ. વી. વી.-એ પાશ્ચાત્ય પ્રકારની સુન્દર નિબંધિકાઓ રચી છે. તામિલમાં ક્રમનસીબે માઠી અસર કરનાર નવલો પણ રચાયા કરે છે. ગાંધીજીની આત્મકથાનું ભાષાંતર પણ થયું છે.

## યુરોપનું સાહિત્ય—તીક્ષ્ણ દષ્ટિએ

—યુરોપીઅન સાહિત્યકાર ત્યાં સુપ્રસિદ્ધ હોય એટલે તેને અહીં પણ માત્ર પ્રશંસાદષ્ટિએ સુપ્રસિદ્ધ બનાવવાનો રિવાજ આપણે પાડયો છે. આ બરાબર નથી; કારણ, એની પ્રસિદ્ધિ કેટલેક અથવા બધે અંશે પણ વાજબી હોય ત્યારે પણ તેની તરફ સારાસારવિવેકની દષ્ટિ હવે આપણે કેળવવી જોઈએ. વિવેચનનું સવિશેષ કડક ધોરણ પાળનાર યુરોપીઅન વિવેચકો પોતાના શ્રેષ્ઠ કે શ્રેષ્ઠ મનાતા સાહિત્યકારોને પણ કેવી અગ્નિપરીક્ષામાંથી પસાર કરે છે તેનું દષ્ટાંત થોડા વખત પર પ્રગટેલા, ત્યાંના એક અગ્રિમ વિવેચક ચાંકો લાબ્રિનના 'આસ્પેક્ટસ ઑફ મૉડર્નિટી'માંથી મળે છે. ગયા માર્ચમાં ગુજરેલા ઈટાલિયન કવિ દાનન્ઝિઓ પર તીક્ષ્ણ દષ્ટિ ઠેરવીને તે કહે છે કે એ કવિની શબ્દછટામાં ઉપલક ચળકાટ એવો હતો કે ચાતુરીથી ગોઠવેલા કાચકટકાને આપણે રત્ન માની બેસવાની ભૂલ કરીએ; સ્થિરતા અને સ્થાયીપણું તેનામાં નથી... લાબ્રિને નોબેલ પ્રાઇઝમેનો ક્નુટ હામ્સન અને પિરાન્ડેલો જેવાનાં પણ કથાવસ્તુ કે નાટયવસ્તુની એકવિધતા તરફ ધ્યાન ખેંચ્યું છે; આ જાણ્યા પછી આપણે આપણા 'દિવ્યચક્ષુ'કાર સામેની આ બાબતની ફરિયાદો માંડી વાળવી જોઈએ નહિ? જીવનનું જે પાસું કલાકારને સૌથી વધુ આકર્ષતું હોય, સ્વાભાવિકપણે આકર્ષતું હોય, તે તેની કૃતિઓમાં વારંવાર આવ્યા વિના ભાગ્યે રહે...'આસ્પેક્ટસ'માં એ ત્રણ વિશે, ઑ. વાઇલ્ડ તથા આનાતોલ ફ્રાંસ વિશે, જે રશિયન વગેરે બીજા ઊંચી કોટિના સાહિત્યકારોનાં નામ પણ આપણે સાંભળ્યાં નથી તેમને વિશે પણ નિબંધો છે એમ આ નોંધની પામારૂપ અવલોકનનોંધ પરથી સમજાય છે.

## કલાચિન્તન: ગુજરાતી ને બીજું

રૂપાલી: આજે જિનરાજદાસજીકૃત 'કલાસૃષ્ટિ' આવી તે સાથે આ વિષયનું ગુજરાતી ને બીજું નૂતનસમયે જાણેલું કે યાદ કરેલું વાઙ્મય સાંભર્યું ... ગુજરાતીમાં ગ્રન્થરૂપે ઘણુંખરું ભાષાન્તરો છે, જેમ આ નવો અલ્પમૂલ્ય (રૂ. ૧।। નો) ગ્રન્થ, એમાંના સત્ત્વની દષ્ટિએ અમૂલ્ય ગ્રન્થ, પણ એક સરસ ભાષાન્તર છે. મને જે આગલાં ભાષાંતરો સાંભર્યાં તે, અવનીન્દ્રનાથનું 'ભારતશિલ્પ' કોઈકે ગુજરાતીમાં ઉતાર્યું છે; એક બીજા બંગાળી ગ્રંથ પરથી ગુજ. વ. સોસાયટીએ કરાવેલું 'સૌન્દર્યતત્ત્વ'; એ સંસ્થાએ વાસુદેવ ગો. આપ્ટેના મરાઠી પરથી

કરાવેલું 'સૌંદર્ય' અને 'લલિતકલા'; સયાજી સાહિત્યમાળામાંના સર એ. રેનલ્ડ્ઝકૃત 'કલા વિશે પ્રવચનો'; મ. ન. દ્વિવેદીના 'ચેતનશાસ્ત્ર'-ના આઠમા પ્રકરણમાંનો થોડોઘણો સૌંદર્યવિચાર...વિષયના એ જ સ્વરૂપ પર કેટલોક ઉપયુક્ત વિચાર રવિબાબુના હિન્દીમાં થયેલા 'સાહિત્ય' નામે લઘુગ્રન્થમાં પણ જોવામાં આવ્યો છે. એમના જ અંગ્રેજી ઉપરથી 'સૌન્દર્યપ્રતીતિ' હમણાં મરાઠીમાં ('વિહંગમ':જુલાઈ '૩૮) ઊતર્યું છે. ...ફરી આપણી ભાષા સામી દૃષ્ટિ કરતાં, કાકા સાહેબના મહાગ્રન્થો (જે માત્ર દળ ને લંબાઈપહોળાઈ વડે મહાન બનેલા નથી તે.) 'જીવનવિકાસ' અને 'જીવનનો આનંદ' જેમ ન ભુલાય તેમ 'સાહિત્ય-સમીક્ષા'ની કલગીરૂપ તેના સર્વપ્રથમ નિબંધમાંનું સૌંદર્યસમીક્ષણ પણ ન જ ભુલાવું જોઈએ....આટલે પહોંચ્યો ત્યાં 'એક પ્રવાસ' (રા. મુનશી)માંનો, કલાવિચાર તો યાદ આવ્યો, પણ તેના ઉત્તરરૂપે બીજો પક્ષ સામર્થ્યપૂર્વક રજૂ કરનાર એક અપ્રસિદ્ધ અન્યિકા ગયે વર્ષે જોએલી તે પણ સાંભરી જ. '...' કલાસૃષ્ટિ'ને અત્યન્ત આનન્દપૂર્વક આવકાર આપતાં ઈચ્છવાનું મન થાય છે કે તેના ઉપોદ્ઘાત-લેખક રા. ભાઈ રવિભાઈ રાવળનાં કલા વિશેનાં ગયાં વીશેક વર્ષનાં લખાણોનો સંગ્રહ તેઓ કે કોઈ સંસ્થા કે પ્રકાશક આપવા કૃપા કરે તો એ ગુજરાતી મૌલિક કલાચિન્તનનો એક ગણનીય ગ્રન્થ અવશ્ય બને...રા. નાનાલાલ ચ. મહેતા અને સ્વ. કનૈયાલાલ વકીલનું અંગ્રેજીમાં થએલું કાર્ય વીણણીરૂપે ગુજરાતીમાં થવાની જેમ જરૂર છે તેમ રા. ભાઈ ધનસુખલાલ મહેતાનાં કલાવિવેચનો પણ મધ્યમ કદનો કીમતી એક ગ્રન્થ બને તેટલાં, અને ગ્રન્થાકારપણાને પાત્ર, જરૂર છે. (પૂર્તિ: (૧) ત્રણ વર્ષ પર એક દશાબ્દી અંકમાં પ્રો. વિષ્ણુભાઈ ત્રિવેદીએ લખેલો 'પ્રેરિત' એ એમનાં જૂના ઉપનામને અનુરૂપ પ્રેરણાન્વિત નિબંધ 'સૌન્દર્ય'ની શોધ; અને (૨) હવે તો ઇતિહાસપૂર્વના કાળના લાગે તેવા અમારા અસ્લેસલ બટુભાઈએ 'ચેતન'માં લખ્યો હતો તે સુન્દર લેખ 'સૌન્દર્ય'ની શોધમાં ટીકાકાર.')

### મોટામાં મોટું આશ્ચર્ય

૨૯મી: આપણાં છાપાં રોજ ઊઠીને ક્યાંકથી ખણી કાઢે છે તેવું આ કોઈ વૈજ્ઞાનિક ખોટુંખરું આશ્ચર્ય નથી-તદ્દન પૌરાણિક છે: અને છતાં, તદ્દન વાસ્તવિક હોઈ; વિજ્ઞાને પણ માથે ચડાવવા યોગ્ય છે:

મહાભારતમાં યક્ષપ્રશ્નોત્તરના પ્રકરણમાં એક એવી વાત છે કે એક વાર જ્યારે યુધિષ્ઠિર થાક અને તરસથી વ્યાકુળ બન્યા હતા ત્યારે ધર્મના અધિદેવ યક્ષરાજે તેમને એવો પ્રશ્ન કર્યો કે જગતમાં સૌથી વધારે વિસ્મયજનક શું છે ? અને આ પ્રશ્નનો જવાબ જો સાચો મળે તો જ રાજા યુધિષ્ઠિરને પાણી પીવાની છૂટ મળે તેમ હતું; નહિતર થાક અને તૃષાથી તેમનું મૃત્યુ થવાનું હતું. યુધિષ્ઠિરે નમ્રતાથી એવો જવાબ આપ્યો કે આપણે આપણી દૃષ્ટિ સમક્ષ મનુષ્યોને મૃત્યુના મુખમાં જતાં જોઇએ છીએ, છતાં આપણે જેઓ જીવતાં છીએ તેઓ એમ જ માનતાં જણાઇએ છીએ કે આપણું મૃત્યુ કદાપિ થવાનું નથી. આ જગતનું મોટામાં મોટું આશ્ચર્ય છે. (આજના 'ગુજરાતી'ની એક તંત્રીનોંધમાંથી, વાક્યરચના જરા સુધારી લઇને.)

### વિચારવાચન વિ. સંસ્કૃતિ

૩૦મી. ઘણાં વરસ પર, 'ગુજરાતી'ના શરૂઆતના દીપોત્સવી-અંકોમાંના એકમાં,' મનોવૃત્તિદર્શક યન્ત્ર ' નામે લેખ આવ્યો હતો. અંગ્રેજીમાંથી બિનચૂક ઉત્તમ લખાણોની પસંદગી કરી શકનાર રા. ભાઈ ધનસુખલાલ મહેતાની પસંદગી અને કલમનું એ સુપરિણામ આજે યે યાદ આવે છે તે આન્દ્રે મૌર્વાની નવી કટાક્ષાત્મક, કલાપૂર્વક પરોક્ષ બોધ આપતી નવી નવલ ' ધ થૉટ રીડિંગ મશિન'નું એક અવલોકન વાંચ્યું એ પરથી. આપણી મનોવૃત્તિઓ દર્શાવી નાંખનાર સંચો શોધાય તો કેવાં દુઃસહ પરિણામ આવે તેનું વર્ણન પેલા લેખમાં હતું; આ નવલમાં વધારે ચિત્રાત્મક રીતે પાત્રો ને પ્રસંગો દ્વારા એવું આલેખવામાં આવ્યું છે કે, આપણા મગજમાં સહેજ-સહેજમાં આવતા જતા તરંગો અને દિવાસ્વપ્નોને ખરી રીતે આપણા ચારિત્ર, ક્રિયાશક્તિ અને કાર્યો સાથે તાત્વિક સંબન્ધ નથી તેથી, એ તરંગબરંગને તાસક પર ગ્રામોફોનની જેમ ટપકાવતો ને જાહેર કરનાર યન્ત્ર શોધાવાથી સમાજમાં એવી અંધાધૂની ફેલાય છે કે સઘળું સંસ્કારી જીવન અશક્ય બને છે અને ફ્રેંચ જેવી સંસ્કારી પ્રજા એ શોધને પોતાના દેશમાં વ્યવહારુ સ્વરૂપ લેવા જ દેતી નથી. બીજે પક્ષે, જે ફ્રેન્ચ પ્રાધ્યાપકના

વધુપડતા ફળદ્રૂપ ભેજાની એ પેદાશ હતી તેને લાખો ફ્રાંકના ખર્ચે અમેરિકા બોલાવીને ત્યાંની વેપારી પેઢીઓ તેનો ઉપયોગ કરે છે. (એ ઉપયોગ શો, તેનાં પરિણામ કેવાં ઇત્યાદિ બિન્દુઓ વિશે અવલોકન મૂંગું છે.) જે નાજુકાઇ અને ચાતુર્યથી નવલ લખાઈ છે તેનાં અવલોકનકારે બેત્રણ વાર વખાણ કર્યાં હોવાથી આપણામાંથી કોઇકે એની કિંમતના પાંચ શિલિંગ કડવા કરી નાંખીને પછી કથારસની મીઠાશ ચાખવી-ચખાડવી ઘટે એમ લાગ્યા વિના રહેતું નથી.

## ગ્રંથઘડતર : જૈન ધર્મ

વડોદરાના ગયા માર્ચના ગ્રન્થકારસંમેલનમાં આ બે વિષયો પરનાં વ્યાખ્યાનો ભણી ખાસ ધ્યાન ખેંચવા ઇચ્છા થાય છે. તેમાંના પહેલામાં રા. હિમ્મતલાલ અંજારિયા જેવા આયૌવનવાર્ધક્ય ગુજરાતી ભાષાના ઉપાસકે આપણા ગદ્યના ઘડનારાઓ વિશે મોટાં ૩૬ પાનાંમાં વિસ્તૃત નોંધો રજૂ કરી છે. 'ગુજરાતી'ના ગયા (૧૯૯૩ના) દીવાળી અંકમાંના 'દટાયલો ખજનો'ના લેખક રા. રામમોહનરાયે તેમ પ્રસ્તુત વ્યાખ્યાતાએ પણ અત્યારે તો લગભગ વીસરાઇ જ ગયેલાં ગઇ બે પેઢીનાં મૂલ્યવાન પુસ્તકો સંભારી આપીને મોટી સેવા કરી છે. અર્વાચીન ગુજરાતી સાહિત્ય સને ૧૯૨૦માં કે ૧૯૩૦, '૩૫ કે '૩૮માં જ શરૂ થતું હોય તેમ ઘણી વાર છાપાંગરા વિદ્વાન વિવેચકોને વાત કરતા આપણે સાંભળીએ છીએ. આ ખેદકર સ્થિતિ ટાળવાનો ઉપાય ઉપલા બંને લેખકોએ લીધો છે, તે છે. પણ તેમણે તો આંગળી ચીંધ્યાનું પુણ્ય-જે પણ મોટું છે તે-કર્યું. હવે આપણે એમણે બતાવેલી દિશામાં આગળ વધવું જોઇએ. એવો આરંભ 'પ્રસ્થાન'માં પ્રા. રામનારાયણે નારાયણ હેમચન્દ્રનો જીર્ણોદ્ધાર કરવાના પ્રયાસરૂપે હમણાં જ કર્યો છે. ગદ્યવિકાસ પર રા. ભાઈ શંકરપ્રસાદ રાવળે અમારા અરસ્ટેસૂલ (પ્રી-હિસ્ટોરિક) 'ગુજરાત'ના વિદ્વત્તા-અંકમાં (ભાદ્રપદ ૧૯૭૯ના) લખેલું; ત્યારપછીનો ઉપરકલો પ્રયાસ, જાણમાં, પહેલો જ છે. એમાંની માહિતી તેમ જ દ્યોતક વિવેચન વધારે અભ્યાસનાં પ્રેરક નીવડે તો સારું. ... 'ગુજરાતમાં જૈનધર્મ'માં મુનિશ્રી જિનવિજયજીએ જૈનધર્મ ઇતિહાસ અને સંસ્કૃતિનો સારાંશ, એ વિષયથી અજાણ્યાઓને માટે એક સારા પ્રવેશકની ગરજ સારે તેવો, આપ્યો છે. તેમણે પ્રસંગોપાત્ત વૈષ્ણવબ્રાહ્મણધર્મીઓની ધૂળ-મંદિરોની સંભાળ અને સાફખાઇની

બાબતમાં—એકંદરે સંયમથી અને કર્તવ્યબુદ્ધિથી ખંખેરી છે તે પણ સારું કર્યું છે. વ્યાખ્યાનસંગ્રહના પૃ. ૧૦૦–૧૦૨ ઉપર અચલેશ્વરનું જે વર્ણન કર્યું છે તે કોઈ પણ નિષ્ઠાળુ શૈવને નીચું જોવડાવે તેવું છે. સાપ્તાહિકોમાંથી કોઈક એ પૃષ્ઠોને પુનર્મુદ્રિત કરવાની તથા તે પર સતત લખાણો કરી લોકમત જાગૃત કરવાની આવશ્યક ફરજ બજાવવી ઘટે છે.

## 'સાહિત્યસમીક્ષા'

રા. બાઇ વિશ્વનાથ ભટ્ટના એ ગ્રંથને ઘટે છે તેવી તેની સમાલોચના 'માનસી' છાપી શકે ત્યાર પહેલાં એટલું કહેવાની તો આ પહેલામાં પહેલી મળી તે તક લઉં છું (અને તે, મારા મતવિધાન પ્રત્યે ગેરસમજ થવાની છે કે "આ તો પાછો ભાઇબંધ ભાઇબંધને વખાણવા બેઠો" એવી પાકી ખાતરી હોવા છતાં લઉં છું) કે તેમાંના ચૌદ નિબંધ જેવાં એ જ વિષયો પરનાં અને એક જ વિવેચકનાં ચૌદ રત્નો ગયાં નેવુંએ વર્ષના વિવેચનવાઙ્મયમાં છે નહિ ને હોય તો મેં જોયાં નથી. જેને દેખાતાં હોય તે બતાવે ... ... એ બધા ગતકાલીનોનું કર્યું તેવું મૂલ્યાંકન સમકાલીનોનું કરો એવી તેમને શિખામણ અપાયલી; ભૂલે તો, શુદ્ધ બુદ્ધિથી અપાયલી. તેનો 'ઊર્મિ'માં એમણે કડકડતો જવાબ આપેલ જેનો સામો મળેલો ભડભડતો જવાબ ભડકો થઇને તુર્ત ઓલવાય તેવો જરા બધા વિચારશીલોને લાગ્યો છેઃ ખાસ કરી, હું જેવા સ્વાનુભવીઓને. મારી કલમ આગના અક્ષરે લખતી, ૧૯૨૪–૧૯૩૫ના અગિયારકામાં; હવે તે, એવો પ્રસંગ હોય ત્યારે પણ, પહેલી જાણે બરફના પાણીમાં બોળાય છે ને પછી આગળ ચાલે છે. શા માટે? આટલા માટેઃ "તમારી રીતે લખવું તો ક્યારે પોસાય કે તમારી પાસે બે લાખનું ફંડ હોય ને તમે તમારા સ્વતંત્ર મત પ્રમાણિકપણે દર્શાવો તેથી તમને કોઇ જાતનો વાંધો ન આવે." એક સાચા શુભેચ્છકની આ સલાહને મેં અમલમાં મૂકવા માંડી છે ત્રણેક વરસથી; દોઢ વરસથી તો વિશેષ કરી. પરિણામે, તમારા ગુજરાતી સાહિત્યને આવશ્યક એવી, એટલા ભાગની, સ્વતંત્રતા દુનિયામાંથી ઘટી હશેઃ પણ મારા તો હૈયામાં ને ઘરમાં શાન્તિ પહેલાંના પ્રમાણમાં ઘણી ફેલાઇ છે. કબૂલ છે કે એ કબરની શાન્તિ હશે અને કબૂલ છે કે મને એ ગમતી નથી. પણ બે લાખનું પેલું ફંડ મળે તેની જ

વાટ જોઇ રહ્યો છું, આપણા સૌના આ સાહિત્યસ્વાતંત્ર્યનો ધ્વજગરો ફરીથી ફરકાવી શકાય માટે. બાકી એ શણગારીને તૈયાર તો હૈયાને વિશે રાખ્યો જ છે; અને જો એવડું ફંડ નહિ તો પછી, મેઘાણી-ભાઇને મળ્યું છે તેવું સદ્ધર લિમિટેડ કંપનીનું પીઠબળ કે 'સાહિત્ય-પ્રિય 'ભાઈને મળ્યો છે તેવો ૪૦ વર્ષના જામેલા સાપ્તાહિકનો સાથ મળશે તો પણ અમો બંને ચલાવી લઈશું. અને પછી તો–શો પરમાનંદ !–એ બે બંધુઓ, ત્રીજો હું, ચોથા ભાઇ વિશ્વનાથ; એમ ચતુર્મુખ બ્રહ્મદેવ સાહિત્યનું સ્વાતંત્ર્યસર્જન વિલસાવશે ને આ તમારા ગુજરાત દેશનું, એટલે જગત એને જોઇ રહેશે અને દેવો પણ અવની પર ઉતરી આવશે અમારી પર અમરફૂલડાંની અનરાધાર વૃષ્ટિ કરવા,–વૃષ્ટિ કરવા.

## સૂરતમાં વાઙ્મયપ્રવૃત્તિ

**૧૨મી સપ્ટે :** ગયા ચરણ દરમ્યાન સૂરતના સાહિત્યમંડળ તથા કોલેજમાં મળીને વાઙ્મયની ઠીકઠીક, નોંધવા લાયક પ્રવૃત્તિઓ થઈ છે. ...છવીસમી જુલાઈએ સાહિત્યમંડળના આશ્રય નીચે પ્રાધ્યાપક મનોહર રામચન્દ્ર પાળંદેનું ભાષણ 'આધુનિક મરાઠી સાહિત્યના પ્રવાહો'. વિશે થયું હતું. તેમનો વિષય ઇતિહાસ અને અર્થશાસ્ત્ર છે તો પણ તેઓ સાહિત્યના માત્ર ઉત્સાહી નહિ–વિવેકશાલી અભ્યાસી પણ છે, તેનો ખ્યાલ એ દોઢેક કલાકની અખંડ વાગ્ધારાએ તરબોળ થતા શ્રોતાઓએ જ્યારે ચિપળૂણકરથી 'આજ સુધીનાં કેટલાંક મુખ્ય વહેણનો પરિચય સાધ્યો ત્યારે તેમને સમજાયું હતું ... બંકિમ–શતાબ્દીની નોંધ આ અંકમાં અન્યત્ર લીધી છે. તે જ દિવસે કોલેજમાં પ્રો. બહુ-ભાઇ ઠાકોરે 'હિન્દના ઈતિહાસના સ્વભાવસિદ્ધ યુગો' પર આપ્યું હતું. પ્રાગૈતિહાસિક કાલમાં હિમાલય પણ નહોતો ત્યારથી માંડીને બ્રિટિશ અમલ સુધીની જે મુખ્ય ચાર કે પાંચ તબક્ક આપણા ઇતિહાસની છે તે દરેકનો તેમણે વિદ્યાર્થીઓને પ્રેરક નીવડે તેવી વર્ણનાત્મક તથા કેટલેક સ્થળે અપૂર્વ વિચારદર્શનમય પિછાન કરાવી, સ્વતંત્ર સંશોધન પ્રતિ વળવા ઉદ્બોધન કર્યું હતું, અને એ નથી થતું તે ગુજરાતીઓની વિદ્યાવિષયમાં લાપરવાહ, વિલાસી પ્રકૃતિને કારણે એવી વાજબી ટકોર પણ કરી હતી. ... ગયે અઠવાડીએ (તા. ૯મી) વડોદરાના પ્રાચ્ય-વિદ્યામંદિરવાળા પં. લાલચંદ્ર ગાંધીએ પણ એ જ સ્થળે મધ્યકાલીન ગુજરાતના પ્રાકૃત ભાષામાંના 'જૈન નાટ્યસાહિત્ય' વિશે ઘણી રસમય માહિતી અર્ધમાગધી સોસાયટીના વાર્ષિક સ્નેહસંમેલન પ્રસંગે સાદર

કરી હતી. આ તથા મરાઠી સાહિત્ય વિશેનાં ભાષણો ટૂંક સમયમાં 'માનસી'ના વાચકો માટે લખી આપવાની વિનંતિ વિદ્વાન ભાષણકર્તાઓએ સ્વીકારી છે એમ કહેતાં ઘણો આનંદ થાય છે. સારા સાહિત્યનું વાચન વિદ્યાર્થીઓ તથા બીજા સાહિત્યપ્રેમીઓમાં વધે એ સહુદેશથી અહીંના સાહિત્યમંડળે—ગુજરાતભરમાં એવો આ બીજો જ દાખલો છે—સાહિત્યની ઇનામી પરીક્ષા આવતા જાન્યુઆરીમાં લેવાનું ઠરાવ્યું તથા જાહેર કર્યું છે તેની પણ સહર્ષ નોંધ લેવી ઘટે છે.

## નોંધ-ત્રિપુટી

૧૩મી: (૧) નર્મદ અને ન્હાનાલાલ વિશે જે નમોવાણી ગયા થોડા દિવસમાં સંભળાઇ તેણે ઘણા સાહિત્યરસિકોનું ધ્યાન ખેંચ્યું છે. ઑલ ઇંડિયા રેડિયોના સંચાલકો ગુજરાતી સાહિત્યને એ સુલભ રીતે લોકગમ્ય કરવાના વધુ કાર્યક્રમો વારંવાર યોજે એ ઇષ્ટ છે. (૨) પ્રો. ઠાકોરે સપ્ટેમ્બરના 'ત્રિવેણી'માં અર્વાચીન ગુજરાતી સાહિત્ય વિશે લખેલા લેખમાંનાં સારાં તત્ત્વોનો સ્વીકાર આભારપૂર્વક કરીને, કવિ ન્હાનાલાલ પોતાની ઉત્તર વય તો હવે નર્મદ કરતાં દલપત મોટા હતા એમ કહ્યા કરવામાં ગાળે છે એવી મતલબના અસાર તત્ત્વ સામે, અસત્યકથન સામે, વાંધો ઉઠાવ્યા વિના રહેવાય તેમ નથી. એ કથન આ હકીકતો વડે અસત્ય ઠરે છે: (ક) રા. કવિએ 'આપણાં સાક્ષરરત્નો ભા. ૨'ના પૃ. ૮૭—૯૩મા પર, (ખ) 'મણિમહોત્સવના સાહિત્યબોલ ભા. ૧'ના પૃ. ૧૨૯મા પર, તથા (ગ) દલપતચરિત્રના (જાણમાં, 'પ્રતાપ'ના એક દીવાળી અંકમાં આવેલું તે) કવિમિલનપ્રકરણમાં નર્મદદલપત વિશે જે લખ્યું છે તે વાંચનાર દરેક જણ જાણે છે કે, પ્રો. ઠાકોર મતપ્રદર્શન મજકુર કરતી વખતે રા. કવિ વિશેના દુર્ગ્રહથી ખેંચાઈ ગયા છે; ખેદકર વિશેષ તો આ એટલા માટે બને છે કે એ લેખ હિન્દના બીજા ભાગોમાં વંચાશે ત્યાં આપણા સર્વોત્તમ વિદ્યમાન કવિને વિશે આ બાબતનો ધરમૂળ ખોટો ખ્યાલ પેદા થશે; (૩) રા. હીરાલાલ ત્રિ. પારેખના સ્વર્ગવાસથી શોકની જે ઘેરી છાયા સમસ્ત સંસ્કારી ગુજરાત પર છવાઇ છે તે ખસતાં, ખાસ કરી જેમને એમના વધારે નિકટના સંબન્ધમાં આવવાનો લાભ મળેલો તેમનાં હૃદયમાંથી ખસતાં, લાંબો સમય લાગશે. જે કાર્યો એમને પ્રિય હતાં, જેમાંનાં ઘણાં એમને જતે અધૂરાં રહ્યાં છે, તે અને તેવાં બીજાં નવાં અનેક કાર્યો ધર્મબુદ્ધિથી કરવામાં તેમનું અનુકરણીય દૃષ્ટાંત આપણને હમેશ પ્રોત્સાહનરૂપ નીવડો.

—વિ.

## 'એશિયા તો એશિયાનું'

### કવિવર ટાગોરનો જાપાની કવિને ઉત્તર

જાપાને ચીન ઉપર આક્રમણ કર્યું છે[૧] તે ન્યાય્ય છે, એ મતલબનો જાપાનના કવિ યોને નોગુચીએ કવિવર ટાગોર તથા મહાત્મા ગાંધીજીને પત્ર લખ્યો હતો. એનો ડો.ટાગોરે જે ઉત્તર આપ્યો છે તેમાંના કેટલાક મુદ્દા નોંધવા જેવા હોઈ અહીં આપ્યા છે.

#### 'એશિયા તો એશિયાનું'

એ વાદની તમે જે વ્યાખ્યા કરો છો તે એક રાજકીય જાસાચિઠ્ઠી છે. નાનું 'યુરોપ તે યુરોપનું' એ વાદના જે સૌ ગુણ એમાં છે તે મને અમાન્ય છે. રાજકીય પક્ષો અને ભાગલાઓની ભીંતોને ભેદીને આપણને સર્વને સ્વકીય એકતાનું ભાન કરાવનાર માનવતાનો જરા પણ અંશ એમાં નથી.

#### વર્તમાન આક્રમણ

પશ્ચિમના દેશો પાસેથી તેમની સઘળી હિંસક રીતિઓ શીખીને અને ચીનની માનવતા પર વિનાશક ચઢાઇ કરીને જાપાને સંસ્કૃતિના મૂલભૂત હરેક નૈતિક સિદ્ધાંતનો મર્યાદાલોપ કર્યો છે. ચીનનાં સ્ત્રીબાળકો પર બોમ્બ ફેંકવાની અને પ્રાચીન દેવાલયો તથા વિશ્વવિદ્યાલયોની પવિત્રતાનો ભંગ કરવાની ક્રિયા તે એશિયાખાતે ચીનને જમે રાખવાનું સાધન છે, એમ દર્શાવવા તમે "એશિયાઇ ખંડમાં નવીન મહાન દુનિયાનું સંસ્થાપન કરવાનું, ભયંકર તો ખરૂં, પણ અનિવાર્ય સાધન" એવો શબ્દપ્રયોગ કરો છો; ત્યારે તો તમે પશુઓમાં પણ અનિવાર્ય નથી એવી જીવનરીતિનો આંરોપ મનુષ્યસમાજ પર

---

[૧] 'જપાની પ્રજા' તો એ આક્રમણની વિરુદ્ધ છે' એવી મતલબની કેટલીક વિગતો તા. ૧૧મી સપ્ટેમ્બરના 'હરિજનબન્ધુ'માં છપાઈ છે તે તરફ સુજ્ઞ વાચકોનું ધ્યાન ગયું જ હશે.—સં. 'માનસી'

કરો છો. પ્રસંગવશાત્ કોઇ વાર પૂર્વદેશોએ ભૂલ કરી તો ભલે; પણ એમની એ જીવનરીતિ છે એમ કદી કહી શકાય નહિ એ નિશ્ચિત છે. એશિયાના તમારા કલ્પનામંદિરને ફરતો કોટ મનુષ્યની ખોપરીઓનો છે.

## બુદ્ધિમાનોની બેવફાઇ

આપણા યુગના રોગનું સૂચક ભયંકર ચિહ્ન તે બુદ્ધિમાનોની બેવફાઈ છે. યુદ્ધઘેલછાના કટોકટીભર્યા દિવસોમાં પણ પશ્ચિમમાં કદી એવા મહાત્માઓની ખોટ પડી ન હતી કે જે માનવતાને નામે તેમના જ યુદ્ધપ્રચારકોની સામા થઇ લડાઇના ગડગડાટોની પાર પોતાનો અવાજ સંભળાવે. આ મહાપુરુષોને વેઠવું પડ્યું હતું; છતાં સ્વદેશજનોના અંતરાત્માના એ પ્રતિનિધિઓએ કદી એનો દ્રોહ કર્યો ન હતો. મને આશા છે કે જાપાનના કલાકારો અને વિચારકો સેનાધિપતિઓની શેખાઇને નમ્યું નહિ આપે.

## અજેય ચીન

ચીન અપરાજેય છે. માર્શલ શિયેંગ કૈશેકના નિર્ભય નેતૃત્વ હેઠળ ચીનની સંસ્કૃતિ સૌ સંકટ તરી પાર ઊતરવાને અદ્ભુત સાધનશક્તિવિભવ દાખવે છે. અભૂતપૂર્વ ઐક્યથી સંગઠિત ચિનાઇ પ્રજા જીવના જોખમે જે વફાદારી બતાવે છે તેથી તે દેશમાં નવયુગનું સર્જન થાય છે. ચીનના સંપૂર્ણતઃ જાગૃત થએલા આત્માને કોઇ તત્કાલિક પરાજય કચડી શકનાર નથી.

કમનસીબની વાત છે કે આ સંબંધમાં પોતાનું મન્તવ્ય પ્રબળપણે પ્રગટ કરવામાં બાકીની દુનિયા પણ લગભગ ડરપોક નીવડી છે; કારણ કે પોતાના ભવિષ્ય માટે એ બાકીની દુનિયા વળી કાંઇ કૂબડી શકયતાઓ સેવતી હશે. પરિણામે, તુફાનપ્રિય વ્યક્તિઓ અને તત્ત્વો તેમનો ઇતિહાસ અભડાવવાને તથા કીર્તિને કલંકિત કરવાને છૂટા રહે છે. પરંતુ આવી શિક્ષાવિમુખતા સામે ગાળે મહાન અનર્થની આગાહીરૂપ છે.

શિયેંગ કૈંષેકે હમણાંના એક લખાણમાં જણાવ્યું છે કે જાપાન તો ચીનની કળાની પુરાણી કૃતિઓનાં, જેનું સ્થાન ફરી ન પુરાય એવી ચીનની સંસ્થાઓનાં, તથા મહાન શાંતિપ્રિય, પણ અત્યારે તો જાપાનને હાથે મૂર્છિત, પરિપીડિતઅને વિનષ્ટ, લોકસમાજનાં પ્રેત માત્ર સર્જી રહ્યું છે.

એ પ્રેતનો કોણ નાશ કરશે? આપણે આશા રાખીએ કે અનતિદૂર ભવિષ્યમાં જાપાની તથા ચિનાઈ લોકો વિદ્વેષભર્યાં ભૂતકાળનાં સ્મરણો ભૂંસી નાખવા હાથેહાથ મિલાવશે; ખરી એશિયાઈ માનવતાનો પુનર્જન્મ થશે; કવિઓ પોતાની કવિતા દ્વારા અવાજ ઉઠાવશે અને બેધડક એવી શ્રદ્ધાનો પુનરુદ્‌ઘોષ કરશે કે મનુષ્યજાતિના નિર્મિત ભવિષ્યમાં માનવબન્ધુઓની યાદવીને–બન્ધુવિદ્રોહને, તેના યાંત્રિક વિજ્ઞાનસાધ્ય જથાબંધ જન્મને–સ્થાન નથી. [1]

---

૧. આ લખાણ ભણી અમારું ધ્યાન ખેંચવા માટે અમે અમારા વિદ્વાન મિત્ર પ્રા. હીરાલાલ ગોદીવાળાના આભારી છીએ; અને અનામી રહેવા ઇચ્છતા એક બીજા પ્રાધ્યાપક–મિત્રે આ ભાષાંતર ત્વરિતવત્ કરી આપીને 'માનસી'ને એક વધુ વાર ઋણી બનાવ્યું છે એટલું ઉમેરવાની પણ અમારી ફરજ છે.—સં. 'મા.'

## નિકષમૂર્તિ

યોગ પર દીપ્તિઓ, શ્રી અરવિન્દકૃત: અંબાલાલ પુરાણી (શ્રી અરવિન્દ કાર્યા. આણંદ; આના ૧૦).—"શ્રી અરવિન્દે તેમના શિષ્યોને પ્રશ્નોના ઉત્તરો આપેલા તેમાંથી અવતરણો લઈને" તૈયાર થએલા 'લાઇટ્સ ઓન યોગ'નાં ચારે પ્રકરણોનું ભાષાંતર, પૂર્ણયોગ સમજવામાં તથા એના વિશિષ્ટ યોગાભ્યાસમાં સાધકોને મદદ કરે તેવી પુસ્તિકા. એ યોગનું લક્ષ્ય શું છે, તેની દૃષ્ટિએ આપણી ચેતનાની ભૂમિકાઓ કઈ ને કેટલી છે, તેનું પ્રત્યક્ષ જ્ઞાન કઈ રીતે મેળવાય વગેરેને લગતી સ્વાનુભવસિદ્ધ સૂચનાઓ કર્તાએ આમાં આપી છે. જેમ કર્તાની અન્ય કૃતિઓ, જેવી 'બેસિસ ઑફ યોગ,' (એનો ગુજરાતી પહેલો ભાગ પણ છપાતા જ કાર્યાલયે એ જ કિંમતે પ્રગટાવ્યો છે.) તેમ આ સાધકપન્થપ્રદ્યોતક દીપ્તિઓના વાચન, મનન તેમ જ આપણી ચેતના પર યથાયોગ્ય થએલા પ્રયોગથી આપણે સમજી શકીએ છીએ કે યોગ પણ ખરેખર એક 'સાયન્સ' છે અને આપણા કર્તા અધ્યાત્મશાસ્ત્રના અપ્રતિમ 'સાયન્ટિસ્ટ' છે. પૂર્ણયોગ એ જગતનું એકમાત્ર સંપૂર્ણ અને સર્વોદયકારી સાયન્સ છે. આ કથનોની સાબિતી જેમને જોઈતી હોય તેઓ કર્તાના મૂળ અંગ્રેજી ગ્રન્થો દ્વારા બને ત્યાં સુધી મૂળ રૂપમાં, નહિ તો પછી આના જેવાં કાળજીથી થએલા ભાષાન્તરોનો આશ્રય લઈને, એ મેળવી શકે છે; અને મેળવીને સર્વ યોગમાર્ગો તથા તન્ત્રશાસ્ત્રનાં ઉત્તમાંગોના સમન્વયરૂપ એકમાત્ર આ પરિપૂર્ણ લોકોદ્ધારક યોગમાર્ગના સાધક પણ બની શકે છે. પ્રવેશિકાઓ તરીકે, ગયા વરસવાળું 'પૂર્ણયોગની ભૂમિકાઓ' તથા ઉમણનું 'પૂર્ણયોગ-નવનીત' જરૂર ઉપયોગમાં લઈ શકાય. વાચકોમાંથી સારી સંખ્યા એ રીતે લાભ લેશે જ એવી આશા રાખીએ.

વૈશાલીની વનિતા, ચન્દ્રગુપ્ત મૌર્યના કાળનું અપૂર્વ નાટક: પ્રકાશક [illegible], અમદાવાદ; રૂ. ૧).—ઇસુપૂર્વના ચોથા શતકમાં ઉત્તર હિન્દના કેટલાક મુખ્ય ભાગોનું સાંસ્કારિક જીવન કેવા પ્રકારનું હતું તેનો અભ્યાસપૂર્વક ખ્યાલ પાંચ અંકના નાટકરૂપે આપવાનો આ પ્રયાસ છે. પાત્રો મુખ્યત્વે બ્રાહ્મણ અને વૈશ્ય છે અને તેમના જીવનમાં એ સમયની વિધવાપુનર્વિવાહ, આંતરજ્ઞાતીય લગ્ન વગેરે જેવા મોટા સામાજિક પ્રશ્નો સંબંધી વસ્તુસ્થિતિ કેવી રીતે પ્રતિબિંબિત

મતી હતી તેનું આલેખન કર્તાએ સાદી ભાષામાં કર્યું છે. યોગાનુભવવિષયક છેલ્લો પ્રવેશ તો ખાસ ધ્યાન ખેંચે તેવો છે, 'પ્રસ્થાનભેદ'ના વિદ્વાન તત્ત્વજ્ઞાનાભ્યાસી કર્તાની કલમને શોભે તેવો છે. એ તથા ઇતિહાસ અને ધારાશાસ્ત્રનો તેમનો અભ્યાસ અને અનુભવ આ રીતે રંજક સ્વરૂપે આપણને મળવા માંડ્યો છે એ આનંદની વાત છે; એ મળવો ચાલુ રહેશે તો વિશેષ આનંદ થશે એ વાત પણ નિર્વિવાદ છે.

**રાષ્ટ્રપતિ જવાહરલાલનો બ્રહ્મદેશપ્રવાસ:** રમેશનાથ રંગનાથ ગૌતમ (નૂતન બ્રહ્મદેશ કાર્યા. રંગૂન)–પં. જવાહરલાલ નેહરુ ૧૯૩૭ના ઉનાળામાં બ્રહ્મદેશ ગયા હતા, તે સમયે કર્તાને તેમના સહપ્રવાસી તરીકે ફરવાનો લાભ બ્રહ્મદેશના એક અગ્રણી કોંગ્રેસ કાર્યકર તેમ જ ત્યાંના સર્વાગ્રણી ગુજરાતી પત્રકાર તરીકે મળ્યો. તેઓ એ લાભના સહભાગી આપણને આ રસપ્રદ ગ્રન્થ દ્વારા બનાવે છે. ગ્રન્થનું એક પણ પાનું શુષ્ક નથી: આ કથન જે થોડા ગુજરાતી પ્રવાસગ્રન્થોને માટે કરી શકાય તેમાંનો એક છે. પંડિતજીના મોહક અને પ્રોત્સાહક વ્યક્તિત્વને તાદૃશપણે આલેખતા નાના મોટા લાક્ષણિક પ્રસંગો અહીં રજૂ થયા હોવાથી. તેમના ભાવિ ચરિત્રકારે ગુજરાતી શીખી લઈને પણ પોતાના કાર્યમાં કર્તાના આ માનજનક પ્રયાસનો ઉપયોગ કરવો જોઈશે એવો અમારો સુચિન્તિત મત છે. અમારી પ્રત પર કિંમતવાળું પાનું નથી પણ તેમાંની એક છાપેલી ચબરખી બોલે છે તેમ "આટલે સસ્તે દામે' ગ્રન્થ સુલભ છે. આ કારણે, માગીતાગીને નહિ પણ ખરીદીને જ, અમારા બને તેટલા વધુ વાચકો એનું રસપાન કરે અને વારંવાર કરે, આપ્તવર્ગને પણ કરાવે, એમ ઈચ્છીએ છીએ.

**જોસેફ પિલ્સુડ્સ્કી, નૂતન પોલંડનો જન્મદાતા:** હરિશ્ચન્દ્ર ભ. ભટ્ટ (કુમાર કાર્યા. અમદાવાદ; રૂા. ૧).–યુરપ અને અમેરિકાના રાજ્યપ્રકરણ કે ત્યાંના રાજકીય નેતાઓ વિશે ગુજરાતીમાં–શું સ્વતંત્ર અભ્યાસથી, શું સારાં ભાષાન્તર તરીકે–માનાર્હ ગણીએ તેવું વાઙ્મય બહુ જ થોડું રચાયું છે. એ વિષયની, લેનિન વગેરે વિશેની બનાવટી કે પ્રચારક ચોપડીઓ ભૂલવા જેવી જ; એ સિવાયનીમાં પ્રો. ઠાકોર અને સ્વ. પ્રો. ભટ્ટનું 'પ્લુટાર્ક' સ્વ. કાન્તકૃત 'લિંકન', સયાજી સાહિત્યમાળા અને સસ્તા સાહિત્યના 'નેપોલિયન' (પહેલાં બે વિશેષ સારાં ભાષાન્તરો), 'ક્રોપોટકિન કૃત "મેમ્વાર્સ'નું ગુજરાતી

## નિકષપૂર્તિ

**યોગ પર દીપ્તિઓ,** શ્રી અરવિન્દકૃતઃ અંબાલાલ પુરાણી (શ્રી અરવિન્દ કાર્યા. આણંદ; આના ૧૦).–"શ્રી અરવિન્દે તેમના શિષ્યોને પ્રશ્નોના ઉત્તરો આપેલા તેમાંથી અવતરણો લઇને" તૈયાર થએલા 'લાઇટ્સ ઓન યોગ'નાં ચારે પ્રકરણોનું ભાષાંતર. પૂર્ણયોગ -સમજવામાં તથા એના વિશિષ્ટ યોગાભ્યાસમાં સાધકોને મદદ કરે તેવી પુસ્તિકા. એ યોગનું લક્ષ્ય શું છે, તેની દૃષ્ટિએ આપણી ચેતનાની ભૂમિકાઓ કઇ ને કેટલી છે, તેનું પ્રત્યક્ષ જ્ઞાન કઇ રીતે મેળવાય વગેરેને લગતી સ્વાનુભવસિદ્ધ સૂચનાઓ કર્તાએ આમાં આપી છે. જેમ કર્તાની અન્ય કૃતિઓ, જેમ 'બેસેસ ઓફ યોગ,' (એનો ગુજરાતી પહેલો ભાગ પણ ઉપલા જ કાર્યાલયે એ જ કિંમતે પ્રગટાવ્યો છે.) તેમ આ સાધકપન્થપ્રદ્યોતક દીપ્તિઓના વાચન, મનન તેમ જ આપણી ચેતના પર યથાયોગ્ય થએલા પ્રયોગથી આપણે સમજી શકીએ છીએ કે યોગ પણ ખરેખર એક 'સાયન્સ' છે અને આપણા કર્તા અધ્યાત્મશાસ્ત્રના અપ્રતિમ 'સાયન્ટિસ્ટ' છે. પૂર્ણયોગ એ જગતનું એકમાત્ર સંપૂર્ણ અને સર્વોદયકારી સાયન્સ છે. આ કથનોની સાબિતી જેમને જોઈતી હોય તેઓ કર્તાના મૂળ અંગ્રેજી ગ્રન્થો દ્વારા બને ત્યાં સુધી મૂળ રૂપમાં, નહિ તો પછી આના જેવાં કાળજીથી થએલાં ભાષાન્તરોનો આશ્રય લઈને, એ મેળવી શકે છે; અને મેળવીને સર્વ યોગમાર્ગો તથા તન્ત્રશાસ્ત્રનાં ઉત્તમાંગોના સમન્વયરૂપ એકમાત્ર આ પરિપૂર્ણ લોકોદ્ધારક યોગમાર્ગના સાધક પણ બનીશકે છે. પ્રવેશિકાઓ તરીકે, ગયા વરસવાળું 'પૂર્ણયોગની ભૂમિકાઓ' તથા હમણાંનું 'પૂર્ણયોગ–નવનીત' જરૂર ઉપયોગમાં લઇ શકાય. વાચકોમાંથી સારી સંખ્યા એ રીતે લાભ લેશે જ એવી આશા રાખીએ.

**વૈશાલીની વનિતા,** ચન્દ્રગુપ્ત મૌર્યના કાળનું અપૂર્વ નાટકઃ પ્રહ્લાદ ચ દિવાનજી, અમદાવાદ; રૂા. ૧).–ઇસુપૂર્વના ચોથા શતકમાં ઉત્તર હિન્દના કેટલાક મુખ્ય ભાગોનું સાંસ્કારિક જીવન કયા પ્રકારનું હતું તેનો અભ્યાસપૂર્વક ખ્યાલ પાંચ અંકના નાટકરૂપે આપવાનો આ પ્રયાસ છે. પાત્રો મુખ્યત્વે બ્રાહ્મણ અને વૈશ્ય છે અને તેમના જીવનમાં એ સમયની વિધવાપુનર્વિવાહ, આંતરજ્ઞાતીય લગ્ન વગેરે જેવા મોટા સામાજિક પ્રશ્નો સંબંધી વસ્તુસ્થિતિ કેવી રીતે પ્રતિબિંબિત

થતી હતી તેનું આલેખન કર્તાએ સાદી ભાષામાં કર્યું છે. યોગાનુભવવિષયક છેલ્લો પ્રવેશ તો ખાસ ધ્યાન ખેંચે તેવો છે, 'પ્રસ્થાનભેદ'ના વિદ્વાન તત્ત્વજ્ઞાનાભ્યાસી કર્તાની કલમને શોભે તેવો છે. એ તથા ઇતિહાસ અને ધારાશાસ્ત્રનો તેમનો અભ્યાસ અને અનુભવ આ રીતે રંજક સ્વરૂપે આપણને મળવા માંડ્યો છે એ આનંદની વાત છે; એ મળવો ચાલુ રહેશે તો વિશેષ આનંદ થશે એ વાત પણ નિર્વિવાદ છે.

**રાષ્ટ્રપતિ જવાહરલાલનો બ્રહ્મદેશપ્રવાસ:** રમેશનાથ રંગનાથ ગૌતમ (નૂતન બ્રહ્મદેશ કાર્યા. રંગૂન)–પં. જવાહરલાલ નેહરુ ૧૯૩૭ના ઉનાળામાં બ્રહ્મદેશ ગયા હતા, તે સમયે કર્તાને તેમના સહપ્રવાસી તરીકે ફરવાનો લાભ બ્રહ્મદેશના એક અગ્રણી કોંગ્રેસ કાર્યકર તેમ જ ત્યાંના સર્વાગ્રણી ગુજરાતી પત્રકાર તરીકે મળ્યો. તેઓ એ લાભના સહભાગી આપણને આ રસપ્રદ ગ્રન્થ દ્વારા બનાવે છે. ગ્રન્થનું એક પણ પાનું શુષ્ક નથી: આ કથન જે થોડા ગુજરાતી પ્રવાસગ્રન્થોને માટે કરી શકાય તેમાંનો એક છે. પંડિતજીના મોહક અને પ્રોત્સાહક વ્યક્તિત્વને તાદૃશપણે આલેખતા નાના મોટા લાક્ષણિક પ્રસંગો અહીં રજૂ થયા હોવાથી, તેમના ભાવિ ચરિત્રકારે ગુજરાતી શીખી લઈને પણ પોતાના કાર્યમાં કર્તાના આ માનજનક પ્રયાસનો ઉપયોગ કરવો જોઈશે એવો અમારો સુચિન્તિત મત છે. અમારી પ્રત પર કિંમતવાળું પાનું નથી પણ તેમાંની એક છાપેલી ચબરખી બોલે છે તેમ ['આટલે સસ્તે દામે' ગ્રન્થ સુલભ છે. આ કારણે, માગીતાગીને નહિ પણ ખરીદીને જ, અમારા બને તેટલા વધુ વાચકો એનું રસપાન કરે અને વારંવાર કરે, આપ્તવર્ગને પણ કરાવે, એમ ઈચ્છીએ છીએ.

**જોસેફ પિલ્સુદ્સ્કી, નૂતન પોલંડનો જન્મદાતા:** હરિશ્ચન્દ્ર ભ. ભટ્ટ (કુમાર કાર્યા. અમદાવાદ; રૂ. ૧).–યુરપ અને અમેરિકાના રાજ્યપ્રકરણ કે ત્યાંના રાજકીય નેતાઓ વિશે ગુજરાતીમાં–શું સ્વતંત્ર અભ્યાસથી, શું સારાં ભાષાન્તર તરીકે–માનાર્હ ગણીએ તેવું વાઙ્મય બહુ જ થોડું રચાયું છે. એ વિષયની, લેનિન વગેરે વિશેની બાલક કે પ્રચારક ચોપડીઓ ભૂલવા જેવી જ; એ સિવાયનીમાં પ્રો. ઠાકોર અને સ્વ. પ્રો. ભટ્ટનું 'પ્લુટાર્ક' સ્વ. કાન્તકૃત 'લિંકન', સયાજી સાહિત્યમાળા અને સસ્તા સાહિત્યના 'નેપોલિયન' (પહેલાં બે વિશેષ સારાં ભાષાન્તરો), 'ક્રોપોટકિન કૃત "મેમ્વાર્સ"નું ગુજરાતી

(આ પણ સંક્ષિપ્ત ભાષાન્તર): એટલાં જ પહેલી શોધે તો યાદ આવે છે.[1] આવી સ્થિતિમાં, ઓછામાં ઓછાં ૮ ને વધુમાં વધુ ત્રીસેક પુસ્તકો–લેખો વગેરેની મદદથી, પોલિશ ઇતિહાસની પશ્ચાદ્ભૂ પર, નહિ પોકળ શૈલીમાં અને નહિ શુષ્ક શૈલીમાં પણ સારી વર્ણનાત્મક શૈલીમાં લખાયલું આ ટૂંકું સચિત્ર ચરિત્ર અવશ્ય આવકારાર્હ છે. જુવાન કર્તાનો આ પહેલો પ્રયાસ છે પણ એવા પ્રયાસની અપક્વતા કે અધૂરા જવાબદારીભાનનાં ભાઠાં દર્શન–વિષયયોજનામાં કે લખાવટમાં–અહીં થતાં નથી; અને તેથી જ, વિષયનું હાર્દ હમેશની જેમ બરાબર પકડી લઈને લખેલા પ્રસ્તાવનાના પરિચયમાં રા. ક. લેલકર કહે છે તેમ અમને પણ "આશા છે કે ગુજરાતી વાચકો આવા સેવકોનો ઉત્સાહ વધારીને એમની પાસેથી કસીને કામ લેશે."

**કેળવણીની કરુણતા,** એડ. હોમ્સકૃત: ચન્દ્રભાઇ કા. ભટ્ટ (નૂતન શિક્ષણ કાર્યા. સૂરત; રૂા. ૦।)–નવી કેળવણીના સિદ્ધાન્તો ફરી એક વાર ભારપૂર્વક રજૂ કરતાં ત્રણ પ્રકરણો; એક દષ્ટિએ ઉપયોગી કેમ કે આ પ્રકારના વિચારો ખાસ સ્વરૂપફેર વિના ફરીફરીને વાચકો પાસે મૂકનાથી નવી કેળવણીની જેવી છે તેવી ભાવનાઓ તેમનાં મન પાસે તાજી રખાય છે. બીજી દષ્ટિએ જોતાં, એ કેળવણીના પ્રચારકોને બે બોલ કહેવાની જરૂર છે. કેળવણીમાં થતા સ્વાતંત્ર્યનાના પ્રયોગોની વ્યક્તિના તથા સમાજના જીવન પર થતી અસર પોતે જ એક જુદો અભ્યાસવિષય બનવાની જરૂર હવે લાગે છે. એ અભ્યાસ આપણને શીખવશે કે નવા સિદ્ધાંતો લાંબા સમયના પ્રયોગો પછી પણ સંતોષકારક પ્રમાણમાં ફળદાયક નીવડતા નથી; માતપિતા તથા કુટુંબની ભોગ આપવાની શક્તિની અતિશય આકરી કસોટી કરે છે; અને તે માત્ર આર્થિક બાબતોમાં નહિ પણ સ્વાભાવિક હદ સુધીનું ધૈર્ય, સહનશક્તિ, ગૃહતંત્ર સીધુંસરખું નિયમિતપણે ચલાવવું, વગેરે જેવી બાબતોમાં પણ; તથા નવી કેળવણી અતિશય ખર્ચાળ છે અને જેઓ તેવા ખર્ચ કરવાની શક્તિવાળા છે તેમનાં બાળકો પણ ઘણી વાર એ કેળવણીના તરુણ કરતાં એ કેળવણીનો બહારનો ઢોળ વધુ અંશે પામતાં હોય છે. આ બિન્દુઓની બરાબર

1. રાજ્યપ્રકરણ વિષયમાં તો, 'રાજ્યરંગ' (નર્મદ); 'ઇંગ્લંડનો ઇતિહાસ' (નવલરામ); 'મહાપ્રજાઓનાં લક્ષણ' (ગો. મા. ત્રિ.); અને 'યુનાઈટેડ સ્ટેટ્સ' (પ્રો. ઠાકોર): એટલાં જ ગણાય ને ?

તપાસ કરીને, હાલની સુધરેલી કેળવણીને સુધારવા ભણી કેળવણીકારો વળે, એને વિશે બાલવાલખત્વાની કે વધુ નવા પ્રયોગો કરવાની બાબતમાં દરેક વર્ષનો તહેવાર પાળવાની હિમ્મત બતાવે તો પરિણામે લાભ સૌને છે અને ખરી હાનિ કોઇને નથી. આશા રાખીએ કે આ નવીનતર દષ્ટિનાં કેળવણીકારો દેશમાં પાકવા માંડશે.

**આપણા દેશની સ્થિતિ**, વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકરકૃત:ડૉ.સાકરલાલ હ. યાજ્ઞિક( ચિત્રશાળા પ્રેસ,પુના;રૂા. ૦। ).—અર્વાચીન ભારતવર્ષમાં દ્રષ્ટાની પદવીને યોગ્ય જે થોડા વિદેહ મહાપુરુષો થયા તેમાં બંગાળ જેમ રામમોહનરાય તથા બંકિમચન્દ્રને, ગુજરાત નર્મદ,દાદાભાઇ તથા દયાનંદને, અને તામિલનાડ સુબ્રહ્મણ્ય ભારતીને ગણાવી શકે, તેમ મહારાષ્ટ્ર વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકર, આગરકર અને લોકમાન્યને ગણાવી શકે. તેવા એક મહાપુરુષે, શંકરાચાર્યની જેટલી બત્રીસ જ વર્ષની આયુષ્યમર્યાદામાં, સ્વદેશ પર થએલા પારતન્ત્ર્ય પરસંસ્કાર તથા પરરાજ્યના આક્રમણની સામે આશરે સાઠ વર્ષ પર કેવી પ્રશંસનીય દીર્ઘદષ્ટિથી ' મરાઠી ભાષાના શિવાજી ' તરીકે સર્વદેશી સ્વાતંત્ર્યનો ધ્વજ ફરકાવેલો, તેનો તેમની ચિન્તનપર વેગવન્ત તથા વેધક કટાક્ષમય વાણીદ્વારા આપણને પરિચય આ મહત્ત્વની પુસ્તિકામાં થાય છે. જે જમાનામાં "સાહેબની વિરુદ્ધ એક હરફ પણ ઉચ્ચારવાનું કામ મુશ્કેલ હતું " તે જમાનામાં શાસ્ત્રીજીએ સાહેબી સંસ્કૃતિની ખામીઓ અને હિન્દુ સંસ્કૃતિના પુનરુત્થાન માટે તેની ખૂબીઓનો નિર્દેશ અહીં પાને પાને કરેલો વંચાય છે. ગુજરાતી ભાષાન્તર સારું થયું છે. લાંબા વખત સુધી સરકારી જપ્તા હેઠળ રહેલું આ અગત્યનું લખાણ પહેલી તકે ગુજરાતને આપવા બદલ ભાષાંતરકર્તા અને પ્રકાશકને શાબાશી ઘટે છે.

**આજની સાબ્બાથશાળા** ( રૂા. ૦। ), **રેસો તથા ગીસો** રૂા. ૦।।। ), **માર્કની લખેલી સુવાર્તાનો ખુલાસો** (રૂા. ૧। ): મિશન પ્રેસ, સુરત.—અમદાવાદના આઇરિશ પ્રેસ્બિટેરિયન મિશનવાળા રેવ. ડબલ્યુ. મેદામ મલ્લિગનના આ ત્રણે ગ્રન્થો અમારા વાચકોના ધ્યાન પર લાવતાં અમને આનંદ થાય છે. તેમાંનો પહેલો ગ્રન્થ ભાષાન્તર છે અને બીજા બે સ્વતંત્ર છે: પહેલો શિક્ષણવિષયક છે, બીજો ધર્મપ્રવચનોનો છે, ત્રીજો સેંટમાર્કકૃત ભાગવત ( ' ગોસ્પેલ ' માટેનો સ્વ. કાન્તનો શબ્દ. ) પરનું ભાષ્ય છે. ત્રણેત્રણ ગ્રન્થોની ભાષા

કોઈ જન્મે અને સંસ્કારે ગુજરાતી સુશિક્ષિત ગૃહસ્થે લખી હોય તેવી જ પ્રૌઢ અને છૂટથી પણ સવિવેક યએલા સંસ્કૃત શબ્દોના વપરાટવાળી છે; અને છતાં પ્રવાહીને જીવન્ત છે, શુષ્ક કે કિલષ્ટ નથી. ખ્રિસ્તી ધર્મપ્રચારકો એ જમાના પહેલાં જે ગુજરાતી લખતા તેની સરખામણીમાં તો રેવ. મૅક્નિકલની ભાષા ઘણી પ્રગતિસાધક તથા અદ્યતન ગણવા જેવી છે. આ કારણે, ગુજરાતી ભાષાના ધર્મવિષયક ગ્રન્થોમાં આ પ્રકારનું ગણનીય અર્પણ કર્યા બદલ એ વિદ્વાનને આપણો સર્વનો હાર્દિક ધન્યવાદ ઘટે છે.

## સહયોગીઓ

**આર્યન પાથ** (સપ્ટે. '૩૮): રાજા સ્વદેશમાં પૂજાય છે, વિદ્વાન સર્વત્ર પૂજાય છે અને પયગંબર પૂજાય છે પરદેશમાં. આ છેલ્લા કથનની સાબિતી આપણને એટલા પરથી મળી રહે છે કે ગુજરાતીમાં લખાયલા ગાંધીજીકૃત 'હિંદ સ્વરાજ'ને જેટલું મહત્ત્વ નથી આપી શક્યા ગુજરાતી વિચારકો અને નથી આપી શક્યા પૂરતા પ્રમાણમાં ભારતીય વિચારકો પણ, તેટલું અસાધારણ અને ઘટતું મહત્ત્વ સમકાલીન બ્રિટનના પ્રોફેસર્સ સોડી, કોલ અને બર્ન્સ જેવા પ્રથમ પંક્તિના તથા બીજા પણ માનનીય છ વિચારકોએ 'આર્યન પાથ'ના આ હિંદસ્વરાજ વિશેષાંકમાં આપ્યું છે. એ નાના સરખા શાશ્વતી ગ્રન્થમાંની, સાત્ત્વિક જીવનની તથા સ્વાભાવિક સંતોષમય જીવનની ઉન્નત ભાવનાઓ લેખકોમાંના ઘણાખરા સ્વીકારે છે તથા એ ભાવનાપન્થે પળીને પશ્ચિમના દેશોએ પણ પોતાની 'સંસ્કૃતિ'ને વહેલીમોડી સંસ્કારવી પડશે એવા અનિવાર્ય કે સ્પષ્ટ સ્વીકારવાળું લખાણ પણ કેટલાક લેખોમાં વાંચવામાં આવે છે. યંત્રોએ જગતમાં આયાત કરેલી નૈતિક બરબાદીને કારણે ગાંધીજીએ જે ખરેખર ક્રાંતિવાદી વિચારો એ વિષયમાં તીક્ષ્ણ, બેઠક, પ્રગલ્ભ પણ પ્રતીતિજનક દૃષ્ટિએ રજૂ કર્યા છે તેનો પ્રતિવાદ કેટલાક લેખકો અહીં કરે છે; પરંતુ એ ટીકા પણ તેઓ સામાન્ય ગ્રન્થકારનું દૃષ્ટિબિંદુ સમજવાનો પ્રયાસ કરીને માનપૂર્વકની ચર્ચાદ્વારા કરે છે-ક્ષુદ્ર હુમલાઓ તરીકે નહિ. 'હિન્દ સ્વરાજ'ને તેઓ સામાન્ય કોટિનો ગ્રન્થ ગણતા નથી એવી પ્રતીતિ આપણને તેને માટે વપરાયલા 'એ ડિસ્ટર્બિંગ

બુક,' 'એ રિપબ્લિક્યુઅલ ક્લાસિક' 'એ ગ્રેટ નૅચરલ ફીનોમીનન' જેવા શબ્દગુચ્છો તથા એ શીર્ષકના મેસર્સ જી. ડી. એચ. કોલ, મિડલટન મરી અને જેરલ્ડ હર્ડના વિચારો વાંચવાથી થાય છે. આ ઉલ્લા લેખકનો–જેઓ અધ્યાત્મદષ્ટિએ સંસ્કૃતિ વિશે લખનાર ગણતર પાશ્ચાત્ય લેખકોમાંના એક છે તેમનો–લેખ ગાંધીજીના દષ્ટિબિન્દુને સૌથી વધુ ન્યાય આપનારો છે. આ વર્ષની ગાંધીજયંતીના અવસર 'આર્યન પાથ' ઉપર જેની આછી જ પિછાન કરાવી શકાઇ છે તે, પ્રસ્તુત વિશેષાંક પ્રગટ કરીને જે વિશિષ્ટ ઉપયોગી સંસ્કૃતિસેવા બજાવી છે તે ધન્યવાદને પાત્ર છે.

**શ્રી ફાર્બસ** ગુજ. સભા ત્રૈમાસિક (જુ.–સપ્ટે.) વિદ્વત્તાની ઊખર ભૂમિ હોવા માટે જાણે ગર્વ લેનાર ગુજરાતમાં જે બહુ થોડાં સામયિકો વિદ્વત્તાપોષણનઃ મહાપ્રયાસ રીતસર નિયમસર કરે છે, તેમાંના એકનો આ અંક, હમેશના એના અભ્યસનીય સંગ્રહણીય અંકોની જેમ, વિશેષ ઉપયોગી બન્યો છે. પ્રો. હીરાલાલ કાપડિયા, રા. કેશવરામ શાસ્ત્રી વગેરેના લેખોથી તેમ 'પ્રાચીન પાટણ' (માણિકલાલ ચ. દવે) અને 'ગુજરાતનું પુરાતત્ત્વાન્વેષણ' (રણછોડલાલ ધ જ્ઞાની) એ બારે મહત્ત્વના લેખોથી પણ.–**માધુરી** (અં. ૧ થી ૩):.અત્યાર પહેલાં જ સમાજના શિષ્ટોનો સત્કાર પામેલું નવું ત્રૈમાસિક 'માનસી'ની આ નાની પણ કોડીલી બહેનને અમારા આવકાર જ હોય. જ્યાં સર્જન-ચિન્તન પોષવામાં એ અમને પણ ટૂંક સમયમાં ટપી જાય એમ ઇચ્છીએ છીએ.—**કુસુમઃ** પુનેથી નીકળતા આ સાહિત્યરસિકોના ચારમાસીના બીજા અંકમાં 'ત્રિશૂળ' વાર્તા 'કૂતરા' અને 'ભમરાને' (પતીલ) સૌથી સારાં છે. મહારાષ્ટ્રવાઙ્મયપરિચય કરાવવામાં એ અને તેટલો વિશેષ હિસ્સો આપે એમ ઇચ્છીશું.–**પૂર્ણા** અને **નૂતનશિક્ષણનું** અનુક્રમે બીજું અને ચોથું વર્ષ ગયા ચરણમાં શરૂ થયું. એ માટે અમારાં બન્નેને અભિનન્દન. 'પૂર્ણા' તરફ સંસ્કારી ગુજરાતનું ધ્યાન હજી જોઇએ તેટલું ગયું લાગતું નથી પણ શિષ્ટ સાહિત્ય અને ધ્યાનપાત્ર સંશોધનનાં લખાણોની બાબતમાં બીજાં સારાં માસિકોની હારમાં તે પહેલેથી છે અને હવે વધુ આવતું જાય છે. આ બંને માસિકો જેવા અને 'માધુરી' જેવા વિશિષ્ટ સત્પ્રયાસો નવું ગુજરાત કરતું જ રહે છે પણ ગુજરાતીઓને એની સામે જોવાની ફુરસદ નથી

એમ ઘણી વાર લાગે છે. એ ખેદકર સ્થિતિ કદી સુધરશે ખરી ?

—રશ્મિ (૧૯૩૭–૩૮): સેંટ ઝેવિયર્સ કૉલેજના ગુજરાતી સાહિત્યમંડળ તરફથી પ્રો. ગૌરીપ્રસાદ ઝાલાના સુયોગ્ય તંત્રીપદે નીકળતા આ વાર્ષિકની સૌથી આગળપડતી વિશેષતા એ છે કે ઇલાક-ની કૉલેજોમાં માત્ર એ કોલેજના ગુજરાતીઓને પોતાની માતૃભાષા માટે એવી અસામાન્ય આદરપાત્ર ભાવના છે કે તેઓ માત્ર ગુજરાતી ભાષાસાહિત્યની સેવા માટે આજે ચાર વર્ષથી પોતાનું પત્ર પ્રસિદ્ધ કરવાનાં શ્રમસમય ફાજલ પાડે છે અને તેનો ખર્ચ પણ મેળવી લે છે. લેખોનું ધોરણ ઊંચું છે. મેસર્સ કાજી અને ભૂખણવાળાના 'નૂપુરઝંકાર' અને 'વાર્તાકલા'નો ખાસ ઉલ્લેખ આવશ્યક છે; જેમ, રા. બેટાઇ અને રા. મનઃસુખલાલ ઝવેરીનાં કાવ્યોનો પણ. મંડળે ગુજરાતીનો અભ્યાસ ઉત્તેજવા સ્થાપેલી શિષ્યવૃત્તિની સ્તુત્ય પ્રથાનું અનુકરણ બીજી કૉલેજો કરશે એવી આશા રાખીએ.—

—સાર્વજનિકઃ—(માર્ચ '૩૮): એમ. ટી. બી. કૉલેજ–લાઇબ્રેરીમાંની હાથપ્રતોની રા. ડાહ્યાભાઇ પટેલે કરેલી વિસ્તૃત યાદીનો પહેલો ભાગ ૨૪ પાનામાં છપાયો છે. એ કારણે સૂરત કૉલેજના મુખમાસિકનો આ અંક સર્વ મધ્યકાલીન અભ્યાસીઓને પણ ઉપયોગી નીવડે તેવો છે. તંત્રીસ્થાનેથી લખાયલું એક અવલોકન 'અધીરી જીવનનાવ' 'નાણાંવટી હોત તો ?' (રા. મારશલ) અને રા. શંપકલાલ વ્યાસરચિત કાવ્ય 'વન્હિપ્રવેશ' કૉલેજ મેગેઝિન ન હોય તેવા સારા સામયિકમાં પણ શોભે તેવાં છે. હૈયાયિક લખાણોમાં મેસર્સ નાયક અને દેસાઇના 'અર્ધ્ય' (કાવ્યસંગ્રહ) તથા 'દર્શનિકા' વિશેના લેખો તરફ પણ ધ્યાન ખેંચવું જોઇએ

મૈત્રીઃ મુંબાઇની ફેલોશિપ સ્કૂલનો ઘણાં મનોહર ચિત્રોવાળો દસાબ્દી-અંક. એ શુભ પ્રસંગ નિમિત્તે શાળાને અમારાં અભિનંદન. અંકમાં નાનાં, વિવિધતા અને તાજગીથી ભરેલાં પુષ્કળ ગુજરાતી અંગ્રેજી અને ફ્રેંચ બાળ–લખાણો ઉપરાંત 'નામ વિનાની નાટિકા' ('ગુપ્ત' લિખિત) તેમ જ રા. ચન્દ્રવદન મહેતાનું નિશાળ વિશેનું સરળ સુન્દર નાનું કાવ્ય તથા 'સુન્દરમ્'નું ટૂંકું રસીલું સંસ્મરણાત્મક લખાણ ખાસ ધ્યાન ખેંચે છે. શાળાનો જૂનો તથા ઘડાતો ઇતિહાસ ણ પ્રિ. શુક્લે ઇંગ્રેજીમાં અને રા. પ્રાણશંકર ઉપાધ્યાયે ગુજરાતીમાં આપ્યો છે તે એના આદર્શો અને પ્રગતિનો પરિચય યથાયોગ્ય કરાવે છે.

—પૂર્ણિમાઃ આ નામની શ્રી. રમણલાલ દેસાઈની નવલ પરથી તૈયાર થએલી આકર્ષક ફિલ્મની ચિત્રમય ચિત્તાકર્ષક બે પત્રિકાઓ પ્રકાશ પિક્ચર્સ તરફથી મળી છે તેની પહોંચ આભાર સાથે સ્વીકારીએ છીએ.

## સ્વીકારનોંધ

[આ મથાળા હેઠળ નોંધાયલા નવા ગ્રન્થોમાંના કેટલાક વિશે પરિચાયિકા અથવા સમાલોચના હવે પછી આવશે.]

૧

૧. શ્રી ભગવતી-સારઃ, પંચમ અંગનો છાયાનુવાદઃ ગોપાલદાસ જી. પટેલ (જૈન સાહિત્યપ્રકાશનસમિતિ, અમદાવાદ; રૂા. ૨). —૨. યોગશાસ્ત્ર, હેમચન્દ્રાચાર્યકૃતઃ ગો. જી પટેલ (જૈન સા. પ્ર. સમિતિ, અમદાવાદ; રૂા. ૧).—૩. થી ૭ જપજી, ગુરુ નાનકદેવકૃતઃ મગનભાઈ પ્ર. દેસાઈ (૯ આના); ચીનનો અવાજ, સ્વ. લોવેસ ડિકિન્સનકૃત 'લેટર્સ ફ્રોમ જોન ચાઈનામેન'નું ભાષાન્તર, રા. કાલેલકરલિખિત પરિચય સાથે, બીજી આવૃત્તિઃ ચન્દ્રશંકર પ્રા. શુકલ (રૂા. ૦।।); જેકિલ અને હાઈડ, રૉબર્ટ લુ. સ્ટીવન્સનકૃત સુવિખ્યાત વાર્તાનું ભાષાન્તર, રા. મહાદેવ દેસાઈલિખિત પરિચયપત્ર સાથે, મ. પ્ર. દેસાઈ (૯ આના); હિમાલયનો પ્રવાસ, ચોથી આવૃત્તિ 'જીવનની તાજગી' નામક કર્તાની નવી પ્રસ્તાવના સાથે દ. બા. કાલેલકર (રૂા. ૦।।।); લોકમાતા, બીજી આવૃત્તિઃ ભારતની ૨૭ નદીઓ વિશે નિબંધિકાઓઃ દ. બા. કાલેલકર (રૂા. ૦।); પાંચેના પ્રકાશક નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ.

૨

૮. જ્ઞાનપ્રાપ્તિનું તૃતીય કરણ (Tertium Organum). વિદ્યમાન રશિયન તત્ત્વચિન્તક ઑસ્પેન્સ્કીના વાદનું દિગ્દર્શન. પ્રો. બ. ક. ઠાકોરની ટીપો સહિતઃ અંબાલાલ પુરાણી (શ્રી અરવિન્દ કાર્યા. આણંદ; રૂા. ૦।।).—૯ કબીર સંપ્રદાયઃ—એના મુખ્ય સિદ્ધાન્ત, કબીરની વિચારધારા, ગુજરાતમાં એ સંપ્રદાયનો પ્રચાર તથા તેની ગુજરાતી સાહિત્ય પર થએલી અસરનું નિરૂપણ પ્રો. બ. ક. ઠાકોરલિખિત પ્રવેશક સહિતઃ કિસનસિંહ ગો. ચાવડા (ફોર્બસ ગુજ-

સભા, મુંબાઈ; રૂ. ૧).–૧૦. શુદ્ધાદ્વૈતસિદ્ધાન્તપ્રદીપ, પ્રો. ગોવિન્દલાલ હ. ભટ્ટે ટિપ્પણ ઉમેરી સંશોધેલી નવી (બીજી) આવૃત્તિ: સ્વ. મગનલાલ ગ. શાસ્ત્રી: (વાડીલાલ ન. શાહ, રૂ. ૧।।).–બ્રહ્મવાદપ્રવેશિકા કિંવા શુદ્ધાદ્વૈત વેદાન્તનાં મૂળતત્ત્વો: કેશવરામ કા. શાસ્ત્રી (શ્રી પુષ્ટિમાર્ગીય યુવકપરિષદ, મુંબાઈ; ૪ આના).

૩

૧૨થી ૧૪. કલાસૃષ્ટિ,સી. જિનરાજદાસકૃત ૪૦ નિબન્ધોનું ભાષાન્તર, રા. રવિશંકર રાવળલિખિત ઉપોદ્ઘાત સાથે, ઇન્દુમતી મહેતા, ભૂપતરાય મહેતા (રૂ. ૧।।); અધ્યાત્મજીવન, જિનરાજદાસકૃત ૪૪ આધ્યાત્મિક પ્રવચનોનું ભાષાન્તર: રાજ (રૂ. ૧,) બ્રહ્મવિદ્યાનો પારિભાષિક કોષ: ભૂપતરાય મહેતા (બે આના) ત્રણેના પ્ર. અંબાલાલ બુ. શાહ.

૪

૧૫ દિગન્ત—નવલિકાના સ્વરૂપ વિશેના લેખ સાથે, ૧૦ નવલિકાઓ; મોહિનીચન્દ્ર (નવચેતન સાહિત્યમંદિર, અમદાવાદ; રૂ. ૧।।).—૧૬. રક્તપિપાસુ રાજકુમારી, 'ગુજરાતી'ની ૧૯૩૮ની (૫૫મી) ભેટ: જેઠાલાલ હ. મહેતા (ગુજરાતી પ્રિ. પ્રેસ મુંબાઈ; રૂ. ૩-૬-૦), ૧૭ રંજન–'ગુણસુન્દરી'ની ૧૯૩૮–૩૯ની ભેટ: પ્રમોદ (ગુણસુન્દરી કાર્યા. વડોદરા; રૂ. ૧।।).—૧૮. ઝાંખાં કિરણ, વાર્તાસંગ્રહ: રતિલાલ ના. શાહ, અમદાવાદ (૭ આના). —૧૯. નયન-કાવ્યમાળા. પ્રસ્તાવનાલેખક 'બેકાર': નયન; રાણાવાવ, કાઠિયાવાડ (રૂ. ०।।।).–૨૦ ક્ષય એટલે શું ? આવૃત્તિ ત્રીજી; ડૉ. પ્રાણજીવન મા મહેતા, જામનગર (બે આના).

૫

૨૧. કોશ્ય લહરી ૧થી ૧૨: શારદાપ્રસાદ વર્મા (યુગાન્તર કાર્યા. સૂરત; રૂ. ૨।।).—૨૨. બાલસાહિત્ય-સર્વસંગ્રહ, ભા. ૨, ૧૯૩૨–૩૬ સુધીનો, પરિચય સાથે. છવરામ જોષી: વડોદરા રાજ્ય-પુસ્તકાલય મંડળ, વડોદરા (૧૦ આના)-૨૩, ૨૪. કુદરતકથાઓ, ભા. ૧; સોમાભાઈ પરેલ: આપણાં પક્ષીઓ: નરેન્દ્ર બધેકા: દરેકના પ્ર. શ્રી દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર, ભાવનગર; (દરેકના પાંચ

આના).-૨૫. પતંગિયાં, આ. ૩જી: સં. જ. દાણી (સુન્દર સાહિત્ય પ્ર. મંદિર, મુંબાઇ; ત્રણ આના)

૬

૨૬. સોરાબ અને રુસ્તમ. ૧૫મું આબ્દિક વ્યાખ્યાન, ગુજ. વર્ના. સોસાયટીનું: પ્રો. બળવંતરાય ક. ઠાકોર (બે આના).-૨૭. **શ્રીગુજ. ફૉર્બ્સ સભાનો વૃત્તાન્ત**, ૧૯૩૭; તત્સભાન્તર્ગત બુદ્ધિવર્ધક પુસ્તકાલય વિશેની માહિતી સાથે.-૨૮. **અમદાવાદ ગુજ. સાહિત્ય-સભાનો** ૧૯૩૭-૩૮નો વૃત્તાંત.-૨૯. **શ્રી વડનગર નાગર મંડળ**, મુંબાઇનું ૩૦મું વાર્ષિક નિવેદન તથા વાર્ષિક મહોત્સવના પ્રમુખ ડૉ. બિહારીલાલ ના. અન્તાણીનું વ્યાખ્યાન. ૩૦. **હિન્દી પ્રચારક મંડળ**—સૂરતનું પ્રથમ (૧૯૩૭-૩૮નું) વાર્ષિક વિવરણ.

૭. (પુરવણી)

૩૧. **લલિતકલા** અને બીજા સાહિત્યલેખો, નવ સાહિત્ય-વિષયક નિબન્ધો: સ્વ. સૌ. ચૈતન્યબાલા મજમુદાર (મંજુલાલ ર. મજમુદાર વડોદરા; (રૂ. ૨).-૩૨. **'શ્રી સંચિત' નાં કાવ્યો**:—સ્વ. રૂપશંકર ઉ. ઓઝા, એ કવાપીમિત્રનાં કાવ્યનો સંગ્રહ, રા મહાશંકર લ. દેસાઈલિખિત જીવનપરિચય તથા લલિતજીલિખિત 'બે બોલ' સાથે (મનહર પ્રેસ,મોરબી).-૩૩. **તેજપાળનો વિજય**, ગુજરાતના એ વીર મંત્રી વિશે માહિતી; ગોધ્રા, પાવાગઢ અને ચાંપાનેરના અપ્રકટ ઇતિહાસ સાથે: પં. લાલચન્દ્ર ભ. ગાંધી (અભયચન્દ્ર ભ. ગાંધી, ભાવનગર; રૂ. ॥).

## મંદિરનો ઘંટનાદ

૧. અતાંક પછી મળેલી નીચેની વિશેષ મદદનો આભારસહ સ્વીકાર કરીએ છીએ:

| | | |
|---|---|---|
| શેઠ પ્રાણુલાલ દેવકરણ નાનજી, મુંબાઇ | રૂ. | ૨૫ |
| શેઠ અભેચંદ ગિરધર, પોરબંદર | " | ૨૫ |
| | " | ૫૦ |

૨. નવી લોનનો ઉલ્લેખ ગયે વખતે કરેલો તે હાલ તો લેવી

પણ નથી એટલું સારું છે; પરિણામે, એ દેવું જ્યાં હતું ત્યાં (રૂા. સાડાઆઠસોની સંખ્યાએ) રહે છે.

૩. ગયા એપ્રિલથી જુન દરમ્યાન કરેલા એક ખાસ ક્રમના સંચાલકને રૂા. બસો મળેલા, તે 'માનસી'ને નિયમાનુસાર અપાયા છે.

૪. આ અંકની પૃષ્ઠસંખ્યા હમણાં ત્રણ અંકથી બાંધેલી મર્યાદાની બહાર ગઈ છે એ દેખાઈ આવશે. વાચકોને તેથી લાભ જ છે એ હકીકત તરફ ધ્યાન ખેંચવા સાથે લેખકબંધુઓને ધૈર્ય ધરવા વિનંતિ કરીએ છીએ કે, પાનાં આમ વધવા દીધા છતાં, સ્વીકારાયેલાં લખાણો છપાતાં વિલંબ થાય તો દરગુજર કરશો. અમારે કર્તવ્ય લેખે લખવાના વિભાગોને પૂરતી જગ્યા આપી શકાતી નથી એનું તીવ્ર અને દુઃખકર ભાન અમને છે તેટલું બીજા કોઈને ભાગ્યે હોઈ શકે એટલું જ એ બાબતમાં તો નોંધીને વિરમવું યોગ્ય લાગે છે.

૫. પાનાં વધે એટલે અંક છપાઈ પૂરો થતાં એટલી વધુ વાર લાગે જ; બીજું, અમારા સુરતનિવાસ પછી પણ ભાવનગરમાં જ છપાવવાનું વધુ કરકસરવાળું જણાતાં એ ચાલુ રાખ્યું હોઇ, એકથી દૂર રહેલા વ્યવસાયી છાપનાર અને નોકરિયાત છપાવનારના સંબંધી બધે હોય છે તેવી સંજોગવશતા 'માનસી'એ પણ નભાવી લેવી પડે છે; ત્રીજું, સુરતથી ભાવનગર અંક વેળાસર પૂરા કરવા માટે જવા આવવાનો આવતો ખર્ચ પણ આ વખતે કર્યો નથી કેમ કે રેલ્વે કંપનીને ચુકવવાનાં હોત તે નાણાં આ અંકનાં વધી પડેલાં પાનાં (જવાનો વખત થવા પહેલાં જ) ખાઈ ગયાં હતાં. આવી બધી પરિસ્થિતિને કારણે (તેમ જ, આ નોંધ લખ્યા પછી બન્યું તેમ, ભાવનગરની પ્રેસ હડતાળને કારણે. તા. ૧૯-૧૦-૩૮.) આ અંકનું અનિયમિતપણું અનિવાર્ય હતું એટલું ધ્યાનમાં રાખવા વાચકો કૃપા કરે.

૬. 'નાજુક સવારી'ને પત્રમિત્રોએ તથા મુંબાઈના રેડિયો-સ્ટેશનેથી રા. વકેશ ઠાકોરે: સૌએ ભાવપૂર્વક આપેલા આવકાર માટે ઉપકાર માનીએ છીએ. એ પુસ્તક પત્રના ગ્રાહકોને બજારથી મળવાનું ગયે વખતે જાહેર કરેલું એ યોજના આવતા ડીસેંબર આખર સુધી અમલમાં રહેશે.

સુરત: તા. ૨૧-૯-૩૮ વિ.

# મંજૂષા

## નવલવિશેષ

### 'વિહંગમ'નો બંકિમ-અંક

કૉંગ્રેસનગર, નાગપુરથી નીકળતા આ માસિકે બધા મળી પાંચ જ આનામાં મળી શકે તેવા તેના આ (જુલાઈના) અંકમાં બંકિમચન્દ્ર વિશે અનેકવિધ ઉપયુક્ત સામગ્રી પીરસી છે. અંકનાં ગદ્યલખાણોમાં માનનું સ્થાન રા. કાલેલકરના 'નવયુગવિધાતા બંકિમચન્દ્ર'ને મળ્યું છે; એમનો જ જે નાનો શો મનોહર લેખ 'વન્દે માતરમ્' વિશેનો નામે 'માતાનું અમર વૈતાલિક' આપણને ૧૪મી ઑગસ્ટના 'હરિજનબંધુ'માં મળી ગયો છે તે અહીં મરાઠીમાં 'રાષ્ટ્રગીતાચા ઋષિ' નામથી રજૂ થયો છે. 'બંકિમચન્દ્રાંચે સ્ફુટ લેખન'માં 'માર્જાર' 'પુષ્પ નાટક' અને 'ઇંગ્રેજસ્તોત્ર'અને' ગર્દભી'નાં મરાઠી ભાષાંતરો આપ્યાં છે. બંકિમશતાબ્દી પ્રસંગનું એ નવલકથાકાર વિશેનું રવિબાબુનું તથા એક બીજું ગીત (મૂળ તેમ જ મરાઠી) અને એ પ્રસંગે 'વિચિત્રા' એ બંગાળી માસિકમાં આવેલો બંકિમ-કલામાંના શિલ્પતત્ત્વ વિશેનો લેખ પણ ભાષાંતરરૂપે આપણે અહીં વાંચીએ છીએ. ઉપરાંત, પ્રો. શ્રીનિવાસ બનહટ્ટીના બે સ્વતંત્ર અભ્યાસપૂર્ણ લેખો સાથે આ આકર્ષક વિશેષાંક (જેમાં બીજા વિષયોનાં ટૂંકાં રસિક લખાણો ને નવલિકાઓ પણ છે તે) પૂરો થાય છે: સદ્‌ગત મરાઠી નવલકથાકાર હરિભાઉ અને બંકિમની

નવલકથાઓમાંની એકેકમાં તરી આવતું એક નાનું શું 'ચમત્કૃતિજનક સામ્ય' દર્શાવનારો લેખ એક; તથા બંકિમના જીવનકલા વિશેનો બીજો.

## 'દક્ષિણ ભારત'નો સાહિત્યાંક

એ સામયિક મદ્રાસની દ. ભા. હિંદીપ્રચાર-સભા કાઢે છે. તેનો ઉદ્દેશ દક્ષિણ ભારતીય સંસ્કારિતાનો હિંદી ભાષા દ્વારા દક્ષિણેતર ભારતના પ્રાન્તોને કરાવવો એ છે. એ ઉદ્દેશ બર આવે તેવા લેખો આ અંકમાં છે. તેમાં ખાસ ઉલ્લેખપાત્ર આટલા છે: તામિલના મહાન શિષ્ટમાન્ય મધ્યકાલીન ગ્રન્થ 'મણિમેખલાઇ' પરનું વિવેચન; કવિ સુબ્રહ્મણ્ય ભારતીના જીવનકવનની ટીકાત્મક રૂપરેખા; અર્વાચીન તેલુગુમાં નવલિકાલેખન; કન્નડ અને મલ્યાળી લોકગીતો તથા વાર્તાઓ. લેખકોએ તામિલ વગેરે ભાષામાંથી અવતરણ પોતાના લખાણમાં કર્યાં હોય તે સર્વ તે તેભાષામાં જ પણ નાગરી લિપિમાં છાપ્યાં છે.

## ૧૬મી. પી. ઈ. એન. પરિષદ

ગયા જુનના છેલ્લા અઠવાડિયામાં પ્રાગ (છેકોસ્લોવાકિયા) ખાતે હતી. તેમાં જે બસો કરતાં ય વધુ વાઙ્મયસેવકો હાજર રહ્યા હતા તેમાં આન્તરરાષ્ટ્રીય વિશ્વકોશની પોતાની યોજના જેમણે હમણાં જ પ્રગટ કરી છે તે રા. એચ. જી. વેલ્સ, વિખ્યાત બ્રિટિશ ગ્રન્થકાર અને પત્રકાર રા. એચ. ડબ્લ્યુ. નેવિન્સન, સંસ્થાના ચાલુ આન્તરરાષ્ટ્રીય પ્રમુખ રા. જુલે રોમેં, પ્રસિદ્ધ છેક નવલકાર કારેલ કાપેક વગેરે હતા. હિન્દથી કોઈ પ્રતિનિધિ આ વર્ષે જઈ શકયા નહોતા.

પરિષદ પ્રાગ યુનિવર્સિટીમાં શરૂ થઈ ત્યારે દેશના મુખ્ય પ્રધાન ડૉ હૉડ્ઝાએ હૃદય-હૃદયનો સમન્વય કરવાના વાઙ્મયના કર્તવ્ય પ્રત્યે તેમજ રચનાત્મક રાષ્ટ્રીયતાની અગત્ય પ્રત્યે સૌનું ધ્યાન ખેંચ્યું હતું.

પરિષદની સમિતિઓએ ચર્ચેલા વિષયોમાં બાલસાહિત્ય, કહેવાતા લોકપ્રિય સાહિત્યથી નિરાળું જ એવું સારું સાહિત્ય કઈ રીતે વિકસાવવું અને પોષવું તેની વિચારણા અને ગ્રન્થોની રચના તથા એના જીવનને જોખમમાં આણનાર લાગવા માંડ્યાં છે તે રેડિયો; ફિલ્મ અને ટેલીવિઝનનો સાહિત્યની સાથેનો સંબન્ધઃ આ સર્વ હતા. ઠરાવોમાંના મુખ્ય જીવન્ત લેખકોને મદદ કઈ રીતે કરાય તથા લેખકોનું વાણીસ્વાતંત્ર્ય સુરક્ષિત રહેવું જોઇએ–એ વિશેના હતા. આ છેલ્લી બાબત પર બોલતાં રા. વેલ્સે, હાલ ચાલી રહેલા જાતિ-જાતિ વચ્ચેના વૈમનસ્ય વિશે ઊંડી લાગણીથી ભાષણ કર્યું હતું. પરિષદને અંગે ખુલ્લી નાટકશાળામાં 'રોમિયો એંડ જુલિયટ 'નો પ્રયોગ પણ થયો હતો.

૧૯૩૯ની પી. ઈ. એન. પરિષદ સ્ટોકહોમમાં અને ૧૯૪૦ની હિંદમાં મહીસુર રાજ્યમાં ભરાવાની છે. ( ' ધી ઇન્ડીઅન પી. ઇ. એન. 'સપ્ટેમ્બર ૧૯૩૮ ).

## સામયિકોમાંથી

### મૃત્યુદૂતને[૧]

[ શ્રી. જ્યોત્સ્ના શુક્લઃ ' લોકવાણી ' ( તા. ૨૮–૮–૩૮ ) ]

કોણ કોણ રે તમે તાપીનાં નીરમાં ફૂલડાં વીણવા ઊતર્યાં ?
કોના આદેશથી સંધ્યાના ચીરમાં કૂંળાં કુસુમ તમે સંઘર્યાં ?

ના'વ્યા સંદેશ, ના દીધાં સૂચન કે
કાળની ન ખંજરી વગાડી,
રમતાં આનંદતાં ભોળાં અજાણને
લીધાં અચિંતવ્યાં ઝૂંટાવીઃ

---

૧. ગયે તા. ૧૨–૮–૩૮ ને રોજ બનેલા તાપી નદીમાં હોડી ડૂબવાના અત્યંત કરુણાજનક અકસ્માતને અંગે રચાયેલાં કાવ્યોમાંનાં બે સર્વોત્તમ અહીં ઉતાર્યાં છે.—સં. ' સા. '

રે ! જાળ મોતની એ કેમ તમે તાપીનાં નીરમાં બિછાવી !

કેટલી ય માતાનાં હૈયાં તૂટ્યાં ને
બાંહુની બેલડીઓ તૂટી,
આશાને પાંદડે હિંચતી પ્રફુલ્લતી
પત્નીઓ જીવતી ભરખાતી :

રે ! જાળ મોતની એ કેમ તમે તાપીનાં નીરમાં બિછાવી !

શ્રીફળ ને ફૂલનાં નિર્મળ સમર્પણુ
લાગ્યાં કો દેવને અધૂરાં ?
માનવ શ્રીફળ ને ફૂલડાં શાં બાળને
લૂંટીને ભોગ કર્યો પૂરા ?

રે ! જાળ મોતની એ કેમ તમે તાપીનાં નીરમાં બિછાવી !

નમતી સંધ્યાના શ્યામલ પાલવથી
કાળા એ કામને છૂપાવી,
આવી આહુતિ,–આ હૈયાંની હોળીઓ
કિયા દેવે કહો સ્વીકારી ?

રે ! જાળ મોતની એ કેમ તમે તાપીનાં નીરમાં બિછાવી ?
તાપીને તીરથી શાને અમારાં કૂંળાં બાળક કહો ઊંચકર્યાં ?
સંધ્યાના ચીરમાં કોના આદેશથી મોંઘાં માનવ તમે છૂપવ્યાં ?

## સૂરતનાં છૈયાં

[ પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીઃ ' પ્રતાપ ' ( તા. ૨૭–૮–૩૮ ) ]

" કોઈ બચાવો ! કોઈ બચાવો !
કાળમુખેથી કોઈ બચાવો !
અકાળ મરતા કોઈ બચાવો ! "

કાળ હસે છઃ હી હી હી !
મોજાં બોલેઃ હો હો હો !

"કોઇ બચાવો ! મા, આ મોરી
પેર બનાવે આંધી;
મલક મલક થઇ મને સંભળ્યા
હૈયું જલે-બાળી—"
"બેટા, હું છું તારો સાથી."
"ભાઇલા, રહેજે મારી સાથે
બાપુ આપણુંને લઇ જશે."
"બાપુ તમને લઈને જશે
એ બાળુડાં મારાં !
ઊડી તોપીની—
અરે બચાવો ! કોઇ બચાવો
બાળુડાં મારાં !"
કાળ હસે છે: હી હી હી !
મોજાં ઘૂમે ચારે કોર;
વાયુનો શો શોર !
તટ પરનાં શું વૃક્ષ બચાવે !
કિલ્લાની ભેખડ શું હાલે !
મકાન નીચાં નમીને કાઢે !
સ્હેલાણી લાચાર:
મૂઢ થયાં કૈં,
સ્તબ્ધ થયા કૈં,
દોટદોટા કરતા કોઈ :
કોણ મૂકે પાણીમાં પાય ?
ત્યાં તો કાળ ગળે છે કાય:
'ગટક ગટક' ને 'હું હું હું હું'
ઘોર નિશામાં 'ઉં ઉં ઉં ઉં'
પરપોટા ફૂટે ફૂટે ને
શ્વાસ તણાયો જાય.
કાળ હસે છે: હી હી હી !
મોજાં ઘૂમે ચારે કોર;
માનવ ઉપર આજે દોર.

## 'ઉપનિષદ્ ફૉર ધ લે રીડર'

'લે રીડર' એટલે વિદ્વાન નહિ તેવો પણ વિચારરસિક વાચક. તેને માટે વિખ્યાત અને વિદ્યાભ્યાસંગી દેશનાયક રા. ચક્રવર્તી રાજગોપાલાચાર્યે ઉપલા નામની પ્રન્થિકા લખી છે અને તે માત્ર છ આનામાં મળે તેમ દિલ્હીના હિંદુસ્તાન લિમિટેડે પ્રગટ કરી છે. એના 'હિંદુ'માં (તા.૧૭-૭-૩૮) આવેલા અવલોકન પરથી જણાય છે કે કર્તાએ તેમાં કઠ ઇશ કેન શ્વેતાશ્વતર તૈત્તિરીય છાન્દોગ્ય મુંડક, મુખ્ય ઉપનિષદોમાંનાં એ સાતમાંનું ભવ્ય તત્ત્વજ્ઞાન સામાન્ય સંસ્કારી વાચક સમજી શકે તેવી સાદી સીધી સંક્ષિપ્ત શૈલીમાં સમજાવ્યું છે. તેમણે એમ પણ સ્પષ્ટ કર્યું છે કે ઉપનિષદના દ્રષ્ટાઓ ચચોદુગ્ધા બુદ્ધિપ્રધાન ફિલસૂફો નહોતા પણ આત્મતત્ત્વનાં અન્વેષણો ઉત્સાહ પ્રાગલ્ભ્ય અને સુધૈર્યથી કરનાર વિજ્ઞાનવીરો હતા ને તેથી હાલની વૈજ્ઞાનિક શાસ્ત્રીય સંશયવાદી મનોવૃત્તિનાં માણસોએ પણ ઉપનિષદો જાણવાંઅનુભવવાં જરૂરી છે-એમાંનું જ્ઞાન ખરું હોવાની ખાતરી યથાયોગ્ય મેળવેલા જાતઅનુભવ વડે કરી લેવા લાયક છે.

## 'પીસ ઍંડ વૉર ઇન ધ લાઇટ ઑફ થીઑસોફી'

ડૉ. જ્યોર્જ એરંડેલકૃત આ નાના ગ્રન્થમાં ઊંચા, ભાવનાવાદના દૃષ્ટિબિન્દુથી, સમસ્ત સૃષ્ટિનાં અંગો છે જેમ મનુષ્યમાત્ર તેમ પ્રાણીઓ પણ એ દૃષ્ટિબિન્દુથી, શાંતિની હિમાયત કરવામાં આવી છે. પણ તેની સૌથી મોટી વિશિષ્ટતા તો એ છે કે યુદ્ધાત્મા કહેતાં 'વૉર-સ્પિરિટ'નું અવતરણ વિશ્વની મનોમય ભૂમિકામાંથી વાસનામય (એસ્ટ્રલ') ભૂમિકામાં અને તેમાંથી સ્થૂળ ભૂમિકામાં થાય છે એ દર્શાવવામાં આવ્યું છે; યુદ્ધકારક વલણોનાં વિચાર-વાસના-મય સૂક્ષ્મ રૂપો સમજાવવામાં આવ્યાં છે. કર્તા કહે છે: "જેને આપણે યુદ્ધ કહીએ છીએ તે તો ગાત્ર, ચેતનાવસ્થાની એક મનોમય ભૂમિકાથી પ્રવર્તતી હોય છે તે

સ્થૂળ પહેલાંની પરિસ્થિતિનાં છેલ્લાં બાહ્ય અને દૃષ્ટિગોચર ચિન્હો છે. સ્થૂળ ભૂમિકા પરતું યુદ્ધ એ તો એવું યુદ્ધ છે જે, તેનો આખરી આવિર્ભાવ આ સ્થૂળ પાર્થિવ ભૂમિકા પર થયા પહેલા, ક્યારનુંય અન્યત્ર ( સૂક્ષ્મ ભૂમિકાઓમાં ) ચાલતું જ હોય છે." ('હિન્દુ': તા ૨૭-૮-૩૮ )

## આ અંકનું શુદ્ધિપત્રક

### ગો. મા. ત્રિ.-લેખનું

| પૃષ્ઠ | લીટી | છપાયેલું | સુધારો |
|---|---|---|---|
| ૩૦૯ | ૧૩ | વ્યક્તિ | અભિવ્યક્તિ |
| ૩૧૧ | ૬ | મધ્યમને | વાહનને |
| ૩૧૧ | ૮ | મધ્યમ | ઉપાદાન |

### પારિજાતપ્રવેશકનું

| પૃષ્ઠ | લીટી | છપાયેલું | સુધારો |
|---|---|---|---|
| ૩૫૧ | ૧ | પૂજાલાલ શાહ | પૂજાલાલ રણછોડદાસ દલવાડી |
| ૩૫૩ | ૬ | આવે છે: | આપે છે: |
| " | ૮ | છે. અમારો | છે: તેમનો અમારો |
| " | ૧૩ | પ્રકાશનથી | પ્રકાશનની |
| ૩૫૬ | ૧૬ | ૦ રે નથી, | ૦રે ઘણી નથી, |
| ૩૫૯ | ૧૧ | તારમ્ય | તારતમ્ય |
| ૩૬૧ | ૨૦ | વનમંદિરે | વદનમંદિરે |
| ૩૬૪ | ૧૨ | ગણમાત્રનાં | ગણમાત્રાનાં |
| ૩૬૫ | ઉપાન્ત્ય | અવીન | અવની |

# માનસી

સર્જન અને ચિન્તનની ગ્રંથશ્રેણી

વર્ષ ૩ : ગ્રંથાંક ૪

ડીસેમ્બર ૧૯૩૮



આ અંકમાં

મનોહર પાળંદે · વાડીલાલ શાહ · જિનકરરાય વૈષ્ણવ
જ્યેતીન્દ્ર દવે · અમૃતલાલ પટેલ · ગિરધરલાલ શેઠ
વિષ્ણુપ્રસાદ ત્રિવેદી · દયાશંકર જોષી · વ્રજરાય દેસાઇ
હીરાલાલ ગોદીવાળા · ભદ્રમુખ વૈદ્ય · ભાઇલાલ કોઠારી
ભગવત્ ભટ્ટ · રમણભાઇ ઉમરવાડિયા

# માનસી

## સર્જન અને ચિંતનની ગ્રંથશ્રેણી


| વર્ષ–ગ્રંથાંક | પૂર્ણસંખ્યા |
|---|---|
| ૩-૪ | ૧૨ |

ડીસેમ્બર ૧૯૩૮

[ પ્રકાશન, જાન્યુ. '૩૯ ]

પ્રકાશનસ્થાન

આનંદ પ્રેસ : સ્ટેશન રોડ : ભાવનગર

## નિકષ



## ધ્વનિ



## મંજૂષા

**માનસી ગ્રંથશ્રેણી:** સંચાલક વિજયરાય ક. વૈદ્ય, દરજી મહોલ્લો; નાનપરા: સુરત. લવાજમ: રૂ. ૫); દેશાવર, રૂ. ૮; છૂટક, ૩ રૂા. શાખાઓ: (૧) **મુંબાઇ**, મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ; (૨) **સુરત**, લોકવાણી મુદ્રણમંદિર, ચૌટા પુલ; (૩) **ભરૂચ**, ભગવત્ રા. ભટ્ટ, ખેડાવાળની વાડી પાસે; (૪) **વડોદરા**, પ્રા. ગોવિંદલાલ હ. ભટ્ટ, શિયાપુરા; (૫) **અમદાવાદ**, ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય; ગાંધી રોડ; (૬) **કરાચી**, ભારતી સાહિત્યસંઘ, ડેન્સો હોલ; (૭) **રાજકોટ**, ધ ન્યુ સ્ટોર્સ, ટાઉન હોલ સામે; (૮) **જામનગર**, રા. રામચન્દ્ર ઓઝા, ઓઝાનો ડહેલો; (૯) **પોરબંદર**, રા. જયેન્દ્રરાય મ. પાઠક. રામટેકરી રોડ.

## હવે નવાં લવાજમ—

પાડે છે. એ વિશેની વિગતો આ અંકના ' મંદિરનો ઘંટનાદ 'માં વાંચીને ઘટતું કરશોજી.–સંચાલક ' માનસી '

## ' માનસી ' સરકારમાં મંજૂર

ના. મુંબાઇ-સરકારના ગેઝેટના તા. ૧લી ડીસેંબર ૧૯૩૮ના અંકમાં જાહેર થયા પ્રમાણે, ' માનસી 'ને ઈલાકાના કેળવણીખાતા તરફથી મંજૂર થએલાં પત્રોમાં ગણવામાં આવ્યું છે. એ મંજૂરી માટે આભારી છીએ. પ્રાથમિક ને માધ્યમિક શાળાઓ તથા ટ્રેનિંગ કૉલેજો આ હકીકતની નોંધ તથા તેનો લાભ લેશે એવી આશા છે. —સં. 'મા'

થોડા માસમાં પ્રગટશે

# જૂઈ અને કેતકી

સુંવાળાં તથા કાંટાળાં

૩૫-૪૦ અવલોકનોનો સંગ્રહ

કર્તા :

વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

વિગતો આવતે અંકે. ' માનસી 'ના ગ્રાહકોને ખાસ લાભથી મળશે.

## આનંદ પ્રેસ : ભાવનગર.

## સ્વ. ભાઇ કૃષ્ણદેવ હ. ભટ્ટ

એમનું અવસાન યુવાનવયે અત્યંત કરુણ સંયોગમાં થયાના ખબર આ પૃષ્ઠોના પ્રૂફ મોકલવાને દિવસે (૨૦મી જાન્યુ.) જાણવામાં આવે છે. આ લખનારને પોતાની પ્રવૃત્તિને અંગે આઠેક વર્ષ પર જબલપુર જવાનું થયું ત્યારે ભાઇશ્રી કૃષ્ણદેવે તેમાં જે ભાવભર્યો સહકાર આપ્યો હતો તે ભૂલાય તેમ નથી. સ્વ. ' કાન્ત'ના એ સંસ્કારી ભત્રીજા એક સુલેખક પણ હતા. એમનાં કુટુંબીજનો પર થએલા આ અસહ્ય ઘાના શોકમાં અમારી ખરા દિલની દિલસોજી છે.

—વિ. ક. વૈ.

# માનસી

સર્જન અને ચિંતનની ગ્રંથશ્રેણી

વર્ષ ૩ — ગ્રંથ ૪


## સરસ્વતીકંઠાભરણ

### ૪. અજરામર ઝંખના

આ આપણું વહાણ. પવન શઢને ફુલાવે છે; અતટ દરિયાનાં મારકણાં કટાક્ષ આપણને નોતરે છે. ખલાસી બિરાદરો, આપણી અસંખ્ય સફરોની ભાઇબંધીઃ તોફાનના માર અને શાન્ત હસમુખા દરિયાના આવકાર બે ય તમને મને સમાનઃ આપણે કદી ડર્યા નથી, ડગ્યા નથી. ઘડપણના વાયરા બેઠા છે. પણ તેથી શું ? ઘડપણમાંય આપણો આત્મા પ્રસન્ન થાય એવાં મથન અશક્ય નથી. ઘડપણ પછી મોત નિર્મેલું છે જ અને એ પછી—એ પછી—તો કંઇ જ બની નહિ શકે એ સિદ્ધ છે. તો આપણું બધું યે અંત પામે તે ઇતિ પહેલાં કંઇક, જે બને તે, ચાલો ભાઇઓ આદરીએ. જુવાનીમાં દેવો સાથે ય તે બેચાર દાવ ખેલ્યા છીએ તે આપણે હવે આ સુસ્ત નિરાંતમાં બેસી રહીએ એ તે કદી બને ! ચાલો ભાઇઓ, નવી સફર, કોઇ નવી જ દુનિયાની શોધ ! વહાણને મૂકીએ રમતું, લઇએ આગળ, અને હલેસાંની તાલબદ્ધ ઝપટના પ્રોત્સાહક સંગીતથી લોહીને પાછું સતેજ થતું માણીએ. ચાલોઃ આ નીકળીએ તે નીકળીએ. આ દહાડો ઊગે ને એ ને એ બનાવ, એ ને એ ઘડભાંગ, એ ને એ મામૂલી હર્ષશોકસરી બેખેંચ નિઃસાર

દુનિયા—તેને મૂકીએ પડતી અને આગળ આગળ આગળ નીકળી જઈએ. પૂર્વ ઉત્તર કે દક્ષિણ દિશાએ—જાણીતી જમીન તર્ફ—વહાણનો મુખડો વાળવો જ નથી. પશ્ચિમમાં જ સફર ખેડવી એ મારો ટેક: આથમણાં જ જોતાં જોતાં આગળ ધપવું છે. જોઇએ સૂર્યનાં અને તારાઓનાં આથમણાંની ય પેલી પાર નીકળાય છે ? વચ્ચે કોઈ સ્થલે કોઈ ક્ષણે દરિયો જ આપણને ગળે તો ભલે ગળે. અથવા કોઈ પલે આ આપણું વહાણ તે ભદ્રમંગલ ટાપુએ જઈ લાગે, અને ત્યાં આપણને વીર એકિલીસ મળે તો ય ભલે.

Tho' much is taken, much abides: and tho'
We are not now that strength which in old days
Moved earth and heaven, that which we are, we are:
One equal temper of heroic hearts,
Made weak by time and fate, but strong in will
To strive, to seek, to find, and not to yield.[1]

---

૧. ટેનિસનકૃત 'યુલીસિસ'માંથી; ભાષાન્તર પ્રાધ્યાપક ઠાકોર-કૃત 'લિરિક'માંથી. ઉપલાં સર્વ વચનો બોલનાર પુરાણપ્રાચીન નાયક યુલીસિસ "માનવજાતની અજરામર સંતતાતુર......શોધક બુદ્ધિનો પ્રતીક" છે વગેરે વિગત અને કાવ્યવસ્તુની ટૂંકી પૂર્વકથા 'લિરિક'ના પૃ. ૮૩, ૮૪મા પર છે.

જ્યોતીન્દ્ર હરશંકર દવે

# નવલરામ

## વિવેચક[1]

પાશ્ચાત્ય સાહિત્યનો આપણને સંપર્ક થયો તે પહેલાં વિવેચનનું સાહિત્ય આપણા દેશમાં હતું જ નહિ એમ કહીએ તો ચાલે. સંસ્કૃત સાહિત્યમાં ઘણુંખરું દરેક ગ્રંથ પર કોઇકની ટીકા હોય છે; પરંતુ તે માત્ર અર્થસ્ફોટ કરવાને અર્થે જ લખાએલી હોય છે. ક્વચિત્ તેમા રસ, અલંકાર, છંદ વગેરેની ચર્ચા હોય છે. મમ્મટાદિ આલંકારિકોએ કાવ્યશાસ્ત્રના ગ્રંથો રચ્યા છે તેમાં ઉદાહરણ તરીકે અમુક લેખકોના અમુક શ્લોકોની ચર્ચા કરી છે. પરંતુ અમુક ગ્રંથ કે અમુક ગ્રંથકારનું શાસ્ત્રદૃષ્ટિએ કોઇએ પણ વિવેચન કર્યું નથી. આપણા પ્રાચીન સાહિત્યમા પણ અર્થસ્ફોટ ખાતર લખાએલી ટીકાઓ, પોતાની કે પોતાના વર્ગના લેખકની કૃતિઓને ચઢાવવાના હેતુથી અન્ય લેખકો પર કરાએલા કટાક્ષો સિવાય વિવેચન કહી શકાય એવું કે, પણ જોવામાં આવતું નથી.

શાસ્ત્રદૃષ્ટિએ ગુણદોષનું પૃથક્કરણ કરી ગ્રંથ કે ગ્રંથકારની તુલના કરવાની પ્રથા પાશ્ચાત્ય છે, ને એ પ્રથાને આપણા સાહિત્યમા પ્રથમ દાખલ કરવાનું માન નવલરામને ઘટે છે. નવલરામ આપણા વિવેચનસાહિત્યના પ્રથમ સ્રષ્ટા છે એટલું જ નહિ પણ વિવેચકનું પદ એમણે અસાધારણ સફળતાથી દીર્ઘકાળ પર્યંત દીપાવ્યું છે. એમની પૂર્વે કોઇ વિવેચક હતો

૧. આમનો લેખાક ગયા જુનના અંકમા હતો.

નહિ, એટલું જ નહિ, પરંતુ એમના અવસાન પછી પણ લાંબા સમય સુધી કોઇ સમર્થ વિવેચક થયો નહોતો; એ વાત પરથી એમણે વિવેચક તરીકે કેટલી સફળતા મેળવી હતી તે સમજાશે. નવલરામે કાવ્યો લખ્યાં છે, નાટકો રચ્યાં છે, જીવનચરિત્ર લખ્યું છે, નિબંધો લખ્યા છે; અને એ સર્વમાં ઓછેવધતે અંશે એ સફળ પણ થયા છે, છતાં વિવેચક તરીકે જ એમણે ખરેખરી પ્રસિદ્ધિ મેળવી છે, ને હજી યે પંકાય છે.

સર્જક સાહિત્યકાર વિવેચક કરતાં ઘણી રીતે મોટો છે. પરંતુ વિવેચકને જે ગુણો ને જે વિદ્વત્તાની અપેક્ષા રહે છે તે સર્જક સાહિત્યકારને આવશ્યક નથી. સુંદર કાવ્યો લખવાને કાવ્યશાસ્ત્રનું સર્વાંશે જ્ઞાન હોવું જ જોઇએ એમ કહી શકાય નહિ. નવલકથા લખવાને માટે નવલકથાના શાસ્ત્ર ને ઇતિહાસનું મનન અનિવાર્ય છે એવો કોઇથી આગ્રહ કરી શકાય નહિ. ભરત મુનિનું કે પાશ્ચાત્ય નાટ્યશાસ્ત્રનું પરિશીલન કર્યા વગર નાટક રચી જ ન શકાય એમ નથી. પ્રતિભા, જનસ્વભાવ આલેખવાની શક્તિ, ભાષા પરની પ્રભુતા, ભાવમયતા ઇત્યાદિ નૈસર્ગિક ગુણો હોય તો સર્જક સાહિત્યકારને બહારની કોઇ પણ મદદ વગર ચાલે, પરંતુ વિવેચકને તેમ ચાલે એમ નથી. એને તો કાવ્યશાસ્ત્રનું જ્ઞાન હોવું જોઇએ, સરસતાનું શાસ્ત્ર ને તેને પારખવાની રસિકતા એનામાં હોવાં જોઇએ. ગ્રંથકારના સમયની તેને માહિતી હોવી જોઇએ. સાહિત્યના સર્વ શિષ્ટ ગ્રંથોનું પરિશીલન તેણે કર્યું હોવું જોઇએ. આ ઉપરાંત મનુષ્ય તરીકે પણ એણે કેટલાક ગુણો ખીલવવા જોઇએ ને કેટલીક નિર્બળતાઓ પર અંકુશ રાખવો જોઇએ. પોતે ભલે લેખકના અભિપ્રાયથી જુદો પડતો હોય પરંતુ લેખકનું વક્તવ્ય સમજવાને તેણે સમભાવ કેળવવો જોઇએ. પક્ષાપક્ષીના વમળમાં એણે ફસાવું ન જોઇએ. પોતાના અંગત અભિપ્રાયની પુસ્તકના વિવેચન પર

અસર ન થવી જોઇએ. ગ્રંથકાર પરનો તિરસ્કાર ગ્રંથ તરફ ન દર્શાવવો જોઇએ. તેમ જ ગ્રંથ પ્રત્યેના તિરસ્કારને લીધે ગ્રંથકારને અન્યાય ન કરવો જોઇએ. વિવેચકનું પદ મોટી જવાબદારીનું છે. વિવેચકનાં વિવેચનોથી ઘણી વાર લેખક પર અણધારી અસર થઇ જાય છે, ને તેમના લેખોની દિશા પણ બદલાઈ જાય છે. વિવેચકો તે સાહિત્યના વડીલો છે. અભિનવ સાહિત્યકારોને નિષ્પક્ષપાતપણે ઔદાર્ય ને પ્રેમથી વિપથગામી થતાં અટકાવી યોગ્ય માર્ગે વાળવાનું તેઓનું કાર્ય છે, અને તેટલા માટે તેમને પોતાને જ યોગ્ય માર્ગ કયો છે તેનું બહુ સારી રીતે જ્ઞાન હોવું અત્યંત જરૂરનું છે. વડીલને યોગ્ય એવા અનુભવ, ડહાપણ ને જ્ઞાનની તેમને આવશ્યકતા છે.

આ બધાં કારણોને લીધે આપણા દેશમાં તેમ જ અન્ય દેશોમાં સર્જક સાહિત્યકારો કરતાં વિવેચકો ઘણા ઓછા થયા છે.

નર્મદાશંકર અને દલપતરામ બંને સમર્થ કવિ, વિદ્વાન, રસજ્ઞ અને કૈંક અંશે એ યુગના નિર્માતા હતા; છતાં બંનેમાંથી એકે વિવેચકના પદને યોગ્ય નહોતા. નર્મદ પોતાની જ લાગણીમાં મસ્ત રહેતો; અન્યનો વિચાર કરવાની એને ટેવ કે ફુરસદ નહોતી. તેમ જ સર્વાનુભવરસિકત્વ એનામાં નહોતું. દલપતરામમાં સર્વાનુભવરસિકત્વ હતું, છતાં એ પાશ્ચાત્ય સાહિત્યના સંપર્કથી રહિત હતા.

વિવેચકના જોખમદારીભરેલા પદને માટે નવલરામ સ્વભાવથી જ યોગ્ય હતા. એમનામાં સર્વાનુભવરસિકત્વ હતું તે એમનાં નાટકો પરથી માલમ પડે છે. આગળ કહ્યું છે તેમ એમનો સ્વભાવ વિચારપરાયણ હતો. એમનું મગજ કદી પણ નવરું રહેતું જ નહિ. જે કવિ કે લેખક એ વાંચતા તેમની તુલના કર્યા સિવાય એમનાથી રહેવાતું નહિ. એમની નોંધપોથી એ

વાતની સાક્ષી પૂરે છે. દરેક ભાવ કે વસ્તુનું પૃથક્કરણ કરવાની એમને નાનપણથી જ ટેવ હતી. પોતાના ભાવ,[1] પોતાનો સ્વભાવ,[2] પોતાની શૈલી[3] વગેરેનું પૃથક્કરણ પણ એમણે કરેલું માલૂમ પડે છે.

. .

નર્મદની 'new school' ને દલપતની 'old school'–નો ભેદ એમણે છેક ઇ. સ. ૧૮૬૩માં નર્મદને લખેલા પત્રમાં આંકયો હતો. અને એ જ પત્રમાં new schoolને ઉદ્દેશીને એમણે લખ્યું હતું; 'I am very ambitious to have the merit of being the critic who first perceived its existence and beauties.' વિવેચકના અંકુરો આ પ્રમાણે એમનામાં શરૂઆતથી જ હતા તે જોઇ શકાય છે.

સ્વભાવે નવલરામ શાંત હતા. વિચારભેદને લીધે એ કદી ઉશ્કેરાઈ જતા નહિ; પરંતુ સામા પક્ષનું સત્ય જોવા હંમેશ પ્રયત્નશીલ રહેતા. આથી, વિવેચનો આપણા સાહિત્યમાં છેક નવીન હતાં અને સામાજિક તથા ધાર્મિક સુધારો કરવાના ઝનૂનમાં તેમ જ પોતાના ઇષ્ટ લેખકની પ્રશંસા કરવામાં વિવેક શાંતિ વિરલ થઇ ગયાં હતાં, તોપણ નવલરામને કદી કોઈ પણ જોડે એમનાં વિવેચનોને લીધે વેર બંધાયું નહોતું. તેમ જ કોઇએ પણ અંગત રાગદ્વેષનો આરોપ એમના પર મૂકયો નહોતો.

પરંતુ નવલરામનાં વિવેચનો બધાં એકસરખાં નથી. એમના વિચારો ધીરે ધીરે પરિપક્વ થતા ગયા છે, ને તેમ તેમ એમની વિવેચનપદ્ધતિમાં સંગીનતા આવતી ગઈ છે. આરંભકાળની કચાશ વધારે અનુભવ, વધારે વાચન ને ખાસ કરીને વિદ્વાનોના વિશેષ સમાગમથી પાછલી વયમાં ઓછી થતી ગઇ

૧. જુઓ નવલરામનું જીવનચરિત્ર પૃ. ૨૫-૨૭.-૨. એજન પૃ. ૩૩.-૩. મનના વિચાર, નવલગ્રંથાવલિ ભા. ૧. પૃ. ૩૯૯-૪૦૭.

છે. એક વખત નર્મદની એમને અજબ મોહિની લાગી હતી. નર્મદ જેવો કવિ ગુર્જર ભાષામાં પાક્યો જ નથી એમ એમને લાગતું. ઇ. સ. ૧૮૬૭માં નર્મદાશંકરની કવિતા વિષે લખતાં નર્મદની તુલના પ્રેમાનંદ, દયારામ આદિ પ્રાચીન કવિઓ સાથે કીધી છે અને એ લેખના અંતભાગમાં લખ્યું છે:

'આ બધી વાતનો આપણે જ્યારે વિચાર કરીએ છઈએ ત્યારે એમજ લાગે છે કે પ્રેમાનંદ સુદ્ધાં સઘળા ગુજરાતી કવિયો કરતાં નર્મકાવ્ય ઘણી ઊંચી ભતનું છે; અને અગર જો કે નિત્યના સહવાસથી નર્મદાશંકરના કવિત્વની ખુબીનો પૂરેપૂરો ખ્યાલ આપણા મનમાં આવી શકતો નથી, તોપણ આવતા જમાનામાં એ કવીશ્વર હમણાં કરતાં ઘણું જ વધારે માન પામશે, અને કદાપિ તે વખતના વિદ્વાનોને અચરત સરખું પણ લાગશે કે આવા જૂના કવિઓ સાથે એનો મુકાબલો જ શા માટે કીધો હશે![1]

નવલરામની આ ભૂલ ઘણી સ્વાભાવિક છે, જ્યારે કોઇ સમર્થ વ્યક્તિ તદ્દન નવીન શૈલીની કવિતા સાહિત્યમાં પહેલી જ વાર દાખલ કરે છે, ત્યારે પ્રાચીન સર્વ કવિઓનાં કાવ્યો કરતાં એનાં કાવ્યો ઉત્કૃષ્ટ છે એમ આપણને સહજ લાગે છે. અને ખાસ કરીને તે માટે આપણને અંગત માન ને પ્રેમ હોય છે તો એ લાગણીનો અતિરેક થઈ જતાં વાર લાગતી નથી. નવીનતાનો મોહ એ એ ભૂલનું કારણ છે. પ્રાચીન કવિઓ અને અર્વાચીન કવિઓની શૈલી પરસ્પર અપ્રમેય છે, એ વાતને નવીનતાનું પ્રબળ આકર્ષણ આપણા ધ્યાનમાંથી ખસેડી નાખે છે. સર રમણભાઇ જેવા ઠરેલ બુદ્ધિના વિવેચક પણ આ ભૂલમાંથી બચ્યા નથી. 'કુસુમમાળા' પ્રસિદ્ધ કરીને રા. નરસિંહરાવે પાશ્ચાત્ય કવિતાનાં સંપૂર્ણ લક્ષણોવાળાં કાવ્યોનું આપણને પ્રથમ દર્શન કરાવ્યું. તે વિષે લખતાં સર રમણભાઇ કહે છે:

અંતર્ભાવપ્રેરિત કવિતાની તૃષાથી ગુજરાતી સાહિત્યમાં ફરતાં

---

૧. 'કવિ નર્મદાશંકરની કવિતા,' નવલગ્રંથાવલિ, ભા. ૧. પૃ. ૨૧૦

અથવા જલશૂન્ય રણ દેખી નિરાશ થયેલા મનને આશ્વાસન આપનારી, હર્ષમાં લાવનારી, એકજ નદી હમણાં કોઈ પર્વતમાંથી નીકળી છે. નહાનાં નહાનાં ખાબોચીયાં કોઈ કોઈ ઠેકાણે હશે, પણ વિસ્તારથી વહેતી ખરેખરાં લક્ષણવાળી કાવ્યસરિતા તો "કુસુમમાળા" જ છે. સૂકા અરણ્યમાં લીલું કુંજધામ દેખી કોનું મન આનંદમાં આવી ઉપકાર નહીં માને ? કુસુમમાળા ગળામાં પહેરવી એ તો ધન્ય સહૃદયના ભાગ્યમાં હોય! તેનો સુગંધ લેતાં અમે ઝટ ધરાઇ ન રહીએ તો કૃપાદષ્ટિથી જોવું.[1]

પરંતુ પાછળથી નર્મદ સંબંધીના નવલરામના વિચારોમાં પરિવર્તન થયું હતું. ઈ. સ. ૧૮૭૩માં પ્રેમાનંદ વિશે લખાએલા લેખમાં નર્મદ કરતાં ઉતરતા લાગેલા પ્રેમાનંદને આખરે 'ગુજરાતી ભાષાના સર્વોત્તમ કવિ'નું પદ આપ્યું છે. નર્મકવિતાની પ્રસ્તાવના તથા નર્મદના જીવનચરિત્રમાં નર્મદની યોગ્ય તુલના એમણે કરી છે.

દલપતરામ વિષે પણ કૈંક આવું જ થયું હતું. નવલરામ પ્રથમ અમદાવાદ ગયા ને ત્યાં દલપતરામને મળ્યા ત્યારે દલપતરામ વિશે ઊંચો અભિપ્રાય બંધાયો નહોતો. તે વખતે દલપતરામ એમને કેવા લાગ્યા એ વિશે તે લખે છે:

He seems to be a man devoid of lively imagination or deep reflection. He talks on literature but betrays no marks of a sound education × × × His intelligence is rather below the common level but it is clear as far as it goes. The only poetic element on his face is a rougish humour. The education he has received from the world has perhaps dwarfed this natural power of his mind and rendered him a heavy companion and prosy humourist.

૧. કવિતા અને સાહિત્ય, (આ. ૧લી.) પૃ. ૨૧,
૨. નવલરામનું જીવનચરિત્ર, પૃ. ૪૬.

Some electric shocks would do him good. I believe he is quite the converse of Narmad. No wonder they cannot agree. One is a type of cold formalism, while the other personates the dancing egotism of a youth.

સુરતમાં હતા ત્યાં સુધી નવલરામને દલપતરામ સારુ જરા પણ માન ન હતું. અમદાવાદમાં એ પ્રથમ ગયા ત્યારે દલપતરામ એમને કેવા લાગ્યા તે ઉપરના ઉતારા પરથી માલૂમ પડે છે, પરંતુ રાજકોટ ગયા પછી એમના વિચારો ફેરવાવા લાગ્યા. ઇ. સ. ૧૮૮૩માં લખેલા 'સંસ્કૃતમય ગુજરાતી' નામના નિબંધમાં એમણે લખ્યું છે:

દલપતરામના રસ કે ગાંભીર્ય સંબંધી ટૂંકા સાક્ષરમંડળમાં ગમે એવા વિવિધ અભિપ્રાય હો, પણ એ વાતનો નિશ્ચય છે કે લોકના સાધારણ સમૂહમાં સર્વોપરી જનપ્રિય કવિ આ જમાનામાં આપણા ગુજરાત પ્રાંતખાતે દલપતરામ જ છે.[1]

અને નર્મકવિતાની પ્રસ્તાવનામાં, નર્મદની શાળાના હોવા છતાં પણ, નવલરામે બંનેની બહુ નિષ્પક્ષપાત અને ખરેખરી તુલના કરી છે. એકને ચઢાવવાના લોભમાં અન્યને ઉતારી પાડવાનું સ્વાભાવિક કાર્ય બંનેના અનુયાયીઓ કરી રહ્યા હતા તેમ ન કરતાં બંનેને યોગ્ય ન્યાય આપતાં એમણે લખ્યું છે:

એ તો ક્યારનું સર્વાનુમતે સિદ્ધ થઈ ચૂક્યું છે કે આ જમાનાના કવિ તે બે જ: નર્મદાશંકર અને દલપતરામ. આ સમે કવિતા કરનાર તો જોઇએ તેટલા છે, અને તેમાં થોડાક સારા કવિ પણ છે, પરંતુ જ્યાં કવિ શબ્દનું ઉચ્ચારણ કર્યું ત્યાં પ્રથમ પ્રતીતિ સર્વે ગુજરાતીના મનમાં આ બેમાંના જ કોઈ એકની થાય છે. ગુજરાતના આ છેડાથી પેલા છેડા સુધી અને બાળ કે યુવાથી વૃદ્ધ પર્યંત સર્વને જાણીતા એવા તો આ જમાનાના કવિ એ જ બે છે. એ બંનેની પ્રસિદ્ધિમાં ફેર હશે, બંનેથી પરસ્પર ગણનામાં મતભેદ છે, અને વખતે

1 નવલગ્રંથાવલી, ભા. ૨, પૃ. ૨૫૨.

એકથી મોહિત જનો બીજાને દોષપાત્ર જ ઠેરવવા મથતા હશે, તો પણ નિષ્પક્ષપાત ગંભીર બુદ્ધિને તો એ બંને આ જમાનાની કાવ્યમૂર્તિના પ્રતિબિંબરૂપે સમાન જ પ્રકાશતા માલમ પડે છે. દેશકાળથી પર એવી જે સામાન્ય કવિરૂપ ગણના તે તો એ બંનેની હવે પછીના જમાનામાં યથાર્થપણે થાય, પરંતુ એ બંનેની શૈલીનું કાંઈ પૃથકપણે સ્વરૂપ જાણ્યું હોય તો મિથ્યા ખેંચાખેંચ કોઇને રહે નહિ.

અને એ જ નિબંધમાં દલપતરામની કવિતાનાં લક્ષણો દર્શાવતાં લખે છે:

દલપતરામની કવિતા શાંત બુદ્ધિની, વ્યવહારમાં કુશળ, ચતુરાઈની ભરી, અને સભારંજની છે. એ નવે રસમાં પ્રસંગોપાત્ત વિચરે છે, પણ તે શાંતિ અને વિવેકની સાથે; વ્યવહારની મર્યાદા એ જ આ કવિતામાં રસના સંભવાસંભવની મર્યાદા છે. કોઈ પણ રસની મસ્તી એ આ કવિતાને મન ગાંડાઈ છે. સંસારનું શાંત બુદ્ધિથી અવલોકન કરવું અને તેમાંથી વ્યવહારોપયોગી બોધ લેવો, એ દલપતશૈલીને સૌથી વધારે રુચિકર છે. એ શૈલી અતે દર્દથી મુક્ત હોવાને લીધે બે ઘડી નવરાશની વેળાએ વિનોદ કરવો એમાં જ મોટું સુખ માને છે. ઠાઠક હાસ્ય (humour), મર્માળાં કટાક્ષ (wit), વાણીની મીઠાશ અને રચનામાં વિવિધ પ્રકારનાં ચાતુર્ય, એ વડે દલપતશૈલીનાં શાંત ને સુબોધક વર્ણનો ઝગઝગી રહ્યાં છે. દલપતરામની ચોટ સદા સભાના મનરંજન કરવા ઉપર જ રહેલી હોય છે, અને તેમાં તે બરાબર ફતેહ પામે છે, કેમ કે શ્રોતાના મનમાં ઉતરીને તેને કેમ લાગે છે તે જોવાની શક્તિ આ કવિતામાં છે.[1]

આ પ્રમાણે નવલરામના નર્મદ તથા દલપત સંબંધીના વિચારો ક્રમે ક્રમે ઘડાયા છે. એમની વિવેકબુદ્ધિ ધીમે ધીમે ઘડાતી ગઇ છે. સુરતમાંના વિચારો કેંક અંશે અમદાવાદમાં ફેરવાયા ને અંતે રાજકોટમાં એમના સર્વ વિચારો દઢ ને કરેલ બુદ્ધિયુક્ત થયા હોય એમ લાગે છે.

૪ નવલરામનાં વિવેચનોનો પ્રધાન સૂર ગુણદર્શન છે. પ્રત્યેક

૧. નવલગ્રંથાવલિ, ભા: ૧, પૃ. ૪૧૧-૪૧૨.

પરીક્ષ્ય પુસ્તકમાં ઉત્તમ શું છે તે જ તરફ એમનું લક્ષ રહેતું. જુદા જુદા અભિપ્રાયો ધરાવનારા ને ભિન્ન ભિન્ન પ્રકારના સાહિત્યકારો હજી પણ એમનાં વિવેચનોની પ્રશંસા કરી રહ્યા છે તેનું કારણ મુખ્યત્વે આ ગુણદર્શનની વૃત્તિ જ છે. તે કાળે સાહિત્ય ખીલતી દશામાં હતું; કેળવણીના પાયા નવા જ મંડાયા હતા; ગ્રંથકારો ઊગતા હતા. અને તેથી વધારે પ્રમાણમાં તેમના દોષો દર્શાવવામાં આવે તો તેઓ કદાચ ઊગતા જ અટકી જાય, શરમાળ હોય તો કૈં પણ નવીન પ્રસિદ્ધ કરતાં આંચકો ખાય, અને જનતા તેના ગ્રંથ વાંચે નહિ. આવા વિચારોથી પ્રેરાઈને નવલરામે ગુણ દર્શાવવા તરફ વધારે–કોઈક વખત તો જોઈએ તે કરતાં પણ વધારે–ધ્યાન આપ્યું છે. આથી એમનો વિવેચનનો આદર્શ જોઈએ તેટલો ઉચ્ચ થઈ શક્યો નથી. આપણને અત્યારે જે નિર્માલ્ય લાગે તેવાં પુસ્તકોની પણ એમણે પ્રશંસા કરેલી માલૂમ પડે છે. આ વાત નવલરામ પોતે પણ જાણતા હતા. ઈ. સ. ૧૮૮૪માં શેઠ વલ્લભદાસને એક પત્રમાં એમણે લખ્યું છે :

કાદંબરી સાથે કાવ્યકૌસ્તુભનું નામ લેવું એ ઘોડા સાથે ગધેડું બાંધવા બરાબર છે. એને ચાહિયે તેટલું ધુંથી શકાય એમ છે. એ બધું ખરું, તો પણ ગુર્જર મંથોનો સંકોળ જોતાં એ કાવ્યકૌસ્તુભ પણ આદરથી આવકાર આપવાજોગ વધારો છે. મેં તો એવો નિયમ જ પકડ્યો છે કે પુસ્તકો વસ્તુતઃ દૂષિત પણ દેશકાળ જોતાં ઉત્તેજન લાયક હોય તો તેની એક સારી નોંધ જ થોડાઘણા વિસ્તારથી લેવી, અને તેમાં તેના દોષ તો માત્ર ચતુરને ચેતાવવા ખાતર જ્યાં જ્યાં ઈશારે જ દર્શાવવા. હજી આપણો વાંચનારો વર્ગ એવો છે કે જો આવા પુસ્તકના દોષને વિસ્તારું, તો તેના ગુણ ગમે એટલાં પ્રદર્શાવ્યા હોય તો પણ તેની કદર જ કરે નહિ, માટે આવાં પુસ્તકની એક આવૃત્તિ ખપી રહે ત્યાં સુધી તો વિરુદ્ધ વિવેચનથી પરહેજ રહેવું એ જ ન્યાય ને દેશહિતનો રસ્તો છે.[1]

---

૧. નવલરામનું જીવનચરિત્ર, પૃ. ૬૨

છતાં નવલરામે દરેક ગ્રંથની માત્ર પ્રશંસા જ કરી છે એમ નથી. દોષો પણ એમણે દર્શાવ્યા છે. સ્વ. મણિલાલ નભુભાઇની 'કાન્તા'માં એમણે અનેક દોષો બતાવ્યા છે. રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળાની 'અંધેરી નગરીનો ગર્ધવસેન,' રા. છોટાલાલ સેવકરામકૃત 'ગુજરાતી શબ્દમૂળદર્શક કોષ' તથા રા. સા. મયારામ શંભુનાથકૃત 'સ્થાનિક રાજકીય સત્તા'નાં વિવેચનોમાં એમણે દોષો સ્પષ્ટતાથી દર્શાવ્યા છે ને તે ગ્રંથકારો પર સફળ ને સબળ પ્રહારો કર્યાં છે. અને એવા પ્રહારો એટલા માટે જ કર્યાં છે કે એ ગ્રંથકારો સમર્થ કોટિના હતા અને તેમણે એમને 'નાઉમેદ' કર્યાં હતા.

એમના વિવેચનનો બીજો ગુણ તે એમનું નિષ્પક્ષપાતપણું અને ઔદાર્ય. મનુષ્યને નિષ્પક્ષપાતપણું સંપૂર્ણ અંશે નો સ્વભાવતઃ જ સાધ્ય નથી. પોતાના વર્ગના કે પોતાને જેના પર ભાવ હોય તેના તરફ સહેજે જ પક્ષપાત થાય છે, છતાં એકંદરે નવલરામે દરેક વિવેચન નિષ્પક્ષપાતબુદ્ધિથી કરવાનો પ્રયત્ન કર્યો છે એ જણાઇ આવ્યા વિના રહેતું નથી. અંગત રાગદ્વેષથી એમનાં વિવેચનો કદી રંગાયાં નથી. દોષો દર્શાવતાં પણ એમણે કદી સૌજન્ય કે ઔદાર્યનો ત્યાગ કર્યો નથી.

એમણે ઐતિહાસિક દૃષ્ટિએ કે પરીક્ષ્ય ગ્રંથના પોતાના પર પડેલા સંસ્કાર દર્શાવનારાં વિવેચનો કર્યાં નથી. ન્યાયાધીશની માફક એમણે પરીક્ષ્ય પુસ્તકોના ગુણદોષ તપાસ્યા છે, તેના અંગાંગનું પૃથક્કરણ કરી સમગ્રનું નિરીક્ષણ કર્યું છે. આગળ કહ્યું છે તેમ નવલરામમાં પૃથક્કરણ કરવાની શક્તિ સ્વભાવથી જ હતી. વૈજ્ઞાનિક પેઠે એ દરેક ગ્રંથના અવયવોનું બારીકાઇથી પૃથક્કરણ કરે છે; તેમાં રહેલા ગુણદોષનું નિરૂપણ કરે છે; કઇ રીતે દોષો દૂર થઇ શકશે તે દર્શાવે છે ને ગુણવૃદ્ધિનો માર્ગ બતાવે છે. પ્રાચીન ને શિષ્ટ ગ્રંથો સાથે એમણે વિવેચિત ગ્રંથોની તુલના કરી તેનું સ્થાન

નિશ્ચિત કરવાની પ્રથા સ્વીકારી નથી; તેમ જ કલાનાં સૂક્ષ્મ તત્ત્વોનું અન્વેષણ કરી કલાકારને સાચો કલામાર્ગ દર્શાવવાની રીત પણ એમણે વિરલ પ્રમાણમાં જ સ્વીકૃત કીધી છે. મુખ્યત્વે કરીને એમણે પુસ્તકનો સાર આપી તેમાં સ્ખલનો કયે કયે સ્થળે થયાં છે તેમ જ સૌંદર્ય પણ કયાં રહેલું છે તે દર્શાવ્યું છે.

'સુબોધચિંતામણિ વિવેચન' એ ખાસ ધ્યાન ખેંચે એવું છે. એમાં નવલરામે કાવ્યના સ્વરૂપની ચર્ચા કરી છે, ગ્રંથકારની પ્રશંસા કરી છે તેમ જ તેના પર પ્રહારો પણ કર્યા છે. એમણે કરેલ કાવ્યચર્ચા સર્વાંશે ખરી છે એમ કહી શકાય એમ નથી છતાં એકંદરે એમનો મત ખરો છે, એમ તો કહેવું જ પડશે. લેખકે જે જુસ્સા અને નિર્ભયતાથી પોતાના વિચારો પ્રગટ કીધા છે તે માટે તેને અભિનંદન આપ્યું છે, એને 'કવિ' પદ પણ બક્ષ્યું છે; તેમ જ 'સુધારાનો નીતિબોધક કવિ તો એકલો હું જ હાલ મહુવામાં પહેલવહેલો જ ઊગ્યો.' એવા 'ઉછંકળ હુંપદ' માટે એના પર સમર્થ પ્રહારો પણ કર્યા છે.

'શ્રવણપિતૃભક્તિ નાટક,' 'કાંતા નાટક,' 'બુદ્ધિ અને રૂઢિની કથા' ઇત્યાદિ પર એમણે લંબાણથી વિવેચન કર્યાં છે. 'શ્રવણપિતૃભક્તિ નાટક'ના વિવેચનના આરંભભાગમાં નાટક, કાવ્ય આદિના વિવેચનમાં શી શી વસ્તુનું જ્ઞાન આવશ્યક છે તે વિષે સામાન્ય સૂચન કરતાં તે લખે છે :

નાટક, કાવ્ય વગેરે મોહનગ્રંથોનાં પુસ્તકોની તુલના કરવામાં ત્રણ વાતનો વિચાર રહે છે. છઃ—વસ્તુસંકલના, પાત્રભેદ, અને રસ. જે કથા ઉપર આખું કાવ્ય રચાએલું હોય તેને અલંકારના ગ્રંથોમાં વસ્તુ કહે છે, અને તે કથાના જુદા જુદા ભાગને સુધારી વધારી અનુકૂળ આકારમાં ગોઠવવાની જે જુક્તિ તેને વસ્તુસંકલના (Plot) કહીએ. કાવ્યમાં આવેલા સ્ત્રીપુરૂષના જુદા જુદા સ્વભાવ પ્રમાણે તેમની કૃતિ, મતિ, તથા રીતિ જુદી જુદી વર્ણવવી તેને પાત્રભેદ (Characters) અર્થના નાયકનાયિકાભેદ કહે છે. આમ કરવાથી

જ નાટકપાત્રમાં જીવ આવે છે, અને એ જ મહાકવિનું લક્ષણ છે. * * * પાત્રભેદ અને વસ્તુસંકલના ઉપર જ નાટક કે મહાકાવ્યનો સઘળો રસ અવલંબન કરીને રહેલો હોય છે. * * * એ બે જેવાં જોઈએ તેવાં હોય તો આપોઆપ જ કેટલોક રસ તો તેમાંથી ઉત્પન્ન થાય છે, માટે આ નાટકમાં વસ્તુસંકલના અને પાત્રભેદ કેવા પ્રકારનાં છે તેનું જ કાંઈ આપણે વિવેચન કરીશું.[1]

ત્યાર પછી વસ્તુસંકલના તથા પાત્રભેદના સામાન્ય નિયમો પ્રમાણે શ્રવણપિતૃભક્તિ નાટકનું નિરીક્ષણ કરે છે, સાથે સાથે કથાસાર પણ આપતા જાય છે તથા તેમાં રહેલા ઔચિત્યભંગ કે ગુણવત્તાનું દર્શન કરાવતા જાય છે.

આ પ્રમાણે જે પ્રકારના સાહિત્યગ્રંથનું એમને વિવેચન કરવાનું હોય છે તે પ્રકારને લગતા કેટલાક સામાન્ય નિયમો ને સામાન્ય સૂચનો એમણે બીજાં વિવેચનોના અગ્રભાગમાં પણ આપેલાં છે ને તે સામાન્ય પુરુષને ઘણા ઉપયોગી નીવડે એવા છે; તેમ જ એમના તે વિષય પરત્વેના વિચારો જાણવાને માટે પણ બહુ ઉપયોગી છે. એ સામાન્ય નિયમો દીર્ઘકાળના અનુભવ ને અભ્યાસનું ફળ તેમ જ વિદ્વત્તાથી ભરેલા હોય છે.

રઘુવંશ કાવ્યના ભાષાંતરની સમાલોચના કરતાં ભાષાંતરો કેવાં હોવાં જોઈએ તે વિશે એ લખે છે :

ભાષાંતર કરનારનું કામ મૂળ કવિના પ્રતિસ્પર્ધી થવાને ઠેકાણે તેના ભક્ત, તેના આજ્ઞાંકિત સેવક, તેના એકાંતિક મિત્ર થવાનું છે. જે ગ્રંથ ઉપર આપણી ભક્તિ નથી, એટલે જે તરફ આપણે સાનંદાશ્ચર્યથી જોતા નથી, તે ગ્રંથનું ભાષાંતર આપણે કદી પણ સારું કરી શકવાના નહીં; અને તે ગ્રંથ જો કાવ્યનો હશે, તો તો આપણો સઘળો શ્રમ પાણીમાં જશે એમ અગાઉથી જ જાણવું. ભાષાંતર કરનારે ક્યારે પણ પોતાની તરફનો વધારો ઘટાડો કરવો ન જોઈએ, કેમ કે આપણે તેના વિચાર જાણવા નથી બેઠા, પણ મૂળ ગ્રંથકર્તા જેની

1. નવલગ્રંથાવલી, ભા. ૨, પૃ. ૧૫૬-૧૫૭.

શક્તિથી આપણે મોહિત થઈ ગયા છઈએ તે શું કહે છે તે આપણે જાણવું છે. એવે ઠેકાણે ભાષાંતરકર્તાએ પોતાનું ડોઢડાહ્યું કરવું એ એક જાતની ઠગાઈ છે. જે ગુણ, જે દોષ, જે છટા, જે ભાષાની મીઠાશ મૂળમાં છે તે સઘળી ભાષાંતરમાં આવવી જોઈએ–જાણે તે જ કવિ આપણી ભાષામાં લખવા બેઠો હોય તો તે કેમ લખે.[1]

'નાટકશાળા ને ગોપીચંદ નાટક' નામના લેખમાં બોધ એ જ નાટકનો ઉદ્દેશ હોવો ન જોઈએ તેની ચર્ચા કરતાં તે લખે છે:

અમારો હેતુ એ નથી કે નાટકો બોધપ્રાધાન્ય હોવાં જોઈએ. નાટક લખનારે બોધ કરવા ઉપર લક્ષ રાખવું જોઈએ, એમ પણ અમે કહેતા નથી. અમારા વિચારમાં તો બોધ કરવો છે એ વાત જો તે ભૂલી જાય તો સૌથી સારું છે. જેમ શ્રોતા ઉપર મારે અસર કરવી છે એમ ધારી જે ભાષણ આપે છે, તે કદી પણ અસર કરનારો વક્તા થઇ શકતો નથી, તેમ જ બોધ ઉપર નજર રાખનારાં નાટકો તો નકામો ટાહેલાં જ સમજવાં કે જે ધોબીના કૂતરાંની પેઠે નહિ ગામનાં કે નહિ ઘાટનાં. એવાં ટાહેલાં તો હાલ બહુએ લખાય છે, પણ તેને કોઇએ નાટકશાળા હાથમાં પકડતી નથી, અને હાથમાં પકડવાં ન જ જોઈએ. રસ જે કાવ્ય નાટકોનું લક્ષણ, તે જેણે છોડયું, તે કાવ્યનાટકે તો સ્વધર્મ જ છોડયો, અને તેમ થયું એટલે તે કશા કામનું રહ્યું નહિ. સુબોધ એ સારા નાટકનું સ્વાભાવિક ફળ છે, પણ તેનો ઉદ્દેશ નથી. શુદ્ધ અને ઊંચા રસમાં સ્વભાવિકપણે જ સારો બોધ સમાએલો છે, પણ તે બોધનરૂપે નહિ, અને બોધનરૂપે નથી તે માટે જ તે વધારે અસર કરે છે, જેમ કહેણી કરતાં રહેણી જ ખરેખરી બધાને સુબોધદાયક ગણાય છે. તેમ સરસ નાટકનાં પાત્રો ભાષણો આપીને નહિ પણ પોતાનાં મહાન આચરણોથી જ સુનીતિનો બોધ રામબાણ રીતે કરે છે. આ કારણથી વ્યવહારમાં તો સારાં નાટકોથી રસ ને સુબોધ બંને મળે છે જ.[2]

'કાન્તા' તથા 'બુદ્ધિ અને રૂદિની કથા'ના વિવેચનમાં

---

૧. નવલગ્રંથાવલિ ભા. ૨, પૃ. ૬૯. ૨. નવલગ્રંથાવલિ. ભા. ૨, પૃ. ૨૬૫.

પણ આરંભમાં વિદ્વત્તાથી સામાન્ય નિયમોની ચર્ચા કરી તે નિયમો પ્રમાણે તે પુસ્તકોની પરીક્ષા કરી છે. એમના 'કાન્તા'ના વિવેચન વિષે રા. નરસિંહરાવ લખે છે:

એ વિવેચન પ્રગટ થતાં વેંત મ્હેં વાંચ્યું. તે વખત એની પદ્ધતિ જોતાં મને લાગ્યું કે જર્વાઇનસનાં શેકસપીઅરનાં નાટકોનાં વિવેચન એમના જોવામાં આવ્યાં હશે. જર્વાઇનસની પદ્ધતિની છાયા ઝ્હને એમાં જણાતી હતી.[૧]

આ 'જર્વાઇનસની પદ્ધતિની છાયા' એમનાં અન્ય વિવેચનોમાં પણ જોવામાં આવે છે; પણ તે છાયા માત્ર. જર્વાઈનસનાં વિવેચનોનું સર્વસારગ્રાહિત્વ, વિદ્વત્તા, ને ઊંડી દૃષ્ટિ એમનાં વિવેચનોમાં ક્વચિત જ જોવામાં આવે છે. તેમ એ પણ યાદ રાખવાનું છે કે એમનાં વિવેચિત પુસ્તકોમાંનું એકે પુસ્તક શેક્સપીઅરનાં નાટકની સાથે નામ દેવાને યે યોગ્ય નહોતું.

'ભરુચ જિલ્લાના કેળવણીખાતાનો ઇતિહાસ' 'જ્યોર્જ વૉશિંગ્ટન' 'વિલિયમ ટેલ' 'હિંદ અને બ્રિટાનિયા' આ સર્વ પુસ્તકોનો સારમાત્ર આપ્યો છે અને આરંભ તેમ જ અંતભાગમાં ગ્રંથકારને અભિનંદન આપ્યું છે. એ સિવાય વિવેચન જેવું બીજું કંઈ પણ એમાં જણાતું નથી.

એમની વિવેચનપદ્ધતિ ગ્રંથના મહત્ત્વ પ્રમાણે ફેરવાતી. તે પોતાની વિવેચનપદ્ધતિ વિશે કહે છે:

અમે એવો નિયમ રાખ્યો છે કે કેટલાંક પુસ્તકની તો માત્ર પહોંચ જ આપવી, કેટલાંક વિષે તેજ સ્થળે સામાન્ય વિચાર પાંચ દશ લીટીમાં દર્શાવી દેવા, અને જે થોડા પુસ્તક ઉત્તમ પ્રતિનાં માલૂમ પડે તેને જ વિસ્તીર્ણ વિવેચનને માટે રહેવાં દેવા.[૨]

'યોગતત્ત્વ,' 'સત્યવિજય નાટક,' 'અલંકારચંદ્રિકા,'

---

૧. મનોમુકુર, ગ્રં: ૧, પૃ. ૩૪૪.–૨. 'સુબોધચિન્તામણિવિવેચન,' નવલગ્રંથાવલિ, ભા. ૨, પૃ. ૨૧૮.

'પ્રિયાપ્રિયદર્શક' 'પ્રતાપ નાટક,' 'સ્વપ્રાક્રમ,' 'સ્વદેશાભિમાન,' 'સ્વરૂપાનુસંધાન,' 'ભોગવતી ભાગ્યોદય' ઇત્યાદિને એ નિયમ પ્રમાણે ટૂંકામાં પતાવી દીધાં છે.

'દેશી કારીગરીને ઉત્તેજન, 'નાટકશાળા ને ગોપીચંદ નાટક,' તથા 'બાળલગ્ન અને બળાત્કારનું વૈધવ્ય,' એમાં વળી જુદી જ પ્રથા સ્વીકારી છે. તે પુસ્તકોના ગુણદોષનું નિરૂપણ ન કરતાં તે તે ગ્રંથના વિષયની સૂક્ષ્મ, તલસ્પર્શી ને સમર્થ ચર્ચા કરી છે. ગ્રંથના વિષયનું મહત્ત્વ એ આના કારણરૂપ છે.

'કરસનદાસ મૂળજી ચરિત્ર' અને 'મહેતાજી દુર્ગારામ મંછારામનું જીવનચરિત્ર' એ બે ચરિત્રગ્રંથોનું વિવેચન કરતાં ગ્રંથકર્તાએ આપેલી હકીકતો ઉપરાંત ચરિત્રનાયકના જીવન વિશેની બીજી વધારે માહિતી આપવા યત્ન કર્યો છે; અને એ રીતે એ વિવેચન મૂળ ગ્રંથના પરિપૂરકરૂપ બન્યાં છે.

પુસ્તકોનાં વિવેચનો સિવાય નવલરામે સાહિત્યના જુદા જુદા વિષયોની સ્વતંત્ર ચર્ચા પણ કરી છે. 'મનના વિચાર' 'અકબર-બીરબલ નિમિત્તે હિંદીકાવ્યતરંગ'માં કવિતાના સ્વરૂપ વિશે ચર્ચા છે. 'સંસ્કૃતમય ગુજરાતીમાં' ભાષાશૈલીની ચર્ચા કરી છે; નર્મકવિતાની પ્રસ્તાવનામાં નર્મદ અને દલપતની તુલના કરી છે, 'સુધારાના ઇતિહાસરૂપ વિવેચન'માં સુધારાના તાત્ત્વિક સ્વરૂપની સમાલોચના કરી છે. પરંતુ એ સર્વ વિશે એમના વિચારો આપણે આગળ જોઇશું.

આ પ્રમાણે નવલરામનાં વિવેચનો એમના નિષ્પક્ષપાતપણાને લીધે, એમનાં ઔદાર્યને લીધે, એમની પરગુણપરમાણુને પર્વત કરી બતાવવાની શક્તિને લીધે, એમની વેધક દૃષ્ટિને લીધે ને એમની આડંબરહીનતાને લીધે શોભી રહ્યાં છે. વિવેચન-સાહિત્યના એ પ્રારંભક હતા. અને પ્રારંભકાળનાં વિવેચનો સર્વાંશે પરિપૂર્ણ હોય એ અશક્યવત્ છે. એમનાં સર્વ વિવેચનો ઉત્તમોત્તમ કોટિનાં

કે અપૂર્વ વિદ્વત્તાવાળાં નથી-છતાં,વિવેચક તરીકે નવલરામે મેળવેલી સફળતા આશ્ચર્યજનક છે. સાત્વિક, રાજસ, ને તામસ; એમ વિવેચનોના એમણે ભેદ પાડ્યા તો નવલરામનાં વિવેચનોને સાત્વિક પ્રકારનાં કહી શકાય. પોતાની વિદ્વત્તાને દર્શાવવાને અર્થે લખાએલાં રાજસ વિવેચનો, તેમ જ નિંદાયુક્ત આક્ષેપોથી ભરપૂર એવા તામસ પ્રકારનાં વિવેચનો અત્યારે, દુર્ભાગ્યે, આપણા સાહિત્યમાં વધતાં જાય છે, ત્યારે વિવેચનકલાની ઊગતી દશામાં પણ નવલરામે જે સાત્વિકતા કેળવી છે તે બદલ નવલરામને માટે માન ઉત્પન્ન થયા વગર રહેતું નથી.‸

સ્વ. ગોવર્ધનરામ કહે છે તે યોગ્ય જ છે:

જેને જેવું ને જેટલું કહેવું ઘટે તેને તેવું ને તેટલું કહી, કોઇને મ્હોટપ આપી, કોઇને ઉત્તેજન આપી, ખમનારને ખમે તેટલો પ્રહાર આપી, ન ખમે એવાને ધીરી લપડાક આપી, કોઈને શીખામણ આપી, કોઈને સૂચના આપી, કોઈની બાબતમાં ઉપેક્ષા કરી-અબોલા રહી નવલરામ સર્વ ન્હાના ન્હાના ગ્રંથકારોની પરીક્ષા કરતા વિવેક રાખે છે, "મારવો તો હાથી અને લૂંટવો તો ભંડાર" એ ન્યાયે વર્તે છે, કોઇ ન્હાના કે મ્હોટાનામાં કંઈ ગુણ છે એવું લાગ્યા વગર ગુણદોષની કથાથી માંસલ પરીક્ષા અથવા શુષ્ક વિવેચન સરખું પણ કરવાનું માથે લેતા નથી, જ્યાં ગુણ લાગે છે તેનું કીર્તન કર્યા વિના રહેતા નથી, અને અંતઃકરણમાંથી ગુજરાતી ભાષાની સંવૃદ્ધિ અને સંપત્તિ ચાહે છે. * * * ગુજરાતી સાક્ષરમંડળની એમના ઉપર નિર્વિવાદ પ્રીતિ છે તેનું મૂળ જ આ "ગુણપરીક્ષા" છે. આ સર્વે પરીક્ષાઓ ગુણમધુના આ મધુકરનો ગુંજારવ છે—પછી તે વ્યક્ત છે કે અવ્યક્ત છે એ જુદી વાત છે. આ મધુર સર્વરસિક ગુંજારવ છેક અંતકાળ સુધી નવલરામે કર્યો છે.[1]

અને મધુ અને મધુકર બંને વિલુપ્ત થયા છતાં પણ એ મધુકરના 'રસિક ગુંજારવ'ના ગુર્જરી સાહિત્યકુંજોમાં અંતકાળ સુધી પડઘા સહૃદયને તો સંભળાયાં જ કરશે.[2]

---

૧. નવલરામનું જીવનચરિત્ર પૃ. ૭૪.

૨. 'ગદ્યશૈલી' અને 'વિચારક' એ લેખાંકો હવે પછી.

ભગવત્ રામચન્દ્ર ભટ્ટ

રસામૃતના
સ્વાદિયો માટે

# ચ ટ ણી

"જેલમાં ઘણી વસ્તુઓની ખોટ જણાય છે. ... એક વખત મને એક નવી જ વસ્તુની ખોટ જણાયલી એમ યાદ આવે છે. હું લખનૌ ડિસ્ટ્રિક્ટ જેલમાં હતો ત્યારે એકવાર મને એકાએક થઈ આવ્યું કે સાતઆઠ મહિના થયાં કોઈ કૂતરાને ભસતો સાંભળ્યો નથી."

જેલજીવનાનુભવી એક સાહિત્યરસિક મિત્ર ભેળા આ પ્રકારે પંડિત જવાહરની આત્મકથા વાંચતાં તે વચમાં બોલી ઊઠ્યા:

"હા, બરોબર આમ જ બનતું હોય છે. મને પણ જેલમાં આવી જ બીજી નજીવી વસ્તુ માટે ઉત્કટ ઇચ્છા જાગેલી."

મેં કંઇ ઉત્સુકતાપૂર્વક પૂછી નાંખ્યું.

"કઇ વસ્તુની ?"

તેણે મોઢામાં સહજ વાર જીભ મમળાવી રસભરી સીમકારી બોલાવતાં આવેગપૂર્વક કહ્યું:

"લહેજતદાર ચટણીની. જેલમાં હું લૂખાસૂકા ભોજન વખતે ચટણી માટે કંઇ તલસતો! અને છેવટે સૂકાં મરચાંની ચટણીનો નૈવેદ્યપ્રસાદ રસનાદેવીને ધરાવતો ત્યારે જ સંતોષાતો. જેલમાં ચટણી તો મારે મન રસચિંતામણિ હતી."

આ સાંભળી કોઇ ઉદ્દ્ભટ સમાલોચક જેમ સાદી લેખન-વાનગી પર ચડભડી ઊઠે તેમ હું પણ ચટણી જેવી સાદી વાનગીનું નામ સાંભળી ચમકી ઊઠ્યો. ખાંડ ને સાકરનો શીરો, વિવિધ પ્રકારના લાડુઓ, દૂધપાક, બાસુદી, શિખંડ કે વેડમીનાં નામ ગણાવવાનાં મૂકી છેવટે ચટણી ? સમાજમાં, સાહિત્યમાં તેમ સ્વાદમાં પણ નજીવી વસ્તુઓને મહત્ત્વ આપવાની પ્રથા તો નહિ હોય ? કે આકૃતિવર્ધક કાચની જેમ ચટણી સ્વાદના પરમાણુઓ વધારી રસનો સાગર છલકાવી દેતી હશે ? જેમ સંરક્ષકને પ્રણાલિકા વગર ચાલે નહિ, પુરાણીને અવતાર વગર ચાલે નહિ, પંડિતને સંસ્કૃત વિના ચાલે નહિ, તેવી જ કોઇ અતૃપ્તિથી પ્રેરાઇ ચટણીનું આયોજન થયું હશે. માંદગીને બિછાને પછડાઇ સાજા થવા પછી સ્વાદશૂન્ય જીભ પર ચટણી મૂકવાનું, એની કદર કરવાનું, કોને મન નહિ થતું હોય ? એ અરસામાં અથાણું, પાપડ, ચટણી કે ફરસાણ ખાવા મન ભડભડી ઊઠતું હોય છે. ખારી, તીખી, તૂરી, મીઠી, મોળી, ખાટી—ષટરસની મીજબાની ચટણીમાં છે.

પાશ્ચાત્ય સાહિત્યના સંપર્કમાં આવનાર સૌ કોઇને વિદિત હશે કે યુરોપમાં તો હવે ભોજનના આનંદની ભલભલી કવિતાઓ લખાય છે, અને એ નવીન યુગનું લક્ષણ મનાયું છે. આપણે ત્યાં રસનાનો આનંદ એ ભલે સ્થૂલ ઇન્દ્રિયનો આનંદ હોય, અને આપણા પુરાણા ગ્રંથો કે નાટ્યશાસ્ત્રોમાં ભોજન પર સંયમનો ઇસારો થયો હોય, પણ એની ખુમારી કંઇ ન્યારી છે. તેથી યુરોપના કલારસિકો ભોજનની પ્રશંસા કરે છે. આપણું પ્રેરણા-સ્થાન હવે પાશ્ચાત્ય સાહિત્ય થઇ પડયું છે ને ? તો પછી વૈભવ અને વૈવિધ્યની મોહિની જેમાં મનમાની ભભકી રહી છે એવા આપણે આ બાબતમાં પ્રેરણા લેવા ચૂકવું એ મુગ્ધલોકની કક્ષામાં પ્રવેશ કરી આશ્ચર્ય માનવા જેવું નથી ? સ્વર્ગની પાકશાળાનો કોઇ સ્વાદ ટપકી પડ્યો હોય ને કેમ જાણે ચટણીમાં ઝીલાઇ

ગયો હોય એવો તો યથેચ્છ એનો સ્વાદ છે. આપણે ત્યાં જમણ કે 'થાળ'ની વાત આવી કે તેમાં અન્નકૂટ કે શહેરની કંદોઇની દુકાનો ખોળતાં પણ ન પ્રાપ્ત થાય એટલાં બધાં પક્વાનોનો હુંડો ગણાવ્યો હોય છે. બધી ઋતુઓમાં પાકતાં શાક ટોળે મળ્યાં હોય છે પણ ચટણી વીસરાઇ કેમ જતી હશે તે સમજાતું નથી. વખત છે એમ કેમ ન હોય કે અસલ ભાષા પ્રાસ વિનાની હતી પણ અર્વાચીન સાહિત્યમાં તેનો ઘણો ઉપયોગ વધી પડી એ સંગીતમય શોભારૂપ બન્યો તેમ ચટણીનો પણ પાછળથી પ્રચાર વધી પડ્યો. નહિ તો બાકી ચટણી જેવી સોમરસ કે વિજયા માફક સ્થૂલ રસનાને ઉત્તેજિત કરી ચિત્તવૃત્તિ સહેજમાં ઉદ્દીપ્ત કરી શકે છે, તેને સાહિત્યમાંથી બાતલ કરી હોય. ભલે એ સાહિત્યમાંથી બાતલ થઇ હોય પણ ફેન્સી ફૂલાલીન અને તરેહવાર કાપડની દુકાન માફક ઉત્તર હિંદુસ્તાનમાં તેનાં હાટ મંડાયા છે એટલી હવે સંતોષ લેવા જેવી વાત છે.

અનેક પ્રકારની વાનગીથી ભરેલા ચાંદીસોના કે જરમનના ટાટ વચ્ચે ચટણીના લચકાનું દર્શન રત્નમણિ જેવું રળિયામણું નથી લાગતું? આ સ્થૂલ દશ્યની વાત કોરે મૂકીએ તો પણ નિર્ગલ મિષ્ટતામાં ચટણીનાં થોડી થોડી વારે ચટકાથી માંડી તે સૂકા રોટલામાં ગરીબાઇની સાદાઇમાં સ્વાદસૌંદર્ય ઉગેરતી ચટણી કેટલી બધી સુખદાયી છે! સુદામાજીના તાંદુલ શ્રીકૃષ્ણ હર્ષથી આરોગે છે; તેમ શ્રીમંતો નિર્ધન પણ વત્સલ ભેટ તરીકે ચટણીને સત્કારે છે, એ મનુષ્યનો પ્રેમભરી આર્યા સમાન ચટણી તરફનો કુદરતી, અનુપમ પ્રેમ સાબિત કરે છે. તો પછી સાસરવાસ જેવા કપરા જેલજીવનમાં સ્વાદનો આવો દાઠ ઉત્પન્ન કરતી ચટણીની ભોગેચ્છા થાય એ સ્વાભાવિક છે, નહિ વારુ ? એ નિર્દોષ અને પૌષ્ટિક ન હોવા છતાં પણ જિહ્વાપૂજક રસિકોની રસ-વાનગી છે, સ્વાદજ્વરથી પીડાતાને તે રસાસ્વાદથી તૃપ્ત કરે છે. ચટણી એ કંઇ સર્વસ્વ નથી છતાં એના વિનાનું ભોજન નીરસ અને અધૂરું પણ

છે. ભોજનમાં ચટણીદ્વારા ષટ્રસની નિષ્પત્તિ થાય ત્યારે તેમાં તાલ, લહેજત, રસ અને આનંદ ઉમેરાય. સાદા ભોજનના સુરત સ્વાદને જોર કરવામાં ચટણીની તોલે કોઇ ન આવી શકે. ચટણી જિહ્વા-ઇન્દ્રિયનું મધુરું સંવેદન છે.

સમાજનો મોટો ભાગ—જે મધ્યમ વર્ગનો બનેલો છે-તે તો તત્ત્વજ્ઞાનના જેવું નીરસ ભોજન આરોગે છે; ત્યારે ચટણી જેવી રસમય–સ્વાદુ વસ્તુ ભેળવી તત્ત્વજ્ઞાન અને કળાના સંમિશ્રણ જેવું ભોજનમિશ્રણ કરી સ્વાદની તાલબદ્ધતા મેળવવા તેમાં ચોકખો પ્રયત્ન થયેલો જોઇએ છીએ. કોલંબસને અકસ્માત અમેરિકાખંડ પ્રાપ્ત થયો હતો, તેમ સ્વાદની તૃપ્તિ શોધવાનો અકસ્માત માર્ગ પ્રાપ્ત થયો તે ચટણી દ્વારા. અર્થાત્ સ્વાદની કમીના ચટણીએ પૂરી. સ્વાદસમૃદ્ધિ સાચવી રાખે છે તે પણ ચટણી જ. જેને ભોજનમાં કોઈ ચોક્કસ સ્વાદનો તાગ લાધતો નથી તેને સ્વાદનાં તોફાન ઘેરતી ચટણીના ચટકાની જરૂર પડે છે. અને તેમ છતાં કશા સ્વાદની ઊણપ તેને હંમેશા રહી જવાની. પાકશાસ્ત્રમાં ચટણી, ચૂરણ કે વઘાંકચોરી, ઢોકળાં ને હંદડાં જેવા ફરસાણના અનેક પ્રકારો હરદંમેશ વધ્યા કરવાના. અતૃપ્તિ અંગે રસોઇમાં મસાલાના મૂઠેમૂઠા નાંખવાની પ્રવૃત્તિ કાયમ રહેવાની. શું ત્યારે સ્નેહતૃપ્તિ જેમ રસતૃપ્તિ અધૂરી ને અધૂરી રહી જતી હશે? આ શબ્દો ઘડનાર ઘમંડી વ્યાકરણાચાર્યો જાણે છે!

દરેક ખોરાકની જેમ ચટણીને પણ પોતાનું ચારિત્ર્ય છે. આપણામાં કહેવત છે, "જેનું અથાણું બગડ્યું, તેનું વર્ષ બગડ્યું જેની દાળ બગડી તેનો દિવસ કથળ્યો" ત્યારે આવા કફોડા સંજોગોમાં ચટણી માત્ર ભોજનની રસરાણી તરીકે આશ્વાસનરૂપ થઇ પડે છે. આથી બધાને તે સ્વાદમર્યાદા નથી છતાં એટલું તો કબૂલ કરવું પડશે કે ચટણી વિનાનું ભોજન તે "માડી વિના બાપના મન" જેવું કે "ગોળ વિનાના કંસાર" જેવું અનેક રીતે નીરસ અને અધૂરું છે. કોઇ પ્રશ્ન કરશેઃ ચટણીને પાકશાસ્ત્રમાં

શેના ખપાવો છો તે ? કારણકે મુખ્યત્વે તેમાં કશી સામગ્રી પકવવાની–ચઢવવાની હોતી નથી. છતાં એ ભોજનસામગ્રીમાં ચટાકા તરીકે રાયતાં, દહીંવડાં કે પંચામૃત કરતાં પણ સવિશેષ સ્થાન પામી ચૂકી છે અને તેથી જ પાકશાસ્ત્રની પ્રતિષ્ઠામાં ચટણી એક મૂલ્યવાન ઉમેરો થઇ ચૂકી છે, એમાં શંકા નથી. દક્ષણીઓને કેટલાક વ્યંગ્યમાં 'ચટણા' કહે છે, કારણ કે તેઓ સૌ કરતાં ચટણીના વિશેષ આરાધક–પૂજારી હોય છે. ચટણીના સ્વાદના પારેખ બનવાનું તેઓએ આપણને શીખવ્યું તો નહિ હોય કેમ કે દક્ષણીઓ ચટણીના વિધાયક તરીકે અજોડ રહ્યા છે. ચટણીની બાબતમાં આપણે મહારાષ્ટ્રની નજદિક આવ્યા છીએ, એમ કહીએ તો ચાલે. ગુજરાતના ઘેરેઘેર ખાનપાનની ખાનદાની ચટણીથી બરોબર જળવાય છે.

રજસ્તમસાવૃત ચટણી અત્યંત જલદ વસ્તુ છે, એ વાત સાચી. જો તેમાં બેદિલ પતિપત્નીની જેમ એક રાગ ન હોય તો ઘણી વખત સ્વાદની અંધાધૂની આગળ તરી આવે છે. જો તે જીભને બાળી નાંખે એવી તીખી હોય કે તેમાં મીઠાનો અગર ઢલવાઇ ગયો હોય તો એના કારમા સ્વાદથી જીભ ચચરી દાઝી ઊઠે, આંખમાં પાણી લાવી નચાવી મૂકે. જો કે તરેહતરેહની ચટણીમાં તાલ સચવાય ક્યાંથી ? વિશુદ્ધિ અને ચોકસાઇને અભાવે અથર્વવેદમાં અલ્લાહસૂક્ત પેસી ગયું, સ્મૃતિઓમાં પરસ્પરવિરોધી વચનો ઘૂસી ગયાં અને આપણા સાહિત્યમાં પ્રેમાનંદને નામે કેટલાંક નાટકો ચઢી ગયાં. સાહિત્યમાં જ કેમ ભોજનસામગ્રીમાં પણ હિંદુનાં ખાજાં જલેબી જોડે ઇરાનની મેવામીઠાઇ પણ ક્યાં ભેળવાઈ નથી ગઈ ? અને તે પાછી થાળ કથરોટમાં ન પીરસાતાં ખૂમચામાં પીરસાય છે. જુઓઃ

> ખાજાં લાડુ જલેબી ઘેવર જ છે સાર
> મેવા મીઠાઇ ઝુઆન ભરી મેલેઆં તે વાર

રસોજ્જ્વલ ચટણીનું ચારુત્વ એના રચનાવિશેષ પર

આધાર રાખે છે. ચટણી વાટવી ને કરવી, દરેક વસ્તુનાં પ્રમાણ જાળવવાં ને તાજગી ટકાવી રાખવી એ બધું શ્રમસાધ્ય છે અને કૌશલ્ય માગી લે છે. ચટણી બનાવવામાં ખંત ન હોય, ચીવટ ન હોય, સંયમ ન હોય, પ્રમાણ કે માપ સમજવાની ગણિતની ગમ ન હોય તો તે કથળી જાય. ચટણી આટલી આટલી કસોટીદ્વારા કસ નીકળેલી કલામય તેમ જ રસમય વાનગી છે. તે આતિથ્યમાં અદ્ભુત મધુરપ અને આનંદ મિલાવે છે. એક સમયે અમારા કુટુમ્બીજનોએ ચટણીનો વિષય છણ્યો. ચર્ચા દરમ્યાન મોટાભાઈએ કહ્યું "એના આદિસ્વરૂપમાં મરચાં, ધાણા, આદુ, ફુદીનો, મીઠો લીંબડો વગેરે અનેક ખાદ્ય ભાજીપાલાની ચટણી હું ઉત્તમ ગણું છું." ત્યારે ભાભીએ એમની કુશળતા જણાવતાં કહ્યું: "દાળિયા, મગની પલાળેલી દાળ જેવાં કઠોળ, દાડમ, કમરખ, કોઠા જેવાં ફળફળાદિની સહાયતાથી વિવિધ પ્રકારની ચટણીઓ તૈયાર થાય છે તેની તમને ક્યાં ખબર છે!" વિવિધતાનાં શોખીન મારાં શ્રીમતીએ જણાવ્યું: "કોપરાંના છીણને સમારી મહાવરાપૂર્વક તૈયાર કરેલી ચટણી જુદી જ ભાત પાડે છે." મેં મારો નમ્રતાભર્યો અભિપ્રાય ધર્યો કે "કાંદા ને કેરીના મરવાની મીઠું, જીરું ને મરચાં ભભરાવેલી પ્રાકૃત ચટણીની તોલે કોઈ બેસી શકે એમ નથી." આ બધા મતોનું સમાધાન કરતાં અમારા વયોવૃદ્ધ દાદા રસિકતા પ્રકટ કરતા બોલ્યા: "વાનગીએ વાનગીએ ચટણીના પ્રકારો બદલાતા હોય છે, એ તમે બધાં કેમ વીસરી જાઓ છો? ગમરાસેવના ભૂસા વખતે કાંદાકેરીની જ ચટણી શોભે. ઊંધિયાના પોંકમાં આદુમરચાં, ધાણાલસણની જ ચટણી સ્વાદકારી થઈ પડે, ને મિષ્ટાન્ન ભેગી પીળા પચરક લીંબુ નીચોવેલી જ યથાર્થ દીસે. વિનયી બોલીનો માણસ ખાનપાનના ટોળામાં સમાય, તેમ ખાનપાનની ચટણીઓ પણ ખાનપાનની તમામ ચીજોમાં હંમેશ સાથે છે. અને જમણનો પ્રસંગ હોય તો દિમાગ ખાતર

કડવા લીમડાની લીલી કુંજાર જેવી પત્તીઓની ચટણી વાટીને પણ પીરસાય.

ભાજીપાલાની ચટણીમાં લીલલીલા રંગની સૂક્ષ્મ છટા ઉપરાંત તે જેમ જેમ ગનમધુરી ને વાયુક્રીણેરી વટાતી જાય તેમતેમ ધાણા લસણ અને ફુદનાની ફોરમ ઊડવા માંડે અને ભભકભર્યો ઘેરો રંગ બનાવે. ચટણીનું રંગછટા વિનાનું લાવણ્ય-લાલિત્ય દીપી ઊઠે ત્યારે જ એના સ્વાદની તરલતા, લાલસા વિશેષ પરખાઈ આવે. "હાથીદાંતે કરવત વેઠયું, નૂપુરે હુતાશન સહ્યો, મોતીએ સમુદ્રનો ખાર વેઠ્યો અને કળશે કુચની ઉપમા લીધી ત્યાર પહેલાં ઘણ વડે કુટાયો અને પછી ચાક પર ભમ્યો;" તેવી રીતે ચટણી પણ ઘસારો વેઠી ખલદસ્તામાં કુટાઈ દેહધારી મહ. તપ તપવાનો આ અજબ મહિમા ચટણી ગાઈ રહી છે.

કેટલીક ચટણીઓ ચૂરણની સગી બહેન જેવી માત્ર સ્વાદિષ્ટતાનો ગુણ ધરાવવા ઉપરાંત ઔપચારિક છટા પણ બતાવે છે. પેટમાં વાયુની ગૂંચ ભરાઇ હોય તો ઉપયોગમાં લેવાય છે. તે વાતહારી, પિત્તનાશક, વાયુહરણ કરનારી હોય છે. મોળચ અને પીક મારતા મોઢામાં મઘમઘાટ, ધમધમાટ ફેલાવી મોઢું તાજગીભર્યું કરે છે. તેમાં કેટલાંક કરિયાણાં અને તેજાનાની બહાર ખીલી ઊઠે છે. ચટણી પરોણાગતમાં આગ્રહી હોવાનો તમારો કે મારો અનુભવ જૂનો હશે પણ મેઘધનુષના રંગની પેઠે ચટણીના સ્વાદનું આયુષ્ય ટૂંકું હોય છે. પ્રાતઃકાળની ચંદ્રલેખા કે અતિથિની મહેમાનગીરી જેમ તે ક્ષણજીવી છે.

ચટણી પ્રસાન્નસ્વાદી ને ઉમ છે. તેનામાં નવરસ્વાદની રચના કરવાની, સ્વાદનો ઉઠાવ કરવાની તરકીબ છે. તે સ્વાદપોષક થાય એવું પરિવર્તન કરવા મથે છે. મુત્સદ્દીની ભાષાની જેમ જુદા-જુદા પ્રકારની ચટણીઓ નવાનવા સ્વાદ વ્યક્ત કરે છેઃ ત્યારે (જો કે પૂર્વાચાર્યોએ ભોજનના ષટરસ અને સાહિત્યના નવરસ કહ્યા

છે; તો પણ ) એ બધામાં એક રસ કયો તેને પકડવાનો ચટણીમાં રસાયણિક પ્રયત્ન થયો હોય એમ નથી લાગતું ! તેમ છતાં સ્વાદ કોઈ કાળે બંધાય ખરો કે ? ચટણીનો ખરો સ્વાદ જ એના અસ્થાયીપણામાં છે.

**સાક્ષર જીવન**

પ્રવાદ, તર્ક, અને પ્રવાદનો ગુણાનુરાગી સાક્ષર સાક્ષી—એ ત્રિપુટીના સંયોગથી સાક્ષર જીવન આવિર્ભાવ પામે છે. એ સંયોગવાળું જીવન એ જ સાક્ષર જીવન—એ જ contemplative life, એ જ literary life, એ જ philosopher's seclusion, એ જ scientific menની laboratoryમાનું જીવન, એ જ પરપરથી ભરેલી કોટડીમાં નૈયાયિકનું જીવન, એ જ યોગીનો યોગ, અને એ જ વેદાન્તનું સ્વાનુભૂતિ જીવન. એવું જીવન ભલે તે દશામાં, દરિદ્રતામાં, વાસનામાં, પડ્યું હોય તો તેના ઉપર દૃષ્ટિ કરનારને શું થાય ? જો તે દૃષ્ટિ કરનાર એ જીવનનો મર્મજ્ઞ હોય તો તેને એ જીવનના દોષ જડે નહિ.

('સાક્ષર જીવન' પૃ. ૬૯ )　　　　—ગોવર્ધનરામ

ભાઈલાલ પ્રભાશંકર કોઠારી

# વેદાન્તી કવિ અખો

આપણે સૌ અત્યારે એક એવા યુગમાં જીવીએ છીએ જેમાં આધ્યાત્મિક દૃષ્ટિએ કશુંય વિચારવાનો આપણને વખત નથી. અધ્યાત્મવાદ અથવા તત્ત્વજ્ઞાનનો વિષય અતિ ગહન તથા સૂક્ષ્મ છે. સ્થૂલ બુદ્ધિ એમાં ચાલી શકે તેમ નથી. આ જગતમાં કયો પદાર્થ સત્ય ( Real )છે તે જાણવાની ચાવી તત્ત્વજ્ઞાનથી પ્રાપ્ત થય છે. ઇન્દ્રિયજન્ય વિષયોમાંનું તથા ભૌતિક પદાર્થોનું જ્ઞાન આપણને સત્ય વસ્તુની પ્રતીતિ કરાવી શકે નહિ, કારણ કે તે સૌમાં ફેરફારની ક્રિયા ચમાવલી છે. આપણે તેને જ સત્ય Real કહી શકીએ કે જે સદા નિત્ય, અવિકૃત તથા અવિનાશી હોય. આપણે સૌ જાણીએ છીએ કે જાતસ્ય હિ ધ્રુવો મૃત્યુઃ। જે જન્મ્યું છે તેનું મૃત્યુ અવશ્ય છે. આ રીતે જોતાં આ જગત નાશવંત છે અને માટે તે સત્ય નથી. આપણે ક્યાંથી આવ્યા? આપણું શું થવાનું છે? આપણે ક્યાં જઈ રહ્યા છીએ? આ જગત એ વસ્તુતઃ શું છે? આ બધા મુશ્કેલીભર્યા પ્રશ્નોનો ઉકેલ તો પ્રાચીન ગ્રીક તત્ત્વવેત્તા થેલ્સથી માંડીને અત્યાર સુધીના બર્ટ્રાન્ડ રસેલ હેન્રી બર્ગસાં વગેરે પાશ્ચાત્ય વિદ્વાનો પણ લાવી શક્યા નથી. આપણે કેવળ આપણી આજુબાજુની દુનિયા જેને આપણે આપણી છતી આંખે જોઈ શકીએ છીએ તેની સાથે જ આપણો જીવનવ્યવહાર ચલાવવામાં આપણા કર્તવ્યની ઇતિશ્રી માની છે આજે જગતમાં જ્યાં

ત્યાં વાસના અને વિલાસ, જ્ઞાતિવાડા અને ધર્મવાડા કે પંથવાડા, પ્રપંચ અને પાખંડ, જિન્સી આકર્ષણો અને સ્વાર્થાંધતા, ધાર્મિક વિષયોમાં દંભ અને પાખંડ, તથા હરામખોરી અને જોહુકમી અને 'પૈસો એ જ મારો પરમેશ્વર'નાં વિવિધ પ્રકારનાં દ્વંદ્વો જોવામાં આવે છે.

જ્યારે આવી સ્થિતિ પ્રવર્તે છે ત્યારે માનવી પોતે પરમાત્માનો, પરમતત્ત્વનો, બ્રહ્મનો એક અંશ છે, એ વસ્તુ ભૂલી જાય છે. આવી અંધાધૂનીના સમયે આપણી વચ્ચે કોઈ અવતારી પુરુષનો જન્મ થાય છે જે પોતાના જીવન અને વર્તનથી એ પરમ સત્યનું ભાન આપણામાં ફરીથી જાગૃત કરે છે. ગીતામાં કૃષ્ણ ભગવાનને કહ્યું છે કે:

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ।।

તે આ કથનને પોષે છે. જગત પરના વ્યાપક ધર્મોના મહાપુરુષોએ અવળે રસ્તે ગયેલી માનવતાને સાચો રાહ બતાવવાના પ્રયત્નોમાં પ્રાણની પણ દરકાર રાખી નથી. એ ઉન્નત વ્યવસાયમાં સોક્રેટિસે ઝેર પીધું, ક્રાઇસ્ટે પ્રાણની કુરબાની કરી, બુદ્ધે મારવિજય આદર્યો અને કબીર, નાનક, રામદાસ, તુકારામ વગેરેએ પોતાનાં ભક્તિ-વૈરાગ્યનાં પદોથી તેમ જ લોકોત્તર વ્યક્તિત્વથી આ જગતમાં અમરત્વ પ્રાપ્ત કર્યું છે.

આવા જ કોઈ શુભ હેતુ અર્થે જ્ઞાની ભક્ત અખાનો જન્મ થયો હતો. ગુજરાતી સાહિત્યના આપણે જે ત્રણ યુગો સ્વીકાર્યા છે તેમાં અખાનું સ્થાન સત્તરમા સૈકામાં એટલે કે મધ્ય યુગમાં આવે. તે સને ૧૬૧૫માં જન્મ્યો અને સને ૧૬૭૫માં મૃત્યુ પામ્યો. તે જાતનો સોની હતો અને અમદાવાદ કે તેની પાસેના જેતલપુરનો રહીશ હતો. એની બહેનના અવસાનથી એના મન પર નાનપણથી વૈરાગ્યના સંસ્કારો

પડયા હતા. એ પછી જે બાઇને તે સગી બહેન કરતાં પણ અધિક ગણતો તેની 'સોનાની કંઠી 'તેણે ગાંઠનું સોનું ઉમેરી બનાવવા છતાં ય એના પર તેણે સોનું ચોર્યાની આણેલી શંકાનો પ્રસંગ, અને જ્યારે અમદાવાદની શાહી ટંકશાળનો તે ઉપરી હતો ત્યારે સિક્કા પાડવામાં એના તરફથી ચાંદી સાથે હલકી ધાતુનું મિશ્રણ થાય છે એવી જાતના આરોપનો પ્રસંગ–આ વગેરેથી એને સંસાર પ્રત્યે વૈરાગ્ય આવ્યો અને અમદાવાદથી માંડી જયપુર સુધી બ્રહ્મદર્શન કરાવે એવા સદ્‌ગુરુની શોધમાં તે ભમ્યો, પરંતુ જ્યાં જોઇએ ત્યાં એને પાખંડીઓ અને ધાર્મિક હરામખોરોનો જ ભેટો થયો. છેવટે એ કાશી ગયો જ્યાં ખૂબ પ્રયત્નને અંતે એની જ્ઞાનપિપાસા બુઝાવે એવા સંત એને મળી આવ્યા. એ સંત તે સમર્થ બ્રહ્મજ્ઞાની સ્વામી બ્રહ્માનંદ.

રાત્રિના વખતે ગમે તેવી ઋતુમાં બ્રહ્માનંદ સ્વામીના મઠ બહાર બેસી અંદર ચાલતા જ્ઞાનવાર્તાલાપનું બાર માસ સુધી એકચિત્તે શ્રવણ કરવું અને જે શિષ્યને માટે એ વાર્તાલાપ યોજાયો હતો તેના કરતાં કેટલાય-ગણી એકતાનતાપૂર્વક લક્ષ આપવું અને અંતે ગુરુની દૃષ્ટિએ જ્ઞાનપ્રાપ્તિ અર્થે ઉત્તમ અધિકારી નીવડવું એ એની જ્ઞાનપ્રાપ્તિ માટેની તીવ્ર અભીપ્સા, તાલાવેલી કે તમન્ના બતાવી આપે છે. એ પછી એની રહેણી-કરણીમાં અજબ જેવો પલટો આવે છે. એનો આત્મા બ્રહ્મ-વિદ્યાના નવચેતને પ્રફુલ્લે છે, એનાં જ્ઞાનચક્ષુ કોઇ અદ્‌ભુત સૃષ્ટિનાં દર્શન કરે છે અને એ નિજાનંદે બ્રહ્મસ્વરૂપમાં મસ્ત બને છે. એ આખા ય ચેતનવંતા માનસનાં દર્શન એના આ શબ્દોમાં જ થાય છેઃ

આનંદ વાધ્યો ને રંગ ઉલટયો રે પ્રકટયા છે કાંઇ પૂરણ ભાગ રે
સદ્‌ગુરુને ચરણે આવતાં રે;
તિમિર હતાં તે મારાં ટળ્યાં ગયાં રે ઉદીઓ છે કાંઈ જ્ઞાન
કેરો ભાણ રે.

એ જ્ઞાનચક્ષુ ઉઘડ્યા પછી એની વાણીમાં ચેતન આવે છે. તેનું ભાષાવિષયક જ્ઞાન ઘણું મર્યાદિત હોવા છતાં પણ તે પોતાના વિચારોને સ્પષ્ટ અને સચોટ રીતે બહાર મૂકી શકયો છે. અહીં ધ્યાન રાખવું આવશ્યક છે કે અખો મુખ્યત્વે જ્ઞાની કે વેદાન્તી હતો; કવિ નહિ. કવિતા તો એ સમયની લેખનપદ્ધતિ અનુસાર તેનાવિચારોનું વાહન માત્ર હતી. ભાષા એને મન માત્ર સાધન હતું. એનું સાધ્ય તો બ્રહ્મજ્ઞાનનિરૂપણ હતું, ગુજરાતી ભાષામાં ગદ્ય એ સમયે લખાતું ન હતું. નહિ તો તેણે કદાચ પોતાના વિચારો ગદ્યમાં જ મૂકયા હોત. એને કવિ તરીકે નહિ પણ સાચા બ્રહ્મજ્ઞાની તરીકે લખવું હતું. માટે જ તે કહે છે કેઃ

જ્ઞાનીને કવિમાં ન ગણીશ
કિરણ સૂરજનાં કેમ વરણીશ.

વાચાનું જે પ્રભવસ્થાન છે એવા બ્રહ્મનું વર્ણન વાચા કઇ રીતે આપી શકે ?

અખાની અત્યાર સુધીમાં બહાર પડેલી કૃતિઓ નીચે પ્રમાણે છેઃ

| ગુજરાતીમાં | હિન્દીમાં |
|---|---|
| પંચીકરણ | સંતપ્રિયા |
| ચિત્તવિચારસંવાદ | બ્રહ્મલીલા |
| ગુરૂશિષ્યસંવાદ | (છેલ્લાં પાંચ વરસમાં) |
| અનુભવબિંદુ | અખાજીની જકડી હિંદી |
| અખેગીતા | અખાજીના હિંદી પંજાબી ઝુલણા |
| કૈવલ્યગીતા | અખાજીની એકાદશી રમણી હિંદી |
| છપ્પા | હિંદી ભજનો...વગેરે |
| છૂટક પદો | |
| (અને ત્યારપછી છેલ્લા પાંચ વરસમાં પ્રસિદ્ધ થયેલાં)– | |
| અખાજીના કક્કા | |
| ,, બાર માસ | |
| ,, સાત વાર | |

" ગુજરાતી ભજનો
" અવસ્થાનિરૂપણ...વગેરે

પચાસ સાઠ મિનિટ જેટલા આ વ્યાખ્યાનના ટૂંકા સમયમાં આ સઘળી કૃતિઓને ન્યાય આપી શકાય જ નહિ, પરંતુ એની મુખ્ય કૃતિઓ જેવી કે 'અખેગીતા,' 'પંચીકરણ,' 'અનુભવબિંદુ' તથા છૂટક છપ્પા એ વગેરેમાંથી આપણે એના તત્ત્વજ્ઞાનના પ્રમેયો જાણવાનો અને સમજવાનો પ્રયત્ન કરીશું.

અખાનું તત્ત્વજ્ઞાન સમ્યક્ રૂપે જાણવા તથા એક વેદાન્તી તરીકેનું એનું સ્થાન નક્કી કરવા માટે છ આસ્તિક દર્શનો—ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વ અને ઉત્તરમીમાંસા—તથા જૈન અને બૌદ્ધ જેવાં નાસ્તિક દર્શનોનો ઝાંખો ખ્યાલ હોવાની જરૂર છે. એ બધાંમાં સમાયલા સિદ્ધાંતોમાં અત્યારે ઊતરવા જતાં અહીં જ મધરાત થઇ જવાનો ભય છે એટલે આપ સૌ એ વિષયમાં વ્યુત્પન્નમતિ છો જ એમ માની લઇ આરંભ ચાલું છું.

અખેગીતા એ ગ્રંથમાં અખાના અનુભવ (Realisation)ની ઝાંખી માત્ર છે. અનુભવ શબ્દ અહીં તેના વિશિષ્ટ અર્થમાં વપરાયલો છે એ ધ્યાનમાં રાખવાનું છે. માયાના બંધનમાં ફસાયલા જીવોને મુક્તિ મળે, તેઓ પિંડમાંથી બ્રહ્માંડની સ્થિતિ પામે, જીવમાંથી શિવ બને, **આત્મામાંથી મહાત્મા** બને, microcosmic સ્થિતિમાંથી macrocosmic સ્થિતિને પામે, manyમાંથી One થાય, પરિમિતમાંથી અમિત બને, મિથ્યા સ્થિતિમાંથી વસ્તુસ્થિતિમાં લય પામે એ લક્ષ્ય સમાવવું છે—પાંડિત્યપ્રકાશ નહિ. 'અખેગીતા' એટલે સરળ ઘરગથુ ગુજરાતી ભાષામાં બ્રહ્મવિદ્યાનું સમ્યક્ નિરૂપણ. દિ. બ. શ્રી નર્મદાશંકર મહેતા જેમનો અખાવિષયક અભ્યાસ સર્વગ્રાહી અને તલસ્પર્શી છે તે એ ગ્રંથને ૭ ખંડોમાં વહેંચી નાખે છે. આપણે એમની વ્યવસ્થા પ્રમાણે અહીં એક પછી એક ખંડ લઇશું.

સૌથી પ્રથમ અખો મન–વાણીને અગમ્ય, જેને ઉપનિષદમાં

यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह । એ રીતે વર્ણવ્યા છે એવા પરાત્પર પરબ્રહ્મને પામવાના માર્ગનું દર્શન કરાવે એવા ગુરુની સ્તુતિ કરે છે; અને પછી પ્રાચીન મહાકવિઓની મહત્તાનાં ગુણ-ગાન કરી તેમને પ્રશંસાઅર્ધ્ય અર્પે છે અને પોતે તેમના આગળ અતિ અલ્પ છે એમ નમ્રપણે સ્વીકારી પછી કહે છે કે,

તેણે ગ્રંથ પહેલું એમ ભણું,
અમો મગણ જગણ નથી ભણતા,
તુક, ચોક ચાતુરી ચડઝમકો,
અમો લક્ષ્ય વિના નથી આણુતા.

એ પછી પ્રાચીનોમાં કોણે કોણે બ્રહ્મવિદ્યાનું પરિશીલન કર્યું હતું તે જણાવતાં તે કહે છે કે નારાયણે બ્રહ્માને, દત્તાત્રેયે કાર્તિક સ્વામી-ને, વસિષ્ઠે રામચંદ્રજી આગળ, શ્રીકૃષ્ણે અર્જુનને, જનકે શુકદેવને, નારદે મહાદ્વિજ વ્યાસને, શિવે પાર્વતીને જે બ્રહ્મ-વસ્તુજ્ઞાન સમજાવ્યું હતું તે વિશે

કહે અખો વસ્તુજ્ઞાન વિના, કુશળ ન હોય જંતને;
નિજધામ હીરો ભણવા તો સેવો હરિ–ગુરુ–સંતને.

એ બ્રહ્મને કેવી રીતે ઓળખવા ? હરિની માયા અને જીવની અવિદ્યા વડે જીવત્વ ઊભું થાય છે તેથી આપણે હરિને આત્મારૂપે ઓળખતા નથી. આપણે કર્મજડ છીએ. પરમાત્મા તરફ પીઠ રાખી, વિષયોમાં રત રહીએ છીએ જેથી આત્મતત્ત્વને, પરબ્રહ્મને ઓળખી શકતા નથી. જેમ ખાટકી વધ્ય બકરાને સારી રીતે પાળે–પોષે છે તેમ માયા આપણને જગતના નાનાવિધ પદાર્થોનાં પ્રલોભનો ઊભાં કરી સંસારની ઘટમાળમાં બદ્ધ રાખે છે:

એમ માયા વેષ નાના ધરેજી, કર્મ ધર્મના શબ્દ નાના ઓચરેજી;
જન કેરા મનને અતિ ઘણું આવરેજી. તેણે પુરંજન ભવ ફેરા ફરેજી.

કર્મના બંધનમાંથી આપણે મુક્તિ મેળવી શકતા નથી. આપણી સામે સ્વર્ગ અને નરકનાં ફંદો હંમેશાં સુખ અને

દુઃખરૂપે ખડાં રહેલાં હોય છે જેથી મોક્ષ જેવી વસ્તુ અપ્રાપ્ય રહે છે; માટે અખો કહે છે કે

માયા મોટી જગ માંહે નદી જી,
તે આગળ કોઈ ન શકે ખડી જી;
હરિહર અજથી આગળ વડી જી;
સમજી ન જાયે એવી માયા અટપટી જી.

શ્રી શાંકરમતમાં પરબ્રહ્મને પૂર્ણ ઐશ્વર્ય શક્તિસ્વરૂપ, પૂર્ણજ્ઞાનસ્વરૂપ તથા પૂર્ણ આનંદસ્વરૂપ માનવામાં આવે છે તેમ જ માયાને બ્રહ્મની એક ઔપાધિક (accidental) અવસ્થા માનવામાં આવે છે, જે પરિણામી, વૈકારિક તથા અનિત્ય છે ને તે પરબ્રહ્મને સદૈવ આધીન છે, તેનો આધાર બ્રહ્મ ઉપર જ છે. જેમ લાકડામાં કે પત્થરમાં ગૂઢ રૂપે અગ્નિ રહે છે તેમ પરબ્રહ્મમાં માયા અણુછતી રહે છે. માયામાં પરબ્રહ્મના તેજના પડવાથી તે પ્રકૃતિદ્વારા જે વિશ્વની ઉત્પત્તિ કરે છે તેમાં રહેલા જીવો દેહાધ્યાસને લઇને તેમ જ વિષયો પ્રત્યેની આસક્તિને લઇ ને માયામાં ગોથાં ખાધા કરે છે અને પરમપદ પામી શકતા નથી. ગીતામાં કહ્યું છે કે अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः જ્ઞાનસ્વરૂપ બ્રહ્મનું મૂળ સ્વરૂપ અજ્ઞાનથી (એટલે કે માયાથી) આવૃત થયેલું હોઇ તેનાથી જ સંસારી જીવો માયામાં મોહિત થયા છે. વળી ભગવાન ગીતામાં કહે છે કે प्रकाश नाहं सर्वस्याः योगमायासमावृतः અર્થાત્ હું સર્વને પ્રકાશિત નથી એટલે કે સમજાતો નથી, કારણ કે યોગમાયાથી હું ઢંકાયલો રહું છું. આને જ શાંકરમતમાં વિવર્તવાદ તરીકે ઓળખવામાં આવે છે. અખો એક ઠેકાણે શૂન્યવાદીની એટલે કે બૌદ્ધમતની ટીકા કરે છે તેનું કારણ કેટલાકને મતે માયા એટલે મિથ્યા—શૂન્ય Void એવો અર્થ થાય છે પણ શાંકરમતનો એ અર્થ છે જ નહિ. એ રીતે સમજતાં તો જગતનો સર્વ વ્યવહાર અટકી પડે અને પરબ્રહ્મપ્રાપ્તિ પણ અશક્યવત્ થઇ પડે. એટલે જગતનું મિથ્યાત્વ એટલે આ જગત કામચલાઉ (Pragmatic) છે પણ નિત્ય નથી એમ સમજીને વ્યવહારમાં વર્તવું તે. આથી

કર્મો કરવા છતાં, અને હુંપણાનો ભાવ નષ્ટ થયો હોવાથી દેહાધ્યાસ થતો નથી; જેથી જ્ઞાનીનું ધ્યેય પોતાના નિરાકાર, નિર્ગુણ, પ્રત્યગાત્મસ્વરૂપ શુદ્ધ ચૈતન્યમાં જ રહે છે. સર્વ ભૂતોને તે આત્મવત્ જુએ છે, વસુધાને કુટુંબ જેમ લેખે છે અને જગતના આંતરિક આત્માનું તમા પોતાના આંતરિક આત્માનું ઐક્ય સાધે છે અને અનુભવે છે.

શાંકર મતની આટલી ટૂંકી ચર્ચા પછી આપણે અખાનું માયાવિષયક નિરૂપણ વધુ સમજી શકીશું. શ્રી મહેતા કહે છે તેમ આ ચિદ્દશક્તિમાં અંતર્ગત રહેલી અને પછીથી બહાર પડતી માયાશક્તિ અખાના અભિપ્રાય પ્રમાણે પરમેશ્વરની આદ્ય પટરાણી છે અને પ્રથમ ' શૂન્યસ્વામિની ' ( શૂન્ય એટલે કે સૃષ્ટિસર્જન પહેલાંનો અવકાશ : બ્રહ્મ ) એટલે કે ભેદભાવ નહિ પામેલા બ્રહ્મમાં જે અત્યાર સુધી ગુપ્ત અથવા અણછતી રહી હતી તે છૂટી પડી જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનારા ત્રણ ગુણમય દેવોને-બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરને-પ્રગટ કરે છે. આ શૂન્યસ્વામિની અન્ય જે ત્રિગુણમય દેવોની માતા હતી તે, તે ગુણોનો ભેદ કર્યા પછી તેમની ' યોષિતા ' એટલે પત્ની થઇ જાય છે. આ કારણથી અખો પાછળ જણાવ્યું તેમ માયાને મોટી નટી કહે છે. વળી એ કહે છે કે

> સમજી ન જાય એવી માયા દીસે નહિ ને બળવતી
> ચૌદ લોકની આદિ માતા ઓમકારથી પહેલી હતી.

આ ૐકાર શું છે એ વિશે જાણવું અગત્યનું છે, પરંતુ તે વિશેની ચર્ચા પંચીકરણની સમીક્ષામાં કરીશું. હવે માયાનાં ત્રણ તત્ત્વો( સત્વ, રજસ્, તમસ્ )માંથી ચોવીસ સ્વરૂપો થાય છે તે નીચે પ્રમાણેઃ

મૂળ ચિદ્-શક્તિમાં રહેલી માયા બ્રહ્મતત્ત્વના સત્, ચિત્ અને આનંદ એ ત્રણ મૂળગત દ્રવ્ય અંશોમાંથી સત્ત્વ, રજસ્ તમસ્ નામનાં તત્ત્વોદ્વારા મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ ચાર તથા પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ મહાભૂતો, પાંચશબ્દાદિ તત્ત્વો

મળી એકંદર ચોવીસ તત્ત્વો સર્જે છે અને તે સૌને પોષણ આપનારી મૂળ પ્રકૃતિ અથવા પ્રધાન (The unmanifested primordial matter) પચીસમા તત્ત્વ તરીકે અને પુરુષ અથવા પરમાત્મા છવીસમો એમ અખો માયાથી બ્રહ્માંડની ઉત્પત્તિ સમજાવે છે. આ આખો ય સેશ્વર સાંખ્યવાદ છે.

હવે પ્રકૃતિ તે શું અને માયા તે શું? એ બે વચ્ચે કાંઈ ભેદ છે? અખાના મત પ્રમાણે બ્રહ્મચૈતન્યની ત્રણ પ્રકારની શક્તિઓ છે (૧) મૂળ ચિદ્શક્તિ (૨) માયાશક્તિ (૩) અને ત્રીજી પ્રકૃતિશક્તિ.

અખેગીતાની શરૂઆતમાં જ અખો બ્રહ્માનંદની ચિદ્શક્તિની સ્તુતિ કરે છે. એ પછી સાતમા કડવામાં કરોળિયો જેમ બાળ મૂકીને પાછો ખાય તેમ માયાશક્તિને મહાસામર્થ્યવાન ગણી છે અને છેવટે પ્રકૃતિને પચ્ચીસમું તત્ત્વ કહીને આખો ય ચોવીસ તત્ત્વોનો પરિવાર તેનો કહેલો છે. 'આમ બ્રહ્મચૈતન્યનો સ્વભાવધર્મ તે ચિદ્શક્તિ; તેની આવરણ કરનારી માયાશક્તિ વડે તે બ્રહ્મચૈતન્ય જીવત્વનો આભાસ, અને બંધ અને મોક્ષનો વ્યવહાર ઊભો કરે છે. અને તેની પ્રકૃતિ નામની વિક્ષેપ કરનારી ત્રીજી શક્તિ તે માયાથી આવૃત જીવને અનેકાકારવાળું જગત દેખાડે છે.' સમજવા ખાતર એક સંપૂર્ણ નહિ એવું ઉદાહરણ લઈએ. લકવાથી પીડાતો એક સમર્થ રાજા હોય જેનો સ્વભાવ-ધર્મ સત્યપ્રિયતા હોય તેને જેમ કોઈ દુષ્ટબુદ્ધિ પ્રધાન પ્રજા આગળ કાંઈ જુદો જ ચીતરે અને એ પ્રધાનનો મંત્રી એનું રમકડું બની પ્રજાજનો આગળ રાજા સમક્ષ જતાં આવતી મુશ્કેલીઓનું એક જટિલ કોકડું રચે અને તેથી જેમ રાજાપ્રજા વચ્ચેનો વ્યવહાર જ અટકી જાય અને પ્રધાન તથા તેનો મંત્રી એક ચક્રવે સૌના પર રાજ્ય કરે, કાંઈક તેવી રીતે માયા જીવ અને બ્રહ્મ વચ્ચે કર્મોની એક દુર્ભેદ્ય દીવાલ ઊભી કરે છે અને જીવોને સર્વદા બદ્ધ રાખવાનો પ્રયત્ન આદરે છે.

હવે આ માયારાજ્યમાંથી છૂટી બ્રહ્મપદ પામવું કઇ રીતે એ કહેતાં અખો જણાવે છે કેઃ

> કહે અખો સહુકો સુણો, ને આણો માયા અંતને;
> તે આપોપું ઓળખો, ને સેવો હરિ-ગુરુ-સંતને.

એમાંથી છૂટવાના ત્રણ ઉપાયો છેઃ ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય. પહેલું સાધન તે વિરહવૈરાગ્ય. જ્યાં સુધી આપોપું અથવા સ્વત્વ મેળવાય નહિ ત્યાંસુધી જીવે ઝૂરવું કે તરફડવું જોઇએ. સંસારના ભોગવિલાસ તેને મન ખારા લાગવા જોઇએ. વિરહના તાપમાં તેણે અવિરત બનવું જોઇએ.

> વિરહ વૈરાગ્ય જેને ભખે તે નર હરિ થાએ સરે.

સાચે જ અખાની પોતાની સ્થિતિ જ્યારે સદ્‌ગુરુની શોધમાં કાશી સુધી તે દોડયો ગયો ત્યારે કાંઇક આવી જ હતી. તે બેચેન બનો. હરિપ્રાપ્તિનું લક્ષ્ય એની નજર સામે હતું પરંતુ તે પામવાનો સાચો રાહ બતાવનાર ભોમિયાની એને જરૂર હતી, જે અંતે તેને બ્રહ્માનંદસ્વામીમાં મળી રહી.

ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યનું મહત્ત્વ વર્ણવતાં અખો કહે છે કેઃ

એક તો મુમુક્ષુને ગુરુના વચનમાં અચલ શ્રદ્ધા હોવી જોઇએ. તેમ કરવાથી એને દિવ્યચક્ષુ પ્રાપ્ત થાય છે. જીવને તે શિવ સ્વરૂપે ઓળખતો થાય છે. બીજા જીવો પ્રત્યેની એની વાસનાદષ્ટિ મટી શુદ્ધ બ્રહ્મદષ્ટિ કેળવાય છે કારણ પછી તે સૌ જીવ મટી જાય છે અને હરિ બને છે. આ દષ્ટિ તે સર્વોત્તમભાવવાળી દષ્ટિ. સર્વ સ્થળે એને પરબ્રહ્મનાં દર્શન થાય છે. પોતે પોતાપણું વિસરી જાય છે. આ ભક્તિની અંતિમ સ્થિતિ એટલે હૃદયનો સંપૂર્ણ પલટો થતાં ને ભક્તને

> માયાને ઠામે પરબ્રહ્મ બન્યો, સંસારનો સંભવ ગયો.

એમ સમજવાનું છે. આવા જીવો તે જીવન્મુક્તો. હવે જીવ-

ન્મુક્તનાં લક્ષણો ક્યાં? જે આકાશવત્ રહે છે, જેમ પાણીમાંનો મગર સપાટી પર આવે પણ એનો આવાસ ઘણે ઊંડે હોય છે તેમ દૃશ્ય જગતમાં રહેવા છતાં પણ જે તેનાથી સદા ય નિર્લેપ રહે છે તે જીવન્મુક્ત. જેમ ત્યજેલી કાંચળીને અને સાપને સંબંધ નથી તેમ જીવન્મુક્તને અને તેના દેહને કાંઈ પણ સંબંધ નથી. તેને દેહ છે પરંતુ તે નથી એમ જ સમજવાનું છે. એના મહપુરુષો સદેહે જોવા મળે પરંતુ તેમનો સઘળો વ્યવહાર સત્–ચિત્ત-આનંદ રૂપ પરબ્રહ્મ સાથે છે. ભૌતિક ભાવના તેમનામાંથી નાશ પામી છે. જગતના દૃશ્ય પદાર્થો તેમને કશી અસર કરી શકતા નથી. તેઓ નિતાન્ત બ્રહ્મસ્વરૂપમાં મસ્ત રહે છે.

જીવન્મુક્તો સંસારમાં કેવી રીતે રહે છે? 'સંસારમાં સરસો રહે પણ ચિત્ત હરિની માંહ્ય.' ની જેમ તેઓ વ્યવહાર જગત (Pragmatic world)નાં સઘળાં કાર્યો મારું; તારું એ માયિક સ્થિતિમાં રહીને કરવા છતાં પણ માયાના રંગથી તેઓ સદા ય અલિપ્ત રહે છે. ટૂંકામાં તત્ત્વદર્શી પુરુષ એટલે દેહાધ્યાસથી મુક્ત પુરુષ.

બ્રહ્મ વસ્તુનું નિરૂપણ કરતાં અખો કહે છે કે,

વસ્તુને વાણી બોલી નવ શકેજી, મનતણી સૂરત જિહાં જાતાં થકેજી;
સદ્ગુરુ–કેરો જે લક્ષ આવે તકેજી, તે નર રમે હરિ થાય તેણે પલકેજી.

यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह ।

વાણી જેનું વર્ણન કરવા અસમર્થ છે,જે બુદ્ધિમાં આવી શકે તેવો નથી, એવો દેહાતીત, અખંડિત, અવિનાશ, અજર અમર, અનામી, અવ્યય, પૂર્ણજ્યોતિપ્રકાશ, અનંત (infinite), આદિ–મધ્ય–અંત રહિત, નિર્ગુણ (qualityless), નિરાકાર (formless) એવું એ પરમ તત્ત્વ છે. અખો આ સઘળું સુંદર રીતે વર્ણવે છે.

વાણીમાંહે જેહ ન આવે, તેહ તણી સર્વ વાણ્ય;
નેતિ નેતિ કરી સો કહીએ તેહની અહે સર્વ જાણ.
કૂટસ્થ આત્મા બ્રહ્મ કૈવલ્ય, તેહનો સર્વ પસાર;
જેહને વિશેષણ એકે ન લાગે, તે વિલસી રહ્યો સંસાર.
જે કેવો એ કહેવાય નહિ, શબ્દાતીત સદાય
અનિર્વચની વચન બોલે, તે નાવે વાણીમાંય.
એ તો પ્રીછણહાર વિના પ્રીછવું, પદાર્થ-વહોણી જે પ્રીછ;
આપે આપનું જે નિરીક્ષણ, ઇચ્છા-વોહોણી જે ઇચ્છ,
કહે અખો એ વાણ્ય-વર્જિત નિજ સ્ફુર્ણ મહંતને;
એ સમજ્યા તેણે લહી, જેણે સેવ્યા હરિ-ગુરુ સંતને.

જ્યારે એ બ્રહ્મત્વનું ધામ (તેજ) માયામાં પડે છે ત્યારે ઇશ્વરભાવ ઉત્પન્ન થાય છે અને તેના ઐશ્વર્યથી અનેક આભાસરૂપ જીવો સ્ફુરે છે. આનું દર્શન ઉપમાથી અખો એની પોતાની જ ભાષામાં કરાવે છે તે જોઇએ:

જેમ કાચનું મંદિર રચ્યું નીલ પીત શુભ્ર શ્યામનું
તે ઉપર તપ્યો સૂર્ય જ્યારે વિચિત્ર રૂપ થયું ધામનું
કૈવલ્ય સૂરજ તપે સદા, માયા તે મંદિર કાચ
ઈશ્વર નામ તે તેહનું, બાઇ જીવ થઈ માન્યું સાચ.

આટલા ઉપરથી આપણને બ્રહ્મના નિર્ગુણત્વ અને સગુણત્વનો ખ્યાલ આવી જશે.

અખો ત્રણ પ્રકારનાં સત્યો ગણાવે છેઃ કૈવલ્યપદ એ પરમ સત્ય, ઇશ્વરપદ એ વ્યવહાર સત્ય અને જીવપદ એ પ્રાતિભાસિક સત્ય—

"કૈવલ્યપદ તપે નિજ સ્વરૂપે ઈશ્વર પદ છે અનંત
મોટું સામર્થ્ય માયા કેરું જ્યાં ઉપજે મિથ્યા જંત.

એ પરમ સત્યની જેને પ્રાપ્તિ થઇ છે તેઓ એક એવી અનંતનિર્વિકલ્પ સમાધિની દશામાં હોય છે જ્યાં તેઓ બ્રહ્મ સાથે તદાકારત્વ (In tune with the Infinite) અનુભવે છે. એ મહામુક્તોનું વર્ણન કેવળ સાનથી જ સમજાય તેવું છે કારણ એ

અપૂર્વ તુરીય સ્થિતિમાંથી તેઓ બહારની સવિકલ્પ સ્થિતિમાં આવતા નથી. એટલે એ ઉન્નત અભેદભાવની ઝાંખી પણ બીજાઓ-ની કલ્પનામાં ક્યાંથી આવી શકે? માટે જ અહીં 'સાન' શબ્દનો પ્રયોગ છે.

અત્યાર સુધી આપણે જેની વાત કરી તે કૈવલ્યને પામવાની ક્રમવાર સાધનશ્રેણી. હવે બીજી એક અક્રમ શ્રેણી છે, જેનાથી આ સંસારરૂપી પંથનો પાર આવે તેમ છે. અને તે સાધન તે અજપ જાપ અથવા પ્રણવનું કે ૐકારનું અનુ-સંધાન. પ્રણવમંત્ર એક સ્વસંવેદ્ય બોધજનક ક્રિયા છે.

સ્વસંવદ તે પદ સદા, આપે લહે તે આપને
જેમ ધુંધવાતો અગ્નિ અચાનક થાય શિખા તેજતાપને.

* * *

વળી પરબ્રહ્મ વહતિ એમ જાણે ઘટઘટ રહ્યા સમય.
જેમ કાષ્ઠ પાષાણમાંથી, તે દેહ સાથે થયો જાય.

અખો કહે કે શબ્દબ્રહ્મના આ સામર્થ્યને શૂન્યવાદીઓ એટલે કે બૌદ્ધમતવાદીઓ–સૌત્રાન્તિકો અને વૈભાષિકો–ઓળ-ખતા નથી, કારણ એ લોકો તો આ જગત મિથ્યા છે અને પરબ્રહ્મ કે ઇશ્વર જેવી કોઇ સત્તા જ નથી એમ માને છે. Theirs is a philosophy of void. પશ્ચિમનો તત્ત્વવેત્તા હ્યુમ પણ શૂન્યવાદી જ હતો, પરંતુ શૂન્યવાદીના મતમાં અને વેદાંત કે શંકર મતમાં એક મૂલગત ભેદ સમાયલો છે. શૂન્યવાદ એ નાસ્તિક દર્શન છે જ્યારે વેદાન્ત એ આસ્તિક દર્શન છે. શૂન્યવાદી આ જગત મિથ્યા છે એમ માને છે અને તેની પાછળ તેનું ઉત્પત્તિકારણ પરમાત્મા જેવી કોઇ વસ્તુ નથી એમ માને છે; જ્યારે વેદાન્તી જગતને મિથ્યા એટલે કે શૂન્ય નહિ પણ કામચલાઉ (pragmatic) માને છે અને તેનાથી પર થઇ ને પરમપદ પામવાના સાધન તરીકે તેને સ્વીકારે છે. શૂન્યવાદ વિશે આપણે પાછળ થોડી ચર્ચા કરી ગયા છીએ.

અખો કહે છે કે શૂન્યવાદી જગતને મિથ્યા કહે છે પરંતુ તેના હૃદયમાં પૂરી ખાતરી છે કે તે સત્ય છે. આમ પરસ્પર-વિરોધી લક્ષણોવાળી સ્થિતિને શૂન્યવાદ પણ કહી શકાય નહિ. વેદાન્તીનું લક્ષણ એક જ છે કે ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः । આમ હોઈને વેદાન્તી બ્રહ્મપ્રાપ્તિ અર્થે જગતને મિથ્યા ગણી તેને સળગાવી શુદ્ધ જ્યોતિ જેવો આત્મસાક્ષાત્કાર કરે છે. માટે અખો કહે છે તેમ શૂન્યવાદીની સમજણ ચિત્રામણના દીવા જેવી છે જ્યારે વેદાન્તીની સમજણ સાચા દીવા જેવી છે.

આમ બ્રહ્મવસ્તુનું સમ્યક્ નિરૂપણ કર્યા પછી અખો એની રીત પ્રમાણે છ દર્શનોમાંથી છન્નુ વાડા કેમ થયા અને તેમાં કેટલાય પાખંડીઓ પોતાને મનફાવ્યું જ્ઞાન લોકોને આપવા લાગ્યા તે ઉપર ટીકા કરે છે.

છેવટે ન્યાય વૈશેષિક સાંખ્ય યોગ ઉત્તરપૂર્વ મીમાંસા વગેરે દર્શનો ક્યાં ક્યાં અધૂરાં છે તેની આછી સમીક્ષા કરી અખો બ્રહ્મવસ્તુનું સત્ય દર્શન પોતે પોતાના મંતવ્ય પ્રમાણે આપણા આગળ મૂકે છે એ એની વિશિષ્ટતા છે.

—અપૂર્ણ—

# સાધકની દૃષ્ટિએ—૩

૧

ઉધેઈ; વરસાદની ઝડીઓમાં પડી રહેલાં કંઈ કાળજૂનાં ખોદાયલાં દેવદારના ખોખાનાં પાટિયાં, કોઈ અણઘડ સુતાર અને ગુજરીમાંથી અદ્ધર ઉપાડી આણેલો લોઢાનો કાટમાળ.

એની પેટી ઘડાવી એમાં દરદાગીના મૂકવાનો વિચાર કરે તેને કેવો કહેવો ? મૂઢ.

તો વાસના–ઝડીઓથી ચળાઈ ગએલા શરીર, ભક્તિનું દેવાળું કાઢેલું એવી બુદ્ધિ અગર બુદ્ધિનું દેવાળું કાઢેલું હોય એવી ભક્તિ અને લોઢાના કાટમાળ જેવા જીર્ણ સંપ્રદાયોનો આશરો લઈ પ્રભુપ્રાપ્તિ કરવાના, સ્વદેહને પ્રભુમંદિર બનાવવાના કોડ કરે તેને કેવો કહેવો ?

૨

એક સટોરિયા પાસે આજે એક અબજ કલદાર ખડખડે છે પણ જ્યાં સુધી એણે સટ્ટો છોડ્યો નથી ત્યાં સુધી એની આવતી કાલનો શો ભરોંસો ?

એમ જ કીર્તિ અને વૈભવના પરમ શિખરે બિરાજતા મહા-ભાગીઓ પણ જ્યાં સુધી કીર્તિને કલંક લગાડવા અને વૈભવનો ભાંગી ભુક્કો કરવા પૂર્ણ સામર્થ્ય ધરાવતી અશુદ્ધિઓમાંથી પરિ-મુક્ત નથી ત્યાં સુધી એમની આવતી કાલનો પણ શો ભરોંસો ?

પાયાની ખીલી શેષનાગને માથે મારી કીર્તિ અને વૈભવની ઇમારતોને અમર બાંધવી હોય તો પાયામાં પરિપૂર્ણ આત્મશુદ્ધિ, સ્વભાવશુદ્ધિના મહામૂલા દિવ્ય પથરાઓ હાંસીહાંસીને પૂરવા પડશે. ત્યાર પહેલાં, તેમ કર્યા વિના અપૂર્ણ પાવિત્ર્યની રેતીમાં બાંધેલી કીર્તિકોટડીઓની વલે સિદ્ધરાજના સહસ્રલિંગની જે વલે થઇ તેથી પણ ઘણી બૂરી થાય તો તેમાં શી નવાઇ?

૩

જેમ ખેતર મધ્યે કૂવો, તેમ મારા દેહમધ્યે હૃદય અને તે મધ્યે અમર ફુવારો, નિરંતર ઉભરાતો—નહિ કોસ, નહિ બળદ—ખેતરને ભરપટ્ટે પાણી પાતો.

અને ખેતર મધ્યે જેમ નીકો, કૂવાના થાળાથી વાડના મૂળ સુધી તેમ મારા અનંતખૂણિયા ખેતરને પણ સર્વ ખૂણા સુધી જરૂર જેવી, નાનીમોટી અનેક નીકો.

શિયાળે ખેડૂત ખેતરખૂણે તાપણી કરે ને તાપે. હું યે યજ્ઞકુંડમાં અગ્નિ પ્રકટાવું ને તપ કરું. ખેડૂત ઝાંખરાં ભેગાં કરે ને ચકમક પથરે તાપણી પ્રકટાવી માંહિ ઝાંખરાં હોમ્યા કરે ને જરૂર જેમ ફૂંક્યા કરે. હું યે પૂર્વપાપો ભેગાં કરું ને આંતરવેદનાએ યજ્ઞાગ્નિ પ્રકટાવું ને માંહિ પાપપુંજ હોમ્યાં કરું દેલ્લા તણખલા સુધી ને ફૂંક્યા કરું મમત્વવિહોણી વાંસળીથી.

હું યે ખેડૂત તો ખરો જ ને!

ખેડો, ખેડો. કોઇ પૃથ્વી, કોઇ દરિયો ને કોઇ આંતર પ્રદેશ. આગળ વધવાની, આર્ય[1] બનવાની એક જ રીત છે: ખેડૂત થઇ ખેતી કરવાની.

---

૧. 'અર્' = ખેડવું: એ ધાતુપરથી 'આર્ય' શબ્દ થયો છે. સરખાવો: "માણસે રખડવાનું છોડી દઈ ખેડવાનું શરૂ કર્યું, અને એ આર્ય થયો."—દ. બા. કાલેલકર: 'હિમાલયના પ્રવાસ'ની ચોથી આવૃત્તિનો ઉપોદ્ઘાત નામે 'જીવનની તાજગી' પૃ. ૪.—સં. 'માનસી'

૪

જુવાનો, સહરાનાં રણ અને હિમાલયનાં શિખર એ જ જોવા જેવાં છે? તમારા બુદ્ધિકલશ અને કીર્તિધ્વજ ત્યાં જ રોપવા નિર્ધાર કર્યો છે? આંતરપ્રદેશો અવગણવા જેવા નથી. ત્યાં હૃદયક્ષેત્રની હરિયાળી ભૂમિ અને સચ્ચિદાનંદનાં ગગનચુમ્બી શિખરો છે. ત્યાં ખેતી થાય છે. ઝાડ ઊગે છે. ફળફૂલ મળે છે. સચ્ચિદાનંદની ટેકરીઓથી ખળખળ વહેતાં તેજઝરણો અને એની આજુબાજુ વેરાયલી કુદરતનું અનુપમ સૌંદર્ય ત્યાં છે.

અનુભવીઓ પૂછે છેઃ ત્યાં શું નથી?

અંધારે પગ મૂકવો પડે ને હૈયું કંપતું હોય, સોય ભોંકાય ને જીવ જતો હોય તો દૈવી અધ્યાત્મજીવનનો સ્વાદ લેવાના કોડ કરવા છોડી દેજો.

ઘનઘોર અંધારી રાતે સ્મશાનના શનકારમાં ફક્કડ શા ફરી શકતા હો, રાણા સંગને પડેલા ઘા કરતાં હજારગણા તીવ્ર ઘા રમતપૂર્વક આનંદસહ ઝીલી શકતા હો તો જ આ માર્ગમાં પગ મૂકવાનું જોખમ ખેડજો.

કેમ?

કારણ કે આત્મસૂર્ય પ્રકટે ત્યાર પહેલાં તમારી અંદર રહેલાં અણુકલ્પ્યાં અંધારાં તમારે ઊલેચવાં પડશે. મરણ અને જીવન વચ્ચે એક વેંતનું જ અંતર બાકી રાખે એવા અસ્ત્ર-શસ્ત્રના કપરા ઘા તમારી અંદર રહેલાં આસુરી તત્ત્વો તમારા પર કરશે તે ઝીલવા પડશે. શ્રી કૃષ્ણે કાલિંદીનો નાગ નાથ્યો તેમ અધ્યાત્મમાર્ગના સૌ પ્રવાસીએ આંતરપાપ નાથવાં પડશે.

પૂર્ણ દૈવી અધ્યાત્મજીવન વીરશિરોમણિ નિત્યસત્ત્વસ્થ આત્મવાનને જ પ્રાપ્ત થાય છે.

૬

ગુનેગાર ફાંસીના માંચડા પર ચઢી ગયો હોય, ફક્ત ગળે ટૂંપો પડવાનો જ બાકી હોય- તે વખતે તેને તે પરથી ઉતારી દેવામાં આવે, તેને મોતની શિક્ષામાંથી મુક્ત જાહેર કરવામાં આવે, તો તેને કેટલો આનંદ થાય ?

આ આનંદને આનંદનો એકમ ગણીએ તો બ્રહ્મદીક્ષા લેવાનો આનંદ એથી હજારગણો. બ્રહ્મચર્યરસ પામવાનો આનંદ હજારથી હજારગણો. અને લોકસંગ્રહાર્થે મુક્ત દિવ્ય કર્મ કરી અનેક બ્રહ્મચર્યરસી પ્રકટ કરવાનો આનંદ ખર્વ–નિખર્વગણો.

એક મહાયોગી પુરુષોત્તમનું આગમ્ય એટલે ખર્વ-નિખર્વ કેદીઓનું સ્વાતંત્ર્ય. હિંદુસ્તાનમાં જન્માષ્ટમીનો દિવસ આજ સુધી ઉજવાય છે તે આ સ્વાતંત્ર્યદિન તરીકે. ગોપીઓ તથા ઉદ્ધવ, અક્રૂર આદિનાં નામ ગવાય છે તે બ્રહ્મદીક્ષા લેનાર બડભાગી તરીકે. અને શ્રીકૃષ્ણ જેવો પરમપૂજ્ય અન્ય કોઈને હજુ સુધી મળ્યો નથી તે તે મહાન બ્રહ્મચર્યરસીએ અનેક બ્રહ્મવેત્તાઓને આજ સુધીમાં તૈયાર કર્યાં છે તે કારણથી.

માનવ; જાગ. તારામાં સૂતેલા અર્જુનને જગાડ અને શ્રીકૃષ્ણની સાચી પૂજા શરૂ કર.

૭

સ્વચ્છ આરસીમાં આપણું દેહ–લાવણ્ય ઝીલાય, સાગરનાં નીતર્યાં જળમાં આકાશમાં ઊડતાં પંખીઓની ફફડતી પાંખો ઝીલાય, તો મહાભાગ મહાત્માઓની મન-આરસીમાં આપણું આત્મ–લાવણ્ય અને એમના દિલ–સાગરમાં આપણા પાપવિકાર, પુણ્યવિકારની ફફડતી પાંખો શું કામ ન ઝીલાય ?

સાગરના જળમાં પડેલા પ્રતિબિંબની પાંખ જોઈ પક્ષી વીંધે તે લક્ષ્યવેધી; અને આપણા પાપવિકાર, પુણ્યવિકારની ફફડતી પાંખોના પ્રતિબિંબને ઝીલી આપણા જીવ–સ્વભાવની

પાંખો પીંખી નાખે તે મહાયોગી, અધ્યાત્મવિદ્યાધનુર્ધર.

૮

જેમ અતિશય વેગથી ફરતો ભમરડો ઊંઘે છે, ફરતી પૃથ્વી સ્થિર દેખાય છે, તેમ ભગવત્પ્રાપ્તિ પછી માણસ પરમ સક્રિય છતાં નિષ્ક્રિય જેમ ભાસે છે. પણ જેમ સૌ કોઇ સમજે છે કે ભમરડો ઊંઘે છે છતાં તે વખતે જ વધારેમાં વધારે વેગથી ફર્યા કરતો હોય છે, સ્થિર લાગતી પૃથ્વી કોઇ અજબ વેગથી ફર્યે જતી હોય છે, તેમ અધ્યાત્મવિષયના અનુભવી જાણે છે કે ધમાલ કર્યા વિના ભગવત્પ્રાપ્તિ કરેલ પુરુષ અજબ સક્રિયતા દાખવતા હોય છે. અજબ ને ચિરંજીવી સર્જન કરતા જ હોય છે.[૧]

---

૧. આ ગદ્યખંડોના પહેલા બે વિભાગ ગયે વર્ષે ત્રીજા ને ચોથા અંકોમાં છપાયા હતા.

## વ્યાકુળતાની અગત્ય

"સ્ત્રી, પુત્ર, ધન વગેરેને માટે ઘડો ભરીને આંસુ પાડો છો. પ્રભુને માટે કોઈ દિવસ એક પણ આંસુ પાડયું છે?" (શ્રી રામકૃષ્ણ પરમહંસ) ખરેખર! જ્યાં સુધી એવી વ્યાકુળતા પ્રાપ્ત થાય નહિ તથા સહૃદયતાથી બુદ્ધિના સિદ્ધાન્તોનું અનુસરણ થાય નહિ ત્યાં સુધી પુસ્તકોનું કેવળ વાચન કરી, પ્રભુપ્રાપ્તિની આશા રાખવી નિરર્થક છે.

('પૂર્ણયોગની ભૂમિકા' પૃ. ૩૭) —અં. પુરાણી

# પ્લેટો[1]

## વ્યકિત તરીકે

ઈસુ પૂર્વે વર્ષ ૩૯૯ના વસંતની એક સવારે એથેન્સની વરિષ્ઠ અદાલત પાસે એક યુવાન ઊભો છે; લગભગ ૨૮ વર્ષનો ઊંચો, કદાવર અને સ્વરૂપવાન. ક્યાંકથી પવનની ઝીણી લહરી આવી ચળકતા સૂર્યની ઉષ્માને શાંત કરતી હોય છે. લીલી જેવી જણાતી ટેકરીઓ અને એક્રોપોલિસનાં સોનેરી આરસનાં દેવળો, એ સર્વે પાછળ પથરાતા નીલ, સ્વચ્છ આકાશની પછીત ઉપર સ્પષ્ટ તરી આવે છે. દૂર, એની પેલે પાર વિસ્તાર પામતો સમુદ્ર મોજાં રેલાવતો હોય છે.

યુવાન અનિમેષ આંખોએ જોતો હોય છે, સામી ભીંત ઉપર એક ચર્મપત્ર પર અંકાયલા અક્ષરોને; ત્યાં જનતાની જાણ માટે રાજ્ય તરફથી તાજેતરમાં જ એક વિચિત્ર જાહેરનામું મુકાયું છે. રાજ્યના એક ગુનેગાર ઉપરનું તહોમત એ આ પ્રમાણે રજૂ કરે છે:

### તહોમતનામું

સોક્રેટીસ ગુનેગાર છે: કારણ, પહેલું, સારું નગર જેને પૂજે છે તે દેવોને તે પૂજતો નથી; એટલું જ નહિ પરંતુ પોતે જ ઊભા કરેલા નવા દેવતાઓનો તે નગરમાં પ્રચાર કરે છે. બીજું, નગરના યુવાનોને તે કુમાર્ગે દોરી જાય છે. સજા: મૃત્યુ.

---

1. અનુ. '૩૮ ના 'કલકત્તા રીવ્યુ' માંના લેખનું ભાષાંતર.

રસ્તે જતાં આવતાં લોક ટોળે મળી એ વાંચવા માટે ઘડીક ઊભા રહે છે. એ ટોળામાં હાથમાં પુસ્તક સમેત કોઇ વિદ્યાર્થી, કે આરી ને કાટખૂણો લઇ કામે જતો કોઈ સુથાર અથવા ઓલિવનો કરંડીઓ લઇ નગરમાં વેચવા જતો કોઇ ખેડૂત પણ હોય છે. વળી નગરમાં લટાર મારતા બે શોખીનો પણ અકસ્માત ત્યાં આવી ચઢે છે. લોકને આકર્ષવા એમણે આંગળી પર ઝગઝગતી વીંટીઓ પહેરી હોય છે. એ લોક ઊભા રહે છે ને વાંચે છે. એક જણુ ટોળ કરતો બીજાને કહે છે: "શું કરવા બેઠા છે? બિચારાને મારી નાંખે છે! કારણ? કારણ સોક્રેટીસ બહુ વાચાળ છે! વાહ, ભાઇ, વાહ!"......

ને તે જ ક્ષણે બોલનારની દૃષ્ટિ પેલા કદાવર જુવાન પર પડે છે ને એની જીભ અટકી જાય છે. એના સાથીનો હાથ પકડી તે એને દૂર ખેંચી જાય છે ને ધીમેથી કહે છે: "અરે, એ તો પ્લેટો હતો, એરિસ્ટન અને પેરિકટીઓનનો પુત્ર; સોક્રેટીસના મિત્રોમાંનો એક, મને તો એને ચીઢવવું પણ ગમતું નથી–એવો શૂરો લડવૈયો છે! યુદ્ધ પૂરું થયું ત્યારે મેં એને લડતાં જોયો હતો, જ્યારે સ્પાર્ટનો પર એ હલ્લો લઇ ગએલો સારે."

શોખીનોનો સંવાદ આમ ચાલતો હતો ત્યારે, સામાન્ય રીતે વિશાળ સ્નાયુઓવાળા પ્લેટો તરીકે ઓળખાતો, અરિસ્ટોક્લીસ એકચિત્તે પેલું જાહેરનામું વાંચતો હતો.

"રાક્ષસી!" જરા વારે તે બોલી ઊઠ્યો. "આ તે કેવી વાત! સોક્રેટીસ સમો ધાર્મિક મનુષ્ય એથેન્સમાં કોઇ છે જ નહિ."

પછી નીચું મોં રાખી તે ગણગણ્યો: "પ્રિય ગુરુવર્ય, તમારી બુદ્ધિના અસિધારાએ આ લોકનું અભિમાન ઘવાયું છે." અને થોડી વારે કોઇ કારમા સત્યનું ભાન થતું હોય તેમ

સકંપ તે બોલી ઊઠ્યો "મારું કાસળ પણ આ લોકો આમ જ કાઢવાના હશે?" ને એક ક્ષણમાં તો ડૂબતા માણસ પેઠે એનું સારું યે ભૂતજીવન એની દષ્ટિ સમક્ષ વિદ્યુતના ચમકારા પેઠે આવીને ઊડી જતું જાણે તેણે જોઇ લીધું.

તેણે જોયા પોતાના બચપણના રમ્ય દિવસો, માતા, નર્સ: ભમરડા ને અન્યવિધ રમતગમતો; એના મોટા ભાઇઓ એડીમેન્ટસ અને ગ્લોકન, બહેન પ્રોટોન, વળી નાનો ભાઇ એન્ટીફોન ...એણે જોયો સાત વર્ષનો કુમળો પ્લેટો, શિક્ષકની આંગળી પકડી નિશાળે જતો, જ્યાં લાયર અને ઝીથર સાથે એ સંગીત શીખતો; એની નજરે પડ્યું હોમરનું 'ઇલીઅડ', જેણે એને એ જ કુમળી વયે, ટ્રોયની તળેટીમાં ચમકતાં બખ્તર પહેરી કારમાં હથિયારો વડે લઢતાં એક્રીલીસ અને હેકટરની કથા કહી હતી, અને 'ઓડીસી,' જેણે એને પેસીડોનના ગુસ્સાનો સામનો કરતાં ઓડીસીઅસ અને એના સાથીઓની વીરકથા કહી હતી: વળી જોઇ હેસીડોનની 'થીઓગની' જેમાંથી એ, દેવ ને માનવોના પિતા, ઓલિમ્પસના રાજા ઝયુસ તથા એથેન્સવાસીઓના મૂળ પૂર્વજ, સંગીત ને વૈદકના પંડિત એપોલોની કથા એ શીખ્યો હતો.–વળી એની નજરે ચઢ્યો વયમાં જરા વધેલો પ્લેટો, અખાડામાં કવાયત શીખતો, તડકામાં ખુલ્લે શરીરે ઊભેલો, દોડતો, કૂદતો. બોક્સિંગ કરતો, તળકો ને કટારો ફેંકતો, આરગોસથી આવેલા નિષ્ણાત એરિસ્ટોનની દેખરેખ નીચે ઇસ્થમીઆની રમતોમાં ઇનામ જીતી જવા માટે કુસ્તી ખેલતો....

અને સ્પાર્ટા સામેનું યુદ્ધ તો ચાલતું જ હતું. એટીકા અને સામ્રાજ્યો પર સત્તા ભોગવતું, સમુદ્ર અને ટાપુઓની સમ્રાજ્ઞી સમું એથેન્સ, દક્ષિણની સમુદ્રભૂમિ પર સત્તા ચલાવતા, જમીનની રાણી સમા, સ્પાર્ટા સામે યુદ્ધે ચઢ્યું હતું; સ્પાર્ટા, જેના બિનદરીફ લડવૈયાઓએ યુદ્ધમાં કદી પીછેહઠ કરી નહોતી. એણે એથેન્સનાં ગામડાંઓ લૂંટાતાં જોયાં; ઘરો ભસ્મીભૂત થતાં, મંદિરો ભ્રષ્ટ થતાં, ખેતરો નાશ પામતાં અને ગ્રામ-

વાસીઓને નગરજનો સાથે એથેન્સના કિલ્લા પાછળ કે પીરે-અસના બંદર તરફ બંધાયલી જંગી દીવાલો પાછળ ભરાતા દીઠા, તેણે દુકાળનો ઉપદ્રવ દીઠો, કરગરતાં લોકનાં ટોળાં જોયાં; મૃતશરીરોના ઢગલા જોયા; કીકિયારી, ત્રાસ, અસંખ્ય જંતુઓ દીઠાં; દેવી આથીનાને થતી પ્રાર્થનાઓ સાંભળી, એની સંમુખ વધવિધિ થતી જોઇ ... અઢાર વર્ષનો યુવાન પ્લેટો રણહાક સાંભળી રહ્યો; અશ્વો, કટારીઓ, ઝાડીઓ, હલ્લા, પીછેહઠ, ધવાયલાં બખ્તરો ને મરણક્રિયાઓ.

એક તરફ યુદ્ધનાં આવાં અટ્ટહાસ્યો ચાલતાં; બીજી તરફ એના સાવકા પિતા પિરીલેમ્પીસ એને રાજકારણમાં પ્રવેશ કરવા, ને એમ કરી એના મિત્ર પેરિક્લીસ, જેણે દેવમંદિરો અને વાણિજ્યથી એથેન્સને વૈભવી બનાવ્યું હતું, તેની સબળ સામ્રાજ્યનીતિને ટેકો આપવા આગ્રહ કરતા હતા; ત્યારે વ્યાયામ-ભૂમિ ઉપર સોફિસ્ટ ક્રેટીલસ હીરેક્લીટસના ઉપદેશનો પ્રચાર કરી રહ્યો હતો. કે દૃશ્ય જગત વિસંવાદ ને અનિશ્ચિતતાથી ભર્યું ભર્યું છે. ...વળી એને કોઇ વાર ચિત્રકલાનો શોખ જાગતો કે કવિતા રચવાનો તનમનાટ થતો; કરુણરસકવિઓ એસકીલસ ને સોફોક્લીસ ને હાસ્યરસના કવિઓ ઍપિકાર્મસ ને સોફ્રોન એને આકર્ષી રહેતા ... અને હવે તો પ્લેટો જાતે જ નાટકો લખવાં પણ શરૂ કરે છે, એકલાં નાટકો નહિં પ્રેમગીતો પણ રચવા માંડે છે.

પરંતુ એ જ કાળે તે પિતાના મિત્ર સૉક્રેટીસનો ઉપદેશ સાંભળે છે અને પોતાનાં કાવ્યો અગ્નિદેવને આધીન કરી તે દેવતાનું આવાહન કરે છે: "અહીં આવો, અગ્નિદેવ, પ્લેટોને હવે તમારી જ અપેક્ષા છે."

કારણ સૉક્રેટીસ એના આત્માને કવિતાથી યે ઊંચેરા પ્રદેશો-માં દોરી જતો. સીલેનસ સમા મુખભાવે, સાધુચરિત સૉક્રેટીસ, "સદ્ગુણ એ જ જ્ઞાન છે" એવો દૃઢ નીતિબોધ હૈયે ભરી, ઘેર-ઘેર ભમતો; હાટે ને ચૌટે, અખાડે ને કચેરીએ કે ધીરે વદતાં

ઝરણાંને તટે, કોઇ ઝાડ નીચે પણ, સૉક્રેટીસ જનતામાં ભમતો; તે છોકરાઓ સાથે મિત્રાચારીની કે સેનાપતિઓ સાથે પરાક્રમની વાતો કરતો, અથવા કોઇ તત્ત્વવેત્તા સાથે શિક્ષણની ચર્ચા કરતો. આ સર્વ વ્યવસાયમાં એની પ્રેરણા તો હતી એકમાત્ર : જુનવાણીનાં વહેમજાળાં કે શંકાશીલના વિતંડાવાદના ભીતરમાં રહેલા સત્યને શોધી કાઢવાની. આખરે વીસ વર્ષના પ્લેટોને આ એક મનુષ્ય એવો જણાયો જે મતામતની ઝુંબેશમાંથી સનાતન, સઘન સત્ય નિશ્ચયાત્મક મને શોધ્યા કરતો હતો, ને જેના પગલે પોતે વિના-સંકોચે ચાલી શકે.

આખરે વર્ષો પછી સ્પાર્ટાના સાથેનું યુદ્ધ વિજય સહિત પૂરું થયું. એના પરિણામરૂપે જ નીપજેલી લોહીઆળ અવ્યવસ્થામાં એથેન્સના રાજપુરુષોને ઘેલછા ભેડી.—એથેન્સના સર્વ સાચા મિત્ર સૉક્રેટીસના પ્રાણ લેવાની.

"રાજકીય જીવન મારે માટે પૂરું થયું." પ્લેટો બોલી ઊઠ્યો.

એનું દિવાસ્વપ્ન પૂરું થયું. એક ઊંડા નિઃશ્વાસ સાથે તે જાગી ઊઠ્યો. તે એકલો જ ઊભો હતો. કદાચ કેસ તો શરૂ થઇ પણ ગયો હશે. ને નિશ્ચય કરે છે એના ગુરુવર્યનાપક્ષે જેના રહેવાના-માથે ભયના વાદળ ઝઝૂમતાં હોય છતાં સૉક્રેટીસને પડખે તો તેણે ઊભવું જ જોઇએ.

× × × ×

દશ વર્ષ વહી જાય છે.

પ્લેટો લેખનપ્રવૃત્તિ શરૂ કરે છે. ત્વરિત ગતિએ તે લેખણ વડે ગાભુ ઉપર લખવા માંડે છે. સૉક્રેટીસને ગોખ એ બોલાવે છે : "દુનિયા જે માટે મરી ફીટે છે તે માનઅકરામનો મેં ત્યાગ કર્યો છે. મને તમન્ના છે માત્ર સત્ય શોધવાની ને શક્ય એટલું સુંદર જીવન જીવવાની. મારી બધી શક્તિઓ વાપરી હું સૌ કોઇ મનુષ્યને એ જ ધ્યેય ભણી પ્રેરવા યત્ન કરું છું."

તુર્ત પ્લેટો કલમ મૂકી દે છે ને કોઇ વિજય સાંપડ્યો હોય

એમ આસન પર અટેલી વિરમે છે. ગોરગીઆસ સમાપ્ત થયો— પેલો સંવાદ જેમાં સૉક્રેટીસ આત્માના અને રાજ્યના સ્વાસ્થ્યનો બચાવ કરે છે. બાર ઉપર સંવાદોની માલાનો એ છેલ્લો મણકો હતો. એ માલામાં નિયતિ ઉપર લખાયેલો "આર્મિડીસ", હિંમત ઉપરનો "ધ લેકીસ," સૉક્રેટીસના મુકર્દમાનું વર્ણન કરતો "એપોલૉજી," એના મૃત્યુનું વર્ણન કરતો "ધ ક્રીટો" સદાચારના શિક્ષણ ઉપર લખાયલો "ધ પ્રોટેગોરાસ" વગેરેનો સમાવેશ થાય છે. એના નિયમશીલ જીવનના પ્રતાપે પ્રેમનો એક કોલ આજે પૂરો થયો—ગુરુવર્ય સૉક્રેટીસને તેણે આજે કલાના સ્વરૂપમાં અમર કરી દીધો.

પણ પછી ?

પછી શું કરવું ?-શું થઇ શકે? એ પ્રશ્ન જ એને મુંઝવતો હતો.

પ્લેટો થાકી ગયો છે.—એ થાક માત્ર શરીરનો નથી; એ કરતાં યે એને આત્મા વધારે શ્રાન્ત થયો છે. યૌવનનાં પૂર ઊતરી જવા આવ્યાં છે. પ્રૌઢ વય પાસે આવતું જાય છે; ને ભવિષ્ય તો સાવ શૂન્ય જણાય છે.

તે માંદો હતો; એને યાદ આવે છે કે સૉક્રેટીસે ઝેર પીધું ત્યારે પણ એનું સ્વાસ્થ્ય સારું નહોતું; છતાં બિછાનામાંથી ઊઠી તે ગુરુદેવના અન્ય મિત્રો સાથે મેગેરા તરફ નાશી ગયો હતો. ત્યાંથી જળમાર્ગે એ દક્ષિણ તરફ આફ્રિકાના સિરિન બંદરે ગણિતવેત્તા થીઓડોરસ પાસે શિક્ષણ લેવા ગયો હતો. ત્યાંથી ભટકતો એ ઇજીપ્ત પહોંચ્યો હતો ને ત્યાં ધર્મગુરુઓએ પ્રનર્તાવેલી સત્તાથી એનો તપ્ત આત્મા શાંત થયો હતો.

અહીંથી એ એથેન્સ સુખરૂપ પાછો આવ્યો ત્યારે એથેન્સ-વાસીઓ સ્પાર્ટા સામે યુદ્ધમાં રોકાયા હતા. ઉમદા અશ્વસૈન્ય સહિત તેણે ત્વરિત ગતિએ ઉત્તર તરફ

ધુમ્મસભર્યા કોપેસ સરોવરને તીરે કૂચ કરી, જ્યાં એથેન્સ અને ગ્રીસનાં સૈન્યે એ પરાક્રમી સ્પાર્ટનોને મહાત કર્યા ને સ્પાર્ટન ગજવી લીસેન્ડરને મારી નાખ્યો. એકાદ વર્ષ પછી પ્લેટો એથેન્સથી પશ્ચિમ તરફ કોરીન્થમાં સ્પાર્ટન વ્યૂહરચનાના ટુકડા કરવા કુમકે ગયો ને એ પરાક્રમ માટે યુદ્ધભૂમિ પર પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી.

પરંતુ એનું ચિત્ત સૉક્રેટીસને પળવાર પણ છોડતું નહોતું. યુદ્ધના વિરામગાળામાં પણ ગુરુદેવ સાથે થએલી વાતચીતને સંવાદકલાનું યોગ્ય સ્વરૂપ આપવાને માટે એ શાંતિ ખોળતો.

ગુરુભક્તિનું આ પવિત્ર કાર્ય પણ આખરે પૂરું થયું. પ્લેટો આળસ મરડે છે, બગાસું ખાય છે, વિરામ લે છે, આંખો ઉઘાડે છે ને પાયથેગોરાસના શિષ્ય, હાસ્યરસ કવિ, એપિકાર્મસના એક પુસ્તકમાં શાંતિ મળી રહે છે. એ પુસ્તક શૈશવકાળમાં ઘણી યે વાર તે તકીઆ નીચે સંતાડી રાખતો. એપિકાર્મસ પ્રત્યે એને ભાવ હતો એના વિશાળ હાસ્યરસ માટે, ને પાયથેગોરાસ પાસે મેળવેલી એની પ્રકૃતિ પ્રત્યેની દૃષ્ટિ માટે; એ અભ્યાસ જેમ વધતો તેમ નવો જ આનંદ એ અનુભવતો: યુદ્ધનાં આંદોલનો કે ગુરુદેવના સંવાદોના ઉત્સાહથી યે અભિનવ એવો આનંદ. જે જગતની વાસ્તવિકતામાં દૃષ્ટિ પહોંચ્યા સિવાય મળી શકતો નથી. આ અભ્યાસથી, ધીમે ધીમે ગળતો એનો પ્રાણ નવતર રૂપે જાગી ઊઠ્યો. એને લાગ્યું પાયથેગોરાસના કોઈ જીવંત શિષ્યને પોતે શોધવો જ જોઈએ, જેની દૃષ્ટિથી એ જગતનો અભ્યાસ કરી શકે. એને જડે છે આર્કીટાસ, ઇટલીના પગે નિરાંતે સૂતાં પેલાં વૈભવી દેશનીપ નગર ટેરેન્ટમનો સરદાર,–વિખ્યાત સેનાપતિ આર્કીટાસ,–જેણે યુદ્ધમાં કદી યે હાર જોઈ જાણી નહોતી. લોકો કહેતા કે એ પાયથેગોરાસનો શિષ્ય હતો.

અને દશ વર્ષમાં કદી અનુભવ્યો નહોતો એવો આનંદ

સમેત પ્લેટો ટેરેન્ટમ ભણી પ્રયાણ કરી ગયો.

× × ×

અહીં એ આરકીટાસને મળ્યો. ને એની સંગાથે એણે ભાઇચારો બાંધ્યો. એને થયું કે એણે કલ્પ્યો હતો તે આદર્શથી યે આરકીટાસ વધુ કુશળ રાજપુરુષ હતો.

એની બુદ્ધિ સંતોષાઇ એટલે એ સિસિલીની જ્વાલામુખી પર્વતમાળ જોવા ઊપડ્યો. એણે સિરેક્યુઝમાં વાસો કીધો—જે વિલાસી નગરને એના જાલિમ રાજવી ડાયોનીસીઅસે હેલનીય જગતમાં સૌથી વધારે બળવાન– એથેન્સ કરતાં યે વધારે બળવાન–બનાવ્યું હતું, તેમાં. અહીં પ્લેટોને વીસેક વર્ષની વયના એક જુવાન, ડીઓનનો ભેટો થયો. ડીઓનની બહેનને ડાયોનીસીઅસ તાજેતરમાં જ પરણ્યો હતો. ડીઓન શ્રીમંત હતો, ઉમરાવ હતો, વિદ્યાનો ઉત્સુક વ્યાસંગી હતો; પ્લેટોની ગોભૂમિ ત્યારે વિચારોથી ઉભરાતી હતી. બેઉ જાણે એકમેક માટે જ સર્જાયા હતા. પ્લેટો જેમ સોક્રેટીસનો પ્રિય શિષ્ય હતો તેમ જ આ ડીઓન પ્લેટોનો પ્રિય શિષ્ય બન્યો. એણે નિશ્ચય કર્યો– ઇટલી કે સિસિલીના સામાન્ય લોક જીવે છે એથી જુદું જ જીવન જીવવાનો અને ભલાઇને આનંદ કે મોજ-શોખથી યે અધિક ચઢાવવાનો.

પ્લેટોના ઉત્સાહનો તો પાર નહોતો. તે એથેન્સ પાછો આવ્યો ને નગર બહાર 'એકેડેમી' નામે, એક આહ્લાદજનક ઉપવન પસંદ કરી, શાસ્ત્રીય અભ્યાસને સમર્પાયેલાં એવા વિદ્યાલયની સ્થાપના કરી, ચાલીસ વર્ષની વયે, સતત અભ્યાસનાં વરસો પછી, યુદ્ધનાં પરાક્રમો પછી, દેશાવરની મુસાફરી પછી, એને જણાયું કે એની જિન્દગીનું ધ્યેય શિક્ષણપ્રવૃત્તિમાં સમાયું હતું.

આ વિદ્યાલય સ્થાપતાં પ્લેટો એ એક નવા જ પ્રકારના સંવાદો લખવા શરૂ કર્યા. "ધ મેનો" મૂળભૂત વિચારતત્ત્વ ઉપર, "ધ ફીડો,"

અમરતત્ત્વ ઉપર, "ધ સિમ્પોશિયમ" પ્રેમ ઉપર: "ધ રિપબ્લીક" ન્યાય ઉપર અને "ધ ફીડ્સ" વિવિધ વિષયો ઉપર.

એના સંવાદોની પહેલી માળા જે "ગોરગીએસ"થી પૂરી થતી હતી તે સૉક્રેટીસની પુણ્યસ્મૃતિને સમર્પાઇ હતી. આ બીજી માલા આર્કીટીન અને એના પાઇથેગોરિયન સંપ્રદાયના સાથીઓના પ્રોત્સાહનથી રચાઈ હતી પરંતુ પ્રથમના જ ભક્તિભાવે પ્લેટોએ આ કૃતિમાં પણ સૉક્રેટીસને અધિનાયક બનાવ્યો.

× × ×

વિદ્યાલયમાં વિચારસ્વાતંત્ર્યને પ્રોત્સાહન અપાતુ. વ્યક્તિગત સંશોધનના થોડા કાળ પછી વિદ્યાલયના સભ્યો અભ્યાસમંડળમાં(Seminar) એકમેકના નિકટ પરિચયમાં આવતા, કારણ પ્લેટોનો એક નિયમ હતો કે વાક્યો, કથનો, દશ્યઆકૃતિઓ અને ઇન્દ્રિયગોચર જ્ઞાન, મિત્રભાની વિવાદમાં પ્રશ્ન અને ઉત્તર દ્વારા છણાવા જોઇએ.

ઇસુપૂર્વે વર્ષ ૩૬૮માં, પ્લેટોના ૬૦મા વર્ષમાં, એને એના મિત્ર ડીઓનનો પત્ર મળ્યો કે જાલિમ ડાયોનીસીઅસ એની સત્તાને ગોખરે મરણ પામ્યો હતો,ને રાજ્યની સુપરત એના પુત્ર,ડીઓનના ભત્રીજા, ડાયોનીસીઅસ બીજાને કરી ગયો હતો. રાજ્યમાં બે પક્ષો આ યુવાનનું મન રંજન કરતા મંથન કરતા હતા; એક સુધારક પક્ષ જેનો નેતા ડીઓન પોતે હતો, બીજો જુનવાણી પક્ષ જેનું નેતૃત્વ ઇતિહાસકાર ફિલીસ્ટસે લીધું હતું. ડાયોને પત્રમાં એનાં પ્રિય ગુરુને સિરેક્યુઝ જઇ યુવાન ડાયોનીસીઅસને સર્જનાત્મક રાજકારણમાં દોરવાને વિનંતિ કરી હતી.

આંખો ઊંચી કરી પ્લેટોએ વિચાર કરી જોયો. એનું યૌવન તો કયારનું ઓસરી ગયું હતું. મુસાફરી અને યુદ્ધ હવે એને આકર્ષતાં નહોતાં: એ પોતે પણ વિદ્યાલયમાં પોતાના જ વ્યવસાયમાં તલ્લીન હતો.—જે કાર્ય ખરેખર ધૃણાપાત્ર

તો નહોતું જ. વળી, સ્વાતંત્ર્યથી ટેવાયેલા એના સરખા વિચારકને એક જુલમી રાજાના દરબારમાં ગુંગળામણ થાય એમ પણ ખરું. બીજી તરફ ડીઓન પર એને પ્રેમ હતો. ...એની આંખો વળી પાછી પત્ર પર પડી.

ત્યાં લખ્યું હતું: "જો કદી હોય તો અત્યારે જ સમય છે. જ્યારે તમારો પોતાનો આદર્શ સફળ થઈ શકશે અને જ્યારે એક જ વ્યક્તિમાં જ્ઞાનનો સાચો પ્રેમ અને વિશાળ રાજ્ય ઉપરની સત્તા ભેગાં થઇ શકશે."

જૂના અગ્નિનો એક એક તણખો વળી પાછો પ્લેટોના હૃદયમાં ઝબકી ઊઠ્યો અને તેણે વિચારોના સુગમ અભ્યાસને છોડી રાજ-કારણ સાથે બાથ ભરવાનો નિશ્ચય કર્યો.

સિરેક્યુઝમાં એને માટે કામનો તો પાર નહોતો. ત્યાંના રાજકીય વાતાવરણમાં પ્રપંચ ભારોભાર ભર્યો હતો. ડાયોનીસીઅસ હોશીઆર હતો અને વહાલસોયો હતો પણ નિયમન કરતાં ખળ-ભળાટને વધારે પસંદ કરતો. પ્લેટોની દોરવણી કરતાં એનો પ્રેમ મેળવવા એ વધારે ઉત્સુક હતો. એની સલાહનો એણે ચોખ્ખો ઇનકાર કર્યો. ફિલસૂફ પ્લેટો આ પછી સીધો રાજરમતમાં જોડાયો; સિરેક્યુઝ પશ્ચિમમાં હેલનીય સંસ્કૃતિની સીમારૂપ હતું એટલે છેલ્લા યુદ્ધમાં કાર્થેજથી નાશ પામેલાં શહેરોમાં ફરી વાર વસાહત સ્થાપવાનો તેણે આગ્રહ કર્યો. પરંતુ એની સલાહનો થતો ઇનકાર અને આપખુદ રાજાની ડીઓન પ્રત્યેની ઈર્ષ્યા એ બે કારણે એના હાથ બંધાયલા હતા. પરિણામે વધારે યોગ્ય કાળે પાછા આવવાની આશા સાથે તે એથેન્સ પાછો ફર્યો.

એની ગેરહાજરીમાં બે નવા વિદ્યાર્થીઓ "એકેડેમી"-માં દાખલ થયા હતા. એક તો હિરેક્લીટીસ, કાળા સમુદ્રને કિનારે આવેલા હિરેક્લીયાનો શ્રીમંત શહેરી, અને બીજો મેસીડોનમાં

આવેલા સ્ટેગીરાથી આવેલો સત્તર વર્ષની કાચી વયનો કિશોર એરિસ્ટોટલ.

પ્લેટો ફરી વાર પોતાના અભ્યાસમાં ગુંથાયો. અને એની કૃતિઓ પ્રગટ થવા માંડી. તે કાળે ડીઓનીસિયસ તરફથી પત્ર ઉપર પત્રો આવતા, એને ફરી વાર સિરેક્યુઝ જવાનો આગ્રહ થતો એથી પ્લેટોને આશ્ચર્ય થતું.

ફરી વાર પ્લેટોએ સિસિલી તરફ વહાણુ હંકાર્યું અને બંદરમાં, એણે ત્રીજી વાર સિરેક્યુઝમાં પ્રવેશ કર્યો.

યુવાન સત્તાધીશે હવે કૃતનિશ્ચય થઈ વૃદ્ધ થતા જતા ફિલસૂફ પાસે અભ્યાસ શરૂ કર્યો. પરંતુ ડિયોન પ્રત્યેની એની જૂની ઈર્ષ્યા ફરી પાછી ભભૂકી ઊઠી, ડિયોન તો દૂર દૂર એથેન્સના વિદ્યાલયમાં હતો છતાં પરિણામે એકાએક એણે સિરેક્યુઝમાં આવેલી ડીઓનની બધી માલમત્તા જપ્ત કરી અને વેચી નાંખી.

પ્લેટો માટે આ કટોકટીનો સમય હતો. કુમળા હૈયાનો પિતા એના આશાસ્પદ પુત્રને ચહાય તેવો ડીઓનીસીયસ પ્રત્યે એને ભાવ હતો. છતાં એ સત્તાવંત બાળક ડીઓનને ધિક્કારતો હતો અને તેનો નાશ કરવા કૃતનિશ્ચય બન્યો હતો. કારણ? કારણ ડિયોન અને પ્લેટો વચ્ચેનો પ્રેમ. ડિયોન પ્રત્યેના પ્રેમનો ત્યાગ કરી પ્લેટો એ જુલમીની પૂજા પામી શકત ને એમ કરી રાજ્યને બુદ્ધિપ્રદ સમાજમાં ફેરવી શકત. પરંતુ આનાં મૂલ્ય કેટલાં! એક સાચા મિત્ર, જ્ઞાનપ્રેમી ને ન્યાયી મનુષ્ય, ડિયોન પ્રત્યેની એની વફાદારી આના બદલમાં આપવી પડે. નહિ, નહિ, ડીઓનને એ કદી તજી ના શકે. ખિન્ન હૃદયે આવેશભેર એના મિત્ર ડિયોનીસીયસને છેલ્લી સલામ કરવાનો એણે નિશ્ચય કર્યો.

પરંતુ એ આવેશમય યુવાન પ્રેમી પેઠે એને પકડી રાખી- એને જવા ન જ દીધો.

તાજેતરમાં જ રાજ્યના સૈનિકોના પગાર ઉપર કાપ મુકાયો હતો, નાણાંસંગી આ સૈનિકોએ એમના પગારકાપને પ્લેટોના સુધારા સાથે સાંકળી દીધો અને એ સુધારકનો જીવ લેવાની તેમને ધમકી આપી.

નિરાશાના આવેશમાં પ્લેટોએ, પાયથેગોરાસના અનુયાયી, ટેરેન્ટમના રાજવી મિત્ર આર્કિટાસને સંદેશ મોકલ્યો. પ્લેટોને આશ્ચર્ય થયું, કારણ તુર્ત જ ટેરેન્ટમ તરફથી પ્રતિનિધિઓ આવ્યા, જે જાણે વાત વાતમાં જ હોય તેમ ડાયોનીસીયસને પ્લેટોને એમની સાથે પાછા ફરવાની રજા આપવા સમજાવી શક્યા.

આર્કિટાસ અણીને વખતે પણ કામ આવ્યો હતો.

૩૬૦ના ઊનાળામાં પ્લેટો એથેન્સ પાછો ફર્યો, અને "એકેડેમી"ની શાન્તિમય ઘટાઓમાં ફરતાં એણે છુટકારાનો દમ ખેંચ્યો. ડિયોનના પ્રેમ ખાતર એણે આદર્શરૂપ નાગરિક-રાજ્ય સ્થાપવાની તક જતી કરી હતી.

ત્યારે ડિયોન તો જુલમને જ વળગી રહેલો હતો. હેલનીય વિરુદ્ધ પૂરેપૂરો ઉશ્કેરાયો હતો. હેલનીય કાયદાને નામે એણે વિદ્યાલયના એના મિત્રોને ઉશ્કેર્યા અને સિરેક્યુઝના જાલિમની સત્તા ઉવેખવાનો નિશ્ચય કરી, તે સિસિલી તરફ વહાણ હંકારી ગયો.

વત્સલ પ્લેટોએ, ભારે હૈયે, બન્ને જુવાન મિત્રોને પત્રો લખ્યા.

ચાર વર્ષ પછી તેણે જ્યારે સાંભળ્યું કે ડિયોનની હત્યા થઇ હતી ત્યારે એ હતાશ થઇ ગયો. એને રડવું આવ્યું. કારણ આ એક જ ઘાએ એણે એ પ્રિયતમ મિત્ર ગુમાવ્યો હતો તેમ જ આદર્શરૂપ રાજ્ય સ્થાપવાની એની બધી આશા નષ્ટ થઇ હતી.

છતાં તે હિમ્મત હાર્યો નહિ. તેણે એથેન્સમાં જ બીજો ડિયોન સર્જવાનું કામ હાથ ધર્યું. હવેથી 'એકેડેમી" રાજકારણીય

શિક્ષણાલયમાં ફેરવાઇ ગઇ. મિત્રોએ અત્યાર સુધીમાં પ્લેટોના રાજકીય વિચારોનો પ્રચાર તો કર્યો જ હતો અને કેટલાંયે શહેરોએ નવા કાયદાઓ ઘડવા માટે શાસ્ત્રીય સલાહ લેવા માટે 'એકેડેમી'નો આશ્રય લેવા માંડ્યો હતો. હેલનીય સ્વાતંત્ર્યને પૂર્વમાં લોકશાહી પર્શિયાની સામે કે પશ્ચિમમાં ધનાસક્ત કાર્થેજ સામે ઉભવા માટે, એથેન્સ, સ્પાર્ટા કે થીબ્સ કરતાં એ વધારે સ્થિર એવી કોઇ પ્રકારની હેલનીય નાગરિક રાજ્યસંસ્થાની સ્થાપના મની જોઇતી હતી. "ધ લોઝ" નામે એનો આખો એ લાંબો સંવાદ આવા રાજ્યની સ્થાપના અર્થે જ લખાયો હતો, જેમાં વિશાળ લોકશિક્ષણને મધ્યબિંદુ ગણી રચાયલા બંધારણીય પ્રજાતંત્રની રચના વર્ણવાઈ છે.

૩૪૭માં, એંશી વર્ષની વયે, પ્લેટો કોઇના લગ્નપ્રસંગે યોજાયલા ભોજનના સમારંભમાં મૃત્યુ પામ્યો. તે પરણ્યો જ નહોતો. કોઇ સ્ત્રી વિશે એના અંતરમાં પ્રેમનો સંચાર થયો હતો કે નહિ એ એ વિશે કશી માહિતી મળતી નથી, પરંતુ પુરુષો પ્રત્યે તો એ સદા યે ઉચ્ચ પ્રેમભાવ રાખી શકતો, અને સૌથી વધારે તો એ બુદ્ધિ લક્ષ્ય સૌંદર્ય પ્રત્યે આસક્ત રહેતો. એને મર્ત્ય સંતતિ કશી હતી નહિ, પરંતુ અમર પુસ્તકો જ એના વારસો છે.

ગ્રીક તરીકે, એથેન્સવાસી તરીકે, ઉચ્ચ વિચારક તરીકે, પ્લેટો સદૈવ કલાકાર જ રહ્યો હતો. ગીત ગવડાવતાં, ધરપકિયાની રમતોમાં કુસ્તી કરતાં, કાવ્ય સર્જતાં, સ્પાર્ટનો સાથે યુદ્ધ કરતાં, સંવાદો રચતા, તર્કનાં શિક્ષણ આપતાં કે રાજ્યવિધાનમાં મદદ કરતાં, જ્ઞાનના પ્રકાશ પંથે જ તે દોરાતો અને સદૈવ સંપૂર્ણતાને લક્ષી ખંતથી કાર્ય કર્યે જતો.

આ. મનોહર રામચંદ્ર પાળંદે

## અર્વાચીન

# મરાઠી વાઙ્મયનો

## અલ્પ પરિચય

૧

આ નિબંધનો લેખક મરાઠી સાક્ષર નથી, અથવા, મરાઠી ભાષાનો પ્રાધ્યાપક પણ નથી. તેણે પ્રદર્શિત કરેલા મતો કોઇ અધિકારી વિદ્વાને પ્રતિપાદન કરેલા હોવાથી સર્વાંશે ગ્રાહ્ય છે એમ કોઇએ માનવું નહિ. કદાચ, એ મતો શાસ્ત્રશુદ્ધ પણ હશે નહિ. કોઇ કોઇ વખત અવકાશની વેળાએ મરાઠી ગદ્યપદ્યનો થોડો આસ્વાદ લેતી વખતે લેખકના મન ઉપર જે સંસ્કારો પડ્યા હોય તેનું શબ્દચિત્ર અહીં દોર્યું છે. ટૂંકામાં, આ લેખ કોઇ તદ્વિદે લખેલો નથી, પણ આ વિષયના એક પ્રેમીએ લખેલો છે.

કોઇ પણ રાષ્ટ્રનું વાઙ્મય તેની રાજકીય સામાજિક આર્થિક અને સાંસ્કૃતિક પરિસ્થિતિનું પ્રતિબિંબ હોય છે. પ્રતિદિન વ્યવહારમાં જોવામાં આવતો વ્યક્તિ અને સમાજનો જીવનક્રમ શબ્દસ્વરૂપમાં પ્રગટ થાય એ સ્વાભાવિક છે; કારણ, ભાષાસમૃદ્ધિ અને તેને લીધે શક્ય થએલો અન્યોન્ય વિચારવિનિમય, ભાવનાજ્ઞાન અને વ્યક્તિદર્શન, આ બધાં માનવી સંસ્કૃતિનાં વિશિષ્ટ લક્ષણો

આગ્રહથી પ્રતિપાદન કરવામાં તેમની લેખનશક્તિનો છૂટથી ઉપયોગ થયો હતો.

હિંદુસ્તાનમાં બ્રિટિશ રાજ્ય સ્થાપન થયા પછી, અને વિશેષતઃ પાશ્ચાત્ય વિદ્યાનો પ્રચાર કરનારી વિદ્યાપીઠો જુદાં જુદાં કેન્દ્રોમાં ચાલુ થયા પછી, બીજા પ્રાંતો પ્રમાણે મહારાષ્ટ્રના વિચારોમાં જોરથી ઉથલપાથલ થવા લાગી. નવાં ધ્યેયો, નવી વિચારસરણી, નવું તત્ત્વજ્ઞાન, સામાજિક મૂલ્યાંકનની નવી પદ્ધતિઃ એ સર્વના આઘાતો જૂની પરંપરા અને જીવનક્રમ ઉપર જોરથી થવા લાગ્યા. તેને લીધે જાગૃત થએલાં બુદ્ધિમંતોનાં મન હિલોળે ચઢવા માંડ્યાં હતાં. પાશ્ચાત્ય સુધારાની નવીનતાથી હિંદના કેટલાક પ્રતિષ્ઠિત વિદ્વાનોની આંખ અંજાઈ ગઇ હતી, અને એ ઉત્સાહમાં તેમણે હિંદની સંસ્કૃતિમાં કૈં સત્ત્વ નથી, એ હીન છે, તેનો ત્યાગ કરવો જોઇએ, એવી ઘોષણા કરવાની શરૂઆત કરી. એવી છીછરી અને એકતરફી ટીકાની સામે પ્રત્યાઘાત શરૂ થાય એ અનિવાર્ય હતું. આટલું જ નહિ, આ પ્રકારની વૃત્તિનો કેટલોક અતિરેક પણ થયો હતો. તથાપિ એકંદરે, જૂનાને એ કેવળ જીર્ણ અને કટાઈ ગએલું હોવાથી તથા નવાને એ કેવળ અપરિચિત અને પારકું હોવાથી તિરસ્કારપાત્ર ન માનતાં, તે બેઉમાં રહેલાં હિતકારક અને પૌષ્ટિક તત્ત્વોનો સ્વીકાર કરવો અને એવી રીતે હિંદના સમાજમાં નવચેતન ઉત્પન્ન કરવું એવો મત માન્ય રાખનારો વર્ગ મહારાષ્ટ્રમાં ટૂંક સમયમાં જ નીકળ્યો અને સુશિક્ષિત સમાજ ઉપર તેનું વર્ચસ્વ પ્રસ્થાપિત થઇ ગયું.

## મહર્ષિ રાનડે

ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડેનું નામ મરાઠી વાઙ્‌મયના ઇતિહાસમાં પ્રત્યક્ષ રીતે આવી શકે તેમ નથી; કારણ તેમણે મરાઠી ભાષામાં ગ્રંથરચના કરેલી નથી; તો પણ તેમના અમૂલ્ય કર્તૃત્વની પશ્ચાદ્‌ભૂમિનો ઉલ્લેખ કર્યા સિવાય મરાઠી વાઙ્‌મયના

વિકાસનું સ્વરૂપ સ્પષ્ટ થઈ શકે નહિ. નવ ભારતના એક દ્રષ્ટા તરીકે રાનડેની યોગ્યતા સર્વમાન્ય થએલી છે. રાષ્ટ્રજાગૃતિ આણનારી અને તેનું સંવર્ધન કરનારી દરેક ચળવળના તેઓ જનક અને પ્રણેતા હતા. હિંદી મહાસભા, સામાજિક પરિષદ, ઔદ્યોગિક પરિષદ, પ્રાર્થનાસમાજ, એવી મુખ્ય સંસ્થાઓની સ્થાપના થવામાં જે મહાપુરુષોની પ્રેરણા કારણભૂત થઈ તેમાં રાનડે અગ્રગણ્ય હતા. મહારાષ્ટ્રમાં પણ અનેક નાનીમોટી સંસ્થાઓ તેમના નેતૃત્વ નીચે નિર્માણ થઈ. સર્વવ્યાપી અને વિશાળ બુદ્ધિ, અખંડ અભ્યાસ, અત્યંત શાંત અને નિર્મળ સ્વભાવ, ઉદાર અને સમતોલ દૃષ્ટિ, અને ગહન વિચાર કરીને શાશ્વત સત્યોનું આકલન કરવાનું અને તેનો ઉપદેશ કરવાનું સામર્થ્ય: એવા લોકોત્તર ગુણ રાનડેમાં એકઠા થએલા હતા. Rise of the Maratha Power એ ઉત્કૃષ્ટ ગ્રન્થ તેમની ઐતિહાસિક ચિકિત્સાશક્તિની સાક્ષી પૂરે છે. અર્થશાસ્ત્રના પ્રમેયોનો તેમના જેટલો સૂક્ષ્મ અભ્યાસ તેમની પેઢી દરમ્યાન બીજા કોઈએ કરેલો માલૂમ પડતો નથી. એ પ્રમેયોનો અભ્યાસ કરતી વખતે હિંદના વિદ્યાર્થીઓએ હિંદુસ્તાનની પરિસ્થિતિ ધ્યાનમાં રાખવી જોઈએ, કારણ, સમાજશાસ્ત્રના સિદ્ધાંતો દેશ સ્થળકાળના વિશેષોથી મર્યાદિત હોય છે. આ વાત રાનડેએ પોતાની અધિકારયુક્ત વાણીથી પરદેશવદેશી લોકોના મન ઉપર ઠસાવી. દેશી ભાષાનું એમને પણ અભિમાન હોઈને, તેમનો સમાવેશ એમ. એ. જેવી ઉચ્ચ પરીક્ષામાં થવો જોઈએ એવી સૂચના તેમણે કરી અને તેમની લાગવગથી વહેલી-મોડી એ બાબત અમલમાં પણ મુકાઈ. સારાંશ કે રાનડેએ જો કે ભારી વાઙ્મયની રચના કરી નહિ તો પણ એ વાઙ્મય રચનાર પુરુષો જે પરિસ્થિતિમાં ઉત્પન્ન થાય છે, તે પરિસ્થિતિ તેમણે મોટે અંશે ઊભી કરવાનો પ્રયાસ કર્યો, અને આશ્ચર્યની વાત તો એ છે કે આ બધું કાર્ય તેમણે સરકારી નોકરીની મોટી જવાબદારી સાચવીને પાર પાડ્યું.

### વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકર

ઉજ્જવલ સ્વાભિમાન, દેશસેવા અને સ્વાર્થત્યાગના નવયુગના આદ્યપ્રવર્તક વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકર હતા એમ કહેવું જોઇએ. તેમના પિતા કૃષ્ણશાસ્ત્રી મોટા વિદ્વાન હતા અને તેમણે ઘણાં મરાઠી પુસ્તકો અને કવિતાઓ લખ્યાં છે. 'અરબી ભાષેંતીલ સુરસ વ ચમત્કારિક ગોષ્ટી' એ તેમનું 'અરેબિયન નાઇટ્સ'નું ભાષાંતર એટલું જ સરસ અને સ્વાભાવિક થયું છે કે તે ભાષાંતર છે એમ લાગતું જ નથી. વિષ્ણુશાસ્ત્રીમાં પણ પિતાની ગાઢ વિદ્વત્તા હતી. સંસ્કૃત અને મરાઠી વાઙ્મયનું તેમનું અધ્યયન ઉત્કૃષ્ટ પ્રકારનું હતું. સિવાય, આધુનિક પદ્ધતિ પ્રમાણે અભ્યાસ કરી તેમણે બી. એ.ની પદવી મેળવી હતી. અંગ્રેજી વાઙ્મયની સાથે તેમણે સારો પરિચય કરી લીધો હતો. સ્વદેશ પર સર્વ બાજુથી થતું હતું તે પરકીય આક્રમણની તેમના મનમાં ઘણી ચીઢ હતી. પાશ્ચાત્ય શિક્ષણ લઇને અંધ અને સારાસારવિચારશૂન્ય બનેલા કેટલાક તે સમયના માણસોની સારી રીતે ખબર શાસ્ત્રીજીએ લઇ નાંખી હતી. હિંદી સંસ્કૃતિ અને વિદ્યાને તુચ્છ લેખનારા ન્યૂનગંડ ( inferiority complex ) ઉપર તેમણે જબરદસ્ત પ્રહાર કરીને મહારાષ્ટ્રીય જનતાને સ્વાભિમાનની દૃષ્ટિ પ્રાપ્ત કરાવી.

ચિપળૂણકરની 'નિબંધમાલા' એ મરાઠી ભાષાનો એક અપૂર્વ ગ્રંથ છે. તેમાં અનેક વિષય ઉપર સવિસ્તર વિવેચન કરેલું છે. મરાઠી ભાષા કોઇ પણ જાતના સૂક્ષ્મ વિચાર, નાજુક ભાવનાઓ અને અર્થછાયાઓ સુન્દર રીતે વ્યક્ત કરી શકે છે એવું 'નિબંધમાળા 'એ સિદ્ધ કર્યું. સંસ્કૃતજેવી કામધેનુ પાછળ ઊભી હોઇને અને જૂનું મરાઠી સંતવાઙ્મય ઉપલબ્ધ હોઇને, મરાઠી ભાષાને કોઇ પણ જાતના શબ્દની ખોટ પડવાની નથી એવો શાસ્ત્રીજીને વિશ્વાસ હતો અને તેની સત્યતા તેમણે સિદ્ધ કરી બતાવી. 'નિબંધમાળા'માં અનેક પ્રૌઢ અને અર્થવાહક શબ્દો યોજ-

વામાં આવેલા છે. તેનો વાક્યરચનાનો ઓઘ ડોળદાર હોઈને વિષયની સમજૂતી આપવાની તેની પદ્ધતિ અતિશય અસરકારક છે. સાહિત્યનાં સર્વ શસ્ત્રોનો ઉપયોગ આ ગ્રન્થમાં સ્થળે સ્થળે કરેલો જોવામાં આવે છે. વક્રોક્તિ, વિનોદ, ઉપહાસ, ટીકા, દેશપ્રેમ, સંસ્કૃત અને અંગ્રેજી ભાષા પરનું પ્રભુત્વ, સાચદિલીથી ભરપૂર રસપૂર્ણ વિવેચન, એવા અનેક સચોટ અલંકારોથી 'માલા'ના નિબંધો વિભૂષિત થએલા છે. વિષ્ણુશાસ્ત્રીના પ્રયત્નોને લીધે, કોઈ યક્ષિણીની દંડિકા ફરી હોય તેમ, આધુનિક મરાઠી ગદ્યને એકદમ ઘણું જ ભારેખમ, સર્વગ્રાહી, ભરાવદાર અને સન્માનનીય સ્વરૂપ પ્રાપ્ત થયું. કોઈ પણ ભાષાના ઇતિહાસમાં આ એક જાતની ક્રાન્તિ જ હોય એમ માનવું જોઈએ.

## આગરકર અને ટિળક

વિષ્ણુશાસ્ત્રીએ શરૂ કરેલા નવરાષ્ટ્રનિર્મિતિના કાર્ય તરફ બાકી બે સુપ્રસિદ્ધ વ્યક્તિઓનું ટૂંક સમયમાં આકર્ષણ થયું. આગરકર અને ટિળક આ અરસામાં ડેક્કન કૉલેજમાં અધ્યયન કરતા હતા. દેશની વિપરીત અને અવનત સ્થિતિ તેમને હંમેશા ખૂંચ્યા કરતી હતી અને તેની સુધારણા કરવા માટે સેવાનું આકરું વ્રત સ્વીકારીને રાષ્ટ્રના સામર્થ્યવાન તરુણોએ આગળ આવવું જોઈએ એવો ખ્યાલ તેમના મગજમાં ઘોળાયા કરતો હતો. વિષ્ણુશાસ્ત્રીએ પોતાની સરકારી નોકરી છોડીને લોકપ્રચારના મહત્ત્વના કાર્ય માટે ન્યુ ઇંગ્લિશ સ્કૂલની સ્થાપના પૂનામાં આ વખતે કરી હતી. એ સંસ્થાને પોતે જીવન સમર્પણ કરવાનો નિશ્ચય ટિળક અને આગરકરે કર્યો; અને એવી રીતે મહારાષ્ટ્રના આધુનિક ઉદયકાળની શરૂઆત થઈ.

આગરકર ઘણા ઊંચી કોટિના પુરુષ હતા. તેમની વિદ્વત્તા અગાધ હતી. કોઈ પણ વિષય તરફ જોવાનો તેમનો દૃષ્ટિકોણ બુદ્ધિપ્રધાન હતો. આચારવિચારની યોગ્યાયોગ્યતા અને ઇષ્ટા

નિષ્ટતાનો નિર્ણય નિર્વિકાર અને સમતાયુક્ત બુદ્ધિથી થવો જોઇએ એવો તેમનો આગ્રહ હતો. એમ છતાં આગરકરની ભાવના-શક્તિ તીવ્ર હતી. હિંદુ સમાજ જોઇને તેમની મનોવૃત્તિ વિદીર્ણ થતી હતી. હિન્દુઓમાં ફેલાયલા અનેક ઘાતક રીતરિવાજ અને રૂઢિ, ધર્મને નામે થતો અનાચાર ને અન્યાય, વિચારોનો જીવંત ઝરો સૂકાઇ ગયો હોવાથી વિષમય બનેલી સમાજઘટના અને તેને લીધે સતત થતો બૌદ્ધિક માનસિક અને નૈતિક શક્તિપાત ઇત્યાદિ ભીષણ દશ્યો જોઇને તેમનું અંતઃકરણ દાઝતું હતું. હિંદુ સમાજની જાગૃતિ કરીને અને તેની દષ્ટિ અંતર્મુખ કરીને એ સમાજની ધરમૂળથી સુધારણા કરવાનો તેમણે નિર્ધાર કર્યો અને ખાસ તે માટે 'સુધારક' નામનું સાપ્તાહિક શરૂ કર્યું. મરાઠી વાઙ્મયમાંની તેમની કામગીરી એ સાપ્તાહિકના અંકોમાં આવેલા નિબંધો અને લેખોમાં ગ્રથિત થએલી છે. ઓજસ્વી ભાષા, પ્રતિકૂળ વાચકોનું મન સુદ્ધાં પોતાની તરફ ખેંચી લેવાનું લાઘવ, અંતઃકરણની ઊંડી સરલતા, તર્કશુદ્ધ વિચારસરણી અને માંડણી, ઉપમા, દષ્ટાંત અને શ્લેષઃ એવાં સાધનોથી વિષય ખીલવીને રજૂ કરવાની હથોટી–એ આગરકરની લેખનશૈલીના મુખ્ય ગુણ કહેવાય. સમાજને અપ્રિય હતા તેવા વિષયો પર લેખ 'સુધારક'માં આવતા. તેમાં ઘણી વાર લોકોને ચાબખા મારવામાં આવતા, તો પણ 'સુધારક' પત્ર ઘણું જ લોકપ્રિય થયું હતું. તેનું કારણ આગરકરની નિષ્કલંક અને નિષ્પાપ જીવનવૃત્તિ અને લેખનનું કૌશલ્ય–એ હતું. તેમણે જેની હિમાયત કરી તે સુધારણા હવે સર્વમાન્ય થઇ છે. ચિપળૂણકરની 'નિબંધ-માલા' અને આગરકરનું 'સુધારક' એ બેઉ મહારાષ્ટ્રને સંજીવની જેવાં લાભદાયક નીવડ્યાં.

ટિળકનું નામ પ્રથમ શ્રેણીના રાજપુરુષ તરીકે હિંદુસ્તાનમાં પ્રસિદ્ધ છે. મરાઠી વાઙ્મયમાં પણ તેમણે ઘણો મોટો ઉપકાર કર્યો છે. તેમની બુદ્ધિ અનેક વિષયમાં પ્રવેશ કરી શકતી. સંસ્કૃત

ગણિત, ખગોળશાસ્ત્ર, જ્યોતિષ, મરાઠી વાઙ્મય અને ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, ધારાશાસ્ત્ર, રાજકારણ, એવા ઘણા વિષયોનો તેમનો ઊંડો અભ્યાસ હતો. 'કેસરી' પત્રના તંત્રી તરીકે પુષ્કળ વર્ષ તેમણે મહારાષ્ટ્રના રાજકારણ જેટલી જ મરાઠી ભાષાની પણ સેવા કરેલી છે. 'કેસરી'માંનાં તેમનાં લખાણોના ત્રણ મોટા ખંડો પ્રસિદ્ધ થયા છે. અને તેમાં વિવિધ પ્રકારના વિષય ઉપર સરસ વિવેચન આપેલું છે. ટિળકની ભાષાશૈલી વિષ્ણુશાસ્ત્રી જેવી સંસ્કૃતપ્રચુર નથી અથવા આગરકર જેવી અખંડ ઓઘવતી પણ નથી. અલંકાર, સુન્દર વસ્ત્રો, ઇત્યાદિ બાહ્ય ઉપાધિથી તે ઘણું કરીને સજેલી હોતી નથી. તેનો શણગાર જુદી જાતનો છે. તેમાં તેજ છે, અર્થ છે, શક્તિ છે, વાચકના ઠેઠ હૃદય સુધી જઇ પહોંચવાનું સામર્થ્ય છે. વિષય ગમે તેટલો ગહન હોય તો પણ તેનું જ્ઞાન અશિક્ષિત બહુજનસમાજને આપવું એ ટિળકનું વૈશિષ્ટ્ય હોઇ, 'કેસરી'માંની તેમની ભાષામાં અસરકારક સાદાઇ અને રોજના અનુભવનાં ઘરગતુ દૃષ્ટાંત ઘણાં મળે છે. ટિળકે મહારાષ્ટ્રના મનનું ઘડતર કર્યું. તેની વીરવૃત્તિ જાગૃત કરીને સ્વરાજ્યયુદ્ધનો પડકાર કર્યો. આ પ્રવૃત્તિની સાથે તેમણે મરાઠી ભાષાને ગૌરવ પ્રાપ્ત કરાવી આપ્યું. Orion અને Arctic Home in the Vedas આ તેમના ગ્રન્થો અંગ્રેજીમાં છે પણ તેનું ભાષાંતર મરાઠીમાં થયું છે. માંડલેના કારાગૃહમાં 'ગીતારહસ્ય'[1] જેવા બહુમૂલ્ય ગ્રન્થનો અવતાર થયો. આ ગ્રન્થનો વિષય અત્યંત ગંભીર અને તાત્ત્વિક સ્વરૂપનો છે. ટિળકની અલૌકિક બુદ્ધિમત્તા, વિદ્વત્તા, ઉદ્યમ, તર્કજ્ઞાન, પોતાના મનને પ્રતીત થએલું સત્ય નિર્ભયતાથી ત્રણ પૂર્વજો વિશે આદર યુક્ત

---

૧. આ મહત્વપૂર્ણ ગ્રન્થનું સ્વ. ઉત્તમલાલ કે. ત્રિવેદીએ કરેલું સરસ ભાષાંતર વાંચવા કોઇ પણ સંસ્કારી ગુજરાતીએ ચૂકવું જોઇએ નહિ.—સં. 'મા.'

ભાવના સહિત સ્પષ્ટ કરવાનું કૌશલ્ય ઇત્યાદિ ગુણોનો ઉત્કર્ષ 'ગીતારહસ્ય'માં દેખાય છે. મરાઠી ગદ્યવાઙ્મયના તત્ત્વજ્ઞાન-વિષયક વિભાગમાં આ પ્રગલ્ભ સંપન્ન અને યુગપ્રવર્તક ગ્રંથનું સ્થાન અવિચલ છે.

—અપૂર્ણ

વહાણુ ક્યાં જશે ?

આપણું જ્ઞાન એટલે અંગ્રેજોના એંડાન્ભૂંડા વિચાર; આપણો સુધારો એટલે તેમનું બાલિશ અનુકરણ; આપણી કર્તૃત્વશક્તિ એટલે પાર્લમેંટને બદલે સાર્વજનિક સભા; સેંટ પૉલના ચર્ચને બદલે પ્રાર્થના-મંદિર: ને ક્રિકેટને બદલે ક્રીડાભુવન! એટલે ન ઇધરકે ન ઉધરકે એ કહેવત પ્રમાણે આપણે નથી આપણા આચારવિચાર સંપૂર્ણપણે સાચવી શકતા ને નથી પાશ્ચાત્યોની વિચારસરણી અપનાવી શકતા! હિલોળે ચઢેલું આપણું આ વહાણ ક્યાં જશે કોણ જાણે? (ભાષાન્તર રા. સા. યાજ્ઞિકનું)

['આપણા દેશની સ્થિતિ' (૧૮૮૩)]

—વિ. શા. ચિપળૂણકર

# ઋષિ બંકિમચન્દ્ર[1]

આ મહાન પ્રાચીન રાષ્ટ્રનાં ભૂતપૂર્વ ગૌરવસ્થાનો સંભારી વિલાપ કરનારા એવા ઘણાક છે, જે એમ જ બોલે છે કે પુરાતન ઋષિઓ, વિચાર અને સંસ્કારિતાના એ ઈશ્વરપ્રેરિત સ્રષ્ટાઓ, તો જાણે આપણા સુવર્ણ–વીરચરિત–યુગનો એક ચમત્કાર હતા, ને તેવા ફરી આજના પતિત પુરુષોમાં આપણા કષ્ટકારી વર્તમાનમાં પાકવાના જ નથી. આ એક ભૂલ છે–એક વાર નહિ પણ ત્રણ વાર. આપણી તો સનાતન ભૂમિ છે, સનાતન પ્રજા છે, સનાતન ધર્મ છે. એનાં બળ, મહત્તા અને પવિત્રતા પર કદીક આવરણ ફેલાય, પરંતુ ક્ષણભર પણ એમનો મૂળગો નાશ ન જ થાય. વીરજન, ઋષિજન, સંતજન, એ તો આપણી હિંદ ભૂમિનાં કુદરતી ફળો છે. કોઈ પણ એવો યુગ ગયો નથી જેમાં એ ન પાક્યા હોય. આપણને હવે સાક્ષાત્ સમજાયું છે કે નજીકના ભૂતકાલીન યુગના ઋષિઓમાં આપણે તે પુરુષનું નામ ગણવું જોઈએ કે જે પુરુષે નવા હિંદને હજુ પણ ઘડે છે તે આપણને પુનર્જીવિત કરતો, સંજીવન મંત્ર–વંદે માતરમ નો મંત્ર–આપ્યો.

સંત કરતાં ઋષિ ભિન્ન હોય છે. ઋષિનું જીવન દિવ્ય પાવિત્ર્યથી કે એનું ચારિત્ર્ય આદર્શ સૌંદર્યથી વિશિષ્ટ

1. આ નામના, ૧૯૨૩માં પ્રગટેલા, શ્રી અરવિંદના નિબંધનું ભાષાન્તર.

ન પણ બન્યું હોય. પોતે કેવા હતા તેથી નહિ, પણ પોતે શું વાણીમાં ઉતાર્યું તેથી ઋષિનું મહત્ત્વ નિર્માય છે. એક રાષ્ટ્રને કે માનવસમસ્તને કોઇ મહાન ચેતનદાતા પયગામ આપવાનો હોય: તે પયગામના શબ્દો યોગ્ય સ્વરૂપે ઉચ્ચારવા માટે ઈશ્વિર એ ઋષિ-મુખને પસંદ કરે છે. અતિ અગત્યનું કોઇ દર્શન દેખાડવાનું હોય; ત્યારે પરવરદિગાર એ ઋષિનેત્રને પહેલાં ઉઘાડે છે. પોતાને જે સંદેશ મળ્યો છે, ને પોતાને જે દર્શનની બક્ષીસ મળી છે તે પોતાનું સઘળું બળ એકત્રિત કરી એ ઋષિ દુનિયાને જાહેર કરે છે; ને ઈશ્વિરી પ્રેરણાની એક ઉન્નત પળે એ એને એવો શબ્દદેહ આપે છે કે જે બોલતાંવેંત જ મનુષ્યોના અંતરનાં ઊંડાણ હલ-મલી ઊઠે છે, તેમનાં માનસ વિશદ બને છે, હૃદય વિવશ થાય છે, અને એવાં કાર્ય કરવા એઓ પ્રેરાય છે કે જેવાં સામાન્યતઃ એઓને જીવનમાં અશક્ય જ હોય. એવો શબ્દદેહ તેનું નામ મંત્ર, જેને પ્રગટાવવા પોતાનો જન્મ થયો, ને ઋષિ તે એ મંત્રનો દ્રષ્ટા.

એવું શું છે જે માટે આજે આપણે બંકિમનું નામ પૂજીએ છીએ? એણે આપણને શું સંદેશ આપ્યો છે, અને એવું તે કયું દર્શન જે એમણે કર્યું અને આપણને કરાવ્યું? એ મહાન કવિ હતા, સુંદર સુભગ વાણીના અધિપતિ હતા; કલ્પના-ભૂમિની લાવણ્યમય ખૂબસૂરત સ્વપ્નમૂર્તિઓના સ્રષ્ટા હતા. છતાં બંગાળ આજ એમને માન દે છે તે કવિ, શૈલીકાર, કે નવલકાર તરીકે નહિ. સંભવ તો એવો છે કે ભવિષ્યનો સાહિત્યનિકષ-કાર 'કપાલ કુણ્ડલા,' 'વિષવૃક્ષ,' અને 'કૃષ્ણકાન્તનું વિલ,' એ ગ્રંથોને એમની શ્રેષ્ઠ કલાકૃતિઓ ગણશે, અને 'દેવી ચૌધરાણી,' 'આનંદમઠ,' 'કૃષ્ણચરિત,' કે 'ધર્મતત્ત્વ' વિશે પરિમિત પ્રશંસાના ઉદ્દગાર કાઢશે. છતાં પણ અર્વાચીન હિંદના ઘડનારામાં ગણતરી થશે તે તો આ પાછળ જણાવેલા ગ્રંથોના કર્તા બંકિમની, અને મહાન સર્જનાત્મક ગ્રંથમણિઓના કર્તા બંકિમની નહિ. પહેલાંના

બંકિમ માત્ર કવિ અને શૈલીકાર હતા— પછીના બંકિમ દ્રષ્ટા અને રાષ્ટ્રવિધાતા હતા.

પરંતુ કવિ અને શૈલીકાર તરીકે પણ બંકિમે પરમ રાષ્ટ્રિય અગત્યનું કાર્ય કર્યું— સમસ્ત હિંદ માટે કે માત્ર આડકતરી રીતે સમગ્ત હિંદ માટે નહિ, પણ બંગાળ માટે કે જે બંગાળ હિંદને દોરવા તથા રાષ્ટ્રિય વિકાસને મોખરે રહેવા નિર્માયું હતું. જે નવીન સ્વરૂપે પોતાનો વિકાસ પરિણમતો હોય તેને લાયક સંતોષકર વાણીસાધન વિના, પોતાના વિચારો તથા ભાવોને ચિરંતન આકાર આપે અને દરેક નવીન પ્રવૃત્તિને જલદીથી જયજયકારપૂર્વક પ્રજાકીય ચેતનામાં તથા જીવનમાં મિલાવી દે એવી ભાષા વિના, કોઈ પણ રાષ્ટ્ર વર્ધમાન થાય જ નહિ. બંકિમે હિંદની પહેલી મહાન સેવા કરી તે એ કે એમણે હિંદને રણમોખરે ઊભેલી બંગપ્રજાને આવું સંપૂર્ણ સંતોષદાયી વાણીવાહન આપ્યું. બંગાળી ભાષાની પવિત્રતાને દૂષિત કરવા માટે બંકિમને ઠપકો આપવામાં આવ્યો છે; પણ પુરાણા કવિઓનું વિશુદ્ધ બંગાળી તો રૂઢિબદ્ધ પ્રગતિહીન બંગાળને જ વાણીમાં મૂર્ત કરી શક્યું હોત. પ્રજા વિકાસ અને વિકાર પામતી જતી હતી; ને તેવા વિકાર અને વિકાસને પાત્ર ભાષાવાહન પ્રજાને જોઈતું હતું. વળી પંડિતોના વાપરની ઉચ્ચ સાહિત્યક્ષમ બંગાળીને બદલે, નહિ પંડિતભાષા ને નહિ સારી લોકભાષા, એવી મિશ્ર સાધારણપ્રિય ભાષા વાપરવા માટે પણ બંકિમ ઠપકાપાત્ર ગણાયા છે. પરંતુ પંડિતોની દુર્બોધ અનમનશીલ બંગાળીના બોજા નીચે બંગીય પ્રતિભાની વિકસતી વૈભવવિવિધતા અને ચપળતા કચડાઈ ગઈ હોત. આપણે જે ભાષા જોઈતી હતી તે પ્રતાપી નિબંધો કે પાંડિત્યપૂર્ણ મનનો માટે નહિ. આપણે તો એવી ભાષા જોઈતી હતી કે જેમાં સંસ્કૃતભાષાનાં બળ, ગૌરવ કે કોમળ સૌંદર્ય સાથે દેશ્ય ભાષાની શક્તિ અને સમર્થતાનો સુમેળ હોય; જેમાં એક પાસ દેશ્ય-

ભાષાની રસોત્પાદકતા શકય હોય તો બીજી પાસ અત્યંત રણકાદાર ગાંભીર્ય પણ શકય હોય. બંકિમને આપણી આવશ્યકતાની દૈવી આગાહી થઈ અને તે આવશ્યકતા મટાડવાની પ્રેરણા પણ થઈ–એમણે આપણને એવું ભાષાવાહન આપ્યું કે જે વડે બંગભૂમિ પોતાનો અંતરનો અવાજ પોતાને સંભળાવે. સ્વદેશનું ભવિષ્ય ઘડવા માટેની ભાષા સંબંધી જરૂરિયાતની જેમ એમને આગાહી થઇ હતી, તેમ રાજકીય જરૂરિયાતની પણ થઇ હતી. આપણા મહાન જનહિતૈષીઓમાં પ્રથમ તેઓ રાજકીય સંક્ષુબ્ધિ અને સંચલનની પોતાના સમયમાં ચાલતી રીતોની નિઃસત્ત્વતા તથા નિરુપયોગિતા સમજ્યા, અને નિર્દય કટાક્ષ વડે 'લોકરહસ્ય' તથા 'કમલાકાન્તનું દફતર'માં એને ઉઘાડી પાડી. પરંતુ માત્ર દોષદર્શી ટીકાથી એમને સંતોષ ન હતો. દેશની ઉન્નતિ માટે શું જરૂરનું હતું તેનું એમણે રચનાત્મક દર્શન પણ કર્યું હતું. ઉપરથી રાજકર્તાઓ જે બળ વાપરે તેનો સામનો નીચે પ્રજામાંથી બળવત્તર પ્રત્યાઘાત વડે થવો જોઇએ–દમનબળનો સામનો ઉછળતા રાષ્ટ્રીય બળ વડે થવો જોઇએ, એ એમને દેખાયું. એમણે આપણને ફરમાવ્યું કે શ્વાનની રીત છોડી સિંહની રીત અખત્યાર કરો. એમને તો એવી સ્વભૂમિ-માતનું દર્શન થતું હતું કે જેના સાત કુ ચૌદ કરોડ હસ્તોમાં તીક્ષ્ણ તરવારો હોય–નહી કે માગણનું શકોરું. 'આનન્દ મઠ' અને 'દેવી ચૌધરાણી'માં આવરણ રાખીને રૂપકોથી આપણને બોધ કર્યો છે તે આકરા બળધર્મનો. ભૌતિક બળની પાછે જો નૈતિક બળ હોવું જોઇએ, તેનું પણ એમને ઈશ્વરપ્રેરિત નિર્ભ્રમ દર્શન થયું હતું. એમને દેખાએલું કે નૈતિક બળનું પહેલું અંગ હોવું જોઇએ ત્યાગ—દેશ માટે સંપૂર્ણ સ્વાર્થત્યાગ અને મુક્તિ-કાર્યને સંપૂર્ણ સ્વાર્પણ. એમને મતે માતૃભૂમિના કાર્યકર્તાઓ અને યોદ્ધાઓ એટલે રાજકીય સંન્યાસીઓ—એવા કે જેમને માતા પ્રત્યેના સ્વકર્તવ્ય સિવાય બીજો વિચાર ન હોય, જેઓ

બીજું સૌ પાછળ મૂકી નીકળી પડ્યા હોય, એમ સમજીને કે માતાથી કોઇ અદકું નથી ને માતા માટેનું આપણું કામ પત્યે બીજું બધું થઈ રહેશે. જાતને, કે જાયાને, કે દીકરાદીકરીને, કે માલમત્તાને જે કોઇ સ્વદેશથી અધિક ચાહે છે તેનું દેશાભિમાન ગરીબડું-અધૂરું છે. વળી એમને દેખાયું કે નૈતિક બળનું બીજું અંગ નિયમન અને વ્યવસ્થા હોવું જોઇએ. આ સત્ય એમણે બતાવ્યું છે તે સ્વકાર્ય માટે દેવી ચૌધરાણીની બહુશ્રમ-સિદ્ધ કેળવણીમાં, 'આનન્દમઠ' સંસ્થાના કડક નિયમોમાં તથા એ પુસ્તકો આપે છે તે સંપૂર્ણ વ્યવસ્થાના ચિત્રોમાં. છેલ્લે, નૈતિક બળનું ત્રીજું અંગ એમને એ જણાયું કે દેશ-હિતનાં કાર્યોમાં ધાર્મિક લાગણી રેડવી જોઇએ. દેશભક્તિનો ધર્મ, એ બંકિમનાં લખાણોની અત્યુત્તમ સર્વોપરિ ભાવના છે. 'દેવી ચૌધરાણી'માં એની ઝાંખી ક્યારની કરાવવામાં આવી હતી. 'ધર્મતત્ત્વ'માં આપી એ વિચારની રૂપરેખા; અને 'કૃષ્ણ-ચરિત'માં આપ્યું સમગ્ર બહુમુખી કર્મયોગનું રેખાચિત્ર—એ કર્મયોગ કે જેની પરાકાષ્ઠા સ્વદેશકાર્ય અને સ્વજનકાર્ય જ ગણાય. 'આનંદમઠ'માં તો આ સંકલ્પ પુસ્તકસમસ્તની ચાવી જ છે, અને તેમાં જ તેનો સંપૂર્ણ ઊર્મિકાવ્યરૂપ આવિર્ભાવ થયો પેલા મહાગીતમાં કે જે સમસ્ત હિંદનું રાષ્ટ્ર-ગીત બનેલું છે. આ દેશના બંકિમે બજાવેલી બીજી મહાન સેવા તે એ કે એમણે દેશને મુક્તિનો માર્ગ દેખાડ્યો અને દેશભક્તિનો ધર્મ શીખવ્યો. આજે રાષ્ટ્રને પુનરુત્થાન અને સ્વા-તંત્ર્યને પંથે દોર્યે જાય છે એ નવીન ચૈતન્યના પૂરનારા અને રાજકીય ગુરુ તે બંકિમ છે.

ત્રીજી અને સર્વોત્તમ સેવા બંકિમે સ્વરાષ્ટ્રની કરી તે એ કે એમણે આપણને સ્વભૂમિમાતનું દર્શન કરાવ્યું. માતૃભૂમિની એ નવીન બુદ્ધિલક્ષણા મંતપત્તિ પોતે જાતે કાંઈ મહાન પ્રેરક બળ નથી; સ્વાતંત્ર્ય ઇષ્ટ છે એવો સ્વીકાર માત્ર કાંઇ ઉત્તેજક

પ્રવૃત્તિહેતુ નથી. હાલમાં જવલ્લે જ એવા હિંદી હશે–પછી એ રાજપક્ષી હો, મધ્યમમાર્ગી હો, વા રાષ્ટ્રવાદી હો–કે જે ન સ્વીકારતાં હોય કે અમારા પર દેશનો હક છે અગર તો સ્વાતંત્ર્યનો આદર્શ (in the abstract) ઇષ્ટ વસ્તુ છે. પણ જ્યાં રાષ્ટ્રના હક અને બીજાના હક વચ્ચે પસંદગીનો સવાલ આવે છે ત્યાં આપણામાંનો મોટો ભાગ પ્રત્યક્ષ આચરણમાં દેશ-સેવા પસંદ કરતો નથી. અને જો કે બહુ જણની ઇચ્છા હોય છે કે સ્વાતંત્ર્ય સિદ્ધ થાય, તો પણ તેની સિદ્ધિ અર્થે પોતે કાંઇ કરવા ધારતા નથી હોતા. એવી બીજી વસ્તુઓ છે, જે આપણને વધારે વહાલી છે ને જે સ્વાતંત્ર્યના સંગ્રામમાં અગર તેની સિદ્ધિને પરિણામે રખે જોખમમાં આવી પડે, એવી ભીતિ આપણને છે. યોગક્ષેમના વહનની એ નિર્માલ્ય ચિન્તા તો માતૃભૂમિના અને તેની સેવાના પ્રેમની સર્વગ્રાહી આગમાં ત્યારે જ ભસ્મસાત્ થાય, અને ચમત્કાર કરી શકનાર તથા નષ્ટપ્રાય રાષ્ટ્રનો ઉદ્ધાર કરી શકનાર દેશભક્તિનો જન્મ પણ ત્યારે જ થાય, કે જ્યારે માતૃભૂમિ આપણા મનઃચક્ષુને પૃથ્વીના એક વિભાગ કરતાં કે વ્યક્તિઓના એક સમૂહ કરતાં કાંઇ વિશેષરૂપ છે એવું સમજાય અને જ્યારે સ્વદેશ આપણા આગળ એક મહાન દૈવી માતૃશક્તિ સ્વરૂપે એવો સૌંદર્યમય સ્વાંગ ધરે જે આપણા માનસનું સ્વામિત્વ મેળવે, મનનો અભિભવ કરે, અને હૃદયને વિવશ કરે. એવું દર્શન જાતે કરવું અને બીજા આગળ નિવેદિત કરવું, એ કોઇ પુરુષોને ભાગે નિર્માયું હોય છે. બત્રીસ વર્ષ પૂર્વે બંકિમે તેમનું મહા ગીત લખ્યું અને કોઇક જ તે સાંભળ્યું. પરંતુ જાગૃતિની એક પળે અચાનક બંગાળના લોક લંબા કાળની ભ્રમનિદ્રામાંથી ઊઠ્યા, અને તેઓ સત્યની ખોજમાં આસપાસ જોતા હતા ત્યાં વિધિનિર્મિત એક પળે કોઇકે ગાયું 'વંદે માતરમ્' મંત્ર મળ્યો; અને એક જ દિવસમાં આખી પ્રજાએ સ્વદેશભક્તિના ધર્મનો અંગીકાર કર્યો. ગાનાએ સ્વરૂપદર્શન કરાવ્યું, અને જ્યાં લોકને

એક વાર એ દર્શન થયું ત્યાં, જ્યાં સુધી માતાનું મંદિર રચાય નહિ, મૂર્તિની પ્રતિષ્ઠા થાય નહિ અને બલિ ધરાવાય નહિ, ત્યાં સુધી ન હોય આરામ, કે ન હોય શાંતિ, કે ન હોય નિદ્રા. એ દર્શન જે મહાન રાષ્ટ્રે કર્યું છે તે ફરીને કદી વિજેતાના પગ નીચે આવે જ નહિ.

---

૧. આ વર્ષસંખ્યા મૂળમાં છે તે રહેવા દીધી છે. મૂળ નિબંધ પ્રગટ થયો છે ૧૯૨૩માં; 'આનંદમઠ'નું, પ્રકાશન ૧૮૮૨માં; 'વન્દે માતરમ્' તેની પણ પહેલાંનું, છે.—સં. મા.

## ઇતિહાસસર્જક કૃતિ

આ કૃતિ ['આનન્દમઠ'] ઈતિહાસના પાયા પર રચાયલી નથી એટલું જ નહિ પણ એ તો ઈતિહાસમૂલકને બદલે ઇતિહાસસર્જક નીવડેલી છે. ... કોંગ્રેસ પણ ત્યારે જન્મી ન હતી. ... એવે સમયે આવી સાચી હાડી ગાઢ ભક્તિ જેવી અસ્મિતાનો હૃદયને બીંજવે અને કલ્પનાને ઉત્તેજે એવો બોધ, તથા એ અસ્મિતાના લાયક પાત્ર લેખે ભરતખંડને ઠેકાણે આખેઆખ બંગાળનો જ જય, આ પુસ્તકનાં વિલક્ષણ અને સર્જક તત્ત્વો છે, અને તે જ નવલને પ્રજાના માનસને યોગ્ય વલણ આપનારા એક ઐતિહાસિક બળનું ગૌરવ અર્પી રહ્યાં છે.

—બ. ક. ઠાકોર

પ્રો. હીરાલાલ ગોદીવાળા

# ગાંધી–ગ્રન્થસૂચી[1]

[ ૧૯૩૦માં ગાંધીજીએ ઉપાડેલી સત્યાગ્રહની લડત હજી પૂરી નહોતી થઈ એ અરસામાં બે મિત્રો સાથે મળી ગાંધીજીનાં અને ગાંધીજી પર લખાએલાં પુસ્તકો અને લેખોની એક યાદી તૈયાર કરવાનો પ્રસંગ સાંપડેલો. એમાંનાં કેટલાંક, તુરત જ બહાર પડેલાં, પુસ્તકો અમારા હાથમાં આવતાં જતાં તેમ વાંચતા પણ ખરા. એ પછી અવારનવાર આ યાદીમાં સુધારાવધારા કરેલા–પણ નિયમિતપણે નહિ; અને ૧૯૩૦–૩૧ પછી તો ઘણું ઘણું વીત્યું છે. અને ગાંધીજીએ પણ ઘણું ઘણું લખ્યું અને કર્યું છે. વળી એમના વિચારોમાં પણ કહીં કહીં થોડાક ફેરફારો થયા છે. આ સર્વ હકીકતો ધ્યાનમાં રાખીને જ આ યાદીનો ઉપયોગ કરી શકાય.

ગાંધીજીના વિચારો, એમના સિદ્ધાંતો, વગેરે સંપૂર્ણપણે સમજવા હોય તો અર્વાચીન હિંદ વિશે, હિંદમાં બ્રિટિશ રાજ્ય વિશે, તથા રવીન્દ્રનાથ ટાગોર જેવા પુરુષો વિશે પણ કાંઇ જાણવું જોઇએ એમ સમજી થોડાંક એ વિષયો પર લખાયલાં પુસ્તકોનાં નામો પણ આપ્યાં છે.

આ વિષયમાં રસ લેતા વાચકો બીજાં વધુ નામો સૂચવશે એવી આશા રાખું છું.—હીરાલાલ ગોદીવાળા ]

---

1. આ પહેલો ભાગ છે; અંગ્રેજી ગ્રન્થોની યાદીનો બીજો ભાગ આ અંકમાં સમાવી શકાયો નહિ તે માટે વિદ્વાન સંગ્રાહક અને વાચકોની ક્ષમા માગીએ છીએ.–સં. ' માનસી '

### ૧. ગાંધીજીના ગ્રન્થો વગેરે

૧. નવજીવન પુસ્તક ૧–૨૧ ( નવજીવન કાર્યાલય; પ્રસ્થાન કાર્યાલય ) ( 'આત્મકથા' અંદર આવી જાય )

૨. ધર્મમંથન.

૩. વ્યાપક ધર્મભાવના.

૪. અનાસક્તિયોગ ( શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો અનુવાદ પ્રસ્તાવના સાથે ) નવજીવન કાર્યાલય.

૫. સર્વોદય–રસ્કિનના Unto This Lastનો અનુવાદ

૬. આરોગ્ય વિશે સામાન્ય જ્ઞાન ( સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય ૧૯૧૭ ) ( અંગ્રેજીમાં 'Guide to Health' )

૭. નીતિનાશને માર્ગે: બ્રહ્મચર્ય અને સંતતિનિયમનના ઉપાયો એ વિષયો પર. (અંગ્રેજીમાં Self restraint vs. self indulgence ) નવજીવન કાર્યાલય.

૮. હિંદ સ્વરાજ (ગાંધીજીના હસ્તાક્ષરમાં પ્રસ્થાન કાર્યાલય) (અંગ્રેજી Indian Home Rule—નવજીવન કાર્યાલય)

૯. દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ ભાગ ૧–૨ નવજીવન કાર્યાલય (અંગ્રેજીમાં Satyagraha in South Africa)

૧૦. ગાંધીજીની જુબાની (પંજાબની હંટર કમિટી સાથેનો ભવ્ય ધાર્મિક સંવાદ.) (નવજીવન કાર્યાલય)

૧૧. આખરી ફેંસલો ભાગ ૧–૨.

( સાચો શ્રમજીવી, તપસ્વીનાં તાતાં તીર, ધર્મયુદ્ધનું રહસ્ય, વ્રતવિચાર, યરવડા મંદિરેથી, ૧૯૩૦–૩૧ નાં ગાંધીજીનાં ભાષણો અને લેખોનો સંગ્રહ) ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય.

૧૨. Young India: Vols...(1919–22; with introduction by C. F. Andrews Pub. Natesan,

Madras (with introduction by Babu Rajendra Prasad; Pub. Natesan, Madras)

૧૩. Speeches and Writings (1896–1922) (with introduction and geographical sketch by C. F. Andrews; Pub. Natesan Madras)

૧૪. My Experiments with Truth આત્મકથાનો અંગ્રેજી અનુવાદ શ્રી. મહાદેવ દેસાઈકૃત Macmilan & Co.

( મરાઠી, હિંદી, ઉર્દૂ વિગેરે ભાષાઓમાં પણ અનુવાદ થયા છે. Also Navjivan Prakashan Mandir.

૧૫. 'Harijan': Vols...(એ ઉપરાંત: પહેલાં આફ્રિકામાં 'Indian Opinion'માં લખાણો આવતાં તે; તથા છૂટાંછવાયાં કોઈ પત્રોમાં તથા અંગત પત્રોમાં ગાંધીજીનાં લખાણો હશે તે.

'હરિજનબંધુ'ના અંકો......

## ૨. બીજા ગ્રન્થો

૧૬. પ્રભુદાસ ગાંધી: જીવનનું પરોઢ (ગાંધીજીના તથા એમનાં મિત્રોના દક્ષિણ આફ્રિકાના જીવનનો–ખાસ કરી ફીનિક્સ આશ્રમનો તથા શિક્ષણપ્રયોગોનો–ત્યાં ઉછરતાં બાળકની દૃષ્ટિએ સુંદર ચિતાર 'કુમાર' ૩૬ (ચાલુ)

૧૭. જુગતરામ દવે: ગાંધીજી (બાળકો માટે) ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ, મુંબઈ.

૧૮. ડૉ. ટૉમસ: ઈશુનું બલિદાન (ગાંધીજી પર લેખ) નવજીવન પ્રકાશનમંદિર.

૧૯. ગાંધી મણિ મહોત્સવ અંક: પ્રસ્થાન કાર્યાલય.

૨૦. ગાંધીકૂચ આશ્રમ: પ્રસ્થાન કાર્યાલય.

૨૧. કનુ દેસાઈ ચંપારણ્યમાં ગાંધીજી, ખેડાની લડત,

અસહકાર, કારાવાસની કહાણી, પ્રસ્થાન કાર્યાલય.

૨૨. મગનલાલ દેસાઇ: સંપૂર્ણ દારુનિષેધ (ગાંધીજીના લેખો સાથે) મીઠા વેરો, ભાગ ૧–૨: પ્રસ્થાન કાર્યાલય

૨૩. ગિજુભાઈ: (બારડોલીની) હિજરત. ૧૯૩૦. પ્રસ્થાન કાર્યાલય.

૨૪. મહાદેવ દેસાઈ: એક ધર્મયુદ્ધ (મિલમજૂરોની લડતનો ઇતિહાસ) પ્રસ્થાન કાર્યાલય

૨૫. જયસુખલાલ મહેતા: પૂજારીને પગલે

૨૬. નારાયણ મોરેશ્વર ખરે સંપાદિત આશ્રમ ભજનાવલિ નવજીવન કાર્યાલય. (અંગ્રેજીમાં ગાંધીજીએ કરેલો અનુવાદ: 'Songs from Prison' John Stogland એમણે સુધારાવધારા સાથે છપાવેલો Allen & Unnwin London 1934

૨૭. હીરાલાલ મગનલાલ દેસાઇ: ગાંધીજીની શૈલી પર લેખ, 'ગુજરાત' (પહેલું વર્ષ: ૧૯૭૮–૭૯).

૨૮. મુનિકુમાર: ગાંધીજીની ગદ્યસેવા 'કૌમુદી' (પહેલું વર્ષ, ત્રૈમાસિક).

૨૯. રમણલાલ વસંતલાલ દેસાઇ: ગાંધીજી સાહિત્યકાર, ખરા કે? ('જીવન અને સાહિત્ય' એ લેખસંગ્રહમાં)

# નિકષ

## "પારિજાત"

આપણા એક કવિએ છેક હમણાંની કવિતા સંબંધી દિલગીરી બતાવનાર વિવેચકને ટકોર કરી હતી કે 'કાવ્યમંગલા' વા 'ગંગોત્રી' પછી તે તે કવિઓના નવા ફાલ વિશે અભિપ્રાય ઉચ્ચારવો ઉતાવળો ગણાય. સુન્દરમ્, ઉમાશંકર, સ્નેહરશ્મિ વગેરે પોતાનાં પ્રથમ પ્રકાશનો પછી શું લખી રહ્યા છે તે જાણવું બહુધા અશક્ય છે, એટલે એમની કોઇ કોઇ છાપામાં આવતી કૃતિઓ પરથી એમના વિકાસ અવિકાસ ગતિ આદિ વિશે મતબાંધવો યુક્ત નથી. આ મર્યાદા સ્વીકારીને પણ અટકળ કરાય ખરી કે ભવિષ્યમાં પણ ઉમાશંકર અને, પ્રગતિવાદના સિદ્ધાન્તોથી કલાદૃષ્ટિ ઝાંખી ન થાય તો, સુન્દરમ્ આપણા નવીન કવિઓને મોખરે રહેશે. 'પારિજાત'ના કર્તાનું સ્થાન તેમની સાથોસાથ છે; વિલક્ષણ છતાં તેમના જેટલું જ સમૃદ્ધ વ્યક્તિત્વ અને ઉચ્ચ કવિજનનાં તેમના જેટલાં જ સૂક્ષ્મ-સુકુમાર લાગણી અને તેજદાર કલ્પના શ્રી. પૂજાલાલનાં છે.

પ્રો. ઠાકોરે સરસ, દ્યોતક અને કવિજનોએ ખૂબ મનનીય ઉપોદ્ઘાત લખી 'પારિજાત'ને યોગ્ય મહત્ત્વ આપ્યું છે; તેમની ભક્તિકવિતાની અપૂર્વતા અને તેમના કલાસર્જનનું વૈવિધ્ય સ્પષ્ટ કર્યું છે. કવિતાવિવેચક, કવિતાશિક્ષક કવિના હૃદયમાં ઊંડો જઇ સમગ્ર અર્થ-રસને કેટલો સુગમ અને વિશદ કરે

છે તેનું પ્રો. ઠાકોરનું 'પ્રિયા કવિતાને' નું અવલોકન નમૂનેદાર ઉદાહરણ છે. વિવેચક કવિનું વસ્તુ શૈલીના સુપ્રસિદ્ધ કાવ્યવિષયથી જુદું પાડી જાણે ફરી સર્જે છેઃ

કવિતા ભાવનામય વિભૂતિ ય છે (શેલીમાં છે તેમ), કવિના વાસ્તવ કૃતિસંગ્રહમાં મૂર્ત થયેલ તત્ત્વ પણ છે. ભાવનામય મૂર્તિ લેખે એ આરાધ્ય અને સંપૂજનીય છે. સર્જાઈ ગયેલ અને સર્જાવાની કૃતિઓના આત્મા કે તેમની મૂર્તિ લેખે એ સમભાવી સખી અને પ્રિયતમા પણ છે. હર્ષમાં સધાઈ આવતી કૃતિઓ દરમિયાન કવિતા-મૂર્તિને કવિ સાથે આનંદતી, દુઃખી આર્ત્ત પોકાર રૂપ કૃતિઓ દરમિયાન કવિતામૂર્તિને કવિ સાથે આક્રન્દતી, કલ્પવામાં વિચિત્રતા કે અતિશયોક્તિ નજેવી છે.

× × ×

આમ કવિતામૂર્તિના સાનુકૂળ સહવાસ સહચારમાં કવિનાં પ્રભાતો, કવિની સન્ધ્યાઓ અને રાત્રિઓ, કવિના વનોપવન ભ્રમણો, કવિની વસન્ત ઋતુઓ, અને વર્ષાઋતુઓ, દુઃખીઓ સાથે કવિના સહવાસસહચાર વગેરે કવિનું આખું જીવન કેવી રીતે સુંદર પ્રેમોલ્લસિત સફલોજ્જ્વલ વહ્યું જાય છે, તેનું જ આખી કૃતિ મુદામય મુદાપ્રેરક આલેખન છે.

કવિત તરફ શ્રી. પૂજાલાલની દૃષ્ટિ અતિશય પ્રેમની, માનભરી, ઉદાત્ત ગંભીર છે. કવિની કવિતાકમલા ગરીબના ઘરમાં સસંભ્રમ જાય છે પણ તેમની આંખ સૌમ્ય અને સમતાભરી છે; સંસા ના અન્યાયોથી ઉગ્ર નથી થતી. કવિતાની આ ઉદાત્ત ગંભીર દૃષ્ટિ નરસિંહરાવ, ગોવર્ધનરામ, આદિની ભાવનાભક્તિનું સ્મરણ કરાવે છે, અને કવિતા સાથે રમત કરતા નવીન કવિઓથી પૂજાલાલની વિલક્ષણતા સ્પષ્ટ કરે છે.

તને પળપળે કને હું બની મુગ્ધ બોલાવતો
અરોઅડ ઉછંગમાં પ્રણયિની ! લઈને તને
કથા મુજ પ્રવૃત્તિની શ્રવણ તાહરે રેડતોઃ-
તરંગ, કંઈ ઊડણો, હૃદયભાવઉછાળ કૂં,
અપૂર્વ અનુભૂતિઓ સરળતાથી સુણાવતો.

ધરું તુજ સમીપ હું સ્ફટિક જીવનાદર્શને,
પ્રફુલ્લ તહીં તાહરું વદનબિંબ સોહી રહે.

× × ×

* નરી કરુણ મૂર્તિ વિશ્વજન દુઃખથી દાઝતી
વિલાપ સુણી આર્તના તું ઉરમાં વિંધાઈ જતી.

ઉપોદ્ઘાતમાં એકબે ચર્ચાસ્પદ બિન્દુઓ મને લાગે છે. ગુજરાતી ભાષાના ઉચ્ચારણમાં લઘુથી ટૂંકા દ્રુત સ્વરો આવ્યા કરે છે. આ વાત સાચી છે. એ વાત પણ સાચી છે કે "મનહર જાતિમાં અકારોમાંના ઘણાખરાને 'દ્રુત' કરતાં ચીપીને એટલે લગભગ દરેકને લઘુ વા એક માત્રાના જ બોલવા પડે છે." પણ બીજા છંદોમાં પણ આ સ્થિતિ છે જ.

અમીનજરથી પોષ્યા પુરુષાર્થી બનાવિયા,
પિતા સુમન શ્રદ્ધાનાં સ્વીકારવા ય ના રહ્યા!
ખટકે અંતરે એક ખીલો અજ્ઞાન કાળનો,
ખટકયા કરશે નિત્યે ખોળિયું છે તહીં સુધી.

પત્રો પાનખરે ખરી જયમ પડે તે રીત દાદાતણા
ધોળા વાળ ખરી જઇ ચળકતી માથે પડી તાલકી

અહીં દ્રુત સ્વરને એક માત્રાનો બોલવો પડે છે પણ ભાષાના સ્વભાવની વિરુદ્ધ થતું હોય એમ નથી લાગતું. કાં તો મનહરજાતિ પ્રયત્નની અપેક્ષા રાખે છે અને ગુજરાતીમાં પ્રયત્ન બહુ મોળો હોઇ મનહરરચના મનહર નથી લાગતી; કાં તો વૈવિધ્યના પ્રયત્ન છતાં તેમાં એકતાનતા રહે છે તેથી તે ગામડી ઢોલક વગાડતી ભાસે છે.

અનુષ્ટુપી સોનેટો લખતાં અનુષ્ટુપની મર્યાદાઓ ધ્યાનમાં રાખવા સોનેટગરોને પ્રો. ઠાકોરે યોગ્ય સૂચના કરી છે. સંભવ છે કે શેક્સપીરિયન ઘાટની સોનેટમાં છેલ્લી કડી લેખે અનુષ્ટુપ મૂકયે સારી સોનટરચના થઈ શકે. પણ તેથી વિશેષ યોગ્યતા

આ ઘાટને માટે અનુષ્ટુપની નથી લાગતી. આમ છતાં કહેવું પ્રાપ્ત થાય છે કે સામાન્ય અનુષ્ટુપનું એકમ આઠ નહીં પણ ૮+૮ વર્ણનું જ ગણાય, સોળ વર્ણનું જ સંવાદિતાની દૃષ્ટિએ એકમ થાય છે, અને ગાયત્રીનાં એકમોના કરતાં અનુષ્ટુપના આઠ વર્ણને અંતેનો વિરામ પણ ઓછો દૃઢ છે.

મુક્ત પદ્યને માટે પૃથ્વી છંદની અદ્‌ભુત શક્તિઓ બતાવી પ્રો. બલવન્તરાયે ગુજરાતી કવિતાને નવી કાયા ને વેગ આપ્યાં છે. એને લીધે હિન્દી મરાઠી બંગાળી કવિતાને મુકાબલે ગુજરાતી કવિતામાં વિલક્ષણ સૌન્દર્ય આવ્યું છે. ભવિષ્યના કવિઓ માતબર રચનાઓ માટે પૃથ્વી છંદનો વધુ ને વધુ ઉપયોગ કરશે એમ ભાખી શકાય. આ નવી શક્તિનો સર્જક પોતે જ મુક્ત પદ્ય તે અપદ્ય ના થઈ જાય તે સારુ સુસ્પષ્ટ માર્ગદર્શન અને ચેતવણી 'પારિજાત' ના ઉપોદ્‌ઘાતમાં આપે છે તે કવિઓએ અને પ્રયોગકારોએ વળીવળી વિચારવાં જોઇએ. આવી વિચારણા પર આપણી કવિતાનું ભવિષ્ય અવલંબે છે.

૨

શ્રી. પૂજાલાલની કવિતા સંબંધી અમુક સંસ્કાર રહેલા છતા 'પારિજાત'ને મેં ફારસી ઢબે છેલ્લેથી વાંચવું શરૂ કર્યું. આનું પરિણામ ઘણું સારૂં તો ના જ આવ્યું ગણાય. કવિની કાવ્યસિદ્ધિનાં એકે તડાકે ઉચ્ચતમ શિખરોનાં દર્શન ન થતાં, પ્રમાણમાં નીચાં શિખરો જોયાં અને તેમના અલંકારરૂપ ઉપવનાદિમાં ફર્યો. "'પારિજાત' માં આત્મિક જીવનનાં કાવ્યોને જ સ્થાન આપવું" એ કવિના મૂળ વિચાર પાછળ શો હેતુ હશે તે સમજાયું. કવિની અપૂર્વ સિદ્ધિઓ આત્મિક જીવનના કાવ્યોમાં જ છે એમ નહીં, પણ એમાં એમની શક્તિ અમર્યાદ અને સિદ્ધ જાણે જન્મથી વરેલી લાગે છે. બીજા વિષયનાં કાવ્યો વાચનાં જૂનાનવા ગુજરાતી કવિઓની વધારે

હૃદયંગમ કૃતિઓ સાંભરે છે અને પૂજાલાલની કલાની ઊણપો કંઇક સમજાય છે.

તેમનાં ગીતો અને ખંડકાવ્યોમાં મનોહારિતા ઓછી છે. છંદોબદ્ધ કવિતામાં સુસ્વનતા અને માધુર્ય નવીનોમાંથી ઘણા કરતાં અને જૂનામાંથી ઠાકોર, ખબરદાર, બોટાદકર કરતાં ઘણું વધારે તે લાવી શકે છે, પણ ગેય રચનામાં તે કામ આવ્યું લાગતું નથી. ગેય રચના રોમૅન્ટિક સ્વભાવને વધારે ગોઠતી હશે? પૂજાલાલની ક્લાસિકલ પ્રતિભા વિશ્વ માપવાને માટે પણ દૃઢતાથી ગંભીરતાથી ઉદ્યમ કરે છે. તેમાં કલ્પનામાં તાલાવેલી તરવરાટ લપલપાટ નથી. કેવી શાન્તિથી ધીરજથી ગંભીરતાથી પવિત્રતાથી તે જીવનદેવીને સત્કારે છે! ગેય કાવ્યોમાં 'માછીડો' 'વેચાતો રાખે' કાવ્ય લેખે સારાં છે, ગીત લેખે ઠીકઠીક છે.

સુંદર શાશ્વત ધામે
બેઠો છે એક ચિતારો નિમગ્ન બની નિજ કામે.
કાજનો પડદો દિશાની દિવાલે,
તે પર ચિત્રાલેખન ચાલે
ભેદ એનો કળવાની મતિ નથી કોઈ કપાલે.

આ તો કવિતા નથી લાગતી, પદ્ય નથી લાગતું, ગદ્ય લાગે છે. "આવીશ આવીશ"માં ભક્તની લાક્ષણિક, પ્રભુ પામવાની નિશ્ચયાત્મક વૃત્તિનું સરસ આલેખન થયું છે,પણ તેમાં ગીત તરીકે માત્ર પહેલી કડી મનોરમ છે.

કવિનું રુચિતંત્ર ક્લાસિકલ છે છતાં "સ્વાતંત્ર્યના સૈનિકો" કે "રાજર્ષિ શિવાજી" ની સફળતા મધ્યમ જ ગણાય. ભાષા પર પ્રભુત્વ અને વૃત્તનું ઔચિત્ય છતાં કાવ્યોમાં ઊણપ કેમ લાગતી હશે? કવિ લોહીતરસ્યાં યુદ્ધને આકર્ષક બનાવે એમ છે નહીં; પણ યુદ્ધોને ગુલાબી બનાવી દેતી શહીદોની વાતોની કણ્વાલિકાને તે અનુસર્યો છે, અને અહીં

યુદ્ધની નહીં પણ સ્વાતંત્ર્ય માટે વીરત્વથી પ્રાણ ત્યાગ કરનારની પ્રશંસા જ કરવા ચાહે છે. પણ વૈયક્તિક વીરતાનું યુદ્ધમાં હવે સ્થાન રહ્યું નથી. એટલે 'ખરે! કદર વીર માત્ર વીર કેરી કરી શકે' એ ભાવમાં વાસ્તવિકતાનો રણકાર નથી. "રાજર્ષિ શિવાજી"માં કવિતાની દૃષ્ટિએ અપ્રતીતિજનક અંશ આવે છે. જીતેલા ગઢના સૂબાના અંતઃપુરથી લાધેલી ' મુગ્ધા કો વધુ ફૂટડી ' જેની શિવાજીને ભેટ કરવા સેનાપતિએ ધાર્યું છે તેને કવિ જે રીતે લઇ જવાતી વર્ણવે છે તે ઐતિહાસિક હકીકત હોય તો પણ કાવ્ય માટે ઔચિત્યહીન છે, અસત્ય છે.

ત્રીજા વિભાગનાં ઘણા કાવ્યો સામાન્ય જનને પણ રસપ્રદ લાગશે. તેમાં ઉપર જણાવેલ કાવ્યો ઉપરાંત 'જન્મપૂર્વ' પણ જે ગિરાતણી અર્થસિદ્ધિ થઈ રફત અંતરે' તે 'માતૃભાષા'નું નિબંધકાવ્ય રચનાસૌષ્ઠવે, વર્ડ્ઝવર્થના "*Recollections of Immortality*"ની યાદ આપે એવું પણ તેનાથી વિલક્ષણ વિચારણાવાળું 'જન્મદિન' અભિનવ કલ્પનાએ, હૃદય દ્રાવકતાથી 'હવે' અને કુટુંબપ્રિય જનને સ્વજનોની ભાસતી ચિત્રમાલા–સ્વજનો વિશે લાગતી ભાવમાલા–હોવાથી "પિતાજીને શ્રદ્ધાંજલિ," "દાદા", "આર્ય વિધવા" વગેરે રમણીય કૃતિઓ છે.

નાનાલાલના સુપ્રસિદ્ધ કાવ્ય સાથે શ્રી પૂજાલાલની 'પિતાજીને શ્રદ્ધાંજલિ" સરખાવવાની લાલચને રોકું છું, કેમ કે એક તો નવા ઉપર જૂનાનું ઋણ સ્પષ્ટ છે. વળી એવી સરખામણીથી ક્લાસિકલ રોમાન્ટિક શલીઓનું તારતમ્ય નીકળે એમ પણ હું માનતો નથી. એકે શૈલી સ્વયમેવ ઉચ્ચ કે ઊતરતી નથી. દાદા અને પિતા વિશેના કાવ્યો કરતાં "આર્ય વિધવા" કાવ્ય બીનું અને દ્રાવક છે; સમર્થ કલ્પનાએ દૃષ્ટિ સમક્ષ ખડું થતું કરુણસુંદર આલેખન તેમાં પસરતી ભાવના વડે મનને ઊર્ધ્વગામી કરે છે.

न रंगभीनी तन अंगचुंदडी,
शशी-विहोणी रजनी समोवडी!
नथी करे कंकण कंकणतां,
न नूपुरो झंकृतिओ मचावे,
विखूटी थातां सरिता समुद्रथी
न मर्मरे, मूक व्यथातले गरे.

* * *

અણુએ અણુએ તારે જ્વલંત નેત્ર શંભુનું
સદા ખુલ્લું રહી ભસ્મીભૂત કામ બનાવતું.

આ અને બીજાં કેટલાંક "સૌન્દર્યોપભોગ" "મૃગમુંડક" આદિ કાવ્યોમાં કલાપીનું ભાવમાર્દવ છે પણ પૂજાલાલની કાવ્યરીતિ કલાપીથી જુદા પ્રકારની સહેજે સમજાશે, કેમ કે કોઈ પણ તરંગ ભાવ કે વિચારને વાગોળવાનું વા વક્તાની ઢબે રજૂ કરવાનું પૂજાલાલના સ્વભાવમાં નથી.

૩.

સૉનેટોમાં તો આ કામ્યશિલ્પીએ અપ્સરાઓ ઘડી છે–સુદૃઢ અને ભરેલા દેહવાળી, અનેકવિધ ગતિલીલાએ પૃથ્વીની પારેથી ગગનાંગણ આપછંદે વિહરતી રસસુંદરીઓ. "પાટણની ભસ્મ ઉપર ગંગ ઉતારનાર કોઈ ભગીરથની વાંછના ધારતી "પુરાણ પાટણના અવશેષોમાં", મુક્ત પહાડોમાં જન્મેલા પઠાણની વતનમાં પ્રાણ મુક્ત કરવાની છેલ્લી ઈચ્છા નિરૂપતી સૉનેટ એકત્રીસમી, જ્યાં "મહાબલિ અપાય બક્ષિભર અસ્ત ને પ્રણનો, પડાપડી કરે શહીદ નરનારીઓ રંગમાં" ત્યાં નિવસતા સ્વાતંત્ર્યના પંખી વિશેનું ત્વરિત ગતિ, ઉત્સાહઉદ્રેક, સંભ્રમ આદિ આ ગંભીર કાવ્યપાત્રમાં પણ ઊતરી શકે છે તે દાખવતું સર્જન, સડસડાટ ઊંચે ચઢી જતી વિચારસમૃદ્ધ "કાળી ચૌદશ"ની અભ્યર્થના, હિલોળા ખવરાવતી ભાતભર "મેઘ-ઋણમુક્તિ", રમતિયાળ "રજનીને પ્રશ્ન", મનોહર "લિઓ-

નાદી દા વિન્ચી " અને સર્વોત્કૃષ્ટ " અભિપ્સુ યૌવન " વગેરે કૃતિઓ વિશ્વ, આત્મા, બ્રહ્મ, ભક્તિ આદિથી ભડકનારાઓને પણ બહુ આહ્‌લાદ આપશે. સૌન્દર્યના પૃથક્કરણના શોખીનો સુશ્લિષ્ટતા ઔચિત્ય જાણવા એક વર્ણપસંદગી જ નીચેના ખંડકોની તપાસે, એક એકને પડછે મૂકી જુએ.

(૧) પોષ્યો પીયૂષ પાઈ, ખચિત ખલકના ખારથી આપ તો યે
હૈયે રાખ્યો, હુલાવ્યો હરખભર મને લાડઘેલા તરંગે
( મેઘ-ઋણમુક્તિ )

(૨) અલિ રજનિ! ચંદ્રમા વર પસંદ શાને કર્યો?
કલંકિત અનેજ આપ, પરતેજથી રાજતો,
જણાય રમણીય કિંતુ કદરૂપ સાચે નર્યો;
(રજનીને પ્રશ્ન*)

(૩) સુવિશાળ ભાલે કથી
શકાય નવ એવી રેખ, અવહેલના કૈં કરી
રહી જગત ક્ષુદ્રતાની! કરઓલડી શી નરી
સુહે લલિત રૂપગાં! ઉર જરા જરા ઊછળી
ઉછાળી રહ્યું વિશ્વનું હૃદય.

"અભીપ્સુ યૌવન" મને અતીવ સુંદર લાગ્યું× છે. ભાવના-ભક્ત, પુષ્ટ, અણનમ યૌવનનું– ઝરણામાંથી ગિરિરાજનું રક્ષણ છોડી દર્પ વેગીલા બલવાન નદરાજ થતા પ્રવાહનું– એ ભવ્ય ચિત્ર છે. અર્થમાં યૌવનનો મહામન્ત્ર છે. શબ્દ અને લયથી "શિલાંગણ પરે નાચતું " બાલઝરણું, "પ્રવાહ ધુધવન્ત" નદરાજ અને સિન્ધુની "નીલમમય દ્યુતિસુન્દરી" પ્રત્યક્ષ થાય છે.

---

* આ કાવ્યના અંતનું વાક્ય લાંબુ છટાદાર છતાં કેટલું વિશદ છે? પૂરી અર્થને અતીવ પોષક નીવડ્યો છે.

× ભવ્ય સોનેટ "અગ્નિનું આવાહન" પણ કલાસિદ્ધિનું ઊંચું શિખર છે. 'ભલે રજનિ! આવ'ની ય ઉત્તમમાં જ ગણતરી થાય.

એક ગમ કુટુંબ અને બીજી તરફ ભાવનારમણીની વચ્ચે પ્રતાપી યૌવન ઓર દીપી ઊઠે છે.

૪

ઉપલા વિવેચનથી કવિની જીવનદૃષ્ટિ ઓછી જ સમજાઈ હશે. જેને જીવનના આત્મગત મૌલિક પ્રશ્નોની સૂગ હોય છે તેમને એ દૃષ્ટિ સમજવી સમજાવવી કઠિન છે. પૂજાલાલના જીવનની પાયાની હકીકત એ છે કે તે ઊર્ધ્વપંથના યાત્રી છે. એટલે તેમનાં વિશ્વના રહસ્યની સમજ, જીવનધ્યેય, સાધના, મંથનનાં કાવ્યોમાં પ્રવેશ કર્યા વિના તેમના વિશે આપણી સમજ એકપક્ષી જ થાય; એકપક્ષી પણ ના થાય કેમ કે એમની પ્રવૃત્તિના મૂળમાંથી જ તેમના સમગ્ર સર્જનમાં પવિત્રતાનો રસ ફેલાયો છે.

પ્રમાણમાં પાર્થિવ લાગણીવાળાં કાવ્યો ઉપરથી એટલું તો સમજી શકાય કે આ કવિના વિચારતંત્રમાં જિંદગી જે થોડુંઘણું શુદ્ધ પ્રેય આપે છે તે અવગણવા જેવું નથી. કલા સાધવા જેવી, સૌન્દર્યનો રસ પીવા જેવો, માતા પિતા પત્નીનો સ્નેહ જીવનમંગલ ગણી વધાવવા જેવો, દેશપ્રેમ સ્વાતંત્ર્યભાવના ખીલવવા જેવાં—આમ માનનારની ફિલસૂફી એકમાર્ગી નથી, વ્યાપક અને ઉદાર છે. શ્રી અરવિન્દની ફિલસૂફીનું એ વિશિષ્ટ લક્ષણ છે. માટીની મર્યાદાઓ જાણવા છતાં, એ મર્યાદાઓ વટાવવાની તૃષા છતાં, તે માણસને મહેણાં ચાબખા નથી મારતી; મરશિયા નથી ગાતી; ગાદીપ્રસાદ, દરમિયાનગીરીનો સ્વીકાર, કષ્ટવાસ, નરક, આત્યન્તિક બન્ધની સજા,વગેરે હાઉ ઊભા કરી નથી બીવરાવતી, નથી દૈન્ય આણતી; તો ઊલટ પક્ષે બુદ્ધિને છેતરી વાહ જીવન વાહ કરી રસિયાજી સાથ રંગભેર રમવા નોતરતી પણ નથી.

આદમનો શાપ એ તો રૂપક છે. કોઈ અકલ્પ્ય કારણે પૂર્ણ મુક્ત સચ્ચિદાનંદ તત્ત્વ અંશતઃ અનેકાંશતઃ આપણામાંથી અને જડ જગતમાંથી તિરોહિત થયું છે. શાથી થયું? લીલાએ? એ કોણ કહી

શકે? આપણા સચ્ચિદાનંદ સ્વભાવનું તિરોધાન તે આપણો અને જડ જગતનો પણ શાપ છે. પણ શાશ્વત સ્વભાવની સ્મૃતિ એ ઇશ્વરની કરુણા છે, એ સોનાની સાંકળ છે; એ સ્મૃતિ વડે માટીની મર્યાદાઓ અવગણી, વાસનાજનિત પ્રલોભનો જીતી, મૂલ સ્વભાવ જાગૃત કરવો એ મનુષ્યધર્મ; એ જ્યોતિમાં સ્થિર થવું અને એ જ તેજને આપણા પાર્થિવ જીવનમાં, મન અને મનોધર્મમાં, શરીર અને શરીરધર્મમાં પ્રગટ થવા દેવું એ જ જીવતી મુક્તિ. આપણે શાપિત નથી, આપણો તો દૈવી વારસો છે.

અલભ મનુજ દેહ લાભ પામી
નહિ મરણોન્મુખ માટીમાંહી રાચું;
હૃદયભર ભરેલ જાડ્ય વામી
અમૃત હું ચિન્મય રૂપ સાધું સાચું.
ક્ષણભંગુર ખોળિયે રહું
પ્રભુની અક્ષરતા ચિરંતના,
મરણાલયમાં ય હું લહું
અમૃત પ્રાણ અનાદ્યનન્તના.

*          *          *

વદે "જનમગાઢ તો મરણપાંજરે બાંધતી,
વિમૂઢ મનુજાતને વિષયઘેનગારે ગર્યાં;"
વદું, અમૃત સાથ એ મૃત સ્વભાવને સાધતી,
અકાળ ગમ કાળને લઈ જતી સુહાગે ભર્યો.

(જન્મદિન)

વૈષ્ણવ ભક્તને વૈકુંઠ ગમતું નથી, કેમ કે ત્યાં નંદકુંવર નથી; આ ભક્તને વૈકુંઠ નથી ગમતું કારણ ત્યાં પ્રગતિ નથી. શાશ્વત અસંતોષથી, 'ઝળહળ ઝંખનઝાળ'થી જનમનો સતત પ્રયત્ન તેનો આનંદ અને પુરુષાર્થ છે. વસ્તુતાએ આનંદધામની યાત્રા એટલી લાંબી અને કઠિન છે કે મનુજ શાશ્વત અસંતોષ માટે જન્મ્યો લાગે એ એનું દુઃખ તેમ લ્હાવો છે; એ માર્ગે યાતના

છે તો વારાણસી પણ એ જ માર્ગે છે. સચ્ચિદાનંદ ઇશ્વરનું માનવને ઊંડું આમંત્રણ કે તારી જડતા, વાસના પાપ ત્યજી મને ભેટ, એ શાશ્વત અસંતોષનું એક બીજ, તેની એક બાજુ છેઃ–

ક્ષુદ્ર કણી મૃત માટીની મારા ખોળામાં નાખો;
કાળજૂની લઈ વેદના મને વેચાતો રાખો.
(વેચાતો રાખો)

તારે કાજે દ્વાર મારાં અનંત
ખુલ્લાં છે સર્વ દિશાએ સદાનાં;
ચાહે ત્યાંથી આવ, હે ભાગ્યવંત!
મારે ધામે આભ ના આપદાનાં
(મારે હૈયે આવ)

ભક્ત શ્રદ્ધાની દૃઢતાથી કહે છેઃ

આવીશ આવીશ તને શોધતો આવીશ હું
સુંદર સોનેરી તારા ધામમાં !
વેદનાના પારાવાર ભેટમાં લાવીશ હું
છલકાતા જીવનના જામમાં.

ત્યાગ તપ સેવા વિરહ આદિ સાધનાનાં કષ્ટ તે શાશ્વત અસંતોષનું બીજું પાસું છે. આપણી વ્યક્તતામાં જે જડતા જડેલી છે તેને છોડ્યા વગર, તેના ધર્મોને જીત્યા વગર સિદ્ધિ નથી. સ્નેહનાં દુન્યવી સુખો, મમત્વો ને લાલચો, શંકા અને મતિભ્રમોથી ભક્તે પર થવું જોઈએ. (જુઓ 'પરમ ચુંબક') આ પ્રયત્નમાં વારંવાર પીછેહઠ, ઇશ્વરની અવકૃપા વિરહ આદિ જુદેજુદે રૂપે દેખાય. તે સ્થિતિમાં નામરટણ ઇશ્વરસ્તવન અભિમાનને ગાળી નાખે એવી આર્ત્ત પ્રાર્થના ભક્તને લાંબી વાટે ટકાવી રાખે છે.

નથી ભવ્ય દ્વાર માત્ર છે બાકોરિયું રે,
કેમ સરશે ત્યાંથી આભ ઓળિયું,
વામન રૂપે કરજે પ્રવેશ બહુબારણું.
(અતિથિ)

> તું પ્રેર, શુભ પ્રેર, વેગભર પ્રેર, અગ્નિ! મને
> ક્ષણે વિરમ ના, વિરામ મુજને ય ના દે ક્ષણે.
> (અગ્નિનું આવાહન)

વિશ્વનું અધિષ્ઠાન, ગૂઢ તત્ત્વ, પરમ આનંદધામ વિશ્વદેવનો અને આ દિક્કાળગત રચનાનો યોગ કેવોક તે ફિલસૂફીનો બીજો મહાપ્રશ્ન છે. એ વિષય આપણા જ્ઞેય પ્રદેશની બહાર એટલે તેનું બે દૂ ચાર જેવું સમાધાન મળે જ શાનું? કવિની, ભકતની સાધકની કોઇ ક્ષણની પ્રેરણાએ, અંતઃસ્ફૂર્તિએ, અપ્રમેય મનોવ્યાપારે, કલ્પના બુદ્ધિ તથા લાગણીની યુગપત્ જાગૃતિ અને એકત્રિત બળે પ્રજ્ઞાએ જે જોયું અનુભવ્યું અને ભાંગીતૂટી વાણીમાં ઉતાર્યું તે જ આ વિશ્વરચનાનું મોંઘામૂલ સમાધાન. સૂક્ષ્મ અસ્પષ્ટ સમજાએલી વાતને સમજાવવા ભાતભાતનાં રૂપકો-નો આશ્રય લેવો પડે; તે રૂપકોને વળગી રહીએ તો અર્થનો અનર્થ પણ થાય; તેમાં અસંગતિઓ ય હોય. છતાં આ વિષય પરત્વે આપણી અંતઃશક્તિને જાગૃત કરવાનું ફિલસૂફીની કવિતા જ સાધન છે, કેવળ તર્કપરંપરા નથી. "શિવ," "વિશ્વ-દેવ," "સનાતન શિશુ," "ચિતારો," વગેરે કાવ્યોમાં આ દૃષ્ટિ યોગ્ય છે. વિશ્વદેવના મંદિરને આંગણે ઉષા સાથિયા પૂરે છે અને સન્ધ્યા આરતી ઉતારે છે. ચિતારો જ્યોતિની પીંછીને આનંદ-સિંધુમાં બોળી સીમામાં અસીમ રૂપ સર્જે છે. શ્રી અરવિંદની ભવ્ય કલ્પનાના શિવ-તિરોહિતચેતન વિશ્વનું જડ મૂર્ત સ્વરૂપ— "ભાલા જ્યોતિતણા અનાવૃત કરે ઓજસ્વી એ આકૃતિ," અથવા વિશ્વ સમુત્ક્રાન્તિનો પ્રભા—

> સનાતન શિશુ-પ્રભુ કરે લીલા નીજાનંદ લીન
> અનંત બૃહતતણા આંગણામાં, સુકોમલ પાયે
> માંગલ્યની રેખા આંકે, નૂપુરિયાં નાચે નિશદિન
> અપૂર્વ સંગીતસૂરે, ચરાચર પુલકે ભરાયે
> દૂધિયા નિહારિકાના લઈ ફીણ કમનીય કરે
> અજબ માટીને ફૂંક શીકરોએ છાઇ દે આકારા.

૩૦-૧૦-૧૯૩૮ **વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી**

# સંસ્કૃતમાંથી બે ભાષાંતરો

**૧. મેઘદૂતઃ** ત્રિભુવન ગૌ. વ્યાસ. રાજકોટ; રૂ. ૧)-૨. **રઘુવંશઃ** નાગરદાસ અ. પંડયા, વઢવાણ સિટી; રૂ. ૨)

કોઇ પણ ભાષાંતરની પ્રથમ આવશ્યકતા તે શબ્દ અને અર્થની કાલિદાસ કહે છે તેવી સંપૃક્તતા. પણ મૂળમાંથી શબ્દને અર્થનો સંબંધ સાચવીને કરેલ ભાષાંતર ઉત્તમ કોટિનું થવાની શક્યતા ઓછી છે. શબ્દ અને અર્થની પાછળ રહેલ ભાવ પણ યથાર્થ ઉતરવો જોઇએ. અને આ બધું થયા પછી પણ મુખ્ય અને અગત્યની વસ્તુ તે, રસનિષ્પત્તિ. મૂળગ્રંથ વાંચતાં વાંચકને જે રસનિષ્પત્તિ સાંપડે તેવી જ રસનિષ્પત્તિ ભાષાંતર વાંચતાં થાય તો જ ભાષાંતરકારે પોતાના પ્રયત્નમાં સર્વાંગ સફળતા પ્રાપ્ત કરી છે તેમ કહી શકાય. ઉત્તમ ભાષાંતરની સૌથી સરસ કસોટી તો એ જ છે કે મૂળ ગ્રંથ તથા તેના ભાષાંતરને સાથે રાખી વાંચતાં કાલિદાસ કુમારસંભવમાં પાર્વતીનાં ચંચલ પક્ષ્મો વિષે કહે છે—**तया गृहीतं नु मृगाङ्गनाभ्यस्ततो गृहीतं नु मृगाङ्गनाभिः**—તેવો ભાવ થવો જોઇએ. એટલે કે બન્નેમાં મૂળ ગ્રંથ કયો અને ભાષાંતર કયું તે જાણવું મુશ્કેલ થાય. આપણા ગુજરાતી ભાષાના સમર્થ ભાષાંતરકાર સ્વ. કેશવ હર્ષદ ધ્રુવનાં ભાષાંતરો—ખાસ કરીને એમનું ગીત ગોવિંદનું ભાષાંતર—વાંચતાં ઉપર્યુક્ત કથનનો સાચો ખ્યાલ આવી શકશે. યુરોપમાં પણ જર્મન કવિ રૂકર્ટનાં ભાષાંતરો—ખાસ કરીને મેઘદૂતનું એનું ભાષાંતર આવાં જ ઉત્તમ કોટિનાં ભાષાંતરો ગણાય છે.

કોઇ પણ સંસ્કૃત ગ્રંથને ગુજરાતીમાં ઉતારતી વખતે આપણી મોટી મુશ્કેલી તે સંસ્કૃત ભાષાની વિપુલ શબ્દસમૃદ્ધિની સરખામણીએ આપણી ભાષા દીનતા, અને ખાસ કરીને ભાષાંતર સમશ્લોકી જ કરવાનું માથે લેવું હોય તો સંસ્કૃત સમાસોમાં સમાઈ જતી અર્થઘનતાને સુશ્લિષ્ટ રીતે ગુજરાતીમાં ઉતારવાની

લગભગ અશકયતા—જેનું પરિણામ ઘણી વખત તે અર્થની ક્લિષ્ટતામાં જ પરિણમે છે.

આ દૃષ્ટિએ જોતાં કવિશ્રી ત્રિભુવન ભાઇની 'મેઘદૂત'ના ભાષાંતર માટે 'ઝૂલણા'ની પસંદગી ખરેખર યોગ્ય છે, ખાસ તો એટલા માટે કે કવિશ્રીનો ઝૂલણા ઉપરનો કાબૂ અપ્રતિમ છે. મેઘદૂતનાં અત્યાર સુધીમાં થયેલાં ભાષાંતરોમાં સ્વ. કિલાભાઇ ઘનશ્યામનું ભાષાંતર મારે નમ્ર મતે અદ્વિતીય છે, પણ તેમનો પ્રયાસ સમશ્લોકી ભાષાંતરનો હોઇ એમની મુશ્કેલીઓ વધી છે. કેટલીક જગ્યાએ તો એમને મૂળ શ્લોકની ચાર લીટીનું ભાષાંતર અર્થસુશ્લિષ્ટતા માટે આઠ લીટીમાં કરવું પડ્યું છે. મૂળની અર્થગહનતાને બને ત્યાં સુધી મંદાક્રાન્તાની ચાર જ લીટીમાં ઉતારવાના તેમના હેતુથી તેમનું ભાષાંતર જો કે વિદ્દ્‌ભોગ્ય દૃષ્ટિએ ઘણું સુંદર હોવા છતાં આમ જનતાને તેટલી જ સહેલાઇથી ભોગ્ય બનતું નથી. આ દૃષ્ટિએ કવિશ્રી ત્રિભુવનભાઇનું ભાષાંતર ગુજરાતી જનતાના નીચલા થરોને પણ કાલિદાસની વાણીનાં અમૃત સીંચી શકશે એમાં લેશ પણ શંકા નથી.

કવિશ્રી ત્રિભુવન ભાઇની કવિતાનો મુખ્ય ગુણ, મને લાગ્યો છે તે, પ્રસાદ છે. તેઓ જે કંઇ લખે છે તે એટલી પ્રાસાદિકતાથી લખે છે કે ભાષ્યને તેમાં ભાગ્યે જ સ્થાન હોઈ શકે. એમનો આ ગુણ મેઘદૂતના ભાષાંતરમાં પણ સભર ભર્યો છે એમ વાચકને લાગ્યા વિના નહિ રહે. એકાદ બે દાખલા લઇએ:

**आशाबन्धः कुसुमसदृशं प्रायशो ह्यङ्गनानां**
**सद्यःपाति प्रणयिहृदयं विप्रयोगे रुणद्धि ॥ पू. मे. ९.**

ખરિ જતાં ઘડિકમાં પુષ્પ કોમળ સમાં
પ્રેમી હૈયાં ખરે ! નારિનાં શાં
વિરહના તાપમાં ઘણું કરી એમને
જાળવે બાધિ નિજ બંધ આશા

तन्वी श्यामा शिखरिदशना पक्वबिम्बाधरोष्ठी
मध्ये क्षामा चकितहरिणीप्रेक्षणा निम्ननाभिः।
श्रोणीभारादलसगमना स्तोकनम्रा स्तनाभ्यां
या तत्र स्याद्युवति विषये सृष्टिराद्येव धातुः॥

અધર ફળબિંબ સમ, દંત કૂંપળ સમા,
પાતળે અંગ ભર યૌવના એ,
ચકિત હરિણી દૃગે, મધ્યમાં કૃશ વળી,
નાભિ ગંભીર ઊંડી જણાયે,
સ્તન તણા ભારથી સ્હેજ ઝુકી રહી,
મલપતી ચાલતી શ્રોણિભારે
યુવતિ એવી હશે ત્યાં પહેલી ઘડી
અનુપ વિધિએ રચી નાર જ્યારે.

આ સિવાય પૂર્વ મેઘના શ્લોક ૧૬–૫૨. ઉત્તરમેઘ ૧–૨૫–૩૪–૪૭ વગેરે શ્લોકોનાં ભાષાંતરો જોઇ જવાથી ઉપરનું કથન સત્ય છે એમ જણાઇ આવશે.

આટલું કહ્યા પછી એકાદ નાનકડા દોષ તરફ અંગુલિનિર્દેશ કરી લઉં. આવા સુંદર લયબદ્ધ છંદપ્રવાહમાં પણ, ક્યાંક ક્યાંક છંદત્રુટિઓ પ્રવેશી ગઇ છે... દાખલા તરીકે ઉપર્યુક્ત શ્લોકમાં જ "યુવતિ એવી હશે સાં પહેલી ઘડી" "ત્યાં" ને બદલે "સાં જ" કરીએ તો જ છંદ બરાબર બેસે છે. આ સિવાય પૂર્વ મેઘ શ્લોક ૨, ૧૭, ૧૯ તથા ઉત્તરમેઘ શ્લોક ૨૮ વગેરે જગ્યાએ આવી ત્રુટિઓ હવે પછીની આવૃત્તિમાં દૂર થવી ઘટે છે.

શબ્દ ને અર્થનો સુંદર સમન્વય, મૂળના ભાવોનું તેવું જ સુંદર આલેખન ભાષાંતરમાં સારી રીતે ઉતર્યું છે એમ કહેવામાં કંઇ પણ અતિશયોક્તિ નથી. કાલિદાસ જેના સમર્થ કવિના રસને ગુજરાતી ભાષાંતરમાં ઉતારવો એ કઠિન વસ્તુ છે એ કબૂલ કર્યા પછી પણ કવિશ્રી ત્રિભુવનભાઇના ભાષાંતરમાં એ રસની નિષ્પત્તિપણ ઘણે અંશે આવી શકી છે એ વસ્તુ ભાગ્યેજ કહે-

વાની જરૂર રહે છે. સંસ્કૃત નહિ જાણનાર વર્ગ પણ એમનું ભાષાંતર વાંચીને ઉચ્ચ પ્રકારની રસતૃપ્તિ પ્રાપ્ત કરી શકશે એમ કહેવામાં કશી અતિશયોક્તિ નથી. એમનું આ ભાષાંતર ગુજરાતી ભાષાંતર સાહિત્યમાં એક સુંદર ઉમેરો છે.

કાલિદાસની સાહિત્યવાટિકાનું બીજું સૌરભભર્યું પુષ્પ તે રઘુવંશ. શ્રીયુત્ નાગરદાસભાઇએ કુમારસંભવને ગુજરાતીમાં ઉતાર્યા પછી આપણને રઘુવંશનું ભાષાંતર આપ્યું છે. કુમારસંભવનું ભાષાંતર મેં વાચ્યું નથી પરંતુ અવલોકનો ઉપર આધાર રાખી શકીએ તો તેમની એ કૃતિ સફળ છે એમ જણાય છે.

એમનું રઘુવંશનું ભાષાંતર જોતાં એ પ્રયત્ન ઉચ્ચ કોટિનો તો ન જ કહી શકાય. સમશ્લોકી ભાષાંતરમાં રહેલી મુશ્કેલીઓ ધ્યાનમાં રાખતાં છતાં પણ કહી શકાય કે તેમનો આ પ્રયત્ન બહુ સુંદર તો નથી જ. કોણ જાણે કેમ પણ એમનું ભાષાંતર વાંચવાથી કાલિદાસના વાંચન પછી થતી રસનિષ્પત્તિ થતી જ નથી. આનું કારણ મારા નમ્ર મત પ્રમાણે તો કદાચ આ પ્રયાસની ઉતાવળમાં હશે. સ્વ. કિલાભાઈ ઘનશ્યામના મેઘદૂતના ભાષાંતર વિશે તેમના મિત્ર મણિલાલ છબારામ ભટ્ટ પોતાના ઉપોદ્ઘાતમાં કહે છે કે સ્વર્ગસ્થે તેને ઘૂંટીને આપવામાં કશી કચાશ રાખી નથી. કોઇપણ ગ્રંથના સુંદર ભાષાંતર માટે પ્રથમ તે ગ્રંથને મૂળમાં જ ઘૂંટવો, સારી રીતે પચાવવો એ બહુ જ અગત્યની વસ્તુ છે. શબ્દ અને અર્થ ભાષાંતરમાં ઉતારતાં જ ભાષાંતર ઉત્તમ બની જતું નથી. ઉપર કહ્યું તેમ મૂળના ભાવોનું આલેખન પણ બહુ જ તાદૃશ્ય હોવું જોઇએ કે જેથી કૃતિના વાંચનને અંતે થતી રસનિષ્પત્તિ સંપૂર્ણ થઈ શકે. રઘુવંશના બે ત્રણ સુંદર મૂળ પ્રસંગો સાથે તે તે પ્રસંગોનું ભાષાંતર સરખાવતાં રસનિષ્પત્તિ બરાબર થાય છે કે નહિ તેનો ખ્યાલ આવી શકશે. દાખલા તરીકે દિલીપે વસિષ્ઠની ધેનુની કરેલ રક્ષાનો પ્રસંગ, અજનો ઇન્દુમતીના મૃત્યુ પ્રસંગે

વિલાપ લક્ષ્મણદ્વારા વનમાંથી સીતાએ રામને પાઠવેલ સંદેશો વગેરે.

'અનુકૂલતો' ('કુશળજે પ્રાર્થના' કહેતો સમીર અનુકૂલતો, સર્ગ ૧. શ્લોક ૪૨), 'તિહારથી' ( તિહારથી આ ગિરિની ગુફામાં. સર્ગ ૨, શ્લો-૩૮' ), જેવા પ્રયોગો,

" આચાર્ય એ એક જ ધેનુવાળા
થીબ્હી. શકે ક્રોધ ઇતારી એનો

( સર્ગ ૨, શ્લો. ૪૯ )

જેવા કવિતાની દૃષ્ટિએ દૂષિત પ્રયોગો, ભેભીત ( તેણે અહી ભેભીત ચક્ષુવાળી સર્ગ,-૨-શ્લોક,૫૨) જેવા ગ્રામ્ય ભાષાપ્રયોગો, 'ખખેડાટ' ( રાજા ખખેડાટ રહિત બીઠા સર્ગ ૨, શ્લોક ૭૨) જેવા કાલિદાસને અવર્ણ્ય કર્કશ શબ્દપ્રયોગો, ઉમાવૃષધ્વજ, પ્રજેશ, જેવા તદ્દન સંસ્કૃતશબ્દો, ' માતંગ થાતું ગદનીયું જે રીતે' (સર્ગ ૩ શ્લોક ૩૧ ) જેવા છંદદોષો વગેરે અલબત્ત થોડી જ ભૂલો એજ ઉતાવળનું પરિણામ હોય એમ જણાય છે, આટલું કહ્યા પછી પણ દ્વિતીય પંક્તિના ભાષાંતર તરીકે ગુજરાતી સાહિત્યમાં આવકારવા લાયક ભાષાંતર તો આ અવશ્ય છે જ.

તા. ૨૭-૧૧-૩૮

દયાશંકર પોપટલાલ જોશી

## રંગદર્શી બુદ્ધિના ચમકારા

[અનુસંધાન ગતાંકના પૃ. ૪૬૫થી પૂરું]

કોઈએ કહ્યું છે કે ધૂમકેતુ આગળ કલા બાબત કે જીવન બાબત સમન્વિત દર્શન નથી. મને ઊલટું લાગે છે. To make an art of life and to make life of an art આવું કયાંક મેં અંગ્રેજીમાં વાંચેલું તે એમનું ધ્યેય જણાય છે.

જીવન (જે અર્થમાં ) કલા છે (તે અર્થમાં અભિનય) કલા જીવન છે.
—જીવનચક્ર, પૃ. ૧૨:

લાગણીની અતિશયતા અને કુનેહભરેલી બુદ્ધિની અતિશયતા — એ બધાંને મૂર્છા પમાડી, રસસમાધિ દ્વારા માનવને માનવ પાસે લાવવા માટે કવિતા (સાહિત્ય, સંગીત, કલા )છે.—સર્જન, પૃ.૧૯૮

એમને સીધો પ્રશ્ન પૂછીએ તો એ પોતે પણ ધ્યેયનું ચિત્ર આપશે— ઘણા સબળ સૂચક શબ્દોમાં–કદાચ આ અંગ્રેજી કથનથી જુદી રીતે આપશે. પણ એમને ધ્યેય છે એ ચોક્કસ છે; દર્શન-શક્તિ છે એ ચોક્કસ છે. પણ જીવનના કોયડા આગળ ક્વચિત્ મતિ કુણ્ઠિત થાય છે; અગર, જીવન સનાતન સમસ્યા છે; અથવા તો જીવન પોતે–અંતિમ સત્ય પોતે–એકરૂપ હોવા છતાં વિવિધ દૃષ્ટિકોણથી વિવિધ રૂપે દર્શન દે છે, એમ દૃઢ મતિ થાય છે. તેને પરિણામે ધ્યેયપ્રાપ્તિના માર્ગ સંબંધી એક-મત્ય નથી.

અનંત સમુદ્રમાં એકાદ તેજમૂર્તિ મોતી છુપાયું હોય તેમ, અનેક વનરાજિઓમાં એકાદ જગ્યાએ કોઈ નાનું સુંદર પંખી ગુપચુપ બેઠું હોય તેમ, વિશ્વનું રહસ્ય શોધનારને માટે નિત્ય હાજર બેઠું છે, એના શોધનારની રાહ જોઇને... તે રહસ્ય તેની મારફત દુનિયામાં ફેલાય છે, ને પાછું વિલીન થઇ જાય છે. ... કેટલીએ સાધારણતાઓ ભેગી થઇને એ રહસ્ય શોધી શકે નહિ. એ તો એકાદ એકાકી શંકર કે કેન્ટને જ મળે; કોઇ ક્રી ચીન્સીને દર્શન દે; કોઇ એરિસ્ટોટલ પાસે પ્રગટ થાય; કોઇ માઇકલ એન્જેલોને મળે. રજકણ, પૃ. ૪૧

એક જ આપણું કેન્દ્ર હોઇ શકે; પરંતુ આપણા માર્ગો અનેક હોય. જીવનચક્ર, પૃ. ૧૧૪.

આ માત્ર બદલાતી મનોદશાઓનું પરિણામ નથી.

ધ્યેય માટે એમને એટલો બધો ઉત્સાહ છે, એની પ્રાપ્તિ માટે એટલી બધી ઉતાવળ છે, કે એમની બુદ્ધિ સમતાની ગમે તેટલી હિમાયત કરે, પણ એમનું ચિત્ત અસંતોષથી ઉભરાતું જ રહે છે, ને વ્યવહાર-જગતમાં સર્વત્ર સકારણ અસંતોષને પોષનારું જ વધુ નજરે ચઢે છે. આકાશમાંથી જી હરી પૃથ્વી પર આવે છે ત્યારે

ત્રીસ વરસ વધુ પાકીને સાથે રહ્યા છતાં તેમના માનસમાં

ક્યાંય પણ સમાનતા નથી એવાં દંપતી ... ... મુંબઇના માળામાં રસોયો, ભૈયો, શોફર, ને શેઠાણી એ ચાર, આ જમાનાની અતિ અગત્યની વ્યક્તિઓ... ... બી. એ.માં ભણતો બેવકૂફ છોકરો ને શ્રીમંતની દોરાધાગા કરવા જતી વહુવારુ, મંદિરમાં, 'જે જે,' કરતી દોડતી વેવલી સ્ત્રી, અને ગધરાતે 'વેપલા'માંથી નવરો થઇને સ્ત્રીને સ્નેહ કરવા આવતો ગુજરાતી, રવિવારે એક કલાક રાજદ્વારી ભાષણ સાંભળીને 'પોલીટીક્સમાં' પડવા મથતો સાહસિક 'જીવડો,' અને શ્રીમંતનાં બાળકોને ધમકાવતી નવી મા જેવી આયાઓ; મજૂરોને રહેંસતો વેપારી ને આસામફાળામાં દશ હજાર દઈ દેવાની 'પરોપકાર વૃત્તિ'

જીવનચક્ર પૃ.૩૩–૩૪

ધૂમકેતુની નજરે ચઢે છે.' સમજણપૂર્વકની સહાનુભૂતિથી, એમને રજૂ કરવા એ ઇચ્છે છે—પણ તે કલાકૃતિ નવલિકામાં. 'જીવનચક્ર'માં સમાજ વિભાગના તેમના ઘણા લેખો દિવ્ય અસંતોષની આશુક્ષોભ મૂર્તિ સમા બની રહે છે. સાહિત્ય, ચિત્ર, અભિનય કે સંગીતની કલાની વ્યવહારજગતમાં થતી ઉપેક્ષા જોતાં જ એ અકળાઇ ઊઠે છે. એ અકળામણે આપણને ઘણાં સંસ્મરણીય ચિત્રકથનો આપેલાં છે, જે ઠેરઠેર વેરાએલાં છે. તેમની શાન્ત પળો પણ કાંઇ થોડી નથી. ને એ શાંત પળોનાં-ઊંડા લાંબા આંતરિક ક્ષોભ પછી નિત્ય જીવનની ખટપટ ભુલાઇ ગઇ હોય ત્યારની કલ્પનાનિમગ્ન શાંત પળોનાં સર્જન ખરે આહ્‌લાદક હોય છે—વેદનાજન્ય આનંદનાં દાતા હોય છે.

ખંડેરો !... માનવ માત્ર ખંડેર છે એ જાણ્યા પછી તમારી આ હીન-દીન અવસ્થા માટે મને અંતરમાં લેશ પણ ગ્લાનિ નથી કે તમારા ભગ્ન સ્વરૂપનો શોક નથી.

*જે જે પાંગરે તે પલટે- એ અવિચળ નિયમ હવે તમને પણ લાગુ પડયો.* જલબિંદુ પૃ. ૮૭.

એ જગન્માયાનો નિયમ છે, કલાસમાધિનો—રસસમાધિનો નહિ. મારો સ્થાપેલો યુગ બદલાવાનો છે, એમ ગાંધી કે મુન્શી નહિ કહે, ધૂમકેતુ કહેશે. ગાંધી યુગધર્મની વાત નહિ કરે, ધૂમકેતુ

કરશે– કરે છે. છતાં કલાધર્મ સનાતન છે–સનાતન જીવન ધર્મ છે.

'ક્ષોભ નવજીવન પૂરે છે' એ કથનથી શરૂ થતા સમાજ-વિભાગના લેખોને અંતે નીચેનું કથન છે.

> રાષ્ટ્રીય ધર્મનું તર્કશાસ્ત્ર એના પંડિતો ભલે રચે: નૈતિક ભાવનાઓ શુષ્ક વેદાંતીઓ ભલે શીખે: જો મનુષ્યને ફેરવવો હોય તો સૌન્દર્ય મારફત – કલા મારફત– એને જીવનનો સંદેશ પહોંચતો કરો. પ્રેમ-જીવનને કલાથી જીતો ને પ્રેમ કલા પાછળ મરશે. જીવન ત્રણ શબ્દોનું બનેલું છે, માટે ત્રણ શબ્દોથી ફરે છે,— કલા: સૌન્દર્ય: સત્ય.
>
> Graceful women, Chosen men,
> Dazzle every mortal
>
> જીવનઅંક, પૃ. ૧૬૦

આ પરિવર્તનકારી કલા તે શું ! ઉત્તરમાં,

> સમાજમાં સમન્વય સ્થાપવાનો પ્રયત્ન કરનાર દરેક મનુષ્ય કલાકાર છે. —રજકણ, પૃ.૩૮

કવિતાને એ 'રસ અને જ્ઞાનનો સમન્વય,' કહે છે; કારણ કે 'સંસ્કારી એકતા સાધવા માટે સાહિત્ય એ એક સાધન છે.' તેથી પૃથ્વી છંદિયા કવિતાનો જ્ઞાનભાર એમને અમાન્ય છે. આમ એક બાજુ લોકના ઉદ્ધાર માટે સાહિત્યને લોકગમ્ય રાખવું છે, ને બીજી બાજુ સમાજને થોડા સુંદર આત્માઓની જરૂર ભારપૂર્વક બતાવવી છે. એરિસ્ટોટલ કે બુદ્ધનો મધ્યમ પ્રતિપદાનો માર્ગ એમને સ્વીકાર્ય છે. સમન્વય જેના સ્વભાવમાં નથી તે ધૂમકેતુની બુદ્ધિ સમન્વયને 'હવે પછીના વિચારકોનો મહાન શબ્દ,' કહે છે.

> દુનિયામાં બેવકૂફ બે જાતની છે. અતિશ્રદ્ધાની અને અતિ-તર્કની. દુનિયામાં મૂર્ખ પણ બે પ્રકારના છે. બધું જ અસત્ય છે એમ સમજનારા ને બધું જ સત્ય છે એમ માનનારા. –રજકણ, પૃ.૭૦

> કેવળ કલ્પના અને કેવળ વ્યવહાર એ બંને પરિસ્થિતિ અહિતકર હશે છે; પેલી નિષ્ક્રિયતા શીખવનારીને, બીજી ખોટી ક્રિયા શીખવનારીને. પૃ ૭૮

'જીવનચક્ર,ને છેડે 'પુરુષ અને સ્ત્રી– એક અનંત ચર્ચા' એ વાર્તા જુઓ. ત્યાં એમણે સમન્વયની કેવી કાતીલ હાંસી કરી છે! છે તેવું જીવન તેમને ધ્યેય-દૃષ્ટિએ સંતોષ આપતું નથી એટલું જ નહિ; પણ એ અસંતોષ અનેક અકળામણભર્યાં કથનોનો– અનેક પુણ્યપ્રકોપભર્યાં કથનોનો દાતા છે. છતાં જીવન તેમને કેવડો જ લાગ્યું છે– છે તેવું જ ટકનારું લાગ્યું છે. અંશતઃ તેવું ને તેવું ટકે તો અસુંદર નહિ બને એમ પણ એમને લાગ્યું છે.

મૂર્ખાઓ! તમને કોણે કહ્યું કે સંસાર કરતાં સ્વર્ગ વધારે સોહામણું છે?... સંસારમાંથી આ ત્રણને લઈ લઈએ– પરિશ્રમ, પ્રયત્ન, અને વેદનાને–તો સંસાર સ્વર્ગ જેવો બને ખરો– વિવિધતા વિનાનો, એકધારો આળસુ, ને વ્યાજ ઉપર જીવનારો. –રજકણ, પૃ ૭૬

લોકકલ્પનાના સ્વર્ગથી એમનું સ્વર્ગ ન્યારું છે. પૃથ્વી પર હોય તો સારું, ને ન હોય તો કલ્પનાભૂમિમાં તો છે જ ને!

તમને આ મહાન્ આશ્ચર્ય નથી લાગતું? માનવની સૃષ્ટિમાં વાદળાં, રંગબેરંગી સંધ્યા, નિઃસીમ આકાશ, જલનિધિ સમુદ્ર... નાનાં પંખીઓ, મનોહર કુસુમો, પર્વતો, ઝરણાં, નદીઓ, રાત્રિ આટલું બધું રહેલું છે. અને છતાં માનવ એ વિશે કોઈ દિવસ વાત કરતો નથી, કોઈ દિવસ વિચાર પણ કરતો નથી.

આ આશ્ચર્ય પર વિચાર કરતાં થાકી જવાય છે, ત્યારે કવિઓ ચંદ્રનાં અને જલનિધિનાં, સાગરનાં અને શશીનાં, પંખીનાં અને પર્વતનાં ગાન ગાય છે.

એ આશ્ચર્ય પર– માનવખંડેર પર વિચાર કરતાં કરતાં શું ધૂમકેતુ થાકી ગયા છે? બદલાતી મનોદશાઓમાં સ્થિર થએલી –સ્થિર થવા મથતી કોઈ મનોદશા ધૂમકેતુની છે કે કેમ? 'જીવનચક્ર'માં સાહિત્ય વિભાગને અંતે સઘળા સાહિત્યવિષયક લેખો પછી 'એક ડોકટરનો એકરાર' છે.

...એમ હું કાંઈ સતયુગનો રાજા છું કે સૌની ખાસ દેખરેખ

રાખનો ચાહું? મારી પાસે પુસ્તકો છે, પુસ્તકોમાં પ્રિસ્ક્રીપ્શન છે, દર્દી પાસે દર્દ છે. મારી પાસે દવા છે...

હું પણ માણસ છું. મારે હૃદય છે. હું પણ ઇચ્છું કે દર્દી બચે. પણ પુસ્તક દર્દીને બચાવે નહિ, એમાં હું શું કરું?...

જેટલું થાય તેટલું કરું.

છતાં માણસો મારો કેડો ન મૂકે તો હું શું કરું ?

મેં કાંઈ ધર્મશાળા રાખી છે કે સૌને નિરાંતે બેસાડીને વાતચીત સાંભળું ?

મેં કાંઈ કલ્યાણશાળા કાઢી છે કે સૌને માટે માનસિક વલણ સરખું રાખું?

હું પણ તમારા જેવો જ છું.

હું પણ માણસ છું.

હું માનું છું કે આ પણ વેપાર જ છે. છત અછતના ભાવ અહીં પણ ચાલે. માણસો ન સમજે તેમાં હું શું કરું.?

'સાહિત્ય અને જીવન એ પરસ્પર ઉપકારી ક્રિયાઓ છે.' એ કથનથી શરૂ થતા વિભાગમાં 'સાહિત્ય લોકસમૂહમાં કેમ પહોંચે ?' એ વિષય પર આઠ પાનાંનો નિબંધ લખાયા બાદ તરત ઉપરનો 'ડૉક્ટરનો એકરાર' આવે છે; તે ગોઠવણમાં ધૂમકેતુએ કાંઇ સૂચવ્યું છે કે કેમ ?

કે પછી નીચેની મનોદશા સ્થિર થવા મથે છે ?

...આ કુદરત એવી ને એવી આંહીં વિલસી રહી છે. ફક્ત મેલા માનવનું શું થયું એ આપણને ખબર નથી, એમાં જીવનની ભયંકર કકળતા રહી છે; અને તમે સૌ બોલી ઊઠયા 'કે તું કવિ છે, તું કવિ છે !'...હું તો કવિ પણ નથી અકવિ પણ નથી. હું કાંઈ નથી.

માનવ જોઈને રાચનારો માનવ માત્ર છું। જલબિંદુ, પૃ. ૯૯-૧૦૦

પણ આ મનોદશા પલટાઇ decadent પણ બની જાય ખરી: નહિતર, આવી sophistry ક્યાંથી?

મદભરેલી માનિનીઓ–અને મદિરાની પ્યાલીઓ! કોણ કહેતું હતું કે તમે ખરાબ છો?... સ્નેહ ને સંસાર વિસરાવી દો છો, શક્તિને કુંઠિત કરી મૂકો છો– એમ કોણ કહેતું હતું?

...તમારામાં એકે દોષ નથી. તમે તો નિરાશ હૃદયોને બે ઘડી આનંદ આપ્યો છે... તમે ન હો– અને કેવળ સંચાકામ, નિરાશા, નફ્ટ ધંધાદારી લુચ્ચાઈ હોય... એના કરતાં તો મદભરેલી માનનીઓ! અને મદિરાની પ્યાલીઓ! તમે–તમે જ અમર રહો.

તમારામાં કાંઈ દોષ નથી. કોઈ પણ વસ્તુમાં દોષ નથી. દોષ તો એના માનવે રચેલા–કરેલા ઉપયોગમાં રહ્યો છે. —જલબિંદુ, પૃ. ૮૫

વ્યક્તિત્વ+ સર્વદેશિત્વનો આ સરવાળો! અજેય શક્તિને બદલે આ નિર્બળતા! સંવેદન માત્રથી જીવન માપવા જઈએ, કલ્પના ને પ્રેરણાની સૃષ્ટિને જન્મસિદ્ધ સંસ્કાર કરવા જઈએ ત્યારે અહીં આવીને ઊભા રહીએ; ધ્યેયલક્ષીનો ઉત્સાહ–જુવાળ સઘળો ઓસરી જાય અને નિરાશાવાચક કટાક્ષનું લક્ષ એ ધ્યેય પોતે જ બની જાયઃ

'સમાજવાદ' માંથી 'વ્યક્તિવાદ'માં, ત્યાંથી મોન્ટેસોરીમાં, ત્યાંથી ફ્રોઈડમાં અને સ્ત્રી પુરુષના વિકાસમાં ચર્ચા આવી પહોંચી...

ત્યારે આપણે એમ કરીએ તો. સમન્વય કરીએ.

...બુદ્ધિશાળી માબાપ હોય તો કેવાં છોકરાં થાય?

...આ બુદ્ધિશાળી દંપતીને એક સંતાન થયું.

...નિયમનપ્રયોગ કર્યા છતાં સંતાન થયું?... ડૉક્ટરોએ કહ્યું કે બાળકને પુરૂષત્વ અથવા સ્ત્રીત્વ બેમાંથી એક 'ત્વ'નો સમન્વય સધાય એવું ઑપરેશન કરવામાં આવે તો એનામાં શક્તિ છે તે સંપૂર્ણ વિકાસ પામે. —જીવનચક્ર, પુરુષ અને સ્ત્રી–એક અનંત ચર્ચા

આમ જનસ્વભાવ, જનસમાજ અને તેના પ્રશ્નોની સંકુલતા-નું એમને ઘણી વાર ભાન છે. છતાં ઘણી વાર જે કવિ શેલીની

એટલા માટે માનવને સંસ્કારી બનાવવો જોઇએ. સર્જન. પૃ. ૨૧૦
(કારણ કે)
સૌન્દર્યનો સૌથી સારો ઉપયોગ ધર્મમાં અને પ્રેમમાં હોય છે.
પૃ. ૧૫૩

ધૂમકેતુને મન સંસ્કારિતા એ ધ્યેય છે કે સાધન ? કે જીવનદશા છે ? પ્રશ્ન થવાનું કારણ કે ઉપર જોયા મુજબ કેટલીક વાર કલા દ્વારા દુનિયામાં સ્વર્ગનો અવતાર કરવાની એમને ઉમેદ છે.

મનુષ્ય લોક બિચારાં કલાના સૌન્દર્યની પાછળ ઘેલાં છે, કારણ કે એ ઘેલછાનું નામ જ જીવન છે. —જીવનચક્ર, પૃ. ૧૫૯.

પણ આ 'ઘેલછા' ને ધાર્મિકોની ઘેલછાથી અત્યંત નિરાળી સમજજો, કારણ કે 'રજકણ, ના મુખપૃષ્ઠ પર

Beauty is the mean of all extremes એવો જહોન પોવીસનો વિચાર ટાંકેલો છે. તથા 'સર્જન અને ચિંતન'માં કહ્યું છે:

પરિસ્થિતિ બાજુએ મૂકી એ વિચારને સાંપ્રદાયિક અંધશ્રદ્ધાથી સજવામાં આવે, તો મનુષ્યમાં જે અદૃષ્ટિ આવે એ અદૃષ્ટિ અસુન્દરતા જન્માવે: એટલે કે, મધ્યમ માર્ગનો લોપ કરી ...સમતા ગુમાવી બેસે.
પૃ. ૫૫

બીજે ઘેલછા હશે. ખરાં કલા સૌન્દર્ય ઘેલછાને ઓળખતાં જ નથી.

કલાકૃતિઓ–સાહિત્યની, શિલ્પની, સંગીતની કે ચિત્રની...માનવની અણદીઠી ઊર્મિઓને સ્પર્શીને એ માનવને વધારે સંપૂર્ણ જીવનનો ખ્યાલ આપે છે...નવો અનુભવ આપે છે.

—સર્જન. પૃ.

એ ખ્યાલના અને એ અનુભવના સભાન સેવનમાં જ સંસ્કારિતા રહેલી છે. એ સંસ્કારિતાને ધૂમકેતુ જીવનધર્મ સમજે છે, જીવનધ્યેય સમજે છે.

જીવનનું ખરું અવલંબન દુઃખમાં કવિતા છે: અને સુખમાં પણ કવિતા જ છે. જીવનની જે પળ સુંદર હોય છે તે સૌન્દર્યની દૃષ્ટિએ જોવાય છે... એ પળને શબ્દમૂર્તિમાં સરજવાની શક્તિ બહુ થોડામાં હોય છે. એ થોડામાંથી પણ, સૌન્દર્યદર્શન વ્યક્તિગત અનુભવ ન રહેતાં સમાજનો સર્વવ્યાપી અંશ બને એવી રીતે કરવાની શક્તિ તો વધુ વિરલ છે. —રજકણ, પૃ. ૧૪૨.

કલાવલંબનવડે સામાજિક કે સાર્વત્રિક ઉદ્ધાર કરવાનો સંદેશો ગુજરાતને આપવા ધૂમકેતુ ઇચ્છે છે, પણ જનસ્વભાવની વિવિધતા તથા સંકુલતા લક્ષમાં સ્થિર થઇ હોય ત્યારે તો એ અતિ વ્યાવહારિકતાની–સીફ્તની અગત્ય સ્વીકારે છે. 'ઈશ્વરનું' સ્થાન'ને અંતે એ વ્યાવહારિકતાની હદ આવે છે.

ઈશ્વર હોય કે ન હોય—પણ માનવકલ્પનામાં રહેલી ઈશ્વરી ભાવના તો રહેવી જ જોઈએ. કારણ કે એનું અંતિમ પરિણામ પ્રેમ અને સત્ય સ્થાપે છે. —સર્જન પૃ.

આવા બુદ્ધિવ્યાપારમાંથી શ્રદ્ધા જન્મે ખરી કે ?

ધૂમકેતુને મન, જેમ રાજ્યતંત્ર ચલાવનારા થોડાક બુદ્ધિશાળી અમણીઓ હોય તેમ-અગર તેમને બદલે જ–દુનિયાના જીવનતંત્રનું પ્રભુત્વ ધારણ કરનાર થોડાક સંસ્કારસ્વામીઓ જોઇએ, જે સ્વામીઓ વ્યવહારિક દૃષ્ટિ રાખીને જરૂરી સીફ્તથી વર્તમાન પત્રો તથા સાહિત્યપ્રકાશનો દ્વારા સંસ્કારિતા કકડે કકડે પીરસે,– અગર તો કાંઇ એવી જ 'નવરચના' કરી દે, જેમાં પ્રત્યક્ષ સિદ્ધ થાય કે સંસ્કારિતા વર્ગભેદ માટે નથી, પણ માણસમાં સુપ્ત રહેલું ઊંચામાં ઊંચું ખમીર બહાર લાવવા માટે છે. અને માણસ માત્ર કોઈ એવી, ' એક મનોદશામાં'* આવી જાય કે રાજશાસન કે જીવનશાસન કરનાર નરપુંગવો આગળ નહિ—અને ખરૂં પણ ખરૂં–પણ એમની બનાવેલી કે એમની બનાવેલી કલાકૃતિ આગળ 'ઓ મારા પ્રભુ' કરી બેસી જાય કે ફર્યા કરે; ફક્ત માણસ માત્ર આગળ 'એ સૌન્દર્ય મૂર્તિ–અપરિ–

* જીવનપથ, પૃ.

ચિત છતાં ચિરપરિચિત હોય તેવી હરપળે હાજર રહે ને હૃદયને હૃદય રાખે.

સંસ્કારિતા વર્ગભેદ માટે નથી, પણ માણસમાં ગુપ્ત રહેલું ઊચામાં ઊંચું ખમીર બહાર લાવવા માટે છે ।

જ્યાં સુધી સ્રોત છે ત્યાં સુધી દુનિયામાં ઘણી જગ્યાએ ડેસ્ડેમોના હશે ! ત્યાં સુધી ઓથેલો પણ હશે; ત્યાં સુધી ડેસ્ડેમોનાને સાંભળીને માણસ મધુર આંસુ પાડશે અને એની કલ્પના પર, લાગણી પર, ઇચ્છા પર, આત્મા પર શેક્સપિયર રાજ્ય ચલાવશે. —સર્જન, પૃ. ૧૩૭.

આ પ્રમાણે શેક્સપિયર આદિના શાસન નીચે રહેવું તેનું નામ 'એમર્સન જેને stretch an hour to eternity કહે છે તે અનંત જીવન.' સર્જન, પૃ. ૧૩૭.

કારણ કે,

મનુષ્ય–ખાસ કરીને તો કલાવીર–કાંઇ ઘડિયાળ નથી કે એક કલાકમાં એક કલાક જેટલું જ જીવે. —જીવનચક્ર, પૃ. ૧૨૯.

આ અનંત જીવન સૌને સુલભ થાય, સહજ થાય, એ ધૂમકેતુનું સ્વપ્ન–સ્વપ્નસત્ય, અથવા સમન્વિત દર્શન. પણ એ સર્વદા એને વળગી શકતા નથી. જીવનો સ્વભાવ છે કે માયાભિમુખ રહેવું. તેમાં એનું જીવન છે. કલાભિમુખ થવું–બ્રહ્માભિમુખ થવું, એ ઐહિક દૃષ્ટિએ ધ્યેય છેઃ પરમાર્થદૃષ્ટિએ એ સત્ય જીવનદશા છે.

પણ શંકરના માયાવાદે સૌને સંતોષ નથી આપ્યો, તેનું શું?

**વ્રજરાય મુકુંદરાય દેસાઈ**

## સરળ ભાષામાં ક્ષયનિવારણ

મરુંકુજ (રાજરોગનું નિવારણ) મથુરાદાસ ત્રિકમજી, (નવજીવન પ્ર. મંદિર; અમદાવાદ; રૂ. ૦ાા)

ગુજરાતી ભાષામાં, સાધારણ ભણેલાને ઉપયોગી થાય

પડે તેવાં વૈદ્યકીય વિષયનાં પુસ્તકો બહુ થોડાં પ્રસિદ્ધ થયાં છે અને તેમાંનાં ઘણાંખરાં, અંગ્રેજી ભાષામાં લખાયલાં પુસ્તકોનાં સીધાં ભાષાન્તર છે. આ પુસ્તક કોઇ બીજી ભાષામાં લખાયલા પુસ્તક પરથી નથી. લેખકે આયુર્વેદ તથા એલોપથિક વૈદ્યકનાં પુસ્તકોનો આધાર લઇ, તેમાંથી જોઈતી સામગ્રી એકઠી કરી તેમ જ આ રોગ વિશેના પોતાના અનુભવ ઉપરથી તેમને જે કાંઇ જાણવાનું મળ્યું તેનો ઉપયોગ કરી, પુસ્તક તૈયાર કર્યું છે. વૈદ્યકવિષયનાં ઘણાંખરાં પુસ્તકો એવી અઘરી ભાષામાં લખાયલાં હોય છે કે તે ખાસ શોખ ધરાવનાર મનુષ્યો સિવાય બીજાને વાંચવાં ગમે નહિ. ભાઇશ્રી મથુરાદાસે આ પુસ્તક લખવામાં એવી કુનેહ વાપરી છે કે તે દરેકને વાંચવું ગમે એટલું જ નહિ પણ વાંચનારને પુસ્તક સમજવામાં જરા પણ મુશ્કેલી પડે નહિ. અંગ્રેજીમાં એક કહેવત છે કે "અજ્ઞાનમાં સુખ છે" પરંતુ આ કહેવત જિંદગીના બધા પ્રસંગો માટે ખરી નથી. જગતમાં ક્ષયરોગનો ફેલાવો ઘણા મોટા પ્રમાણમાં થયો છે તેનું વિશેષ કારણ મનુષ્યનું આ રોગ વિશેનું અજ્ઞાન છે. જો દરેક બાળકને નાનપણથી, આ રોગનો ફેલાવો થતો અટકાવવાનું જ્ઞાન આપવામાં આવે તો તેનો ઝડપથી ફેલાવો થતો જરૂર અટકે. ભાઇશ્રી મથુરાદાસનું પુસ્તક આ દૃષ્ટિએ ગુજરાતી વાંચનારી આલમને ઘણું જ ઉપયોગી થઇ પડશે એવી અમારી ખાતરી પુસ્તક વાંચવાથી થઇ છે. પુસ્તકમાં અંગત સ્વાસ્થ્ય, અને જાહેર સ્વાસ્થ્યની દૃષ્ટિએ આ રોગનું પૂરેપૂરું વર્ણન કરવામાં આવ્યું છે. લેખકે પ્રકાશ, તાજી હવા અને આહાર વિશેનાં પ્રકરણોમાં આ ત્રણ વસ્તુઓની અગત્ય વિશે ઘણું લખ્યું છે. કૉડલિવર ઑઇલને બદલે તાજું માખણ વાપરવાની લેખકની સૂચના ઘણી જ ઉપયોગી છે. ક્ષયરોગ ફક્ત દવાઓ ખાવાથી સારો થાય છે એવી માન્યતા પ્રચલિત છે. લેખકે ક્ષયરોગની ખરી દવા તે, દવાઓ નહિ પરંતુ નિયમિત

કસરત, ખુલ્લી હવા, પૌષ્ટિક અને પચે તેવો આહાર અને આરામ છે એમ ભારપૂર્વક જણાવ્યું છે.

ભાઈશ્રી મથુરાદાસ પોતે ડૉકટર નહિ હોવા છતાં, તેમણે આ પુસ્તક વૈદ્યકીય દષ્ટિએ એવી સારી રીતે લખેલ છે કે ડૉકટર પણ તેમને આ પુસ્તક લખવા માટે ધન્યવાદ આપશે. વધારામાં તેમણે આ પુસ્તક સાદી અને સમજાય તેવી ભાષામાં લખી, ડૉકટરની ક્ષયના દર્દીઓને ક્ષયરોગ સંબંધી સાવચેતીઓ આપવા માટેની મહેનત ઓછી કરી નાખી છે. કોઈ પણ ડૉકટર અથવા વૈદ્ય આ પુસ્તક પોતાના ક્ષયના દર્દીને સલામત રીતે વાંચવા ભલામણ કરી શકશે. આ પુસ્તક અમે યુવાનવર્ગ અને શિક્ષકોને વાંચવા ખાસ ભલામણ કરીએ છીએ, કારણ કે ક્ષયરોગનો ફેલાવો યુવાનવર્ગમાં જ ઘણા વધારે પ્રમાણમાં છે અને આ રોગ થતો કેમ અટકાવવો અને રોગ થયા પછી તેને માટે શા ઉપાયો લેવા તેનું સંપૂર્ણ તેમ જ વિજ્ઞાનની દૃષ્ટિએ વિશ્વાસપાત્ર વર્ણન પુસ્તકના પાને પાને નજરે પડે છે.

અમૃતલાલ હ. પટેલ

## બસો–પાંચસો શબ્દોમાં

### આઠમી પ્રાચ્યવિદ્યાપરિષદ

મહીસુરને વિશે ૧૯૩૫ની આખરે આઠમી અખિલ ભારત પ્રાચ્યવિદ્યાપરિષદ મળી હતી. તેનો સવાઅગિયારસો મોટાં પાનાંનો અહેવાલ અને નિબંધસંગ્રહ[1] આ વર્ષે મે માસમાં બહાર પડ્યો છે. પરિષદે સ્વીકારેલા ૨૦૧ નિબંધો અર્થાત્ નિવેદનપત્રો[2]માંના ૬૭ જ અખંડ કે સારાંશને રૂપે આ સંગ્રહમાં લેવામાં આવ્યા છે; બાકીના વિદ્વચ્ચર્ચાનાં સામયિકોમાં છપાઈ

૧. એના એક વિસ્તૃત અંગ્રેજી અવલોકન પરથી આ નોંધ લખી છે.
૨. એ પ્રકારના 'પેપર્સ' માટેનો ડૉ. કાન્તિલાલ પંડ્યાનો શબ્દ.

ગએલા તેથી સંગ્રહ કરતાં એ છોડી દેવાયા છે!

છપાયલા નિવેદનપત્રોનું કાર્યક્ષેત્ર સિન્ધુતીરની સંસ્કૃતિથી માંડીને ટિપુ સુલતાનના અમલ હેઠળની રાજ્યની સંભવિત આવક સુધીના અનેક વિષયોમાં વિસ્તરેલું છે. એ સર્વમાં સરખું ધોરણ જળવાયું ન હોય એ સમજી શકાય તેવું છે; એવા ય પત્રો અહીં છપાયા છે જે નથી કોઇ જૂના મહાપ્રશ્નો ઊકેલતા કે નથી નવી માહિતી આપતા. આવા કેટલાકને છોડી દેવામાં કાંઇ ખોટું નહોતું.

**વૈદિક વિભાગઃ** ડૉ. લક્ષ્મણસ્વરૂપે ભારપૂર્વક એવો વાદ રજૂ કર્યો છે કે સિન્ધુતીરની સંસ્કૃતિ ઋગ્વેદકાલ પહેલાંની નહિ પણ પછીની છે તથા મળેલાં પ્રમાણો પરથી તેને દ્રાવિડ સંસ્કૃતિ પણ ઠરાવી શકાય તેમ નથી.[1] ઋગ્વેદનું પાપવૃત્તિ તરફનું જે વલણ કેટલાક વિદ્વાનોનું ટીકાવિષય બન્યું છે તેનો પ્રતિવાદ કરી એક નિવદનપત્રમાં ડૉ. રેવ. હેન્રી લેફેવરે એ વેદમાંની ઋત કહેતાં વિશ્વનિયમની નૈતિક વિભાવનાની[2] ભવ્યતા પ્રત્યે શ્રોતાઓનું લક્ષ દોર્યું છે. રા. હીરાલાલ અમૃતલાલ શાહનો નિવેદનપત્ર વેદમાંની રુદ્રવિભાવનામાં રહેલા ખગોળવિષયક પ્રતીકત્વ ('સિમ્બોલિઝમ') વિશેનો છે.

**પરિમાર્જિત[3] સંસ્કૃતવિભાગઃ** ડૉ. એમ. કે. દેના અધ્યક્ષીય વ્યાખ્યાનમાં વિદ્વત્સમાજનું ધ્યાન ખેંચવામાં આવ્યું છે કે અનુવૈદિક એટલે પરિમાર્જિત સંસ્કૃતના અભ્યાસની કેટલીક

---

૧. એ સંસ્કૃતિ પ્રાગ્વૈદિક છે તેમ જ દ્રાવિડ છે એવો વાદ ઈતિહાસ-વિભાગના અધ્યક્ષ ડૉ. રાધાકુમુદ મુખરજીએ પોતાના વ્યાખ્યાનમાં કર્યો હતો.

૨. 'કન્સેપ્શન' માટેનો રા. રમણલાલ ન. વકીલનો શબ્દ.

૩. 'પરિમાર્જિત' એ આ સદર્ભના 'ક્લાસિકલ' માટે મરાઠીમાં વાંચેલો શબ્દ છે.

શાખાઓ જે હજી ઉપેક્ષિતાઓ છે તેમાં નૃત્યકલા અને નાટ્ય, પદ્યરચનાનું શાસ્ત્ર[1] અને કામમીમાંસાનો ('એરોટિક્સ'નો) સમાવેશ થાય, માટે તે તે વિષયોનાં અન્વેષણ કરી તેના ઈતિહાસો રચાવા જોઈએ. ભર્તૃહરિને ઘણા વિદ્વાનો બૌદ્ધધર્મી માને છે; એ વાદનો પ્રતિવાદ રા. રામસ્વામી શાસ્ત્રીના પત્રમાં થયો છે.

**તત્ત્વદર્શનવિભાગ:** પ્રા. હિરિયેણ્ણાએ અધ્યક્ષપદેથી હિન્દુ અને બૌદ્ધ ધર્મે ગ્રહેલાં જીવનદર્શનો કે જીવનમાર્ગો વચ્ચેનો ભેદ સામર્થ્યપૂર્વક નિરૂપ્યો છે. મહત્ત્વના નિવેદનપત્રોમાંનો એક તે પ્રા. એન. બી. પુરોહિતનો,[2] જેમાં એક એવી 'ફેશનેબલ થીઅરી' કે શંકરાચાર્યના ગુરુવર્ય ગૌડપાદ બૌદ્ધ હતા, તેનું નિરસન કરવામાં આવ્યું છે.

**ઈતિહાસ અને પ્રત્નતત્ત્વના** વિભાગોમાં અધ્યક્ષો તથા નિબંધીઓએ નિવેદિત કરેલાં લખાણોમાં: પ્રાચીન આર્ય રાજાઓ અભિષેકસમયે જે પ્રતિજ્ઞાઓ લેતા તે તેમની પાસે પળાવવાની કડી બંધારણીય ખોળાધરી હતી નહિ; શંકરાચાર્યનો સમય, એક નિબંધી રા. શ્રીકંઠ શાસ્ત્રીના મતાનુસાર ઈ.સ. ૬૨૫ હતો (એટલે, સામાન્ય માન્યતા પ્રમાણેનો સાતમી-આઠમી સદીઓનો સંધિકાળ એ એમનો સમય નહોતો.); સરકારી પ્રત્નતત્ત્વાધિકારીના કહેવા પ્રમાણે આ કાર્યોને સરકારમદદ વધુ મળવી અશક્ય માટે ખાનગી સંસ્થાઓ, યુનિવર્સિટીઓ અને દેશી રાજ્યોએ એ કામ ઉપાડી લેવું-વગેરે વિષયો હતા.

---

૧. આ વિષય ગુજરાતમાં તદ્દન ઉપેક્ષિત નથી એમ આપણે સ્વ. દિ. બ. કેશવલાલ ધ્રુવનો નાગરીમાં (ને તેથી, ઇતર પ્રાન્તોમાંના કેટલાકની સગવડ સચવાય તેવી રીતે) છપાયેલો ગ્રન્થમણિ 'પદ્યરચનાની ઐતિહાસિક આલોચના' બતાવીને કહી શકીએ.

૨. પૂરા નામને અભાવે અટકળ જ કરવાની રહે છે કે આ વિદ્વાન તે બહાઉદ્દીન કૉલેજના સંસ્કૃતના પ્રાધ્યાપક અને કીથકૃત નાટ્યેતિહાસના ભાષાંતરકાર હશે.

**કલાવિભાગના** અધ્યક્ષ પ્રો. શહીદ સુહ્રાવર્દીએ હિંદી કલાનાં વિવેચનો ઊર્મિલ બને છે તે યોગ્ય નથી એમ કહી કલાકૃતિમાં રહસ્ય કે ગૂઢાર્થ જોવાની પ્રથા પ્રત્યે અણગમો દર્શાવી, "art is form" એ મતનું પ્રતિપાદન કરતાં, કલાનો ઇતિહાસ જુદેજુદાં કલાસ્વરૂપના અભ્યાસ તરીકે, આયોજન ('ટેકનિક') તરીકે થવો જોઇએ એમ સૂચવ્યું હતું.

**પંડિતપરિષદમાં** એના અધ્યક્ષ પ્રો. એમ. એમ. કુપ્પુસ્વામી શાસ્ત્રીએ પંડિતોની જૂની પરંપરાની રીતનો અર્વાચીન અન્વેષણપદ્ધતિની સાથે સમન્વય કરવાની ઉપયોગિતા સમજાવી હતી.

—વિ.

## પરિચાયિકા : ૧

**ગુજરાત સાહિત્યસભાની[1] કાર્યવહી, ૧૯૩૭–૩૮** ( અમદાવાદ, રૂ. ૦ાા ).–આશરે સવાત્રણસો પાનાંનો ચતુર્વિભાગી, મોટે ભાગે ઉપયોગી લખાણસંગ્રહ. પહેલા વિભાગનાં સોથી ય વધુ પાનાંમાં પ્રો. અનંતરાય મ. રાવળ ૧૯૩૭ના સાડાત્રણસો ગ્રન્થોની સમીક્ષા અનુકરણીય શ્રમશીલતાથી, જાગૃત કર્તવ્યબુદ્ધિથી, મર્મગામી વિવેકદૃષ્ટિથી, નિર્ભયતા અને પ્રિયત્વનો સુયોગ સાધીને, ગૌરવભરી તેટલી જ રસાળ શૈલીમાં કરીને આ વાર્ષિકાવલોકનોની મોટી ઉપયોગિતા (વર્તમાન તેમ જ ભવિષ્ય કાળને માટે ) ફરી એક વાર સિદ્ધ કરે છે. બીજો વિભાગ સંસ્થાએ અપાવેલાં ભાષણોનો છે. એમાંની પાચમી જે ચર્ચા છે તેના વિષયનો અમે સ્પર્શ નથી કરતા. ચીન વિશેનું છાપાંગરું અને આગ-

---

૧. સાહિત્યનું કામ કરનારી આ સંસ્થા ભાષાશુદ્ધિને પોતાના કાર્યક્રમમાં ગણતી હોય, તો હવેથી તેણે ( ૧ ) 'સાહિત્યસભા' શબ્દ તોડીને નહિ પણ સમાસ તરીકે જ છાપવો ઘટે; ( ૨ ) 'માનદ મંત્રીઓ 'માંનું' વિશેષણ ખોટું છે ને એ વિશે અગાઉ 'વસન્ત'માં વિવાદ પણ થઇ ગયો છે, 'માનાર્થ' કે 'માનાર્દ' શબ્દ વાપરવો ઘટે; ( ૩ ) 'મુલ્ય' જેવી ખોટી જોડણી ચોપડીને આરંભે જ વર્ષોવર્ષ કાયમ કરવી ન ઘટે ( આ છેલ્લી બાબત સંબંધી પહોર અમે લખેલ ડીસેંબર '૩૭ના અંકમાં, પૃ. ૭૬૫મે;–પણ એ નકામું ગયું છે. )

લગ્ન વિશેનું એ મહાવિષયને અછડતો જ ચર્ચનારું; એ બે ગ્રન્થાકારને પાત્ર નથી. બાકી રહ્યાં એ બંને સારાં છેઃ 'સ્થાપત્યનું આધુનિક રૂપ' (ગજાનન વિ. પાઠક); અને 'ધ ફિલોસોફી ઑફ યોગ' (સ્વા. જ્ઞાનાનન્દજી). ત્રીજા વિભાગનું મૂલ્યવાન અંગ તે, ગુજરાતીમાં જે વિષય થોડો જ નિરૂપાયો છે–ઐતિહાસિક નવલકથાનું શાસ્ત્ર–તેનું રા. ચુનીલાલ વ. શાહે ('સાહિત્યપ્રિયે') કરેલું સુવિચારિત અને જવાબદારીભર્યું નિરૂપણ. ચોથા વિભાગનાં સો પાનાં રંગભૂમિપરિષદના સંપૂર્ણ અહેવાલને અપાયાં છે. એ પ્રસંગનાં સર્વ ભાષણો અહીં 'સુબદ્ધ સ્વરૂપ'માં રજૂ થયાં અને સચવાશે એ તો ઘણું સારું થયું છે; પરંતુ એ જ પ્રસંગે નાટ્યમંદિરની જે મોટી વાતો થયાનો આ જ અહેવાલ સાક્ષી છે, તેને વિશે પરિષદ પછી કૈં થયું લાગતું નથી અને કાર્યવહીનું નિવેદન પણ આ બાબતમાં અર્થસૂચક મૌન ધરે છે એ જોઇને ખેદ થયા વિના રહેતો નથી. રંગભૂમિસુધારણાની ચર્ચા તો ૨૩-૨૪ વર્ષ પર પણ 'વસન્ત'[1]માં મેસર્સ સત્યેન્દ્રરાવ દિવેટિયા, રણજિતરામ, અને સન્મુખલાલ પંડ્યાએ ઘણી કરી હતી, સારી રીતે કરી હતી; પરંતુ 'અમલી કામ' અને 'રચનાત્મક કામ'ને માટે ઇતિહાસમાં અમર થઈ જવા તલસી રહેલો આજનો યુગ પણ ચર્ચારૂપી જ અમલ અને ચર્ચારૂપી જ રચના કરવાનો છે કે શું? —વિ.

[ અનુસન્ધાન ધ્વનિખંડગત નિકષપૂર્તિમાં ]

## સ્વીકારનોંધ

[ અહીં નોંધેલા ગ્રન્થોમાંના કેટલાક વિશે વધુ હવે પછી ]

૧. રંગલહરીઃ કનુ દેસાઈ, અમદાવાદઃ આઠ ચિત્રોનો સંપુટ, ડૉ. જેમ્સ કઝિન્સના અંગ્રેજી પુરોવચન સાથે અને ગુજ. ચિત્રપરિચયલેખ સાથે.–૨. અજ્ઝત્તતત્તાલોઅ (અધ્યાત્મતત્ત્વાલોકઃ) મુનિ ન્યાયવિજયજી; પ્રાકૃતમાં પ્રસ્તાવના અને અંગ્રેજી ભાષાન્તર સહિત (શ્વેતામ્બર મૂર્તિપૂજક શ્રી જૈન સંઘ ભાવનગર).–૩. મારી જીવન-

[1] માર્ગશીર્ષ ૧૯૭૨થી કાર્તિક '૭૩ના અંકોમાં જુદે જુદે ચાર વખતે. તેવામાં જ રા. રમણીયરામ ગો. ત્રિપાઠીએ 'સમાલોચક'માં (ફેબ્રુ. ૧૯૧૬) પણ આ વિષય ચર્ચ્યો હતો.

**સ્મૃતિ** તથા નોંધપોથી: સ્વ. સૌ. કનુબહેન દવે; સ્વ. સર રમણભાઈના આમુખ તથા ડૉ. મંજુલાલ દવેના નિવેદન સહિત (ડૉ. સૌ. પુષ્પલતા રંજિતલાલ પંડ્યા, મુંબાઇ; રૂા. ૨).–૪. **કીર્તિદાને કમળના પત્રો**: બહુભાઇ ઉમરવાડિયા: અર્વાચીન ગુજ. સાહિત્ય વિશેના આઠ પત્રો (રૂા. ૧ાા).–૫. ઉષાહરણ, વીરસિંહકૃત: ભોગીલાલ જ. સાંડેસરા (ફોર્બ્સ ગુજ. સભા, મુંબાઈ).–૬. **પારિજાત**: પૂજાલાલ ર. દલવાડી, પાંડિચેરી) રૂા. ૨).–૭ **સંવાદો**: સ્વ. જ્યોમેશચન્દ્ર જ. પાઠકજી. નર્મવિનોદયુક્ત બાર સંવાદો (શ્રી. જયમનગૌરી પાઠકજી, સૂરત; રૂા. ૧).–૮. **લલિતકાવ્ય-સંગ્રહ**: કવિ લલિતાશંકર લા. વ્યાસ (પ્રસન્નરાવ લ. વ્યાસ. સૂરત; રૂા. ૧ા).–૯ **કુંપળ**: સ્વ. તરુણેન્દ્ર મજમુંદાર (શ્રી દમયંતી ચ. મજમુદાર, સૂરત).–૧૦ **સાનમાં સમજાણું**, ભા. ૧: દાહ્યાલાલ હ. જાની, વઢવાણ શહેર (પાંચ આના). –**વાર્ષિક વૃત્તાંતો** વગેરે: (૧) શ્રી મહાવીર જૈન વિદ્યાલય, મુંબાઈનો ત્રેવીશમો (૧૯૩૭–૩૮ નો) વાર્ષિક રિપોર્ટ: ચરોતર એજ્યુ. સોસાયટીનું ૧૯૩૭–૩૮નું નિવેદન; શ્રી શ્રેયઃસાધક અધિકારી વર્ગ, મુંબાઇના શરદુત્સવપ્રસંગનાં (તા. ૮–૧૦–૩૮) ગીતોની પુસ્તિકા. –**દીપિકા**: આગલા અંકો કરતાં સર્વથા સારી પ્રગતિ દર્શાવતો, ભાવનગરની આલ્ફ્રેડ હાઈસ્કૂલના સામયિક પત્રનો નવે.' ૩૮નો અંક.

## 'મરાઠી વાङ्मय' લેખનું શુદ્ધિપત્રક

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૭૭ | ૬ | એટલું જ | એટલું |
| ,, | ૨૩ | સંસ્કૃતજેવી | સં૦ જેવી |
| ૫૮૦ | ૨૩ | લાકિક | લૌકિક |
| ,, | ૨૪ | ત્રણ | પણ |
| ,, | ,, | આદર સુક્ત | આદરયુક્ત |

## ધ્વનિ

[નં. ૧વાળી નોંધ ગતાંક માટે તૈયાર થએલી, પણ એમાં સમાઈ નહોતી. આ વખતે લખવાની નવી નોંધોમાંથી કેટલીક આવશ્યક પ્રાસંગિક નોંધો લખવી જ બંધ રાખવી પડી છે.]

## ભાષા અને સાહિત્ય

૧

**બે-ત્રણ અગત્યના પ્રશ્નો**

અંગ્રેજ વાઙ્‌મયસેવકો માટેના 'રોયલ લિટરરી ફંડ'ના કાર્ય વિશે આ પૃષ્ઠોમાં બે વર્ષ પર[૧] અછડતો ઉલ્લેખ થએલો એ કેટલાક વાચકોને યાદ હશે. આ વર્ષે (૧૯૩૮માં) પણ જુન માસના પૂર્વાર્ધમાં એ પ્રવૃત્તિઅંગેનો વાર્ષિક (૧૪૮મો) ભોજન-સમારંભ ના. બ્રિટનનરેશના નાનાભાઇ ડયુક ઓફ કેન્ટના પ્રમુખ-પદે થયો હતો. એ પ્રસંગે એમના વ્યાખ્યાન ઉપરાંત 'લિટરેચર'-

---

૧. 'માનસી'ના ચોથા (અખાત્રીજ ૧૯૯૨ના) અંકમાંની નોંધ 'ચેતવું હોય તે ચેતે.' યાદ આપવાની જરૂર પડે છે કે એ ચેતવણી વ્યવહારરંક ગુજરાતીઓના બહેરા કાને સાંભળી જ નથી અને જેનો તેમાં ઇશારો હતો તેણે કશું 'આકરું પગલું' દુનિયા સામે ભરવાને બદલે, હમણાં તો, દુનિયાથી હારીને નોકરીબાઈના શરણાગત બનવું પડયું છે.

ની સલામતી લેવડાવતાં ગ્રેટબ્રિટનના લૉર્ડ ચેન્સેલરે તથા ફંડ તરફથી ઉત્તર વાળતાં, વિદ્યમાનોમાં કદાચ સર્વાગ્રણી બ્રિટિશ સાહિત્યવિવેચક શ્રી. ડેરમંડ મેક્કાર્થીએ વાઙ્મયજીવનના અગત્યના પ્રશ્નોમાંથી બેત્રણ પર ભાષણો કર્યાં હતાં.

પોતાનો વાચનપ્રેમ પોષવાની બાબતમાં, આજના વાચકો કરતાં અઢારમા શતકનો અંગ્રેજ સદ્ગૃહસ્થ કેટલો વધારે સુખી અને અવકાશવન્ત હતો એ. વિશે નુક્તેચિની કર્યા બાદ પ્રમુખશ્રીએ કહ્યું હતું:

તે ખરેખર વાંચી શકતો; અને વાંચ્યું વિચારવા માટે પોતાને ઘણો સમય મળે તેમ છે એમ પણ તે જાણતો હોવાથી, એવી રીતે ધ્યાનપૂર્વક વિચારી પણ તે જાણતો. આજે તો આપણે ગ્રન્થમાંની કંડિકાઓનું પહેલું ને છેલ્લું વાક્ય વાંચી લીધું, એટલે જાણે તેનો ઊંડો અભ્યાસ કર્યો હોય તેવી રીતે તેને વિશે વાતો કરવા માંડીએ છીએ.

ઊંચી કોટિના સાહિત્યના ગ્રન્થો કેટલીક વાર એ ગ્રન્થકારોના જીવનકાળમાં પ્રજા તરફથી પૂરતો આદર પામતા નથી એ જગતના સંસ્કારજીવનની એક જૂની મુસીબતને યાદ કરી તેમણે કહ્યું હતું:

સાહિત્યની-કલાત્મક વાઙ્મયની સુન્દરતમ કૃતિ પહેલી વાર પ્રકટ થાય ત્યારે, જે પ્રશંસાને પાત્ર એ હોય તે એને જવલ્લે જ મળે છે; ઘણી વાર આ પ્રશ્ન એવી કૃતિને બરાબર દષ્ટિફલકમાં ગોઠવવાનો હોય છે.

આ ખરું છે-ખાસ કરી, હાલના જમાના માટે. આ જમાનાનું એકંદર વાતાવરણ એટલું કોલાહલપ્રિય છે કે બીજાં ક્ષેત્રોની જેમ વાઙ્મયક્ષેત્રમાં પણ કૃતિ કેવી છે એ જોવા કરતાં કર્તા કોણ છે એ જોવાની ટેવ આપણને વધારે અંશે પડી છે. ગ્રંથવિવેચનો ઘણે ભાગે ગ્રંથકર્તાની સામાજિક અને આર્થિક સ્થિતિના માપે મપાઇને રચવામાં આવતાં હોવાથી, મધ્યમ કનિષ્ઠ અધમ કે અધમાધમ લખાણોનો ચઢાવો, વિવેચકને હાથે, ઉત્તમ કે ઉત્તમોત્તમના વર્ગમાં સહેજે થઇ જાય છે. એવો અવળો ચઢાવો એક બીજા કારણે

થતો પણ આપણે વારંવાર જોઈએ છીએ: મધ્યકાલના સાહિત્યકારોને માથે જેમ એવો આક્ષેપ હતો કે તેઓ રાજાની ભાટાઈ સિવાય બીજું થોડું જ કરતા, તેમ આજના ઘણા સાહિત્યકારો અને વિવેચકનામી વિવેચકો, પ્રજાપ્રતિનિધિમંન્ય વિવેચકો, પ્રજાને માટે શું સારું છે તેના પોતાના પંડને એકહથ્થુ ઇજારદાર—સમજનાર માની લઇને,ઘણી વાર પ્રજાની ભાટાઈ કરવામાં પણ ઓછા ઊતરતા નથી. સાહિત્યકારે પ્રજાહૃદય ઓળખવું એ એક વાત છે; સાહિત્યકારે પ્રજાના હૃદયત્વને હરી લેવું એ બીજી વાત છે. હૃદયત્વનું એ હરણ પ્રજાને અનીતિ રૂપાળી કરી બતાવવામાં કે કોઇ કાચીકાચી પરદેશી ભાવના પ્રજાને ગળે ઓળવવાનો પ્રયત્ન કરવામાં—અને તે પણ, ત્યાં પરદેશમાં તો એ પાછી પડવા માંડ્યા છતાં, પાછી પડવા માંડ્યા પછી પણ !—રહેલું છે. વધારે ખૂબીની વાત તો એ છે આવી કુપ્રવૃત્તિઓનો મહિમા પુણ્યપ્રવૃત્તિ તરીકે ગવાતો પણ સાંભળીએ છીએ. આવા વાતાવરણમાં સુન્દર ચિરંજીવ સાહિત્ય રચાય ક્યાંથી? અને જે થોડું રચાતું હોય તેને યથાયોગ્ય દૃષ્ટિફલકમાં ગોઠવી તેનું વાજબી મૂલ્યાંકન થાય ક્યાંથી ?

**કલા કે ધંધો ?**

આ યુગમાં સાહિત્ય એ કલા મટીને ઉદ્યોગ–ધંધો વધારે અંશે બનતું જાય છે, લેખનવ્યવસાયને ઉપજીવિકાના સાધન તરીકે સ્વીકારનારા પ્રતિવર્ષ વધે છે ને તેથી રોયલ લિટરરી ફંડ જે અશક્ત બનેલા કે અસહાય સાહિત્યકારોને મદદ આપવાનું સેવાકાર્ય માથે ઉઠાવે છે તે ઉપરનો ભાર પણ વર્ષે વર્ષે વધતો જાય છે એ પ્રમુખશ્રીના વ્યાખ્યાનનું બીજું મહત્ત્વનું બિન્દુ હતું. એની વિગતવાર ચર્ચા ટૂંકામાં કરવી અશક્ય હોવાથી એટલું જ કહીશું કે સાહિત્યસર્જન કલા તરીકે ઉપાસના પામતું મટી જાય અને ઉદ્યોગ કે ધંધાનાં પણ—હાલ બને છે

તેમ-નહારાં તત્ત્વોને વધારે પ્રમાણમાં અપનાવતું જાય એ સ્થિતિ દુઃખકર છે; તુર્તમાં એનો ઉપાય પણ ભાગ્યે થઇ શકે; પણ હરેક સનિષ્ઠ સાહિત્યકાર એટલું તો જરૂર કરી શકે કે પોતાની કલાભક્તિના વિષયમાં નિત્યજાગૃતિ રાખવી તથા તેમાં ઉદ્યોગ-ધંધાપણાનું સ્થાન પહેલું નહિ પણ બીજું રાખવું (છેલ્લું પણ રાખવું, જો વચ્ચે બીજાં કોઇ તત્ત્વોને માટે અવકાશ મેળવવાનો હોય તો), ઓછામાં ઓછું જરૂરપૂરતું રાખવું અને બને ત્યાં લગી, બને તેટલી વધુ, સાત્ત્વિકતાવાળું રાખવું.

(૧) સાહિત્ય ઉચ્ચ પ્રતિનું હોવાની કસોટી એ છે કે તેની સમક્ષ પ્રણિપાત કરવાનું મન આપણને થાય; અને, (૨) ધંધે લેખક નહિ તેવા પ્રતિષ્ઠાવંત કે પૈસાદાર માણસો લેખક બનીને ધંધાર્થી લેખકો પ્રત્યે ખૂટલ ('બ્લૅક લેગ્ઝ') નીવડે છે : આ બે બાકીના બે વક્તાઓએ અનુક્રમે ગંભીરતાથી અને રમૂજમાં કરેલાં મુખ્ય વિધાનો હતાં. —વિ.

## નાટક અને ચલચિત્ર

### ૨

### સદ્ગત સ્ટૅનિસ્લાવ્સ્કી

ગયા ઓગસ્ટમાં ગુજરેલા જગવિખ્યાત અભિનેતા તથા સૂત્રધાર[1] અને મૉસ્કો આર્ટ થીએટરના સ્થાપક રા. કૉન્સ્ટૅન્ટિન સર્જેયેવિચ સ્ટૅનિસ્લાવ્સ્કીના નામથી તો વાચકો અજાણ નથી, પણ તેમની કામગીરીની જાણ આપણી બાજુ, 'શિક્ષિત' વર્ગમાં સુદ્ધાં, બહુ થોડી હોવા સંભવ છે. આ કારણે એક ઈંગ્લિશ વર્તમાનપત્રમાંની અવસાનનોંધ પરથી અહીં એ વિષય પર અહીં થોડું લખ્યું છે.

સ્ટૅનિસ્લાવ્સ્કી (૧૮૬૩–૧૯૩૮) વાર્લી નામે ફ્રૅંચ અભિનેત્રીના પુત્ર હોવાથી રંગભૂમિના સંસ્કાર તેમણે ગળથૂથીમાં જ

૧. 'પ્રોડ્યુસર' માટેનો રા. ચન્દ્રવદન મહેતાનો શબ્દ.

પીધા હતા એમ કહેવામાં અત્યુક્તિ નથી. એમના પિતા મોસ્કોમાં વેપારી હતા અને એ જ શહેરમાં તેમનો જન્મ થયો હતો.

પોતે કિશોરવયમાં કરેલા અભિનયના પ્રયોગો, ઘણા સાચા કવિઓના પણ પ્રારંભિક કાવ્યપ્રયોગોની જેમ, બીજા નટોના અનુકરણ તરીકે થયા હતા. પણ—એક બાજુ એવી સ્થિતિ કે એ નટો અને નટીઓની કલા અત્યંત ઔપચારિક, રૂઢિવશ બનેલી ને બીજી બાજુ એવી સ્થિતિ કે માત્ર રૂઢિઉપચારથી સંતોષાય નહિ તેવી સર્જક પ્રતિભાને અંતઃકરણમાં પોષતો આ ભાવિ નટરાજ: આવું બને ત્યાં ચલણી કલાનામી કલા સામે બળવો થયા વિના પ્રતિભાવન્તથી રહેવાય જ કેમ? જુવાન કોન્સ્ટેન્ટિનથી પણ રહેવાયું નહિ. પોતે રૂઢિવશોની એ જડતાભરી શૃંખલામાંથી કેવી રીતે વેળાસર છૂટ્યા તેનું વર્ણન તેમણે ઝીણવટથી પોતાની આત્મકથામાં કર્યું છે. એવી મુક્તિ અતિમોડું થયા પહેલાં મળવાને લીધે જ તેમણે અભિનયકલાને ધર્મપદે સ્થાપી, પોતે રશિયાના નટશિરોમણિ બની શક્યા અને અનુગામી નટોનાં પ્રતિભામુકુલને પૂર્ણ પ્રફુલ્લતાએ વિકસવાનું, જેઓ પ્રતિભાવન્ત નહિ ને મેધાવન્ત હતાં તેમની મેધાને પણ શક્ય તેટલી વધુમાં વધુ સિદ્ધિ સાધવાનું, અનુકૂળ વાતાવરણ સર્જી શક્યા.

એ સર્વ સિદ્ધિની આદિસાધના થઈ હતી એક ખળાની છાપરીમાં—મોસ્કોપડોશના પુષ્કિનામાં આવેલા તેના સ્ટેનિસ્લાવ્સ્કીના ઘરને લગતા ખેતરમાં. આ સ્થાને,ત્યારની જૂની રંગભૂમિથી કંટાળ્યા પછી થોડાં જુવાન મિત્રોની સહાયતાથી તેમણે નવી રંગભૂમિની નાની પણ મનોહર માંડણી ઊલટભેર કરી. ઊગતા નાટ્યકારોની એ બાળમંડળીમાં નાટ્યપ્રયોગો થતા, એની પર વાદવિવાદ થતા, વિવાદમાં જન્મેલા તત્ત્વબોધના પ્રકાશે ફરીથી વધુ પ્રયોગો થતા. એ પ્રવૃત્તિને નાટ્યરસિકોનું ઠીકઠીક ઉત્તેજન મળતાં, સ્ટેનિસ્લાવ્સ્કીએ પોતાના બે સાથીઓ કોમિસર્જેવ્સ્કી તથા ફેડો-

ટોકના સહકારથી ૧૮૮૮માં 'સોસાયટી ઑફ આર્ટ ઍન્ડ લિટરેચર' તથા૧૮૯૮માં 'મૉસ્કો આર્ટ થીએટર'ની સ્થાપના કરી. એ સાહસોના શરૂઆતના વખતમાં તો આખી ય પ્રવૃત્તિની બીજી બધી તેમ મુખ્ય આર્થિક જવાબદારી પણ તેને માથે હતી.

રશિયન રંગભૂમિએ જે વ્યાપક અસર ગયા ચાર દાયકામાં એ દેશમાં તેમ જ બીજા દેશોમાં કરી છે તે ઘણે ભાગે આ મહાન અભિનેતાની ભાવનાઓ તથા પરિપક્વ ઉત્સાહને આભારી છે. વળી તેમણે જ ચેકોવની ઉમદા સર્ગશક્તિને સૌથી પહેલી પારખી હતી હતી અને તેનાં રચેલાં નાટકો પોતાની રંગભૂમિ પર યથાયોગ્ય સજાવટથી ઉતાર્યાં હતાં. બંને કલાનુરાગીઓની કલામાં સોવિયેટ ક્રાંતિ પહેલાંના રશિયન જીવનનું–એ જીવનના ઢાલાપણા અને આળાપણાનું, તેની કરુણાજનક નિર્બળતાનું, તેની વિચિત્ર ગતપ્રાણ આધ્યાત્મિકતાનું, દેશને માથે ઝઝૂમી રહેલી વિપત્તિ સામે સૌ નિઃસહાય છે એવા ભાનનું, પોતાના એ ખંડીકરણ સમક્ષ મૂઢ પ્રારબ્ધવશતાથી શિર ઝુકાવવાનું: આવા એ જીવનનું–પ્રતિબિમ્બ ઝીલાયું છે.

સ્ટેનિસ્લાવ્સ્કી ખુલ્લી રીતે કે ઝાઝું સક્રિયપણે ક્રાન્તિવિરોધી નહોતા અને બનતાં લગી સોવિયેટ સરકાર જોડે સારાસારી રાખતા. એ સરકાર પણ એમની અભિનય–કલાધીશ તરીકેની આન્તરરાષ્ટ્રીય પ્રતિષ્ઠાને કારણે એમને નભાવી લેતી. બાકી એમનું સાચું તાદાત્મ્ય તો ક્રાન્તિપૂર્વની જે સમાજરચનાનું પોતે ફૂલ હતા તેની જીવનપ્રણાલી સાથે છે એમ ઘણી વાર વર્તાઈ આવતું. એમના અવસાનથી જગતે જેમ એક ઊંચી કોટિનો કલાસ્વામી ખોયો છે તેમ એક ભવ્યાકૃતિ અને ધૃતિમાન, ઉદાર અને આત્મભોગી પુરુષ પણ ખોયો છે.

—વિ.

# કેળવણી

## ૩

### ઈલાકાની માધ્યમિક શિક્ષકપરિષદ

મુંબઈ ઈલાકા માધ્યમિક શિક્ષકપરિષદનું તેરમું અધિવેશન સૂરત મુકામે સાર્વજનિક હાઈસ્કૂલમાં ઑક્ટોબર તા. ૧૭થી ૧૯મી સુધી ભરાએલું. તેના પ્રમુખ તરીકે પૂનાના ગોખલે ઈન્સ્ટિટ્યૂટ ઑફ પૉલિટિક્સ ઍન્ડ ઈકૉનૉમિક્સના પ્રિન્સિપલ શ્રીયુત ડી. આર. ગાડગિલ, એમ. એ; એમ. લિટ. (કેમ્બ્રિજ) એમની વરણી થઇ હતી અને સ્વાગતસમિતિના અધ્યક્ષસ્થાને દિવાન બહાદુર ચુનીલાલ માણેકલાલ ગાંધી, બી. એ; એલએલ. બી. એડવોકેટ હતા.

આ અધિવેશનને અંગે તા. ૧૬મી અકટોબરે કેળવણીવિષયક એક પ્રદર્શન પણ યોજાયું હતું, જેની ઉદ્‌ઘાટનક્રિયા પ્રિન્સિપલ કે. એસ. વકીલે કરી હતી.

ચારે દિવસનો કાર્યક્રમ ભરચક હતો અને જે રીતે તે પાર ઊતર્યો તે જોતાં યોજનાશક્તિ અને જહેમત માટે કાર્યકરોને ખૂબ ધન્યવાદ જરૂર આપી શકાય. કાર્યક્રમ જેટલો ભરચક હતો તેટલો જ સુંદર અને વ્યવસ્થિત પણ કહી શકાય અને એ સર્વ સરસતા તથા વ્યવસ્થાની પાછળ કોઇ એક ખાસ વ્યક્તિની વિચારશક્તિ અને કાર્યશક્તિની નોંધ ન્યાયપૂર્વક લઇ શકાય તો તે અધ્યાપક ભાઇશ્રી ચંદ્રવદન ચુનીલાલ શાહની, અને આર્થિક વ્યવસ્થા માટે દિ. બ. ગાંધીની.

રવિવાર તા. ૧૬મીએ સવારમાં ફેડરેશનની કાઉન્સિલની સભા થઇ તેમાં પરિષદ સમક્ષ મેલવાના ઠરાવો નક્કી થયા બાદ સાંજના પાંચ વાગે પ્રદર્શનની ઉદ્‌ઘાટનક્રિયા અંગે પ્રિન્સિપલ વકીલનું ભાષણ થયું જેનો મુખ્ય સૂર એ હતો કે પુસ્તકિયા જ્ઞાન-

ને સ્થાને વસ્તુજ્ઞાન, વિવાદને બદલે વર્તન અને નિષ્ક્રિય ભણતરને સ્થાને સક્રિય કેળવણી, તેમાં જ પ્રદર્શનની ઉપયોગિતા. પ્રદર્શનમાં જુદા જુદા વિભાગો ગોઠવવામાં આવ્યા હતા જેમ કે ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન, સાહિત્ય વગેરે; અને દરેક વિભાગ માટે અલગ અલગ ખંડ અને પ્રદર્શકો હતા. સામાન્ય રીતે બને છે તેના કરતાં વિશેષ રસ આ પ્રદર્શનમાં સર્વ પ્રેક્ષકોએ લીધો હતો. પ્રદર્શનનો વિશેષ અભ્યાસ કરવા માટે તા. ૧૭મીએ સાંજનો સમય ફાજલ રાખવામાં આવ્યો હતો તેથી ખરું જોતાં પ્રદર્શન માટે એક નહિ પરંતુ બે દિવસ પ્રેક્ષકોને મળેલા અને તેનો લાભ સારા પ્રમાણમાં લેવાયો હતો. રાતના સાડાઆઠથી કેળવણીવિષયક ગ્રામોફોન રેકર્ડ તથા ટોકીઝની યોજના હતી. આ માટે જાપાનના કૉન્સલ વગેરેની મદદ હતી.

તા. ૧૭મીએ સ્હવારમાં સંઘ(ફેડરેશન)ની કાઉન્સિલનો ફોટો લેવાયો અને અધિવેશનની શરૂઆત દિ. બ. ગાંધીના સ્વાગત-ભાષણથી થઇ. સૂરત શહેરની પ્રાચીન જાહોજલાલીનું વિહંગાવલોકન કરી તેમણે સાર્વજનિક સોસાયટીનો કેળવણીના ક્ષેત્રમાંનો જે ખાસ હિસ્સો તેનું વર્ણન કર્યું અને શિક્ષકોના સંગઠનની આવશ્યકતા દર્શાવી; સહકાર, સેવા અને પ્રમાણિકતાથી કામ લેવા સમજાવ્યું. પ્રિન્સિપલ કેમ્પ્ટને જીવન ખેલી જાણનારને શોભે એવી સરલ છતાં સમર્થ શૈલીથી ગયા વર્ષના કામનો અહેવાલ તથા કેળવણી અને શિક્ષકો સંબંધી અમુક વિચાર આપ્યા હતા. માંગલિક પ્રવચન પ્રોફેસર કે. ટી. શાહે કર્યું હતું. તેમની વક્તૃત્વશક્તિએ સર્વને મુગ્ધ કર્યા હતા અને તેમનાં વચનો પણ અર્થગંભીર છતાં વિનોદી તથા માર્મિક હતાં. શિક્ષણમાં સ્વાતંત્ર્ય અને શિક્ષકોના ચારિત્ર્ય પર તેમણે ભાર મૂક્યો હતો. બાદ સ્વાગતસમિતિના ઉપાધ્યક્ષ પ્રિન્સિપલ શાહનું પ્રવચન અને પ્રિન્સિપલ ગાડગિલનું પ્રમુખસ્થાનેથી ભાષણ થયું હતું: ચોધારું અને વિચારપૂર્ણ એ હતું. જોષી-સમિતિ અને હૉર્ટોગ-સમિતિના રિપોર્ટની ઊંડી, તુલનાત્મક સમીક્ષા;

કેળવણી એ નૂતન રાષ્ટ્રસર્જનના પાયારૂપ હોઇ એ ક્ષેત્રમાં બહુ બહુ, ધીરગંભીર વિચારની આવશ્યકતા; પ્રયોગ અને અનુભવની તીવ્ર અને સાચી કસોટી સિવાય સિદ્ધાંતો અને મતતંત્રોની અફલતા; શિક્ષકોની જવાબદારી; નૂતન યુગને પિછાનવાનું અને કટિબદ્ધ થવાનું આવાહન વગેરે શિક્ષણને લગતા વિધવિધ વિષયો પરની તેમની સર્વગ્રાહી દૃષ્ટિનું તેમાં દર્શન કરી સર્વને અનેરો આનંદ અને અનેરાં માન ઊપજ્યાં હતાં. માધ્યમિક શિક્ષણ વિશે પ્રિન્સિપલ ગાડગિલનો સીધો અનુભવ નહિ જેટલો તથાપિ તેમણે એ વિષય પર જે પ્રકાશ ફેંક્યો તેનાથી ભલભલા અનુભવી આશ્ચર્યચકિત થયા અને ઇચ્છવા લાગ્યા કે ગાડગિલસાહેબ જેવા પ્રમુખ તેમને હમેશાં મળતા રહે.

અગિયાર વાગે ફેડરેશનની રીટાયરિંગ કાઉન્સિલની સભા મળી અને બપોરના ત્રણથી રાતના આઠ વાગ્યા સુધીના સમયમાં પ્રદર્શન તથા કેળવણીવિષયક વિધવિધ વસ્તુઓનાં વિક્રેતાના મંડળોની મુલાકાત, અલ્પાહાર, તથા કોડક કંપનીની ફિલ્મો જોવાનું ચાલ્યું. રાત્રે નવથી અગિઆર સુધી સૂરતની જૂદી જૂદી શાળાઓ તથા મંડળોની બાળાઓએ સુંદર ગરબા ગાયા.

તા. ૧૮ તથા તા. ૧૯મીના રોજ કાર્યક્રમમાં સહવારે સાડાસાતથી સાડાઆઠ શિક્ષકો અને વિદ્યાર્થીઓ તરફથી વોલી બોલ વગેરે રમતગમતો રમાઇ, અને (૧) કેળવણીવિષયક આપણી રચના કેવી છે અને કેવી હોવી જોઇએ (૨)શાળાનિરીક્ષણ તથા દેખરેખ અને (૩) પરીક્ષાઓ એ વિષયો પર પ્રોફેસર આર. પી. પંડ્યા, શ્રીયુત બી. પી. દલાલ અને જે. એમ. ઉપાધ્યાય, તથા શ્રીયુત હરભાઇ ત્રિવેદી તરફથી ચર્ચા ચાલેલી.

શ્રીયુત એસ. આર. ભીસે, એસ. યુ. શુકલ, વી. કે. જોષી તથા શ્રીયુત દાભળે એમણે (૧) કેળવણીની પુનર્રચનાની વિવિધ યોજનાઓની સમીક્ષા અને (૧) અભ્યાસક્રમની બહારની પ્રવૃત્તિઓ એ વિષયો પરત્વે ટૂંકા વિવેચનો કરેલાં.

તા. ૧૯મીએ (૧) અભ્યાસક્રમસંયોજના (૨) આપણી કેળવણીની રચનાને રાષ્ટ્રીય કવી રીતે બનાવી શકાય (૩) માધ્યમિક શાળાઓમાં હુન્નરી તાલીમ અને (૪) દસ્મ શિક્ષણ એ વિષયો પર શ્રીયુત મજમુદાર, શુકલ, પરીખ, ટારકર, ઠાકર, ભીસે તથા હરસેકર એમણે ચર્ચા કરી હતી. આ સર્વ ચર્ચાઓની અંદર દરેકનું કંઇક મૂલ્ય તો હતું જ પરંતુ કાંઇક ખરેખર સારભૂત, મૌલિક અને સાર્થક મળ્યું હોય તો તે માત્ર શ્રી હરભાઇ અને શ્રી ભીસે પાસેથી બાકીની વાતોની કોટિ સાવ સામાન્ય હતી.

પરિષદે પસાર કરેલા ઠરાવોમાં નીચેના મુદ્દાની ખાસ નોંધ લેવી ઘટે છે:-

(૧) આપણા ઇલાકાની માધ્યમિક શાળાઓમાં કામ કરતા શિક્ષકોની આર્થિક સ્થિતિ વિષે વિશ્વાસપાત્ર આંકડા મેળવવા પરિષદે એક વગદાર સમિતિ નીમી છે.

(૨) જોષી-સમિતિના નિવેદન પર બીજી એક સમિતિ સંપૂર્ણ વિચાર કરી પોતાનું નિવેદન તૈયાર કરશે.

(૩) અંગ્રેજી સિવાયના સર્વ પ્રશ્નપત્રો અંગ્રેજી ઉપરાંત પ્રાંતીય ભાષાઓમાં છાપવાની પરિષદે મુંબઇ વિદ્યાપીઠને ભલામણ કરી છે.

(૪) માધ્યમિક શાળાઓના શિક્ષકોને સેનેટમાં ખાસ પ્રતિનિધિત્વ મળે એ માટે ૧૯૨૮ના યુનિવર્સિટી એક્ટમાં સુધારો કરી માધ્યમિક શિક્ષકોનો એક મતદારવિભાગ બનાવવાનો પરિષદે સરકારને આગ્રહ કર્યો છે.

ઉપરાંત શિક્ષકો માટે પ્રોવિડંટ ફંડની યોજના, રજા, પગાર, કાયમી નોકરી, વગેરેનાં વાજબી ધોરણ, એકપક્ષી કરારોની નાબૂદી છૂટા કરવાનાં સ્પષ્ટ કારણો લેખી રૂપે જણાવવા વગેરેની માગણીઓ થઈ છે. મુંબઇમાં સરકાર તરફથી ખોલવામાં

આવનાર શારીરિક તાલીમની સંસ્થામાં માત્ર ગ્રેડ્યુએટોને નહિં પરંતુ અન્ડરગ્રેડ્યુએટોને પણ દાખલ કરવા અને એવી ખાનગી સંસ્થાઓને આર્થિક મદદ આપવા પરિષદે સરકારને વિનતિ કરી છે.

આપણે ઇચ્છીશું કે સર્વ ઠરાવોનો થોડો ઘણો અમલ થાય. તા. ૧૯મીએ પરિષદના પ્રમુખ શ્રીયુત ગાડગિલનું સમાપ્તિપ્રવચન અણધારી પણ સ્વાભાવિક રીતે ઉચ્ચ કક્ષાએ પહોંચ્યું અને લગભગ દોઢ કલાક સુધી તેમણે પોતાના સચોટ સ્પષ્ટ વિચાર અને વાણીપ્રવાહમાં શ્રોતાઓને તલ્લીન રાખ્યા. એ ભાષણનો મુદ્દો હિંદુસ્તાનીનું ફરજીઆત શિક્ષણ એ હતો. સામાન્ય પ્રણાલિકાથી જુદા પડી તેમણે કહ્યું કે મુખ્ય અને સામાન્ય શિક્ષણ તો માતૃભાષાનું જ હોવું જોઇએ; રાષ્ટ્રીયભાવના તેથી વધશે અને નહિં કે હિંદુસ્તાનીથી. જેમને પોતાના પ્રાંતની બહાર કામ કરવાનું હોય કે વ્યવહાર હોય તેમને માટે જ એક વ્યવહારભાષા તરીકે હિંદુસ્તાની જરૂરની છે; પરંતુ એવા કેટલાક? એમની અપેક્ષાએ અલ્પ સંખ્યાને માટે સમસ્ત પ્રજાની શક્તિ અને સમય પર વગરવિચાર્યો બોજો ન જ પડવો જોઇએ. જેમ અંગ્રેજીનો ભાર દરેક પર ન હોવો જોઇએ, તેમ માતૃભાષાઓ હંમેશ પહેલી જ, મુખ્ય અને સર્વસામાન્ય; અકારણ બુદ્ધિભેદ નહિં જ; નૂતન કેળવણીનું ઘડતર ઉતાવળથી ન થાય, ખૂબ ધૈર્ય રખાય અને પૂર્ણ વિચાર થાય એ એમનો પ્રેરક સૂર હતો.

તા. ૧૯મીએ સર્વ મહેમાનો તથા સ્વાગત-સમિતિના સભ્યો માટે જમણ રખાએલું. તે દૃશ્ય સ્નેહભર્યું એકતાભર્યું લાગતું હતું. છેવટના કાર્યક્રમમાં શિક્ષકોએ જે સંગીત સંભળાવ્યું અને પાઠ ભજવ્યા તેમાં તેમની સેવાવૃત્તિ માટે તો બે મત હોઇ શકે જ નહિં પરંતુ બુલ્ઝીના વિલાપનું શેક્સપીયર-રચિત અંગ્રેજી સંભાષણ અને એક અતિશય વિનોદી પાઠ ન થયાં હોત તો

સારું કહેવાત. આવા પ્રસંગે પાઠો યોજાય એ અલબત્ત ઇષ્ટ છે, પરંતુ તે માટે અનુભવીઓની સલાહ અને યોગ્ય પાત્રોની અને પાઠોની પસંદગી થવી જોઇએ.

મનોરંજનના કાર્યક્રમમાં બ્હેન કુસુમ દેસાઇનું મયૂરનૃત્ય, બ્હેન નલિની જોગળેકરનાં ગીતો તથા અમુક શિક્ષક ભાઇઓનું સંગીત અને અભિનય ખાસ પ્રશંસાપાત્ર લેખાય.

એકંદર તો સૂરતને આંગણે પરિષદે મળવાનું સ્વીકાર્યું, ૨૫૦ જેટલા મહેમાનો બહારથી પધાર્યા, પરિષદના કાર્યમાં સેંકડો નરનારીઓએ રસપૂર્વક ભાગ લીધો, એ સર્વને માટે સુખકર સગવડભર્યું વાતાવરણ અને વ્યવસ્થા જામ્યાં, લગભગ બધાને એમ લાગ્યું કે અપૂર્વ સફલતા પરિષદને મળી એ સૂરતના સ્વયંસેવકો, શિક્ષકો તથા વિદ્યાર્થીઓ માટે શોભાભર્યું અને ગર્વભર્યું છે.

દિનકરરાય જાદવરાય વૈષ્ણવ

## ધર્મ અને તત્ત્વજ્ઞાન

### ૪

### 'આર્ય' અને 'જૈન' સમાનાર્થ[૧]

#### પ્રાસ્તાવિક :

શ્રી અરવિંદની 'આર્ય'ની ભાવનાનું ભાષાંતર કરવા માટે સદ્ગત વાડીલાલ મોતીલાલ શાહ શા માટે પ્રેરાયા હતા તે વાતનો સ્ફોટ તો તેઓએ તેમની આ ટૂંકી નોંધ દ્વારા કરેલો જ છે. સાચી વાત તો એટલી જ છે કે જે અર્થમાં શ્રી અરવિંદ 'આર્ય' શબ્દનો પ્રયોગ કરે છે લગભગ તે જ અર્થમાં વા. મો. શાહે 'જૈન'નો ભાવ સમજ્યો છે. બીજી બાજુએ એ વાત પણ ખરી જ છે કે વિચારક

---

૧. આ નોંધના લખાણની જોડણી, સંપાદકની ઈચ્છાનુસાર, તેમની હાથપ્રતમાં છે તે જ રાખી છે.–સં. 'મા.'

વાડીલાલે સ્વીકારેલા એ 'જૈન' શબ્દ જ જનતામાં ગેરસમજ ઉપજાવનાર થઈ પડયો છે. એ શબ્દનો સાચો ભાવ સમજવાની ખરેખરી ગરજ જેને હોય તેણે તેની કિંમત ભરવા તરીકે એ સદ્‌ગત ચિંતકનાં નીચે જણાવેલાં લખાણોને અભ્યાસમાં ધરે છે. 'જૈન હિતેચ્છુ'માં પ્રગટેલાં એ લખાણોનો નામનિર્દેશ નીચે મુજબ છેઃ

૧. 'જૈન બનવાથી ઉભી થતી મુશ્કેલીઓ': લેખક 'ઉમેદવાર જૈન'[૧]
 [ જૈન હિતેચ્છુ : સને ૧૯૧૪, જાન્યુઆરી : પૃષ્ઠ ૮૦–૮૮ ]

૨. 'એકાંતની પ્રેરણાઓ અથવા અંગત અનુભવો': લેખક 'સમયધર્મ'[૧]
 [ જૈ. હિ. : સને ૧૯૧૪, સપ્ટેમ્બર : પૃષ્ઠ ૭૨૧–૭૨૭ ]

૩ 'જૈન શાસનનું વિશાળ કર્તવ્યક્ષેત્ર' લેખક 'સમયધર્મ'
 [ જૈ. હિ. : ૧૯૧૪, મે : પૃષ્ઠ ૩૩૬–૩૪૩ ]

૪. 'જૈન વૃત્તિ' ( Spirit of Jainism ) લેખક 'સમયધર્મ'
 [ જૈ. હિ. ૧૯૧૫, જાન્યુઆરી : પૃષ્ઠ ૧–૧૨ ]

૫. 'નૂતન સંવત્સરી પત્રિકા': લેખક 'સમયધર્મ'
 [ જૈ. હિ. ૧૯૧૫, સપ્ટેમ્બર : પૃષ્ઠ ૨૩૩–૨૩૮ ]

૬. 'જૈન અને જૈનેતર જગત' લેખક : વા. મો. શાહ
 [ જૈ. હિ. ૧૯૧૭, જુન : પૃષ્ઠ ૨૨૦–૨૩૧ ]

૭. 'જૈન પ્રજાનો મૃત્યુઘંટ': એ અવાજના મૂળની તપાસઃ વા. મો. શા.
 [ જૈ. હિ. ૧૯૧૮, મે : પૃષ્ઠ ૬૯૦–૭૧૧ ]

૮. 'હજી પણ વાડીલાલ જૈન નામને કેમ વળગી રહ્યો છે? શું એ પંથમોહ નથી?' લેખક: વા. મો. શાહ
 [ જૈ. હિ. ૧૯૨૦, સપ્ટેમ્બર : પૃષ્ઠ ૫૯–૯૩ ]

૯. 'જૈન દીક્ષા : પ્રથમ ખંડ' : [ પ્રથમ આવૃત્તિ સને ૧૯૨૯ ]

આ બધાં લખાણોનાં મનનપૂર્વકના અધ્યયન પછી અભ્યાસકને આપોઆપ સૂઝી આવશે કે આજના કહેવાતા 'ધર્મ' કે કહેવાતી 'નીતિ' નામની કોઈ ચીજનો ઉપદેશ કે મર્મ એ વા. મો. શાહના 'જૈન' શબ્દના પેટા-

---

૧. 'ઉમેદવાર જૈન' અને 'સમયધર્મ' : એ વા. મો. શાહે પોતા માટે યોજેલાં અનેક તખલ્લુસો માંહેનાં છે. —ત્રિ. વી. દેસાઈ

જમાં છે જ નહિ; વાડીલાલ શાહનો જૈન એટલે તો પ્રકૃતિથી-ગુણથી 'જન' માત્ર નહિ, પણ 'જૈન' હોય એવો મનુષ્ય; એ 'જૈન' સામાન્ય મનુષ્ય નહિ, પરંતુ ' મનુષ્યવિશેષ ' હોય; એ જૈન એટલે જ્ઞાન અને ક્રિયારૂપી બબ્બે 'માત્રાઓ' જેના પર ચડી ચૂકી હોય, એવો 'જન' અથવા મનુષ્ય. ટૂંકમાં એ 'જૈન' શબ્દનો ઉપયોગ **સમૂહસૂચક** અર્થમાં નહિ પણ **ભાવનાસૂચક** અર્થમાં તેઓ કરતા એ વાત સમજવા માટે તેમનાં 'જૈન હિતેચ્છુ'નાં મુખપૃષ્ઠ પર અપાતાં મુદ્રામંત્રોનો ઉતારો કરી લેવો વધુ ઠીક થઇ પડશે :

" દુનિયા ભરમાં જ્યહાં જ્યહાં જૈનત્વ છૂપાયેલું [ ગૌણતામાં રહેલું=Unevolved ] હોય ત્યહાં ત્યહાંથી ત્હેને બહાર લાવનારું અને માત્ર ' જૈનત્વ'ને જ [ નહિ કે જૈન પંથ કે ફીરકા કે સમાજને કે ક્રિયાને ] પૂજનારું પત્ર. "

' An organ that aims at nothing but searching for, finding, admiring the Will-to-Power from all quarters, friendly as well as inimical. '

' જીવવું એ કીડાનું લક્ષ્ય : જીતવું એ જૈનનું લક્ષ્ય. '

' A friend of the Lover of Victory whoever he may be. '

જેતપુર: તા. ૨૩-૮-૧૯૩૮ —ત્રિ. વી. હેમાણી ]

મ્હેં જિંદગીનું લક્ષ્ય ' જૈનત્વ ' અર્થાત્ Will-to-Victory અથવા Will-to-Conquer-વિજિગિષા એ જ માન્યું છે; મ્હને સ્હમજાયું છે કે આર્યાવર્ત્ત કે જે દુનિયાની સઘળી પ્રજાઓ કરતાં તત્વજ્ઞાન-અધ્યાત્મશાસ્ત્રને લગતી શોધખોળમાં વધારે આગળ વધેલો દેશ છે, ત્હેના સર્વોત્તમ પૂર્વાચાર્યોએ **એ તત્ત્વ પર** જ સૌથી વધારે ભાર મૂકયો છે; અને આધુનિક યૂરોપના સર્વોત્તમ વિચારક ફ્રેડરિક નિત્શેએ પણ એ જ તત્ત્વને શોધીને લોકપ્રિય કરવામાં જિંદગીની આહુતિ આપી હતી. જેમ જેમ મ્હારું વાંચન વિસ્તાર પામતું જાય છે તેમ તેમ મ્હારી આ માન્યતાને વધારે ને વધારે ટેકો-અનુમોદન-મજબૂતી મળે છે.

હમણાં આધુનિક વિચારકોમાં શિરોમણિ એવા શ્રી અરબિંદો ઘોષના ઇ. સ. ૧૯૧૪માં લખાયેલા એક લેખનો મ્હને પરિચય થયો, જે વળી સવિશેષપણે મ્હારી માન્યતાને પુષ્ટિ આપનાર હોવા ઉપરાંત 'આર્ય' નામથી ઓળખાતા સમસ્ત વર્ગનું 'જૈન' નામથી ઓળખાતા સમગ્ર વર્ગ સાથે સગપણ મેળવી આપનાર લાગ્યો. આ નીચે આપેલા ત્હેમના વિચારો પરથી સ્હમજાશે કે આર્ય અને જૈન સમાન અર્થસૂચક શબ્દો છે :

" હિંદના લોકો, 'આર્ય' શબ્દમાં રહેલો ભાવ ભૂલી ગયા છે. પાશ્ચાત્ય શબ્દશાસ્ત્રે 'આર્ય' શબ્દને માત્ર અમુક જાતિ (Race)સૂચક અર્થ આપ્યો છે. હમણાં હમણાં શબ્દશાસ્ત્રીઓમાંના પણ કેટલાક ઊંડા શોધકોએ એ શબ્દને એક જાતિને બીજી જાતિથી ભિન્ન બતાવવા માટે નહિ પણ એક સંસ્કૃતિ(Culture) ને દુનિયાની બીજી સંસ્કૃતિઓથી ભિન્ન બતાવવા માટે યોજાયલા શબ્દ તરિકે પિછાનવાની શરૂઆત કરી છે. એમ કરવાનું કારણમાં તેઓ કહે છે કે વેદમાં ' આર્ય પ્રજા ' એ નામ એવા વર્ગ માટે વપરાયું છે કે જે વર્ગમાં અમુક પ્રકારની જ સંસ્કૃતિ હતી, અમુક જ પ્રકારના આચાર–વિચાર હતા, અમુક જ પ્રકારની માન્યતાઓ અને ભાવનાઓ હતી.

છેલ્લું કેટલુંક થયાં ' આર્ય ' શબ્દ અમુક નૈતિક અને સામાજિક ભાવના સૂચવવા માટે વપરાવા લાગ્યો છે, કે જે ભાવનામાં સુવ્યવસ્થિત જીવન, સરળતા, સભ્યતા, મહત્તા, પ્રમાણિકતા, હિંમત, નમ્રતા, પવિત્રતા, દયા, અશક્તની રક્ષા, ઉદારતા, સામાજિક કર્તવ્યોનું પાલન, જ્ઞાનની પિપાસા, ડાહ્યા અને મોટા તરફ માનની લાગણીઃ ઈત્યાદિ ગુણોનો સમાવેશ થતો હોય. બીજા શબ્દોમાં કહીએ તો **બ્રાહ્મણની ભાવના** ( Ideal ) અને **ક્ષત્રિયની ભાવના એ બન્નેનો સરવાળો તે આર્યત્વ** એમ મનાવા લાગ્યું છે. આ ભાવનાથી જુદી જાતની ભાવનાને માન-

નારા—એટલે જૂઠ, સખ્તાઈ, શઠતા, ક્રૂરતા, ઇત્યાદિનો જેમાં સમાવેશ થતો હોય એવી ભાવનાઓને માનનારાને 'અનાર્ય' મનાય છે.

તુલનાત્મક શબ્દશાસ્ત્રના પ્રાથમિક સમયમાં વિદ્વાનો શબ્દોના ઇતિહાસ ઉપરથી પ્રજાનો પુરાણો ઇતિહાસ મેળવવાની કોશિશ કરવા લાગ્યા ત્યારે તેઓએ એવી 'કલ્પના' કરી હતી કે આર્ય શબ્દ અર્ એટલે ખેડવું એ ઉપરથી થયો છે, માટે તેઓ ખેતી કરતા હોવાથી એમનું નામ 'આર્ય' પડેલું. આ કલ્પનાને સત્યનો ટેકો નથી, તથાપિ જો આધ્યાત્મિક અર્થમાં ખેતી શબ્દને વિચારીએ તો આત્માની ખેતી કે વિકાસ કરવાના કામને પ્રાધાન્ય આપનાર પ્રજા તરીકે આર્ય શબ્દ અર્ ખેતી કરવી એ શબ્દ પરથી નીકળ્યો હોવાની 'કલ્પના'ને સ્વીકારવામાં બહુ હરકત નથી. પણ ખરી હકીકત જુદી જ છે.

આર્ય શબ્દનું વધુ સંભવિત મૂળ અર્ એટલે લડવું એ ઉપરથી યોદ્ધો, વીર, બહાદુર એ જણાય છે. એ જ ધાતુ ઉપરથી ગ્રીક લોકોનો યુદ્ધનો દેવ આરીસ (Ares) કલ્પવામાં આવ્યો હતો. એમાં પ્રથમ શારીરિક યુદ્ધ કરવાની શક્તિ અને પછી આધ્યાત્મિક યુદ્ધ કરવાની ભાવના સમાયલી છે.

'આર્ય' તે છે કે જે બહાદુર-વીર હોઇ એક પછી એક પ્રદેશ (આધ્યાત્મિક પ્રદેશ-'ભૂમિકાઓ'-ગુણસ્થાનકો-stages -planes) પ્રાપ્ત કરતો કરતો ઉચ્ચતમ પ્રદેશે પહોંચવા ઝૂઝે છે, કશાથી ડરતો નથી, થપ્પડ વાગતાં પણ અટકતો કે પાછો ફરતો નથી, બુદ્ધિ મુંઝાઇ જાય એવી ગહન બાબતમાં પણ બુદ્ધિનો યત્ન છોડતો નથી, ભાન ભૂલાઇ જાય એવી બાબતમાં પણ આત્માનો યત્ન અળસાવતો નથી, હિંમત અને શક્તિ ખૂટી જાય એવી બાબતમાં પણ પ્રયત્ન ઢીલો કરતો નથી, દૈવી યોદ્ધાની માફક દરેક સ્થૂલ અને સૂક્ષ્મ વસ્તુની સ્હામે લડીને વિજય કરતો આગળ ધપ્યે જ જાય છે, એવો વીર Divine Fighter and Vic-

tor, the noble man, aristos, best, the shreshtha of the Gita. *

એક પ્રાયમિક અર્થમાં, આર્ય એટલે પ્રયત્ન, ઉત્થાન, જય, આર્યન એટલે એવો મનુષ્ય કે જે પ્રગતિમાં વચ્ચે આવતી એવી જે જે ચીજો ત્હેની અંદર તેમજ ત્હેની બ્હાર હયાતી ધરાવે છે તે સર્વ ચીજો પર જય મેળવે છે. પોતા પર જય મેળવવો એ એની પ્રકૃતિનો પહેલો મંત્ર હોય છે. પૃથ્વી અને શરીર પર પણ તે જય મેળવે છે અને સામાન્ય મનુષ્યોની માફક સુસ્તી, નિષ્ક્રિયતા, ગતાનુગતિકપણું, મર્યાદા, તૃપ્તિ, એ ચીજોને તે ખમી શકતો નથી,—એમના તાબામાં રહેવાની તે ના કહે છે. જિંદગીની જરૂરિયાતોની પણ ગુલામી તે સહી શકતો નથી, ત્હેના સ્હામે પણ બળવો કરે છે અને વિજય મેળવે છે. મન કે જે મનુષ્યને વારસામાં મળેલી 'ભાવનાઓ' તેમજ સમાજમાંથી મળેલી 'ભાવનાઓ' અને ક્ષણિક આકર્ષણુથી ઉત્પન્ન થતી ભાવનાઓ ઇત્યાદિનું સંગ્રહસ્થાન છે ત્હેની પણ તાબેદારી સ્વીકારવા તે ના કહે છે અને ઢુંઢવા—શોધવા, પસંદ કરવા, તુલનાત્મક અને સ્વતંત્ર કિંમત આંકવા સાહસિક પ્રયત્ન જાતે પોતે જ કરે છે. કોઇની વ્યાખ્યાથી કશાની 'કિંમત' નહિ આંકતાં દરેક ચીજની કિંમત પોતે પોતાના પ્રૌઢ ઉચ્ચ—વિકસિત સ્વતંત્ર ધોરણુથી આંકે

* અરવિંદ બાબુની 'આર્ય'ની આ ભાવના ફ્રેડરિક નિત્શેની 'મહાવીર' (Superman)ની ભાવનાને અક્ષરશઃ મળતી છે, [ આ વિધાન પ્રશ્નાસ્પદ છે. —સં. 'માનસી'] અને 'જૈન હિતેચ્છુ'ના સને ૧૯૧૮ના મે માસના અંકમાં "ત્હમે ક્હાં ઉભા છો ?" એ લેખમાં 'યુગપ્રધાન' શબ્દ વડે જે ભાવના સમાજમાં લોકપ્રિય કરવા મ્હેં કોશીશ કરી છે તે ભાવના પણ આને બીલકુલ બંધબેસતી છે. વિશેષ સંતોષનો વિષય તો એ છે કે મ્હેં પસંદ કરેલો 'યુગપ્રધાન' શબ્દ જૈન શાસ્ત્રોમાં પરિચિત છે અને થોડા મહિનાઓથી ગુજરાતી રાજદ્વારીઓના લેખોમાં ક્વચિત્ ક્વચિત્ એ શબ્દ વપરાવા લાગ્યો જણાય છે. વા. મો. શાહ

છે અને દરેક ચીજમાં સારી-તેમજ :નરસી કહેવાતી, ભલી તેમજ દુષ્ટ કહેવાતી દરેક ચીજમાં-કયે ખૂણે અને કેવા રૂપમાં પ્રૌઢતા તેમજ શક્તિ અને સત્ય છે તે જોવા શોધવા પાછળ સઘળી શક્તિઓ ખર્ચે છે.

For always the Aryan is a worker and a warrior. He spares himself no labour of mind or body whether to seek the Highest or to serve it. He avoids no difficulty, he accepts no cessation from fatigue. Always he fights for the Coming of the Kingdom within himself and in the world.[1]

પૂર્ણતા પામેલો આર્ય, એનું નામ અર્હંત.

ઘાટકોપર સને ૧૯૨૦, સપ્ટેંબર

વાડીલાલ મોતીલાલ શાહ

## વિજ્ઞાન

### ૫

દૃષ્ટિ અને તેને સહાયકારી કૃત્રિમ સાધનો

પ્રકાશના ક્ષેત્રમાં અનેક નાનાં મોટાં સંશોધનો માટે સુવિખ્યાત લૉર્ડ રેલેએ આ વર્ષના (૧૯૩૮ના) સપ્ટેંબર માસમાં કેમ્બ્રિજમાં

---

૧. સરખાવો આ વિચારો મ્હારાં 'નગ્ન સત્ય' માંના વિચારો સાથે, તેમજ સ્થળે સ્થળે 'જૈન' શબ્દ માટે આપેલાં વિવેચનો સાથે, તેમજ સરખાવો આ વિચારોને નિત્શેના 'બિયૉન્ડ ગુડ ઍન્ડ ઇવીલ' (Beyond Good & Evil) માંના વિચારો સાથે. I am really proud to have unconsciously harmonised the three philosophies : the Jain, the Vedantic & the Nietzschean, through my various writtings written during

મળેલી બ્રિટિશ વૈજ્ઞાનિક પરિષદના પ્રમુખસ્થાનેથી, મનુષ્યની દૃષ્ટિ અને તેને વિસ્તારવામાં મદદરૂપ વૈજ્ઞાનિક સાધનો પરત્વે, સમસ્ત દૃષ્ટિવિજ્ઞાનનું અવલોકન કરતું વ્યાખ્યાન આપ્યું.

ઇંદ્રિયો વડે મેળવાતી સર્વ માહિતી વસ્તુસ્થિતિનું સંપૂર્ણ ભાન કરાવે છે કે નહિ તે વિષય વ્યાખ્યાનની શરૂઆતમાં ચર્ચતાં લોર્ડ રેલેએ કહ્યું કે ગઇ સદીના ઘણા વૈજ્ઞાનિકો કહેતા કે સામાન્ય રીતે સીધું ઇન્દ્રિયજન્ય જ્ઞાન ભ્રાંતિકારક હોય છે. આના પુરાવામાં તેઓ જણાવતા કે સ્થૂલ કદમાં જણાતી સર્વ વસ્તુઓનું કદ ઘણું સૂક્ષ્મ હોય છે, અને તેથી વિશ્વનું ખરું રૂપ જે ઝાઝે ભાગે શૂન્યમય છે તેને બદલે અઘટિત સ્થૂલ સ્વરૂપે હોવાનો ભાસ થાય છે. પણ આ વૈજ્ઞાનિકો ભૂલી જતા કે કોઇ ઇન્દ્રિયો જીવનમાં ધીમે ધીમે થયેલી ઉત્ક્રાંતિના પરિણામરૂપે છે અને તે બીજા પ્રાણીઓની જેમ મનુષ્યમાં પણ તેની મૂળ જરૂરીઆતો–ખોરાકની શોધ અને જીવ માટે દુશ્મનો સાથે લડવા માટે જ સરજાએલી છે. નૈસર્ગિક સર્વ ઘટનાની સમજ આપવા કે તે માટેનાં સંશોધનો કરવા ઇન્દ્રિયો સરજાએલી નથી. તેનાથી જે કાંઇ ઓળખાણ તેનો ખરો અર્થ તો ઉચ્ચ કોટિએ ચઢેલી મનુષ્યની બુદ્ધિ જ કરી શકે. નવાં સંશોધનો કરવા તે બુદ્ધિ મૂળ ઇન્દ્રિયોને મદદરૂપ નવાં સાધનો ઉત્પન્ન કરી શકે અને તે રીતે પહેલી નજરે લાગતી ભૂલભુલામણીભરેલી દુનિયામાં કુદરતે રચેલા માર્ગો શોધી શકે.

### આંખ અને ચશ્માં

આમ મનુષ્યે ઉત્પન્ન કરેલાં સાધનોમાં, આંખને મદદરૂપ અનેક યંત્રો રચાયાં છે, જેના વડે આપણી દૃષ્ટિ વિશ્વના ખૂણે-

---

various stages of my own thought-development. And the wonder of wonders is that the task accidentally falls upon one who has read very little of the Jain Scriptures or the Vedas. —વા. ગો. શાહ.

ખૂણામાં ફરી વળવા સમર્થ નીવડી છે. પણ તે યંત્રોને સમજવા પહેલાં આંખની અદ્ભુત રચના સમજવી જરૂરની છે. પ્રાણી-સૃષ્ટિને અપાયલી આ કુદરતની મોંઘી બક્ષીસ વડે સાધારણ રીતે આપણે આપણી સામેના અર્ધગોળ ક્ષેત્રમાં એક સાથે નજર કરી શકીએ છીએ, અને વેગથી ચાલી રહેલા સર્વ ફેરફારો આંખો વડે સહેલાઇથી સમજી શકાય છે. દિવસના સફેત પ્રકાશમાં જે રંગ સૌથી વધુ પ્રમાણમાં છે તેજ રંગ આંખને સૌથી વધુ ઉત્તેજિત કરી શકે છે. પહેલાં કહ્યું તેમ મનુષ્યની મુખ્ય જરૂરત—ખોરાકની શોધ અને દુશ્મનોથી સાવચેતી,– એ બંને કામ કરવા આ રીતે રચાયલી આંખ સંપૂર્ણ છે. આંખના આ ગુણો–ખાસ કરીને સાદી આંખે જણાતા વિશાળ ક્ષેત્રનો ભોગ આપીને, કેટલાક નવા ગુણો–આંખને સંશોધનોમાં મદદ કરવા મેળવી શકાય. આંખના દૃગ-કાચની રચનામાં કૃત્રિમ ઉમેરો કરી આપણે અત્યંત દૂરની કે અત્યંત સૂક્ષ્મ વસ્તુ જોઈ શકીએ.

પ્રકાશના જે રંગો આંખ જોઇ શકે છે તેના કરતાં સેંકડો-ગણા આંખના નેત્રપટ(Retina)ને બદલે ફોટોગ્રાફની પ્લેટનો ઉપયોગ કરવાથી જોઇ શકાય છે. વળી નેત્રપટને ઠેકાણે પ્રકાશથી ઉત્તેજિત થઇ વિદ્યુત્પ્રવાહ ઉત્પન્ન કરતા 'ફોટોઇલેક્ટ્રીક સેલ'ના-ઉપયોગથી, નેત્રતંતુઓને ઠેકાણે તે સેલને જોડેલા તારથી અને મગજને ઠેકાણે પ્રવાહ માપતા ગેલ્વેનોમિટરના ઉપયોગથી, સાદી દૃષ્ટિએ મેળવેલી મનની છાપને ઠેકાણે આપણે કાગળ ઉપર ચોક્સાઇથી માપી શકીએ તેવી છાપ મેળવી શકીએ છીએ. પ્રકાશ-કણો અને તેની શક્તિ તેના વડે માપી શકાય. પરમાણુની રચના વા ભેદ તેનાથી જાણી શકાય, દર પળે નષ્ટ પામતા સ્વયં-સ્ફુરક 'રેડીઓ એક્ટિવ' પદાર્થોનું નિરીક્ષણ કરવા પણ તે ઉપયોગી થાય અને મૂળ તત્ત્વોના પરસ્પર સંબંધોને ઓળખવા પણ તે આપણને સહાયતા આપે.

દૃષ્ટિને અતિશય સહાયકારી એવી અર્વાચીન વિજ્ઞાનની આ સિદ્ધિઓને આપણે જાણીએ તે પહેલાં નેત્રની રચના વિશે કાંઇક ઉલ્લેખ કરીએ. આંખમાં સળી અને શંકુ ( rods and cones) એ બે પ્રકારનાં પ્રકાશથી ઉત્તેજિત થતાં મહત્ત્વનાં તત્ત્વો છે. સળીઓની મદદથી અંધારામાં રાત્રે જોવાનું શક્ય બને છે. રંગો તેનાથી ઓળખી શકાતા નથી. નિશાચર પ્રાણીઓની આંખમાં આ સળીઓ મનુષ્યઆંખો કરતાં, અંધારું ભેદવા વધુ સમર્થ હોય છે. શંકુઓ દૃષ્ટિ સમક્ષના મધ્યભાગને તીવ્ર રીતે બતાવવા માટે છે. રંગોના ભેદ પણ શંકુઓની સહાયતાથી જ સમજાય છે, ડોળાની અંદરના ભાગના દરેક શંકુ મગજમાં જતાં જ્ઞાનતંતુથી જોડાએલું હોય છે. બીજી તરફ, નેત્રપટને જોડતી નસો ઉપરનાં તંતુઓ તપાસતાં જણાય છે કે આંખમાંના લાખો શંકુઓમાંના દરેકને નિરાળું તંતુ જોડતું નથી. એક તંતુ લગભગ ૨૦૦ શંકુઓને પૂરૂં પડે છે. નેત્રપટના તંતુઓ ઉત્તેજાવાથી તેઓ આંખ સામેની છાપનો સંદેશ મુખ્ય ચક્ષુનાડી મારફત મોકલાવે છે અને એ ક્રિયા પૂર્ણ થતાં આપણે નજર સામેનું ચિત્ર જોઇ શકીએ છીએ.

પ્રથમ 'લેન્સ' કાચ (આગિયો કાચ) કોણે શોધ્યો તેની આપણને ખબર નથી, પણ તેનો પહેલો ઉપયોગ એ વિજ્ઞાનના ઇતિહાસમાં મહત્ત્વનું પગલું હતું. આપણે જાણીએ છીએ તેવાં ચશ્માંનાં લેન્સ મધ્યયુગમાં લગભગ ઇ.સ. ૧૨૮૦માં શોધાયાં હતાં. રોજર બેકન સરખા કોઇક વિચારક અને પ્રયોગશોખીન વીરે કે અજાણ્યા કોઇ કામકારીગરે પહેલું લેન્સ બનાવ્યું તેની કશી ચોક્કસ માહિતી નથી. પાણીથી ભરેલા કાચના ગોળાના ગુણનું *નિરીક્ષણ કરવાથી લેન્સની બનાવટ સૂચવાઇ હશે એમ* તો ચોક્કસ જણાય છે, કારણ કે પ્રાચીન કાળમાં આવા ગોળાઓ આગિયા કાચ તરીકે વપરાતા એમ જાણવામાં છે. ઝીણા અક્ષરો ઉકેલવા આવા ગોળાના ઉપયોગનો ઉલ્લેખ તો સેનેકાએ કર્યો

છે. પણ ગમે તે રીતે થએલી લેન્સની આ શોધ પછી, પહેલાં ચશ્માં અને પછી દૂરબિન શોધાયાં; કારણ કે હાયન્સે કહ્યું છે તેમ ભૌતિક શાસ્ત્રના સિદ્ધાંતો અને નિયમોને જ આધારે લેન્સની શોધ તો કોઈક મનુષ્યાતીત બુદ્ધિ જ કરી શકી હોત.

## દૂરબિન અને સૂક્ષ્મદર્શક

નેત્રપટ જેના ઉપર દશ્ય વસ્તુની આકૃતિ પડે છે તેની રચના કેનવાસપટ પરનાં છિદ્રો સરખી છે. કેનવાસ ઉપર જો કોઈ આકૃતિ ભરવી હોય તો તે આકૃતિની ઝીણવટ કેનવાસનાં છિદ્રોથી નાની હોવી જોઇએ નહિ. સઘળી ઝીણવટ જો કેનવાસ ઉપર ચોકસાઇથી બતાવવી હોય તો આકૃતિ અથવા તો તેનો થોડો ભાગ વિસ્તૃત રૂપે તેટલા જ કેનવાસ ઉપર બતાવવો જોઇએ. આ જ રીતે જો કોઇ વસ્તુની બારીકી જોવી હોય તો તે વસ્તુની આકૃતિનો ભાગ નેત્રપટની સળી અને શંકુઓ ઉપર મોટો બનાવવો જોઇએ. આમ કરવાથી દૃષ્ટિક્ષેત્ર સંકુચિત તો થાય જ, પણ તેટલો ભોગ આપ્યાથી નજર સામેની વસ્તુની બારીકાઇનો અભ્યાસ કરવાનો લાભ આપણને મળે છે. જો દૂરની વસ્તુ આ પ્રમાણે જોવી હોય તો આંખના દગ-કાચને બદલે લાંબા કેન્દ્રનો કાચ આપણે વાપરવો જોઇએ. પણ આંખમાંનો કાચ કાઢી શકાય તેમ નહિ હોવાથી તેની અસર એક બીજો અંતર્ગોળ (Concave) કાચ મૂકી નાબુદ કરી શકાય. આમ કર્યા પછી નેત્રપટના ચિત્રને મોટું કરવા આપણે ગમે તેટલા લાંબા કેન્દ્રનો બીજો કાચ (Objective, દૂરની વસ્તુની પ્રતિમા પાડવા વાપરી શકીએ. આંખ પાસેના કાચ (eyepiece) થી તેનું અંતર પ્રતિમાને તીવ્ર બનાવે તેટલું રાખવું જોઇએ તે તો દેખીતું છે. આ પ્રમાણે તૈયાર થયેલું યંત્ર ગેલિલિઓએ પ્રથમ બનાવેલ સાદા દૂરબિન સરખું થાય છે. ચિત્રને સ્પષ્ટ રાખવા દૂરનો કાચ લાંબા કેન્દ્ર સાથે મોટા કદનો પણ જોઇએ જ, નહિ તો નેત્રપટ ઉપર પડતી તેની આકૃતિ ઝાંખી અને અસ્પષ્ટ થઇ જાય.

બહુ જ પાસેની જો કોઇ વસ્તુ જોવી હોય તો આપણે તેને નીચી દૃષ્ટિએ ધારીધારીને જોઇએ છીએ. ટૂંકી નજરનો માણસ આ કામ બહુ સફળતાથી કરી શકે, પણ આંખના દગ્-કાચ આગળ બીજો કાચ મૂકી, આપણી નજરને કૃત્રિમ રીતે ટૂંકી બનાવીએ તો આંખને વધુ પાસે લાવી, નેત્રપટ ઉપર પડતા પાસેની વસ્તુના પ્રતિબિંબને આપણે મોટું કરી શકીએ. આ મદદરૂપ કાચને આપણે સાદું સૂક્ષ્મદર્શક કહી શકીએ અને તેનાથી આગલા કાચે પાડેલી પ્રતિમા જોઇ શકાય. જો મૂળ વસ્તુ કરતાં પહેલી પ્રતિમા (આગલા કાચથી પડેલી) મોટી હોય તો આ સઘળી રચનાને મિશ્ર સૂક્ષ્મદર્શક (Compound microscope) તરીકે ઓળખી શકાય.

સાધારણ માન્યતા એવી છે કે સૂક્ષ્મદર્શકના આંખની પાસેના અને દૂરના એ બંને કાચોની યોગ્ય પસંદગી અને તેમની વચ્ચેનું અંતર વધઘટ કરવાથી સૂક્ષ્મદર્શકની શક્તિ ગમે તેટલી વધારી શકાય. પણ વસ્તુસ્થિતિ તેમ નથી. દિવસના અજવાળામાં કે વિદ્યુત્ પ્રકાશની મદદથી સૂક્ષ્મદર્શકમાં જે વસ્તુ જોવામાં આવે તેની રચનાની બારીકાઇ પ્રકાશની ઊર્મિની લંબાઇથી ઓછી હોવી જોઇએ નહિ. હવે હમણાં જણાવ્યા પ્રમાણેના પ્રકાશની ઊર્મિની લંબાઇ સાધારણ રીતે એક ઇંચના લાખગણા ભાગ કરતાં ઓછી હોતી નથી. ગમે તેટલી નાની લાગતી આ લંબાઇ, જીવવિદ્યા અને ભિષગ્વિદ્યામાં મહત્ત્વની કેટલીક વસ્તુઓ–(નાનાં જીવાણુઓ વગેરે)ની અંતરરચના સાથે સરખાવતાં ઘણી મોટી છે, અને તેમ હોવાથી આ પ્રકારનાં નિરીક્ષણ માટે ગમે તેટલું સુધરેલું સાધારણ અર્વાચીન સૂક્ષ્મદર્શક યંત્ર યોગ્ય નથી.

પણ અમાં થોડાં વર્ષોમાં વિદ્યુદણુઓ(Electrons અથવા Cathode rays)ના ગુણો આપણે વધારે સારી રીતે જાણતાં શીખ્યા છીએ, અને તેઓ પદાર્થરૂપ હોવા છતાં પ્રકાશ સરખી શક્તિ

બતાવતાં કોઇ ઊર્મિરૂપે પણ વહે છે એમ જણાયું છે. સાધારણ પ્રકારની ઊર્મિની સંખ્યા કરતા વિદ્યુદણુની ઊર્મિઓની સંખ્યા હજારોગણી ઓછી હોય છે, તેટલું જ નહિ પણ તેના પ્રવાહનો વેગ વધારી–ઘટાડીને તેમની સંખ્યા ઉપર ઇચ્છા મુજબનો કાબુ રાખી શકાય છે. આમ હોવાથી સૂક્ષ્મ વસ્તુઓના નિરીક્ષણ માટે સાધારણ દશ્ય પ્રકાશ જે વિદ્યુદણુના કરતાં પ્રમાણમાં સ્થૂળ છે, તેને બદલે વિદ્યુદણુની સહાયતાથી ગમે તેટલી સૂક્ષ્મ અને બારીકીથી ભરપૂર વસ્તુનો અભ્યાસ ભવિષ્યમાં થઇ શકશે એમ આશા રહે છે. આ રીતનું ઇલેક્ટ્રોન સૂક્ષ્મદર્શક બનાવવામાં મુશ્કેલીઓ તો હજી ઘણી છે. હવામાં વિદ્યુદણુનો પ્રવાહ ચાલી શકે નહિ એટલે આખા યંત્રમાંથી પહેલાં તો હવા કાઢી નાંખવી જોઇએ, વળી કાચને બદલે વિદ્યુત–કિરણોને કેન્દ્રિત કરવા વિદ્યુન્મય તારનાં ગૂંચળાં કે ચુંબકનાં લેન્સો તેમાં વાપરવાં જોઇએ. આ બધું કર્યા પછી અતિનાજુક જે વસ્તુ જોવાની હોય તેને વેગવાન 'કેથોડ' કિરણોના ભીષણ આક્રમણથી મુક્ત રાખવી એ પણ ભવિષ્યના સૂક્ષ્મદર્શકશાસ્ત્રી માટે ગંભીર વિષય છે.

### રંગદર્શન

રંગો ઓળખી શકવાની આંખની શક્તિ એ કુદરતની આશ્ચર્ય પમાડે તેવી એક ઘટના છે. આપણે તે શક્તિથી એટલા બધા પરિચિત છીએ કે તેમાં કશી નવાઈ આપણને લાગતી નથી. ગમે તે માણસ લીલા છોડ ઉપરના લાલ ફૂલને ઓળખી શકે એમ આપણે માની લઇએ છીએ, અને જે તેમ ન કરી શકે તેવા રંગદોષવાળી આંખના મનુષ્યને હસવાનુ મન આપણને થાય છે. પણ અત્યારની સર્વ જ્ઞાનસિદ્ધિ, કુદરતે આ જાદુ શી રીતે કર્યું છે તે કહેવા શક્તિમાન નથી. રંગદર્શન (Colour Vision)ના પ્રયોગોથી જણાય છે કે મૂળ ત્રિરંગો–(લાલ, પીળો ને વાદળી)થી ઉત્તેજિત થતાં આંખનાં તંતુઓ એકબીજાથી નિરાળાં હોય છે. વળી આગળ કહ્યું તેમ નેત્રપટ

ઉપરનાં શંકુઓ જ એ ત્રણ રંગોથી ઉત્તેજિત થતા આંખના આ શંકુઓના ત્રણ પ્રકાર હજી પાડી શકાયા નથી, તેમ રંગદોષવાળા તેમ જ સામાન્ય આંખની રચનામાં શું ફેર છે તે પણ હજી કળી શકાયું નથી.

રંગ પારખવાની શક્તિ આંખ કરતાં વધુ રીતે, કૃત્રિમ ઉપાયોથી મેળવી શકાય કે નહિ ? આ પ્રશ્નના જવાબમાં પ્રકાશ પૃથક્કરણની આખી વિદ્યા આવી જાય. જો કોઇ વસ્તુનો પ્રકાશ એક કરતાં વધુ રંગનો હોય તો તેને ત્રિપાર્શ્વ(Prism)થી જોવો જોઇએ. તેમ કરવાથી તે વસ્તુની ભિન્નભિન્ન રંગની આકૃતિઓ જણાય. જો પ્રકાશિત વસ્તુ અનેક રંગોથી પ્રકાશિત હોય તો ત્રિપાર્શ્વમાંથી લેતાં તેની તેટલી જ રંગીન આકૃતિઓ એક બીજા ઉપર ચઢી જતી અને અસ્પષ્ટ રેખાવાળી જણાય. દરેક રંગ જુદો પાડવા ત્રિપાર્શ્વમાં જતાં કિરણની પહોળાઇ એટલી બધી સાંકડી કરવી જોઇએ કે છેવટ જ્યારે તે વસ્તુની આકૃતિઓ આપણે જોઇએ ત્યારે દરેક રંગ તો સારી રીતે છૂટો પડી ગયો જણાય, પણ આકૃતિઓ એટલી બધી સાંકડી થઇ ગયેલી હોય કે મૂળ વસ્તુ સાથે સરખાવતાં તે પ્રમાણમાં નહિ જેટલી જ જણાય. પ્રકાશપૃથક્કરણની આ રીતથી સૂર્ય, તારા અને ગ્રહોની પરિસ્થિતિ તેમ જ પરમાણુરચના વિશે આપણું જ્ઞાન ઘણું વધ્યું છે, પણ તે વિષયની ચર્ચા અહીં અસ્થાને ગણાય.

બહુરંગી પ્રકાશિત વસ્તુનો આકાર કાયમ રાખી જો તેને કોઇ એક જ રંગમાં જોવી હોય તો ત્રિપાર્શ્વમાંનાં બીજાં કિરણો ઢાંકવા આંખ પાસે એક પડદો રાખવો જોઇએ. પછી પ્રકાશ આપતી વસ્તુ ઉપર ઝડપથી સાંકડા કિરણદ્વાર(Slit)ને ફેરવવામાં આવે તો તે વસ્તુના દરેક ભાગો આંખ સમક્ષ એક પછી એક આવતાં, આખી વસ્તુ સિનેમાના ચિત્રની માફક સળંગ અને ચાલતી દેખાય છે. આવી કરામતનો ઉપયોગ સૂર્યદર્શક યંત્ર—સ્પેક્ટ્રોહિલિઓસ્કોપ-બનાવવામાં થયો છે. તેનાથી સૂર્યમાં

ઉછળતી લાખો ગાઉ ઊંચી આતશરંગી હાઇડ્રોજન જ્વાળાઓનું નિરીક્ષણ થઇ શકે છે, જે બીજી રીતે સંપૂર્ણ સૂર્યગ્રહણ થાય ત્યારે જ જોઇ શકાય છે.

અત્યાર સુધી આપણે આપણી દૃષ્ટિને, સાદી આંખે દેખાતી બહુ નાની, અથવા તો દૂરની ચીજો જોવા માટે, અથવા તો સાધારણ રીતે ન દેખી શકાતા રંગો જોવા માટે, શા શા પ્રકારનાં સાધનોની સહાયતાથી ખીલવી શકીએ તે જોયું. આ સાધનોમાં આંખના દગ્કાચને વધારાના કાચોથી કે ત્રિપાર્શ્વથી સજ્જ કરવામાં આવે છે. આ પ્રકારની સહાયતા નેત્રપટને આપવી અશક્ય છે, પણ કેટલીક બાબતોમાં કુદરતી નેત્રપટને બાજુએ મૂકી, બનાવટી નેત્રપટ અથવા તો ફોટોગ્રાફની પ્લેટનો ઉપયોગ થઇ શકે, જે ઘણી વખત કુદરતી નેત્રપટ કરતાં વધારે સારી રીતે 'જોઈ' શકે છે.

કૃત્રિમ નેત્રપટ

પ્રકાશનાં કિરણો ઘણી વસ્તુના રંગમાં ને તેથી તેમની અણુરચનામાં ફેરફાર કરી શકે એ હકીકત બહુ જૂના વખતથી જાણીતી છે. ઘણા રંગો સૂર્યના તડકામાં ઝાંખા પડી જાય અથવા તો તદ્દન ઊડી જાય એ સામાન્ય નિરીક્ષણ છે. તેવી જ રીતે રૂપાના કેટલાક ક્ષારોને પ્રકાશમાં રાખવાથી તેમાં રાસાયનિક ક્રિયાથી ફેરફાર થાય છે, જે અમુક પદાર્થોની હાજરીમાં, પ્રકાશ પામેલા ક્ષારના ભાગને કાળો બનાવે છે, ને પ્રકાશ ન મળ્યો હોય તેવા ભાગને સફેદ રાખે છે. આ ક્રિયા ફોટોગ્રાફ પાડવાની કળામાં જાણીતી છે. રૂપાના ક્ષારના આ ગુણથી માત્ર સફેદ પ્રકાશનાં ભૂરાં અને જાંબુરંગી કિરણો જ નહિ પણ તેનાથી એ ટૂંકી ઊર્મિસંખ્યાનાં અદૃશ્ય અલ્ટ્રાવાયોલેટ અને 'એક્સ' કિરણો, ફોટોગ્રાફની પ્લેટ ઉપર સબળ અસર કરી શકે છે, અને તેવા કિરણો વડે અજવાળેલી વસ્તુ, જે સાધારણ રીતે આંખે દેખી શકાતી નથી તે આ કૃત્રિમ નેત્રપટથી જોઇ અને કાયમ માટે સંઘરી રાખવી

શક્ય બને છે. અતિશય મહત્ત્વની આ શોધનાં મૂળ ૧૮૦૨ની સાલમાં કરાયલા વેજવુડ અને ડેવીના પ્રયોગોમાંથી મળે છે. વિજ્ઞાનની ખીલવણીમાં એને દરરોજની સાધારણ વપરાશમાં ફોટોપ્લેટની કિંમત સર્વત્ર સુવિદિત છે. એક જ દષ્ટાંત તેનું મહત્ત્વ જાણવા પૂરતું છે. સુવિખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી આઇનસ્ટાઇનના સાપેક્ષતાવાદના ક્રાંતિકારી સિદ્ધાંતોનો સબળ પુરાવો ફોટોગ્રાફ પ્લેટે જ આપ્યો છે. સૂર્યગ્રહણ વખતે સૂર્યની બાજુઓના તારાઓના લેવાયલા ફોટોગ્રાફ ઉપરથી જણાય છે કે, સાપેક્ષતાવાદના સિદ્ધાંતાનુસાર પ્રકાશ પણ સૂર્યના ગુરુત્વાકર્ષણથી માર્ગચલિત થઇ, સૂર્ય નજદીકના તારાઓના સ્થાનને ગણતરી પ્રમાણે ચલિત થએલું બતાવે છે.

બીજી તરફ, ભૂરાં અને જાંબુરંગી પ્રકાશ કિરણો સિવાયનાં લીલાં, પીળાં, રાતાં અને રંગપટને બીજે છેડે આવેલાં વધુ લંબાઇનાં 'ઇન્ફ્રારેડ' કિરણો વડે પણ રૂપાના ક્ષારને અસર કરવાનું અર્વાચીન ફોટોકળાએ શક્ય બનાવ્યું છે. આ પ્રકારની પ્લેટો રંગોથી ઉત્તેજિત થતી હોવાથી પેનક્રોમેટિક પ્લેટ તરીકે ઓળખાય છે. રૂપાના ક્ષારમાં બહુ જ થોડા પ્રમાણમાં અમુક રંગોનું મિશ્રણ કરવાથી, તે ક્ષાર ગમે તે પ્રકારનાં દશ્ય કે અદશ્ય (ઇન્ફ્રારેડ અને અલ્ટ્રાવાયોલેટ) કિરણોથી આગળ જણાવ્યા પ્રમાણેનો ફેરફાર કરી શકે છે. આવી પ્લેટો ઉપર લેવાયલા ગ્રહોના રંગપટના ફોટોગ્રાફથી ત્યાંની અનોખી સૃષ્ટિનાં ચિત્ર આપણને સાંપડયાં છે. શુક્રમાં કાર્બોનિક વાયુનાં વાદળો ને ગુરુ, શનિ, યુરેનસ ને નેપચ્યુનમાં એમોનીઆ અને મીથેન વાયુનાં ગાઢ આવરણો, માનુષી બનાવટની આ પેનક્રોમેટિક પ્લેટે શોધી કાઢ્યાં છે.

### દિવ્યચક્ષુ અથવા ફોટોઇલેક્ટ્રિક સેલ

ફોટોગ્રાફની પ્લેટ સિવાય બીજું કૃત્રિમ કે માનવીની દિવ્યબુદ્ધિએ ઉપજાવેલું નેત્રપટ ફોટોઇલેક્ટ્રિક સેલ (કોશ) છે. પ્રકાશનાં અલ્ટ્રાવાયોલેટ કિરણો જો જસતની ચકચકિત પ્લેટ ઉપર પડે તો

જે જે પદાર્થો કે નવી રચના શોધાઇ છે, તે શોધતી વખતે સંશોધનકારોને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે તેમની શોધનો કેવો ઉપયોગ થશે. જો એમ કહેવામાં આવે કે અધમ કક્ષાએ પહોંચેલ વિવેકભ્રષ્ટ માનવી હવે નવી શોધનો ઉપભોગ કરવા લાયક નથી અને તેથી દુનિયાભરમાં થતાં વૈજ્ઞાનિક અન્વેષણોને કશું ઉત્તેજન ન આપવું, તો તેના જવાબમાં કહી શકાય કે એ પ્રમાણે નહિ બની શકવાનાં બે કારણો છેઃ પહેલું એ કે આપણામાંના દરેકમાં વધતે ઓછે અંશે અજ્ઞાતને જાણવાની મહેચ્છા હંમેશાં હોય છે અને આમાંના ઘણા ગમે તે વિઘ્નોથી પણ પાછા હઠતા નથી, કારણ કે તેમની શોધોનો ઉપયોગ જે ઘણી વખત તેમના મૃત્યુ પછી ઘણે કાળે થાય છે, તે વિશે તેઓને કશી દરકાર હોતી નથી. બીજું એ કે દુનિયા, વિજ્ઞાને આપેલી ભેટો પોતાના સ્વાર્થને ખાતર લેવા હંમેશાં આતુર હોય છે; તેવી ભેટોનો દુનિયાએ કયા પ્રકારે ઉપયોગ કરવો તેની સલાહ જો વૈજ્ઞાનિક દુનિયાને આપવા જાય તો તેને કોઇ સાંભળે નહિ. સંશોધનોને આમ એક તરફથી નિઃસ્પૃહ સેવકો, અને બીજી તરફથી સ્વાર્થ અને સત્તાની શોખીન પ્રજાઓ તેમને નેતાઓ, ઉત્તેજન આપ્યે જાય છે અને તેથી તે બંનેના અર્થો સરે છે. આમ હોવાથી, ભવિષ્યમાં યુદ્ધ ન થાય અથવા તો યુદ્ધમાં સંહારનાં ઘોર સાધનો ન વપરાય એ વાત તો બનવી લગભગ અશક્ય લાગે છે.

ભદ્રસુખ ક. વૈદ્ય

## ગ્રન્થપ્રકાશન

૬

**ગો. મા. ત્રિ.ના ગ્રન્થોની આવૃત્તિઓ**

'સરસ્વતીચંદ્ર'થી માંડીને 'સાક્ષરજીવન' સુધીની એમની કૃતિઓમાં સૌથી વિશેષ જાણીતી અને લોકમાનીતી કૃતિ તો, જેને આનંદશંકર ભાઇ "હિંદુસંસારનું મહાભારત" કહે છે તે-

એમતી નવલકથા 'સરસ્વતીચંદ્ર' જ છે. 'સ્નેહમુદ્રા,' 'લીલાવતી–જીવનકલા' કે એમનાં બીજાં પુસ્તકો એટલાં લોકપ્રિય કેમ નથી એનાં કારણો દેખીતાં જ છે, છતાં 'લીલાવતી–જીવનકલા'ની ત્રણ, અને 'સ્નેહમુદ્રા'ની ૪ આવૃત્તિઓ થઇ છે, એ નોંધવા જેવું છે.

'સરસ્વતીચંદ્ર'નો ૧લો ભાગ ઇ.સ. ૧૮૮૭માં ગુજરાતને મળ્યો. ત્યાર પછીની અડધી સદીના ગાળામાં એની ૯ આવૃત્તિઓ(ને ૩૦,૦૦૦ નકલો) થઇ. બીજા ભાગની ૭ આવૃત્તિઓ (ને ૨૨,૦૦૦ નકલો); ત્રીજાની ૬ આવૃત્તિઓ (અને ૧૮,૦૦૦ નકલો); ને ૪–થાની ૫ આવૃત્તિઓ (ને ૧૫,૦૦૦ નકલો) થઇ.

એ પુસ્તકને હિંદીમાં ઉતારવા કોઇક ગૃહસ્થે અલ્લાહાબાદથી થોડાં વર્ષો ઉપર પૂછાવેલું; પણ ગમે તે કરણસર એ વાત એટલેથી જ અટકેલી. એનું મરાઠી ભાષાંતર થએલું: ૧લા ભાગના ૧લી આવૃત્તિ પણ પૂરી ખપેલી નહિ ને છેવટની નકલો જીર્ણ દશામાં મુંબઇના ફુટપાથ ઉપર બબ્બે આને વેચાયલી. એના બીજા ભાગનું ભાષાંતર, 'ગુણસુંદરી' એ નામે કાંઇક સ્વતંત્ર નવલકથા રૂપે છપાએલું ને તે ખપી ગએલું; હવે દુષ્પ્રાપ્ય છે. ત્રીજો ને ચોથો ભાગ તો મરાઠીમાં ઊતર્યો જ નથી.

અને આ વસ્તુસ્થિતિ જોયા પછી, આજે જ્યારે આપણે વાંચીએ છીએ કે અમુક ઇંગ્લિશ કે ફ્રેંચ કે અમેરિકન પુસ્તકની બે કે ત્રણ વર્ષમાં ત્રીસ કે ચાલીસ આવૃત્તિઓ થઈ, બે કે ત્રણ લાખ નકલો ખપી ગઈ, ને જગતની લગભગ બધી મુખ્ય ભાષાઓમાં એનાં ભાષાંતરો થયાં—ત્યારે એને મુકાબલે ગુજરાતી સાહિત્યના આ એક સૌથી લોકપ્રિય પુસ્તક સંબંધી ઉપર બતાવ્યા તે આંકડા કંઇક ખેદ અને આશ્ચર્ય ઉપજાવે છે. એનાં કારણોમાં અત્રે નહિ ઊતરીએ; પણ એ એક હકીકત છે એટલું જ અત્રે નોંધીશું.

ગોવર્ધનરામ પછી ઘણા લેખકો થયા અને નવા યુગનો સાહિત્યપ્રવાસ પણ ઠીક ઠીક ઉતરતો જાય છે. એમાં યે બહુ પ્રતિભાશાળી ને ઉચ્ચ કોટિનાં નામો ગણાવી શકાય. છતાં આજે યે—

જ્યારે ગુજરાતના લગભગ દરેક સંસ્કારી ઘરમાં 'સરસ્વતીચંદ્ર' પહોંચી ગયો છે ત્યારે–એનું વાર્ષિક વેચાણ ત્રણ હજાર રૂપિયાની આસપાસ રહે છે એ આછાપાતળા સંતોષની વાત કહેવાય. એનાં કારણોની સમીક્ષા રહેવા દઇએ: પણ ગોવર્ધનરામની ધીરગંભીર શૈલી, એમનું અતિ વૈવિધ્યભર્યું ને મનોહર પાત્રાલેખન, ને હિંદુ સંસારનો એમણે આપેલો હૂબહૂ ચિતાર–એ લોકપ્રિયતાના મૂલમાં રહેલાં છે.

ગુજરાતી સાહિત્યમાંથી બીજું ઘણું ભૂલાઇ જશે પણ સુવર્ણપુર ને મનોહરિયું, રત્નનગરી અને સુંદરગિરિનાં શિખરો સહેલાઇથી નહિ ભૂલાય. અને એ સમર્થ સાહિત્યકારની કલ્પનાનાં સંતનો– ગુણસુંદરી અને સૌભાગ્યદેવી, ચંદ્રકાંત અને ગંગાભાભી, સુંદરગૌરી અને ચંદ્રાવલી મૈયા, કુમુદ અને કુસુમ ચિરંજીવ રહેશે.

પરમસુખરામ જ. પંડ્યા

## નિકષપૂર્તિ

### એક કબીરવડની કથા

જ્યુબિલી કો-મેમોરેશન વોલ્યુમ: સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી, સૂરત.

કદે દેખાવે એ, અચરતી જણાયે જગતમાં,
ખરે એ ગ્હોરાંનો, મગરૂબ રહે દેશ નવ કાં?
મનાયે સત્સંગે પવિતર સુવિધા–ભગતમાં,[1]
પ્રજાની વૃદ્ધિએ, નિત અમર કહેવાય નવ કાં?

... ... ... And a seed was sown in Surat that was destined to grow into a KABIRVAD–The Sarvajanik Education Society... ... ... ...The Banian tree on the

૧. ' સુવિધા–ભગતમાં '=મૂળ કાવ્યના ' કબીરાભગતમાં 'નું સંયોજિત (' એડેપ્ટેડ ') પાઠાન્તર.

Tapti which we now behold in expansive foliage and ramification was planted by a saint of education. ( pp. 2 & 20 ).

શિક્ષણસૃષ્ટિના એ સન્ત એટલે ચુનીલાલ ઘેલાભાઈ શાહ (૧૮૬૬— ૧૯૧૮). સન્તોની ખરી પૂંજી એમની ભાવનાભક્તિ જ હોય છે; આ સન્તની જીવનકથા અને જીવનસિદ્ધિ પણ એ સત્યનું એક વધુ પ્રમાણ છે. તેઓ શારીરિક સ્થિતિએ હતા હમેશના દુર્બળ; સામાજિક સ્થિતિએ, અલ્પધન એક માધ્યમિક શિક્ષકના પુત્ર; શિક્ષણસ્થિતિએ, માત્ર પ્રીવિયસ પાસ. પરન્તુ આ મર્યાદાઓની સામેના પલ્લામાં મૂકાય તેવી મહાશક્તિ તેમના હૃદયમાં હતી: તેમની ઊંડી દેશદાઝ, તેમની અખંડ શિક્ષણપ્રીતિ, તેમની ધીરજ તથા કાર્યકુશળતા; અને સૌથી વધુ તો, આત્મભોગની તેમની અમોઘ શક્તિ. ચિત્તને શુદ્ધ અને આત્માને ઉન્નત કરે તેવી આ સર્વ ભાવનાઓથી પ્રેરાઇને, અને સરકારે જાણે પ્રજાની સ્વાર્પણ તથા વ્યવસ્થાની શક્તિને કરેલું આહ્વાન ઉપાડી લઇને, સુરતના સપૂતો સ્વ. ચુનીલાલ શાહ તથા એમના નર્મદભક્ત મિત્ર જેકીસનદાસ અહાવાળાએ જે બીજ સને ૧૮૮૮ના જુનમાં બસો રૂપિયા ને માત્ર અગિયાર વિદ્યાર્થીવાળી 'ધી સુરત ઇંગ્લિશ સ્કૂલ'[૧] રૂપે વાવ્યું હતું, અને જે આજે રૂપિયા વીશ લાખની અસકયામત, અઢીસો જેટલા જુદી જુદી કક્ષાના કાર્યકરો અને ત્રણ હજારથી પણ વધુ વિદ્યાર્થીઓ ધરાવનાર સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીની સંસ્થાઓરૂપી ધીંગા કબીરવડ તરીકે તાપીના પવિત્ર તટે ફૂલ્યુંફાલ્યું છે, તેની અદ્ભુતરસિક કથા આ ગ્રન્થમાં પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીએ પચીસ ટૂંકાં ટૂંકાં રસપ્રદ પ્રકરણોમાં, જેમ અભ્યાસપૂર્વક તેમ અભ્યાસસામગ્રીના ભારે દબાઇ ગયા વિના બહુકે અભ્યાસવિષયના અંગેઅંગને યથાયોગ્ય દૃષ્ટિફલકમાં ગોઠવીને, સુપ્રવાહી ગૌરવશીલ અને ઉષ્માવન્ત શૈલીમાં

૧. પછીથી, ૫ સાર્વજનિક હાઈસ્કૂલ ફોર બોય્ઝ

કહી છે. ઘડતરદશાના કાળમાં સ્કૂલને, ૧૯૧૨માં સોસાયટી સ્થપાઇ ત્યારથી તેને, ૧૯૧૮માં કૉલેજ શરૂ થઇ ત્યારથી તેને, કેવી રીતે વારંવાર સદ્‌ભાગ્યયોગે નાણાંરૂપે દ્રવ્યલાભ અને કાર્યકરોને રૂપે બુદ્ધિલાભ થતો જ રહ્યો છે તેનો આ ઇતિહાસ માત્ર ગુજરાતના નહિ પણ આખા ય ઇલાકાના, કદાચ હિન્દભરના શિક્ષણેતિહાસનું એક યશોજ્જ્વલ પ્રકરણ છે અને એ ક્ષેત્રના કાર્યકરોને લાંબા વખત સુધી પ્રેરણાદાયી નીવડશે.

સાર્વજનિક હાઇસ્કૂલના હેડમાસ્તર રા. ચિમનલાલ જ. અક્કડે આપેલી એ શાળાની યાદગાર ઇતિહાસરેખા, પ્રો. કાળીદાસ લ. દેસાઇએ લખેલી સોસાયટી સાથે સંબન્ધ ધરાવતી મુખ્ય વ્યક્તિઓની ચરિત્રરેખા અને તુલનાત્મક આંકડાશાસ્ત્રની દૃષ્ટિએ ઘણાં ઉપયોગી એવાં વિદ્યાર્થીસંખ્યા વગેરેને લગતાં સંખ્યાબંધ કોષ્ટકો, શિક્ષકો–પ્રાધ્યાપકો વગેરેનાં પ્રકાશનોની યાદી: આ સર્વ ગ્રન્થનાં વધુ અંગો છે.

રૂપરંગે પણ સુન્દર, અનેક પ્રસ્તુત છબિઓ વડે નયનમનોહર, એવું આ પ્રકાશન ગ્રન્થઘડતરની દૃષ્ટિએ પણ નમૂનેદાર છે એમ કહેતાં આનંદ થાય છે.

—વિ.

## પાંચ પ્રેરણામૂર્તિઓ

( સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીની લાંબી અને યાદગાર કારકિર્દી દરમ્યાન તેના ઘડતરમાં જે પાંચ ભાવનાશીલ અને કાર્યદક્ષ પુરુષોએ અસાધારણ અગત્યનો ભાગ લીધો છે તેમની બુદ્ધિમત્તા અને શ્રેષ્ઠ ચારિત્રનો પરિચય આપતા નીચેના પરિચ્છેદ ઉપર્યુક્ત ગ્રન્થમાંના પ્રો. વિ. ર. ત્રિવેદીના લખાણમાંથી લીધા છે. સંસ્થાના કાર્યની વધારે સાચી પિછાન એથી થશે એમ માનીએ છીએ. )

**C. G. Shah** : He was a disciplined soul and demanded discipline from all under him. He was an idealist but not a dreamer of dreams, lying supine on a lovely meadow and waiting

for the fruit to drop from the Kalpa-vriksha. Firm and persevering, he laboured for his ideals. Such a man knows no defeat. As a teacher he was perhaps a hard task-master, but not without paternal tenderness. ( pp. 32 ).

**T. N. Malvi:** There is no nobler name in its [ the S. E. Society's ] story than Malvi's; he made the Society his greatest care, helped it all his life, helped it even when fortune was unkind to him ... ... ... We remember Malvi with pride and gratitude. Of the Society he was a great patron, and there were numerous public bodies to which he extended his ever-helping hand. By his death in 1935 Surat and Bombay lost a public servant of the highest order. ( pp. 14,15 ).

**Prin. D. R. Gadgil:** We soon recognised in him a brilliant wit ( a type we are familiar with in English literature ), a charming speaker and a scholar. He was a sportsman besides. He cultivated familiar intercourse without losing an ounce of dignity. He was young, very young indeed for the post he occupied, but he had the mental poise and physical bearing of a man of long and varied experience of life. And what was most important from our point of view, he had come with a resolve to *serve an Educational institution of Gujarat.* (pp. 45)

## સાહિત્યની ઉપેક્ષિતા

તા. ૨૭મી નવે: ઊર્મિલા (મિસિસ લક્ષ્મણજતિ) જેમ 'કાવ્યેર ઉપેક્ષિતા' છે તેમ, ઉપરકહી ચોપડી 'પાર્વતીકુંવર-આખ્યાન' એ જરા જુદી રીતે, આપણા અર્વાચીન સાહિત્યની ઉપેક્ષિતાઓમાંની એક છે. નર્મ-દયુગની સ્મરણપાત્ર પણ વીસરાયલી જે થોડી સારી ચોપડીઓ છે તેમાંની એ એક. અત્યારના શિષ્ટ સાહિત્યના વાચકોમાંથી કેટલાકને તેની ભાળ સયાજી સાહિત્યમાળામાંના મહીપતરામચરિત્ર દ્વારા અથવા પ્રો. ઠાકોરે કરેલા એકાદ ઉલ્લેખ દ્વારા ('ઈતિહાસદિગ્દર્શન' પૃ. ૭૧.) હોય તો હોય. મહીપતરામે લખેલું પોતાનાં પત્નીનું એ સંક્ષિપ્ત ચરિત્ર સાચદિલ, સારી કલાનો નમૂનો છે. સુધારક પતિને એમના સુધારાપ્રવૃત્તિમાં એ સતી નારીએ કેટકેટલા પ્રતિકૂળ સંજોગોમાં નાને મોટે સર્વ પ્રસંગે, કેટલી અડગ હિંમતથી અને ધીરજને ખૂટવા દીધા સિવાય, સાથ આપ્યો હતો તેની આજે પણ રસ પડે તેવી કેટલીક મહત્ત્વની વિગતો એ મહીપતરામના લાક્ષણિક ગદ્યમાં લખાયલી પુસ્તિકામાં આપણે વાંચીએ છીએ. ... 'પ્રતાપ' નાટકવાળા મહેતાજી ગણપતરામ રાજારામ ભટ્ટે પણ 'પાર્વતીકુંવર-ચરિત્ર' પદ્યમાં લખ્યું છે; પણ એનું નામ જ હજુ સુધી તો એક મન્ત્રધારી દ્વારા જાણ્યું છે. ચોપડી જોઈ નથી.

હાવર્ડ સાહેબોએ તથા 'સરકારે મળી આપેલી.) બીજા પોણાચાર હજારથી પણ વધુ રૂપિયા મુંબાઈના જે શેઠિયાઓએ પૂરા પાડયા તેમાં પંદરેક પારસીઓનાં, રૂ. ૨૫)થી રૂ. ૧૩૧) આપનારનાં, નામ આપણે વાંચીએ છીએ. ... સાહિત્યવિષયમાં પણ બંને પ્રજાઓનો સહકાર ત્યારે હતો તેટલો અત્યારે નથી: નર્મદને ઉપરાઉપર મોટી રકમો અને છાપખાનાનીસગવડો આપનાર નાનાભાઈ રૂસ્તમજી રાણીનાનાનું પ્રતિરૂપ આજના સમયમાં મળવું અશક્ય છે. આ સ્થિતિ તરફ જુદા શબ્દોમાં 'કાન્તમાલા'ના સંપાદક તરીકે પ્રા. ઠાકોરે (પૃ. ૪૨૬) ધ્યાન ખેંચ્યું જ છે.

### વિવેચક વળી સર્જક હોય ?

૨૮મી: હા, હોય; અને આમ હું જ નથી કહેતો, સ્વ. કાન્ત પણ એક પત્રમાં (પત્રધારા: પત્ર ૧૨મો) કહે છે: "બધા વિવેચકો સ્રષ્ટા છે." પણ એ કવિવિવેચકના એક ગુણાનુરાગી 'વિવેચકકવિ આ મત સ્વીકારતા નથી એમ આપણે થોડા માસ પરનાં જ ચંક્રમણે ચઢેલાં 'પ્રસ્થાન' પૃષ્ઠોમાંથી જાણ્યું છે. એ મોટા પ્રશ્નને આવી નાની નોંધમાં ચર્ચવાનું દુ:સાહસ નહિ કરતાં, જેમને રસ હોય તેમને સ્વ. નરસિંહરાવના અભ્યાસીઓને સુપરિચિત એક પરિચ્છેદની યાદ ('મનોમુકુર' ગ્રં. ૧; પૃ. ૩૩૭–૩૮) આપીને જ વિરમવું પડશે કે કવિ અને વિવેચક એ બંને જોડિયા ભાઈ તરીકે સ્વીકારાયા હોવાથી, અને અમુક ભેદો છતાં "કવિની નહિ પણ કવિના જેવી પ્રતિભા અને કલ્પના વિવેચકનામાં પણ આવશ્યક" હોવાથી, વિવેચક પણ એ રીતે સર્જક છે જ છે. આ સત્યને આપણામાંથી કોઇ નકારવા ધારે તો નકારી શકે છે; પણ એમ કરવા સાથે જ, એ સાહસિક પુરુષ અર્વાચીન યુરોપીઅન વિવેચનોના મોટા અને માનનીય ભાગને નકારી નાંખવાનું ભારે જોખમ ખેડે છે, એમ પણ સખેદ જાહેર કરવું પ્રાપ્ત થાય છે.

### સરળતાના પૂજારીઓને સમર્પણ

'મનોમુકુર'ના એ જ નિબન્ધ 'નવલરામ'માં (પૃ. ૩૪૨) આ ઉતારો 'નવલગ્રન્થાવલી'ના બીજા ભાગમાંથી છે.

"જો કોઇને એમ લાગે કે મારા વિષયને ઊંચી ભાષાની જરૂર છે. અને લોકના જે વર્ગને ઉદ્દેશીને હું લખું છું તે તો મારી ભાષાને સમજી શકશે તો ભલે તે ઊંચી ભાષા લખે. એક દેશમાં એક કાળે અનેક શૈલીઓ માટે જોઇએ તેટલી જગા હોય છે."

આ છેલ્લું વાક્ય હું સ્થૂળ છાપું છું તે મારી અને મારા જેવા બધા ય 'સાક્ષરી' લેખકોની વકીલાત કરવા. નિરક્ષરો સાંભળતાંવેંત અને અલ્પાક્ષરો વાંચતાંવેંત સમજી જાય તેવા ગુજરાતીની આપણા હાલના સમયને પહેલાં કરતાં વધારે જરૂર છે એ વાત સ્વીકાર્યા પછી પણ આપણે ધ્યાનમાં રાખવાનું બલ્કે ગોખ્યા કરવાનું છે કે એનાથી જુદી શૈલી માટે પણ આ ને આ જ દેશકાળમાં પૂરતો અવકાશ છે; તેથી, પહેલી નજરે જ આપણને હંમેશા સમજાય નહિ તેવું લખાણ થતું હશે ત્યારે એ સકારણ અને આવશ્યક હોવાથી જ થાય છે એ કદી પણ ભૂલાવું જોઇએ નહિ.

## આદ્ય વિવેચક કોણ ?

૨૯મી : આ પ્રશ્નનો ઉત્તર દશપંદર વર્ષ પર, 'નવલરામ જ' એનો અપાતો; પણ કેટલીક મહત્ત્વની, વગરવિચારે કે અલ્પવિચારે રૂઢ બનેલી આપણી માનીનતાઓ (માન્યતાઓ; પણ આ સુદૃઢ બનેલ શબ્દ સાચો નથી એનો એક પક્ષ છે એની અજાણ્યાંને જાણ કરવા જ એ પક્ષે જૂનાં 'વસન્ત'માં કોઇક વાર સૂચવેલા 'માનીનતા' તાજો કર્યો છે.)–માનીનતાઓનું પુનરીક્ષણ ('રીવિઝન' માટે રા. ભાઈ વિશ્વનાથ નો શબ્દ.) કરવાની ફરજ પાડનાર પ્રા. ઠાકોરે કવિ નર્મદાશંકરને એ પદની એનાયત કરવાની સપ્રમાણ સૂચના એક કે બે વાર કરેલી, (કયાં ? ન–સ્મરે; આ ક્રિયાપદનો ગણ અને પદ અહીં ખોટું વપરાયું હોય તો પણ એ રૂપ એને 'ન-જાને' જેવું બનાવવા જાણીને જ કરેલી ગણવી.) એ આપણે જાણીએ છીએ. પરંતુ, આદ્ય વિવેચક કવિ નર્મદાશંકર હતા એ મતને સ્વ. સર રમણભાઈ અને સ્વ. મધુભાઈ કાટાવાળાનો પણ ટેકો છે તેની ઘણાને ખબર નહિ હોય. તેમનામાંના પહેલાએ નર્મદાશંકરને વિવેચનનાં બીજ રોપનાર કહ્યા છે ('કવિતા અને સાહિત્ય' આ. ૨૭, પુ. ૩; પૃ. ૧૯૭) અને બીજાએ એ જ વિવેચનાઓને 'સાચી તલસ્પર્શી અને બૂઝ જમૂનારી' તરીકે ઓળખાવીને નર્મદાશંકરને આદ્ય વિવેચકને પદે સ્થાપ્યા છે ('નર્મદશતાબ્દીગ્રંથ પૃ.૨૫૬)...પણ એજ લેખમાંથી એક નાની ભૂલ સુધારી લેવાની જરૂર છે. હવે રંક વિસરાયલા ત્યારના સામયિક 'ટીકાકાર'ને યાદ કરીને ત્યાં કહ્યું છે "'ટીકાકાર'માં પણ, નવલરામનો સાહિત્યપ્રદેશમાં જન્મ થયો તે પહેલા પુસ્તકોની સમાલોચના આવતી." આ વિધાન માત્ર સ્મૃતિ પરથી થયું હશે અને એ સ્મૃતિ સ્મૃતિપરને વફાદાર રહી નથી;

કારણ, નવલરામની પહેલી સમાલોચના ('કરણઘેલા'ની) ૧૮૬૭માં લખાઇ અને 'ટીકાકાર'નો સાહિત્યપ્રદેશમાં જન્મ ૧૮૬૮માં થયો હતો. આ છેલ્લા વિધાન માટે તા. ૧૫મી જુન ૧૮૬૮ના 'ડાંડિયા'-માંના પૃ. ૨૫૪ મા ઉપરના નીચેના કથનનો આધાર છેઃ "ડાંડિઆની સામે અમદાવાદીઓએ "ટીકાકાર" નામે પત્ર કાહાડયું છે. અહમે અમારા મિત્રના જન્મથી બહુ ખુશી થયા છૈયે." દેખીતું છે કે 'ટીકાકાર' ૧૮૬૮ના મે અથવા જુનમાં શરૂ થયું હોવું જોઇએ અને આ તેની 'ડાંડિયા'એ લખેલી પહેલી જ સત્કારનોંધ છે... કાલક્રમે ઉપલી ચર્ચાનું નર્મદને જ આદ્ય વિવેચક ઠરાવાતું તારણ આ મુજબ નીકળશેઃ

(૧) ૧૮૬૫ : નર્મગદ્યમાંનો કવિ-કવિતા નિબંધ ને ચરિત્રો.

(૨) ૧૮૬૭ : નવલરામની પહેલી સમાલોચના.

(૩) ૧૮૬૮ : 'ટીકાકાર'નું પ્રાકટ્ય.

એક વધુ હકીકત પણ નોંધવા જેવી છે. 'નર્મકવિતા'માંનું સ્વ-કાવ્યવિવેચન, એ કાવ્યસર્જનોની જેમ જ, ૧૮૫૫-૧૮૬૬ના ગાળાનું છે. એમાંનાં કેટલાંક વિવેચન નર્મદની (જેમ વિચિત્રતા તેમ) વિવેચક-શક્તિ છતી કરે તેવાં હોઈ, નવલરામની પ્રવૃત્તિ શરૂ થયા પહેલાં જ એ અધાં આટોપાયાં હોઇ, તેને આદ્યવિવેચકપદ અપાવે છે. ...વસ્તુ-સ્થિતિ આ પ્રમાણે હોવા છતાં નવલરામ એ પદના અધિકારી ગણાયા. તેવું બનવાનો ખુલાસો શોધતાં જણાય છે કે તેમણે એ કામ એક વાર શરૂ કર્યા બાદ વીશ-એકવીશ વર્ષ ચાલુ રાખ્યું અને રૂડી રીતે ચાલુ રાખ્યું, પણ નર્મદ તો ઉપર કહ્યા બેત્રણ વિવેચનપ્રયોગો પછી એ ક્ષેત્રમાંથી નિવૃત્ત થઈ કોશકાર ધર્મવિચારક વગેરે બનવામાં પડેલો; પરિણામે એનું થોડું પણ સંગીન વિવેચનકાર્ય ઢંકાઈ ગયું, તે લોક-દષ્ટિ સમક્ષ યોગ્યતાપૂર્વક રહ્યો બીજું જ કારણે. નવલરામનું કાર્ય, મુખ્ય અને દીર્ઘજીવિતાપાત્ર કાર્ય, વિવેચનો લેખે જ થયું તેથી અનુ-ગામી વિચારકો અને વાઙ્મયપ્રેમીઓની નજર આગળ દીપતું ને દીપતું રહ્યું. નર્મદનાં વિવેચનો કરતાં નવલનાં વિવેચનો જથ્થામાં વધારે હતાં એ એક, અને વધારે વ્યાપક તથા જીવન્ત અસર કરે તેવાં-બહુધા સમકાલીનોનાં હોવાથી-હતાં એ બીજું: આ વધુ કારણો પણ એ સવિશેષ દીપ્તિમત્તા માટે ગણાવાય.

—બ.

## સ્વીકારનોંધ-પૂર્તિ

### શ્રી સયાજી—સાહિત્યમાળા

**૧. ધર્મનાં ઉત્પત્તિવિકાસ** : અ. ક. ત્રિવેદી ( રૂા. ૧ )-૨. **કેળવણીની કળા**: પાઠક અને વ્યાસ ( રૂા. ૧-૨-૦ )-૩. **વિજ્ઞાનના વિધાયકો**: છો. આ. પુરાણી (રૂા. ૧ાા)-૪ **મહારાષ્ટ્રિય ઈતિહાસનાં મુખ્ય વલણ**: મ. મો. પોટા (રૂા. ૧-૫-૦) ૫. **હિંદુસ્તાનમાં જુદા જુદા શક**: મં. સે. દવે (રૂા ૦ાા)-૬. **વિદ્યુત્**-દે. મ. શાસ્ત્રી. (રૂા. ૧)-૭. **પ્રાણીઓનાં શુભાશુભ લક્ષણો**: લ. વિ. ઋષિ ( રૂા. ૦-૧૦-૦ )-૮. **વડનગર**: ક. ભા. દવે (રૂા. ૦ાા) -૯. **ભીષ્મ**: વિ. વિ. મજમુદાર (રૂા. ૦-૬-૦)-૧૦. **સુલતાન બહાદુરશાહ**—એમ. એફ. લોખંડવાળા (રૂા. ૦ ૬-૦)-૧૧. **શોધખોળની વાતો**—દુ. વિ. મજમુદાર (રૂા. ૦ાા) -૧૨. **શ્રી સૂર્યનમસ્કાર**—ફ. હ. મનોહર ( રૂા. ૦ાા )-૧૩ **આન્ય આણિ પાશ્ચાત્ય નીતિધ્યેયેં**: ચિં ગ. કર્વે (રૂા ૧ા)-૧૩. **ધર્મ: ઉદ્‌ગમ આણિ વિકાસ**: કૃ. પા. કુળકર્ણી (રૂા. ૧ા)-૧૫. **અહોદેં**· વિ. સ. વાકસકર (રૂા, ૦-૬-૦)-૧૬. **શ્રી ક્ષેત્ર નાશિક**: રા. ગ. હર્ષે (રૂા. ૦-૬-૦)-૧૭. **ગંગાવતરણ** : વિ. લા. જોષી: (૦-૬-૦).

**સ્મૃતિ અને દર્શન**: ર. મો. ત્રિવેદી. અમદાવાદ ( રૂા. ૧ાા )· પતંગપુરાણ—હીરાલાલ ર. કાપડિયા, સૂરત (રૂા. ૦-૧૦-૦) **શ્રી કચ્છ લોહાણા કેળવણી ફંડનો ૧૯૯૨–૯૩નો અહેવાલ.**

**દિવાળી અંકો**: લોકવાણી (વાર્ષિક), પ્રતાપ, દાંડિયો (નવલિકા અંક), ગાંડીવ, દેશીમિત્ર; નવચેતન, શારદા, ગુણસુંદરી; ગુજરાતી, બે ઘડી મોજ; નૂતન બ્રહ્મદેશ, આહુતિ: આ સર્વ તરફથી મળેલા મનહર અને–અથવા મનભર દીપોત્સવીઅંકો માટે તેમને અભિનંદન આપી, સર્વનો આભાર સહિત સ્વીકાર કરીએ છીએ.

**કેલેંડરો** : મેસર્સ ત્રિપાઠી કં. (મુંબાઇ), ગુજરાતી સાપ્તાહિક (મુંબાઇ),મેસર્સ મનસુખલાલ સુખલાલ એંડ કં. (મુંબાઇ), દેશીમિત્ર (સૂરત)અને યુગાન્તર કાર્યાલય (સૂરત) આ સર્વેએ મોકલેલાં ૧૯૩૯નાં કેલેંડરો માટે દરેકના આભારી છીએ.

## ધ્વનિ-પૂર્તિ

**વિવેચન અને સ્વાતંત્ર્ય**

ગયા અંકની એક વાસરિકાનોંધમાં આ વિષયનો સ્પર્શ

થયો હતો એ વાચકોને યાદ હશે. તત્ત્વે કૈંક ગંભીર પણ બાહ્ય સ્વરૂપે એકંદરે અગંભીર એવા એ સ્પર્શને જરા અતિગંભીર રીતે સ્વીકારી લઇને ચારેક સ્થળે[1] એ બાબતની ચર્ચા થઇ છે. તેમાંનું એક લખાણ આ લખનારનું જ હોવાથી એ ચર્ચા-પત્રમાંના વિચારોની પુનરુક્તિ અહીં કરવાની જરૂર નથી; જે થોડું લખવું છે તેમાં પણ સિદ્ધાંતદૃષ્ટિએ કેટલાંક ચર્ચાબિન્દુ ટપકાવવા અને થોડાક બનેલા દાખલા ટાંકવા સિવાય આ પ્રસંગે બીજું કૈં થઈ શકે તેમ લાગતું નથી.

૧. અત્યારના ગુજરાતમાં સમકાલીન સાહિત્યકારોની કૃતિઓનું તેમ જ પ્રવૃત્તિઓનું વિવેચન કરવામાં આડે નડતી મુશ્કેલીઓની આ આખી ચર્ચા છે.

૨. સાહિત્યકારો સાહિત્યનગરમાં વસતા હોય અને વિવેચકો વિવેચનપુરીમાં જુદા વાસો કરતા હોય તેવું બનતું નથી; મનોવૈજ્ઞાનિક વસ્તુસ્થિતિ એ છે કે એ બંને વર્ગોના વ્યક્તિગત, સામાજિક અને આર્થિક હિતસંબન્ધો એક કરતાં વધુ રીતે પરસ્પર સંકળાયલા છે.

૩. આર્થિક બાજુ પછી જોઇએ; પણ માત્ર નૈતિક દૃષ્ટિએ વિચારતાં પણ એવું વારંવાર બન્યું છે કે અમુક સાહિત્યકાર વિશેની વિવેચકે કરેલી પ્રતિકૂળ ટીકાથી, ટીકામાં અંગત તત્ત્વ લેશમાત્ર ન હોય પણ સિદ્ધાંતચર્ચા જ હોય તથા કડકાઇ લખાણમાં આવી હોય તો સિદ્ધાંતભક્તિને કારણે જ આવી હોય ત્યારે પણ, એ વિવેચક સામે એ સાહિત્યકારને અંગતભાવે માઠું લાગી ગયા વિના રહેતું નથી.

૪. જ્યારે વિવેચક જુએ છે કે અંગતભાવી દૂભણ

---

૧. 'પ્રબન્ધુ'માં (તા. ૨૦મી અને ૨૭મી નવેમ્બર); 'ગુજરાતી'માં (તા. ૪થી ડીસે.) અને 'લોકવાણી'માં (તા. ૧૮મી ડીસે.)

કરવાની પોતાની ઇચ્છા નહોતી ને હેતુ નહોતો છતાં એવી દૂભણુ થાય તો છે જ ત્યારે, એવા કેટલાક સ્વાનુભવના બનાવો બન્યા પછી, તેણે એ તેમ જ એવા સાહિત્યકારોની કૃતિ વિશેના પોતાના વિવેચનમાંથી સ્વાતંત્ર્યનું તત્ત્વ કમી કરવું જ પડે છે; કેમ કે, અત્યારના ગુજરાતી સાહિત્યસમાજની રચના તથા ઉપર-કહ્યા હિતસંબન્ધો વગેરે જોતાં વિવેચકે સાહિત્યકાર સાથે, હરકોઇ સંજોગોમાં અને સત્ય તથા સ્વાતંત્ર્યને ભોગે પણ કેટલીક વાર, મીઠાશ જ રાખવી-તેની જોડે 'બગાડવું' નહિ-એવી મનોવૃત્તિ સમસ્ત શિક્ષિત સમાજમાં ફેલાયલી છે.

૫. એ મનોવૃત્તિની પાછળ છે તો ચોખ્ખેચોખ્ખું, સાત પાણીએ ધોયલું, બીકણપણું જ; પણ વ્યવહારવિદ્યાવિશારદ ગુજરાતી પ્રજા એ બીકણપણાને 'વ્યવહાર'નું રૂડું નામ આપવામાં ગૌરવ માને છે.

૬. એક બીજી વદતોવ્યાઘાત જેવી સ્થિતિ પણ પ્રવર્તે છે. "અમે તો સાચદિલ સ્વતંત્ર ટીકા માગીએ જ છીએ" એમ કહેનાર યુવાન કવિઓ પણ, એવી ટીકા એમને પીરસવામાં આવે ત્યારે એને ક્ષણવાર પણ જીરવી શકતા નથી. આ મતલબનું જાહેર કથન જ આપણા એક માનનીય વિવેચકે મુંબાઇનું ઉપનગર છોડી ગુજરાતના પાટનગરમાં વસવા જતી વેળાના ભાષણમાં દોઢ વર્ષ પર કરેલું એની યાદ વાચકોને આપીએ છીએ.

૭. એ તો દાખલો છે એક જ. પણ બીજા ય કેટલાક એ પ્રકારના દાખલા બને છે કે એક બાજુથી ઉપલી કલમમાં નોંધ્યા છે તેવા અનુભવો થતા હોય અને બીજી બાજુથી એ જ અળાકૂંળા કવિજનોની રચનાઓની જરૂર વિવેચકને પોતાના સામયિક માટે પડતી હોય, અથવા તો પોતાની (વિવેચકની) કોઇ ચોપડી બહાર પડે ત્યારે, દુભાયલો પેલો સાહિત્યકાર જ વિવેચક બનીને કોઇ છાપાબાપામાં 'છોલી' નાંખે નહિ એ ચોપડીને, માટે પણ તેને ટાઢો મીઠો રાખવાની પોતાને ગરજ

હોય; અથવા તો માત્ર એવું હોય કે સાહિત્યકારની મૈત્રીનો લોભ, ઉભયના કેવળ વ્યક્તિગત જીવનમાં, વિવેચકથી છોડાતો ન હોય.

૮. આ તો છે પુરાણ, એટલે કલમવાર ટૂંકી નોંધમાં અર્ધી કથા ય આલેખાવાની નહિ: એટલે આર્થિક બાજુને થોડું સ્પર્શીને જ હમણાં તો અટકીએ.

૯. ગ્રન્થકારનું નામ 'ક' ને વિવેચકનું નામ 'ખ'. એવું બને છે કે 'ક'ની ચોપડી વિશે 'ખ'એ પોતાનો પ્રામાણિક અને સ્પષ્ટવક્તા—પણ લેશમાત્ર અંગતભાવી કડવાશ વિનાનો—અભિપ્રાય લખી છપાવ્યો. હવે 'ક'એ શું કર્યું ? તેણે 'ખ'ની ખોદણી તો કરી જ, પણ એની સાહિત્યવિષયક પ્રવૃત્તિમાં તેને હાનિ થાય, બીજી રીતે પણ તેને ઘણીક નિરર્થક માનસિક વ્યથા થાય, તેવાં ચક્રો ચલાવતાં વાર લગાડી નહિ: અને તેમાં તેણે 'ગ'ની મદદ માગી, જે પૂરેપૂરી મળી કેમ કે અગાઉ એ જ 'ગ'ની અજાણતાં 'દૂભણ' 'ક'થી પોતાની નિઃસ્વાર્થ વિવેચન-પ્રવૃત્તિને અંગે, થઇ ગએલી.

૧૦ 'ઘ' છે ગરીબ અને આખાબોલો પણ સિદ્ધાંતી સાચદિલ નિર્ભય વિવેચક. તેણે પ્રસંગોપાત્ત પૈસાદાર અને પદવી-ધારી સાહિત્યકારો 'ચ' 'છ' 'જ' વગેરેની ટીકા કરી. એ કડવી પણ સત્યશીલ ટીકા કોઈ વાર ગ્રન્થ વિશે હોય, કોઈ વાર એ લોકોની ભારે ખામીભરી વાઙ્મયિક પ્રવૃત્તિઓ હોય. આટલું બન્યા પછી 'ચ' વગેરે પોતાના પૈસા અને મોટી લાગવગને આધારે ગરીબ 'ઘ'ને વધારે ને વધારે ગરીબ બનાવવા પોતાને હસ્તકનાં શતાવધિ પ્રયત્નો છોડી મૂકે તથા પેલાને સમાજની નજરમાં અનેક રીતે હલકો—તે ખરી રીતે હલકો નથી એવી પોતાને બરાબર જાણ છતાં—પાડવા તથા પડાવવા, અને તો તેને વાઙ્મયક્ષેત્રમાંથી હાંકી જ કાઢવા, અનેક તદબીરો રચે.

૧૧. આવી વસ્તુસ્થિતિ હોય ત્યાં, અર્ધગંભીર રીતે પણ, એમ સૂચવવામાં વળી ખોટું શું છે કે સાહિત્યકારોના તરેહ-

તરેહના ભયત્રાસની નીતિના ભોગ બનતા સત્યવાદી વિવેચક પાસે કાં તો બે લાખ રૂપિયાનું ફંડ હોવું જોઇએ, કાં તો ( અને આ તો પૂર્ણ ગંભીર રીતે કહેવાતું ) તેને માતબર કોઇક 'જન્મભૂમિ' કે 'પ્રજાબંધુ'નું પીઠબળ હોવું જોઇએ ?

—વિ.

## સૂરતની વાઙ્મયપ્રવૃત્તિ

### નવેમ્બર

પંદરમી તારીખે રાષ્ટ્રભાષા—અધ્યાપનમંદિર ખોલવા માટે રા. કિશોરલાલ મશરુવાળા આવ્યા હતા. ત્રણ વર્ષથી અહીં હિંદી વિદ્યામંદિર તો ચાલે જ છે અને તેનો મુખ્યત્વે યુવાન સૂરતીઓ સારા પ્રમાણમાં લાભ લે છે. આ ઉત્સાહનો લાભ લઇ ડો. ઘીઆ, પં. પરમેષ્ઠીદાસ જૈન અને રા. વલ્લભદાસ અક્કડના કુશળ નેતૃત્વ હેઠળ કાર્ય કરના સ્થાનિક હિંદી પ્રચારક મંડળે અધ્યાપનમંદિરની નવી પ્રવૃત્તિ ઉપાડી છે તે માટે એમને અભિનંદન આપતાં આનંદ થાય છે. એ પ્રસંગે રા. મશરુવાળાએ આપેલું વ્યાવહારિક વિચારશીલતાવાળું વ્યાખ્યાન “ રાષ્ટ્રભાષાકી પઢાઇ ' ડીસેંબરના હિંદી ‘ સર્વોદય 'માં છપાયું છે અને એ આ વિષયમાં રસ લેનાર દરેક જણે ધ્યાનથી વાંચવા જેવું છે. હિન્દુસ્તાનીના પણ પ્રાન્તો પરત્વે ઉપભેદ બની ગયા છે ( આપણે જેને ‘ સંસ્થા ' કહીએ તેને ઉત્કલમાં ‘ અનુષ્ઠાન ' કહે; આપણો ‘ગ્રામોદ્યોગ ' આન્ધ્રમાં બને છે ‘ ગ્રામસૌભાગ્ય ' વગેરે. ); ગુજરાતીઓ હિંદી બોલતાં જે ભૂલો કરે છે તે તરફ ઇશારો તથા ગુજરાતીઓએ પોતાને હિંદી આવડે છે એમ મિથ્યાભિમાન પૂર્વક માની લીધું છે તેને બદલે તેમણે તેનો રીતસરનો અભ્યાસ મહારાષ્ટ્રીઓ તથા તામિલોની જેમ કરવો ઘટે એવી સ્પષ્ટ વાણી; અને ભાષાઅભ્યાસી ચારિત્રશીલ હોવો જોઇએ સૌથી પહેલો, એ ગાંધીજીના અભિપ્રાયનું અવતરણ : આ એ વ્યાખ્યાનનાં સૌથી મુખ્ય બિન્દુઓ છે.—એક ગુજરાતી યુવાન હિંદીમાં ભાષણ કેટલી છટાથી કરી શકે છે તેનો અચ્છો

નમૂનો પણ આ પ્રસંગે રા. વલ્લભદાસ અક્કડે કરેલા નિવેદન-રૂપે શ્રોતાઓએ આનંદ અને આશ્ચર્યથી જોયો હતો. એ જ દિવસે સવારે સાહિત્યમંડળ તરફથી રા. ગશરુવાળા સાથે વાર્તાલાપ રા. રતનલાલ ખાંડવાળાને ત્યાં રાખવામાં આવેલ ત્યારે મૂડીમજૂરી, રાષ્ટ્રવ્યાપી લિપિ, સાહિત્યશોધન વગેરે પર રસિક પ્રશ્નોત્તરી થઇ હતી.

ડીસેમ્બર

તારીખ બારમાને રોજ ના. ગવર્નરે એમ. ટી. બી. કૉલેજને લગતી, સિત્તેર હજાર રૂપિયાના સત્તર હજાર ગ્રન્થોવાળી લાયબ્રેરીનું નવું મકાન-હવેથી, 'લેડી ફીકાભાઇ પ્રેમચંદ લાયબ્રેરી'-રૂા. ૬૧) હજારની કિંમતનું, ખુલ્લું મૂક્યું હતું. સુરતને આ લાભ તેના એક સપૂત અને સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીના પ્રમુખ સર ફીકાભાઈ પ્રેમચંદની ઉદારતાને લીધે મળ્યો છે એ સહર્ષ ગર્વનો વિષય છે.

'સ્નેહરશ્મિ'એ ઓગણીસમી તારીખે કૉલેજના વિદ્યાર્થીઓ સમક્ષ 'મારાં ગીતો' વિશે પ્રો. વિષ્ણુભાઇ ત્રિવેદીના પ્રમુખપણા નીચે બોલતાં કેટલીક રસ પડે તેવી આત્મકથાત્મક માહિતી આપી હતી અને સંખ્યાબંધ ગીતો મીઠી હલકે ગાઇ સંભળાવ્યાં હતાં.

નાતાલ નજીક આવતાં કૉલેજના વિદ્યાર્થીઓએ પોતાના વાર્ષિક સ્નેહસંમેલન પ્રસંગે મુંબાઈથી શ્રી. સોફિયા વાડિયાને નોતર્યાં હતાં. એ પ્રસંગનું તેમનું ભાષણ જેમ મનમોહક વક્તૃત્વ-વાળું તેમ વિદ્યાર્થીઓને તેમનામાં રહેલી-માણસમાત્રમાં રહેલી-અખૂટ આધ્યાત્મિક સંપત્તિ, તેના વિકાસ અને યથાયોગ્ય ઉપયોગનું પ્રબોધનાર હતું. એ જ દિવસે સવારે સાહિત્યમંડળ તરફથી શ્રીમતી વાડિયાએ આપેલા ભાષણમાં, (૧) સાહિત્યમાં સંખ્યા કે પ્રમાણ નહિ પણ ગુણવત્તા એ મુખ્ય વસ્તુ છે; (૨) સાહિત્યકાર જેમ સત્તાધારીથી દબાયલો ન હોવો જોઇએ તેમ ફાવે તેમ કલમ ચલાવનાર બેજવાબદાર માણસ પણ ન હોવો

જોઇએ, (૩) પી. ઈ. એન. ઇન્ટર્નેશનલ ક્લબ (જેના ભારતીય કેન્દ્રનાં સ્થાપક તેઓ છે, તે) સાહિત્યશુદ્ધિ અને સાહિત્યસ્વાતંત્ર્યના તેમ જ સાહિત્યદ્વારા દેશ દેશ વચ્ચે ભ્રાતૃભાવ કેળવવા ચાહે અને મથે છે તેના આદર્શોની ધારાવાહી ભાષામાં સમજૂતી: આ મુખ્ય બિન્દુઓ હતાં.

ભાષણ પછીની રા. ચન્દ્રવદન શાહને ત્યાંની વાર્તાલાપની સભામાં એક સભ્યે જ્યારે ખેદ દર્શાવ્યો કે ભ્રાતૃભાવ વિશે આપણે બોલીએ ભલે પણ આપણી ભાવનાઓનો અમલ અશક્ય છે, ત્યારે શ્રી વાડિયાએ ઉત્તર આપેલો કે ઇગ્લંડની પી. ઈ. એને હિટલરપીડિત ચેક લેખકોને આર્થિક મદદ કરી હતી.

**જાન્યુઆરી**

તા. ૨૧-૧૨-૩૮ને રોજ ૭૪ની વયે રાયબરેલીમાં અવસાન પામેલા સમર્થ હિંદી વાઙ્મયસેવક પં. મહાવીરપ્રસાદ દ્વિવેદીના પુણ્યસ્મરણાર્થે પ્રા. ઠક્કુરના પ્રમુખપદે હિંદી પ્ર. મંડળ તરફથી ભરાયલી સભામાં તા. બીજીએ સદ્ગતના જીવન અને કવન, પત્રકારત્વ અને વિવેચકત્વ વિશે જાણવાજોગ ભાષણો અને શોકનો ઠરાવ થયાં હતાં.

—વિ.

## ઉપ-ધ્વનિ

### ‘છંદોરચના’ ‘કારતું’ બહુમાન

“બીજી એમની સઘન સાહિત્યસેવા તે ...... ...કાવ્યશાસ્ત્રવિષયનો ગ્રન્થ ‘છંદોરચના.’ આ ગ્રંથ મરાઠીમાં જ નહિ પરંતુ સમસ્ત હિન્દના વાઙ્મયમાં અદ્વિતીય ગણાય એવો છે.” જે ગ્રન્થનો પરિચય આ શબ્દો વડે આશરે બે વર્ષ પર[1] રા. મનુભાઈ

1. ‘માનસી’ના બીજા વર્ષના બીજા અંકમાંના મહારાષ્ટ્ર સાહિત્યસંમેલન વિશેના લેખમાં. પ્રા. પટવર્ધન વિશે વધુ માહિતી પણ એ જ લેખમાં આપી છે.

ક. દેસાઈએ આ પત્રના વાચકોને કરાવ્યો હતો, તેને માટે હમણાં થોડા જ વખત પર પ્રા. માધવરાવ પટવર્ધનને (એમનો ગયા વર્ષમાં 'માનસી'એ છાપેલો રાજકવિ તાંબે વિશેનો લેખ પણ વાચકોને યાદ હશે જ.) મુંબાઇ યુનિવર્સિટીએ 'ડોક્ટર ઓફ લિટરેચર'ની પદવી આપી તેમનું બહુમાન કર્યું છે. વડોદરામાં જન્મેલા એ ગુજરાતી-મહારાષ્ટ્રી વિદ્વાનની કદરદાનાસી આટલી સરસ રીતે થએલી જોઈ આપણને સૌને ઘણો આનંદ થાય એ સ્વાભાવિક છે. 'મહારાષ્ટ્ર-સાહિત્યપત્રિકા' (જન્યુ.'-૩૯) લખે છે તેમ, આ પદવી આપવાનો ઉપક્રમ અત્યારે ચાલતા નવા મન્વંતરનું સુચિહ્ન છેઃ " પ્રતિભા, વિદ્વત્તા વ વ્યાસંગ યા દુર્મિલ ગુણાંચા સમુચ્ચય માધવરાવાંત પ્રકર્षानें આઢळતો." એમ એ સહયોગીએ એમની યોગ્યતાની પિછાન સુઘડ સંક્ષેપે કરાવીને ઉમેર્યું છે તે યોગ્ય જ છે કે તેમને આ પદવી આપીને યુનિવર્સિટીએ તેમની યોગ્યતામાં ઉમેરો કરવા કરતાં પોતાની ગુણગ્રાહકતા વધુ અંશે પ્રકટ કરી છે. ગુજરાતના પણ વૃદ્ધ અને પ્રૌઢ (ડૉ. પટવર્ધન માત્ર ૪૪ વર્ષના છે.) સુપાત્ર વિદ્વાનોને એ પદવી હવે તો પ્રાપ્ત થવા માંડે એ ઈષ્ટ છે એવી ઇચ્છા આ પ્રસંગે દર્શાવ્યા વિના કેમ રહેવાય?

## પં. મહાવીરપ્રસાદ દ્વિવેદી

'દ્વિવેદી-અભિનંદનગ્રંથ'માંના[1] સમકાલીન હિન્દી સુકવિ સુમિત્રા-નંદન પંતના એક સુંદર કાવ્યના કેટલાક ભાગનો ભાવાર્થ આ પ્રમાણે છેઃ " ભારતેન્દુ બાબુ હરિશ્ચન્દ્રે જે ભારતીવીણાનું નિર્માણ કરી તેનું સ્વરસંધાન અમર સ્પર્શોથી કર્યું હતું, તેનો પ્રથમ સ્વર્ણઝંકાર દ્વિવેદીજીએ કરીને આખા દેશની વાણીને એક આકાર આપ્યો. તેમણે મૂંગા દેશને ફરીથી વાચા આપીઃ 'રૂપરંગસે પૂર્ણ કર દિયા જીર્ણ રાષ્ટ્રકંકાલ.'" રાષ્ટ્રના જૂના હાડપિંજરને એમ નવાં રૂપ-રંગે ભર-પૂર-નાર એ પ્રસિદ્ધ વાઙ્મયપુરુષના થોડા દિવસો પર થએલા અવસાનની નોંધ લેતાં ખેદ થાય છે. આજથી પાંચેક વર્ષ પર પ્રગટેલા પૂર્વોક્ત અભિનંદનગ્રન્થના વિદ્વાન પ્રસ્તાવનાકારો કહે છે તેમ ત્યાર પહેલાંનાં ત્રીશ (આસરે, સને ૧૯૦૪-૧૯૩૪) વર્ષ દરમ્યાન હિંદીનાં ભાષાસાહિત્ય પર, સદ્ગતના તંત્રીપણા હેઠળ ચાલતા

૧. સુરતમાં અલભ્ય એવો આ ગ્રન્થ સુલભ કરી આપવા માટે અમે અહીંના હિન્દી પ્રચારક મંડળના આભારી છીએ.

દેસાઈના એક વિધાનની, તથા એની પર 'મૉડર્ન રીવ્યુ'કારે કરેલી ચર્ચાની સાધાર સમીક્ષા કરતો લેખ કાશીથી પ્રગટતા 'હંસ'ના ડીસેંબર અંકમાં પ્રા. હીરાલાલ ગોદીવાળાએ લખ્યો છે. તેમણે નર્મદદલપત, મ. ન. દ્વિવેદી અને 'સરસ્વતીચન્દ્ર'કારમાંથી અવતરણ કે ઉલ્લેખ આપી સ્પષ્ટપણે બતાવી આપ્યું છે કે ઉપર્યુક્ત વિધાન બરાબર નથી કેમ કે આ સર્વ સાહિત્યસેવકોએ બ્રિટિશ અમલની ટીકા—કેટલીક વાર ઘણી છૂટથી પણ—કરી જ હતી. એ લેખ થોડા સમયમાં વાચકોને એના અસલ ગુજરાતી સ્વરૂપે 'માનસી'દ્વારા મળી શકે ત્યાં સુધીમાં જિજ્ઞાસુઓ એની 'હંસ'માંની હિંદી આવૃત્તિનો પૂરતો લાભ ઉઠાવશે જ એવી ઉમેદ રાખીએ છીએ.

—વિ.

## સ્વીકારનોંધ-પૂર્તિ : ૨

**પથિકના પત્રો,** ગુચ્છ ૨: અંબાલાલ પુરાણી (શ્રી અરવિંદ કાર્યા. આણંદ; રૂ. ૦ાા)—**હિંદુસ્તાનની ગરીબાઇ,** સ્વ. દાદાભાઈ નવરોજીકૃત: ગોપાલદાસ જી. પટેલ (રૂ. ૦-૧૪-૦); અને **હિમાલયનો પ્રવાસ,** ટિપ્પણોવાળી આ. ૫મી: દ. બા. કાલેલકર (રૂ. ૧): બંનેના પ્રકાશક નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ)—**ગુજરાત વિદ્યાપીઠનું** વાર્ષિક નિવેદન (૧૯૩૭-૩૮) અને રૂ. વીસ હજાર માટેના **વાર્ષિક ફાળા માટેની વિનંતિ.** એ વિનંતિ વાચકોએ વર્તમાનપત્રોમાં વાંચી હશે જ. "આટલી નાની રકમ ગુજરાતનાં ભાઇ-બહેનો વિદ્યાપીઠને આંગણે" **સત્વર પહોંચાડે એવી અમારી પણ સર્વે વાચકોને આગ્રહભરી** વિનંતિ છે.—**વર્ધા કેળવણીનો પ્રયોગ:** ન. હ્રા. પરીખ (નવજીવન પ્ર. મંદિર; ૭ આના)

## મન્દિરનો ઘંટનાદ

૧. ગતાંક પછી એક જુદા પ્રકારની વિશેષ મદદ મળી છે. એક શુભેચ્છકે આપેલી લોનના રૂ. ૧૫૦) બાકી હતા. તેમાંના રૂ. ૫૦) અમે નિયમ મુજબ ડીસેંબરમાં ભર્યા ત્યારે તેમણે ખુશખબર આપ્યા કે બાકીના રૂ. ૧૦૦) પોતે માંડી વાળે છે.

૨. આ રીતે, ગઇ વખતે નોંધેલું રૂ. ૮૫૦)નું લોનોનું દેવું રૂ. ૭૦૦) પર હવે આવ્યું છે.

૩. ૧૯૩૮ની 'માનસી'ની કુલ ખોટનો આંકડો તો મોટો થવા

## નવલવિશેષ

### હિન્દુસ્તાની પ્રવેશિકા

'મંજૂષા'નાં પૃષ્ઠો પ્રેસમાં જવાને સમયે જ બહાર પડેલા આ પુસ્તકનો સત્કાર કરતાં આનંદ થાય છે. તેના લેખકો સૂરતના અથાક હિંદીપ્રચારકો પં. પરમેષ્ઠીદાસ જૈન અને રા. વલ્લભદાસ અક્કડ છે. તેઓ ભૂમિકામાં કહે છે તેમ "હિન્દુસ્તાનીનો પદ્ધતિપુરઃસર અભ્યાસ કરવા માટે તેમ જ ભાષાશુદ્ધિની દષ્ટિએ એનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે યોગ્ય ગણાય એવા પુસ્તકનો અભાવ ગુજરાતમાં હતો જ." જેઓ ગુજરાતી વાહનદ્વારા હિંદુસ્તાની શીખવા ઇચ્છે છે તેમને માટે આ પ્રવેશિકા ઘણી ઉપયોગી થશે. દસ જ આનાની કિંમતમાં અને પોણાબસો પાનાંમાં, તેમાં, મુખ્યત્વે આ વિષયોનો સમાવેશ થયો છે: હિન્દુસ્તાની ભાષા વિશે સર્વસામાન્ય માહિતી; પ્રારંભિક પણ શાસ્ત્રીય સદૃષ્ટાંત વ્યાકરણ; ૧,૮૦૦ હિંદી શબ્દોનો કોશ; મહત્ત્વના ભાષાદોષ, દોષનિવારણ માટેના શુદ્ધ પ્રયોગો સહિત; નિબંધલેખન, પત્રલેખન અને ભાષાંતર વિશે માર્ગસૂચન; કહેવતો અને રૂઢિપ્રયોગો. સારી પ્રવેશિકાનાં સર્વ અંગો ધરાવતું આ પુસ્તક સારો લોકાદર પામે એમ ઇચ્છીએ છીએ.

### પં. સાંકૃત્યાયનની સારસ્વત યાત્રા

[ હિન્દુ તા. ૯-૧૦-૩૮ ]

સુપ્રસિદ્ધ પંડિત રાહુલ સાંકૃત્યાયને ગયા મેથી ઑક્ટોબરના

પાંચ માસ મધ્ય-તિબેટમાં ગાળીને પોતાની ત્યાંની એ ચોથી મુલાકાતને પરિણામે કેટલીક વધુ સામગ્રી ભારતવર્ષમાં પાછી આણી છે. ત્રીજી મુલાકાતવેળા, જેનાં માત્ર નામો ચીની અને તિબ્બતી બૌદ્ધ ગ્રન્થોમાં મળતાં હતાં તે ગ્રંથોની હાથપ્રતો તેઓ લાવેલા. આ વખતે તેઓ બિહારસરકારની આર્થિક અને બિહાર ઍન્ડ ઓરિસા રીસર્ચ સોસાયટીની ઇતર સહાયતાથી એ સારસ્વત યાત્રાએ ગયા ત્યારે તાડપત્ર પર લખાયલા સંસ્કૃત ગ્રન્થો, ભારતીય કલાની અસર દાખવતાં જૂનાં ચિત્રો તથા શિલ્પસ્થાપત્યાદિના નમૂના મળીને બે હજાર વસ્તુઓની છબી ઉતરાવી એ સર્વ અભ્યાસસામગ્રી તિબેટના સાડાબાર માઇલની ઊંચાઇએ આવેલા એકાંત મઠોમાંથી બંગાળબિહારનાં વિદ્યાધામોના ઉપયોગ માટે લાવી શક્યા છે. તેમાં સૌથી વધારે મહત્ત્વના બે ગ્રન્થો છેઃ (૧) ઇસવી આઠ-૧ શતકના અંતભાગમાં જ્ઞાનશ્રી નામે વિદ્વાને બાર ભાગમાં રચેલો ન્યાયશાસ્ત્રનો એક ગ્રન્થ; (૨) બૌદ્ધધર્મી ભાવનાવાદીઓના યોગાચાર-સંપ્રદાયના સ્થાપક અસંગે રચેલો એક ગ્રન્થ. કેટલાક વિદ્વાનોના મત પ્રમાણે, આ ગ્રન્થને આધારે શંકરાચાર્યે પોતાનો અદ્વૈતમત ઘડ્યો છે અને તેથી જ તેઓ 'પ્રચ્છન્ન બૌદ્ધ'[૧] કહેવાયા છે.

---

૧. આ ઉક્તિની 'આગ' નો સાચો અર્થ લેવો શક્ય છે-સરખાવો: "એમના ( શંકરાચાર્યના ) જ પૂર્વાવતાર જેવા ગૌતમ બુદ્ધે જે ધર્મ-પ્રેરણા રેલાવી હતી તેના મૂળ હિમાલયની પેલી પાર ( તિબેટમાં ) શાક્યસિંહના જમાનામાં પહોંચ્યાં જ હતાં. શંકરાચાર્યને તો બુદ્ધના ઉપદેશને નાસ્તિકતાના પુટ ચડાવી એને રાષ્ટ્રીય બનાવવો હતો. શંકરાચાર્યને પ્રચ્છન્ન બૌદ્ધ કહી એમના વિરોધીઓએ એમની નિંદા નહીં કરી, પણ એમના કાર્યની પરંપરા અને મહત્તા જ બતાવી છે." (દ. બા. કાલેલકરઃ 'હિમાલયનો પ્રવાસ' આ. ૪થી; પૃ. ૨૫૨).

—સં. 'માનસી'

## ટૉલ્સ્ટૉય અને અત્યારનું રશિયા

['હિન્દુ' તા. ૯-૧૦-૩૮]

ટૉલ્સ્ટૉય જન્મેલા ૧૮૨૮માં, એટલે આ વર્ષે આવેલી એમની ૧૧૦મી જયંતીનો ઉત્સવ સોવિયેટ પ્રકાશનમંદિરોએ એમના ગ્રન્થોની દસ લાખ જેટલી નકલો છાપીને ઊજવ્યો છે. ક્રાન્તિપૂર્વેના રશિયામાં, ૧૮૯૭–૧૯૧૭નાં વીશ વર્ષ દરમ્યાન, એ ગ્રન્થોની જેટલી પ્રતો છપાયલી, તેટલીયો લગભગ બેવડી એટલે કે એક કરોડ ને સિત્તેર લાખ પ્રતો ગયાં એકવીશ વર્ષોમાં (૧૯૧૭–૩૮) છપાઇ હોવાની ગણતરી થઇ છે. આ રીતે ઝાર-યુગના એ સાહિત્યકારની લોકપ્રિયતા સોવિયેટ-યુગના રશિયામાં પણ ગોર્કીથી (જે જાતે સોવિયેટપક્ષી બનેલો તેનાથી) માત્ર બીજે નંબરે આવે છે. ઉપર જે આંકડો (૧,૭૦,૦૦૦,૦૦) આપ્યો છે તેમાંના ૧, ૫૦, ૦૦૦, ૦૦ રશિયન ભાષામાં જ પ્રગટેલી; બાકીની વીશ લાખ, સોવિયેટ સરકારની હકુમત હેઠળ જે બીજી બાવન બિનરશિયન ભાષાઓ પ્રચરિત છે, તેમાં. ટૉલ્સ્ટૉયનાં નાટકોમાંનું એક મુખ્ય "લિવિંગ, કૉર્સ" (સજીવ શબ) આજે પણ તેનાં લોકપ્રિય નાટકોમાંનું સૌથી માનીતું છે. તેની પ્રખ્યાત નવલો 'એના કેરેનિના' અને 'રીસરેક્શન' (ગુજરાતી અવતારે, 'નવો અવતાર') પરથી બનાવાયલાં નાટકો જગપ્રસિદ્ધ મૉસ્કો આર્ટ થીએટરમાં હજી ભજવાય છે.

## બ્રિટિશ લાઇબ્રેરી એસો.ની પરિષદ

જુનમાં ગ્રેટબ્રિટનની લાઇબ્રેરી એસોસિએશનની પરિષદ સાઉથપ્રી ખાતે મળી ત્યારે થએલી ચર્ચાઓમાં નવુચાર બિન્દુઓ જાણવાજોગ હતાં: (૧) કેટલાક વિષયો એવા છે જેના પર લખાયલા ગ્રન્થોની વાચકો માગણી કરે છે પણ તે લખાયા હોતા જ નથી, માટે એવી માગણીઓને આધારે ગ્રન્થપાલોએ એ પ્રકારના ગ્રન્થોની યાદી કરવી જોઇએ તથા એ માટે લેખકો-પ્રકાશકો શોધી કાઢીને પ્રજાના વાઙ્મયની એ ખોટ પૂરવી જોઇએ; (૨)

વાચકોએ ગ્રન્થપાલને મળવું-હળવું બહુ મુશ્કેલ થાય છે એ સ્થિતિ બરાબર ન ગણાય માટે ગ્રંથાલયમાં તેની કોટડીની પર 'ખાનગી' શબ્દ નહિ પણ 'ગ્રન્થપાલ' શબ્દ હોવો ઘટે, જે વાંચીને એના ગ્રાહકો વિનાસંકોચ તેની મુલાકાતે જઇ પોતાની સર્વ મુશ્કેલીઓ રજૂ કરી શકે; (૩) પરિષદને ચીનાઇ સરકાર તરફથી એવી મતલબની વિજ્ઞપ્તિ થઇ હતી કે જાપાનીઝ બોમ્બથી નાશ પામેલાં ચીનાઈ ગ્રંથાલયોમાંના પશ્ચિમની ભિન્નભિન્ન વિદ્યાઓના ગ્રન્થો પૂરા પાડવામાં ચીનનાં ગ્રન્થાલયોને મદદ કરવા માટે પરિષદે સમિતિ નીમવી ઘટે; (૪) ઇસ્પિતાલોમાં વંચાઇ આવેલા ગ્રંથો જંતુમય હોવાના ભયે તેને ત્યાંથી આવ્યા બાદ ગ્રંથાલયોમાં અલગ રાખવાની સૂચના સામે એક વાંધો એવો રજૂ થયો હતો કે સારી સ્થિતિનાં લોકોનાં ઘરોમાં પણ ગ્રન્થોનો ઉપયોગ ઘણી વાર એવી રીતે થાય છે કે તેને મુકાબલે ઇસ્પિતાલોમાં થતો ઉપયોગ આરોગ્યદૃષ્ટિએ અનેકગણો વધારે સુઘડ સંભાળભર્યો હોય છે.

## ભાષા-ભાષાનાં ભાષાન્તરો

'ટાઇમ્સ લિટ. સપ.' ના (તા. ૧૦-૯-૩૮) જણાવવા મુજબ, 'ઇન્ડેક્સ ટ્રાન્સલેશનમ્'નો જે અંક ૧૯૩૮ના ત્રીજા ચરણમાં પ્રગટ્યો છે તેના આંકડા, યુરોપની મુખ્ય ભાષામાં બીજી ભાષાઓમાંથી ઉતારાયલા ગ્રન્થોની સંખ્યા આ રીતે આપવામાં આવી છે:

| | | | |
|---|---|---|---|
| બીજી ભાષાઓમાંથી | | ઇટાલિયનમાં ... ... ... ... | ૬૭૮ |
| " | " | ચેકોસ્લોવાકિયનમાં ... ... | ૬૬૬ |
| " | " | જર્મનમાં ... ... ... ... | ૬૫૯ |
| " | " | ફ્રેન્ચમાં ... ... ... ... | ૫૯૬ |
| " | " | રશિયાની ભાષાઓમાં ... | ૫૮૧ |
| " | " | પોલિશમાં ... ... ... | ૫૩૯ |
| " | " | ડચમાં ... ... ... ... | ૪૯૧ |

| | | | |
|---|---|---|---|
| ,, | ,, | હંગેરિયનમાં ... ... | ... ૪૫૨ |
| ,, | ,, | સ્વીડિશમાં ... ... | ... ૪૧૯ |
| ,, | ,, | ઈંગ્લિશમાં ... ... | ...*૩૧૦ |

## સા મ યિ કો માં થી

### લોંકાશાહ જયંતી[1]

[ સુ. વ. શાહ: 'પ્રજાબંધુ' (તા. ૧૩-૧૧-૩૮.) ]

લોંકાશાહ જે કાળમાં થયા હતા તે કાળ જૈન ધર્મના ઇતિહાસમાં ખળભળાટવાળો હતો. તે પૂર્વે વિક્રમની અગિયારમી સદીમાં ચૈત્યવાસી સાધુઓની ક્રિયાશિથિલતા સામે શ્રી જિનવલ્લભસૂરિએ વિરોધ ઉઠાવ્યો હતો તેમ ત્યાર પછી પાંચસો વર્ષે–સત્તરમી સદીમાં, એકલા લોંકાશાહે જ નહિ પણ પાર્શ્વચન્દ્રસૂરિએ, હડુવા નામના એક શ્રાવકે અને આનંદવિમલસૂરિએ પણ વિરોધ ઉઠાવ્યો હતો અને તેમણે સાધુઓની ક્રિયાના ઉદ્ધાર માટેની આજ્ઞાઓ ફરમાવી હતી. આ ક્રિયોદ્ધારને કારણે લોંકાશાહનો એક જુદો ગચ્છ નિર્માણ થયો હતો ... પણ તે સંપ્રદાય ન હતો. આજે સાંપ્રદાયિકતા વધી પડી છે ... સત્તરમી સદીના એ ક્રિયોદ્ધારકોને પ્રતાપે જ આજે જૈનો કંઈક વિશુદ્ધ સ્વરૂપમાં ટકી શક્યા છે.

### આચાર્ય રાધાકૃષ્ણનનો સન્દેશ

[ ગ૦ 'જ્યોતિર્ધર : તા. ૩૧-૧૨-૩૮ ) ]

પશ્ચિમ અને પૂર્વનાં તત્ત્વજ્ઞાન, આધ્યાત્મિક ધોરણો, જીવન પરત્વેનો દૃષ્ટિભેદ, જીવનના મહાપ્રશ્નોના ઊકેલનું માર્ગદર્શન

*આમાંના ૧૨૯ 'સાહિત્ય અને કલાઓ' એ વિષયના છે.

૧. એ પ્રસંગ તા. ૭-૧૧-૩૮ ને રોજ અમદાવાદમાં ઉજવાયો ત્યારના પ્રમુખભાષણનો આ સારાંશ છે. બીજાં ભાષણોના સારાંશ પણ એ જ 'પ્ર. બં.'માં છે. લોંકાશાહ વિષેનું સ્વ. ત્રિ. વી. હેમાણીનું લખાણ 'માનસી'ના ચોથા વર્ષમાં પડેલી તકે છપાશે.

| | | | |
|---|---|---|---|
| ,, | ,, | હરિજનમાં ... ... ... | ૪૫૨ |
| ,, | ,, | સ્ત્રીદિશામાં ... ... ... | ૪૧૯ |
| ,, | ,, | ઈંગ્લિશમાં ... ... ... | *૩૧૦ |

# સા મ યિ કો માં થી

## લોંકાશાહ જયંતી[1]

[ સુ. વ. શાહ: 'પ્રબન્ધુ' ( તા. ૧૩-૧૧-૩૮. ) ]

લોંકાશાહ જે કાળમાં થયા હતા તે કાળ જૈન ધર્મના ઇતિહાસમાં ખળભળાટવાળો હતો. તે પૂર્વે વિક્રમની અગિયારમી સદીમાં ચૈત્યવાસી સાધુઓની ક્રિયાશિથિલતા સામે શ્રી જિનવલ્લભસૂરિએ વિરોધ ઉઠાવ્યો હતો તેમ ત્યાર પછી પાંચસો વર્ષે—સત્તરમી સદીમાં, એકલા લોંકાશાહે જ નહિ પણ પાર્શ્વચન્દ્રસૂરિએ, કડુવા નામના એક શ્રાવકે અને આનંદવિમલસૂરિએ પણ વિરોધ ઉઠાવ્યો હતો અને તેમણે સાધુઓની ક્રિયાના ઉદ્ધાર માટેની આજ્ઞાઓ ફરમાવી હતી. આ ક્રિયોદ્ધારને કારણે લોંકાશાહનો એક જુદો ગચ્છ નિર્માણ થયો હતો ... પણ તે સંપ્રદાય ન હતો. આજે સાંપ્રદાયિકતા વધી પડી છે ... સત્તરમી સદીના એ ક્રિયોદ્ધારકોને પ્રતાપે જ આજે જૈનો કૈંક વિશુદ્ધ સ્વરૂપમાં ટકી શક્યા છે.

## આચાર્ય રાધાકૃષ્ણનનો સન્દેશ

[ ગ૦ 'જ્યોતિર્ધર : તા. ૩૧-૧૨-૩૮ ) ]

પશ્ચિમ અને પૂર્વનાં તત્ત્વજ્ઞાન, આધ્યાત્મિક ધોરણો, જીવન પરત્વેનો દૃષ્ટિભેદ, જીવનના મહાપ્રશ્નોના ઊકેલનું માર્ગદર્શન

*આમાંના ૧૨૯ 'સાહિત્ય અને કલાઓ' એ વિષયના છે.

૧. એ પ્રસંગ તા. ૭-૧૧-૩૮ ને રોજ અમદાવાદમાં ઉજવાયો ત્યારના પ્રમુખભાષણનો આ સારાંશ છે. બીજાં ભાષણોના સારાંશ પણ એ જ 'પ્ર. બં.' માં છે. લોંકાશાહ વિષેનું રા. ત્રિ. ની. હેમાણીનું લખાણ 'માનસી'ના ચોથા વર્ષમાં પહેલી તકે છપાયેલું.

વગેરેનો ઊંડો અભ્યાસ કરી, એ બંને ખંડના તત્ત્વસાહિત્યના ભંડારમાં ભરેલા ગૂઢ વિચારોનો સમન્વય કરીને સ્પષ્ટ અને સુન્દર રીતે રજૂ કરવાનું કાર્ય જેટલું સર સર્વપલ્લી રાધાકૃષ્ણને કર્યું છે તેટલું અત્યાર સુધી કોઇએ કર્યું નથી. તેમની વિદ્વત્તા, અંગ્રેજી ભાષાનું પ્રભુત્વ, વિષયનિરૂપણ કરવાની સરળપદ્ધતિ, વક્તૃત્વ અને વિશાળ દૃષ્ટિની કદર અત્યારે યુરપમાં, ખાસ કરીને ઇંગ્લંડ અને અમેરિકામા બહુ સારી રીતે થઇ રહી છે...... એમના એ [ અમદાવાદ ટાઉન હોલમાંના ] વ્યાખ્યાનમાં જે વિચારો રજૂ કરવામાં આવ્યા હતા, જીવનમાં ધર્મનું સ્થાન, જીવન પ્રત્યેની ઉન્નત ગંભીર દૃષ્ટિ, જગતના અત્યારના કોલાહલ, સ્વાર્થ, સ્થૂલ પદાર્થો પ્રત્યેની મમતા, જીવનમાં સિદ્ધાન્ત અને આદર્શના અભાવથી થતી હૃદયની અસ્વસ્થ સ્થિતિ વગેરે વિશે એમણે જે ગંભીર વિચારો રજૂ કર્યા હતા તે ઊંડા ચિન્તનના પ્રેરક હતા. The world does not belong to the worldly એ એમનું સૂત્ર અત્યારના સમયમાં ખૂબ વિચાર કરવા યોગ્ય છે.

## નવા ભારતીય ગ્રન્થો

### શાન્તિનિકેતનમુ: ભા. ૧

રવિબાબુ દર બુધવારે શાન્તિનિકેતનમાં જે ધર્મવિષયક પ્રવચનો કરે છે, તેનું આ તેલુગુ ભાષાંતર શ્રી આકુર્તિ કૃષ્ણમૂર્તિ અને તેમના ભાઇએ કરેલું છે. 'ૐકાર' નામે પહેલા પ્રવચનમાં ૐ અને પરમ સત્યનું એકત્વ સમજાવ્યું છે; જ્યાં ભેદો મટી જાય છે ત્યાં પ્રાણોના પ્રાણમાં જ પરમ સત્યનો સાક્ષાત્કાર થાય છે, એ થતાં સુધી જ જીવનપ્રશ્નો વિશે અસ્તિ કે નાસ્તિની ભાવના રહે છે પણ પછી રહેતી નથી તેમ જ એ એકત્વની ભૂમિકાએ પહોંચ્યા પછી જ જીવનસમન્વય શક્ય છે એવું વિશેષ નિરૂપણ પણ કર્યું છે. વચ્ચેનાં કેટલાંક પ્રવચનોમાં, નહિ શાસનની અને નહિ સંતાનની એવી, સંવાદિતાવાળી અને આત્મા-

પંચયુક્ત કર્મની 'જીવનફિલસૂફી રજૂ કર્યા પછી 'તપોવન' એ છેલ્લા પ્રવચનમાં, વાલ્મીકિ રામાયણ, મુખ્ય કાલિદાસ કૃતિઓ વગેરે પ્રાચીન સાહિત્યની સમીક્ષાદ્વારા કવિપ્રવચનકારે આર્ય સંસ્કૃતિની પશ્ચાદ્ભૂ કેવી હતી તે સ્પષ્ટ કર્યું છે. તેમ કરતાં તેમણે એ સાહિત્યમાંની ભાવનાઓ સાથે શેક્સ્પીઅર ને મિલ્ટનની શ્રેષ્ઠ ભાવનાઓ સરખાવી છે. આર્ય પ્રજાએ કુદરત પર સત્તા ચલાવવાનું કે પોતાનાં ભૌતિક સુખસગવડ માટે તેનો ઉપયોગ કરવાનું નહિ પણ તેની સાથે સંવાદમય અભેદમય જીવન જીવવાનું કેવી રીતે પસંદ કર્યું છે તે એ પ્રવચનમાં નિરૂપ્યું છે. માનવની મહત્તા તો છે પોતા સિવાયની સૃષ્ટિ સાથે તાદાત્મ્ય સાધવાની તેની શક્તિમાં; અને તેથી, વનના સનાતન સંગાથમાં—તેને આધારે-આપણી રાષ્ટ્રીય કેળવણીનો પાયો રચાવો જોઇએ એવું ઉદ્બોધન પણ ગુરુદેવે કર્યું છે.

ભાષાંતર બંગાળીને બહુ જ વળગી રહીને થયું છે એ બરાબર નથી. બંગાળીનું સંસ્કૃતતત્ત્વ હમેશાં તેલુગુના સંસ્કૃતતત્ત્વદ્વારા જ ઊતરવું જોઇએ તેવું નથી; કારણ બંને ભાષાઓના રૂઢિપ્રયોગ અને વાક્યરચના નિરનિરાળાં હોવાથી પરિણામ કોઈ વાર કઢંગું આવે છે. ('હિંદુ': ૩૧-૭-૩૮)

## 'આર્ટ ઍન્ડ આર્કીઓલૉજી ઍબ્રૉડ'

જાણીતા પ્રત્નતત્ત્વવિદ ડૉ. કાલિદાસ નાગકૃત આ ગ્રન્થ કલકત્તા યુનિવર્સિટીએ પ્રકાશિત કર્યો છે. તેઓ ન્યુયૉર્કની એક સંસ્થામાં 'વિઝિટિંગ પ્રોફેસર' તરીકે કાર્ય કરવા ગયા ત્યારે યુરપઅમેરિકાનાં જુદાં જુદાં વિદ્યાકેન્દ્રોમાં તેમણે આર્ય સંસ્કૃતિ વિશે જેમ પ્રવચનો કરેલાં તેમ એ સર્વ સ્થળો વિશેની સંસ્કાર-વિષયક માહિતી પણ મેળવી હતી. એ દેશોમાં કલા અને પ્રત્ન-તત્ત્વના વિષયોનાં અન્વેષણનું કાર્ય શી રીતે થાય છે, તેઓ આવાં કાર્યો માટે કેટલી છૂટથી નાણું વાપરી ઇતિહાસવિષયક

સસશોધ ને સંસ્કૃતિપોષણ માટે કેટલી કાળજી રાખે છે તેનો આ વીશ સુન્દર ચિત્રોવાળો ગ્રન્થ આ વિષયના સર્વ તદ્વિદોને ઘણો ઉપયોગી થાય તેવો બન્યો છે. ( 'આર્યન પાથ' : જુલાઇ ૧૯૩૮ )

## ગ્રંથસ્થ ચિન્તન

### કેશવચન્દ્ર સેન ( ૧૮૩૮–૧૮૮૪ )

[ અર્વાચીન ભારતવર્ષના આ એક મહાપુરુષની જન્મશતાબ્દી ગઇ તા. ૧૯મી નવેંબરને રોજ હતી. ગુજરાતમાં તો 'નવોવિહાર' ( તા. ૧૭મી તથા પછીના ત્રણચાર અંકો) સિવાય બીજા કોઇના કર્તવ્ય પ્રદેશમાં એ પ્રસંગ આવ્યો જણાતો નથી. એ વિસ્તૃત લેખમાંથી આજના વાચકોને ઘણું નવું અને પ્રેરક જાણવાનું મળશે. એની નાની સરખી પૂર્તિ તરીકે અમે નીચેની કંડિકા ( શબ્દો કેશવના પોતાના જ છે, ) એમના કુટુંબીજન ડૉ. પ્રશાન્તકુમાર સેને શતાબ્દીનિમિત્તે પ્રકટ કરેલા ચરિત્રગ્રન્થમાંથી, ઉતારીએ છીએ. ]

#### અન્તર્જ્ઞાન સૌને માટે છે.

ખરું છે કે અન્તર્જ્ઞાન અથવા સહજોપલબ્ધિ( 'ઇન્ટયુઇશન' )ની ફિલસૂફીની સમજણ અલ્પસંખ્યાનાં માણસોમાં મર્યાદિત હોય જ, કેમ કે દરેક માણસ ફિલસૂફ નથી, પણ અન્તર્જ્ઞાન પોતે તો છે સાર્વજનિક મિલકત; એનાં સત્યો–એની અનુભૂતિની શક્યતા–એ તો આપણી ન મનુષ્યજાતિનો વારસો છે. એ સત્યોની પ્રાપ્તિ માટે–એના પ્રત્યક્ષ જ્ઞાનને માટે–ફિલસૂફના જેવી તાલીમની જરૂરત અનિવાર્ય નથી. આપણા શ્રદ્ધાન્વિત માર્ગમાં પ્રવેશ પામવા માટે પાંડિત્યની અગત્ય નથી. પ્રકૃતિ એ જ આપણો ગુરુ, આ જ મો માર્ગદર્શક. વિશ્વ આપણું મન્દિર, પ્રકૃતિ આપણો મહાગુરુ પ્રત્યેક મનુષ્ય, પછી તે અગણ ગામડિયો હેય કે ગહન ફિલસૂફ હોય, સિંહાસનસ્થ મહારાજા હોય કે ઝૌંપડેવાન ગરીબડો હોય, યુરોપીઅન હોય કે હિંદીવાન, પહેલી સદીનો હોય કે ઓગણીસમીનો—એ પ્રત્યેક પોતાના

પિતા સમીપ પહોંચી શકે છે, તેને શ્રદ્ધા તથા પ્રેમથી પૂજી અને સેવી શકે છે.

## જૂનું સોનું

[ આ નવા વિભાગમાં, 'જૂનું તે સુન્નુ' એ કહેતીને ખરી કરાવે તેવાં અર્વાચીન ગુજરાતી વાઙ્મયનાં દુર્લભ સામયિકો તથા ગ્રન્થોમાંથી નાનીમોટી કંડિકાઓ આપવામાં આવશે. ]

### હિંદીપ્રચારની આવશ્યકતા

[ 'ડાંડિયો[1]' : તા. ૧લી માર્ચ સને ૧૮૬૮ ]

ખુશીની વાતછે કે પ્રાંત પ્રાંતની ભાષા સારીપેઠે ખેડાવા માંડીછે દક્ષિણી, ગુજરાતી, બંગાલી વગેરે ભાષામાં ગદ્ય પદ્યના પુસ્તકો થવા લાગ્યાંછે એ ખુશીની સાથે આ દલગીરી પણ-છે કે એક ભાષાના વિદ્વાન બીજી ભાષાથી કેવલ અજ્ઞાન રહે છે જહાં સુધી એકમાંથી બીજામાં તરજુંમા નથી થવા લાગ્યા ત્યાંહ સુધી દરેક ભાષામાં એક મોટી ખોડછે એમ સમજવું. એકેક પ્રાંતની ભાષા સુધરવાથી તે તે પ્રાંતના લોકને લાભછે. દેશને નથી. વળી એક પ્રાંતના લોકને બીજા પ્રાંતના લોક સાથે જુદી જુદી ભાષાને લીધે વેહેવાર રાખવામાં ઘણી અડચણ પડેછે. કોઇ ગુજરાત દક્ષિણીમાં કે ઉત્તરમાં પ્રવાસ કરવા નીકળ્યો તો તે જુદી જુદી બોલી બોલતા લોકની શાથે ભગુ તુટું ઉરદુ બોલી કામ ચલાવેછે પણ મનમાનતી રીતે મનની વાત જણાવી શકતો નથી. માટે આખા હિંદુસ્તાનની સામાન્ય ભાષા એક હોવી જોઇયે ને તેને સારૂ હિંદી સહુને સુતરી પડે તેવીછે. હિંદી ભાષા જાણનારને હીંદુસ્તાંનના કોઇ પણ ભાગમાં પોતાના વ્હેવારમાં અડચણ પડતી નથી. પોત પોતાના પ્રાંતની ભાષામાં ભલે પુસ્તકો

---

૧. એના કેટલાક અંકો દિ. બ. કૃષ્ણલાલ મો. ઝવેરીના ગ્રન્થ-સંગ્રહમાંથી જોવાનો લાભ અમને મળ્યો હોઈ, તેમાંથી આ ઉતારો કર્યો છે. જોડણી, છાપભૂલો વગેરે મૂળ લખાણમાં છે તેમ રાખ્યું છે.

લખાયાં કરે પણ સર્વ હિંદુઓના લાભને અરથે જે પુસ્તકો લખાય તે હિંદી ભાષામાં ને દેવનગરી લીપીમાં લખાવાં જોઇયેકે તેજ આખા હિંદુસ્તાનમાં વંચાય. દરેક વિદ્વાંને પોતાની જન્મ ભાષાની સાથે સારી પડે હિંદી, કામ જેટલી સંસ્કૃત અને ઘણી ઘણી વાતની જાણ આપતી મળે માટે સારી પડે અંગ્રેજી ભાષા જાણવી જોઇયે કેટલાએક વિદ્વાને તો અંગરેજી ભાષામાંજ નિપુણ થવું જોઇયે કે જેથી તે દેશીયોના દુખ સરકારને સારી રીતે જણાવી શકે પણ એ થોડાથી બને તેવું છે માટે ઘણાખરાઓએ તો હિંદીમાં લખવું જોઇયે. હમારોતો આવો વિચારછે કે જેમ અંગરેજી કોલેજમાં લેટીન સંસ્કૃત વગેરે ભાષા શીખવામાં આવેછે તેમ અમદાવાદ ને પુના ટ્રેનીંગ કાલેજમાં હિંદી ભાષા શીખવવામાં આવે ને એને સારૂં આગરા અલાહબાદ તરફથી શુદ્ધ હિંદીને માટે કોઇ સારો શિક્ષાગુરૂ બોલાવવો જોઇયે.

## આગ જેવી ભાષાની ઉપયોગિતા[1]

[ વા. મો. શાહ: 'જૈન હિતેચ્છુ' સપ્ટે. ૧૯૧૭; પૃ. ૬૨૨-૨૩ ]

સમાજની **આજની** દશા જોતા એને સૌથી વધારે અસરકારક થઇ પડે એવી ભાષા **પ્રચારકની ભાષા** છે. સમાજ એવો નિષ્ઠુર-મંદ લાગણીવાળો-તળી થઇ ગયો છે કે હેને શાસ્ત્રીય કે સૂત્રકારની કે નિબંધકારની ભાષા અસર જ કરી શકતી નથી, એવી શૈલીમાં લખાયલું એક આખું પુસ્તક વાંચી જવા છતાં વાંચનારના મન પર અસર રહી જવા પામતી નથી, કહો કે તેણે શું વાંચ્યું એનું એને 'ભાન' પણ હોતું નથી. આગ જેવી-તીખી જેવી-ડંખવાળી ભાષા એના હૃદય પર આઘાત કરે છે અને એને ભયભીત કરી 'જગાડે' છે; ભયથી

૧. વા. મો. શાહ કચ્છ, ગુજરાતની વિશેષતાઓ સાથે તેમના અને ગુજરાતના સંબંધો ખાસ કરીને ઉલ્લેખનીય છે.

'જાગેલું' તે હૃદય પછી એયનું કારણ શોધવા પ્રેરાય છે અને એ શોધ કરવા જતાં પેલા પ્રચારકના લેખમાંના સિદ્ધાંતો ( Truths ) આપોઆપ એમાં ધુસી જાય છે. આવા લેખકો કાંઇ ઇરાદાપૂર્વક એવી ભાષાનો ઉપયોગ કરતા હોતા નથી; પરન્તુ, જેમ અતિ ગરમી વરસાદનાં ઝાપટાંને ખેંચી લાવનાર થઇ પડે છે, તેમ, સમાજની અતિ શિથિલ દશા અમુક અમુક વ્યક્તિઓમાં એવી જ શૈલી પ્રેરનાર થઇ પડે છે, જેની તે લેખકને પણ ખબર હોતી નથી; તે તો માત્ર unconsciously પોતાની આંતરપ્રેરણા( Instinct )ને અનુસરે છે, પણ તે આંતરપ્રેરણાની પાછળ પ્રેરકતત્ત્વ સમાજની દશા હોય છે. એનું એને 'ભાન' પણ હોતું નથી.'

## સ્વીકારનોંધપૂર્તિ : ૬

### નવજીવન પ્રમંદિર

**ત્યાગમૂર્તિ અને બીજા લેખોઃ**
ગાંધીજીના સામાજિક લેખોનો સંગ્રહ, રૂ. ૦–૧૨–૦

**વિરાજ વહુઃ**
શરદબાબુપ્રણીત, અનુવાદક મહાદેવ હરિભાઇ દેસાઇ, રૂ. ૦–૧૦–૦

**કેળવણીનો કોયડોઃ**
મોહનદાસ કરમચંદ ગાંધી, રૂ. ૧–૦–૦

**નીતિનાશને માર્ગેઃ**
મોહનદાસ કરમચંદ ગાંધી, રૂ. ૦–૪–૦

**અપંગની પ્રતિભાઃ**
અનુવાદક મગનભાઇ પ્રભુદાસ દેસાઇ, રૂ. ૦–૧૨–૦

**વિશ્વશાંતિઃ**
ઉમાશંકર જોશી, રૂ. ૦–૨–૦

**સંગીતની પ્રાથમિક માહિતીઃ**
સ્વ. નારાયણ મોરેશ્વર ખરે, રૂ. ૦–૨–૦

# ફાર્બસ ગુજરાતી સભા–મુંબઈ–નાં પુસ્

ઓ–પાઠશાળાઓ–ને ઈનામ માટે તેમ જ પુસ્તકાલયોના સંગ્રહ માટે
કિમ્મતની ગોઠવણ

શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ સરકારી, દેશી રાજ્યોનાં તેમ જ મ્યુનિસિ
બોર્ડોનાં કેળવણી ખાતાં, અભ્યાસ તથા વાચનદ્વારા અને ઇનામો દ્વારા
નિશાળો તથા સાર્વજનિક લાઇબ્રેરીઓ દ્વારા ગુજરાતી સાહિત્યનો પ્રચા
આ સહેલાઇ અને સસ્તાઇથી કરી શકે તે માટે એ સહુ સંસ્થાઓને
જણાવેલાં પુસ્તકો માત્ર અર્ધી કિમ્મતે વેચાતાં આપવાની અનુકૂળતા
રાસમાળા ભાગ ૧–૨, એ બે ગ્રંથો તો ૨૦ ટકાના કમીશનથી મળશે. ઘ
પેરલ કે રેલ્વે પાર્સલનો ખર્ચ જુદો આપવો પડશે.

આ બાબત પત્રવ્યવહાર કરવાનું કે અંબાલાલ બુ. જાની, બી એ સહા
ફા ગુ સભા, ૩૬૫ શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર, કૉંગ્રેસ હાઉસ
ભાઇ પેલ રો., મુંબઇ નં ૪

સૂચના: સભાનો પડતર કિમ્મતે પુસ્તકો વેચવાનો નિયમ હોવાથી મૂળ કિમ્મત
પે ઓછી રાખેલી છે માત્ર જ્ઞાનપ્રસારના ઉચ્ચ હેતુ માટે જ આ ગોઠવણ ક

## મુંબઈ સરકારી કેળવણી ખાતાની મંજુરી મળેલાં ૩૦ પુસ્તકો

ઉત્તર વિભાગના કેળવણી ખાતાના ઈન્સ્પેક્ટર સાહેબ તરફથી અમદાવા
–૩૭ ના પત્ર નં ૧૭૦૭૩ થી, તથા તા ૮–૧૧–૩૭ના પત્ર નં. ૧૦૯૬૯થી જ
છે કે, ' સાથેની (નીચેની) યાદીમાં જણાવેલા પુસ્તકો, વિભાગી (ગુજરાતી)
ટીની ભલામણ ઉપરથી યાદીમાં જણાવાયલા હેતુસર આ ઈલાકામાં મંજુર
છે, અને એ મંજુરી "ગુજરાત શાળાપત્ર"મા સમયસર જાહેર કરવામા

(૧) મહાભારત (ગુજરાતી પદબંધ) ભાગ ૧ લો: હરિદાસનુ આદિપ
દાસનુ સભાપર્વ, ઉપોદ્‌ઘાત અને ટીકા સાથે, સ ગ ગ કેશવરામ કા
રૂ. ૧–૪–૦.

(૨) મહાભારત (ગુજરાતી પદબંધ) ભાગ ૨ જો (આરણ્યક (વન) પર્વ
ઉપોદ્‌ઘાત સાથે), મ ગ રા. કેશવરામ કાશીરામ શાસ્ત્રી, મૂ રૂ. ૧–૦–૦

(૩) મહાભારત ભાગ ૩ જો, વિરાટપર્વ અને ઉદ્યોગપર્વ ટીકા અને ઉ
સં. રા રા કેશવરામ કાશીરામ શાસ્ત્રી મૂ રૂ ૧